# અનુક્રમણિકા

## પુસ્તક બીજું

પ્રકરણ પૃષ્ઠ

૨૫મું જસવંતરાવ હોળકર . . . . ૪૯૩–૫૩૧

અંગ્રેજોનાં વચનોનું મૂલ્ય–૪૯૩; જસવંતરાવ સાથેનું વર્તન–૪૯૪; લેક અને વેલેસ્લીનો પત્રવહેવાર–૪૯૪; જસવંતરાવને છેતર્યો–૪૯૮; યુદ્ધનો સંભવ–૪૯૯; હોળકરની દૂરદર્શિતા–૫૦૦; હોળકરની માગણીઓ–૫૦૧; હોળકર સાથે યુદ્ધનો નિશ્ચય–૫૦૧; જસવંતરાવનો પત્ર અને લેકનો જવાબ–૫૦૩; યુદ્ધની યોજના–૫૦૪; સિંધિયાને દગો–૫૦૫; સિંધિયાના દરબારમાં લાંચ–૫૦૭; સિંધિયાને છેતર્યો–૫૦૮, જસવંતરાવ સાથે યુદ્ધનો આરંભ–૫૦૯; અંગ્રેજી સેનાની નિષ્ફળતા–૫૧૦; ચડાઈની વિશાળ યોજના–૫૧૨, હોળકર ઉપર બે બાજુથી હુમલો–૫૧૩; જસવંતરાવ અને મૉન્સન–૫૧૫; અંગ્રેજી સેનાની નાસભાગ–૫૧૬; મૉન્સન તથા તેની સેનાની દુર્ગતિ–૫૧૭; લેકની મદદ–૫૧૯; મૉન્સન આગ્રા તરફ નાઠો–૫૨૦; અંગ્રેજોની નામોશી–૫૨૨; હોળકર વિરુદ્ધ નવાં કાવતરાં–૫૨૩; ભરતપુરમાં હસ્તક્ષેપ–૫૨૫; દોઆબમાં કંપનીના અત્યાચારો–૫૨૫; મુગલ-સમ્રાટ અને ગોરક્ષા–૫૨૬; વિરાટ સૈન્યની યોજના–૫૨૭; કર્નલ મરેએ માળવા લીધું–૫૨૮; દિલ્હીમાં હોળકરની અસફળતા–૫૩૦; વિજયનાં સાધનો–૫૩૦.

૨૬મું ભરતપુરનો ઘેરો . . . . . ૫૩૨–૫૫૩

દિલ્હીથી ભરતપુર–૫૩૦; દીગની બહાર યુદ્ધ–૫૩૩; ભરતપુરમાં અંગ્રેજોનું ધાંધલ–૫૩૪; દીગનો કિલ્લો અંગ્રેજોએ લીધો–

૫૩૫; ભરતપુરનો ઘેરો–૫૩૭; અંગ્રેજોની નિષ્ફળતાનાં કારણો–૫૩૯; રણજીતસિંહને લાલચ આપી–૫૪૦; અમીરખાંને લાંચ–૫૪૨; અમીરખાંનો વિશ્વાસઘાત–૫૪૩; સિંધિયાની અનિશ્ચિતતા–૫૪૪; જીન ઓપ્ટરનો વિશ્વાસઘાત–૫૪૭; રાયોજી ભોંસલેને અન્યાય–૫૪૮; ભરતપુર સાથે સંધિ–૫૫૧; ભરતપુરનું મહત્ત્વ–૫૫૨.

## ૨૭મું બીજા મરાઠાયુદ્ધનો અંત . . ૫૫૪–૫૭૨

સિંધિયા અને હોળકરની મુલાકાત–૫૫૪; બીજી વાર યુદ્ધનો મનસૂબો–૫૫૫; કંપનીની આર્થિક અવસ્થા–૫૫૭; વેલેસ્લી ઈંગ્લાંડ ગયો–૫૫૯; ફરી લોર્ડ કોર્નવાલિસ–૫૬૦; સંધિ માટે ઉત્સુકતા–૫૬૧; કોર્નવાલિસનું મૃત્યુ–૫૬૨; સર જૉર્જ બારલો–૫૬૩; સિંધિયા સાથે નવી સંધિ–૫૬૪; હોળકરે સંધિ કરવાની ના પાડી–૫૬૫; જસવંતરાવ અને મહારાજા રણજીતસિંહ ૫૬૬; જસવંતરાવ સાથે સંધિ–૫૬૭; યુદ્ધનું પરિણામ–૫૬૭ બારલોની ભેદનીતિ–૫૬૯; ઈસાઈ મતપ્રચારને ઉત્તેજન–૫૭૦; વેલોરનું બંડ–૫૭૨.

## ૨૮મું પ્રથમ લૉર્ડ મિન્ટો . . . ૫૭૩–૬૧૧

અંગ્રેજો વિરુદ્ધ અસંતોષ–૫૭૩; ધાડ અને અરાજકતા–૫૭૪; અંગ્રેજી અને દેશી મુલકોની તુલના–૫૭૭; જસવંતરાવનું ચારિત્ર્ય–૫૭૯; જસવંતરાવનું મૃત્યુ–૫૮૦; હોળકર દરબારની સ્થિતિ–૫૮૧; પિંઢારાઓનું ચારિત્ર્ય–૫૮૩; પિંઢારાઓનું સૈનિક સંગઠન–૫૮૫; અમીરખાંનો વરાડ ઉપર હુમલો–૫૮૭; અમીરખાંને ઠગો–૫૮૮; વેલેસ્લીની પરરાષ્ટ્રનીતિ–૫૯૦; અફઘાનિસ્તાન વિરુદ્ધ પ્રપંચ–૫૯૧; ઈરાન સાથે પ્રપંચ–૫૯૨; ઈરાન સાથે સંધિની શરતો–૫૯૪; શાહશુજાને ઉશ્કેર્યો–૫૯૫; ઝમાનશાહ ઉપર આફત–૫૯૬; ફ્રાંસ અને રશિયાનો ડર–૫૯૭; અફઘાનિસ્તાનમાં એલ્ફિન્સ્ટનનો હેતુ–૫૯૯; લૉર્ડ મિન્ટો અને સિંધ–૫૯૯; રણજીતસિંહની અદૂરદર્શિતા–૬૦૧; શીખ રાજ્યો સાથે સંધિ–૬૦૨; રણજીતસિંહના દરબારમાં અંગ્રેજ દૂત–૬૦૩; અમૃતસરમાં હિંદુ-મુસલમાનોનો ઝગડો–૬૦૫; લૉર્ડ મિન્ટો અને

અફઘાનિસ્તાન–૬૦૭; મુલ્લા જાફર–૬૦૮; એલ્ફિન્સ્ટનનો હેતુ પૂર્ણ થયો–૬૦૯; ડચ અને ફ્રેંચ ટાપુઓ જીત્યા–૬૧૦; ગોરા સિપાઈઓનું બંડ ૬૧૦.

૨૯મું ભારતીય ઉદ્યોગધંધાનો નાશ . ૬૧૨–૬૪૮

ભારતનો પ્રાચીન વેપાર–૬૧૨; ઈંગ્લાંડ અને ભારતના માલની તુલના–૬૧૪; બંગાળાની લૂંટ ૬૧૪; ઈ. સ. ૧૮૧૩ નો ચાર્ટર એક્ટ–૬૧૬; વેપાર માટેના કંપનીના અત્યાચારો–૬૧૬; ઈ. સ. ૧૭૯૩ નો કાયદો–૬૧૯; રેશમના કારીગરો ઉપર જુલમ –૬૧૯; વણકરો ઉપર અકથનીય અત્યાચારો–૬૨૨; અંગૂઠા કાપ્યા–૬૨૪; બાળકો વેચ્યાં–૬૨૫; ઈ. સ. ૧૮૧૩ની નવી વ્યાપારી નીતિ–૬૨૬; ભારતીય ઉદ્યોગના નાશના ઉપાયો–૬૨૮; (૧) અંગ્રેજી માલ ઉપરની જકાતમાફી–૬૨૯; (૨) ભારતીય માલ ઉપર પ્રતિબંધક જકાત–૬૩૦; (૩) નવી દાણ-પદ્ધતિ–૬૩૪; (૪) અંગ્રેજ વેપારીઓને સહાય–૬૩૭; (૫) ભારતીય કારીગરીનું રહસ્ય જાણવું–૬૩૮; (૬) રેલવે–૬૪૦; (૭) ચારિત્ર્યભ્રષ્ટ બનાવવા માટે શરાબ–૬૪૦; ભારતીય કાપડના વેપારનો અંત–૬૪૧; ભારતીય વહાણોના ઉદ્યોગનો નાશ–૬૪૩; ભારતના લોખંડના ઉદ્યોગનો નાશ–૬૪૪; કાગળના ઉદ્યોગનો નાશ–૬૪૫; ખાંડના ઉદ્યોગનો નાશ–૬૪૬.

૩૦મું નેપાળયુદ્ધ . . . . . . ૬૪૯–૬૬૬

યુદ્ધનું કારણ–૬૪૯; ઝઘડો ઊભો કર્યો–૬૫૧; અયોધ્યાનો નવાબ મદદે–૬૫૨; યુદ્ધની વિશાળ તૈયારી–૬૫૩; વીર બલભદ્રસિંહ–૬૫૫; કલંગાનો કિલ્લો ૬૫૭; અદ્‌ભુત વીરતા–૬૫૮; કાવતરાં ૬૫૯; અંગ્રેજોના પરાજયો–૬૬૦; અમરસિંહ અને ઓક્ટરલોની–૬૬૧; ઑક્ટરલોનીનો પરાજય–૬૬૨; 'લાંબી થેલી'–૬૬૩; સંધિની શરતો–૬૬૪; અમરસિંહ થાપાનો પત્ર–૬૬૪; અમરસિંહની બુદ્ધિમત્તા–૬૬૬.

૩૧મું હેસ્ટિંગ્સનાં અન્ય કાર્યો . . ૬૬૭–૬૭૧

કચ્છની સ્વાધીનતાનો અંત–૬૬૭; હાયરસ કંપનીએ લીધું–

૬૬૮; ખુરસાન લીધું–૬૬૯; અયોધ્યા અને દિલ્હીનો બાદશાહ ૬૬૯.

૩૨મું ત્રીજું મરાઠાયુદ્ધ . . . . . ૬૭૨–૭૨૫

હેસ્ટિંગ્સની નીતિ–૬૭૨; પિંઢારાઓનું દમન–૬૭૩; પિંઢારાઓની વિશિષ્ઠતા–૬૭૪; પિંઢારાઓનો ઉપયોગ–૬૭૫; યુદ્ધની વિશાળ તૈયારી–૬૭૬; કર્નલ ટૉડ–૬૭૯; મરાઠા અને રજપૂતો–૬૮૦; સિંધિયા સાથે નવી સંધિ–૬૮૦; પેશવા બાજીરાવ અને અંગ્રેજો–૬૮૩; રેસિડેન્ટ એલ્ફિન્સ્ટન–૬૮૩; ગંગાધર શાસ્ત્રી–૬૮૪; વડોદરા સાથે નવી સંધિ–૬૮૫; ખુરશેદજી જમશેદજી મોદીનું ખુન–૬૮૭; ગંગાધર શાસ્ત્રીનું ખુન–૬૮૮; શાસ્ત્રીના ખુનમાં અંગ્રેજોનું હિત–૬૯૧; ત્ર્યંબકજીની ગિરફતારી ૬૯૨; બાજીરાવ વિરુદ્ધ પ્રપંચ–૬૯૩; બે દેશદ્રોહીઓ–૬૯૩; ત્ર્યંબકજીનો અંત–૬૯૫; બાજીરાવ સાથે ટંટો–૬૯૬; પૂનાની સંધિ પછી–૬૯૭; ખડકીનું યુદ્ધ અને બાપૂ ગોખલે–૬૯૮; સાતારા દરબારની ભૂલ–૬૯૯; પેશવાના રાજ્યનો અંત–૭૦૦; બાજીરાવના શાસન તળેનું પૂના–૭૦૧; નાગપુરમાં રેસિડેન્ટનું ગુપ્ત કાર્ય–૭૦૨; રેસિડેન્ટનાં કર્તવ્યો–૭૦૩; રાઘોજીનું મૃત્યુ–૭૦૪; મધરાતની સંધિ–૭૦૫; નાગપુરમાં બે પક્ષો–૭૦૭, પરસોજીનું ખૂન–૭૦૮; રાજા આપાસાહેબ ભોંસલે–૭૦૮; આપ્પાસાહેબની ફરિયાદો–૭૦૯; યુદ્ધની તૈયારી અને તહકૂબી–૭૧૦; નવી શરતો–૭૧૧; આરબોની વફાદારી–૭૧૨; અંગ્રેજી સેનાની નિષ્ફળતા–૭૧૩; આપ્પાસાહેબને દગો દીધો–૭૧૪; આપ્પાસાહેબ ઉપર જૂઠા આરોપો–૭૧૫; જૂઠી જુબાનીઓ–૭૧૬; બાલાસાહેબના ખૂનનો અપરાધી–૭૧૮; ભોંસલેના રાજ્યની વહેંચણી–૭૧૮; દેશી રાજ્યો સાથેનો કંપનીનો વ્યવહાર–૭૧૯; આપ્પાસાહેબના અંતિમ પ્રયત્નો–૭૨૧; આપ્પાસાહેબનો અંત–૭૨૨; મહીદપુરનો સંગ્રામ–૭૨૩; ત્રીજા મરાઠાયુદ્ધનો અંત–૭૨૪; હેસ્ટિંગ્સનાં અન્ય કાર્યો–૭૨૫.

૩૩મું પ્રથમ બરમાયુદ્ધ . . . . . ૭૨૬–૭૪૯

ઓરામ્બસ–૭૨૬; આમહર્સ્ટ–૭૨૬; બરમાયુદ્ધનાં મંડાણ–૭૨૬;

બરમાના મુલકમાં લૂંટફાટ-૭૨૭; બરમાને પરતંત્ર કરવાની તજવીજો-૭૨૯; વેપારી માલની તકરાર-૭૩૦; કેપ્ટન ચ્યૂની ગિરફતારી-૭૩૧; બરમી જાતિ-૭૩૧; પ્રથમ બરમાયુદ્ધની શરૂઆત-૭૩૩; રંગૂનમાં અંગ્રેજોનો બહિષ્કાર-૭૩૪; કલકત્તામાં ખળભળાટ-૭૩૬; હિંદી સિપાઈઓ પ્રત્યે અનુચિત વ્યવહાર-૭૩૯; બરાકપુરનો હત્યાકાંડ-૭૪૦; બરમામાં અંગ્રેજોનાં કાવતરાં-૭૪૨; મહાબંદૂલાનું મૃત્યુ-૭૪૨; સુલેહ માટે અંગ્રેજોની ઉત્સુકતા-૭૪૩; ભરતપુરનો ઘેરો અને જીત-૭૪૪; નગર ઉપર અત્યાચાર-૭૪૫; બરમા સાથે સંધિ-૭૪૭; બાદશાહનો પ્રતિજ્ઞાભંગ ૭૪૭.

## ૩૪મું લૉર્ડ વિલિયમ બેન્ટિંક . . ૭૫૦–૭૬૯

કંપનીની શાસનનીતિ-૭૫૦; કુર્ગ સાથેની પહેલી સંધિ-૭૫૩; યુદ્ધનું બહાનું-૭૫૪; કુર્ગની સ્વાધીનતાનો અંત-૭૫૫; લૂંટની વહેંચણી-૭૫૬; કછાડની રિયાસતનો અંત-૭૫૭; મ્હૈસુરમાં દખલ-૭૫૭; જયપુર અને જોધપુર-૭૫૮; અયોધ્યામાં સફર-૭૫૯; દિલ્હીસમ્રાટ-૭૬૦; ગ્વાલિયર-૭૬૦; ઝાંસી અને ઇંદોર-૭૬૩; સિંધ અને પંજાબ-૭૬૩; કપટયોજના-૭૬૪; સિંધુ નદીની સર્વે-૭૬૬; રણજીતસિંહ અને બેન્ટિંકની મુલાકાત-૭૬૭; બેન્ટિંકના શાસનનો સાર-૭૬૮.

## ૩૫મું ઈ.સ. ૧૮૩૩નો કંપનીનો નવો પટ્ટો ૭૭૦–૭૮૦

ઈ. સ. ૧૮૩૩નો રિફોર્મ એક્ટ-૭૭૦ વીશ વરસના અંગ્રેજી શાસનનું પરિણામ-૭૭૧; ભારતના ધાર્મિક તથા સામાજિક જીવનનો નાશ-૭૭૭; ભારતીય પીનલ કોડ-દંડવિધાન-૭૭૮.

## ૩૬મું ભારતીય કેળવણીનો વિનાશ . ૭૮૧–૮૧૧

અંગ્રેજો આવ્યા પહેલાં-૭૮૧; પ્રાચીન ભારતમાં શિક્ષણનો પ્રચાર-૭૮૨; કંપનીના અમલમાં શિક્ષણનો નાશ-૭૮૪, ઉદ્યોગોનો નાશ અને શિક્ષણનો હ્રાસ-૭૮૬; પાઠશાળાઓના ખર્ચની વ્યવસ્થા-૭૮૭; ભારતીય શિક્ષણના વિનાશના કારણો-૭૮૯;

અંગ્રેજ શાસકોનો વિરોધ-૭૮૯, વર્ણભેદ ટકાવવામાં અંગ્રેજોનો લાભ-૭૯૦, ઈસાઈ ધર્મનો પ્રચાર-૭૯૮, શિક્ષિત ભારતવાસીઓનો ડર-૭૯૪, પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય કેળવણીની ચર્ચા-૭૯૬, બેન્ટિકનો નિર્ણય-૭૯૭, દેશી ભાષાઓનું દમન-૭૯૮, અંગ્રેજી કેળવણીનો ઉદ્દેશ ૭૯૯, ભારતની પરાધીનતાને ચિરસ્થાયી બનાવવી-૮૦૭, કેળવણીનો ખરીતો-૮૦૮, ભારતવર્ષમાં ઇંગ્લાંડની બજાર-૮૧૦, સરકારી વિશ્વવિદ્યાલય-૮૧૧, શિક્ષિત ભારતવાસીઓનું ચારિત્ર-૮૧૧

૩૭મું પહેલું અફઘાનયુદ્ધ . . . . ૮૧૨-૮૩૩

લૉર્ડ ઑકલંડ-૮૧૨, બર્ન્સનું બ્યાપારી મિશન-૮૧૩, દોસ્ત મોહમ્મદની માગણી-૮૧૪, પાર્લમેંટના કાગળોમાં પ્રપંચ-૮૧૫, રણજીતસિંહનું મૃત્યુ-૮૧૭, અફઘાનિસ્તાન ઉપર ચડાઈ-૮૧૭, સિંધના અમીરો ઉપર જુલમ અને નવી સંધિ-૮૧૭, લૂંટ અને અત્યાચાર-૮૧૯, કાબુલ લીધું-૮૨૦, પંડિત મોહનલાલ-૮૨૧ ગુપ્ત રીતે ખૂનો કરવાનો પ્રબંધ-૮૨૨, અંગ્રેજોની પાશવી પ્રવૃત્તિઓ-૮૨૩, અફઘાનોનું ચારિત્ર્ય-૮૨૪, શાહશુજા અને બર્ન્સના ખૂન-૮૨૫, મૅક્નોટનનો પ્રપંચ-૮૨૫, મૅક્નૉટનનું ખૂન-૮૨૬, સોળ હજારમાંથી માત્ર એક બચ્યો-૮૨૭, લૉર્ડ એલેનબરોના વિચારો-૮૨૭, સોમનાથના કમાડ-૮૨૮, અંગ્રેજ શાસકોની ભારતીય નીતિ-૮૩૧, અફઘાનયુદ્ધનો ખર્ચ-૮૩૧, ફરી ચડાઈ અને યુદ્ધનો અંત-૮૩૨

૩૮મું સિંધવિજય . . . . ૮૩૪-૮૬૭

કંપનીની કોઠી અને હૈદ્રાબાદની દુર્દશા-૮૩૪ કંપનીનો એલચી અને સંધિ-૮૩૫, દરિયાનાની સલાહ-૮૩૭, બર્ન્સની સિંધુયાત્રા-૮૩૭, અમીરો પાસે ખંડણીની માગણી-૮૩૮, અંગ્રેજોની ઈમાનદારી!-૮૩૯, મીર રુસ્તમખાં સાથે નવી સંધિ-૮૪૧, મીર અલીમુરાદ-૮૪૨, સિંધ જીતવાનાં મુખ્ય કારણો-૮૪૩, કાવતરું પાકું બનાવ્યું-૮૪૫, મીર રુસ્તમખાં ઉપર જૂઠા આરોપ-૮૪૬, મીર રુસ્તમખાંની સુલેહ કરવાની ઇચ્છા-૮૪૭

અમીરો ઉપર જુલમ અને ખરપૂર લૂંટયું–૮૪૮; હૈદરાબાદના અમીરો–૮૪૮; હૈદરાબાદ તરફ અંગ્રેજી સેના–૮૪૯; વિશ્વાસઘાત–૮૪૯; મિયાણીનો સંગ્રામ–૮૫૦; અમીરોને લીધે અંગ્રેજોનો વિજય–૮૫૧; વિજયનું રહસ્ય–૮૫૨; જનાનખાના ઉપર હુમલો–૮૫૩; અમીરોનો કરુણાજનક અંત–૮૫૬; સિંધના અમીરોનું ચારિત્ર્ય–૮૫૯; અમીરોનો શાસનપ્રબંધ–૮૬૩; વિશ્વાસઘાત અને લૂંટ–૮૬૪; જનરલ નેપિયર પોતે શું કહે છે?–૮૬૫; સિંધની સ્વાધીનતાનો અંત–૮૬૭.

૩૯મું લૉર્ડ એલેનબરો અને અન્ય નરેશો ૮૬૮–૮૮૦

સિંધિયા અને ગ્વાલિયરનું સુશાસન–૮૬૮; દાદા ખાસજીવાલા–૮૭૦; એલેનબરોએ નવું બહાનું શોધ્યું–૮૭૧; ખાસજીવાલાની ગિરફતારી–૮૭૩; ગ્વાલિયર ઉપર ચઢાઈ–૮૭૪; નવી સંધિ–૮૭૫; કૈથલ લીધું–૮૭૫; રણજીતસિંહનું મૃત્યુ અને પંજાબમાં અરાજકતા–૮૭૬; નિઝામ–૮૭૮; જેતપુર–૮૭૮; દિલ્હીના બાદશાહનું નજરાણું બંધ–૮૭૯; લૉર્ડ એલેનબરોની રવાનગી–૮૮૦.

૪૦મું પ્રથમ શીખયુદ્ધ . . . . . ૮૮૧–૮૯૯

યુદ્ધના શ્રીગણેશનું શ્રેય–૮૮૧; શીખયુદ્ધની તૈયારી–૮૮૧; દેશદ્રોહી લાલસિંહ–૮૮૨; દેશદ્રોહી તેજસિંહ અને ગુલાબસિંહ–૮૮૩; મેજર બ્રૉડફૂટ–૮૮૪; રજનું ગજ–૮૮૭; અંગ્રેજોની કૃતઘ્નતા–૮૮૮; શીખસેનાને ઉશ્કેરવાના પ્રયત્નો–૮૮૯; શીખસિપાઈઓ સાથે દગાબાજી–૮૯૦; યુદ્ધની જાહેરાત અને મુડકીનો સંગ્રામ–૮૯૧; ફિરોજશહરનો સંગ્રામ–૮૯૨; પતિયાળાના મહારાજાને લાલચ–૮૯૩; અલીવાલ અને સુબરાંવની લડાઈઓ–૮૯૪; શીખોના વિશ્વાસઘાતી નેતાઓ–૮૯૫; શામસિંહ અટારીવાલા–૮૯૬; લાહોર દરબાર સાથે સંધિ અને દેશદ્રોહીઓને ઇનામ–૮૯૭; હાર્ડિંજને ઇનામ–૮૯૮; હાર્ડિંજના શાસનકાળની અન્ય ઘટનાઓ–૮૯૮.

૪૧મું બીજું શીખયુદ્ધ . . . . . ૯૦૦–૯૧૪

પંજાબમાં અસંતોષ–૯૦૦; દીવાન મૂળરાજ–૯૦૧; મૂળરાજના

શાસનમાં હસ્તક્ષેપ-૯૦૨; મુલતાનનો સંગ્રામ-૯૦૩; મહારાણી ઝિંદાકુંવરને અન્યાય-૯૦૪; શીખોમાં અસંતોષ-૯૦૫; દુલીપસિંહના વિવાહમાં દખલ-૯૦૬; એબટની ધાર્મિક ઉશ્કેરણી-૯૦૭; રેસિડેન્ટ કેરીની ખરી ઇચ્છા-૯૦૭; મૂળરાજ સાથે સંગ્રામ-૯૦૮; એડવર્ડ્ઝનાં કારનામાં-૯૦૯; મુલતાનનો ઘેરો-૯૦૯; બીજા યુદ્ધનો આરંભ-૯૧૦; મુસલમાનોને ઉશ્કેર્યા-૯૧૧; ચિલિયનવાલા અને ગુજરાતના સંગ્રામ-૯૧૨; પંજાબની સ્વાધીનતાનો અંત-૯૧૨.

૪૨મું બીજું બરમાયુદ્ધ . . . . . ૯૧૫-૯૨૩

કૅપ્ટન શેફર્ડ તથા લુઈનો મુકદ્દમો-૯૧૫; લડાયક વહાણોનું પ્રસ્થાન-૯૧૬; અંગ્રેજ રહેવાસીઓની તકરાર-૯૧૭; યુદ્ધ માટે પૂરતું બહાનું મળ્યું-૯૧૮; બરમી વહાણ કબજે કર્યું-૯૧૮; તોપોનો મારો શરૂ-૯૧૯; નવી માગણીઓ અને બરમાના મહારાજાનો નમ્ર પત્ર-૯૨૦; વિધ્વંસ અને કત્લેઆમ-૯૨૧; પેગૂ પ્રાંત અંગ્રેજોના હાથમાં-૯૨૩

૪૩મું ડેલહાઉઝીની ભૂમિપિપાસા . . . ૯૨૪-૯૪૨

ખાલસાનીતિ-૯૨૪; વચનભંગ-૯૨૫; સાતારા ખાલસા કર્યું-૯૨૭; નાગપુરનો અંતિમ રાજા-૯૨૭; નાગપુરનું રાજ્ય ખાલસા કર્યું-૯૨૮; નાગપુરના મહેલો લૂંટયા-૯૨૯; ઝાંસીનું રાજ્ય-૯૩૦; ઝાંસી સંબલ, જૈતપુર અને તાંજોર ખાલસા કર્યા-૯૩૧; કર્ણાટક ખાલસા કર્યું-૯૩૨; નિઝામને સહાયકારી સૈન્ય આપવાની ના-૯૩૩; વરાડ પ્રાંત ખાલસા-૯૩૪; કંપની અને નવાબ વઝીરનો સંબંધ-૯૩૫; અયોધ્યામાં અનુચિત હસ્તક્ષેપ-૯૩૬; અયોધ્યાવાસીઓમાં અસંતોષ-૯૩૮; વાજીદ અલીશાહ ઉપર જબરદસ્તી-૯૩૯; અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું-૯૪૦; વાજીદ અલીશાહ ઉપર ખોટાં કલંક-૯૪૧; ઇનામ કમિશન-૯૪૨.

૪૪મું વિપ્લવનાં કારણો અને તૈયારી . ૯૪૩-૯૭૨

લૉર્ડ કૅનિંગ-૯૪૩; પ્લાસીનો બદલો-૯૪૩; રાજવંશો સાથેનું

ડેલહાઉઝીનું વર્તન–૯૪૪; અંગ્રેજોના અયોગ્ય વ્યવહારના દાખલા –૯૪૫; દિલ્હીસમ્રાટ અને અંગ્રેજો –૯૪૬; સમ્રાટ અકબરશાહ ૯૪૭; રાજા રામમોહનરાય–૯૪૮; સમ્રાટ બહાદુરશાહ–૯૪૮; નજરાણું બંધ–૯૪૯; યુવરાજ બનાવવાનો પ્રશ્ન–૯૪૯; અયોધ્યા ઉપર અત્યાચાર–૯૫૧; ડેલહાઉઝીની અપહરણનીતિ–૯૫૨; નાનાસાહેબને અન્યાય–૯૫૩; ભારતવાસીઓને ઈસાઈ બનાવવાની આકાંક્ષા ૯૫૫; ઈસાઈ મતપ્રચાર–૯૫૬; અંગ્રેજ શાસકોનું વર્તન–૯૬૧; વિપ્લવનું સાચું સ્વરૂપ–૯૬૩; વિપ્લવની યોજના–૯૬૪; અજીમુલ્લાખાં અને રંગો બાપૂજી–૯૬૪; ગેરીબાલ્ડી અને ભારતનો વિપ્લવ–૯૬૫; બિઠૂરમાં વિપ્લવની યોજના –૯૬૬; ગુપ્ત સંગઠન અને તૈયારી–૯૬૬; અયોધ્યા અને વિપ્લવ –૯૬૮; વિપ્લવનાં કેન્દ્રો–૯૬૯; નાનાસાહેબની તીર્થયાત્રા–૯૭૦; કમળ અને રોટી–૯૭૧; વિપ્લવનો દિવસ–૯૭૨.

## ૪૫મું ચરબીવાળી કારતૂસો અને વિપ્લવનો આરંભ ૯૭૩–૯૯૪

દમદમની ઘટના–૯૭૩; ચરબીવાળી કારતૂસો–૯૭૪; વિપ્લવની ચિનગારી–૯૭૬; બરાકપુરમાં આરંભ–૯૭૭; મંગળ પાંડે–૯૭૮; મેરઠની ઘટના–૯૭૯; દિલ્હીમાં વિપ્લવકારી સિપાઈઓનો પ્રવેશ–૯૮૧; દિલ્હીની સ્વાધીનતા–૯૮૩; અલીગઢની સ્વાધીનતા–૯૮૪; મૈનપુરી, ઇટાવા અને નસીરાબાદ–૯૮૫, રોહિલખંડનો નેતા ખાનબહાદુરખાં–૯૮૫; રોહિલખંડની પલટનોને અપીલ–૯૮૬; બરેલી, શાહજહાંપુર અને મુરાદાબાદની સ્વાધીનતા–૯૮૭; બદાયૂંની સ્વાધીનતા–૯૮૮; ખાનબહાદુરખાંની જાહેરાત–૯૮૮; જનરલ નીલ–૯૯૦; બનારસમાં વિપ્લવકારીઓની નિષ્ફળતા–૯૯૧; જોનપુરની સ્વાધીનતા –૯૯૧, અલાહાબાદનું મહત્ત્વ–૯૯૨; શહેર સિપાઈઓના કબજામાં–૯૯૩; લીલા ઝંડાનું સરઘસ–૯૯૩; મૌલવી લિયાકતઅલી–૯૯૪.

## ૪૬મું પ્રતિકારનો પ્રારંભ . . . ૯૯૫–૧૦૨૧

જનરલ નીલની દમનયોજના અને ફાંસીના પ્રકારો–૯૯૫;

નરસંહાર અને અગ્નિકાંડ–૯૯૬; અલાહાબાદવાસીઓ ઉપર વેર વાળ્યું–૯૯૯; નાનાં બાળકોને ફાંસી–૯૯૯; અલાહાબાદના ચોકનાં લીમડાનાં વૃક્ષો–૧૦૦૦; હોડીઓ ઉપર ગોળીબાર–૧૦૦૦; કાનપુર અને નાનાસાહેબ–૧૦૦૩; નાનાસાહેબ ઉપર અંગ્રેજોનો વિશ્વાસ–૧૦૦૪; કાનપુરની સ્વાધીનતા–૧૦૦૫; અંગ્રેજી કિલ્લાને ઘેરો–૧૦૦૫; કાનપુરની સ્ત્રીઓનો ફાળો–૧૦૦૬; સતીચૌરા ઘાટનો હત્યાકાંડ–૧૦૦૮; અંગ્રેજ સ્ત્રીઓ અને નાનાસાહેબ–૧૦૦૯; ઝાંસી અને રાણી લક્ષ્મીબાઈ–૧૦૧૧; ઝાંસીની સ્વાધીનતા–૧૦૧૩; અયોધ્યાની તૈયારી–૧૦૧૩; વિપ્લવનો આરંભ–૧૦૧૫; મૌલવી અહમદશાહની ગિરફતારી–૧૦૧૬; અયોધ્યાની સ્વાધીનતા–૧૦૧૬; ફૈઝાબાદની સ્વાધીનતા–૧૦૧૭; રાજા હનુમંતસિંહ–૧૦૧૮, વાજીદઅલીશાહની લોકપ્રિયતા–૧૦૧૯; બેગમ હઝરતમહલનું શાસન–૧૦૨૧

## ૪૭મું દિલ્હી, પંજાબ અને બીજી ઘટનાઓ

૧૦૨૨–૧૦૭૪

દિલ્હીનું મહત્ત્વ–૧૦૨૨; શીખોને ભંભેર્યા–૧૦૨૩; શીખ રાજાઓનો વિશ્વાસઘાત–૧૦૨૪; સરહદમાં કંપનીએ ફેલાવેલા મુલ્લાઓ–૧૦૨૫; રૉબર્ટ મૉન્ટગુમરી–૧૦૨૫; પંજાબ કંપનીએ ગુમાવ્યો હોત તો–૧૦૨૬; તોપને મોંએ ઉડાડયા–૧૦૨૭, હોતી મરદાનની સેનાનો નાશ–૧૦૨૭, જાલંધર, ફિલૌર અને લુધિયાણામાં ક્રાંતિ–૧૦૩૦; ઍન્સન સાથે હિંદી જનતાનો અસહકાર–૧૦૩૧; શીખ રાજાઓનો દેશદ્રોહ–૧૦૩૨; ઍન્સનનું મૃત્યુ–૧૦૩૨; અકથ્ય અત્યાચારો–૧૦૩૩; એક અજ્ઞાત સિપાઈ–૧૦૩૪; ગુરખાઓનો દેશદ્રોહ–૧૦૩૪; ગોવધની કડક બંધી–૧૦૩૫; સમ્રાટ બહાદુરશાહનાં જાહેરનામાં–૧૦૩૬; પ્લાસીની શતાબ્દી–૧૦૩૮; બંને પક્ષે નવી મદદ–૧૦૩૯; અંગ્રેજી સેનાનો પરાજય–૧૦૪૦; ભારતીય રાજાઓની અનિશ્ચિતતા–૧૦૪૧; આગ્રાની સ્વાધીનતા–૧૦૪૨; અંગ્રેજી સેનાની કાનપુર તરફ કૂચ–૧૦૪૩; બીબીગઢનો હત્યાકાંડ–૧૦૪૪; નાનાસાહેબની જવાબદારી કેટલી ?–૧૦૪૮; જનરલ હૅવલૉકનો કાનપુરપ્રવેશ

–૧૦૪૯; બ્રાહ્મણો પાસે લોહી ચટાવ્યું–૧૦૫૧; પંજાબનો બ્લેક હોલ–૧૦૫૧; અજનાલાની કાળી કોટડી–૧૦૫૩; અજનાલાનો કૂવો–૧૦૫૪; ઘાતકોને ઇનામ–૧૦૫૫; બાબા જગતસિંહનું વર્ણન–૧૦૫૫; દિલ્હીના વિપ્લવકારીઓમાં શિસ્તનો અભાવ–૧૦૫૬; બહાદુરશાહનો દેશી રાજાઓ ઉપર પત્ર–૧૦૫૭; કંપનીને નવી મદદ–૧૦૫૮; ગુપ્તચરોનું ખાતું–૧૦૫૯; સપ્ટેંબરનું બીજું અઠવાડિયું–૧૦૫૯; ૧૪મી સપ્ટેંબરનો સંગ્રામ–૧૦૬૦–અમર ગલી–૧૦૬૧; તસુ તસુ જમીન માટે યુદ્ધ–૧૦૬૨; બખ્તખાં અને મિરઝા ઇલાહીબખ્શ–૧૦૬૩; બહાદુરશાહની ગિરફતારી–૧૦૬૪; શાહજાદીઓની હત્યા–૧૦૬૫; હડસને શાહજાદાઓનું લોહી પીધું–૧૦૬૬; દિલ્હીવાસીઓની કત્લેઆમ–૧૦૬૭; ધર્મભ્રષ્ટ કર્યા પછી હત્યા–૧૦૬૯; 'પ્રાઇઝ એજન્સી'–૧૦૭૦; દિલ્હીના રાજકુટુંબનો અંત–૧૦૭૩.

૪૮મું અયોધ્યા અને બિહાર . . ૧૦૭૫–૧૧૧૧

બેગમ હઝરતમહલ–૧૦૭૫; લખનૌની રેસિડેન્સી–૧૦૭૬; હેવલોકની લખનૌ તરફ કૂચ–૧૦૭૭; નાનાસાહેબના મનસૂબા–૧૦૭૮; હેવલોકની ગભરામણ–૧૦૭૯; હેવલોકની બીજી વાર લખનૌ તરફ કૂચ–૧૦૮૦; આલમબાગનો સંગ્રામ–૧૦૮૦; હેવલોક રેસિડેન્સીમાં ઘેરાયો–૧૮૧; કોલિન કેમ્પબેલ, નવો કમાન્ડર-ઇન–ચીફ–૧૦૮૧; અંગ્રેજોનો બારામ કૈવેના–૧૦૮૩; સિકંદરબાગનો સંગ્રામ–૧૦૮૩; નવ દિવસ સતત સંગ્રામ–૧૦૮૪; તાત્યા ટોપે–૧૦૮૫; તાત્યાએ કાનપુર કબજે કર્યું–૧૦૮૬; કાનપુર ફરી અંગ્રેજોએ લીધું–૧૦૮૭; અયોધ્યા અને રોહિલખંડમાં દમન–૧૦૮૭; ઇટાવાના પચીસ અમીર શહીદો–૧૦૮૮; ફરૂખાબાદનું પતન–૧૦૮૮; દિલ્હીમાં ફરી સનસનાટી–૧૦૮૯; લખનૌવિજય માટે વિશાળ અંગ્રેજી સેના–૧૦૮૯; દેશદ્રોહી નેપાળી સેના–૧૦૯૦; લખનૌની અંદરની પરિસ્થિતિ–૧૦૯૧; વિપ્લવકારીઓમાં શિસ્તનો અભાવ–૧૦૯૨; લખનૌમાં બીજી વાર લોહીની નદીઓ–૧૦૯૩; કત્લેઆમ–૧૦૯૪, બેગમ હઝરતમહલની દશા–૧૦૯૫; લખનૌની બેગમો–૧૦૯૬; બિહારમાં વિપ્લવની યોજના–૧૦૯૬; દાનાપુર

કુંવરસિંહ અને આરાનો ઘેરો–૧૦૯૮; બીબીગંજનો સંગ્રામ–૧૦૯૯; અંગ્રેજોના પરાજયો અને કેનિંગનો ગભરાટ–૧૧૦૦; કુંવરસિંહનું યુદ્ધકૌશલ્ય–૧૧૦૧; લગર્ડ અને ડગલાસનો પરાજય–૧૧૦૧; કુંવરસિંહ ઘાયલ થયો–૧૧૦૨, કુંવરસિંહનો જગદીશપુરમાં પ્રવેશ અને લીગ્રેન્ડનો પરાજય–૧૧૦૩; કુંવરસિંહનું મૃત્યુ–૧૧૦૪; રાજા અમરસિંહ–૧૧૦૫; જગદીશપુર ઉપર સાત બાજુએથી ચડાઈ–૧૧૦૫; અમરસિંહનો અંત–૧૧૦૬; બારીની લડાઈ–૧૧૦૭; મૌલવી અહમદશાહનો દગો–૧૧૦૯; અહમદશાહની યોગ્યતા–૧૧૧૦.

૪૯મું લક્ષ્મીબાઈ અને તાત્યા ટોપે ૧૧૧૨–૧૧૪૪

લક્ષ્મીબાઈનું સેનાપતિત્વ–૧૧૧૨; ઝાંસીમાં આઠ દિવસનો સંગ્રામ–૧૧૧૩; ચરખારીનો રાજા–૧૧૧૪; વિશ્વાસઘાત–૧૧૧૫; રાણીનું કાલ્પી તરફ પ્રયાણ–૧૧૧૬; બાંદાનો નવાબ–૧૧૧૭; કરવીનો રાવ–૧૧૧૭; વિપ્લવકારીઓમાં અવ્યવસ્થા–૧૧૧૮; કાલ્પીનો સંગ્રામ–૧૧૧૯; ગ્વાલિયર વિપ્લવકારીઓને કબજે–૧૧૨૦; તાત્યા અને લક્ષ્મીબાઈની યોગ્યતા–૧૧૨૧; લક્ષ્મીબાઈની સલાહ–૧૧૨૧; ગ્વાલિયરનો સંગ્રામ–૧૧૨૨; લક્ષ્મીબાઈનું અદ્ભુત શૌર્ય–૧૧૨૩; લક્ષ્મીબાઈનું બલિદાન–૧૧૨૩; લક્ષ્મીબાઈનું ચારિત્ર્ય–૧૧૨૪; દક્ષિણમાં વિપ્લવની ચિનગારીઓ––૧૧૨૪; કોલ્હાપુર અને અન્ય સ્થાનોમાં વિપ્લવ–૧૧૨૫; જબલપુર તથા હૈદરાબાદ–૧૧૨૬; જોરાપુરનો વીર બાળક રાજા–૧૧૨૭; ભાસ્કરરાવ બાબાસાહેબ–૧૧૨૮; અયોધ્યામાં નવેસરથી વિપ્લવની આગ–૧૧૨૮; રાજા બેનીમાધવ–૧૧૩૦; કંપનીના શાસનનો અંત અને મહારાણી વિક્ટોરિયાનો ઢંઢેરો–૧૧૩૧; બેગમ હઝરતમહલનો ઢંઢેરો–૧૧૩૨; અયોધ્યાવાસીઓના અંતિમ પ્રયત્નો–૧૧૩૫; દેશનિકાલ વિપ્લવકારીઓ–૧૧૩૫; અયોધ્યાનું પતન–૧૧૩૬; તાત્યા ટોપેના અંતિમ પ્રયત્નો–૧૧૩૬; તાત્યાની સમસ્યા–૧૧૩૮; તાત્યા નર્મદા પાર કરે છે–૧૧૪૦; લૉર્ડ કેનિંગની મૂંઝવણ–૧૧૪૧; તાત્યાની અલૌકિક કૂચ–૧૧૪૨; માનસિંહનો વિશ્વાસઘાત–૧૧૪૩; તાત્યાનું બલિદાન–૧૧૪૪; રાવસાહેબ અને ફિરોજશાહનો અંત–૧૧૪૪.

૫૦મું વિપ્લવનું અવલોકન . . ૧૧૪૫–૧૧૫૭

વિપ્લવની નિષ્ફળતાનાં મુખ્ય કારણો–૧૧૪૫; સમય પહેલાં વિપ્લવની શરૂઆત–૧૧૪૫; શીખો અને ગુરખાઓનો દેશદ્રોહ ૧૧૪૫; પ્રભાવશાળી નેતાઓનો અભાવ–૧૧૪૭; દેશી રાજાઓની ઉદાસીનતા–૧૧૪૮; દક્ષિણની ઉદાસીનતા–૧૧૪૮; બંને પક્ષના અત્યાચારોની તુલના–૧૧૪૮; વિપ્લવકારીઓ ઉપર જૂઠા આરોપો –૧૧૪૯; વિપ્લવના નેતાઓની ઉદારતા–૧૧૫૦; સ્વાતંત્ર્યસંગ્રામ ઉપર એક કલંક–૧૧૫૧; 'ધર્મ' અને 'દીન' ના પોકારો–૧૧૫૨; કુલિનતાનું અભિમાન–૧૧૫૪; હિંસા અને અહિંસા–૧૧૫૪; વિપ્લવ ન થયો હોત તો?–૧૧૫૫; વિપ્લવની બીજા દેશો ઉપર અસર–૧૧૫૬; આપણા ભાવિ આદર્શો–૧૧૫૭.

૫૧મું વિપ્લવ પછી . . . . ૧૧૫૮–૧૧૮૩

ઈસ્ટ ઇંડિયા કંપનીનો અંત–૧૧૫૮; મહારાણી વિક્ટોરિયાનો ઢંઢેરો–૧૧૬૩; દેશી રાજ્યો ટકાવવાં–૧૧૬૫; ભારતમાં અંગ્રેજી ઉપનિવેશ–૧૧૬૬; રાષ્ટ્રીય ભાવનાઓનો નાશ–૧૧૭૧; ભારતની સંપત્તિની ખિલવણી–૧૧૭૩; રેલવે શરૂ કરવી અને કપાસની ખેતી–૧૧૭૪; અંગ્રેજ મૂડીદારોને સગવડો આપવી, ભારતમાં અંગ્રેજોને નોકરીઓ આપવી અને શાસનપ્રબંધથી ભારતવાસીઓને અળગા રાખવા–૧૧૭૫; કાયદો અને અદાલતો તથા ભારતીય સેનાની પુનર્રચના–૧૧૭૬; ભેદનીતિ–૧૧૭૮; ભારતમાંથી ઈંગ્લાંડ જતી ખંડણી–૧૧૮૦; આખરી શબ્દ–૧૧૮૧.

શબ્દસૂચિ . . . . . . . ૧૧૮૫–૧૨૨૯

## બીજા પુસ્તકોનાં ચિત્રોનો ક્રમ

| | |
|---|---|
| જસવંતરાવ હોળકર ... ... ... ... ... | ૪૯૩ |
| ભરતપુરની પીત્તળની એક તોપ ... ... ... ... | ૫૩૮ |
| રાજા રણજીતસિંહ, ભરતપુર ... ... ... ... | ૫૪૦ |
| ભરતપુરનો ઐતિહાસિક કિલ્લો ... ... ... ... | ૫૫૨ |
| ચુનારગઢનો કિલ્લો ... ... ... ... ... | ૬૯૫ |

બાપૂ ગોખલે ... ... ... ... ... ... ૬૯૮
રાજા ગર્યોજી ભોંસલે અને રેસિડેન્ટ જેન્કીન્સ ... ... ૭૦૪
રાજા પરસોજી ભોંસલે ... ... ... ... ... ૭૦૬
મહાબંદૂલા ... ... ... ... ... ... ૭૩૮
કેપ્ટન એન્ડરસન ... ... ... ... ... ૮૨૧
કેપ્ટન જૉન કૉનોલી ... ... ... ... ... ૮૨૨
ડૉક્ટર બ્રાયડન ... ... ... ... ... ૮૨૭
અમીર રસ્તમખા ... ... ... ... ... ૮૬૧
શામસિંહ અટારીવાલા ... ... ... ... ૮૯૬
દીવાન મૂળરાજ ... ... ... ... ... ૯૦૮
પ્રતાપસિંહ ... ... ... ... ... ... ૯૨૭
દિલ્હીનો અંતિમ સમ્રાટ બહાદુરશાહ અને બેગમ ઝીનતમહલ ... ૯૮૨
અલાહાબાદથી કિશ્તીઓમાં બેસીને નાસતા હિંદીઓ ઉપર અંગ્રેજ
સેના ગોળા વરસાવે છે ... ... ... ... ૧૦૦૦
અલાહાબાદના ચોકમાંનાં સાત લીમડાનાં વૃક્ષો માંહેનાં ચાર વૃક્ષો ૧૦૦૨
નાનાસાહેબ પેશવા ... ... ... ... ... ૧૦૧૦
જૂન ૧૮૫૭ માં રાજદ્રોહના સંશયથી હિંદુસ્તાની સિપાઈઓને
તોપને મોંએ ઉડાવે છે ... ... ... ... ૧૦૨૭
૧૦મી જૂન ૧૮૫૭ ના રોજ પેશાવરમાં હિંદી સિપાઈઓને
તોપોને મોઢે ઉડાવે છે ... ... ... ... ૧૦૨૮
સમ્રાટ બહાદુરશાહ ... ... ... ... ... ૧૦૩૬
કાનપુર જિલ્લામા અગ્રેજી લશ્કરના સિપાઈઓ એક ગામને આગ
લગાડે છે, ગામના સ્ત્રી-પુરુષો ભાગી નીકળે છે ... ... ૧૦૪૪
પોલીસ-ચોકી, અજનાલા... ... ... ... .. ૧૦૫૨
કાલ્યાં-દા-બુર્જ, અજનાલા ... ... ... ... ૧૦૫૩
કાલ્યાં-દા-ખૂંહ, અજનાલા ... ... ... ... ૧૦૫૪
બાબા જમલસિંહ, અજનેલા ... ... ... ... ૧૦૫૫
અંતિમ બાદશાહ બહાદુરશાહની ગિરફતારી ... ... ... ૧૦૬૪
બેગમ જિન્નતમહલ ... ... ... ... ... ૧૦૬૫
કેપ્ટન હડસન શાહજાદાઓનું ખૂન કરે છે ... ... ૧૦૬૫
કેપ્ટન જી. એફ. એટ્કિન્સનના હાથનું એક વ્યંગચિત્ર, અંગ્રેજો
ગામનો ખોદીને દાટેલું ધન બહાર કઢાવે છે ... ... ૧૦૭૧

બાદશાહ બહાદુરશાહ મૃત્યુશય્યા પર... ... ... ... ૧૦૭૪
કુંવરસિંહ ... ... ... ... ... ... ૧૦૯૮
ઝાંસીના સંગ્રામમાં રાણી-લક્ષ્મીબાઈ ... ... ... ૧૧૧૪
રાણી લક્ષ્મીબાઈ ... ... ... ... ... ૧૧૨૨
રાણી લક્ષ્મીબાઈની સમાધિ, ગ્વાલિયર ... ... ... ૧૧૨૪
તાત્યા ટોપે ... ... ... ... ... ... ૧૧૪૦
લખનૌના મહેલની સ્ત્રીઓ લશ્કરી પોશાકમાં ... ... ૧૧૭૬

## બીજા પુસ્તકના નકશાઓનો ક્રમ

ઈ. સ. ૧૮૦૫, હિંદુસ્તાનની રાજ્યસત્તાઓ ... ... ... ૫૫૪
ઈ. સ. ૧૮૨૩, લૉર્ડ હેસ્ટિંગ્સે કરેલો અંગ્રેજી સત્તાનો વિસ્તાર ... ૭૨૨
ઈ. સ. ૧૮૪૮, લૉર્ડ ડેલહાઉઝી આવ્યો ત્યારનું હિંદુસ્તાન ... ૮૯૮
ઈ. સ. ૧૮૫૬, લૉર્ડ ડેલહાઉઝીની કારકીર્દિનો અંત... ... ૯૪૨
ભારતમાં અંગ્રેજી રાજ્ય કેમ વધતું ગયું ... ... ... ૧૧૫૭

## વધારાના ચિત્રોનો ક્રમ

રાજા આપ્પાસાહેબ ભોંસલે ... ... ... ... ૭૧૫
દોસ્ત મોહમ્મદખાં ... ... ... ... ... ૮૧૪
મોહમ્મદ અકબરખાં ... ... ... ... ... ૮૨૬
સર અલેક્ઝાંડર બર્ન્સ બુખારાના પોશાકમાં ... ... ... ૮૩૭
અમીર નસીરખાં અને તેના બે પુત્રો ... ... ... ૮૪૮

( બીજા પુસ્તકના કુલ ચિત્રો ૪૪ )

થોડાંક ચિત્રો ઉપર 'પૃષ્ઠ' ખોટું છપાયેલ છે. આ ચિત્રો અનુક્રમણિકામાં છપાયેલ પૃષ્ઠ ઉપર જોવા જેવાં છે.





જસવંતરાવ હોળકર
( શ્રી વાસુદેવરાવ સૂબેદાર—ઇંદોર, ના સૌજન્યથી )

પ્રેત ગૌહિલ

# ભારતમાં અંગ્રેજી રાજ્ય

## પુસ્તક બીજું

*

## પ્રકરણ પચીશમું

## જસવંતરાવ હોળકર

### અંગ્રેજોના વચનોનું મૂલ્ય

પેશવા તથા બીજા મરાઠા રાજાઓની વિરુદ્ધ જસવંતરાવ હોળકરને તેની અદૂરદર્શિતાને લીધે અંગ્રેજો મરજી મુજબ રમાડતા હતા. જ્યારે અંગ્રેજો, સિંધિયા તથા ભોંસલે બંને સાથે યુદ્ધ કરવાની તૈયારી કરતા હતા, ત્યારે તેઓ બીજી બાજુથી જસવંતરાવની ખુશામત કરતા હતા તથા તેને ચડાવતા હતા. ઈ. સ. ૧૮૦૩ ના જુલાઈમાં વેલેસ્લીએ કાદિર નવાજખાં નામના એક માણસને ખાનગી કાગળ આપીને જસવંતરાવ પાસે મોકલ્યો અને તેની જ મારફત જસવંતરાવને વચન આપ્યું, કે જો આપ અંગ્રેજોની વિરુદ્ધ સિંધિયા તથા ભોંસલેને મદદ નહિ આપો તો અંગ્રેજો સિંધિયાના અમુક પ્રદેશો તેની પાસેથી લઈને તમને આપશે; અને સદા આપના સહાયક બની રહેશે. ત્યાર પછી ગવર્નર જનરલના કહેવાથી જનરલ વેલેસ્લીએ કેટલાએક કાગળો લખ્યા, જેમાં જસવંતરાવને વચન આપવામાં આવ્યું કે યુદ્ધ પૂરું થયા પછી ગંગા તથા જમનાની વચ્ચે આવેલા બાર જિલ્લા, દક્ષિણના કેટલાએક જિલ્લા અને બુંદેલખંડ તથા ઉત્તર ભારતનો જે મુલક હોળકરના રાજ્યમાં અગાઉ હતો તેટલો મુલક તેને આપવામાં આવશે. જનરલ વેલેસ્લીના લખેલા આ કાગળનો સ્વીકાર બંને વેલેસ્લી ભાઈઓએ પોતાના છપાયેલા કાગળોમાં કર્યો છે. જસવંતરાવ અંગ્રેજો વિરુદ્ધ આ વખતે સિંધિયા તથા ભોંસલેને મદદ ન કરે એ એક જ ઉદ્દેશથી આ જૂઠાં વચનો તેને આપવામાં આવ્યાં હતાં. જનરલ વેલેસ્લી તથા જનરલ લેકે પોતાના પત્રોમાં એ પણ સ્વીકાર્યું છે, કે જસવંતરાવ હોળકર સિંધિયાની મદદે પહોંચ્યો હોત તો વેલેસ્લી માટે અસાઈ તથા આરગાંવની લડાઈઓ જીતવાનું અને લેકને માટે આગ્રા અને લસવાડીમાં વિજય મેળવ-

વાનું બિલકુલ અશક્ય બનત.

જસવંતરાવ સાથેનું વર્તન

પરંતુ સિંધિયા અને ભોંસલે ઉપર વિજય મળતાં જ વેલેસ્લીએ એકાએક જસવંતરાવ સાથેનો વ્યવહાર બદલી નાખ્યો. ખરું જોતાં તો એ યુદ્ધ સમાપ્ત થાય એ પહેલાં જ જસવંતરાવને પણ કચડી નાખવાનો અંગ્રેજોએ વિચાર કરી લીધો હતો. જનરલ વેલેસ્લીએ ઈ. સ. ૧૮૦૩ના ડિસેંબરની ૧૨ મી તારીખે માર્ક્વિસ વેલેસ્લીના પ્રાઇવેટ સેક્રેટરી મેજર શો ઉપર એક કાગળમાં લખ્યું:—

"જ્યાં સુધી આપણે હોળકર ઉપર હુમલો નહિ કરીએ, તથા પેશવાનો બધો મુલક તેની પાસેથી છીનવી નહિ લઇએ ત્યાં સુધી આ દેશમાંથી મરાઠાઓને હાંકી કાઢવામાં આપણે કોઈ પણ રીતે સફળતા મેળવી શકશું નહિ; પછી ભલે સિંધિયા આપણને તેના બધા અધિકારો સોંપી દે."[1]

અંગ્રેજો જ્યારે જસવંતરાવ સાથે દોસ્તીનો દેખાવ કરતા હતા તે અરસામાં જ આ પત્ર લખાયેલો છે.

માર્ક્વિસ વેલેસ્લીના પત્રો ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે તે પોતે પણ શરૂઆતથી જ હોળકરનો નાશ કરવા ઉત્સુક હતો; પરંતુ સિંધિયા સાથે સંધિની બધી વાત નક્કી ન થાય ત્યાં સુધી હોળકરને છંછેડવામાં લાભ નહોતો.

લેક અને વેલેસ્લીનો પત્રવહેવાર

યુદ્ધ પૂરું થયા પછી અંગ્રેજો આપેલાં વચનો પૂરાં કરશે એવી ખોટી આશામાં જસવંતરાવે પણ અંગ્રેજોની દોસ્તી ચાલુ રાખી, અને સિંધિયા તથા ભોંસલે બંનેને તેમની આપત્તિને સમયે સહાય ન કરી. આ યુદ્ધ પૂરું થયું, કે તરત જ જસવંતરાવે જનરલ વેલેસ્લીના પત્રોની નકલો જનરલ લેક ઉપર મોકલી અને વેલેસ્લીનાં વચનો પૂરાં કરી આપવાની માગણી કરી. લેકે જસવંતરાવનો આ કાગળ તથા તેની સાથે આવેલી પત્રોની નકલો ગવર્નર

૧ ". . . unless we make war upon Holkar, and deprive the Peshwa of his territories, we shall not succeed in driving the Marhatas entirely from these countries, although Scindhia should cede his rights"—Camp before Gauregarh, 12th December, 1803, General Wellesley's letter to Major Shawe.

જનરલને મોકલી આપ્યાં અને તેની સાથે જ તારીખ ૨૮મી ડિસેંબરે ગવર્નર જનરલ ઉપર એક 'ખાનગી' કાગળ લખ્યો:—

"આ પત્રની સાથે આપને હોળકરનો એક પત્ર પણ મળશે; અને હોળકર આપણી સાથે મૈત્રી રાખવા માગે છે એ જાણીને મને આનંદ થાય છે. × × ×

"હું અત્યારે ઉતાવળમાં છું. × × × હોળકરના સંબંધમાં આપનો અભિપ્રાય તથા આજ્ઞા જાણવા માગું છું."

જનરલ લેકને પોતાના 'ગુપ્ત ઉપાયો' ઉપર બહુ વિશ્વાસ હતો. આ ઉપાયોનો અનુભવ તેણે સિંધિયા વિરુદ્ધના યુદ્ધમાં લઈ લીધો હતો, ને હવે તે હોળકરની સાથે યુદ્ધ શરૂ કરવા તલસતો હતો.

જનરલ લેકના પત્રના જવાબમાં માર્કિવસ વેલેસ્લીએ ઈ. સ. ૧૮૦૪ના જાનેવારીની ૧૭મીએ એક 'ખાનગી' કાગળ લખ્યો, [૨] જેનાં કેટલાંક વાક્યો આ પ્રમાણે છે:—

"આપના ઈ. સ. ૧૮૦૩ના ડિસેમ્બરની તારીખ ૧૯, ૨૮ અને ૨૯મીના પત્રો મળ્યા છે. × × ×

"જે પત્રોની નકલો જસવંતરાવ હોળકરે આપના ઉપર મોકલી "છે તે પત્રો જનરલ વેલેસ્લીએ જરૂર પોતાના નામે જ તેના ઉપર લખ્યા હશે. મેં જસવંતરાવને એક કાગળ લખ્યો નથી; પરંતુ ૨૬મી જૂને આપેલી સૂચનાઓમાં જસવંતરાવ હોળકરની સાથે મિત્રતા

૨ "I have the honour to acknowledge the receipt of Your Excellency's despatches under date the 19th, 28th and 29th December, 1803. . . .

"*The letters of which Jaswant Rao Holker has transmitted copies to Your Excellency must have been forwarded to Holkar by Major-General Wellesley in his own name.* I have not addressed any letter to Jaswant Rao Holkar, but Major-General Wellesley was authorized by my instructions of the 26th June, to open an amicable negotiotion with that chieftain.

× × ×

"It is now expedient to decide the course to be pursued

હર્ષાવિનો પત્રવ્યવહાર શરૂ કરવાનો અધિકાર મેજર જનરલ વેલેસ્લીને મેં આપ્યો હતો.

* * *

"જસવંતરાવ હોળકર પ્રત્યેનો આપણો વ્યવહાર હવે કેવો હોવો જોઈએ તે નક્કી કરી લેવું ઉચિત છે.

"માનનીય મેજર જનરલ વેલેસ્લીનું સ્થાન જસવંતરાવ હોળકરના તંબૂથી એટલું દૂર છે, કે ત્યાંથી પત્રવ્યવહાર ચલાવવો મુશ્કેલ થઈ પડશે; અને આપનું સ્થળ આ કામ માટે વધારે સગવડવાળું હોવાથી આપ જ તરત જસવંતરાવ સાથે પત્રવ્યવહાર શરૂ કરો, એવો મારો ઇરાદો છે."

આટલું જ નહિ, પણ જે જસવંતરાવે અંગ્રેજો ઉપર આટલા ઉપકારો કર્યા હતા, અને જે જ્યારે દેશનિકાલ થયેલો હતો ત્યારે જેને પેશવા અને સિંધિયા સાથે લડાવીને હોળકર કુળની ગાદી સુધી પહોંચાડયો હતો; અને જેને સિંધિયાથી અલગ રાખવા માટે હજી હમણાં જ નવા મુલકો આપવાનાં વચનો આપ્યાં હતાં, એ જ જસવંતરાવના સંબંધમાં માર્કિવસ વેલેસ્લીએ લખ્યું:—

"હોળકર કુળના રાજ્ય ઉપર ખંડેરાવને નામે જસવંતરાવે જે અધિકાર જમાવી લીધો છે, તેમાં તેણે ખુલ્લી રીતે તુકાજી હોળકરના સાચા અને ખરા અધિકારી કાશીરાવના હક્કોને બળજબરીથી પડાવી

---

with respect to Jaswant Rao Holkar.

"The great distance of the Honourable Major-General Wellesley's position from the camp of Jaswant Rao Holkar, must render the intercourse difficult from that quarter; and as Your Excellency's situation is more likely to be convenient for that purpose, it is my intention that Your Excellency should immediately open a negotiation with Jaswant Rao Holkar.

× × ×

"The authority exercised by Jaswant Rao Holkar, in the name of Khando Rao, over the possessions of Holkar family, is manifestly a usurpation of the rights of Kashi Rao Holkar, the legitimate heir and successor of Tukoji Holkar. Consistently therefore with the principles of justice, no

લીધા છે, આથી કાશીરાવ હોળકર તેના બાપિકા રાજ્યથી વંચિત રહે એવી મતલબની કોઈ પણ સમાધાની અંગ્રેજ સરકાર તથા જસવંતરાય હોળકર વચ્ચે ન્યાયના સિદ્ધાંતોની દષ્ટિએ થઈ શકે નહિ. × × × "

વળી આગળ ચાલતાં તેણે લખ્યું:—

"જેનાથી જસવંતરાવ હોળકરનું બળ ઘટે અને કાશીરાવ હોળકરને તેના હક્કો પાછા મળે એવી કોઈ પણ ગોઠવણ પેશવાની રજા લઈને કે પેશવા તરફથી સમજૂતીના માર્ગે કે બળ વાપરીને કરવાનો અંગ્રેજ સરકારનો સાચો અધિકાર છે. × × × સંભવ છે, કે જસવંતરાવનું બળ ઘટાડવા કે કાશીરાવને તેના પિતાની ગાદી પાછી અપાવવા માટે પેશવા બહુ ઉત્સુક ન હોય; પરંતુ એવી આશા રાખી શકાય એમ છે, કે કાશીરાવને ફરી ગાદીએ બેસારવાની તથા જસવંતરાવને સજા કરવાની આ યોજનામાં પેશવાની મંજૂરી મેળવી શકાશે." × × ×

"જસવંતરાવ હોળકરનું પરાક્રમ, તેની યુદ્ધકુશળતા અને તેની મહત્ત્વાકાંક્ષાઓ જોતાં હિંદુસ્તાનમા પૂરી શાન્તિ સ્થાપવા માટે તેની શક્તિ ઘટાડવી આવશ્યક જણાય છે."

ખરું જોતાં આ વખતે અંગ્રેજો ભારતવર્ષમાં પોતાનું સામ્રાજ્ય મજબૂત બનાવવા માગતા હતા. આથી ભારતમાં અને ખાસ કરીને મરાઠા સામ્રાજ્યમાં કોઈ શક્તિશાળી અને પરાક્રમી રાજા હોય એ એમને પાલવે એમ નહોતું.

---

arrangement can be proposed between the British Government and Jaswant Rao Holkar, involving a sanction of the exclusion of Kashi Rao Holkar from his hereditary dominions.

"Under the sanction of His Highness the peshwa's authority, the British Government would be justified in adopting measures for the limitation of Jaswant Rao Holkar's power, and for the restoration of Kashi Rao Holker's rights; either by force or compromise; . . . The peshwa may not now be anxious for the reduction of Holkar's power, or for the restoration of Kashi Rao Holkar to his hereditary rights. But it may be expected that His Highness would readily concur in a proposition for the restoration of Kashi Rao, and for the punishment of Jaswant Rao Holkar, . . .

જસવંતરાવને છેતર્યો

પણ માર્કિવસ વેલેસ્લી આટલો ઉતાવળો જસવંતરાવ સાથે લડવા માટે પણ તૈયાર નહોતો. તે હજી થોડો વધારે વખત જસવંતરાવને ભ્રમમાં રાખવા માગતો હતો. આ જ કાગળમાં આગળ ચાલતાં તેણે લખ્યું:—

"જો આપણે આ જ વખતે કાશીરાવ હોળકરને તેના પિતાની ગાદીએ બેસારવાનો પ્રયત્ન કરશું, તો આપણે વધારે મુસીબતો તથા આપત્તિઓનો સામનો કરવો પડશે. પરંતુ જો હાલ જેટલા ભાગ ઉપર હોળકરનો અમલ ચાલે છે, તેટલું રાજ્ય તેની પાસે રહેવા દઈએ તો આપણને એટલી મુશીબત તથા આપત્તિ નથી. વળી જો આ વખતે આપણે જસવંતરાવની સાથે પ્રેમભર્યો પત્રવ્યવહાર ચાલુ રાખીએ તો પણ એનો અર્થ એવો તો નથી જ થતો, કે હવે પછી આપણે કાશીરાવ હોળકરને તેના પિતાની ગાદીએ ફરી નહિ બેસાડી શકીએ. × × ×

"પરંતુ જસવંતરાવ જ આ રાજ્યનો ખરો અધિકારી છે એવું આપણે આખરે કબૂલ કરવું પડે, કે એ બાબતનો આપણે સ્વીકાર કરવો પડે એવું કોઈ પણ પ્રકારનું વર્તન જસવંતરાવની સાથે ન રાખીએ એ જરૂરી છે. × × ×

વળી આ કપટથી ભરેલા કાગળમાં આગળ ચાલતાં ગવર્નર જનરલે જનરલ લેકને આજ્ઞા આપી, કે હજી "આપ જસવંતરાવ હોળકર સાથેની

---

"The enterprising spirit, military character, and ambitious views of Jaswant Rao Holkar render the reduction of his power a desirable object with reference to the complete establishment of tranquility in India.

* * *

"An immediate attempt, therefore, to restore Kashi Rao Holkar to his hereditary rights, would involve more *positive and certain difficulty and danger than could be justly* apprehended from the continuance of Jaswant Rao Holkar in the possession of the territories actually under his authority. A pacific conduct towards Jaswant Rao Holkar in the present moment, will not preclude the future restoration of Kashi Rao Holkar to the possession of his hereditary rights.

દોસ્તી ચાલુ રાખો; અને સુલેહનો પત્રવ્યવહાર પણ ચાલુ રાખો." વળી સાથેસાથ એવી પણ આજ્ઞા આપી, કે "યુદ્ધ માટે જે જરૂરી જણાય એ બધી તૈયારી પણ કરતા રહો."

**ભારતીય પ્રજામાં અંગ્રેજો પ્રત્યે અસંતોષ**

એક બીજી પણ મુશ્કેલી કંપનીની સામે હતી. સિંધિયા તથા ભોંસલે સાથેના યુદ્ધના દિવસોમાં કંપનીના અમલદારોએ જુદા જુદા ભારતીય રાજાઓ તથા પ્રજાની સાથે જે જાતનો વ્યવહાર કર્યો હતો, ભારતીય રાજાઓને આપેલાં વચનોનું જે રીતે એમણે ડગલે ને પગલે ઉલ્લંઘન કર્યું હતું, દરેક જગાએ પ્રજા ઉપર જે અત્યાચારો ગુજાર્યા હતા: અને ખાસ કરીને તો કંપનીના અધિકારમાં આવેલા મુલકોમાં જે અત્યાચારો શરૂ કર્યા હતા, (જેનું વર્ણન હજી આગળનાં પ્રકરણોમાં આવવાનું છે.) તે બધાને પરિણામે દેશભરમાં પ્રજા અંગ્રેજોથી અસંતુષ્ટ થઈ હતી અને ઠેરઠેર શત્રુઓ પેદા થયા હતા. જે રીતે આજ સુધીનાં યુદ્ધોમાં ભારતીય પ્રજાએ તથા નેતાઓએ વિદેશીઓને મદદ આપી હતી તેવી મદદ હવે પછી મળે એવો તેમને વિશ્વાસ નહોતો; ઊલટું નવા યુદ્ધમાં કદાચ બધી શક્તિઓ એકત્ર થઈ જાય એવો તેમને ભય હતો.

**યુદ્ધનો સંભવ**

દૌલતરાવ સિંધિયાનો નાયબ અબાજી પણ પોતાના માલિક સાથે

*"It will be necessary, However to regulate our proceedings with respect to Jaswant Rao Holkar in such a manner as to avoid any acknowledgment and confirmation of the legitimacy of his dominion, or that of Khande Rao Holkar.*

"... leave Jaswant Rao Holkar in the exercise of his present authority, ... Your Excellency is authorized to enter into a negotiation with Jaswant Rao Holkar, ... if peace with Scindhia should be obtained ... the army under your Excellency's command should speedily be formed in such a manner ...

"... Jaswant Rao Holkar, .. will anxiously solicit the countenance and favour of our Government."—Marquess Wellesley's letter to General Lake, marked 'Secret,' dated 17th January, 1804.

વિશ્વાસઘાત કરવા તત્પર થયો નહોતો. જસવંતરાવની માફક એ પણ અંગ્રેજોની આંખમાં ખૂંચતો હતો. ઈ. સ. ૧૮૦૪ના ફેબ્રુઆરીની ૪થીએ જનરલ લેકે માર્કિવસ વેલેસ્લીને લખ્યું:—

"બનશે ત્યાં સુધી તો હું અંબાજી સાથે લડાઈમાં ન ઊતરવાનો પ્રયત્ન કરીશ; કારણ કે હું જાણું છું, કે જો આપણે અંબાજી તથા હોળકર સાથે યુદ્ધ શરૂ કરી દઈએ, અને જો હોળકર પણ આપણી સાથે લડી લેવાનો નિર્ણય કરે, તો બીજી ઘણી શક્તિઓની સામે આપણે લડાઈમા ઊતરવુ પડે, એનો મોટો સભવ છે; આ યુદ્ધ ઘણું લાંબુ અને કદાચ સર્વવ્યાપી પણ બનવાનો સંભવ છે આથી બને તેટલા પ્રયત્ને આપણે આવા યુદ્ધમાથી બચવું જોઈએ. સાથોસાથ મને એ પણ ભય છે, કે જ્યાં સુધી અંબાજી અને હોળકરનો નાશ કરવામા નહિ આવે ત્યાં સુધી સ્થાયી શાંતિની આશા રાખવી વ્યર્થ છે.

### હોળકરની દૂરદર્શિતા

આ વખતે જસવંતરાવ હોળકરને બાતમી મળી, કે જનરલ લેક પોતાની સેનાના ત્રણ યુરોપિયન અમલદારો સાથે કાવતરું કરે છે; આ ત્રણેના નામ કૅપ્ટન વિકર્સ, કૅપ્ટન ટોડ અને કૅપ્ટન રેયન હતા. ઇતિહાસ લેખક ગ્રાંટ ડફે પોતાના પુસ્તકના ૫૮૬માં પૃષ્ઠ ઉપર સ્પષ્ટ લખ્યું છે, કે આ ત્રણે અંગ્રેજો પોતાના સ્વામીનો પક્ષ છોડીને અંગ્રેજોના પક્ષમા ભળી જવા માગતા હતા. આ બાબતમા જસવંતરાવને સિંધિયાના અંગ્રેજો સાથેના યુદ્ધમાથી પૂરો પાઠ મળી ચૂક્યો હતો તેથી લશ્કરી કાયદા મુજબ આ ત્રણે અમલદારોને મોતની સજા ફરમાવી. જનરલ લેક હવે સમજી ગયો, કે સિંધિયાની સાથે

3 "I shall endeavour to avoid hostilities with Ambajee, if possible, as it appears to me if we commence a war with him and Holkar, should be choose to be inimical to us, it might bring on a war with many other powers, and lead us into a very long and perhaps a general war, which of course shall if possible be avoided, at the same time *I much fear till Ambajee and Holkar are annihilated that permanent peace can not be expected*"—General Lake to Marquess Wellesley, dated 4th February, 1804

તેના જે 'ગુપ્ત ઉપાયો' ચાલ્યા તે હોળકરની સાથે ચલાવવા સરળ નહોતા.

**હોળકરની માગણીઓ**

અંગ્રેજો પાસે હોળકરની માત્ર એટલી જ માગણી હતી, કે જનરલ વેલેસ્લીએ જે જે વચનો આપ્યાં છે તે બધાં હવે વફાદારી તરીકે પાળવામાં આવે. સિંધિયા સાથે અંગ્રેજોને સંધિ થઈ ગયા પછી ઈ. સ. ૧૮૦૪ ના જાન્યુઆરીના અંતમાં જસવંતરાવે એક કાગળ જનરલ વેલેસ્લી ઉપર લખ્યો જેમાં તેણે દક્ષિણના કેટલાક જિલ્લાઓની માગણી અંગ્રેજો પાસે કરી હતી. ત્યાર બાદ પાંચ કે છ અઠવાડિયાં પછી જનરલ લેકની ઇચ્છા મુજબ જસવંતરાવે પોતાના કેટલાક વકીલો લેકની પાસે મોકલ્યા. ઈ. સ. ૧૮૦૪ના માર્ચની ૧૮ મીએ આ વકીલોએ જસવંતરાવની નીચેની માગણીઓ જનરલ લેક પાસે મૂકી:—

"(૧) હોળકરને પોતાના પૂર્વજોના નિયમ મુજબ 'ચોથ' ઉઘરાવવાની રજા હોવી જોઈએ.

"(૨) હોળકરના રાજ્યના ઇટાવા વગેરે જૂના પ્રદેશો, ગંગા અને જમનાની વચ્ચેના બાર જિલ્લા અને બુંદેલખંડનો એક જિલ્લો, આટલું હોળકરને મળી જવું જોઈએ.

"(૩) હરિયાનાનો ઇલાકો જે પહેલાં હોળકરના રાજ્યમાં જ હતો, તે તેને પાછો મળવો જોઈએ.

"(૪) આજે હોળકરની પાસે જે પ્રદેશ છે તે બધો તેની પાસે જ રહેવા દેવામાં આવશે, એવી બાહેધરી મળવી જોઈએ; અને જે જાતની સંધિ અંગ્રેજોએ સિંધિયા સાથે કરી છે, તે પ્રકારની સંધિ હોળકરની સાથે થવી જોઈએ."

હોળકરે જે મુલક અંગ્રેજોની પાસે માગ્યો, તેમાંનો ઘણો તો હોળકરના રાજ્યમાં પહેલાં સામેલ જ હતો; અને મરાઠાઓની અંદર અંદરની લડાઈઓમાં તથા મરાઠા અને અંગ્રેજોની લડાઈમાં હોળકર પાસેથી છીનવી લેવામાં આવ્યો હતો. ઉપરાંત આ બધા મુલકો આપવાનું વેલેસ્લીએ વચન પણ આપ્યું હતું. વળી જે પત્રોમાં આ બધાં વચનો અપાયાં હતાં તે પત્રો જનરલ વેલેસ્લીના જ લખેલા છે, એ બાબતનો બંને ભાઈઓ અસ્વીકાર કરી શકે એમ નહોતું.

**હોળકર સાથે યુદ્ધનો નિશ્ચય**

પણ હવે જસવંતરાવનો જેટલો લાભ ઉઠાવવો હતો તેટલો અંગ્રેજોએ

ઉઠાવી લીધો હતો હવે તો મરાઠામંડળમાં તે એક જ પરાક્રમી અને બળવાન રાજા બાકી રહ્યો હતો, જેને કચડવાની જરૂર હતી જનરલ લેક હોળકર સાથે યુદ્ધ શરૂ કરવા અત્યંત ઉત્સુક હતો. ઈ. સ ૧૮૦૪ના ફેબ્રુઆરીની ૧૧મીએ ગવર્નર જનરલ ઉપર લખેના કાગળમા તેણે સ્વીકાર કર્યો છે, કે તેણે સૌથી પ્રથમ ઈ સ ૧૮૦૪ ના ફેબ્રુઆરીમા થોડી સેના લઇને હોળકરની ઉત્તર સીમા તરફ ચડાઈ કરી હોળકરના રાજ્યમાથી બહાર નીકળવાનો એ બાજુ માત્ર એક જ રસ્તો હતો, લેકે પોતાની સેના વડે આ માર્ગે પહોચી તેને રોકી લીધો ત્યાર પછી એપ્રિલની શરૂઆતમાં લેકે ત્રણ પાયદળ પલટનો જયપુર તરફ રવાના કરી, જેનો હેતુ જયપુરના રાજાને ડરાવીને હોળકરની વિરુદ્ધ તેને પોતાના પક્ષમા લઈ લેવાનો હતો. આ બધી હિલચાલોથી જસવંતરાવ સમજી ગયો, કે અગ્રેજો દગાથી પોતાના ઉપર હુમલો કરવા માગે છે હોળકરની સાથે યુદ્ધ જાહેર કરી દેવા માટે જનરલ લેકે પણ ગવર્નર જનરલને આગ્રહ કરવા માંડયો આ વખતે લેકે ગવર્નર જનરલ ઉપર જે અનેક 'ખાનગી' કાગળો લખ્યા છે, તેમા અગ્રેજોના જૂના દોસ્ત અને હિતસાધક જસવંતરાવને માટે "શયતાન" (Devil), "ડાકૂ" (Robber) વગેરે શબ્દો વાપરવામા આવ્યા છે, અને જસવંતરાવની માગણીઓને "ધૃષ્ટતા" (Insulting) ગણવામા આવી છે એમ કહેવામાં આવે છે, કે આ વખતે જસવંતરાવ હોળકરના કેટલાક પત્રો જનરલ લેકના હાથમા આવ્યા, જેમાં કેટલાક હિંદુ તથા મુસલમાન રાજાઓને અગ્રેજોની વિરુદ્ધ એકઠા કરવાનુ કાવતરુ જસવંતરાવ ચલાવે છે, એવી હકીકત મળી આવી છે.

અગ્રેજોનું બદલાયેલુ વર્તન જસવંતરાવ આ વખતે બરાબર જોઈ શકતો હતો તે જોતો હતો, કે અગ્રેજો ઉપર ઉપરથી દોસ્તીનો દેખાવ કરે છે, પોતાના આપેલા વચનોનો ભગ કરે છે, સેનાના અમલદારોને ફોડે છે તથા પોતાની સરહદ ઉપર લશ્કર એકઠુ કરે છે. તેને હવે સમજાયુ, કે કેવળ પોતાના સ્વાર્થ ખાતર પણ પોતે જે કોઈ ભૂલ કરી હોય તો તે આ વિદેશીઓના વચનો ઉપર ભરોસો રાખવાની કરી હતી આ પરિસ્થિતિમા જો તે હિંદુ તથા મુસલમાન રાજાઓને એક કરવાનો પ્રયત્ન કરે, તો તેમાં કંઈ નવાઈ નહોતી. પરતુ ખરેખરી વિચિત્રતા તો એ છે, કે બ્રિટિશ ભારતના ઇતિહાસમાં જ્યારે જ્યારે અગ્રેજોના મનમા કોઈ પણ ભારતીય રાજા સાથે યુદ્ધ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઈ છે, ત્યારે ત્યારે આ પ્રકારના પત્રો તેમને કોઈને કોઈ રીતે હાથ આવી ગયા છે. ઘણા કિસ્સામાં તો

આ બધા પત્રો બનાવટી હોવાનું સિદ્ધ થયું છે. આથી જનરલ લેકનું આયર્લાંડનું તથા ભારતનું જીવન ધ્યાનમાં લઈએ, તો જસવંતરાવના આ પત્રો તથા તેના જવાબો બનાવટી હોવામાં કાંઈ જ આશ્ચર્ય નથી; આખો પત્રવ્યવહાર બનાવટી હોવાનો ઘણો સંભવ છે.

ગમે તે હો, ઈ. સ. ૧૮૦૪ના એપ્રિલની ૪ થીએ લેકે આ બધો પત્રવ્યવહાર ગવર્નર જનરલ ઉપર મોકલ્યો અને ગવર્નર જનરલને જણાવ્યું, કે હું ઉત્તર તરફ ખાસ સ્થળોએ સેના એકઠી કરવાનો છું. ખરું જોતાં આ તો હોળકર સાથેના યુદ્ધની પ્રસ્તાવના હતી.

જસવંતરાવનો પત્ર

આટલું છતાં પણ કોઈ પણ રીતે સમાધાનીથી આ બધા મામલાનો અંત લાવવાની જસવંતરાવે કોશિશ કરી. તેની માગણીઓ કોઈ રીતે અયોગ્ય નહોતી; અંગ્રેજો પોતાનાં આપેલાં વચનો પાળે એટલું જ તે માગતો હતો. ઈ. સ. ૧૮૦૪ના માર્ચની ૨૭ મીએ તેણે જનરલ લેકને એક કાગળ લખ્યો, જેમાં જનરલ વેલેસ્લીએ આપેલાં વચનો તરફ લેકનું ધ્યાન ખેંચ્યું હતું, વચનો પૂરાં કરવાની માગણી કરી હતી અને લખ્યું હતું, કેઃ—

"××× મૈત્રીનો સંબંધ કેવળ પત્રો આવે-જાય કે એકબીજા પ્રત્યે રિવાજ મુજબ આદર બતાવવામાં આવે એના ઉપર કદી ટકતો નથી. ઉચિત તો એ છે, કે પરિણામનો બરાબર વિચાર કરીને પછી આપ બધા ઝઘડાઓ મિટાવવા, પ્રજાની સુખશાંતિમાં ખલેલ ન પડવા દેવા તથા મિત્રતા કાયમ રાખવા કયા કયા ઉપાયોની તજવીજ કરો છો? તે મને પ્રથમ જણાવો. જેથી પછી બંને પક્ષો મંજૂર રાખે એવો એક વિશ્વાસુ આદમી હું મારા તરફથી આપની પાસે મોકલી શકું. આપના પ્રેમનો વિચાર કરતાં કંપની તથા તેના સંબંધીઓ પ્રત્યે મારા દિલમાં કોઈ રીતે દુશ્મનાવટ નથી. આપણી આ દોસ્તી વધારવા માટે આપ પણ આપના તરફથી પ્રેમપૂર્ણ પત્ર મોકલવાની કૃપા કરશો."

લેકનો જવાબ

જસવંતરાવનો પત્ર અસભ્ય, ઘણો નમ્ર અને યોગ્ય હતો; છતાં એના જવાબમાં ઈ. સ. ૧૮૦૪ ના એપ્રિલની ૪ થીએ લેકે હોળકરને લખ્યુંઃ—

"××× આપની માગણીઓ પાયા વગરની છે, અને આપે જાણવું જોઈએ, કે હિંદુસ્તાનના કે દક્ષિણના કોઈ પણ રાજ્ય સાથેના

રાજનૈતિક સંબંધમાં આવી જાતની માગણીઓ કંપની સરકારે કદી મંજૂર ગણી નથી, અને આવી જાતની માગણીઓ સાંભળવી એ પણ અંગ્રેજ સરકારની શક્તિ અને આબરૂની વિરુદ્ધ છે."

આનો અર્થ તો સ્પષ્ટ હતો, કે યુદ્ધ સિવાય આ મામલાના નિકાલનો કોઈ રસ્તો નહોતો.

યુદ્ધની યોજના

જનરલ લેકના ૪ થી એપ્રિલના પત્રના જવાબમાં માર્કિવસ વેલેસ્લીએ ૧૬મી એપ્રિલે એક 'ખાનગી' કાગળ લખીને તેને સૂચના આપી, કે:—

"× × × જેટલું જલદી થઈ શકે તેટલું જલદીથી જસવંતરાવ સાથે યુદ્ધ શરૂ કરવાનો નિશ્ચય મેં કરી લીધો છે."

એ જ દિવસે માર્કિવસ વેલેસ્લીએ જનરલ વેલેસ્લીને દક્ષિણ તરફથી હોળકરના ચાંદોરના ઇલાકા ઉપર હુમલો કરવા માટે લખ્યું; તેમ જ સિંધિયા અંગ્રેજોની સાથે મળીને પોતાની સેના હોળકરના રાજ્ય ઉપર હુમલો કરવા માટે મોકલે એ માટે સિંધિયાને સમજાવવાનું તેણે ગ્વાલિયરના રેસિડેન્ટને પણ લખ્યું.

ધ્યાનમાં રાખવું જોઈએ, કે અંગ્રેજોએ હજુ સુધી યુદ્ધની જાહેરાત કરી નહોતી, તેમ એ સંબંધે કોઈ સૂચના પણ જસવંતરાવને આપી નહોતી.

જેટલી સરળતાથી સિંધિયાનો પરાભવ થયો, એટલી જ સરળતાથી હોળકરનો પરાભવ પણ કરી શકાશે એવો જનરલ લેકને વિશ્વાસ હતો. તેની આશાના બે મોટા આધાર હતા; એક તો પોતાના 'ગુપ્ત ઉપાયો'થી હોળકરની સેનાના માણસોને ફોડવા, અને બીજો દક્ષિણ તરફથી જનરલ વેલેસ્લીએ હુમલો કરવો; પરંતુ દુર્ભાગ્યે આ વખતે બન્ને ઉપાયોમાં તે ફાવ્યો નહિ. જ્યારથી જસવંતરાવે પોતાના ત્રણ યુરોપિયન અમલદારોને વિશ્વાસઘાત કરવા માટે મારી નાખ્યા ત્યારથી તેની સેનાના અમલદારોને ફોડવાનું કામ લેક માટે વિકટ બની ગયું હતું. વળી જનરલ વેલેસ્લી તરફથી પણ જનરલ લેકની આશા પૂરી ન થઈ.

જનરલ વેલેસ્લીની નિષ્ફળતાનાં અનેક કારણો હતાં, જેમાં મુખ્ય કારણ એ હતું, કે અંગ્રેજોના દુર્વ્યવહારને લીધે આ વખતે ભારતીય પ્રજા પાસેથી રસદ વગેરે સામાન મેળવવાની વેલેસ્લીને આશા નહોતી. જનરલ વેલેસ્લીની મુસીબતોનું વર્ણન કરતાં મિલ લખે છે.—

" × × × જે દેશમાં રસદ અને ચારો બિલકુલ ન મેળવી શકાય એવા દેશમાંથી સેનાને લાવવી કે લઈ જવી એ વેલેસ્લીને એટલું જોખમકારક લાગ્યું, કે ( હોળકરનો દક્ષિણનો મુલક ) ચાંદોર ઉપર વરસાદ શરૂ થતા પહેલાં હુમલો કરવાનું ગારે માટે લગભગ અશક્ય છે, એમ તેણે લખી નાખ્યું."[૪]

પાછલા સંગ્રામોમાં કરેલા અત્યાચારો તથા પ્રતિજ્ઞાભંગની અસર ભારતવાસીઓ ઉપર કેટલી ખરાબ થઈ હતી તે જનરલ વેલેસ્લી બરાબર જાણતો હતો. તેથી તેણે ઈ. સ. ૧૮૦૪ના માર્ચની ૧૭ મીએ જનરલ સ્ટુઅર્ટને લખ્યું:—

" દક્ષિણમાંથી હિંદુસ્તાનમાં સેના લઈ જવી ઠીક નથી. જો આપણી સેના ચાંદોરની ઉત્તરમાં ચાલી જશે તો પેશવા અને દક્ષિણનો સૂબેદાર (નિઝામ) બંનેના મુલકોમાં પચાસ હોળકર પેદા થશે; અને નર્મદા તથા તાપીની વચ્ચેના પહોડોમાંથી નીકળવું આપણે માટે અત્યંત દુર્ઘટ થશે. × × ×"

ઈ. સ. ૧૮૦૪ના એપ્રિલની ૨૦ મીએ જનરલ વેલેસ્લીએ મેજર માલ્કમને લખ્યું, કે:—

" × × × હું દક્ષિણમાંથી સેના હઠાવવાની હિંમત કરી શકતો નથી."

ઉત્તર તરફથી જસવંતરાવ ઉપર હુમલો કરવા માટે જનરલ વેલેસ્લીએ હવે જનરલ લેકને આગ્રહ કરવા માંડયો; પણ જે મુસીબત દક્ષિણમાં વેલેસ્લીને હતી તે જ મુસીબત ઉત્તરમાં લેકને પણ નડતી હતી.

### સિંધિયાને દગો

જસવંતરાવ હોળકરની વિરુદ્ધ આ વખતે અંગ્રેજોનો મોટો આધાર સિંધિયાની સહાયકારી સેના ઉપર હતો. અંગ્રેજોને જ લીધે દૌલતરાવ તથા જસવંતરાવ વચ્ચે શરૂઆતથી જ અણબનાવ થયો હતો; અને બંને એકબીજા ઉપર અવિશ્વાસની નજરે જોતા હતા. અંગ્રેજોએ આ અવિશ્વાસને ચાલુ રાખવાનો તથા તેમાથી કામ કાઢી લેવાનો પૂરતો પ્રયત્ન કર્યો; પરંતુ આ વખતે તેમની મોટી મુસીબત એ હતી, કે દૌલતરાવ પણ અસંતુષ્ટ હતો. હમણા જ સિંધિયા તથા અંગ્રેજો વચ્ચે જે સંધિ થઈ હતી તેનુ ઉલ્લંઘન

૪ Mill vol. vi, p. 401

ડગલે ને પગલે અંગ્રેજો કરતા હતા, એ આ અસંતોષનું મુખ્ય કારણ હતું. પહેલી વાત તો એ હતી, કે એ સંધિ મુજબ ગ્વાલિયરનો કિલ્લો તથા ગોહદનો મુલક સિંધિયાને મળવો જોઈતો હતો; પરંતુ માર્કિવસ વેલેસ્લીની આ મુલક ઉપર ઘણા વખતથી નજર હતી. તેણે ખુલ્લી બળજબરીથી ઇલાકો કંપનીને તાબે રાખવાનું નક્કી કર્યું. ઈ. સ. ૧૮૦૪ ના જાનેવારીથી એપ્રિલ સુધીના અનેક પત્રોમાં જનરલ વેલેસ્લીએ કંપનીના આ વિશ્વાસ-ઘાતનો સ્વીકાર બહુ સ્પષ્ટ શબ્દોમાં કર્યો છે. મેજર માલ્કમ ઉપર ૧૭મી માર્ચે લખેલ એક પત્રમાં તે લખે છે:—

"આ પ્રશ્નનો જો ન્યાયની દૃષ્ટિએ વિચાર કરવામાં આવે, તો તોડેલી સંધિ એ કદી નહિ કર્યા બરાબર જ ગણવી જોઈએ; અને જો આ સિદ્ધાંત અહીં લાગુ પાડવામાં આવે, તો જણાશે કે સંધિ થયા પહેલાં આ ઇલાકા સિંધિયાના જ અધિકાર તળે હતા. સિંધિયાએ આ સંધિ દ્વારા કે બીજા કોઈ પત્ર યા સમાધાની દ્વારા આ દેશો આપણને આપ્યા નથી, તેથી આ ઇલાકા સિંધિયાને જ મળવા જોઈએ.

"રાજનૈતિક દૃષ્ટિથી × × × પાછળના યુદ્ધમાં અથવા તો સુલેહની વાતચીતમા હું અનેક મુશ્કેલીઓ પાર કરી શક્યો; કારણ કે લોકોને અંગ્રેજોના વચનમાં વિશ્વાસ હતો."[૫]

ખરું જોતાં ગોહદનો રાજા શરૂઆતથી જ સિંધિયાનો સામંત હતો અંગ્રેજો હવે આ રાજાને ફોડીને પોતાના પક્ષમા લેવા માગતા હતા. આથી ગવર્નર જનરલે સંધિની શરતોની જરા પણ પરવા કર્યા વગર જનરલ લેકને

૫ "The fair way of considering this question is, that a treaty broken is in the same state as one never made; and when that principle is applied to this case, it will be found that Scindhia, to whom the possessions belonged, before the treaty was made, and by whom they have not been ceded by the treaty of peace, or by any other instrument, ought to have them.

"In respect to the policy of the question, . . . What brought me through many difficulties in the war and the negotiations for peace? The British good faith, and nothgelse."
—General Wellesley to Major Malcolm, 17th March, 1804.

લખીને ગોહદનો ઇલાકો તથા ગ્વાલિયરનો કિલ્લો જબરદસ્તીથી ગોહદના રાજાને નામે કંપનીએ જીતી લીધો. આ પછી ૧૩મી એપ્રિલે જનરલ વેલેસ્લીએ માલ્કમને લખ્યું:—

"મને આ બધા મામલામાં હદ ઉપરાંતની ઘૃણા ઊપજી છે. ××× તે વખતે સંધિથી બધા ખુસી હતા. આજે જણાય છે, કે બધા ઉપર લાલચનું ભૂત સવાર થઈ ગયું છે×××"[૬]

## સિંધિયાના દરબારમાં લાંચ

જનરલ વેલેસ્લીના વિરોધનું કેવળ એક કારણ હતું. એને ભય હતો, કે આમ કરવાથી હવે પછીથી કોઈ ભારતીય રાજા અને ખાસ કરીને સિંધિયા અગ્રેજોના વચન ઉપર ભરોસો નહિ રાખે. જનરલ વેલેસ્લીને પોતાની ભાવિ મુસ્કેલીઓનો વિચાર હતો; પણ માર્કિવસ વેલેસ્લી તો એટલા માટે ફુલાતો હતો, કે તેણે સિંધિયાના દરબારના તથા સેનાના અનેક લોકોને લાંચ આપીને ફોડી રાખ્યા હતા. ખુદ જનરલ વેલેસ્લીએ ઈ. સ. ૧૮૦૪ના ફેબ્રુઆરીની ૨૬ મીએ ગવર્નર જનરલને લખી જણાવ્યું કે:—

"××× સિંધિયાના દરબાર ઉપર આપણો કાબૂ એટલો બધો આવી ગયો છે, કે જો કદાચ કોઈ દિવસ સિંધિયા કંપનીની સાથે લડાઈ કરશે તો તેના અર્ધા સરદારો તથા અર્ધી સેના આપણા પક્ષમા ભળી જશે."[૭]

દોલતરાવ સિંધિયા પણ પોતાની અસહાયતા થોડીઘણી સમજતો હતો; છતાં તેણે વારંવાર ગ્વાલિયરનો કિલ્લો તથા ગોહદનો ઇલાકો બંને માટેના પોતાના વાજબી અધિકારોનો આગ્રહ કર્યો.

---

૬ "I am disgusted beyond measure with the whole concern; . . All parties were delighted with the peace, but the demon of ambition appears now to have pervaded all; . . ."
—General Wellesley to Major Malcolm, 13th April, 1804.

૭ ". . . we have got such a hold in his Durbar . . . that if ever he goes to war with the Company, one half of his chiefs and of his army will be on our side."—General Wellesley to Major Shawe (private Secretary to the Governor-General), dated 26th February, 1804.

અહમદનગરનો મુલક

ઉપરાંત અંગ્રેજો સામે તેને એક બીજી પણ જબરદસ્ત ફરિયાદ હતી. પાછલી સંધિ અનુસાર અહમદનગરનો કિલ્લો અંગ્રેજોને મળી ગયો હતો; પરંતુ સિંધિયાના કુમારકુંડ, જામગાંવ વગેરે કેટલાંક પ્રગણા અહમદનગરની અડોઅડ આવેલાં હતાં. આ પ્રગણાઓમાં અમુક નક્કી કરેલી સંખ્યા કરતાં વધારે સેના સિંધિયાએ ન રાખવી એમ સંધિમાં નક્કી કરવામાં આવ્યું હતું; પરંતુ તે પ્રગણાના લોકો કે ત્યાંનો કોઈ જમીનદાર સિંધિયા વિરુદ્ધ ઉપદ્રવ કરે, અથવા ત્યાંનો કર એકઠો કરવામાં સિંધિયાને કોઈ મુશ્કેલી આવે, તો સિંધિયાના તહસીલદારોએ અહમદનગરના કિલ્લાના અંગ્રેજ કિલ્લેદારને આ બાબતમાં ફરિયાદ કરવી, અને અંગ્રેજી સેનાએ તરત જ પહોંચીને ઉપદ્રવોને શાંત કરવા તથા કર ઉઘરાવવાના કામમાં સિંધિયાના માણસોને મદદ કરવી એમ ઠર્યું હતું. આવી સંધિ હોવા છતાં આસપાસના ભીલોએ તથા અન્ય લોકોએ ( અલબત્ત, અંગ્રેજ અમલદારની ઉશ્કેરણીથી ) મહારાજા સિંધિયાનાં આ પ્રગણાંઓ ઉપર ધાડ પાડવાનું અને લૂંટવાનું શરૂ કર્યું. પરિણામે થોડા જ દિવસોમાં સિંધિયાનાં આ પ્રગણા વેરાન દેખાવા લાગ્યાં. એટલે સુધી કે દૂર દૂર સુધી નજર નાખતાં પણ વસતી તથા ખેતીનું નામનિશાન જણાતું નહોતું. સિંધિયાના તહસીલદારોએ વારંવાર અંગ્રેજ અમલદારોનું ધ્યાન આ બાબત પર ખેંચ્યું; અને સંધિની શરતો મુજબ તેમની મદદ માગી. પરંતુ કોઈએ આ વિનતિઓ ઉપર ધ્યાન આપ્યું નહિ. લાચાર થઈને દૌલતરાવે પોતે આ ઉપદ્રવને શાંત કરવા માટે સેના મોકલવાનો વિચાર કર્યો; પરંતુ અંગ્રેજોએ સંધિની શરતો સામે ધરીને વિરોધ ઉઠાવ્યો. દૌલતરાવ બંને બાજુથી લાચાર થઈ ગયો. તેણે વારંવાર આ તમામ હકીકતો ગવર્નર જનરલને તથા જનરલ લેક બંનેને જણાવી; પણ બંનેએ આ વાતને ઉડાવ્યા જ કરી.

સિંધિયાને છેતર્યો

આ બધી પરિસ્થિતિમાં હોળકરની સામે સિંધિયા પાસેથી મદદ મેળવવી સહેલી નહોતી. માર્કિવસ વેલેસ્લીએ હવે દૌલતરાવને દગો દેવાનો અને હોળકરની સામે તેની સહાયતા મેળવવાનો એક ઉપાય શોધી કાઢયો.

તેણે આગામી યુદ્ધના સંબંધમાં બહુ ભારપૂર્વક અંગ્રેજોનું નિઃસ્વાર્થપણું તથા પરોપકારબુદ્ધિની જાહેરાત કરી અને લખ્યું, કેઃ—

"હોળકરની શક્તિનો પરાજય કર્યા પછી તેના કુટુંબનો કોઈ

પણ ઇલાકો કંપનીના મુલકમાં ભેળવવાનો મારો ઇરાદો નથી. ચાંદોર, તેના તાબાનો મુલક તથા તેની આસપાસનો મુલક પેશવાને અપાય એવો સંભવ છે; ગોદાવરીની દક્ષિણે આવેલ હોળકરના દક્ષિણના ઇલાકા દક્ષિણના સૂબેદાર (નિઝામ)ને આપવામાં આવશે: અને હોળકરનો બાકીનો બધો મુલક સિંધિયાને આપવામાં આવશે; શરત એટલી કે જસવંતરાવ હોળકરને હરાવવામાં સિંધિયા મદદ આપે."૮

માર્ક્વિસ વેલેસ્લીની આ જાહેરાત એક કપટજાળ હતી, અને જસવંતરાવની સામે સિંધિયાની મદદ મેળવવી એ તેનો મૂળ હેતુ હતો. એ બાબત બહુ સુંદરતાથી ઇતિહાસલેખક મિલે બતાવી છે. થોડા જ દિવસો પૂર્વે માર્ક્વિસ વેલેસ્લીએ પોતાના આ નવા યુદ્ધનો હેતુ એવો બતાવ્યો હતો, કે "કાશીરાવ હોળકરના પિતાનું રાજ્ય તેને પચાવી પાડનાર જસવંતરાવ પાસેથી પાછું લઈને કાશીરાવને આપવું." પણ હવે આ નવી વહેંચણીમાં કાશીરાવનો કોઈ જગાએ નામનિર્દેશ પણ ન થયો!

### જસવંતરાવ સાથે યુદ્ધનો પ્રારંભ

આખરે ખુશીથી, લાચારીથી અથવા અંગ્રેજોના કહેવાથી લોભવશ બનીને સિંધિયાએ પોતાની સેના જસવંતરાવ હોળકરના માળવા પ્રદેશ ઉપર હુમલો કરવા માટે મોકલી. બાપુરાવ સિંધિયા તથા જીન બાપ્ટીસ્ટ ફ્લિૌસે આ સેનાના સેનાપતિઓ હતા. ફ્લિૌસેની સેનાએ હોળકરનાં આષ્ટા, સિહોરે, ભિલસા વગેરે કેટલાંએક સ્થળો કબજે પણ કરી લીધાં. હોળકર સાથે યુદ્ધ શરૂ થઈ ગયું.

૮ ". . . it is not his intention, in the event of the reduction of Holkar's power, to take any share of the possessions of the Holkar family for the Company. Chandore, and its dependencies and vicinity, will probably be given to the Peshwa; and the other possessions of Holkar situated to the south-ward of the Godawari, to the Subhedar of the Deccan; all the remainder of the possessions of Holkar will accrue to Scindhia, provided he shall exert himself in the reduction of Jaswant Rao Holkar."—Governor-General's instructions to the British Resident with Scindhia, dated 16th April 1804, (Mill, vol. vi, chap. xiii).

## અંગ્રેજી સેનાની નિષ્ફળતા

કર્નલ મરે આ વખતે ગુજરાતમાં હતો. જનરલ વેલેસ્લીએ કર્નલ મરેને તેની સેના તથા ગાયકવાડની સેના સહિત ગુજરાત તરફથી હોળકરની રાજધાની ઇંદોર ઉપર હુમલો કરવાનું લખ્યું.

જનરલ વેલેસ્લી પોતે ચાંદોરને ઘેરો ઘાલવા માટે મુંબઈથી આગળ વધ્યો; પણ માર્ગની મુશ્કેલીઓને લીધે તેને પાછા સ્વસ્થાને આવવું પડ્યું. ગુજરાતની સેનાને પણ હોળકરની સામે કોઈ સફળતા ન મળી. લેક પોતાની જૂની આદત પ્રમાણે હોળકરની સેનામાં છાનાં કાવતરાં કરવાની કોશિશ કરતો હતો. હોળકરના પીંઢારા સરદાર અમીરખાંનું વર્ણન અગાઉ અમે આપી ગયા છીએ. આ વખતે ફરીથી ઈ. સ. ૧૮૦૪ ના માર્ચની ૨ જીએ જનરલ વેલેસ્લીએ પૂનાથી મેજર માલ્કમને લખ્યું, કેઃ—

"અમીરખાંને પોતાના પક્ષમાં ભેળવી લેવાના મર્સર પ્રયત્નો કરે છે; અને જો તે અમીરખાંને ફોડી શકશે તો હોળકરનો નાશ થશે."[૯]

પરંતુ શરૂઆતમાં જ જસવંતરાવે જે સાવચેતી લીધી તેને પરિણામે અમીરખાં સિવાય બીજા કોઈને ફોડવામાં અંગ્રેજોને સફળતા મળી નહિ. અમીરખાં પણ અમુક રીતે સંદિગ્ધ વર્તન રાખતો હતો. આથી એક બાજુ કર્નલ મરે તથા જનરલ વેલેસ્લીની નિષ્ફળતા તથા બીજી બાજુ જનરલ લેકના આ 'ગુપ્ત ઉપાયો'ની નિષ્ફળતાને લીધે જનરલ લેક હિંમત હારી ગયો. ૧૨ મી મેએ ગવર્નર જનરલ ઉપર લખેલા 'ખાનગી' પત્રમાં હોળકર સાથેનું યુદ્ધ બંધ કરવાની તેણે સલાહ આપી. આથી ઈ. સ. ૧૮૦૪ના મેની ૨૫ મીએ વિવશ થઈને ગવર્નર જનરલે જનરલ લેક, જનરલ વેલેસ્લી તથા મદ્રાસ અને મુંબઈના ગવર્નર બધાને લખી નાખ્યું, કે જસવંતરાવ હોળકર સાથેનું યુદ્ધ બંધ કરવું અને તરત જ યુદ્ધક્ષેત્રમાંથી સેનાઓને પાછી બોલાવી લેવી.

૩૦ મી મેએ ગવર્નર જનરલે જનરલ વેલેસ્લીને દક્ષિણમાંથી કલકત્તા બોલાવી લીધો અને તેની જગાએ દક્ષિણની સેનાઓનું સેનાપતિપદ કર્નલ

[૯] "Mercer is in treaty with Meerkhan; and if he should draw him off from Holkar, there is an end of the latter."—General Wellesley's letter to Major Malcolm, dated 2nd March, 1803.

વોલેસને સોંપવામાં આવ્યું.

### બુંદેલખંડમાં અંગ્રેજોનો પરાજય

પરંતુ આ પહેલાં થોડા જ દિવસો ઉપર જનરલ લેકે એક ગર્વપૂર્ણ કાગળ જસવંતરાવ ઉપર લખ્યો. તેમાં તેણે જણાવ્યું હતું, કે અંગ્રેજ સરકાર તથા તેના સાથીઓએ આપની "શક્તિનો નાશ કરવાનો નિશ્ચય કરી લીધો છે."

હવે ચૂપ બેસી રહેવું જસવંતરાવ માટે અશક્ય હતું. તેણે અંગ્રેજી સેના ઉપર હુમલો કરવાની પોતાની સેનાને આજ્ઞા આપી. આ વખતે કર્નલ ફૉસેટની સરદારી નીચે એક અંગ્રેજી સેના બુંદેલખંડમાં હતી. ૨૧ મી મેની રાતે હોળકરના લગભગ પાંચ હજાર પીંઢારી સવારોએ આ સેના ઉપર હુમલો કર્યો. કર્નલ ફૉસેટ લખે છે, કે અંગ્રેજોને પોતાના જાસૂસો મારફત આ હુમલાની બાતમી મળી ગઈ હતી; અને કૂચ નામના સ્થાન પાસે તૈયાર તે થઈને ઊભી હતી. છતાં પણ આ સેના હારી. હોળકરના પીંઢારી સવારો અંગ્રેજોની અનેક તોપો, બંદૂકો, દારૂગોળો, ગાડીઓ વગેરે ઉપાડી ગયા; અને કંપનીના અંગ્રેજ તેમ જ દેશી અમલદારો તથા સિપાઈઓને તેમણે કાપી નાખ્યા. ૧૦

જાન અને માલની હાનિ ઉપરાંત પણ આ હાર અંગ્રેજોને માટે શરમાવનારી હતી. આ સબંધમાં જનરલ લેકે ૨૯ મી મેએ ગવર્નર જનરલ ઉપર એક દુઃખભર્યો કાગળ લખ્યો. કર્નલ ફૉસેટ આ યુદ્ધ વખતે ચાર પલટન દેશી સિપાઈઓ તથા ૪૫૦ ગોરા સિપાઈઓ સહિત યુદ્ધક્ષેત્રથી થોડે જ દૂર ઊભો રહ્યો હતો તથા ઘણે ભાગે પીંઢારીઓની સામે થવાની હિંમત નહોતો કરી શક્યો, તેને તેની આ કર્તવ્યવિમુખતા માટે રજા આપવામાં આવી.

પચીસમી મેએ ગવર્નર જનરલે લેકને યુદ્ધ બંધ કરવા માટે લખ્યું આ

---

૧૦ ". . . the detachment in the village, consisting of two companies of Sepoys, fifty European artillery, fifty gun luscurs with two 12 ponders, two howitzers, one 6 pounder, and twelve tumbrils, were entirely taken by the enemy, and the men and officers all cut to pieces . . ." ( Wellesley's Despatches, iv, 72-72 )

પત્ર મળ્યા પહેલા જ જનરલ લેકે આ દુર્ઘટ બનાવની માહિતી અકાવીસમીએ ગવર્નર જનરલને આપી. હવે આ શરમને ધોઈ નાખવાનું અંગ્રેજો માટે આવશ્યક હતું.

ઈ સ ૧૮૦૪ના જૂનની ૮ મીએ ગવર્નર જનરલે લેકને જવાબ આપ્યો —

"××× આ ઘટના અંગ્રેજી સેના માટે શરમાવનારી છે; અને તેનાથી અંગ્રેજોનું હિત જોખમમા મુકાયું છે.

"આ અપૂર્વ દુર્ઘટનાના જે જે ખરાબ પરિણામો આવી શકે તેના વિસ્તારનું અનુમાન કરવુ મુશ્કેલ છે.×××

"બુંદેલખંડમાં ઊભી થયેલ આ પરિસ્થિતિને અંગે આપને સલાહ આપવી આવશ્યક સમજુ છુ, કે ઈ સ ૧૮૦૪ના મેની ૨૫ મી ના કાગળમા મે આપને જે જે સૂચનાઓ કરી છે તે બધીને મુલતવી રાખવી, અને જસવતરાવ હોળકર તથા તેના લૂંટારા સાથીઓને હરાવવા માટે બનતા બધા પ્રયત્નો અને પરિશ્રમ કરવા. ×××"[૧૧]

## જસવતરાવ ઉપરની ચડાઈની વિશાળ યોજના

જસવતરાવની સાથે હવે ફરી નવેસરથી યુદ્ધ શરૂ થયુ હોળકર ઉપર હુમલો કરવા માટે ત્રણ બાજુએથી ત્રણ સેનાઓ તૈયાર કરવામા આવી મુખ્ય અને વિશાળ સેના ઉત્તરમા જનરલ લેકને અધીન હતી, બીજી સેના

૧૧ ". . the honour of the British arms has been disgraced, and the interests of the British Government hazarded, . . .

"It is difficult to calculate the extent of the evil consequences which may result from this unparalled accident . .

"In consequence of the state of affairs in Bundelkhand, it appears to be necessary to apprize Your Excellency of my opinion that the arrangements stated in my instructions of the 25th May, 1804, must be postponed, and every possible effort and exertion must be made to reduce Jaswant Rao Holkar, and the predatory chiefs connected with him, . ."
—Governor General's letter to General Lake, dated 8th June, 1804

દક્ષિણમાં જનરલ વેલેસ્લીને અધીન હતી, અને ત્રીજી ગુજરાતમાં કર્નલ મરેને અધીન હતી.

હવે જસવંતરાવની સાથે જે રીતે યુદ્ધ શરૂ થયું એની સાથે સરખામણીમાં-સિંધિયા અને ભોંસલે સાથેનું યુદ્ધ તો બાળકોની રમત હતી એમ લાગે. પાછલા યુદ્ધમાં તો સિંધિયાના અહમદનગર, અલીગઢ ને કોએલ જેવા સુદૃઢ કિલ્લાઓ રક્તપાત વગર કેવળ લાંચ આપીને જ અંગ્રેજોએ જીતી લીધા હતા; પરંતુ યશવંતરાવે તો શરૂઆતમાં જ પોતાના ત્રણ યુરોપિયન વિશ્વાસઘાતી અમલદારોને મરાવી નાખીને અંગ્રેજોના 'ગુપ્ત ઉપાયો' નો રસ્તો અશક્ય બનાવી દીધો હતો.

## અંગ્રેજોએ ટોંક જીત્યું

સૌથી પ્રથમ જનરલ લેકે કર્નલ ડૉનની સરદારી નીચે એક સેના મોકલીને ટોંક તથા રામપુરના કિલ્લા ઈ. સ. ૧૮૦૪ ના મેની ૧૬ મીએ જીતી લીધા. આ કિલ્લો આટલી સરળતાથી અંગ્રેજોને મળી જવાનું કારણ અમીરખાંનો વિશ્વાસઘાત હોય એવો ઘણો સંભવ છે; કારણ કે પાછળથી અમીરખાંની સેવાઓના બદલામાં આ જ ટોંકની રિયાસત તેને સોંપવામાં આવી.

## હોળકર ઉપર બે બાજુથી હુમલો

બુંદેલખંડમાં અંગ્રેજોનો અપમાનજનક પરાજય થયા પછી ગવર્નર જનરલની સૂચના અનુસાર જનરલ લેકે પાંચ દેશી સિપાઈઓની પલટનો, લગભગ ત્રણ હજાર ઘોડેસવારો તથા પૂરતી તોપો સહિત જનરલ મૉન્સનને જસવંતરાવ હોળકરના રાજ્ય ઉપર હુમલો કરવા માટે રવાના કર્યો. લેકની યોજના એવી હતી, કે પશ્ચિમમાં ગુજરાતમાંથી કર્નલ મરે ફરી વાર હોળકરના ઉજ્જનના પ્રદેશ પર હુમલો કરે, અને ઉત્તરમાંથી જનરલ મૉન્સન હોળકરના રાજ્યમાં પ્રવેશ કરે; અને પછી બન્ને સેનાઓ એકત્ર થઈને હોળકરની શક્તિનો સંપૂર્ણ નાશ કરે. ગાયકવાડની સહાયકારી સેના મરેની સાથે હતી તથા સિંધિયાની સહાયકારી સેના મૉન્સનની સાથે હતી.

માર્કિવસ વેલેસ્લીએ હોળકરની સામે લડવા માટે સિંધિયાની સહાયકારી સેના ઉપરાંત વધારે સેનાની માગણી દૌલતરાવ પાસે કરી. સિંધિયાની ફરિયાદોનું વર્ણન અગાઉ આવી ગયું છે. ઉપરાંત એક બીજી મોટી મુશ્કેલી સિંધિયાની સામે હતી. પાછલા યુદ્ધથી તેની આર્થિક અવસ્થા ખરાબ થઈ હતી તેણે નવી સેનાની તૈયારી કરવા માટે અંગ્રેજો પાસે પૈસાની માગણી કરી; પણ અંગ્રેજોએ આ માગણીને નકારી. સિંધિયાએ એટલે સુધી પ્રાર્થના

કરી, કે આ પૈસા પોતાને કરજ તરીકે આપવામાં આવે. પાછલી સંધિ મુજબ સિંધિયાએ ધોલપુર, બારી વગેરે પ્રગણાં અંગ્રેજોને બાહેધરીમાં આપ્યાં હતાં; અને એમ ઠરાવવામાં આવ્યું હતું, કે આ પ્રગણાંમાંથી જે વસૂલ આવે તેમાથી કંપની દર વર્ષે સાડાબાવીસ લાખ રૂપિયા મહારાજા સિંધિયાને આપ્યા કરે દૌલતરાવ સિંધિયાએ એમ પણ કહ્યુ કે, ફોજના ખર્ચ માટે પોતાને જે રકમ આજે કરજ દાખલ દેવામાં આવે તે હવેથી આ સાડા બાવીસ લાખ રૂપિયામાથી કંપની વાળી લે.

સિંધિયાની વિનતિ કોઈ રીતે અયોગ્ય નહોતી; પરંતુ માર્કિવસ વેલેસ્લી તથા રેસિડન્ટ વેબે આ વિનતિ પણ સ્વીકારી નહિ, જ્વા કાં તો દૌલતરાવ પોતાની પરિસ્થિતિને લીધે વિવશ બની ગયો હોય, અથવા જસવંતરાવ પ્રત્યે તેના દિલમાં દ્વેષ ભરેલો હોય કે પછી માર્કિવસ વેલેસ્લીએ આપેલાં નવા વચનોના લોભમા તણાયો હોય; ગમે તેમ હો, આખરે તેણે છ-સાત પાયદળ પલટનો, તથા દસ હજાર ઘોડે સવારો એકઠા કરીને બાપુજી સિંધિયા તથા સદાશિવરાવની સરદારી નીચે જનરલ મૉન્સનને મદદ મોકલી આપી સિંધિયાને પૂરો ભરોસો હતો, કે જ્યારે આ સેના મૉન્સનની સેના સાથે મળી જશે ત્યારે તેનો ખર્ચ, રસદ વગેરેની વ્યવસ્થા અંગ્રેજો જ કરશે; પરંતુ જનરલ લેક અથવા તો જનરલ મૉન્સને સિંધિયાની આ સેનાની આવશ્યકતાઓ તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ, બાપુજી સિંધિયા બીજી કોઈ રીતે જ્યારે રસદનો બંદોબસ્ત ન કરી શક્યો, અને અંગ્રેજોએ પણ તેને બિલકુલ મદદ ન આપી, ત્યારે આખરે લાચાર થઈને તેણે પોતાની સેનાનો એક ભાગ સદાશિવરાવને આપીને રસદ મેળવવા બીજી બાજુ રવાના કર્યો; અને પોતે બાકીની સેના સહિત મૉન્સનને મદદ કરવા માટે તેની સાથે જ રહ્યો.

### મૉન્સનની સેના

ઈ. સ ૧૮૦૪ના જુલાઈની ૧ લીએ જનરલ મૉન્સને આ વિશાળ સેના સહિત મુકુંદરાની પહાડી ખીણમા થઈને હોળકરના મુલકમાં પ્રવેશ કર્યો. ૨ જી જુલાઈએ આ સેનાએ હિંગળાસગઢ કિલ્લો જીતી લીધો પછી આ સેના ચંબલ નદી તરફ આગળ વધી સાતમી જુલાઈએ જ્યારે આ સેના મુકુન્દરાથી લગભગ પચાસ માઈલ આગળ વધી ચૂકી હતી ત્યારે મૉન્સનને બાતમી મળી, કે જસવંતરાવ હોળકર પોતાની સેના સહિત ચંબલ ઊતરીને આ બાજુ આવે છે.

### મરેની લાચારી

દરમિયાન ગુજરાતમાંથી કર્નલ મરેએ બીજી વાર ઉજ્જૈન ઉપર ચડાઈ કરી. આ વખતે માર્ગમાં ફરી તેને રસદની ભારે મુશ્કેલી નડી. મરેની સેના પાસે કેવળ બે દિનસનો જ સામાન બાકી રહ્યો. આથી બીજો કોઈ ઇલાજ ન હોવાથી આખરે ઈ. સ. ૧૮૦૪ના જુલાઈની ૧ લીએ તે ગુજરાત તરફ પાછો ગયો.

### મોન્સનનો અનુભવ

મરેના પાછા જવાના અને જસવંતરાવના આગળ વધવાના સમાચાર જ્યારે જનરલ મોન્સનને મળ્યા ત્યારે તે પોતે પણ આગળ વધવાનું સાહસ ન કરી શક્યો મોન્સને જોઈ લીધું કે પોતે જે પ્રદેશમાં થઈને જતો હતો ત્યાંની લગભગ બધી પ્રજા અંગ્રેજોથી અસંતુષ્ટ હતી ને જસવંતરાવના પક્ષમાં હતી.

### જસવંતરાવ અને મોન્સન

૮ મી જુલાઈની સવારે હોળકર તથા મોન્સનની સેનાઓનો ભેટો થયો પોતાના સવારો સહિત આગળ રહેવા માટે લેફ્ટેનંટ લ્યૂકનને મોન્સને આજ્ઞા આપી. વળી બાપુજી સિંધિયાને પણ તેણે કહેવરાવ્યું, કે તમે તમારી ઘોડેસવાર સેના સહિત લ્યૂકનની મદદ માટે તેની સાથે રહો. મોન્સન પોતે પાયદળ પલટનો સાથે પાછળના ભાગમાં રહ્યો. બાપુજી સિંધિયાના સવારો લ્યૂકનના સવારો સહિત આગળ વધીને હોળકરની સેનાની સામે થયાં. એમ કહેવાય છે કે આ વખતે લ્યૂકનના કેટલાક ભારતીય સવારો અંગ્રેજોનો પક્ષ છોડીને હોળકરને જઈ મળ્યા.

### અંગ્રેજોનો પરાજય

થોડો કાળ સંગ્રામ ચાલ્યા પછી હોળકરની સેનાએ લ્યૂકનના બધા સવારોને ખતમ કરીને લ્યૂકનને કેદ કરી લીધો. આ એ જ લ્યૂકન હતો. જેણે દૌલતરાવ સિંધિયાની નોકરી કરી હતી અને જેણે સિંધિયાની સાથે વિશ્વાસઘાત કરી અલીગઢનો મજબૂત કિલ્લો અંગ્રેજોને હવાલે કરી દીધો હતો. ત્યાર પછી કોટા પહોંચીને લ્યૂકન હોળકરની કેદમાં જ પેટના દર્દથી મૃત્યુ પામ્યો. બાપુજી સિંધિયાને પણ આ લડાઈમાં ઘણું નુકસાન સહન કરવું પડયું હતું. તેના સાતસો સવાર મરી ગયા અથવા તો ઘાયલ થઈને લડાઈ માટે નકામા થઈ ગયા, અને તેનો ઘણો સામાન હોળકરની સેનાએ

પડાવી લીધો. બાપુજી પોતે બાકીના થોડેયા અને માત્ર સવારો સહિત પાછો હઠીને મોન્સનને જઈ મળ્યો.

### મોન્સન નાઠો.

આ વખતે મોન્સન પાસે પૂરતુ પાયદળ હતું પરંતુ હોળકર આગળ વધ્યો કે તરત જ આગળ વધીને તેની સામે થવાને બદલે મોન્સને પાછા ભાગવાનું શરૂ કર્યું અને ૯ મી જુલાઈએ બપોરે હોળકરના રાજ્યની સરહદ ઉપર જઈ ને વિશ્રામ મેળવ્યો. યુદ્ધમાં હોળકરની પૂરી જીત થઈ.

આવડી મોટી વિશાળ અંગ્રેજી સેનાનો આ શરમજનક પરાજય થવાનું કારણ એ હતું કે જનરલ લેકના 'ગુપ્ત ઉપાયો' નો પ્રયોગ હોળકરની સેનામાં સફળ થઈ શક્યો નહોતો.

### જસવંતરાવનો બીજો વિજય

જસવંતરાવ હોળકરે મોન્સનનો લગભગ પીછો પકડયો. ૧૧ મી જુલાઈએ તેણે સરહદ ઉપર પહોંચીને મોન્સન તથા તેની બાકીની સેના ઉપર ફરી હુમલો કર્યો. બીજી વાર ભારે યુદ્ધ થયું. આખરે અસંખ્ય મુડદા તથા ઘાયલોને રણક્ષેત્રમાં પડતા મૂકીને રાતોરાત મોન્સનને કોટાના રાજ્ય તરફ ભાગવું પડ્યું. ૧૨ મી જુલાઈએ મોન્સન કોટા પહોંચ્યો.

### અંગ્રેજી સેનાની નાસભાગ

કોટાના રાજા ઝાલિમસિંહ તરફથી મદદ મળવાની મોન્સનને આશા હતી પરંતુ તેણે પણ સ્પષ્ટ ના સંભળાવી. તે જ દિવસે મોન્સને બૂંદીના રાજ્યમાં થઈ ને ચંબલ નદી ઓળંગી રામપુરા પહોંચવાનો વિચાર કર્યો પણ ભારે વરસાદ પડવાથી ચંબલ નદી ઊતરવાનું મુશ્કેલ થયું, આથી આસપાસના ગામોમાંથી રસદ એકઠી કરવા માટે મોન્સનને ચંબલ નદીની આ બાજુ રોકાઈ જવું પડ્યું. ઈતિહાસ લેખક ગ્રાન્ટ ડફે મોન્સનની આ નાસાનાસ અને મુશ્કેલીઓનું વર્ણન વિસ્તારપૂર્વક કર્યું છે. ૧૫ મી જુલાઈએ મોન્સનની તોપો કીચડમાં ખૂંતી જવાથી તેને કાઢવી મુશ્કેલ થઈ પડી. આજુબાજુના ગામોમાં અનાજ મળતું નહોતું. જીવતા રહેવું હોય તો આગળ વધ્યા સિવાય ઈલાજ નહોતો. લાચાર થઈને મોન્સને પોતાના દારૂગોળાને ત્યાં ને ત્યાં જ સળગાવી મૂક્યો અને તોપોને બની શકે તેટલી નકામી કરી દઈને બૂંદીના રાજાને સોંપી દીધી એમ લખવામાં આવ્યું છે, કે જો કે તોપો કીચડમાંથી કઢાવવામાં બૂંદીનરેશ અંગ્રેજોને મદદ આપી શક્યો નહિ તોપણ તેનો વ્યવહાર મૈત્રીનો હતો.

## બાપુજી સિંધિયાનું સ્વાપર્ણ

પરંતુ ચંબલ નદીની ઉપર જ બાપુજી સિંધિયાએ મોન્સનનો સાથ છોડી દીધો. કારણકે મોન્સનનો બાપુજી પ્રત્યેનો વ્યવહાર આ બધા કાળ દરમિયાન બરાબર યોગ્ય નહોતો. બાપુજીને હમેશાં શત્રુની સામે ધરીને મોન્સન પોતે પાછળ રહેતો. બાપુજીને નુકસાન પણ પૂરતું થઈ ચૂક્યું હતું. ઉપરાંત બાપુજીની સેનાને પણ ઘણી આર્થિક મુસીબતો વેઠવી પડી હતી; સૈનિકોના પગાર ચડી ગયા હતા, અને બાપુજીએ અનેક વાર કહેવા છતાં પણ મોન્સને તેમાં ધન કે રસદની મદદ કરી નહોતી. આ બધા કરતાં પણ વધારે તો એમ બન્યું કે જ્યારે ચંબલ નદી ઓળંગવાની હતી ત્યારે તેમાં પુષ્કળ પાણી હતું. બાપુજીની સેના હજી આ બાજુ જ હતી, અને તેણે મોન્સનને વિનતિ કરી કે તમારી સેના ઊતરી રહે તે પછી સામેથી તમારી હોડીઓ પાછી આ પાર મોકલશો જેથી મારી સેના ઊતરી શકે પરંતુ મોન્સનના મનમાં શો વિચાર આવ્યો કોણ જાણે; તેણે હોડીઓ પાછી ન મોકલી. કદાચ મોન્સનના મનમાં બાપુજી સિંધિયા ઉપર પ્રથમથી જ અવિશ્વાસ હશે બાપુજી અને તેનું સૈન્ય પગપાળા નદી ઊતરી શકે એ અસંભવિત હતું લાચાર થઈ ને તે પોતાની સેના સહિત કોટા નજીક પાછો ફર્યો. એટલામાં હોળકરની સેનાએ પાછળથી આવીને કોટા ઘેરી લીધું. બાપુજી હવે સારી રીતે સમજી ગયો કે હોળકરની વિરુદ્ધ અંગ્રેજોને મદદ કરવામાં સિંધિયાનું કે, દેશનું ભલું નથી. આ વખતે બાપુજી તથા તેની સેનાના જાન હોળકરના હાથમાં હતા, આખરે રાજા જાલિમસિંહના સમજાવવાથી તથા તેના સિપાઈઓના આગ્રહથી લાચાર થઈ ને તે સેના સહિત હોળકરને મળી ગયો.

## મોન્સન તથા તેની સેનાની દુર્ગતિ

મોન્સન ૧૭ મી જુલાઈએ ચંબલ નદી ઉપર પહોંચ્યો. આ નદીમાં પણ ખૂબ પૂર આવ્યું હતું. મોન્સને પ્રથમ પોતાની તોપોને હાથી ઉપર ચડાવી સામે પાર મોકલી દીધી; પછી કેટલાકને હાથી પર બેસારીને કેટલાકને ત્રાપા ઉપર બેસારીને ને કેટલાકને પગપાળા ઊતરવાનો રસ્તો શોધી આપીને ધીરે ધીરે દસ દિવસમાં ચંબલ નદી તેણે પાર કરી. હોળકરના કેટલાક સવારો કોટાથી આગળ આવીને મોન્સનને હેરાન કરતા હતા. આ બધી નાસભાગમાં મોન્સનના સેંકડો સિપાઈઓ શત્રુને હાથે કપાઈ મૂઆ. અનેક બીમારીથી મરણ પામ્યા, અને સેંકડો નદીમાં ડૂબી ગયા કે કીચડમાં

ખૂંતીને ત્યાં જ રહી ગયા. ગ્રાંટ ડફ લખે છે કે અનેક હિંદી સિપાઈઓની સ્ત્રીઓ અને બાળકો ચંબલની આ બાજુ રહી ગયાં, અને આજુબાજુની ટેકરીઓમાંથી ભીલોએ ઊતરી આવીને તેમની કતલ કરી. તેમના પતિઓ તથા સેનાના બીજા અમલદારો તેમનો આ કકળાટ સામે કિનારે ઊભા ઊભા સાંભળતા હતા અને તેમની દુર્દશા જોતા હતા; પણ તેઓ કંઈ પણ કરી શક્યા નહિ.

જો હોળકર પોતાની સેના સહિત અહીં પહોંચી ગયો હોત તો આ ચંબલ નદી ઉપર જ મૉન્સન તથા તેની સેનાનો વિનાશ કરી શકત. પરંતુ સંભવ છે કે ચાલુ વરસાદને લીધે તે પહોંચી શક્યો નહિ હોય. આખરે ૨૯ મી જુલાઈએ પોતાની ગ્હોસઢી થાકેલી સેના અને થોડાક સામાન સહિત મૉન્સન રામપુરા પહોંચ્યો.

જનરલ લેકે ૨૧ મી જુલાઈના એક પત્રમાં લખ્યું છે, કે જસવંતરાવ તથા મૉન્સનની સેનાની સખ્યામાં ઝાઝો તફાવત નહોતો. વળી એ પણ લખેલું છે કે, હોળકરના માણસોને ફોડવાના જનરલ લેકના પ્રયત્નો ચાલુ જ હતા. ગવર્નર જનરલ અને જનરલ લેક બંને જણા મૉન્સનના આ અપમાનજનક પરાજયના સમાચાર સાંભળી બેહદ ગભરાયા.

## ગવર્નર જનરલનો અભિપ્રાય

૨૮ મી જુલાઈએ ગવર્નર જનરલે જનરલ લેક ઉપર એક "અત્યંત ખાનગી અને અંગત" કાગળ લખ્યો, તેમાં લખ્યું કે:—

"હમણાં જ (સાંજે સાડાચાર વાગે) આપનો ૨૦ મી જુલાઈનો કોટન આર્મરિંગ ઉપર લખેલો એક પત્ર મળ્યો. તે ઉપરથી સમજાય છે કે કર્નલ મૉન્સનની સેના હોળકરની સામે પાછળ હઠતી જાય છે, અને મુકુંદરાની ખીણ છોડીને ચાલી આવી છે.

"આ સ્થિતિ ઘણી દુઃખદાયી છે. ભારે જોરદાર પ્રયત્નો કર્યા વગર આપણી ઇજ્જત ટકવી મુશ્કેલ છે. મને ભય છે કે આપણે જેટલી હાનિ સહન કરવી પડી છે, તેને ગમે તે પ્રયત્ને પણ ભરપાઈ કરવાનો સમય હાથમાંથી ગયો છે."

ત્યાર પછી ગવર્નર જનરલે જનરલ લેકને સલાહ આપી કેઃ—

"જે પત્રો આજે મળ્યા છે તેના ઉપરથી માલૂમ પડે છે કે, જ્યાં સુધી હવે તમે પોતે જઈને ફરી હોળકર ઉપર જબરો હુમલો

નહિ કરો, ત્યાં સુધી સફળતાની કોઈ આશા નથી. × × ×"[૧૨]

ઈ. સ. ૧૮૦૪ ના ઑગસ્ટની સત્તરમીએ માર્કિવસ.વેલેસ્લીએ જનરલ લેક ઉપર ફરી 'ખાનગી' કાગળ લખ્યો કેઃ—

"પાછલો પત્ર લખ્યા પછી મને જાણવા મળ્યું છે કે કર્નલ મૉન્સન પોતાની તોપો, સામાન વગેરે બધું ખોઈ ને ભારે મુસીબતમાં માળવાનો પ્રદેશ બિલકુલ છોડી દઈને ચાલ્યો આવ્યો છે."[૧૩]

આજ પત્રમા ગવર્નર જનરલે લેકને આજ્ઞા આપી કે હોળકરની સેનાના બધા જ લોકોને અને ખાસ કરીને પઠાણો અને મુસલમાનોને લાલચ આપીને ફોડી લેવા.

### મૉન્સનને લેકની મદદ

૨૯ મી જુલાઈએ મૉન્સન રામપુરા પહોંચ્યો. આ સમાચાર મળતાં જનરલ લેકે આગ્રાથી બે દેશી સિપાઈઓની પલટનો, થોડા સવારો ૭ તોપો અને ઘણો રસદનો સામાન મૉન્સન ઉપર મોકલી આપ્યો, અને રામપુરાથી નીકળીને હોળકર ઉપર હુમલો કરવા માટે લખ્યું. છતાં ઈ. સ. ૧૮૦૪

૧૨ "By a letter just received (half past 4 o'clock. p. m.) from Lieut Colonel Lake to Captain Armstrong, dated 20th July; it appears that colonel Monson's detachment was retreating before Holkar, and had quitted the Mucundra Pass.

"This is a most painful state of affairs Nothing can retrieve our character but the most vigorous effort. I fear that all our exertions will now be too late to recover all we have lost.

"The despatches received today seem to leave no hope of success unless the Commander-in-Chief can again take the field in person, and attack Holkar with vigour; . . ."—Governor-General's "Most Secret and Confidential" "Notes" to General Lake, dated 28th July, 1804.

૧૩ "Since the date of my last notes, it appears that Colonel Monson's detachment has retired altogether from Malwah with loss of guns, camp equipage, etc , and in great distress."—Marquess Wellesley's 'Private' letter to General Lake, dated 17th August, 1804.

ના ઓગસ્ટની ૨૨ મી સુધી મૉન્સન રામપુરાથી બહાર નીકળવાનું સાહસ ન કરી શક્યો. અને ૨૨ મીએ રામપુરાથી બહાર નીકળ્યા પછી પણ હોળકર ઉપર હુમલો કરવાને બદલે ફરી કુશલગઢ તરફ ભાગવાનું તેણે શરૂ કર્યું. આમ કરવાનું કારણ એ હતું કે, કુશલગઢમાં સદાશિવ ભાઉ ભાસ્કરના હાથમાં સિંધિયાની ૭ પલટનો અને ૨૧ તોપો મોજૂદ હતી, જે શરૂઆતમાંજ બાપુજી સિંધિયાથી છૂટી પડી ગઈ હતી. મૉન્સનને આશાની હતી, કે આ બધી સેના હોળકરની વિરુદ્ધ મદદ કરશે અને અહીં જ પોતાની સેના માટે પણ પૂરતી રસદ મળી જશે.

### મૉન્સનનો ફરી પરાજય

જસવંતરાવે હજી પણ મૉન્સનનો પીછો છોડયો ન હતો. મૉન્સન રામપુરાથી નીકળ્યો કે તરત હોળકર પણ ૨૩ મી ઓગસ્ટની સાંજે બનાસ નદીને કિનારે ફરી મૉન્સનના લશ્કરથી ચાર માઈલ દૂર આવીને ખડો થઈ ગયો. ૨૪ મીએ સવારમાં મૉન્સનના જમણી બાજુએ આવેલા એક મોટા ગામમાં હોળકરે પોતાના તંબૂ તાણ્યા. મૉન્સને હવે પોતાની થોડી સેનાને સામાન સહિત બનાસ નદીને સામે પાર મોકલી દીધી અને બાકીની સેના સહિત ફરી એક વાર હિંમત કરીને હોળકરની સેના ઉપર હુમલો કર્યો. શરૂઆતમાં એક ક્ષણ તો એમ જણાયું, કે મૉન્સન જીતશે, પણ આખરે અહીં પણ હોળકરની સેનાએ આ બાજુની અંગ્રેજી સેનાનો લગભગ સંપૂર્ણ વિનાશ કર્યો. હોળકરના કેટલાક સવારો નદી ઊતરીને મૉન્સનના સામાન ઉપર તૂટી પડયા. આખરે લાચાર થઈને પોતાનો બધો સામાન, મુડદાં, જખમીઓ અને થાકેલા તથા માંદા લોકોને પણ પાછળ રાખીને જીવ લઈને કુશલગઢ તરફ મૉન્સનને નાસવું પડયું. ૨૫ મી ઓગસ્ટની રાતે તે કુશલગઢ પહોંચી ગયો.

### મૉન્સન આગ્રા તરફ નાઠો

કુશલગઢ જયપુરના રાજ્યમાં હતું. સદાશિવ ભાઉ ભાસ્કરને અધીન સિંધિયાની સેના અહીં હતી. આ સેના અંગ્રેજોને સહાય આપશે એવી મૉન્સનને ખાતરી હતી. માર્કિવસ વેલેસ્લીના પત્રો ઉપરથી જણાય છે, કે તે પણ આ બાબત માટે આગ્રહ કર્યા કરતો હતો, પરંતુ અંગ્રેજોનો વ્યવહાર જોતાં સિંધિયા તથા તેના સાથીઓના મનમાં તેમના પ્રત્યે પૂરતી ઘૃણા ઉત્પન્ન થઈ હતી. સદાશિવ ભાઉ ભાસ્કર તથા તેની સેનાએ મૉન્સનને કોઈ પ્રકારની મદદ ન આપી અંતે કુશલગઢનું સ્થાન પણ પોતાને માટે

કુશળ નથી એની ખાતરી થતાં ૨૬ મી ઑગસ્ટની રાતે મૉન્સન ત્યાંથી આગ્રા તરફ ભાગ્યો. રસ્તામાં હોળકરના સવારો સાથે તેને નાની મોટી લડાઈ ઓ લડવી પડી, જેમાં પુષ્કળ હાનિ વેઠતો વેઠતો પોતાના રહ્યાસહ્યા માણસો સહિત ઈ. સ. ૧૮૦૪ ના ઑગસ્ટની ૩૧ મીએ તે આગ્રા પહોંચ્યો.

## મૉન્સનના પરાજય ઉપર લેકનો પત્ર

મુકુંદરાની ખીણથી માંડીને આગ્રા સુધીની આ નાસભાગમાં અને ઉપરાછાપરી મળતા પરાજયોમાં અંગ્રેજ કંપનીની બાજુએ માત્ર મનુષ્યની જે પ્રાણહાનિ થઈ તેનું વર્ણન જનરલ લેકે ગવર્નર જનરલ ઉપર ૨ જી સપ્ટેંબરે લખેલા 'ખાનગી' કાગળમાં આ જાતનું કર્યું છેઃ—

"આ લજ્જાજનક તથા ઘાતક ઘટના સંબંધે હું હમણાં કશું કહીશ નહિ; કારણ કે અનેક કારણોને લીધે મારું મન અત્યારે એટલું ઉદ્વિગ્ન છે, કે આ દુર્ઘટના તથા હાનિઓનું વર્ણન બરાબર કરી શકીશ નહિ. આથી વધારે સારી સેના કદી પણ સંગ્રામમાં ઊતરી નહિ હોય; અને જણાવતાં દુઃખ થાય છે, કે જો લેફ્ટેનંટ એંડરસનનું બ્યાન બરાબર હોય તો મારી સેનાનો ઉત્તમ ભાગ એટલે કે પૂરી પાંચ પલટનો તથા ૭ કંપનીઓ તદ્દન ખલાસ થઈ ગઈ છે, અને માત્ર પરમાત્મા જ જાણે છે, કે તેની જગા કે ખોટ કેમ પૂરી શકાશે. સાથેસાથ આજે મારે મારી સેનામાં કેટલાક સારામાં સારા અને જેમના તરફથી ભવિષ્યમાં ઘણી આશાઓ રાખી શકાય એવા (અમલદારોમાં) નવજુવાનોના મૃત્યુ ઉપર શોક કરવો પડે છે."[૧૪]

---

૧૪ "I will not at present say anything more upon this disgraceful and disastrous event, as my feeling are for many reasons too much agitated to enter into the misfortunes and causes of it. A finer detachment never marched, and sorry I am to say. that if this account of Lieutenant Anderson is correct, I have lost five battalions and six companies, the flower of the army, and how they are to be replaced at this day, God only knows. I have to lament also the loss of some of the finest young men and most promising in the army."

## અંગ્રેજોની નામોશી

ભારતમાં અંગ્રેજી સેનાની આની જ ભારે શરમાવનારી બીજી બિના શોધવી હોય તો પ્રથમ મરાઠા યુદ્ધ તરફ નજર દોડાવવી પડે છે. તેનું મુખ્ય કારણ કેવળ એક જ હતું. હોળકર વિરુદ્ધ ભારતવાસીઓએ અંગ્રેજોને મદદ ન આપી. ભારતમાં અંગ્રેજોએ જેટલા વિજયો મેળવ્યા છે, તે બધા લગભગ એક જ ઉપાયથી મેળવ્યા છે. સિંધિયા અને ભોંસલેની સાથેના યુદ્ધમાં પણ આ જ 'ઉપાય' જનરલ લેક અને તેના સાથીઓનું અમોઘ શસ્ત્ર હતુ. પરંતુ હોળકરની વિરુદ્ધ હજી સુધી આ શસ્ત્ર ચાલી શક્યું નહોતું. વીરતા અને યુદ્ધકુશળતામાં તે સમયના અંગ્રેજો ભારતવાસીઓ સાથે કોઈ રીતે બરોબરી કરી શકે એવા નહોતા.

અંગ્રેજોનો અપયશ આ વખતે તમામ ભારતમાં પ્રસરી ગયો. જેમ થોડા વખત પહેલાં હૈદરઅલી અને ટીપૂના નામથી અંગ્રેજો ભડકતા હતા તેમ જ હવે તેઓ જસવંતરાવ હોળકરના નામમાત્રથી ભડકતા હતા. આ ઘટના પછી ગવર્નર જનરલ તથા જનરલ લેક બન્ને પોતાના કાગળોમાં જસવંતરાવ નામ લખવાને બદલે મોટે ભાગે તેને 'લૂંટારો' (The Plunderer) 'રાક્ષસ' (The Monster) 'હત્યારો' (The Murderer) વગેરે સુંદર (!) શબ્દો વાપરવા લાગ્યા. જનરલ વેલેસ્લીને કલકત્તામાં જ્યારે આ દુર્ઘટનાના સમાચાર મળ્યા ત્યારે તેણે એક પત્રમાં લખ્યું: "હું આ ઘટનાના રાજનૈતિક પરિણામોની કલ્પના કરીને ધ્રૂજી ઊઠું છું."[૧૫] ઈ. સ. ૧૮૦૪ના સપ્ટેમ્બરની ૧૧ મીએ માર્કિવસ વેલેસ્લીએ જનરલ લેકને લખ્યું:—

"હવે આપણે પાછલાં રોદણાં રોવાને બદલે ભવિષ્યના ઇલાજ કરવાની કોશિશ કરવી જોઈએ; ને આપ છો ત્યાં સુધી સફળતાની બાબતમાં મને જરા પણ સંદેહ નથી. પણ સમય મુખ્ય બાબત છે. જેટલો અધિક સમય આપણે આ લૂંટારાને જીવતો રાખશું, તેટલા સમયમાં ક્યારે ક્યારે કંઈ ને કંઈ નવી આફત આપણે માથે આવી પડશે. જો આપણે હોળકરની મુખ્ય સેના ઉપર તરતમાં જ હુમલો કરીને નિશ્ચિત સફળતા ન મેળવી શકીએ, તો આપણે એની પરિ-

૧૫ "I tremble at the political consequences of that event."—General Wellesley referring to the retreat of General Monson.

સ્થિતિ માટે તૈયાર રહેવું પડશે, કે જેમાં બધા ભારતીય રાજાઓ એક-પછી એક આપણો પક્ષ છોડી દેશે અને આપણા પોતાના મુલકમાં પણ ઉપદ્રવ પેદા થશે. × × × આપણે સૌથી પ્રથમ યુદ્ધ કરીને હોળકરની પાયદળ સેનાને હરાવવી તથા તેની તોપો છીનવી લેવી એ તમારા વિચાર સાથે હું પૂરેપૂરો સહમત છું. × × × જો આપણે હોળકરને તરતમાં જ હરાવશું તો આપણી આપત્તિઓ અને ભય ટાળી જશે. × × ×

"સાથોસાથ આપણા મદદગારોને બરાબર મજબૂત રાખશો, તથા પાછલા વર્ષની જાહેરાતોને ફરી પ્રસિદ્ધ કરશો અથવા બીજી લાલચો આપીને પણ હોળકરની સેનાના આદમીઓને ફોડીને આપણા પક્ષમાં લઈ લેવાના બધા પ્રયત્નો કરશો.[૧૬]

## હોળકર વિરુદ્ધ નવાં કાવતરાં

જસવંતરાવની વિરુદ્ધ હવે તેના માણસોને તથા બીજા રાજાઓને ફોડીને કંપનીના પક્ષમાં લેવા માટે તનતોડ પ્રયત્નો શરૂ કરવામાં આવ્યા. આ પ્રયત્નોને પરિણામે જસવંતરાવની સેનામાં અંગ્રેજોને કેટલી સફળતા

૧૬ "We must endeavour rather to retrieve than to blame what is past, and under your auspices I entertain no doubt of success. Time, however, is the main consideration. Every hour that shall be left to this plunderer will be marked by some calamity; we must expect a general defection of the allies, and even confusion in our own territories, unless we attack Holkar's main force immediately with decisive success, . . . I perfectly agree with you, that the first object must be the defeat of Holkar's enfantry in the field, and to take his guns; . . . Holkar defeated, all alarm and danger will instantly vanish; . . .

× × ×

"You will also take every step for confirming our allies, and for encouraging desertion from Holkar by renewing the proclamations of last year; or by other encouragements."—Governor-General's letter to General Lake, 11th September, 1804.

મળી હતી તેનું કંઈક અનુમાન જનરલ લેક ગવર્નર જનરલ ઉપર ઈ. સ. ૧૮૦૪ના સપ્ટેમ્બરની ૨૨ મીએ લખેલા કાગળ ઉપરથી આવે છે. આ પત્રમાં લખ્યું છેઃ—

"હોળકરની સેનાની હાલત અજબ છે. એમાંના કેટલાક ફરી આપણા પક્ષમાં આવવાનું કહે છે. જો તેઓ આવશે તો તેમને લઈ લઈશું. પણ તેઓ જે કંઈ કહે છે તેના ઉપર મને પૂરતો ભરોંસો નથી. પણ જો તેમનામાં કંઈ પણ અસંતોષ હોય તો તે આપણા કામમાં આવી શકશે, આથી તેમને ભડકાવીને તેમનામાં અસંતોષ પેદા કરવામાં આવશે."

**ભરતપુરનો રાજા**

હવે ભારતીય નરેશોને ફોડવાની વાત રહી. તેઓમાં પણ સિંધિયા ઉપરાંત બીજા રાજાઓનો પણ અંગ્રેજો ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો હતો. પોતાના જ અનુચિત વ્યવહારને લીધે ( જે વ્યવહારોનું હવે પછી વર્ણન કરવામાં આવશે. ) અંગ્રેજો વરાડના રાજા ઉપર પણ ભરોંસો રાખી શકતા નહોતા. ભરતપુરનો રાજા દૌલતરાવનો સામંત હતો. છતાં પણ ઈ. સ. ૧૮૦૩ માં અંગ્રેજોએ મહારાજા સિંધિયા તથા માધોજી ભોંસલેની વિરુદ્ધ ભરતપુરના રાજા સાથે એ શરતે સંધિ કરી હતી કે, તમે જે વાર્ષિક ખંડણી સિંધિયાને આપો આપો છો, તે હવે પછીથી બિલકુલ માફ કરવામાં આવશે, આ જ કારણથી ભરતપુરના રાજા રણજીતસિંહે સિંધિયા અને ભોંસલેને મદદ આપી નહોતી. આ વખતે ફરી વાર હોળકરની વિરુદ્ધ ભરતપુરના રાજાની મદદ મેળવવાનો ગવર્નર જનરલે પ્રયત્ન કર્યો.

ઈ. સ. ૧૮૦૪ના ઑગસ્ટની ૨૨ મીએ માર્કિવસ વેલેસ્લીએ જનરલ લેકને લખ્યુંઃ—

"××× અત્યાર સુધીની ભરતપુરના રાજાની સાથેની સંધિની તમામ શરતોને પૂરી રીતે અને વેળાસર પૂરી કરવાનો કંપનીએ નિશ્ચય કરી લીધો છે, એ બાબતમાં અત્યંત સ્પષ્ટ શબ્દોમાં ભરતપુરના રાજાને ખાતરી આપવાનો હું આપને પૂરો અધિકાર આપું છું, અને એવી સૂચના પણ આપું છું. વળી આપ રાજાને એ પણ ખાતરી આપશો કે, કંપની વિષેના આક્ષેપો—અંગ્રેજ સરકાર ભરતપુરના આંતરિક શાસનમાં કોઈ પ્રકારે દાખલ કરવા માગે છે; અથવા રાજાના ઇલાકા, કિલ્લા અથવા સેનાઓને કંપનીની દીવાની કે ફોજ-

દારી અદાલતોને અધીન કરવા માગે છે, અને એમ કરીને સંધિ તોડવાનો પ્રયત્ન કરે છે; અથવા તો રાજાના દીવાની કે ફોજદારી શાસનમાં દખલ કરીને પોતાનો અધિકાર અંદર ઘુસાડવા માગે છે; અથવા બીજી કોઈ રીતે હાલની સંધિની શરતોને ફેરવવા માગે છે: એવા જે આક્ષેપો કંપની ઉપર કરવામાં આવે છે તે બધા જૂઠા છે અને બદમાશોએ જ તે ફેલાવેલા છે."

### ભરતપુરમાં હસ્તક્ષેપ

પરંતુ આ વખતે ભરતપુરના રાજાને ફોડવાનું કામ અઘરું હતું. એક તો ઉપરના કાગળ ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે અંગ્રેજોના ઇરાદાની બાબતમાં ભરતપુરના રાજાના મનમાં ઊંડો સંદેહ ઉત્પન્ન થયો હતો; અને ઇતિહાસલેખક મિલના લખાણ ઉપરથી જાણી શકાય છે; કે આ સંદેહ છેક પાયા વગરનો નહોતો. મિલ લખે છે કે મથુરાના અંગ્રેજ રેસિડેન્ટે મીઠાના વેપારીઓની કેટલીએક વેપાર સંબંધેની તકરારોનો જબરદસ્તીથી ભરતપુરની પ્રજાની વિરુદ્ધ ફેંસલો આપ્યો હતો. જેથી રાજાની પ્રજાને નુકસાન થયું હતું: અને રાજા દુઃખી તથા હેરાન થયો હતો. વળી ભરતપુરના રાજ્યમાં કંપની પોતાની અદાલતો સ્થાપવા માગે છે એવા સમાચાર પણ ફેલાયાનું લખે છે. રાજાના કાન સુધી પણ આ સમાચાર પહોંચી ચૂકયા હતા,[૧૭] ભરતપુરનો રાજા આ બધી બાબતો ઉપરથી મનમાં સમજતો હતો કે અંગ્રેજો ઉપર ઉપરથી મને ઉશ્કેરીને હોળકરની વિરુદ્ધ મારી મદદ લેવા માગે છે, જ્યારે અંદરખાનેથી મારા રાજ્ય ઉપર તથા મારી પ્રજા ઉપર પોતાનો અધિકાર જમાવવાની તરકીબો રચે છે.

ઉપરાંત પાછલા યુદ્ધમાં ભરતપુરની આસપાસનો ગંગા અને જમનાની વચ્ચેનો દોઆબનો જે મુલક અંગ્રેજોએ મહારાજા સિંધિયા પાસેથી છીનવીને પોતાના અધિકાર તળે લઈ લીધો હતો, તે આખા મુલકની પ્રજા અંગ્રેજોની એક જ વરસની કારકિર્દીના પ્રતાપે ત્રાસી ગઈ હતી.

### દોઆબમાં કંપનીના અત્યાચારો

ગવર્નર જનરલે આ બધો મુલક જનરલ લેકના અધિકારમાં સોંપી દીધો હતો, અને ત્યાંનો 'બંદોબસ્ત' કરવાનું પણ તેને જ સોંપ્યું હતું. લેક બનતી બધી રીતે ત્યાંની પ્રજા તથા જમીનદારોને સતાવીને તેમની પાસેથી

૧૭ Mill, Vol. VI, p. 420.

ધન વસૂલ કરવાનું શરૂ કરી દીધું હતું. જમીનનો કર એટલો બધો વધારી દેવામાં આવ્યો કે પ્રાંતના ખરા નિવાસીઓ તો ચકિત જ થઈ ગયા. મુગલ-સામ્રાજ્યના છેલ્લા ચારિત્ર્યહીન સમ્રાટોના નિર્બળ શાસનમાં પણ પ્રજા પાસેથી આટલું બધું મહેસૂલ ઉઘરાવવામાં આવ્યું નહોતું એની પહેલાંના અસભ્ય આક્રમકો પણ લોકોના સાધારણ નિર્વાહ જેટલો સામાન પાછળ રાખી જતા હતા; તેમના કરતાં પણ ઓછો સામાન આ નવા કંપનીના બંદોબસ્ત પછી તેમની પાસે બાકી રહેતો હતો.

ઉપરાંત દોઆબના અંગ્રેજ અમલદારોએ લેકની આજ્ઞાનુસાર દોઆબની પ્રજા ઉપર બીજા પણ અનેક પ્રકારના અત્યાચારો કરવાનું શરૂ કરી દીધું હતું તેમાં અંગ્રેજોએ ગોવધ શરૂ કર્યાથી તો દોઆબની પ્રજા અંગ્રેજો વિરુદ્ધ એકદમ છંછેડાઈ પડી હતી.

### મુગલસમ્રાટ અને ગોરક્ષા

સમ્રાટ બાબર પોતાની ભારતીય પ્રજાનો સાચો હિતચિંતક હતો અને સમસ્ત હિંદુ, મુસલમાન તથા અન્ય ધર્માવલંબીઓને સમાન દૃષ્ટિથી જોતો હતો. તેણે પોતાના સામ્રાજ્યમાં ગોવધ બંધ કર્યો હતો હુમાયૂં, અકબર તથા તેમના મહાન ઉત્તરાધિકારીઓ પોતાના અધિક વિશાળ સામ્રાજ્યમાં આ આજ્ઞાનું પાલન કડકાઈથી કરાવતા હતા. છેલ્લા જે અદૂરદર્શી મુગલ સમ્રાટોએ પોતાની ભૂલો દ્વારા હિંદુઓ ઉપર ફરીથી ઘૃણિત જજિયાવેરો નાખીને મુગલસામ્રાજ્યના નાશના બીજ વાવ્યા હતા, તેમણે પણ ગોવધના સંબંધમાં આરંભથી ચાલી આવતી ઉદાર અને હિતકારક નીતિને બદલી નહોતી ઇતિહાસલેખક વિલ્સન લખે છે, કે છેલ્લાં ત્રણસો વરસમાં હિંદુસ્તાનમાં કોઈ માણસનું પેટ ભરવા એક પણ ગાય કે બળદનો વધ કરવામાં આવ્યો નહોતો

### મથુરામાં ગોહત્યા

આથી મથુરા તથા દોઆબની બીજી વસતીના મનમાં પોતાના આ નવા અંગ્રેજ શાસકો પ્રત્યે ઘૃણા અને અસંતોષ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક હતું, ઇતિહાસલેખક મિલ લખે છે, કે પોતાની પાસેનો જ મુલકમાં થતી ગોહત્યાના સમાચાર સાંભળીને ભરતપુરનો રાજા વધારે દુ:ખી થયો. દોઆબની પ્રજાએ ભરતપુરના હિંદુ જાટ રાજાને પોતાનો નેતા અને રક્ષક નીમ્યો. સ્વાભાવિક રીતે આ બધા લોકોની હાર્દિક સહાનુભૂતિ આ વખતે

હોળકરના પક્ષમાં હતી, અને દોઆબને અગ્રેજોના પંજામાથી છોડાવવા માટે ત્યાંની પ્રજા, ભરતપુરનો રાજા તથા જસવંતરાવ હોળકર ત્રણે વચ્ચે પત્રવ્યવહાર ચાલવા લાગ્યો.

## ભરતપુર પ્રત્યેની યોજના

જનરલ લેક આ હકીકત જાણતો હતો. તેના અનેક પત્રો ઉપરથી જાહેર થાય છે, કે તે હોળકરનો નાશ કરવાની સાથે જ ભરતપુરની સ્વાધીન રિયાસતનો પણ નાશ કરવા ઉત્સુક હતો. એમ કરવાનું મુખ્ય કારણ તો એ હતું, કે એમ કરવાથી દોઆબની પ્રજાને પોતના વિદેશી શાસકોની વિરુદ્ધ કોઈ સાચો નેતા મળી ન શકે, અને હોળકરને પણ દોઆબમાં કોઈ મદદગાર મળી ન શકે.

## વિરાટ સૈન્યની યોજના

હોળકરે પોતાના રાજ્યમાથી કંપતીની આક્રમક સેનાને બહાર કાઢી હતી. હવે તે કદાચ ઉત્તર તરફ આગળ વધીને કંપનીનો દોઆબનો મુલક કબજે કરી લે એવો અગ્રેજોને ડર પેઠો. પોતાના ભારતીય મુલકની રક્ષા કરવા માટે તથા હોળકરને ફસાવવા માટે જબ્બર તૈયારીઓ કરવામાં આવી. ગવર્નર જનરલે ઈ. સ. ૧૮૦૫ના માર્ચની ૨૪મીએ કંપનીના ડાયરેક્ટરો ઉપર એક કાગળ લખ્યો, જેમાં કંપનીની આ તૈયારીઓનુ સવિસ્તર વર્ણન કર્યું છે. દિલ્હી, આગ્રા અને મથુરાની સેનાઓમાં વધારો કરવામાં આવ્યો, અને આ સ્થળોએ પહોચવાના માર્ગોનું રક્ષણ કરવાનો ખાસ પ્રબંધ કરવામાં આવ્યો. ઉપરાંત હોળકરને પાચ બાજુએથી ઘેરી લેવા માટે પાંચ સેનાઓ બીજી તૈયાર કરવામા આવી. સૌથી ઉતરમા એક વિશાળ સેના જનરલ લેકને અધીન, બીજી સેના દિલ્હી અને આગ્રાની વચ્ચેની ટેકરીઓની પાસે, ત્રીજી બુંદેલખંડમાં, ચોથી ઉજ્જનમાં સિંધિયાની સહાયકારી સેના, અને કર્નલ મરેને અધીન ગુજરાતની સરહદ ઉપર પાચમી સેના તૈયાર રાખવામાં આવી.

આવી રીતે સૈન્ય ગોઠવવાનો હેતુ એ હતો, કે એમાંથી નીકળી હોળકર ઉત્તરના અંગ્રેજી ઈલાકા ઉપર હુમલો ન કરી શકે. માર્કિવસ વેલેસ્લીને પોતાની યોજનાની સફળતા ઉપર પૂરો વિશ્વાસ હતો. તેણે ઈ. સ. ૧૮૦૫ના માર્ચની ૨૪મીએ ડાયરેક્ટરોને લખ્યુઃ—

"આ બધી સેનાઓમાંથી બચીને હોળકર નીકળી જાય એ

અસંભવિત જણાય છે. ”

પોતાની આ ગોઠવણથી યુદ્ધનો પણ જલદી અંત આવી જશે એવી માર્કિવસ વેલેસ્લીને આશા હતી.

પરંતુ ગવર્નર જનરલ અને તેના સાથીઓની આ બધી આશાઓ નિષ્ફળ નીવડી. જસવંતરાવે આ વખતે પૂરી રીતે સાબિત કરી આપ્યું, કે વીરતા અને યુદ્ધકુશળતામાં જનરલ લેક કે જનરલ મૉન્સન કોઈ તેને પહોંચી શકે એવા નહોતા.

## હોળકરે મથુરા લીધું

જનરલ મૉન્સન આગ્રા તરફ ભાગ્યો કે તરત જ જસવંતરાવ હોળકરે આગળ વધીને અંગ્રેજોની પાંચ પાંચ સેનાઓની જાળમાંથી સહીસલામત છટકી જઈને અને પોતાની સરહદ વટાવીને કંપનીના મથુરા ઉપર હુમલો કર્યો. અંગ્રેજોએ એક મોટી સેના મથુરાના રક્ષણ માટે રાખી હતી; પરંતુ આ સેનાને હારીને મથુરાથી નાસવું પડ્યું; અને વિજયી જસવંતરાવે મથુરામાં પ્રવેશ કર્યો તથા નગર કબજે કર્યું. વેલેસ્લીના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. મથુરાથી આગળ વધીને દિલ્હી જીતી લેવું જસવંતરાવ માટે હવે મુશ્કેલ નહોતું. એવો પણ સંભવ છે, કે જો જસવંતરાવે દિલ્હી જીતી લીધું હોત; તો તેના પક્ષને આશ્ચર્યજનક બળ મળત, પણ કદાચ જસવંતરાવની આકાંક્ષા આ વખતે કશું વધારે મેળવવાની નહિ હોય એવું જણાય છે. વળી મથુરા પહોંચ્યા પછી તેના ઉપર કેટલીક મુસીબતો આવી પડી.

## કર્નલ મરેએ માળવા લીધું

જ્યારે જસવંતરાવ ઉત્તર તરફ આગળ વધતો જતો હતો ત્યારે કર્નલ મરે જસવંતરાવના માળવા ઉપર અને કર્નલ વૉલેસ તેના દક્ષિણના મુલક ઉપર હુમલો કરતા હતા. અગાઉ એક વાર જણાવી ગયા છીએ, કે રસદ ન મળવાને લીધે કર્નલ મરેને ૧લી જુલાઈએ ગુજરાત તરફ પાછા ફરવું પડ્યું હતું; પરંતુ પછી હોળકર ઉત્તર તરફ વધે છે એવા સમાચાર મળતાં મરેએ ત્રીજી વાર પાછા ફરીને હોળકરના માણસો સાથે કાવતરાં કરવાનું શરૂ કર્યું.

ઈ. સ. ૧૮૦૫ના માર્ચની ૨૪મીએ ડાયરેક્ટરો ઉપર કાગળ લખતાં ગવર્નર જનરલે જણાવ્યું છે, કે કેટલી હદ સુધી હોળકરના નોકરો તથા બીજા અનુયાયીઓને લાલચ આપવી અને તેમની કેટલી હદ સુધીનાં વચનો

આપવાં એ બાબતમાં કર્નલે મને રીતસર પૂછ્યું. ૧૮ આ વખતે કર્નલ મરેને એટલી સુંદર સફળતા મળી કે ઈ. સ. ૧૮૦૪ ના જુલાઈની ૫મીએ કર્નલ મરે ફરી ઉજ્જન તરફ આગળ વધ્યો. કોઈ પણ પ્રકારના વિરોધ વગર તે ૮ મી જુલાઈએ ઉજ્જન પહોંચ્યો અને ત્યાં બેઠાં બેઠાં તેણે "કોઈ પ્રકારની લડાઈ કર્યા વગર"૧૯ આજુબાજુનો બધો પ્રદેશ તથા હોળકરની ખુદ રાજધાની ઈંદોર ઉપર આધકાર મેળવી લીધો. અલબત્ત, આ અદ્ભુત કાર્યમાં જસવંતરાવની ગેરહાજરીએ કર્નલ મરેને ઘણી મદદ આપી.

**વોલેસને દક્ષિણમાં મળેલી સફળતા**

· દક્ષિણમાં જનરલ વેલેસ્લીના ચાલ્યા ગયા પછી કંપનીની સેનાઓનું નેતૃત્વ કર્નલ વોલેસને મળ્યું. ૨૧મી ઑગસ્ટે કર્નલ વોલેસે પૂનાથી પ્રસ્થાન કર્યું. ૧૮મી સપ્ટેંબર સુધીમા તેણે ગોદાવરી નદી ઓળંગી; ૨૭ અને ૩૦ મીએ બીજી વધારે સેના વોલેસને આવીને મળી. ઑક્ટોબરની શરૂઆતમાં પેશવાની પોતાની સેના પણ વોલેસને આવી મળી એ જ મહિનામાં વોલેસે ચાંદોર તથા તાપી નદીની દક્ષિણના હોલકરના કેટલાક કિલ્લાઓ જીતી લીધા. જે ઉપાયોએ કર્નલ મરેને સફળતા મળી હતી એ જ ઉપાયોથી વોલેસે પણ સફળતા મેળવી એમા કાંઈ શક નથી.

જસવંતરાવ મથુરા પહોંચવા આવ્યો ત્યારે તેને માળવા તથા પોતાનો દક્ષિણનો બીજો મુલક આ રીતે હાથમાંથી ચાલ્યા ગયાના સમાચાર મળ્યા. તેણે દુઃખની સાથે અનુભવ્યું, કે આખરે તેના પોતાના આદમીઓ પણ અંગ્રેજોના 'ગુપ્ત ઉપાયો' સામે અનંત કાળ માટે અભેદ્ય રહી ન શક્યા! મથુરામાં બેસીને પોતાનો ગયેલો મુલક હવે પાછો કેમ મેળવવો તેના ઉપાયો તે વિચારવા લાગ્યો.

---

૧૮ 'Colonel Murray having submitted to the Governor-General several questions relative to the extent to which he might be permitted to encourage desertion among the adherents of Jaswant Rao Holkar, and to offer to them employment in the service of the allies, . . . the Governor-General in Council deemed it be advisable to furnish Colonel Murray with instructions. . . ."—Despatch of the Governor-General in Council to the Secret Committee, dated 24th March, 1805.

૧૯ "Without any resistance."—Above despatch.

બન્ને દારકરોની યોજના

જસવંતરાવે હવે મહારાજા સિંધિયા, વરાડનો રાજા તથા ભરતપુરના રાજાને પોતાના પક્ષમાં લેવાનો વિચાર કર્યો. પણ મથુરામાં જસવંતરાવ વધારે વખત રોકાઈ જવાથી અંગ્રેજોને પણ તક મળી ગઈ. તેમણે એક બાજુથી હોળકરના રાજ્યમાં તેની જ વિરુદ્ધ અનેક જૂઠ્ઠા ખબરો ફેલાવવાનું શરૂ કર્યું, અને બીજી તરફથી દિલ્હીનો બરાબર બંદોબસ્ત કરી લીધો વળી જનરલ લેકે પણ હોળકર ઉપર હુમલો કરવાની તૈયારી કરી લીધી.

દિલ્હીમાં હોળકરની અસફળતા

૩જી સપ્ટેંબરે જનરલ લેકે કાનપુરથી કૂચ કરી; ૨૨મી સપ્ટેંબરે તે આગ્રા પહોંચ્યો, અને સિકંદ્રામાં પોતાની સેના એકઠી કરીને ૧લી ઑક્ટોબરે મથુરા તરફ રવાનો થયો. જ્યારે જનરલ મથુરા તરફ આગળ વધતો આવતો હતો ત્યારે જસવંતરાવ હોળકર દિલ્હી જીતી લેવા માટે અને દિલ્હીના સમ્રાટને પોતાના પક્ષમા લેવા માટે દિલ્હી તરફ આગળ વધ્યો. પરંતુ આ સમય દરમિયાન અંગ્રેજોએ દિલ્હીનું રક્ષણ કરવાનો પૂરતો પ્રબંધ કરી લીધો હતો. કર્નલ ઑક્ટરલોની દિલ્હીની સેનાઓનો સેનાપતિ હતો. હજી સુધી અંગ્રેજોએ સમ્રાટને આપેલાં વચનો પૂરી રીતે પાળ્યાં નહોતાં, તેમ જ સમ્રાટ તથા તેના કુળના ખર્ચનો યોગ્ય પ્રબંધ પણ કર્યો નહોતો. છતાં પણ ઑક્ટરલોનીએ ખોટાં વચનો અને આશાઓ આપીને સમ્રાટ શાહઆલમને પોતાના પક્ષમાં રાખ્યો હતો. પરિણામે સમ્રાટે પણ પોતાના પ્રભાવનો ઉપયોગ મરાઠાઓની વિરુદ્ધ અને અંગ્રેજોના પક્ષમાં કર્યો, અને તેથી જસવંતરાવને દિલ્હીમાં સફળતા ન મળી શકી.

સહરાણપુરમાં હોળકરની અસફળતા

આ પરિસ્થિતિમાં જસવંતરાવને બાતમી મળી, કે જનરલ લેક મથુરાથી તેની પાછળ પડ્યો છે, ત્યારે તે ૧૫મી ઑક્ટોબરે દિલ્હી છોડીને સહરાણપુર તરફ ચાલતો થયો. તેના ગયા પછી બે દિવસે લેક દિલ્હી પહોંચ્યો. સહરાણપુરના પ્રદેશમાં શીખ સરદાર દોલસિંહ, નવાબ બંબૂખાં તથા બેગમ સમરૂ તરફથી મદદ મળશે એવી જસવંતરાવને આશા હતી. પરંતુ અધિક ચતુર અંગ્રેજો સામે ત્યાં પણ એની આશા સફળ થઈ શકી નહિ.

વિજયનાં સાધનો

ભારતવર્ષમાં પોતાની સત્તા કાયમ કરવામાં અંગ્રેજોને સદા શીખોની

મદદ મળ્યા કરી છે. આ પહેલાં દોલતરાવ વિરુદ્ધ પણ શીખોએ અંગ્રેજોને મદદ કરી હતી. આ વખતે બરેલીમાં એ. સીટન નામનો ગવર્નર જનરલનો એક એજંટ રહેતો હતો; આ એજંટ મારફત ગવર્નર જનરલે સરદાર દોલચાસિંગ સાથે ગુપ્ત પત્રવ્યવહાર શરૂ કર્યો. ઈ. સ. ૧૮૦૪ના સપ્ટેંબરની ૧૦ મીએ માર્ક્વિસ વેલેસ્લીએ જનરલ લેક ઉપર એક " સરકારી અને ખાનગી " કાગળમાં લખ્યું:—

> " જમના નદીનાં પાણી ઊતરી ગયા બાદ સંભવ છે, કે × × × આપણે દોલચાસિંહની મદદનો કાર્યસાધક ઉપયોગ કરી શકશું. આથી જ્યારે આપને યોગ્ય જણાય ત્યારે આ યુદ્ધમાં દોલચાસિંહને ધનની મદદ કરવાનો અધિકાર આપવાનું યોગ્ય ધારું છું. × × × " ૨૦

એમાં શક નથી કે અંગ્રેજોએ પૈસા ખરચીને શીખોને હોળકરની વિરુદ્ધ પોતાના પક્ષમાં લઈ લીધા. બંબૂખાં, બેગમ સમરૂ વગેરેની સાથેના અંગ્રેજોનાં કાવતરાંનું વર્ણન અગાઉ અપાઈ ગયું છે. પરિણામે સહરાણપુરની આસપાસના ઇલાકામાંથી પણ કોઈએ જસવંતરાવને મદદ આપી નહિ, અને આખરે તેને ભરતપુર તરફ પાછા ફરવું પડ્યું.

ભરતપુરનો ઐતિહાસિક ઘેરો તથા અંગ્રેજો અને હોળકરનાં બાકીનાં યુદ્ધોનું વર્ણન હવે પછીનાં પ્રકરણોમાં આવશે.

---

૨૦ "It is possible that the services of this chieftain may eventually be employed with effect . . . when the river Jumna shall become fordable, I deem it advisable, therefore, to authorize Your Excellency, if you should think proper, to subsidize Dolcha Singh, during the war . . ."—Marquess Wellesley's " Official and Secret " letter to General Lake dated 10th September, 1804.

# પ્રકરણ છવ્વીશમું

## ભરતપુરનો ઘેરો

### દિલ્હીથી ભરતપુર

જસવંતરાવ હોળકરે દિલ્હી છોડયા પછી તેની પાછળ પડવા માટે દિલ્હીથી જુદી જુદી ત્રણ વિશાળ સેનાઓ રવાના થઈ. એક કર્નલ બર્નને અધીન, બીજી જનરલ લેકને અધીન અને ત્રીજી મેજર જનરલ ફ્રેઝરને અધીન હતી. કર્નલ બર્નની સેનાએ ઈ. સ. ૧૮૦૪ના ઓક્ટોબરની ૨૬મીએ દિલ્હીથી કૂચ કરી. કર્નલ બર્ન અને જસવંતરાવ હોળકરની સેનાઓ અનેક વાર નજીક નજીક આવી ગઈ, પરંતુ કર્નલ બર્ન હુમલો કરવાનું સાહસ કરી શકયો નહિ. ઉત્તર ભારતની બીજી બધી રાજસત્તાઓ એકત્ર કરવાની ચિંતામાં જસવંતરાવ આ સમયે પડયો હતો. તે સહરાણપુરથી પાછો ફરીને ભરતપુર તરફ જઈ રહ્યો હતો. તેણે પોતાની સેનાને બે ભાગમાં વહેંચી નાખી; પાયદળ અને તોપખાનાને તેણે આગળ રવાના કર્યું, અને પોતે પોતાની સવાર સેના સાથે પાછળ રહ્યો. ૩૧મી ઓક્ટોબરે જનરલ લેકે હોળકરનો સામનો કરવા માટે દિલ્હી છોડયું, આ વખતે તેની પાસે ગોરા સવારોની ત્રણ રેજિમેંટ, દેશી સવારોની ત્રણ રેજિમેંટ અને તોપખાના સહિત તેણે મેજર જનરલ ફ્રેઝરને હોળકરના પાયદળ લશ્કર તથા તોપખાનાની પાછળ રવાના કર્યો.

### હોળકરની પાછળ

લેકને બાતમી મળી, કે આ સમયે હોળકર પોતાની સવાર સેના સહિત શામલીમાં પડયો છે. જસવંતરાવનો ઇરાદો બની શકે તેટલી ઉતાવળે

ભરતપુર પહોંચવાનો હતો, જ્યારે લેક તેને માર્ગમાં જ રોકીને લડાઈમાં ઉતારવા માગતો હતો. જસવંતરાવની ખાતમી મળતાં જ લેક શામલી તરફ આગળ વધ્યો. ૩જી નવેમ્બરે તે ત્યાં પહોંચ્યો પણ ખરો; પરંતુ હોળકર તો એ પહેલાં જ ભરતપુર તરફ રવાના થઈ ચૂક્યો હતો.

જનરલ લેક ત્યાંથી હોળકરની પાછળ પડયો. ૧૭મી નવેમ્બરે હોળકર તથા લેકની સેના ફરૂખાબાદમાં પાસે પાસે આવી ગઈ. છતાં પણ જનરલ લેક હોળકરની સામે થવાનું સાહસ ન કરી શકયો. અને હોળકર પોતાની સવાર સેના સહિત ભરતપુર રાજ્યના દીગના કિલ્લામાં સહીસલામત પહોંચી ગયો, ગવર્નર જનરલે ગવર્નર લેકને તેની આ નિષ્ફળતા પછી આશ્વાસન આપતાં લખ્યું કે:—

"હોળકર આપણા હાથમાંથી છટકી ગયો એ કમનસીબી છે. હોળકરને જીવતો પકડવો, કે તેનો નાશ કરવો અત્યંત આવશ્યક છે, એ બાબતમાં જેટલો આપનો આગ્રહ છે એટલો જ મારો પણ છે. જ્યાં સુધી તેનો નાશ નહિ થાય, કે તેને કેદ નહિ કરવામાં આવે ત્યાં સુધી આપણને શાંતિ મળવાની નથી. આથી જ્યાં સુધી તે જાય ત્યાં સુધી તમે કોઈ પણ કારણે તેનો પીછો કરવામાં પાછા નહિ પડો એ બાબતમા હું આપના ઉપર ભરોસો રાખું છું." ૧

**દીગની બહાર યુદ્ધ**

જનરલ લેક કરતાં મેજર જનરલ ફ્રેઝરને પોતાના કાર્યમાં વધારે સફળતા મળી. જનરલ ફ્રેઝર ૫મી નવેમ્બરે દિલ્હીથી સેના સહિત નીકળ્યો. આ સમયે હોળકરનું પાયદળ લશ્કર તથા તેનું તોપખાનું દીગ પહોંચી ચૂક્યું હતું. પણ હોળકર પોતે દીગથી ઘણો દૂર હતો. ૧૨મી નવેમ્બરે જનરલ ફ્રેઝર દીગ પાસે પહોંચ્યો. જસવંતરાવના આવ્યા પહેલાં જ ૧૩મીએ દીગના કિલ્લાની બહાર બન્ને સેનાઓ વચ્ચે યુદ્ધ થયું. અંગ્રેજોના વર્ણન મુજબ તેમના ૬૪૩ માણસો મરાયા તેમાં ૨૨ તો અંગ્રેજ અમલ-

૧ "It is unfortunate that Holkar's person should have escaped you, you are equally impressed with me by the absolute necessity of seizing or destroying him Until his person be either destroyed or imprisoned, we shall have no rest. I therefore rely on you to permit no circumstance to divert you from pursuing him to the utmost extremity."

દારો હતા. જનરલ ફ્રેઝર પણ આ યુદ્ધમાં મરાયો. હોળકરના બે હજાર માણસો મરાયા એમ બતાવવામાં આવે છે. હોળકરની બચેલી સેનાએ પાછા હઠીને ડીગના કિલ્લાનો આશરો લીધો. અહીં થોડા દિવસ પછી હોળકર પણ પોતાની સેના લઈને આવી પહોંચ્યો. કહેવાય છે કે આ સંગ્રામમાં હોળકરની ૮૭ તોપો અંગ્રેજોના હાથમાં ગઈ.

### વિજયોત્સવ

આ વિજયનો ગવર્નર જનરલ અને જનરલ લેક બંનેએ મોટો ઉત્સવ ઊજવ્યો, અને સમસ્ત ભારતમાં એની જાહેરાત કરી. જનરલ લેકે પોતાની પ્રશંસા કરતાં ૧૯ મી નવેમ્બરે ગવર્નર જનરલને લખ્યું:—

"મારી કૂચની ઝડપ જોઈને બધા હિંદુસ્તાનીઓ એટલા ચકિત થયા કે જેની કલ્પના પણ થઈ શકતી નથી. × × ×" [૨]

કહેવાય છે, કે ૩૧મી ઓક્ટોબરથી ૧૭મી નવેમ્બર સુધીની જનરલ લેકની કૂચની ઝડપ રોજની ૨૩ માઈલની હતી. રેલવે અને તાર તો એ સમયે આખી દુનિયામાં નહોતાં. હોળકરના માણસો સાથેના અને ખાસ કરીને પઠાણો સાથેના જનરલ લેકના પેલા 'ગુપ્ત પ્રયત્નો' જારી હતા.

ખરી રીતે તો જસવંતરાવ હોળકર પોતાની સેના સહિત ભરતપુર પહોંચવા માગતો હતો, પરંતુ રસ્તામાં જ તેને અને તેની સેનાને ડીગના કિલ્લાનો આશરો લેવો પડ્યો. ડીગનો કિલ્લો ભરતપુરના રાજ્યમાં જ હતો.

ભરતપુરના રાજા સાથે અંગ્રેજોનો પત્રવ્યવહાર ચાલુ હતો, આ પહેલાં ભરતપુરના રાજાનો વિચાર અંગ્રેજો સાથે લડવાનો હતો કે નહિ તે જાણી શકાતું નથી. આ વખતે એક એવી ઘટના બની, કે જેથી ભરતપુરના રાજા રણજીતસિંહે લાચારીથી અંગ્રેજો વિરુદ્ધ હોળકરને મદદ કરી.

### ભરતપુરમાં અંગ્રેજોનું ધાંધલ

ભરતપુરની પ્રજામાંના કેટલાક પ્રતિષ્ઠિત લોકો હોળકર સાથે ગુપ્ત પત્રવહેવાર ચલાવે છે એવો કેટલાક લોકો ઉપર માર્ક્વિસ વેલેસ્લીએ ખોટો આરોપ મૂક્યો. અને પછી આ ગુનાને માટે ભરતપુરમાં જઈ તેમને ગિરફતાર કરવાનો તેમ જ તેમને અંગ્રેજી મુલકમાં લાવીને અંગ્રેજી અદાલત

૨ "The rapidity of my march has astonished all the natives beyond imagination, . . ."—General Lake to Governor General, 19th November, 1804.

સમક્ષ કોર્ટમાર્શલ કરવાની આજ્ઞા ગવર્નર જનરલે જનરલ લેકને આપી. ભરતપુર એક સ્વતંત્ર રાજ્ય હતું. પરંતુ ન તો આ મામલામાં રાજા રણજીતસિંહનો અભિપ્રાય પૂછવામાં આવ્યો; ન તો દરબાર મારફત કશી તપાસ કરવામાં આવી; અને આ બધા ઉપરાંત ભરતપુરની પ્રજાને ગિરફ્તાર કરવા માટે તથા તેને શિક્ષા કરવા માટે રાજાની મંજૂરીની આવશ્યકતાને પણ સ્વીકારવામાં ન આવી. પ્રથમ તો રાજાને એવો હુકમ કરવામાં આવ્યો, કે લેક જે જે માણસોને બતાવે તે બધાને પકડીને અંગ્રેજોને હવાલે કરી દો. અને પછી જનરલ લેકને અધિકાર આપવામાં આવ્યો કે રાજાને પૂછ્યા વગર જ તેની પ્રજાના આ લોકોને બળજબરીથી ગિરફ્તાર કરો, તેને અંગ્રેજી ઈલાકામાં લઈ આવો, અને ગોળીથી ઠાર કરો.

આબરૂની જેને દરકાર છે એવો કોઈ પણ સ્વમાની રાજા આ પ્રકારની ધૃષ્ટતા તથા જબરદસ્તી સહન ન જ કરે. ભરતપુરનું રાજ્ય ખાલસા કરવા માટે જનરન લેક તલસતો હતો, તથા આ કાર્ય અત્યંત સરળ છે એમ પણ તે માનતો હતો. આ બાબત જનરલ લેકના તે સમયે લખેલા એક કાગળ ઉપરથી સિદ્ધ થાય છે. હવે અંગ્રેજોની વિરુદ્ધ જસવંતરાવ હોળકરને મદદ આપ્યા સિવાય રાજા રણજીતસિંહ પાસે બીજો કોઈ ઈલાજ નહોતો. ઉપરાંત નિર્વાસિત હોળકરે ભરતપુરના રાજ્યમાં આશરો લીધો હતો, અને ન્યાય અને સામાન્ય શિષ્ટતાની દૃષ્ટિએ પણ શરણાગત અતિથિનું રક્ષણ કરવું તથા તેને મદદ કરવી એ રાજા રણજીતસિંહની ફરજ હતી. ભરતપુરના રાજાને હરાવવો એ જનરલ લેકને કેટલું સરળ લાગતું હતું તે તેના નીચે લખેલા વાક્ય ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે. ગવર્નર જનરલના એક પત્રના જવાબમાં જનરલ લેકે ઈ. સ. ૧૮૦૯ ના નવેંબરની ૨૭મીએ લખ્યું.—

> "××× હવે તરતમાં જ રાજા રણજીતસિંહ તથા તેના કિલ્લા ઉપર હુમલો કરીને આપણે તાબે કર્યા વગર મારાથી રહેવાશે નહિ."[૩]

**દીગનો કિલ્લો અંગ્રેજોએ લીધો**

અંગ્રેજોએ દીગના કિલ્લાને ઘેરો ઘાલવાનો નિર્ણય કર્યો. ઈ. સ.

---

૩ ..."it will not be in my power to avoid attacking and reducing him and his forts without delay."—General Lake to Marquess Wellesley, dated 27th November, 1804.

૧૮૦૪ના ડિસેમ્બરની ૮મી તારીખે જનરલ લેક પોતાની સેના સહિત દીગ પહોંચ્યો. કિલ્લાની દીવાલો તોડવા માટે ૧૯મી ડિસેમ્બરે આગ્રાથી દારૂગોળો તથા તોપો આવી ગયાં. ૨૩મીએ તોપોનો મારો શરૂ કરવામાં આવ્યો. દસ દિવસના પ્રયત્ન પછી ૨૩ ડિસેમ્બરે કિલ્લાની એક બાજુની દીવાલનો થોડો ભાગ તેઓ તોડી શક્યા. અંદરની સેના વાસ્તવિક રીતે ભરતપુર જવા માગતી હતી. આ બધી જ સેના આટલા સમય દરમિયાન દીગના કિલ્લામાંથી ભરતપુર સહીસલામત પહોંચી. ૨૩મીની મધરાતે તૂટેલા ભાગ દ્વારા અંગ્રેજી સેનાએ ખાલી કિલ્લામાં પ્રવેશ કર્યો. આ યુદ્ધમાં અંગ્રેજોના ૨૨૭ માણસો મરાયા. ૨૪મી તારીખે દીગનું શહેર તથા નિર્જન કિલ્લો બંને અંગ્રેજોના હાથમાં આવ્યાં.

દીગના વિજયના સમાચાર સાંભળીને ગવર્નર જનરલની હિંમત ઘણી વધી ગઈ. ઈ. સ. ૧૮૦૪ના ડિસેમ્બરની ૨૦મી તારીખે તેણે 'ખાનગી અને સરકારી' કાગળ લખતા જનરલ લેકને લખ્યું:—

"પરંતુ હવે ભરતપુરના રાજાનું બળ તથા તેનાં સાધનસામગ્રીને પૂરી રીતે કબજે કરી લેવાનું અનિવાર્ય છે, આથી હું આ હિતકર ઉદ્દેશ પૂરો કરવા માટે તથા ભરતપુર રાજ્યના બધા કિલ્લાઓ, ઇલાકાઓ અને પ્રાંતો જે રીતે આપને યોગ્ય લાગે એ રીતે અંગ્રેજી રાજ્યમાં ભેળવી લેવા માટે તરત જ પ્રયત્નો કરવાનો અધિકાર આપને આપું છું તથા આદેશ આપું છું."[૪]

દીગ ઉપર અધિકાર મેળવ્યા પછી તરત જ અંગ્રેજોએ તેની આસપાસનો મુલક જીતી લીધો કહેવાય છે, કે ભરતપુરના રાજાના હાથમાં કેવળ

૪ "The entire reduction of the power and resources of the Raja of Bharatpur, however, is now become indispensably necessary, and I accordingly authorize and direct Your Excellency to adopt immediate arrangements for the attainment of that desirable object, and for the annexation to the British power, in such manner as Your Excellency may deem most consistent with the public interests, of all the forts, territories, and possessions belonging to the Raja of Bharatpur."—Governor-General's letter to General Lake, dated 20th December, 1804, marked "Secret and Official."

ભરતપુરનો કિલ્લો તથા શહેર બાકી રહ્યાં. હવે અંગ્રેજોએ રણજીતસિંહને હોળકરને સોંપી દેવાનું જણાવ્યું. પરંતુ રણજીતસિંહ સ્વાભિમાની હતો; તેણે હોળકરને સોંપી દેવાનો ઇનકાર કર્યો. જનરલ લેક ૨૯મી ડિસેમ્બરે દીગથી ઊપડયો અને ઈ. સ. ૧૮૦૫ના જાનેવારીની ૩જીએ ભરતપુર પહોંચ્યો. ભરતપુરનો ઘેરો શરૂ થયો.

## ભરતપુરનો ઘેરો

એ કાળે ભરતપુર શહેર આઠ માઈલ લાંબું હતું. ચારે તરફ ઊંચી મોટી ગાગની દીવાલ હતી, અને તેની બહાર મોટી ઊંડી પાણીથી ભરેલી ખાઈ હતી. શહેરની પૂર્વ તરફ ભરતપુરનો કિલ્લો હતો. શહેરની દીવાલ ઉપર તોપો ચડાવવામા આવી હતી. રણજીતસિંહનું આખું લશ્કર, હોળકરનું પાયદળ લશ્કર તથા શહેર તેમ જ આજુબાજુના પ્રદેશની ઘણી પ્રજા શહેરની દીવાલો પાછળ હતી. હોળકરની સવાર સેના અંગ્રેજોને પાછળથી હેરાન કરવા માટે, તથા તેને મળતી રસદ વગેરે અટકાવવા માટે શહેરની બહાર રહી હતી.

## અંગ્રેજોની સેનાનો પ્રથમ પરાજય

ઈ. સ. ૧૮૦૫ના જાનેવારીની ૭મીએ કંપનીની સેનાએ ભરતપુર ઉપર ગોળા વરસાવવાનું અને દીવાલ તોડવાનું શરૂ કર્યું, ૯મી જાનેવારીએ દીવાલનો એક ભાગ થોડોક તૂટેલો માલૂમ પડયો. અંગ્રેજી સેનાએ જેમ તેમ કરીને ખાઈ ઓળંગી આ તૂટેલા ભાગમાંથી અંદર પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો, પરંતુ શહેરની અંદરની ભારતીય સેનાએ એટલી વીરતાથી સામનો કર્યો કે વારંવર પ્રયત્ન કર્યા છતા પણ આખરે અનેક સિપાઈઓને ખોઈને લાચાર થઈ અંગ્રેજી સેના પાછી હઠી. ૫

આ રીતે ભરતપુર જીતી લેવાનો પહેલો પ્રયત્ન નિષ્ફળ ગયો.

## ફરી નિષ્ફળતા

ફરી બાર દિવસ સુધી તોપોનો મારો ચાલ્યો ઈ. સ. ૧૮૦૫ના જાનેવારીની ૨૧મીએ અંગ્રેજી સેનાએ ફરી વાર શહેરમાં પ્રવેશ કરવાનો જબર

૫ ". . . and the column, after making several attempts, with heavy loss, was obliged to retire . . ."—General Lake to Marquess Wellesley, 10th January.

દસ્ત પ્રયત્ન કર્યો, પરંતુ આ વખતે પણ તેને સફળતા મળી નહિ. આ બીજી વારની નિષ્ફળતાના સંબંધમાં જનરલ લેકે માર્કિવસ વેલેસ્લીને જણાવ્યું :–

"× × × ખાઈ એટલી બધી પહોળી અને ઊંડી નીકળી, કે મને જણાવતાં દુઃખ થાય છે. એ ખાઈને ઓળંગવાના એટલા પ્રયત્નો અમે કર્યા તે બધા વ્યર્થ ગયા; અને હેતુ પાર પાડ્યા વગર જ આપણી સેનાને પોતપોતાની ટ્રેન્ચીઝમાં પાછા ફરવું પડ્યું.

"આપણી સેનાએ હંમેશ મુજબ દૃઢતાથી કાર્ય કર્યું, પરંતુ એના ઉપર એટલા લાંબા સમય સુધી, એટલા તો જોસપૂર્વક અને એટલા અચૂક નિશાનથી ગોળા વરસતા હતા, કે મને ભય છે કે આપણને ઘણું ભારે નુકશાન થયું છે."[૬]

કિલ્લા ઉપરની અને શહેરના કોટ ઉપરની જે તોપોની ભયંકર આગ સામે અંગ્રેજોને બે વાર પાછા હઠવું પડ્યું એ તોપો આ સમયે યોગ્ય અને વિશ્વાસપાત્ર ભારતીય વીરોના હાથમાં હતી એમાં સંદેહ નથી.

**અંગ્રેજોની સેનાનો ત્રીજો પ્રયત્ન**

આ બંને વખતના હુમલામાં અંગ્રેજોની બાજુએ જાન અને માલની એટલી ભારે ખુવારી થઈ હતી, કે બહારની નવી મદદ આવ્યા પહેલાં ત્રીજો હુમલો કરવાની જનરલ લેકની હિંમત ચાલી નહિ. લગભગ એક મહિના સુધી અંગ્રેજી સેના એમને એમ પડી રહી. દરમિયાન હોળકરના મધ્યભારતના પ્રદેશો જીતીને કર્નલ મરે ગુજરાત પાછો ગયો. કર્નલ મરેની આ બધી સેના મેજર જનરલ જોન્સની સરદારી તળે હવે જનરલ લેકની મદદ માટે ઈ. સ. ૧૮૦૫ ના ફેબ્રુઆરીની ૧૨મીએ ભરતપુર નજીક આવી પહોંચી. આગ્રા તથા બીજાં સ્થળોએથી નવો સામાન તથા વધારાની અને નવી જબરદસ્ત તોપો મગાવવામાં આવી. જ્યાં દીવાલ ઓછામાં ઓછી પહોળી હતી તે

૬ ". . . I am sorry to add, that the ditch was found so broad and deep, that every attempt to pass it proved unsuccessful, and the party was obliged to return to the trenches, without effecting their object.

"The troops behaved with their usual steadiness, but I fear, from the heavy fire they were unavoidably exposed to for a considerable time, that our loss has been severe."



**ભરતપુરની પિત્તળની એક તોપ**

આ તોપ ૧૮૨૬ ના જાનેવારીની ૧૮ મીએ અંગ્રેજોને હાથ આવી. લંબાઈ ૧૫ ફૂટ ૪ ઇંચ, મુખનો ઘેરાવો ૬ ફૂટ, પાછળનો ૯ ફૂટ ૯ ઇંચ, દળ ૮॥ ઇંચ

( From the 'Narrative of the Siege and Capture of Bharatpur" by J N Creighton 1830, London )

ભાગ ઉપર ફેબ્રુઆરીની શરૂઆતમાં ફરી તોપોનો મારો શરૂ કરવામાં આવ્યો આખરે એક નવે રસ્તે ૨૦મી ફેબ્રુઆરીએ કંપનીની સેનાએ ભરતપુરમાં પ્રવેશ કરવાનો ત્રીજી વાર પ્રયત્ન કર્યો.

**ત્રીજીવાર અસફળતા**

આ વખતે વળી એક વિચિત્ર ઘટના બની. જે રસ્તેથી કંપનીની સેના અંદર પેસવા માગતી હતી તે જ રસ્તે તે જ રાતે ભારતીય સેનાએ બહાર નીકળીને કંપનીની સેના ઉપર હુમલો કર્યો. કંપનીના અનેક અંગ્રેજ અમલદારો તથા અસંખ્ય દેશી તથા વિદેશી સિપાઈઓ ત્યાં ને ત્યાં જ ભારતીય ગોળીઓના શિકાર થયા. એટલું જ નહિ, પણ અંદરની ભારતીય સેનાએ આગળ વધીને અંગ્રેજોની આગળની ટ્રેન્ચીઝ પણ જીતી લીધી. અંગ્રેજોના પક્ષમાં સહુથી આગળ ગોરી પલટનો હતી. તેઓને આગળ વધીને શત્રુને નગરમાં પાછા ધકેલી મૂકવાની જનરલ લેકે આજ્ઞા આપી. તેમના અમલદારોએ તેમને ખૂબ સમજાવ્યા તથા હિંમત આપી, પણ ગોરા સિપાઈઓ એટલા બધા ડરી ગયા હતા, અને ભરતપુરની સેનામાંથી ગોળાઓનો આવતો વરસાદ એટલો સખત હતો, કે આ ગોરા સિપાઈઓએ આગળ વધવાની ઘસીને ના પાડી. આ સંકટ સમયે જનરલ લેકે પોતાની હિંદી પાયદળની બે રેજિમેન્ટોને આગળ વધવાનો હુકમ આપ્યો. આ લોકો વીરતાપૂર્વક આગળ વધ્યા. ૭ ભરતપુરમાં પ્રવેશ કરવાની દષ્ટિથી અંગ્રેજોનો આ ત્રીજી વારનો પ્રયત્ન પણ સર્વાંશે નિષ્ફળ નીવડ્યો. પરંતુ કંપનીની ભારતીય સેનાએ વીરતાપૂર્વક લડતાં લડતાં ભરતપુરની સેનાને શહેરમાં પાછા પેસી જવાની ફરજ પાડી. આવે સંકટ વખતે જ્યારે કંપનીની ગોરી સેના શિસ્ત અને શૂરાતન બન્ને ગુમાવી બેઠી હતી, ત્યારે કંપનીની એ ભારતીય સેના જો આગળ ન વધી હોત તો ભરતપુરની વિજયી સેનાએ તે જ દિવસે કંપનીની સેનાનો ભરતપુરના મેદાનમાં અંત આણ્યો હોત, અને જનરલ લેક તથા તેના જાતિભાઈઓની ભાવિ આશાઓ ઉપર પાણી ફેરવ્યું હોત.

૭ "The Europeans, however, of His Majesty's 75th and 76th who were at the head of the column, refused to advance, . . . The entreaties and expostulations of their officers failing to produce any effect, two regiments of Native Infantry, the 12th and 15th, were summoned to the front, and gallantly advanced to the Storm."—Mill, vol. vi, p. 426.

નિષ્ફળતાનાં કારણો

ભારતપુરના ત્રણે વારના હુમલામાં જનરલ લેકને નિષ્ફળતા મળવાનું મુખ્ય કારણ એ હતું, કે ભરતપુર રણજીતસિંહની કે જસવંતરાવ હોળકરની સેનામાં કોઈ વિશ્વાસઘાતી નહોતો. આ જ રીતે ઈ. સ. ૧૮૦૫ ના ફેબ્રુઆરીની ૨૦ મીએ ભારતીય સેના બહારની અંગ્રેજી સેનાને ખતમ ન કરી શકી તેનું કારણ પણ કંપનીની નોકરી કરતા ભારતીય સિપાઈઓ, જેમણે ખરે વખતે તે રીતે અંગ્રેજોને મદદ કરી, તેમનામાં રહેલો રાષ્ટ્રીયતાનો અભાવ જ ગણી શકાય.

વેલેસ્લીની મૂંઝવણ

જનરલ લેકની આ ત્રીજી વારની નિષ્ફળતાના સમાચાર સાંભળીને માર્કિવસ વેલેસ્લી મુંઝાયો. ઈ. સ. ૧૮૦૫ ના માર્ચ માસની ૫મીએ તેણે જનરલ લેક ઉપર એક લાંબો કાગળ લખ્યો, જેમાં આ યુદ્ધને તત્કાળ પૂરું કરવાના ઉપાયો સૂચવતાં લખ્યું;—

"જે વખતે આપ ભરતપુરના ઘેરાની તૈયારી કરતા હો કે ઘેરાના કાર્યમાં મંડી પડ્યા હો, ત્યારે રણજીતસિંહને હોળકરથી જુદો પાડવાની કોશિશ કરવી એ વધારે સલાહકારક નથી જણાતું? જો કે ભરતપુર પડ્યું નથી. × × × છતાં પણ જો રણજીતસિંહ સાથ છોડી દેશે તો હોળકર નિરાશ થશે." ૮

રણજીતસિંહને લાલચ આપી

વળી આગળ ચાલતાં ગવર્નર જનરલે જનરલ લેકને લખ્યું, કે "જો આપ હોળકરનો પક્ષ બિલકુલ છોડી દેશો તો × × × આપનું રાજ્ય આપને પાછું આપવામાં આવશે." ૯ એમ રાજા રણજીતસિંહને જણાવવું.

હજી તો અઢી માસ પહેલાં આ જ ભરતપુરના રાજાના સંબંધમાં

૮ "While the Commander-on-Chief is preparing for the seige of Bharatpur, or actually engaged in it, might it not be apri sable to endo vour to de-ach Ranjit Singh from Holkar? Although Bharatpur has not fallen, . . . Holkar would be hopeless if abandonen by Ranjit Singh."

૯ ". . and renounce Holkar altogether, in which case he will be , . . restored to his pos essions."



રાજા રણજીતસિંહ, ભરતપુર
( ભરતપુર 'સ્ટેટ ગૅઝેટ'ના સંપાદક પંડિત ગોકુલચંદ દીક્ષિતના સૌજન્યથી )

વિ. ચિ. પ્રેસ ગોંડિયા

ગવર્નર જનરલે જનરલ લેકને લખ્યું હતું, કે "ભરતપુરના રાજાના બધા કિલ્લા, ઇલાકા અને પ્રાંતો અંગ્રેજી રાજ્યમાં મેળવી લેવા. જનરલ લેક પણ એ વખતે તો ભરતપુરનું રાજ્ય ગળી જવા માટે તલપાપડ થઈ રહ્યો હતો. પરંતુ ત્યાર પછીના બે માસમાં પરિસ્થિતિએ પલટો ખાધો. જનરલ લેકને રાજા રણજીતસિંહનું બળ તથા તેના પરાક્રમનો પૂરતો પરિચય થઈ ચૂક્યો હતો. તેણે જવાબમાં ગવર્નર જનરલને લખ્યું:—

"રણજીતસિંહને ફોડીને હોળકરથી જુદો પાડવાની હરેક પ્રકારની કોશિશ કરવામાં આવે છે અને હવે પછી પણ કરવામાં આવશે. × × × જો રણજીતસિંહ સાથ છોડી દેશે તો હોળકર અને તેના અનુયાયીઓ માટે કોઈ આશા નહિ રહે."૧૦

વળી આગળ ચાલતાં જનરલ લેકે લખ્યું:—

"હાલ રણજીતસિંહ સાથે મારો પત્રવ્યવહાર ચાલુ છે. આ પત્રવ્યવહારને પરિણામે અંગ્રેજ સરકાર માટે પૂરતી રીતે લાભકારક એવી સમાધાની થશે એવી મને સંપૂર્ણ આશા છે. જો આ સમાધાન થશે તો પછી ભવિષ્યમાં હોળકર તથા રાજા રણજીતસિંહ કદી એક નહિ થઈ શકે."૧૧

હજી જનરલ લેકને પોતાના 'ગુપ્ત ઉપાયો' ઉપર પુષ્કળ વિશ્વાસ હતો એમાં શક નથી. ભરતપુરની બહાર પડેલી અંગ્રેજી સેનાની અવસ્થા આ વખતે બહુ નાજુક હતી. નગરની ભારતીય સેનામાં ઘણી હિંમત આવી ગઈ હતી, જ્યારે જનરલ લેક અને તેની સેનાના સિપાઈઓની હિંમત સાવ ભાંગી ગઈ હતી. સામાનની પુષ્કળ તંગી હતી. ભરત-

૧૦ "Every endeavour is making, and will be made to detach Ranjit Singh from Holkar . . . Holkar and his followers would have little hope if abandoned by Ranjit Singh."—General Lake to Governor-General.

૧૧ "A correspondence is now going on between me and Ranjit Singh, which I am in hopes will lead to an accommodation sufficiently favourable to the British Government and prevent and future union of interests between that chief and Jaswant Rao Holkar."

પુર જીતવાની લેશ પણ આશા હવે લેકને રહી નહોતી, તેમ ભરતપુરથી પાછા હટવામાં પણ હવે અંગ્રેજોને પોતાની સહીસલામતી દેખાતી નહોતી.

અમીરખાં અને તેના માણસોને લાંચ

અગાઉ લખવામાં આવ્યુ છે, કે હોળકરની સવારસેના આ વખતે ભરતપુરની બહાર હતી આ સેના હોળકરના પ્રસિદ્ધ સેનાપતિ અમીરખાંના હાથ નીચે હતી. આ બહારની સેનાએ અંગ્રેજી સેનાને સારી રીતે હેરાન કરવા ઉપરાંત કંપનીની સેના માટે રસદ પણ પહોંચવાનું અસંભવિત બનાવી દીધું જો એકાદ વાર અમીરખાએ પાછળથી અંગ્રેજી સેના ઉપર હુમલો કર્યો હોત, તો સામેથી શહેરના કોટ ઉપરની તોપોનો મારો તથા પાછળથી અમીરખાનો હુમલો, એ વચ્ચેથી રહીસહી અંગ્રેજી સેના અચૂક નાશ પામી હોત; પરંતુ અંગ્રેજોના સદ્ભાગ્યે અમીરખાં શરૂઆતથી જ ઈમાનદારી તથા વફાદારીને બદલે ધનની વધારે કદર કરતો હતો ૧મી માર્ચે ગવર્નર જનરલે જનરલ લેકને લખ્યુ —

"અમીરખાના જે જે અનુયાયીઓ તેનો પક્ષ છોડીને આપણા પક્ષમાં આવવા તૈયાર થાય તેમને બધાને જમીનદારીઓ આપવાના વચનો આપવાનો સંપૂર્ણ અધિકાર મિસ્ટર સીટન અને જનરલ સ્મિથને આપવો જોઈએ જો અમીરખાં પણ હોળકરનો પક્ષ છોડીને અંગ્રેજ સરકારના પક્ષમા આવી જાય × × × તો તેને પણ જાગીર આપવાની કબૂલાત આપવી"૧૨

એટલે કે અમીરખાંની સાથેનો અંગ્રેજોનો પ્રપંચ આ વખતે બેવડો હતો એક તો અમીરખાના માણસોને અમીરખાથી ફોડવા, તથા બીજુ ખુદ અમીરખાને જ લાલચ આપીને હોળકરના પક્ષમાથી ફોડવો જનરલ લેકે ગવર્નર જનરલને જવાબમા જણાવ્યુ —

"જરૂર, અમીરખાના અનુયાયીઓને જાગીરો આપવાની લાલચ

૧૨ "Mr Seton and General Smith should be authorized to offer a settlement of land to each of Amir Khan's follower as would quit him Even Amir Khan himself might be offere a *Jagheer*, if he will quit Holkar's cause, submit to th British Government, and come into General Smith's camp . . "—Governor-General to General Lake, 1th March

આપણે આપવી જોઈએ.

"અમીરખાંની માગણીઓ બહુ ભારે છે. તે શરૂઆતમાં જ તેત્રીશ લાખ રૂપિયા માગે છે, અને પછી દશ હજાર સવારો નભી શકે એવડી મોટી જાગીર માગે છે. રોહીલખંડમાં તેની આ જ માગણી હતી; અને તેની કેટલીએક પલટનો તથા તોપો સિંધિયાના પક્ષમાં ભળી ગઈ છે; એટલે મને ડર છે, કે આજે હવે તે પોતાની માગણીઓ મોળી પાડશે નહિ."૧૩

**અમીરખાંનો વિશ્વાસઘાત**

આખરે અમીરખાંને ખરીદી લેવામાં આવ્યો. આ ખરીદી જનરલ સ્મિથની મારફત થઈ હતી, એટલે હવે તેને જ અમીરખાંને હરાવવા માટે સવારસેના સાથે મોકલવામાં આવ્યો. અમીરખાં તથા જનરલ સ્મિથની સેનાઓ વચ્ચે અફઝલગઢમાં એક બનાવટી યુદ્ધ થયું. ધન અને જાગીરના મોહમાં પડીને અમીરખાંએ પોતાના માલિક જસવંતરાવ હોળકરનો વિશ્વાસઘાત કર્યો તથા હોળકરના સવારોને પોતે જાતે દુશ્મનોનાં ભાલાં તથા ગોળીઓનો શિકાર બનાવ્યા. જનરલ સ્મિથનો વિજય થયો. અફઝલગઢ છોડીને નિમકહરામ અમીરખાં ઈ. સ. ૧૮૦૫ના માર્ચની ૨૦મીએ ભરતપુરમાં હોળકરને આવી મળ્યો અને વિજયી સ્મિથ ૨૩મી માર્ચે જનરલ લેકને આવીને મળ્યો. આ રીતે જનરલ લેકનો એક મોટો ભય દૂર થયો.

**સિંધિયા માટે અવસર**

હજી પણ જો કોઈ બીજા ભારતીય નરેશે અને ખાસ કરીને દૌલતરાવ સિંધિયાએ બહારથી આવીને જનરલ લેકની સેના ઉપર હુમલો કર્યો હોત તો બે બાજુના મારા વચ્ચે જનરલ લેકની સેના ભરતપુરના મેદાનમાં

---

૧૩ "A settlement in lands should certainly be offered to Amir Khan's followers.

"Amir Khan is most exorbitant in his demands. He asks thirty-three lacs of rupees in the first instance and a *Jagheer* for 10,000 horse. This was his proposal in Rohilkhund, and I doubt much if he would now be more moderate, as his battalions and guns have joined Scindhia."—General Lake to Governor-General.

જ સમાપ્ત થઈ જાત. દૌલતરાવ સિંધિયાને આ કરતાં વધારે સુંદર તક કદી ન મળત. જો તે પોતાની સમસ્ત સેના સહિત આ વખતે હોળકરની મદદે આવી પહોંચ્યો હોત તો પોતાનું ગુમાવેલું રાજ્ય તથા બધા અધિકારો ફરીથી પ્રાપ્ત કરી શકત; અને ભારતમાં મૃતપ્રાય થતા મરાઠાસામ્રાજ્યને પુનઃ જીવિત કરી શકત તથા વિદેશીઓની સામ્રાજ્ય જમાવવાની આકાંક્ષાઓને ધૂળ ભેગી કરી શકત જસવંતરાવ હોળકર તથા રાજા રણજીતસિંહ બંનેને દૌલતરાવ સિંધિયાના આવવાની આશા હતી ખુદ દૌલતરાવ પણ આ વસ્તુ સારી રીતે સમજતો હતો; અને ભરતપુર પહોંચવા માટે ઉત્સુક હતો; પરંતુ કયા કયા ઉપાયોથી અંગ્રેજોએ દૌલતરાવ સિંધિયાને ભરતપુર રોકી રાખ્યો એ જાણવા જેવું છે. આ હકીકત જાણવા માટે આપણે જરા ભૂતકાળ ઉપર દૃષ્ટિ નાખવી પડશે.

### સિંધિયાની અનિશ્ચિતતા

અંગ્રેજોના કારણે જ દૌલતરાવ સિંધિયા તથા જસવંતરાવ હોળકર વચ્ચે પરસ્પર અવિશ્વાસ ઉત્પન્ન થયો હતો આ અવિશ્વાસને જ વધારીને હવે અંગ્રેજો જસવંતરાવની વિરુદ્ધ દૌલતરાવ સિંધિયાની સહાય મેળવવા ઇચ્છતા હતા. આથી જસવંતરાવની સાથે યુદ્ધ શરૂ કરતા પહેલાં જ ગવર્નર જનરલે દૌલતરાવ સિંધિયાને વચન આપ્યું હતું કે વિજય મળ્યા પછી હોળકરના રાજ્યમાંથી ઘણો મોટો હિસ્સો તમને આપવામાં આવશે. શરૂઆતમાં આ વચન ઉપર વિશ્વાસ રાખીને દૌલતરાવે અંગ્રેજોને મદદ કરવાનું પણ વિચાર્યું; પરંતુ થોડા જ કાળમાં આ વચન કેવું પોકળ છે એની ખાતરી દૌલતરાવને થઈ. અંગ્રેજોના એ સમય સુધીના બધા વ્યવહારો સંબંધમાં દૌલતરાવને કપટની સામે ઘણી ફરિયાદો ઊભી હતી આ ફરિયાદોમની થોડીની હકીકત અગાઉ આવી ગઈ છે ઈ સ ૧૮૦૪ના ઓકટોબરની ૧૮મીએ મહારાજા સિંધિયાએ માર્કિવસ વેલેસ્લી ઉપર એક અત્યંત સ્પષ્ટ અને મહત્ત્વનો કાગળ લખ્યો. એ કાગળનો સાર નીચે મુજબ હતો.

### સિંધિયાનો પત્ર

અંગ્રેજોએ મારી સાથે દોસ્તી દર્શાવીને હોળકરની વિરુદ્ધ મદદની ઇચ્છા રાખી, પરંતુ મારી સલાહ તથા પ્રાર્થનાઓ પ્રત્યે રેસિડેન્ટ વેબે કશું ધ્યાન આપ્યું નહિ, એટલું જ નહિ પણ ખુદ વેબનું મારી સાથેનું

વર્તન અત્યંત અનુચિત અને અસભ્ય હતું ગોહદ અને ગ્વાલિયરના સંબંધમાં અંગ્રેજોએ ચાલુ સંધિનું ઉલ્લંઘન કર્યું; કુમારકુંડા અને જામગાંવ વગેરે મારા પ્રાંતોમાં અંગ્રેજોએ અનેક જાતના ઉપદ્રવો ઊભા કર્યા, અને પછી સંધિની શરતે ન તો અંગ્રેજોએ મને અંગ્રેજી સેનાની મદદ આપી કે ન મને પોતાને મારી પ્રજાના રક્ષણ માટે એ ઇલાકાઓમાં સેના લઈ જવા દીધી. બાપુજી સિંધિયા સાથેનું જનરલ મોન્સનનું વર્તન શરૂથી અંત સુધી લજ્જાજનક હતું. જો કે અંગ્રેજો મને પોતાનો મિત્ર કહેતા હતા, તથા પાછલી સંધિ અનુસાર જેમ તેઓ તેમના ઇલાકાનું રક્ષણ કરે એવી જ રીતે મારા ઇલાકાઓનું રક્ષણ કરવા પણ બંધાયેલા હતા, છતાં પણ જ્યારે જસવંતરાવ હોળકર મંડેશ્વરના કિલ્લાને ઘેરો નાખીને પડયો હતો તથા આસપાસના મુલકને ધમરોળતો હતો ત્યારે કર્નલ મરે પોતાની સેના સહિત ઉજ્જેનમાં પડાવ નાખીને પડયો હોવા છતા તેણે જસવંતરાવને અટકાવવાની બિલકુલ પરવા ન કરી. બરાબર એ જ વખતે સરદાર અમીરખાંએ (જે અંગ્રેજોને મળી ગયો હતો.) ભિલસાના કિલ્લાને ઘેરી લીધો, આસપાસના ઇલાકાને લૂંટી લીધો તથા કિલ્લો પણ છીની લીધો; છતાં અંગ્રેજોએ કે કર્નલ મરેએ બિલકુલ પરવા કરી નહિ અને મને બિલકુલ સહાય પણ આપી નહિ પાછલા યુદ્ધ પછી આજ સુધી આપણી સંધિની વિરુદ્ધ જઈને મારા અમુક ઇલાકાઓ અંગ્રેજોએ પોતાના અધિકાર તળે લઈ લીધા છે અમુક ઇલાકાઓ બીજાને આપી દીધા છે અને અમુક ઇલાકાઓને ઉજ્જડ વેરાન બનાવી મૂકયા છે, જેથી આર્થિક તથા બીજી અનેક નુકસાની મારે સહજ કરવી પડી છે વગેરે. આખરે મહારાજા દૌલતરાવ સિંધિયાએ ગવર્નર જનરલને સૂચના કરી કેઃ—

"હવે તો મેં મારી જૂની સેના એકઠી કરવાનો, સેનામાં નવી ભરતી કરવાનો અને એ રીતે એક મોટી સેના જમાવીને ફરી શત્રુઓને દંડવા માટે બહાર પડવાનો નિશ્ચય કરી લીધો છે; કારણ કે જે ઇલાકાઓ જીતવામા મારે કરોડો રૂપિયા ખરચવા પડયા છે, મોટી મોટી લડાઈઓ કરવી પડી છે તથા જે મુલક ઘણા લાંબા સમયથી મારા હાથમાં છે, તે હવે બીજાના હાથમાં ચાલ્યો જતો જોઉં અને છતાં હું શાંત બેસી રહું એ કેમ બની શકે? કેવળ મારા મિત્રોની સ્પષ્ટ અને સાચા દિલથી આપેલી સહાનુભૂતિની જરૂર છે; બીજી કશી જરૂર નથી."

સિંધિયાની બધી જ ફરિયાદો સાચી હતી, અને ઉપરોક્ત પત્રના છેલ્લા વાક્ય ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે તે વખતે લાચારીથી અંગ્રેજો તથા તેના મદદગારો સાથે લડીને પોતાનો મુલક પાછો મેળવવાનો તેણે નિર્ણય કર્યો હતો.

દરમિયાન રેસિડેન્ટ વેબનું મૃત્યુ થયું. તેની જગાએ સિંધિયાના દરબારમાં જેનકિન્સને નીમવામાં આવ્યો. વેબનું વર્તન જેટલું ખરાબ હતું એટલું જ જેનકિન્સનું પણ ખરાબ હતું. વાત એટલી હદે પહોંચી કે આખરે દૌલતરાવ સિંધિયાએ જેનકિન્સને પોતાને ત્યાં કેદ કરી લીધો.

### જીન બેપ્ટિસ્ટે સાથે પ્રપંચ

હવે દૌલતરાવ સિંધિયા હોળકરની મદદે ભરતપુર પહોંચી ન જાય એ બાબતની અંગ્રેજોને ચિંતા પેઠી. સિંધિયાના માણસોમાં ફરી કાવતરાં રચવાનું અંગ્રેજોએ શરૂ કરી દીધું. સિંધિયાની સેનાના મોટા ભાગના યુરોપિયન અમલદારો તો ગત યુદ્ધ વખતે જ અંગ્રેજોને મળી ગયા હતા; પણ સિંધિયાના કમનસીબે જીન બેપ્ટિસ્ટે ફિલોસે નામનો એક ફ્રાંસીસ અમલદાર હજી સુધી સિંધિયાની સેનામાં મોટા અધિકાર ઉપર હતો. આ અમલદારની હકીકત અગાઉ એક સ્થળે આવી ગઈ છે. જીન બેપ્ટિસ્ટેના ઘણા સંબંધીઓ પણ સેનાના જુદા જુદા અધિકારો ઉપર નિમાયેલા હતા. જનરલ લેકે જીન બેપ્ટિસ્ટે તથા તેની મારફત બીજા માણસો સાથે કાવતરું શરૂ કર્યું. ઈ. સ. ૧૮૦૪ના સપ્ટેમ્બરની ૨૨મીએ આગ્રાથી જનરલ લેકે માર્કિવસ વેલેસ્લી ઉપર એક 'ખાનગી' કાગળ લખ્યો. તેમાં લખ્યું, કે:—

"જીન બેપ્ટિસ્ટે × × × મારી સાથે મળી જવા માગે છે; પરંતુ તેની ફોજને આપવા માટે દોઢ લાખ રૂપિયાની માગણી કરે છે. કહેવાય છે, કે માણસ સારો અને ઈમાનવાળો છે, તેમ જ હમણાં ચાલતા પત્રવહેવારથી મને એ બાબતની ખાતરી પણ થતી જાય છે; પરંતુ હું તેને રૂપિયા આપું તે પહેલાં તેના ઈમાનની મને વધારે ખાતરી થવી જોઈએ. ઓછામાં ઓછું આ ટલા બધા રૂપિયા તો નહિ જ; જો તે કોઈ ખાસ કામ કરી બતાવે તો પછી તેને રૂપિયા આપવાની પૂરતી તક છે."[૧૪]

---

૧૪ "Jean Baptiste . . . is desirous of coming to me but *requires a lac and a half of rupees to pay his troops*. He is reported to be a good and fair man, and by what I have

જનરલ લેકના બીજા પત્રો ઉપરથી સાબિત થાય છે, કે જીન બેપ્ટિસ્ટે સાથે અંગ્રેજોએ સોદો નક્કી કરી લીધો અને તેણે 'ખાસ કામ' પણ કરી બતાવ્યું.

ભરતપુરના ઘેરા વખતે દૌલતરાવ સિંધિયા પોતાની સેના સહિત બુરહાનપુરમાં પડ્યો હતો. ભરતપુરના સમાચાર મળતાં જ તેણે પોતાના પીંઢારી સવારોને ભરતપુર તરફ રવાના કરી દીધા, અને પોતે પણ પોતાની બાકીની સેના લઈને ભરતપુર પહોંચવાના ઇરાદાથી ઉત્તર તરફ આગળ વધ્યો. જસવંતરાવ હોળકર તથા રાજા રણજીતસિંહને પૂરો વિશ્વાસ હતો, કે દૌલતરાવ સિંધિયા તેમને મદદ આપશે. અને એમાં સંદેહ પણ નથી, કે જો દૌલતરાવ સિંધિયાની મદદ વખતસર મળી ગઈ હોત તો બીજુ મરાઠા યુદ્ધ શરૂ થતા પહેલાં મરાઠામંડળની જે પ્રતિષ્ઠા હતી તે ફરી પાછી તેને મળત; પરંતુ કમનસીબે જે પીંઢારી સવારોને સિંધિયાએ અગાઉ મોકલી દીધા હતા તેમાંના ઘણા તો એક વાર અમીરખાંના હાથ નીચે હતા અને હજી તેના જ પ્રભાવતળે હતા, બીજું, સિંધિયાની સેનાની લગામ આ વખતે નિમકહરામ જીન બેપ્ટિસ્ટેના હાથમાં હતી; ત્રીજું, સિંધિયાના મુખ્ય સલાહકારોમાં આ વખતે એક મુનશી કમલનયન પણ હતો. ઈ. સ. ૧૮૦૩માં અંગ્રેજો તથા સિંધિયા વચ્ચે જે સંધિ થઈ હતી તેમાં સિંધિયા તરફથી આ મુનશી કમલનયને સહી કરી હતી. જેમ્સ મિલના ઇતિહાસ ઉપરથી ચોક્ખું જાણી શકાય છે, કે મુનશી કમલનયન અંગ્રેજોનો ખરીદેલો તેમ જ તેમનો જ ખરો હિતસાધક[૧૫] હતો.

### જીન બેપ્ટિસ્ટેનો વિશ્વાસઘાત

જીન બેપ્ટિસ્ટેએ સિંધિયાનો વિશ્વાસઘાત કર્યો. જે સવારોને દૌલતરાવે આગળ રવાના કર્યા હતા તેમને ભરતપુર પહોંચતા તેણે રોકી રાખ્યા. ભરતપુરનો ઘેરો ખતમ થયા પછી જ્યારે દૌલતરાવ સિંધિયા તથા જસ-

seen of him lately from his correspondence, has every appearance of being so; but I must be more convinced that he is so before I give him money, at any rate not to that extent; if he does anything worth notice it will be time enough to pay him them."—General Lake's 'Private' letter to Marquess Wellesley, dated Agra 22nd Septmber, 1804.

૧૫ Mill's *History of British India*, book vi, chap. xiii.

વંતરાવ હોળકર મળ્યા ત્યારે જ્હૉન બેપ્ટિસ્ટના આ વિશ્વાસઘાતની સિંધિયાને ખબર પડી. આથી તેણે જ્હૉન બેપ્ટિસ્ટને કેદ કર્યો; પણ ત્યાં સુધીમાં તો જ્હૉન બેપ્ટિસ્ટનું વિશ્વાસઘાતનું કાર્ય પૂરું થઈ ચૂક્યું હતું.

જ્યારે અંગ્રેજોએ જાણ્યું, કે ખુદ દૌલતરાવ પોતે ભરતપુર તરફ ધસ્યો આવે છે અને ચંબલ નદી સુધી પહોંચ્યો છે, ત્યારે તેમણે મુનશી કમલનયન મારફત સિંધિયાને લાલચ આપી, કે "જો આપ પાછા ફરીને હોળકરના માળવામાંથી થોડોક મુલક જીતી લેશે તો તે બધો મુલક તથા ઘણું રોકડ નાણું કંપની તરફથી આપને ભેટ કરવામાં આવશે." હોળકરના આ મુલક ઉપર દૌલતરાવે ચડાઈ કરવાનું કબૂલ તો ન કર્યું, પણ મુનશી કમલનયનની ચાલબાજી તથા આ રાજાઓ વચ્ચે જે જૂનો અવિશ્વાસ હતો તેણે પોતાનું કાર્ય કર્યું; અને દૌલતરાવ સિંધિયા ભરતપુર પહોંચવાને બદલે આઠ માઈલ પાછો હઠ્યો તથા સબ્બલગઢમાં રોકાયો. જસવંતરાવ હોળકર તથા ભરતપુરના રાજા રણજીતસિંહ બન્નેએ પાછલા યુદ્ધમાં સિંધિયાની વિરુદ્ધ અંગ્રેજોને મદદ કરી હતી; અને આ દુર્ઘટનાની સ્મૃતિને લીધે જ જ્હૉન બેપ્ટિસ્ટ તથા મુનશી કમલનયનનું કાર્ય સરળ બન્યું હતું, એમાં સંદેહ નથી.

### રાઘોજી ભોંસલેને અન્યાય

જેમ દૌલતરાવ સિંધિયા હોળકરની મદદે પહોંચી જવાનો અંગ્રેજોને ડર હતો એવો જ ડર રાઘોજી ભોંસલે સંબંધે પણ હતો. અંગ્રેજોએ રાઘોજી ભોંસલેને પણ એમ કરતો શી રીતે રોકી રાખ્યો એ હવે બતાવવાનું રહે છે.

જે રીતે ઈ. સ. ૧૮૦૩ની મહારાજા સિંધિયા સાથેની સંધિનો ભંગ કરીને ગ્વાલિયર તથા ગોહદના પ્રાંતો તેની પાસેથી અંગ્રેજોએ બળપૂર્વક છીનવી લીધા હતા, તેવી જ રીતે અંગ્રેજોએ વરાડના પણ કેટલાક ફળદ્રુપ પ્રદેશો સંધિનું ઉલ્લંઘન કરીને લઈ લીધા હતા, ને આ બાબતનો સ્વીકાર કરતા કાગળ ઉપર રાજા રાઘોજી ભોંસલેની સહી કરાવવાની કોશિશ પણ કરી હતી. રાજા રાઘોજીએ આ અન્યાયનો વિરોધ કર્યો. ઈ. સ. ૧૮૦૫ના માર્ચની ૨૪ મીએ ગવર્નર જનરલે ડાયરેક્ટરો ઉપર વરાડના આ પ્રાંતો સંબંધમાં લખ્યું:—

"રાજાએ એ હિતકારક શરતો મંજૂર કરવાની ના પાડવાથી અને રાજા તથા તેના મંત્રીઓની સામાન્ય જાહેરાતો ઉપરથી સ્પષ્ટ

થાય છે, કે આપણે જે પ્રાંતો તેની પાસેથી પડાવી લીધા છે તેને હજી સુધી તે અન્યાય ગણે છે, તથા બ્રિટિશ સરકારે વિશ્વાસઘાત કર્યો છે એમ માને છે."[૧૬]

એટલે કે વરાડનો રાજા હજી પણ અંગ્રેજના આ કૃત્યને અન્યાય જ માનતો હતો, અને એ અન્યાયની સામે તેણે ગરદન ઝુકાવી નહોતી. ઉપરાંત નાગપુરના અંગ્રેજ રેસિડેન્ટ એલ્ફિન્સ્ટને આ વખતે રાઘોજીની પ્રત્યે અવિવેકી વર્તન શરૂ કરી દીધું. એ સમયમાં ભારતીય રાજાઓના દરબારોમાં રહેતા બ્રિટિશ રેસિડેન્ટોનો સારો કે ખરાબ વ્યવહાર એ બ્રિટિશ રાજનીતિના એક નિશ્ચિત અંગ જેવો જ રહેતો

આટલી હકીકત પછી હવે વરાડનો રાજા કદાચ પોતાની રહીસહી સેના એકઠી કરીને જસવંતરાવ હોળકરને સાથ આપે અને પોતાનો ગયેલો મુલક પાછો મેળવવાની કોશિશ પણ કરે એવો અંગ્રેજોને ડર હતો. મથુરામાં બેઠા બેઠા જસવંતરાવે રાઘોજી ભોંસલેને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન પણ કર્યો હતો. આથી માર્કિવસ વેલેસ્લીએ વરાડના રાજ્યને જ હિંદુસ્તાનના નકશામાંથી ભૂંસી નાખવાનો સંકલ્પ કરી લીધો. ગવર્નર જનરલના જે પત્રનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેમાં લખ્યું છેઃ—

"ગવર્નર જનરલે નાગપુરના રેસિડેન્ટ ઉપર હુકમ મોકલ્યો, કે નાગપુરના રાજાની હિલચાલના સંબંધમાં બ્રિટિશ સરકારને જે જે માહિતી મળી છે તે સંબંધે યોગ્ય અવસર મેળવીને રાજાને સૂચના આપી દેવી તથા તેને એમ પણ કહી દેવું, કે આપના તરફથી જવાબની રાહ જોયા વગર જ આપના આક્રમણને રોકવા માટે તથા આપને આપના આ વિશ્વાસઘાતને માટે શિક્ષા કરવાના હેતુથી યુદ્ધની તૈયારી કરવાનું ગવર્નર જનરલને જરૂરી લાગે છે. × × × જે રિયાસતમાં ઈમાનદારીનો અંશ બિલકુલ ઓછો છે તેની વિરુદ્ધ કંપનીની સમસ્ત શક્તિ અને સામર્થ્યથી લડવાનો તથા તે રાજા

૧૬ "It manifestly appearedn ot merely by the Raja's rejection of those beneficial articles, but by the general tenor of his declarations and those of his ministers, that the Reja still considered the alienation of the provinces in question to be an act of injustice and aviolation of faith on the part of the British Government."

સંપૂર્ણપણે પરાજિત ન થાય ત્યાં સુધી ન અટકવાનો ગવર્નર જનરલે નિશ્ચય કરી લીધો."૨૭

જનરલ લેક અને માર્કિવસ વેલેસ્લી બંનેના પત્રો ઉપરથી સ્પષ્ટ સમજાય છે, કે જનરલ મૉન્સનના પરાજયો પછી ભારતવાસીઓની નજરે બ્રિટિશ સત્તાનો મોભો ઊતરી ગયો છે, અને આ પ્રતિષ્ઠા ફરી કાયમ કરવાની જરૂર છે; આ હેતુ સિદ્ધ કરવા માટે ભરતપુરના રાજા રણજીતસિંહ અને નાગપુરના રાજા રાઘોજી ભોંસલે બંનેને કોઈ ને કોઈ બહાનું શોધીને ડગાવવા જોઈએ તથા તેમનાં રાજ્યને ભારતના નકશામાંથી કાયમને માટે ભૂંસી નાખવાં જોઈએ, એવો તેમણે નિર્ણય કરી લીધો હતો. આથી વિશ્વાસઘાત કોણે કર્યો હતો, તથા ઈમાનદારી ક્યાં ઓછી હતી તે તો ઇતિહાસ બોલે છે.

વરાડના રાજા ઉપર આરોપ મૂકવામાં આવ્યો, કે તમે હોળકરને મદદ કરવા માગો છો; પરંતુ આ આરોપના વિષયમાં કંઈ કહેવાનો કે પત્રનો જવાબ આપવાનો પણ અવસર આપવામાં આવ્યો નહિ. એથી ઊલટું રાજા રાઘોજીને ભ્રમમાં રાખવા માટે ગવર્નર જનરલે આગળ ચાલતાં લખ્યું:—

"પરંતુ જ્યાં સુધી હોળકરની સાથેની જનરલ લેકની શરૂઆતની લડાઈઓનાં પરિણામ તમે જાણો નહિ ત્યાં સુધી આ બધી હકીકતો તમારે રાજાને કહેવાની નથી, એવી રેસિડન્ટને સલાહ આપવામાં આવી હતી, પણ જો આ બધી વાતો તરત કહી દેવાનું તમને ઉપ-

૨૭ "The Governor-General deemed it expedient to issue instructions to the Resident at Nagpore, directing him to take a proper opportunity of apprizing the Raja of Berar in the most public manner of the information which the British Government had received with regard to his proceeding that the Governor-General had deemed it necessary, without awaiting any explanation, to make preparatory arrangements for the eventual purpose of repelling aggression and punishing treachery on the part of the Raja; . . . The Governor-General resolved to call forth the whole power and resources of the Company against a state so devoid of every principle of good faith, and not to desist until the Government of the Raja should have been effectually reduced"

યોગી અને આવશ્યક જણાય એવી કોઈ પરિસ્થિતિ ઊભી થઈ જાય તો કહેવામાં હરકત નથી.

"વળી રાજાને એ જાતની ખાતરી આપવાનો પણ હુકમ ફરમાવવામાં આવ્યો, કે જ્યાં સુધી આપ પોતે પાછલી સંધિની શરતો બરાબર પાળશો ત્યાં સુધી અંગ્રેજ સરકાર આપની સાથે દોસ્તીનો વ્યવહાર ચાલુ રાખશે. × × ×" ૧૮

### જનરલ વેલેસ્લીને સલાહ

ઈ. સ. ૧૮૦૪ ના ઑક્ટોબરની શરૂઆતમાં ગવર્નર જનરલે પોતાના ભાઈ જનરલ વેલેસ્લીને ફરી કલકત્તાથી દક્ષિણમાં મોકલ્યો, અને તેને સૂચના આપી, કે યોગ્ય સમય જોઈને નાગપુર ઉપર આક્રમણ કરવું. નાગપુરમાં વેલેસ્લીએ શું શું કર્યું તે તો હવે પછીનાં પ્રકરણોમાં કહેવામાં આવશે. અહીં તો માત્ર સિંધિયા તથા ભોંસલે હોળકરને મદદ ન કરે એટલા માટે અંગ્રેજોએ શું શું કર્યું એ જ બતાવવાનો હેતુ હતો.

### ભરતપુર સાથે સંધિ

માર્કિવસ વેલેસ્લી યુદ્ધ બંધ કરવા અધીરો બન્યો હતો. ઈ. સ. ૧૮૦૫ ના માર્ચની ૯મીએ તેણે જનરલ લેકને લખ્યું:—

"× × × કોઈ પણ શરતોએ આ યુદ્ધ બંધ કરવા માટે હું અત્યંત ઉત્સુક છું. × × × મારી આપને વિનતિ છે, કે જ્યાં સુધી ઘેરો ચાલુ રાખવા માટે આપની પાસે પૂરેપૂરો સામાન ન થાય ત્યાં સુધી આપે ફરી ઘેરો નાખવાની તૈયારી ન કરવી; સફળતામાં જરા પણ સંદેહ હોય ત્યા સુધી આપ હુમલો કરવાનો પ્રયત્ન ન કરશો.

૧૮ "The Resident, however, was directed to suspend these representations until he should have learned the result of the Commander-in-Chief's first operations against Holnar, unless circumstances should render an immediate statement of them useful and necessary.

"The Resident was at the same time instructed to assure the Raja of the most amicable disposition of the British Government towards him while he should continue to abide by his engagements under the late peace; etc. etc."

આપણે આ સ્થાનને તથા આ શત્રુને એટલા તુચ્છ ગણ્યા, કે આપણે એ બન્નેને અજેય બનાવી દીધા."૧૯

જનરલ લેકે વારંવાર રાજા રણજીતસિંહ પાસે સુલેહ માટે માગણી કરી, અને રાજા રણજીતસિંહે વારંવાર લેકની શરતોનો અસ્વીકાર કર્યો. પત્રવ્યવહાર ચાલુ હતો. આખરે જ્યારે રણજીતસિંહે જોયું, કે અમીરખાંએ હોળકરને દગો દીધો છે, અને દોલતરાવ સિંધિયા પણ પોતાના નિમકહરામ સલાહકારોની જાળમાં ફસાઈને હોળકરની મદદે ભરતપુર પહોંચી શક્યો નથી, ત્યારે વિવશ બનીને તેણે જનરલ લેકની માગણીઓ પ્રત્યે ધ્યાન આપવાનું શરૂ કર્યું; પણ અંગ્રેજોના અત્યંત આગ્રહ છતાં પણ રણજીતસિંહે હોળકરને તેમને હવાલે કરી દેવાનું ન સ્વીકાર્યું. અંગ્રેજોએ આખરે લાચારીથી ભરતપુરનો ઘેરો ઉઠાવી લીધો. તેણે પ્રથમ તો ઈ. સ. ૧૮૦૫ના માર્ચના અંતમાં હોળકર અને તેની સેનાને ખુલ્લી રીતે સબ્બલગઢ તરફ રવાના કરી દીધા; ત્યાર પછી એપ્રિલની શરૂઆતમાં અંગ્રેજો તથા રાજા વચ્ચે સંધિ થઈ. સિંધિયાની સવારસેના ભરતપુર પહોંચી ખરી, પણ આ સંધિ થઈ ગયા પછી. દીગનો કિલ્લો તથા બીજો ભરતપુર રાજ્યનો જેટલો મુલક અંગ્રેજોએ જીતી લીધો હતો તે બધો ભરતપુરના રાજાને પાછો સોંપી દીધો. મતલબ કે આ યુદ્ધમાં રાજા રણજીતસિંહને કશું ગુમાવવું પડ્યું નહિ. જસવંતરાવ હોળકરને ફરી ક્યાંઈક જઈને પોતાનું કિસ્મત અજમાવવા માટે છૂટો મૂકવામાં આવ્યો.

ભરતપુરનું મહત્વ

આ વખતે ભરતપુરની સેનાની વીરતા તથા કિલ્લાની અજેયતા સમસ્ત હિંદમાં જાહેર થઈ. ઈતિહાસલેખક થોર્નટન લખે છે, કે:—

"ઈ. સ. ૧૮૦૫ માં જ્યારે અંગ્રેજો ભરતપુરને ઘેરો નાખીને

૧૯ ". . . . I feel too strong a desire for the early termination of the war, even on any terms . . . I request Your Lordship not to attempt to renew the siege without full and ample means for its prosecution; not to attempt any assault while the least doubt exists of success. I fear that we have despised the place and enemy so much as to render both formidable."—Marquess Wellesley to General Lake 9th March, 1805.



ભરતપુરનો ઐતિહાસિક કિલ્લો

( 'ભૂગોળ'ના સંપાદક પંડિત રામનારાયણ મિશ્રના સૌજન્યથી )

સર્જેરાવ ઘાટગે સિંધિયાનો વિશ્વાસુ સેનાપતિ અને અનુયાયી હતો. સરકારી-તથા ખાનગી કાગળપત્રોમાં પ્રતિષ્ઠિત ભારતીય રાજાઓ માટે હલકામાં હલકા અપશબ્દોનો ઉપયોગ કરવો અને ભારતીય રાજાઓના ચારિત્ર ઉપર જૂઠાં કલંક લગાવવાં એ તો એ સમયના કંપનીના નોકરો માટે એક સાધારણ વાત બની ગઈ હતી. જનરલ લેકનાં આયર્લાંડ તથા હિંદુસ્તાનનાં અસંખ્ય પાપકર્મોથી સિદ્ધ થાય છે, કે 'અધમ કાર્યો' કરવામાં કોઈ પણ માણસ જનરલ લેકની બરોબરી કરી શકે તેમ નહોતું. ખરું જોતાં જસવંતરાવ હોળકર તથા દૌલતરાવ સિંધિયા બંને અત્યંત વીર અને ઉચ્ચ કોટિના સેનાની તરીકે સિદ્ધ થઈ ચૂકયા હતા, અને જેનું એક માત્ર શસ્ત્ર કેવળ તેના 'ગુપ્ત ઉપાયો' જ હતું, એવો જનરલ લેક આ બંનેની સામે થતાં થરથરતો હતો.

**વેલેસ્લીની મૂંઝવણ**

માર્કિવસ વેલેસ્લી પણ સારી પેઠે મૂંઝાયો હતો. તેણે જનરલ લેકના જવાબમાં ઈ. સ. ૧૮૦૫ ના મેની ૧૭મીએ લખ્યું, કે બની શકે ત્યાં સુધી "દૌલતરાવ સિંધિયા સાથેના યુદ્ધમાંથી બચવું." અને "જો શકય હોય તો હવે વધારે લડયા વગર હોળકરની સાથે પણ પતાવટ કરી લેવી."

**બીજી વાર યુદ્ધનો મનસૂબો**

પરંતુ આટલા દિવસોના પ્રયત્ન પછી પણ ભરતપુર જેવા રાજ્યથી હારવું પડયું, હોળકરને વશ ન કરી શકાયો, અને સિંધિયાની સાથે પણ જો આવી સમાધાની કરવી પડે તો તેમાં અંગ્રેજોની પૂરતી નામોશી છે એ વાતનો અનુભવ માર્કિવસ વેલેસ્લી પણ કરતો હતો. વેલેસ્લી કેવળ મોસમની ખરાબી તથા ધનની તંગીથી લાચાર બની ગયો હતો. સુલેહની વાતચીત કરવામાં તેનો ઇરાદો તો સિંધિયા તથા હોળકર બંનેને ભ્રમમાં રાખીને વખત મેળવી લેવાનો જ હતો. તેની હાર્દિક ઇચ્છા તો બની શકે તેટલું જલદીથી મોકો મેળવીને સિંધિયા અને હોળકર બંનેનો નાશ કરવાની જ હતી એક તરફથી તેણે મરાઠા નરેશો સાથે સુલેહની વાટાઘાટ કરવા માટે જનરલ લેકને લખ્યું, જ્યારે બીજી બાજુથી અયોધ્યાના નવાબ પાસેથી નવું કરજ લેવાનો પ્રબંધ કર્યો. ઉપર જે પત્રનો ઉલ્લેખ છે તેમાં જ આગળ ચાલતાં વેલેસ્લીએ જનરલ લેકને લખ્યું, કે:—

"× × × મોસમ સારી થાય કે તરત જ ફરી યુદ્ધ શરૂ કરવા માટે ફોજો તૈયાર રાખવી જોઈએ. રસદ વગેરે એકઠી કરવાને માટે

જે પ્રબંધ કરવો ઘટે તે તો તમે અચૂક કરશો જ; અને હવે મોસમની શરૂઆતમાં જ કોઈ વાર સિંધિયાનો નાશ કરી શકાય એ માટે જે જે તૈયારીની જરૂર જણાય તે બધી પૂરી કરશો."

"××× સંભવ છે, કે ઑગસ્ટ માસની આસપાસમાં જ અથવા તો વરસાદનું જોર ઘટે કે તરત જ આપણે સિંધિયા ઉપર હુમલો કરવો પડે અથવા હોળકર સાથે યુદ્ધ કરવું પડે"[૨]

સિંધિયા તથા હોળકર સાથે યુદ્ધ કરવા માટે ચાર બાજુએ ચાર સેનાઓ તૈયાર રાખવાનો પણ આ જ કાગળમાં માર્કિવસ વેલેસ્લીએ લેકને આદેશ આપ્યો. એક સેના ગોહદના રાજાના ખરચે ગોહદમાં બીજી બુંદેલખંડમાં, ત્રીજી આગ્રા અને મથુરામાં અને ચોથી દિલ્હી તથા દોઆબના ઉત્તર ભાગમાં. પછી ઈ. સ. ૧૮૦૫ના જુલાઈની ૨૫મીએ માર્કિવસ વેલેસ્લીએ જનરલ લેકને ફરી લખ્યું:—

" જો આપણે જેટલું જલદી બની શકે તેટલું જલદીથી યુદ્ધ શરૂ કરી દેશું, તો આપણા ઉપર એક ભારે મોટી આફત આવ્યા વગર રહેશે નહિ. ××× "

" ××× આ રાજાઓની સંયુક્ત સેનાઓ સામે આપણે ××× હિંદુસ્તાન અને દક્ષિણના દરેક ભાગમાં યુદ્ધ કરવું પડશે."[૩]

---

૨ ". . . The troops . . . should be completely ready to commence active operations as soon as the season will permit and arrangements will of course be adopted by Your Lordship for collecting supplies, etc, and for completing every other preparation which may be necessary to enable Your Lordship to destroy Scindhia at an early period of ensuing season.

". . . the possible contingency of our being compelled to attack Scindhia, or to operate against Holkar, about the month of August, or as soon as the violence of the rainy season may have subsided."—Marquess Wellesley's Official and Secret Letter to General Lake, dated 17th May, 1805

૩ "Great danger must inevitably be produced by our abstaining from the Prosecution of hostilities at the earliest practicable

સ્પષ્ટ થાય છે, કે ઈ. સ. ૧૮૦૫ના ઑગસ્ટ માસમાં સિંધિયા તથા હોળકરની સાથે યુદ્ધ કરવાનો માર્કિવસ વેલેસ્લીએ નિશ્ચય કરી લીધો હતો, પછી યુદ્ધનું પરિણામ ગમે તે આવે; પરંતુ માર્કિવસ વેલેસ્લીની ઇચ્છા પાર પડી નહિ. વેલેસ્લીને ભારતનો કિનારો છોડીને ઈંગ્લાંડ પાછા જવું પડયું.

**ઉપરાઉપરી પરાજયોનું પરિણામ**

કારણ એ હતું, કે લગભગ બે વરસ કરતાં વધારે સમયથી યુદ્ધ ચાલ્યા કરતું હતું, અને તેમાં લગભગ એક વરસ સુધી તો અંગ્રેજો હાર્યા કરતા હતા. આથી ઈંગ્લાંડના શાસકો અને કંપનીના ડાયરેક્ટરોનાં મનમાં માર્કિવસ વેલેસ્લી તથા જનરલ લેક પ્રત્યેની અપ્રસન્નતા વધતી જતી હતી. માર્કિવસ વેલેસ્લીની યુદ્ધનીતિને પરિણામે કંપનીની આર્થિક સ્થિતિ અત્યંત નબળી પડી ગઈ હતી. સિંધિયા અને ભોંસલે સાથેના યુદ્ધમાં પૈસો પાણી પેઠે વાપરીને તથા લાંચરુશવતો વેરીને જ અંગ્રેજોએ વિજય મેળવ્યો હતો; અને હોળકર તથા રાજા રણજીતસિંહની સામે તો આ ઉપાય પણ નિષ્ફળ નીવડતો હતો. અંગ્રેજો વેપારી પ્રજા હતી; ઇસ્ટ ઇંડિયા કંપની ઈંગ્લાંડના વેપારીઓની કંપની હતી. બીજા દેશોમા અંગ્રેજી સામ્રાજ્યની વૃદ્ધિ થાય એ આ વેપારીઓને પ્રિય લાગતું હતું ખરું, પણ તે એટલા માટે કે એમ કરવાથી ઈંગ્લાંડની સંપત્તિ વધવાની તેમને આશા હતી. ઈંગ્લાંડના લોકોએ ભારતમાં અંગ્રેજી રાજ્ય સ્થાપ્યું, તેમાં એક પાઈ પણ ઈંગ્લાંડના ખજાનામાંથી અહીં લાવીને ખરચવી પડી નથી. બ્રિટિશ ભારતીય સામ્રાજ્યની સ્થાપના કેવળ હિંદી લોકોના પૈસાથી અને મોટે ભાગે હિંદી લોકોના લોહીથી જ થઈ છે. અંગ્રેજો ગમે તે હાનિ સહન કરવા તૈયાર થશે, પણ ધનની હાનિ તેમને અસહ્ય થઈ પડે છે. આ કારણથી આ વખતે બ્રિટિશ શાસકો અને કંપનીના ડાયરેક્ટરો માર્કિવસ વેલેસ્લીને ગવર્નર જનરલના પદ ઉપરથી હઠાવીને પાછો બોલાવી લેવા ઉત્સુક હતા.

**કંપનીની આર્થિક અવસ્થા**

કંપનીની આર્થિક અવસ્થા આ વખતે ઘણી નબળી થઈ હતી. કંપનીના ખજાનાનું તળિયું આવી ગયું હતું. લખનૌ, બનારસ તથા બીજાં

period of time, . . .

" . . . against the confederated forces . . . hostilities in every quarter of Hindustan and the Deccan."

સ્થળેથી માર્કિવસ વેલેસ્લીએ ઘણી મોટી રકમો કરજે લીધી હતી, આમા વીશ લાખ રૂપિયા જેટલી રકમ તો એકલા લખનૌના નવાબ-વઝીર પાસેથી જ કરજે લીધી હતી. હવે તેની પાસેથી બીજા દશ લાખ રૂપિયા વેલેસ્લી લેવા ધારતો હતો,[૪] અને તેને માટે તેના ઉપર દબાણ લાવવા પણ મથી રહ્યો હતો. જનરલ લેકની સેનાનો માસિક પગારખર્ચ લગભગ પાચ લાખ રૂપિયાનો હતો; ઉપરાત જનરલ લેકના 'ગુપ્ત ઉપાયો' દ્વારા ભારતીય રાજાઓના જે જે સિપાઈઓ વિશ્વાસઘાત કરીને કંપનીના પક્ષમા ભળી જતા હતા, તે બધાનો માસિક ખર્ચ આશરે ૭ લાખ રૂપિયા થતો હતો, અને ભારતીય સરકાર આ વખતે કરજમા ડૂબેલી હોવાથી આ બધા પગારો ઘણા વખતથી ચડી ગયા હતા [૫]

ઉપરાત ભારતસમ્રાટ શાહઆલમને વશ રાખવા અને દિલ્હી ઉપરનો અધિકાર જમાવી રાખવા માટે દિલ્હીમા પણ કપનીની એક મોટી સેના રાખવી પડતી હતી આ સેનાના બદલામા કંપનીને એક પાઈની પણ આવક થતી નહોતી [૬]

ખુદ ઈંગ્લાડમા પણ કપનીને માથે દેવુ વધતુ જતુ હતુ ઈ સ ૧૮૦૬ના ફેબ્રુઆરીની ૨૫મીએ પાર્લામેંટ સમક્ષ મિ પોલે કહ્યુ —

**શોષણના નમૂના**

"ઈ. સ ૧૭૯૩ ના કાયદા પ્રમાણે ભારતના દીવાની તથા લશ્કરી વહીવટનો તમામ ખર્ચ બાદ કર્યા પછી કાયદો આદેશ કરે છે, કે કંપનીએ દર વરસે ઓછામા ઓછા દસ લાખ પાઉંડ (લગભગ દોઢ કરોડ રૂપિયા) વ્યાપારમા રોકવા, અને એ રૂપે એ પૈસા ઈંગ્લાડની

૪ Lord Cornwallis' letter to Lord Castlereagh 1st August, 1805

૫ "Lake's army, the pay of which amounts to about five lacs per month, is above five months in arrears An army of irregulars, composed chiefly of deserters from the enemy, which with the approbation of Government, the General assembled by proclamation, and which costs about six lacs per month, is likewise somewhat in arrear."—Lord Cornwallis to Lord Castlereagh, August 9th, 1805

૬ Lord Cornwallis to Colonel Malcolm, 14th August, 1805

રાષ્ટ્રીય સંપત્તિ વધારવા માટે દર વર્ષે ઇંગ્લાંડ મોકલી આપવા. ઇ સ ૧૭૯૮ થી આજ સુધી કોઈ રકમ વ્યાપારમાં રોકવામાં આવી નથી, અને આ રીતે કાયદાની વિરુદ્ધ જઈને ઇંગ્લાંડને ૮૦ લાખ પાઉંડ કરતાં પણ વધારે પૈસાનું નુકસાન કરવામાં આવ્યું છે. કાયદાના આદેશ મુજબ અને કાયદાએ નક્કી કર્યા મુજબની જે રકમનો માલ આપણી વસાહતોમાંથી દર વર્ષે આવવો જોઈતો હતો તેનાથી આપણી વ્યાપારી પ્રજાને આટલો કાળ વંચિત રાખવામાં આવી છે"૭

વેલેસ્લી ઇંગ્લાંડ ગયો

એટલે કે ભારતીય ઇલાકાની આવકમાંથી અમુક રકમ બચાવીને કંપનીએ દર વર્ષે ઓછામાં ઓછા દસ લાખ પાઉંડનો માલ ઇંગ્લાંડના શેર-હોલ્ડરના ખિસ્સા ભરવા માટે વિલાયત મોકલવો એવી ઇંગ્લાંડના શાસકોની આજ્ઞા હતી જેમ્સ મિલ જેવા ઉદાર અંગ્રેજે લખ્યું છે, કે "હિંદુસ્તાનની આવકમાંથી ધન બચાવીને ઇંગ્લાંડ જો મોકલી શકાય તો હિંદુસ્તાનનો લાભ ઇંગ્લાંડને થાય છે એમ કહેવાય"૮ પરંતુ હરરોજની લડાઈઓને કારણે આઠ વરસ સુધી આ મફતનો માલ ઇંગ્લાંડ મોકલી શકાયો નહિ હોળકર અને ભરતપુરના રાજાની સાથેની લડાઈઓમાં પણ માર્કિવસ વેલેસ્લીને વારંવાર પરાજયોથી શરમિંદા થવું પડ્યું. આથી આ વખતે ઇંગ્લાંડના લોકો માર્કિવસ વેલેસ્લીથી પૂરા અસંતુષ્ટ થયા હતા કંપીનના જે ભાગીદારો વાર્ષિક આવકમાં ખાધ આવવા લાગી હતી તેમણે પણ શોર મચાવી દીધો ગમે તે રીતે યુદ્ધ બંધ કરવા માટે ઇંગ્લાંડના

૭ "By the Act of 1793, after the payment of the military and civil establishment, the Act enjoins that a sum not less than one million of pounds sterling shall be applied for commercial purposes, and remitted to Great Britain, to form a part of its national wealth Since 1798, no sum whatever has been applied to commercial purposes, and the law has been violated in this single instance to a sum exceeding 8 millions To this extent, and to this amount has this commercial nation been deprived of such an import from our colonies, which the law ordered and enjoined"

૮ "If India affords a surplus revenue which can be sent to

લોકો એ વખતે ઉત્સુક થયા હતા. આખરે માર્કિવસ વેલેસ્લીને સ્થાને લોર્ડ કોર્નવાલિસને ફરી ગવર્નર જનરલ તરીકે નીમીને ભારત મોકલવામાં આવ્યો. ઈ. સ. ૧૮૦૫ના જુલાઈની ૧૮મીએ લોર્ડ કોર્નવાલિસ મદ્રાસ પહોંચ્યો. ૨૯ મીએ કલકત્તા પહોંચ્યો અને ૩૦મી જુલાઈએ બીજી વાર ગવર્નર જનરલનું પદ લીધું.

ઑગસ્ટની શરૂઆતમાં માર્કિવસ વેલેસ્લી પોતાને દેશ પાછો ગયો. તેણે પોતાના શાસનકાળ દરમિયાન એવું એક પણ કાર્ય કર્યું નથી જેને માટે ભારતવાસીઓ તેને પ્રેમ અને કૃતજ્ઞતાપૂર્વક સંભારે.

## ફરી લોર્ડ કોર્નવાલિસ

માર્કિવસ વેલેસ્લીની સરખામણીએ લોર્ડ કોર્નવાલિસને ભારતીય રાજાઓ તથા પ્રજા તરફ વધારે પ્રેમ ન હતો; તેમ બંનેની સામ્રાજ્યપિપાસામાં પણ કંઈ તફાવત નહોતો. આ બીજા મરાઠા યુદ્ધની શરૂઆતમાં જ, જ્યારે સિંધિયા અને ભોસલેની સાથે જનરલ લેક અને જનરલ વેલેસ્લીએ વિજય ઉપર વિજયો મળતા હતા ત્યારે, લોર્ડ કોર્નવાલિસે ઈંગ્લાંડમાં બેઠાં બેઠાં ઈ સ. ૧૮૦૪ના એપ્રિલની ૩૦મીએ માર્કિવસ વેલેસ્લીએ લખ્યુ હતું —

"આપણા મિત્રો જનરલ લેક તથા જનરલ વેલેસ્લીના મહત્ત્વપૂર્ણ અને ગૌરવભર્યા વિજયોથી મને ખરેખર અત્યંત સંતોષ થયો છે × × ×

"× × × હું સાચા દિલથી ઇચ્છુ છું, કે જે જાતના યોગ્ય નીતિજ્ઞો અને ચતુર સેનાપતિઓના હાથમાં હાલ આપણા એશિયાઈ સામ્રાજ્યના સંરક્ષણનો બોજો છે, તેવા જ પ્રકારના યોગ્ય નીતિજ્ઞો પૃથ્વી ઉપરના દરેક ભાગમાં મારા દેશનું હિત વધારે તથા એવા જ ચતુર સેનાપતિઓ સમસ્ત પૃથ્વી ઉપર મારા દેશની સેનાઓને દોરી જાય"[૯]

England, thus far is India beneficial to England."—Mill, vol. vi, p 471

૯ "The important and glorious achievements of my friends, General Lake and Wellesley, have afforded me the most sincere satisfaction × × ×

"... I earnestly hope that, in every part of the globe, its (my country's) interests will be promoted by as able states-

સંધિ માટે ઉત્સુકતા

પરંતુ કંપનીની આર્થિક મુશ્કેલીઓ હોળકર અને સિંધિયાની સામે વિજય મેળવવાની અશક્યતા, અને ભાવિ પરાજયોથી થનારો અંગ્રેજી રાજ્યનો નાશઃ આ બધી બાબતોને લીધે ભારત પહોંચતા જ પ્રથમ તો યુદ્ધ બંધ કરવાની લોર્ડ કૉર્નવાલિસને ફરજ પડી. ઈ. સ. ૧૮૦૫ના ઑગસ્ટની ૮મીએ કૉર્નવાલિસ કલકત્તાથી વાયવ્યના પ્રાંતો તરફ જવા માટે નીકળ્યો. ઈ. સ. ૧૮૦૫ના સપ્ટેમ્બરની ૧૯મીએ તેણે જનરલ લેક ઉપર આ સંબંધે એક લાંબો કાગળ લખ્યો.

મહારાજા દૌલતરાવ સિંધિયા તથા અંગ્રેજો વચ્ચે આ વખતે નીચેની બાબતો સંબંધે ઝગડો હતો:—

(૧) રેસિડન્ટ જેનકિન્સને દૌલતરાવે પોતાને ત્યાં કેદ કરી લીધો હતો, અને અંગ્રેજો તેના છુટકારા માટે આગ્રહ ધરાવતા હતાં.

(૨) ગ્વાલિયર તથા ગોહદ હજી સુધી અંગ્રેજોના હાથમાં હતા, અને સિંધિયા તે પાછાં માગતો હતો.

(૩) યુદ્ધની શરૂઆતમાં ધોળપુર, બારી અને રાજખેરી કિલ્લાઓ અંગ્રેજોએ જીતી લીધા હતા, અને અંગ્રેજો જ ત્યાંનું મહેસૂલ વસૂલ કરતા હતા. પાછલી સંધિ મુજબ આ બધા કિલ્લાઓ સિંધિયાને પાછા મળવા જોઈતા હતા; પરંતુ અંગ્રેજોએ હજી સુપરત કર્યા નહોતા.

(૪) જયપુરના મહારાજા તરફથી સિંધિયાને દર વરસે આશરે ત્રણ લાખ રૂપિયાની ખંડણી મળતી હતી. આ ખંડણી હવે પરભારી અંગ્રેજો જ લઈ લેતા હતા.

બીજી કેટલીએક નાની નાની બાબતો હતી જેનો નિકાલ કરવો એ બહુ અઘરી વાત નહોતી.

લોર્ડ કૉર્નવાલિસે પોતાના ૧૯મી સપ્ટેંબરના કાગળમાં જનરલ લેકને ચોખ્ખું જણાવી દીધું કે નીચેની બધી બાબતોનો સ્વીકાર કરીને સિંધિયા સાથે સુલેહ કરવા હું તૈયાર છું:—

(૧) જેનકિન્સના છુટકારાની વાત જ ઉચ્ચારવી નહિ.

---

men, and its (my country') armies conducted by as meritorious generals, as those who have of late been entrusted with the preservation of our Asiatic Empire"

(૨) ગ્વાલિયર અને ગોહદ તરત જ સિંધિયાને સોંપી દેવા.

(૩) ધોળપુર, બારી અને રાજકેરીના કિલ્લા સિંધિયાને હવાલે કરી દેવા, અને ત્યાંની મહેસૂલનો બધો હિસાબ સિંધિયાને આપવો.

(૪) જયપુરની ત્રણ લાખની વાર્ષિક ખંડણી મહારાજા સિંધિયાને પાછી આપવી...વગેરે. પણ આ બધું એ શરતે કે સિંધિયા હોળકરથી છૂટો પડી જાય અને ગોહદના રાણાના ખર્ચ માટે વાર્ષિક અહીંથી ત્રણ લાખ રૂપિયા તેને મળ્યા કરે એવો પ્રબંધ કરવામાં આવે

આ જ કાગળમાં કૉર્નવાલિસે જનરલ લેકને એમ પણ જણાવ્યું, કે જસવંતરાવ હોળકરનો બધો મુલક તેને પાછો સોંપીને તેની સાથે પણ સુલેહ કરી લેવા હું તૈયાર છું.

## કૉર્નવાલિસનું મૃત્યુ

અલબત્ત, આ શરતોનો સ્વીકાર કરવામાં અંગ્રેજો પૂરી રીતે દબાતા હતા, તેમને નીચું જોવા જેવું હતું, છતાં પણ લૉર્ડ કૉર્નવાલિસ પાસે એમ કર્યા સિવાય બીજો ઇલાજ નહોતો. તો પણ મરાઠા સાથે સલેહ કરી લેવાનો યશ કૉર્નવાલિસના નસીબમાં નહોતો. હજી તો પત્રવ્યવહાર ચાલુ હતો, ત્યા જ ગવર્નર જનરલનું પદ ત્રણ માસ ભોગવીને ઈ. સ. ૧૮૦૫ના ઑક્ટોબરમાં ગાઝીપુરમાં લૉર્ડ કૉર્નવાલિસ મરણ પામ્યો. આજે ગાઝીપુરમાં ભારતવાસીઓના ફાળાથી ઊભો કરેલો લૉર્ડ કૉર્નવાલિસનો સુંદર મકબરો હજી મોજૂદ છે.

લખ્યું, કે મારા આ કાર્યથી કંપનીને જરા પણ નુકસાન નહિ થાય તેમ હરકત પણ નહિ આવે; કારણ કે હાલમાં ચાલીસ લાખ રૂપિયાનો માલ દર વરસે ભારતમાંથી ચીન મફતમાં જાય છે; આ માલમાં મુખ્યત્વે અફીણ અને કપાસ હોય છે, આ માલના બદલામાં ચીનમાંથી ચીનનો માલ ખરીદીને ઈંગ્લાંડ મોકલી આપવામાં આવે છે. હાલ ચીનમાં આ માલની કિંમત વધવા લાગી છે. હું આપને ખાતરી આપું છું, કે મેં જે રકમ લીધી છે તે આ ભારતીય માલ મારફત ચીનમાં હું ભરપાઈ કરી આપીશ, અને ઈંગ્લાંડ જે માલ આવતો હશે તેમાં કશી ખોટ નહિ આવે.

સ્પષ્ટ છે, કે અગાઉ જે દોઢ કરોડ રૂપિયાના મફત માલની હકીકત આવી ગઈ છે, અને જે માલ કાયદેસર ઈંગ્લાંડ મોકલવો જરૂરી ગણવામાં આવ્યો હતો તેની સાથે આ ચાળીસ લાખ રૂપિયાના માલને કોઈ સંબંધ નથી.

પાછલા સંગ્રામોમા જે ભારતીય સરદારોએ પોતાના જ દેશબાંધવો વિરુદ્ધ અંગ્રેજોને મદદ આપી હતી તેમાંના કેટલાએકને લોર્ડ કોર્નવાલિસે દિલ્હીની પશ્ચિમે તથા દક્ષિણે જાગીર આપવાની પણ તજવીજ કરી; પરંતુ આ કાર્ય પણ પૂરું કરવાની તક તેને મળી શકી નહિ.

### સર જૉર્જ બારલો

કોર્નવાલિસના મૃત્યુ પછી ગવર્નર જનરલની કાઉન્સિલનો મુખ્ય સભાસદ સર જૉર્જ બારલો ભારતનો ગવર્નર જનરલ નિમાયો. ઈ. સ. ૧૮૦૩ના જુલાઈની ૧૨મીએ જે બારલોએ માર્ક્વિસ વેલેસ્લી સમક્ષ એક લાંબુ નિવેદન રજૂ કર્યું હતુ અને જેની હકીકત અગાઉ એક વાર આવી ગઈ છે તે જ આ બારલો હતો. એ નિવેદનપત્રોમાં બારલોએ માર્ક્વિસ વેલેસ્લીને સલાહ આપી હતી, કે:—

> "હિંદુસ્તાનમાં એવી એક પણ રિયાસત રહેવી ન જોઈએ, જે બ્રિટિશ સત્તાના જોર ઉપર ન નભતી હોય, અથવા તો જેનો બધો રાજકીય વહીવટ પૂરી રીતે કંપનીના હાથમાં ન હોય."[૧૦]

૧૦ ". . . no native state should be left to exist in India, which is not upheld by the British power, or the political conduct of which is not under its absolute control."—Sir George Barlow's memorandum to Marquess Wellesley, dated 12th July, 1803.

પરંતુ આ વખતે કંપનીની આર્થિક અવસ્થા તથા દેશની પરિસ્થિતિ એવી હતી કે બારલો પણ લાચાર હતો. હોળકર અને સિંધિયા બંને આ વખતે અજમેર હતા. જનરલ લેક તેમની સામે યુદ્ધ કરવાનું સાહસ ખેડી શકતો નહોતો. આથી પ્રથમ તો સિંધિયા તથા હોળકર કોઈ પણ રીતે છૂટા પાડવાની બારલોને મોટી ચિંતા થઈ પડી હતી.

શરૂઆતમાં જ જસવંતરાવ હોળકર ઉપર સિંધિયાને પૂરતો વિશ્વાસ બેઠો નહોતો, તેમ જસવંતરાવને સાથ આપવાનો એટલો ઉત્સાહ પણ તેનામાં નહોતો. આથી કોર્નવાલિસની સુલેહની તજવીજની અસર સિંધિયા ઉપર સારી થઈ. તે પોતાને પક્ષે યુદ્ધ બંધ કરવા તૈયાર થયો.

**સિંધિયા સાથે નવી સંધિ**

મુનશી કમલનયનનો ઉલ્લેખ પાછલા પ્રકરણમાં આવી ગયો છે. જ્યારે જસવંતરાવ ભરતપુરથી આવીને સિંધિયાને મળી ગયો ત્યારે મુનશી કમલનયન એકાએક પોતાના માલિકને છોડીને અંગ્રેજો પાસે દિલ્હી ચાલ્યો ગયો. મુનશી કમલનયન મારફત જ જનરલ લેકે સિંધિયા સાથે ફરી વાટાઘાટ શરૂ કરી. સિંધિયાને હોળકરથી જુદા પાડવાનું કાર્ય પણ કમલનયનને સોંપવામાં આવ્યું, અને આખરે એની મારફત જ ઈ. સ. ૧૮૦૫ના નવેમ્બરની ૨૩મીએ મહારાજા દૌલતરાવ સિંધિયા તથા અંગ્રેજો વચ્ચે સંધિ થઈ.

આ સંધિથી ઈ. સ. ૧૮૦૩ની સંધિની કેટલીક શરતો બદલવામાં આવી. સહાયકારી સેનાની ધૂંસરી સિંધિયાની ગરદન ઉપરથી ઉઠાવી લેવામાં આવી; અને ગોહદ પ્રાંત તથા ગ્વાલિયરનો કિલ્લો સિંધિયાને પાછા સુપરત કરવામાં આવ્યા. જયપુર, જોધપુર, ઉદયપુર, કોટા વગેરે રિયાસતો મહારાજા સિંધિયાની સામંત રિયાસતો છે એ બાબતનો અંગ્રેજોએ સ્વીકાર કર્યો, અને કંપનીએ આ રિયાસતો સાથે કે સિંધિયાની બીજી સામંત રિયાસતો સાથે કોઈ પ્રકારની જુદી સંધિ ન કરવાનું વચન આપ્યું. તાપી અને ચંબલ નદી વચ્ચેનો હોળકરનો જેટલો મુલક સિંધિયાએ જીતી લીધો હતો તે બધો સિંધિયાનો ગણવામાં આવ્યો, દોઆબમાં સિંધિયાના જે જિલ્લા અંગ્રેજોએ જીતી લીધા હતા તેમાના કેટલાક સિંધિયાને પાછા સોંપવામાં આવ્યા, અને બાકીના જિલ્લાના બદલામાં વાર્ષિક ચાર લાખ રૂપિયા રોકડા આપતા રહેવાની કંપનીએ કબૂલાત આપી. મહારાજા સિંધિયાની સીમાં ચંબલ નદી સુધી સ્વીકારવામાં આવી. સિંધિયાએ રેસિડેન્ટ જેનકિન્સને મુક્ત કર્યો. ઈ. સ. ૧૮૦૩ની સંધિ કરતાં આ સંધિ મહારાજા સિંધિયાને માટે વધારે

લાભકારક હતી એમાં શક નથી.

હોળકરે સંધિ કરવાની ના પાડી

અંગ્રેજોએ જસવંતરાવ હોળકરની સાથે પણ તેનો બધો મુલક પાછો આપી દઈને સંધિ કરી લેવા ધારી. જસવંતરાવનો હવે કોઈ સહાયક નહોતો ઘણા વખતથી તે પોતાના દેશમાંથી દેશવટો ભોગવતો હતો; પોતાની સેનાને આપવા પૂરતું ધન પણ તેની પાસે નહોતું; સિંધિયાએ પણ તેનો સાથ છોડી દીધો; છતાં પણ વીર જસવંતરાવ હિંમત હાર્યો નહિ. એમ લાગે છે. કે આ બીજા મરાઠાયુદ્ધની શરૂઆતમાં તેણે જે ભૂલ કરી હતી તેનું પ્રાયશ્ચિત્ત કરવાનો તેણે સંકલ્પ કરી લીધો હતો. આ વખતે પણ તેણે અંગ્રેજોની સાથે સંધિ કરવાની ના પાડી. હજી સુધી ભારતીય રાજાઓને એકત્ર કરીને અંગ્રેજોને ભારતમાંથી હાંકી મૂકવાનું સ્વપ્નું તે સેવી રહ્યો હતો. ઈ. સ. ૧૮૦૫ના સપ્ટેંબરની શરૂઆતમાં પોતાના રહ્યાસહ્યા અનુયાયીઓ સહિત તે પંજાબ તરફ આગળ વધ્યો. ત્યાંથી મહારાજા રણજીતસિંહ તથા બીજા શીખ રાજાઓની સહાય મેળવવાની તેને આશા હતી, તથા ત્યાંથી પણ આગળ જઈને કાબુલના બાદશાહ પાસેથી પણ મદદ મેળવવાની તેની મુરાદ હતી.

જનરલ લેક પોતાની સેના સહિત હોળકરની પાછળ પડયો, પરંતુ આ વખતે પણ એકાએક હોળકર સાથે સંગ્રામ કરવાનું સાહસ તે કરી શકયો નહિ. કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલ તો હરકોઈ ઉપાયે અને જલદીથી હોળકર સાથે સુલેહ કરી લેવા માટે જનરલ લેકને આગ્રહ કર્યા કરતી હતી. બિયાસ નદી પાસે લેક અને હોળકરની સેનાઓ નજીક આવી ગઈ. આ વખત સુધી અમીરખાં હજી જસવંતરાવની સાથે જ હતો, તે પોતાના આત્મચરિત્રમાં લખે છે:—

"જનરલ લેકે જાણી લીધું, કે મહારાજા રણજીતસિંહ, પતિયાળાનો રાજા અને બીજા આ દેશના સરદારો જો મહારાજા હોળકરની સાથે ભળી જશે તો દેશમાં એક નવી આગ સળગશે, જે બુઝાવવી મુશ્કેલ થઈ પડશે. આથી તેણે × × × એક એવા કુશળ મધ્યસ્થની શોધ કરવા માંડી કે જેને હોળકરની છાવણીમાં મોકલી શકાય અને તેની મારફત સંધિની વાટાઘાટ ચલાવવામાં આવે. × × ×"[૧૧]

૧૧ ". . . the General (Lake) saw himself that, if Ranjit

જસવંતરાવ અને મહારાજા રણજીતસિંહ

જરૂર જનરલ લેકનો ડર અને જસવંતરાવ હોળકરની આશાઓ પાયા વગરની નહોતી. એ સમયે કાબુલનાં બાદશાહે ભારત ઉપર હુમલો કરવાની ધમકી તો અંગ્રેજોને આપી દીધી હતી, અને મહારાજા રણજીતસિંહ તથા બીજા કેટલાએક રાજાઓ ભલે નામના પણ કાબુલના બાદશાહને અધીન હતા; પરંતુ રણજીતસિંહ તથા બીજા શીખ રાજાઓ સાથેનાં અંગ્રેજોનાં ગુપ્ત કાવતરાં પ્રથમથી જ ચાલુ હતાં, ઉપરનાં પ્રકરણોમાં દર્શાવવામાં આવ્યું છે, કે મહારાજા રણજીતસિંહ વીર હતો, પણ અદૂરદર્શી હતો. અને તેથી તે હમેશા અંગ્રેજોના હાથમાં રમકડું બની જતો હતો. એટલું જ નહિ, પણ મરાઠાઓનુ પતન અને અંગ્રેજોની મદદ આ બે જ શીખોની રાજનૈતિક ઉન્નતિના મુખ્ય કારણો હતાં, એમ કહીએ તો ખોટું નહિ ગણાય. આ વખતે અંગ્રેજો બે બાબતો માટે શીખોને આગ્રહ કરતા હતાઃ એક તો એ કે કાબુલના બાદશાહની સાથેનો સંબંધ તોડી નાખવો, અને બીજી એ કે અંગ્રેજો વિરુદ્ધ મરાઠાઓને કોઈ પ્રકારની મદદ ન કરવી. અફઘાનિસ્તાનમાં પણ કંપનીના એજંટ સર જોન માલ્કમના પ્રયત્નોને પ્રતાપે એ સમયે ભાઈઓ ભાઈઓ વચ્ચે લડાઈ ચાલ્યા કરતી હતી; છતાં પણ જો રણજીતસિંહે દેશનિકાલ જસવંતરાવને મદદ આપી હોત તો અંગ્રેજોનો સિતારો બિયાસ નદીના પાણીમાં જ ડૂબીને આથમી ગયો હોત એવો સંભવ છે. પરંતુ અંગ્રેજો વિરુદ્ધ જસવંતરાવને મદદ કરવાને બદલે રણજીતસિંહે અંગ્રેજોની સાથે સુલેહ કરી લેવાની જ સલાહ હોળકરને આપી. આ જાતની સલાહ આપવાની સૂચના અલબત્ત, અંગ્રેજોએ જ આપી હતી.

પંજાબમાં એક દંતકથા હજી પણ પ્રચલિત છે, કે આ સલાહ વખતે જસવંતરાવ હોળકરે મહારાજા રણજીતસિંહનો તિરસ્કાર કરીને કહ્યું કે જો એક વિપત્તિમસ્ત અતિથિ અને દેશવાસી પ્રત્યે આવું જ આપનું ધર્મપાલન

Singh with the Patiyala chief and other Sirdars of this country, were to make common cause with the Maharaj (Holkar), a new flame would be lighted up, which it would be difficult to extinguish. He accordingly . . . looked out for an intelligent skilful negotiator to be sent to Holkar's camp, and to be made the channel for an overture, . . ."
—Autobiography of Amir Khan, p. 286.

હોય તો યાદ રાખજો, કે મારા કુળમાં તો રાજગાદી રહેશે; પણ આપના કુળની સત્તાનો તો તરતમાં જ અંત આવશે. જો આ દંતકથા સાચી હોય તો જસવંતરાવની ભવિષ્યવાણી સાચી ઠરી કહેવાય.

### જસવંતરાવ સાથે સંધિ

આખરે એક દુશ્મનરાજ્યમાં થઈને આગળ વધવાનું અસંભવિત જણાયાથી જસવંતરાવને લાચારીથી સંધિ સ્વીકારવી પડી. ઈ. સ. ૧૮૦૫ના ડિસેમ્બરની ૨૪મીએ લોર્ડ કોર્નવાલિસની નક્કી કરેલી શરતોએ અંગ્રેજો અને જસવંતરાવ હોળકર વચ્ચે સંધિ થઈ. તાપી અને ગોદાવરીની દક્ષિણે આવેલ જે મુલક હમણાં જ અંગ્રેજોએ જીતી લીધો હતો તે જસવંતરાવ હોળકરને પાછો આપવામાં આવ્યો, અને જસવંતરાવને તેના રાજ્યનો સ્વાધીન રાજા ગણવામાં આવ્યો; એટલે કે યુદ્ધને પરિણામે હોળકરની સ્વતંત્રતા તથા રાજ્યના ક્ષેત્રફળમાં બિલકુલ ફેરફાર થયો નહિ.

### બીજા મરાઠા યુદ્ધનું પરિણામ

આ રીતે કંઈક લઈને અને કંઈક આપીને આખરે બીજા મરાઠા યુદ્ધનો અંત આવ્યો. આ યુદ્ધ દ્વારા માર્કિવસ વેલેસ્લીનો મૂળ હેતુ સિદ્ધ ન થયો; એટલે કે મરાઠાઓની સત્તાનો સંપૂર્ણ નાશ થઈ ન શક્યો; પેશવા સિવાય મરાઠામંડળનો કોઈ રાજા પણ સહાયકારી સંધિની જાળમાં ફસાયો નહિ; પરંતુ મરાઠાઓની શક્તિને કાયમને માટે એક જબ્બર ધક્કો જરૂર લાગ્યો; અને પેશવા, સિંધિયા તથા વરાડનો રાજા—એ ત્રણે રાજાઓના મુલકમાંથી કેટલાએક ફળદ્રુપ ભાગો કાયમને માટે તેમની પાસેથી પડાવી લેવામાં આવ્યા. કૂટનીતિ તથા ભેદનીતિમા અંગ્રેજોનું પલ્લું નમતું હતું; પણ વીરતા તથા યુદ્ધકૌશલ્યમા મરાઠાઓ તથા બીજા ભારતીય રાજાઓની સરખામણીમાં અંગ્રેજો તુચ્છ નીવડયા. બીજા મરાઠા યુદ્ધનો આ જ સાર છે.

બીજા મરાઠા યુદ્ધમા ભાગ લેવાવાળા ધુરંધર ભારતીય નીતિજ્ઞો ભારતની સ્વાધીનતાને લાગુ પડેલા ક્ષયરોગને વધતો રોકી શકયા નહિ, તેમ જ દેશમાં અંગ્રેજી રાજ્યના મૂળ વધારે ને વધારે ઊંડા જતા હતાં તેને પણ અટકાવી શકયા નહિ. આ બધાનુ જો કોઈ મુખ્ય કારણ હોય તો તે ભારતીય રાજાઓનો પરસ્પરનો અવિશ્વાસ તથા રાષ્ટ્રીયતાનો અભાવ હતાં; છતાં પણ આ યુદ્ધના અંતના દિવસોમા જસવંતરાવ હોળકર તથા ભરતપુરના રાજાએ જે વ્યવહાર કર્યો તે અત્યંત પ્રશંસનીય અને ભારતના ભાવિની દૃષ્ટિએ ગૌરવપૂર્ણ તથા હિતકારક હતો અલબત્ત, યુદ્ધની શરૂઆતની જસવંતરાવ હોળકરની ભૂલો

અત્યંત ખેદજનક હતી. જો જસવંતરાવ અંગ્રેજોના હાથનું રમકડું ન બની ગયો હોત અને અંગ્રેજોને મદદ ન આપી હોત, તો અંગ્રેજો કદી પણ પેશ્વાની ગરદન ઉપર સદાયકારી સંધિની ધૂંસરી લાદી શક્યા ન હોત. ત્યાર પછી પણ જો જસવંતરાવ હોળકરે મરાઠામંડળના એક સભ્ય તરીકે પોતાના કર્તવ્યનું પાલન કર્યું હોત, અને અંગ્રેજોના ભરમાવવાથી સિંધિયા તથા ભોંસલેની આપત્તિ વખતે તટસ્થ રહ્યો ન હોત તો અંગ્રેજો અસાઈ, આરગાંવ અને લાસવાડીના રણક્ષેત્રોમાં કદી પણ સિંધિયા તથા વરાડના રાજાને હરાવી શક્યા ન હોત, તેમ જ તેમના ઇલાકા પણ લઈ શક્યા ન હોત; પરંતુ ત્યાર પછી જ્યારે જસવંતરાવ હોળકરને અનુભવ થયો, કે અંગ્રેજો તો કેવળ પોતાનું કામ જ કાઢી લેવા માગે છે, અને અંદરથી પોતાનાં મૂળિયાં ઉખેડી નાખવા માગે છે, ત્યારે તેને પોતાની ભૂલોનો હાર્દિક પશ્ચાત્તાપ થયો. ત્યારથી જ તેણે અંગ્રેજોની સાથે બરાબર યુદ્ધ કરવાનો સંકલ્પ કર્યો અને જો અસાઈ, આરગાંવ અને લાસવાડીના વિજયો પછી જસવંતરાવ અંગ્રેજોના માર્ગમાં આડો ન પડ્યો હોત અને લગભગ એક વરસ સુધી અંગ્રેજી ફોજને પગલે પગલે પરાજયો ન આપ્યા હોત તો માર્કિવસ વેલેસ્લી અને તેના સાથીઓની આકાંક્ષાઓ બેહદ વધી ગઈ હોત. રાજપૂતાના અને મધ્ય ભારતનાં રાજ્યો ગળી જવા માટે બહાનાં શોધી કાઢવાં એ બિલકુલ અઘરું નહોતું. શીખ-શક્તિનું એ જમાનામાં એટલું બધું મહત્ત્વ પણ નહોતું; કારણ કે આયરિશ સેનાપતિ જ્યોર્જ ટોમસે માર્કિવસ વેલેસ્લીને લખી નાખ્યું હતું, કે પંજાબ બહુ સરળતાથી જીતીને અંગ્રેજી રાજ્યમાં મેળવી શકાય એમ છે. મતલબ કે બેચાર વરસમાં જ આખો નકશો અંગ્રેજી રંગે રંગાઈ ગયો હોત; એટલે જસવંતરાવ હોળકર તથા ભરતપુરનો રાજા બન્ને વીરતાપૂર્વક અંગ્રેજોની સામે ન થયા હોત તો આજે ભારતમાં જે નાનીમોટી ૭૦૦ રિયાસતો છે તેમાંની કદાચ એક પણ રિયાસત હસ્તી ધરાવતી ન હોત!

ઉપરાંત ભારતીય પ્રજા પ્રત્યેનું અંગ્રેજોનું વર્તન પણ જુદા જ પ્રકારનું હોત. સંભવ છે, કે જેમ બીજી વસાહતોમાં ત્યાંની દેશી પ્રજાને સદંતર નાબૂદ કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા એવા જ પ્રયત્નો ભારતમાં પણ આવ્યા હોત, પણ આ બધાં તો કેવળ અનુમાનો છે. એમાં જરાય શક નથી કે એ કાળ રાષ્ટ્રના ભાવિ માટે જબરો સંક્રાંતિકાળ હતો. એ કાળે ભારતવાસીઓના દિલ ઉપર અંગ્રેજોએ કંઈક જાદુ કરી નાખ્યું હોય

એટલો બધો પ્રભાવ તેમણે જમાવ્યો હતો. જસવંતરાવ હોળકર તથા ભરતપુરના રાજાના સાહસે ભારતવાસીઓ ઉપરના અગ્રેજોનો જાદુનો પ્રભાવ ઘણે અંશે ઘટાડી નાખ્યો અને અગ્રેજોના દિલમાં ભારતવાસીઓ પ્રત્યે અમુક પ્રકારનું માન પેદા કરાવ્યું. જરૂર, જસવંતરાવ હોળકર તથા ભરત પુરના રાજાના નામ ભારતીય વીરોની હરોળમાં કાયમને માટે અંકિત રહેશે.

## બારલોની ભેદનીતિ

રાજપૂતાનાના રાજાઓએ મરાઠા વિરુદ્ધ અગ્રેજોને મદદ આપી હતી. આ મદદના બદલામાં માર્ક્વિસ વેલેસ્લી અને જનરલ લેકે આ રાજાઓ સાથે સંધિ કરીને વચન આપ્યું હતુ, કે જો આપના ઉપર કોઈ બહારનું આક્રમણ થશે તો અગ્રેજો સહાય આપશે; પણ સર જૉર્જ બારલોએ આવીને આ સંધિઓ રદ કરી, અને ઊલટું આ રજપૂત રાજાઓને અંદર અંદર લડાવવાની પૂરતી કોશિશ કરી. આ ભેદનીતિના વિસ્તારમાં ઊતરવાની અમને જરૂર જણાતી નથી. અમે તો અહીં બારલોની આ કુટિલ નીતિનું સાચું સ્વરૂપ બે પ્રામાણિક અગ્રેજ લેખકોના શબ્દો મારફત જ દર્શાવવા માગીએ છીએ. સર જોન માલ્કમ લખે છે, કે:—સર જૉર્જ બારલોની—"નીતિ

> × × × પોતાના પાડોશીઓની અંદર અંદરના ઝઘડા તથા લડાઈઓને પોતાની કુશળતાના એક ખાસ ઉપાય તરીકે સમજે છે; અને જો કે આ અંદર અંદરની લડાઈઓનો સ્પષ્ટ રીતે ઉત્તેજન આપતી નથી તો પણ જુદી જુદી રિયાસતો સાથેના પોતાના રાજકીય સંબંધો એવા સ્વરૂપના ગણે છે, કે પરિણામે એ રિયાસતોમાં આસપાસની લડાઈઓ ઊભી થાય અને ચાલ્યા કરે." ૧૨

બીજા વિદ્વાન અગ્રેજ લોર્ડ મેટકાફ લખે છે:—

> "ગવર્નર જનરલ બારલોએ પોતાના કેટલાક કાગળોમાં ચોખ્ખું લખ્યું છે, કે દેશી રાજાઓની પરસ્પરની લડાઈઓ એ બારલોની

૧૨ ". . . a policy, which declaredly looks to the disputes and wars of its neighbours, as one of the chief sources of its security, and which, if it does not directly excite such wars, shapes its political relations with inferior states in a manner *calculated to create and continue them*"—*Political History of India* by Sir John Malcolm.

નજરે પોતાનું બળ વધારવાનો એક સુંદર ઉપાય છે; અને જો હું ભૂલ ન કરતો હોઉં, તો ગવર્નર જનરલની કેટલીક તજવીજોનું સ્પષ્ટ પરિણામ એ છે, અને તેનો હેતુ પણ એ છે, કે એ તજવીજો દ્વારા આ રિયાસતોમાં અંદર અંદરના ઝઘડા પેદા થાય." ૧૩

આ બે પ્રમાણો આપ્યા પછી હવે આ બાબતને આથી વધારે છણવાની આવશ્યકતા જણાતી નથી.

ઈસાઈ મતપ્રચારને ઉત્તેજન

વેલોરમાં બંડ થવાનું કારણ એ હતું, કે તે સમયના અંગ્રેજ શાસકોમાં ભારતવાસીઓને ઈસાઈ બનાવવાનો ઉત્સાહ વધારે પડતો હતો. માર્કિવસ વેલેસ્લીએ ભારતમાં ઈસાઈ મતની વૃદ્ધિ કરવા માટે જે કંઈ સહાયતા આપી તેની હકીકત અગાઉના એક પ્રકરણમાં આપવામાં આવી છે. શરૂઆતથી જ ઈસાઈ મતને ફેલાવવા માટે મદ્રાસમાં સારુ ક્ષેત્ર મળ્યું; આથી આજે પણ હજી મદ્રાસ પ્રાંતમાં જ ઈસાઈઓની સંખ્યા સૌથી વધારે છે.

એ વખતે લોર્ડ વિલિયમ બેન્ટિક મદ્રાસનો ગવર્નર હતો તથા સર જોન ક્રેડક ત્યાંનો કમાન્ડર-ઇન-ચીફ હતો. આ બંને અંગ્રેજો ઈસાઈ મતનો પ્રચાર કરવામાં બહુ ઉત્સાહી હતા.

લોર્ડ વિલિયમ બેન્ટિકે આ સંબંધમાં જે જે કાર્યો કર્યાં તેમાં એબે દૂબોય નામના એક ફ્રેંચ ઈસાઈ પાદરીને ૮૦૦૦ રૂપિયા રોકડા આપીને ભારતવાસીઓના ધાર્મિક તથા સામાજિક રીતરિવાજો ઉપર એક પુસ્તક લખાવવાનું હતું. આ પુસ્તકમાં ભારતવાસીઓને પેટ ભરીને ગાળો ભાંડવામાં આવી હતી; આ પુસ્તકમાં અનેક જૂઠાણાં ભરેલાં હતાં. આ પુસ્તકનો પ્રચાર સરકારને ખરચે ઈંગ્લાંડમાં પુષ્કળ કરવામાં આવ્યો. આ પુસ્તકમાં એમ સાબિત કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, કે ભારતવાસીઓ

૧૩ "The Governor-General in some of his despatches, distinctly says that he contemplates in the discord of the native powers, an additional source of strength; and, if I am not mistaken, some of his plans go directly and are designed to foment discord among those states."—The policy of Sir George Barlow, from Kaye's *Selections from the papers of Lord Metcalf*, p. 7,

જંગલી છે અને તેમના ઉદ્ધાર માટે અંગ્રેજી શાસનની જરૂર છે. આ ફ્રેંચ પાદરી જ્યારે ભારતમાંથી ફ્રાંસ પાછો ગયો ત્યારે તેને એક ખાસ પેન્શન ઇસ્ટ ઇંડિયા કંપનીએ બાંધી આપ્યું. ૧૪

જે "કપટીએ સ્વેચ્છાશાસને" સુપ્રસિદ્ધ *હર્બર્ટ સ્પેન્સરના શબ્દોમાં* "દેશની પરાધીનતા મજબૂત કરવા તથા તેનો વિસ્તાર વધારવા માટે દેશી સિપાઈઓનો" જ ૧૫ ઉપયોગ કર્યો, એ જ કપટી સ્વેચ્છાશાસન દ્વારા ભારતવાસીઓને ઇસાઈ બનાવવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો. તે વખતના ઇસાઈ શાસકો ઇસાઈ મતપ્રચારકોને દરેક પ્રકારની સગવડ તથા સહાય આપતા હતા. પાદરી લોકો જ્યાં જ્યાં જવા ઇચ્છતા ત્યાં ત્યાં જવાનો પાસપોર્ટ અંગ્રેજો તરફથી તેમને તરત જ મળી જતો. તેમની નોટિસો, પ્રચારપત્રિકાઓ વગેરે સાહિત્ય સરકારી છાપખાનામાં મફત છાપી, આપવામાં આવતું હતું. કિલ્લામાં ભારતીય સિપાઈઓમાં પ્રચાર કરવાની તેમને ખાસ સગવડ આપવામાં આવી હતી. તેમને આ કાર્યના બદલામાં મોટી મોટી જમીનો મફત આપવામાં આવી હતી. ત્રાવણકોર જેવી રિયાસતોમાં પણ આ જાતની સગવડ તથા સહાયતા આપવા માટે ત્યાંના રાજાઓ તથા દીવાનો ઉપર દબાણ લાવવામાં આવતું હતું, વગેરે. ૧૬ ધીરે ધીરે મદ્રાસ પ્રાંતની હિંદી સેનાના સૈનિકોને આજ્ઞા ફરમાવવામાં આવી કે તેઓ જ્યારે પેરેડ કરવા માટે આવે કે ડયુટી ઉપર હોય કે સરકારી સિપાઈના પોશાકમાં હોય ત્યારે તેમણે તિલક વગેરે કોઈ ચિહ્ન ન કરવું, કાનમાં વાળીઓ ન પહેરવી અને હિંદુ તથા મુસલમાન બધા જ સિપાઈઓને હુકમ કરવામાં આવ્યો, કે તેમણે પોતાની દાઢીઓ મુંડાવવી તથા મૂછો પણ એક જ જાતની કાપેલી રાખવી વગેરે. ૧૭

---

૧૪ *Encyclo Poedia Britannieca* vol. viii, cp 624, 11th edition.
૧૫ ' Cunning despotism" which used "native soldiers to maintain and extend native subjection,"—Herbert Spencer.
૧૬ Revd. Sydney Smith in the *Edinburgh Review* for 1807 on 'The Conversion of India.'
૧૭ ". . . not (to) mark his face to denote his caste, or wear earrings, when dressed in his uniform; and it is further directed that at all parades, and upon all duties, every soldier of the battalion shall be clean-shaved on the chin It is directed also that uniformity shall be preserved in regard to the quan-

વેલોરનું બંડ

આથી ૧૮૦૬ના જુલાઈમા વેલોરની છાવણીના કેટલાક સિપાઈઓએ બંડ કર્યું. રાતે બે વાગે તેમણે એકઠા થઈને પોતાના કમાંડિંગ અમલદાર કર્નલ ફેનકોર્ટના મકાનને ઘેરી લીધું અને તેને ગોળીથી ઠાર કર્યો ત્યાર પછી તેમણે બાકીના ઈસાઈ અમલદારો તથા ગોરા સિપાઈઓને ખતમ કરવાનું શરૂ કરી દીધું. પરંતુ આખરે આ બંડ શમાવી દેવામાં આવ્યું અને બંડખોરોને કડક સજા ફરમાવવામાં આવી.

ટીપૂ સુલતાનના પુત્રો તથા તેના ઘરના બીજા લોકો એ દિવસોમા વેલોરના કિલ્લામા કેદી હતા. આ બંડમા આ લોકોનો હાથ છે એવો આરોપ તેમના ઉપર મૂકવામા આવ્યો. એમના ઉપરનો આ આરોપ જૂઠો છે અને બંડમાં તેમનો જરા પણ ભાગ નથી એમ પાછળથી સાબિત થયું, તો પણ તેમને ત્યાંથી ખસેડીને બંગાળામા લઈ જવામા આવ્યા. ગવર્નર બેન્ટિક અને કમાંડર-ઇન-ચીફ ક્રેડક બંનેને રજા આપવામા આવી, અને કંપનીના અમલદારોને ઈસાઈ મતનો પ્રચાર કરવાનો ઉત્સાહ ઘણે અંશે ઠરી ગયો.

હવે સર જોર્જ બાર્લોને ગવર્નર જનરલના પદેથી ખસેડીને મદ્રાસના ગવર્નર તરીકે નીમવામા આવ્યો, અને તેની જગાએ લૉર્ડ મિન્ટોની ગવર્નર જનરલ તરીકે નિમણૂક કરવામાં આવી.

---

tity and shape of the hair upon the upper lip, as far as may be practicable "—Instructions to the Madras Sepoys 1806.

# પ્રકરણ અઠ્ઠાવીસમું

## પ્રથમ લૉર્ડ મિન્ટો

૧૮૦૭-૧૮૧૩

**કંપનીની સ્થિતિ**

લૉર્ડ મિન્ટોએ ઈ સ ૧૮૦૬ના સપ્ટેમ્બરમા ઇંગ્લાંડથી નીકળીને ઈ. સ ૧૮૦૭ના જુલાઈની ૩૧મીએ કલકત્તામા ગવર્નર જનરલનું પદ લીધું.

આ સમયે હિંદુસ્તાનમા અંગ્રેજોની સ્થિતિ બહુ નાજીક હતી. એક તો કંપનીનો ખજાનો સાવ ખાલી હતો, દેવું પણ ઘણું થઈ ગયું હતું અને આર્થિક અવસ્થા અત્યંત ખરાબ હતી ઉપરાત બીજા મરાઠા યુદ્ધને લીધે બધા ભારતીય રાજાઓ અંગ્રેજોથી અસંતુષ્ટ થયા હતા. જસવંતરાવ હોળકર તથા ભરતપુરના રાજાને હાથે જનરલ માન્સન અને જનરલ લેકને જે ઉપરાઉપરી પરાજયો મળ્યા હતા અને જે શરમિંદા થવું પડ્યું હતું, તેને લીધે ભારતવાસીઓની નજરે અંગ્રેજોની પ્રતિષ્ઠાને ભારે ધક્કો લાગ્યો હતો વગડનો રાજા તથા મહારાજા સિંધિયાના કેટલાક ફળદ્રુપ પ્રદેશો અંગ્રેજોના હાથમા આવ્યા હતા ખરા, પણ તેનાથી સિંધિયા, હોળકર તથા ભોસલેની પોતપોતાના રાજ્યની આતરિક સ્વાધીનતામા કશો તફાવત પડ્યો નહોતો રજપૂતાનાના રાજાઓએ અને ખાસ કરીને ગોહદના રાણાએ મરાઠાઓ વિરુદ્ધ અંગ્રેજોને મદદ આપી હતી ખરી, પરંતુ યુદ્ધ પૂરું થયા પછી આ રાજાઓ સાથે અંગ્રેજોએ જે કૃતઘ્નતા બતાવી તેના ઉપરથી બીજા બધા ભારતીય રાજાઓના દિલમા અંગ્રેજો ઉપરનો વિશ્વાસ ઊઠી ગયો હતો. ચારે તરફથી જુદા જુદા ભારતીય રાજાઓ બ્રિટિશ રાજ્ય ઉપર હુમલો કરે અને પોતાના ખોયેલા મુલકો પાછા મેળવવાનો પ્રયત્ન કરે એવો સંભવ જણાતો હતો

**અંગ્રેજો વિરુદ્ધ આમ તાપ**

ઉપરાત ખુદ કંપનીના મુલકમા રહેતી ભારતીય પ્રજા પણ દુઃખી

અને અસંતુષ્ટ હતી બ્રિટિશ ભારતમાં જમીન મહેસૂલ એટલું બધું વધારી દેવામાં આવ્યું હતું, કે જેટલું મહેસૂલ અંગ્રેજો પહેલાં કદી સાંભળવામાં પણ નહોતું, અને બીજા દેશી રાજ્યોમાં એની જોડ નહોતી નવા જિલ્લાઓના અંગ્રેજી મુલકોમાં ગોરખ શરૂ થયાની તથા બીજા અનેક અસહ્ય અત્યાચારોની હકીકત અગાઉ આવી ગઈ છે

આ બધાને પરિણામે અંગ્રેજી પ્રદેશની પ્રજા પોતાના નવા વિદેશી તથા વિધર્મી રાજાની સામે માથું કરી બેસે એવો લૉર્ડ મિન્ટોને ડર હતો

અંગ્રેજી મુલકમાં ધાડ અને અરાજકતા

કંપનીનું પહેલું કર્તવ્ય એ હતું કે પોતાની પ્રજાને સંપૂર્ણપણે દબાવી રાખવી જેથી તે કદી પોતાના શાસકોની વિરુદ્ધ બળવો ન કરે પ્રજાને ઉપરાઉપરી આવી પડતી વિપત્તિઓમાં ફસાવી રાખવામાં જ પોતાની સ્થિરતા છે એમ આ વિદેશી શાસકો માનતા હતા, જ્યારે પ્રજાની ખુશાલી અને નિશ્ચિતતામાં પોતાની હાનિ છે એમ તેમને લાગતું હતું લૉર્ડ કૉર્નવાલિસના શાસન સબંધી જે સુધારાઓની હકીકત અગાઉ આવી ગઈ છે તેમનો મુખ્ય ઉદ્દેશ પણ પ્રજાની અંદર અંદરના ઝઘડાઓ સતત ચાલ્યા કરે એ જ હતો, અને એ 'સુધારાઓ'નું એવું પરિણામ આવ્યું પણ ખરું

લૉર્ડ મિન્ટોના સમયમાં સમસ્ત ભારતમાં અસંખ્ય ધાડો પડતી હતી એની સાથે ભયંકર ખૂન, ઘરો બાળવાં વગેરે તરેહતરેહના અત્યાચારો પણ ચાલુ હતા [1]

ઈ. સ. ૧૮૮૮ના નવેમ્બરની ૩૦મીએ લૉર્ડ ડફરીને કલકત્તામાં એક વ્યાખ્યાન આપતાં કહ્યું —[2]

'××× લૉર્ડ મિન્ટોના સમયમાં કલકત્તાની આજુબાજુના ૨૦ માઈલના ઘેરાવામાં આવેલાં ગામોનાં ગામો ધાડપાડુઓની દયા

---

૧ '... the scene of horror, the murders the burnings, the excessive cruelties ...'—the Judge of circuit in Rajeshaye, 1809

૨ "... in his (Lord Minto's) time whole districts within twenty miles of Calcutta were at the mercy of dacoits, and this after the English had been more than fifty years in the occupation of Bengal."—Lord Dufferin on the 30th November 1888 at Calcutta

ઉપર છોડવામાં આવ્યાં હતાં; અને આ અવસ્થા એ વખતની હતી જ્યારે બંગાળામાં કંપનીનું રાજ્ય સ્થપાયાને પચાસ વરસ કરતાં પણ વધારે સમય થઈ ચૂકયો હતો."

કેટલાક લોકોને એવો ભ્રમ છે, કે અંગ્રેજો આવ્યા એ પહેલાં પણ આપણા દેશમાં ધાડપાડુઓનું આટલું જ જોર હતું; પણ ઇતિહાસલેખક જેમ્સ મિલ આપણો એ ભ્રમ દૂર કરે છે. તે લખે છે:—

"અંગ્રેજી હકૂમત અને કાયદાની નીચે આવા પ્રકારના ગુના (ધાડ વગેરે) ઘટયા તો નહિ જ, બલ્કે એટલી હદે એમાં વધારો થયો કે જેથી કોઈ પણ સભ્યજાતિના ન્યાયશાસનને શરમાવું પડે. અંગ્રેજી હકૂમતમાં આ ગુનાઓ એટલા બધા વધી પડયા કે જેની બરોબરીના દાખલા તે વખતની બીજી દેશી રિયાસતોમાં જોવા મળતા નહોતા; એટલું જ નહિ, પણ કોઈ પણ કાળે કે કોઈ પણ દેશમાં જ્યાં હકૂમત અને કાયદો હયાતી ધરાવતાં હતા ત્યાં આવા પ્રકારના ગુના કદાપિ જોવામાં આવ્યા નહોતા, એમ કહી શકાય."[૩]

તે વખતનો એક પ્રસિદ્ધ અંગ્રેજ ન્યાયાધીશ સર હેનરી સ્ટ્રેચી લખે છે:-

"હું માનું છું કે અંગ્રેજી અદાલતો ખુલ્યા પછી ધાડ પાડવાના ગુનાઓમા ઘણો વધારો થયો છે."[૪]

ઈ. સ. ૧૮૦૮માં રાજશાહી પ્રગણાના ડિવિઝનલ જજે લખ્યું:—[૫]

"અનેક વાર કહેવામાં આવ્યું છે, કે રાજશાહીમા ધાડો પાડ-

૩ "This class of offences did not diminish under the English Government and its legislative provisions. It increased, to a degree highly disgraceful to the legislation of a civilized people. It increased under the English Government, not only to a degree of which there seems to have been no example under the Native Governments of India, but to a degree surpassing what was ever witnessed in any country in which law and Government could with any degree of propriety be said to exist.'—Mill, vol. v, 387.

૪ "The crime of dacoity has, I believe, increased greatly since the British administration of Justice."—Sir Henry Strachey

૫ "The dacoity is very prevalent in Rajashaye has been

વાના ગુના પુષ્કળ વધી પડયા છે. × × ×. છતાં પણ પ્રજાની હાલત તરફ પૂરતું ધ્યાન આપવામાં આવતું નથી. ખરી રીતે જાન કે માલનું કોઈ પ્રકારનું રક્ષણ કરવામાં નથી આવતું એ બાબતનો અસ્વીકાર કરી શકાય એવું નથી."

ઈ. સ. ૧૮૦૯માં સરકારના મંત્રી ડાઉડઝવેલે લખ્યું:—

"ભારતીય પ્રજાના જાન કે માલની કોઈ પ્રકારે સંભાળ લેવામાં આવતી નથી."[૬]

એમ પણ કહી શકાય એવું નથી કે અંગ્રેજો પાસે પ્રજાના રક્ષણ માટે પૂરતાં સાધનો નહોતાં. જેમ્સ મિલ લખે છે:—

"બંગાળાની અંગ્રેજ સરકાર પાસે એટલી પૂરતી ફોજ તૈયાર છે, કે ધારે તો અત્યંત સરળતાથી તે આ બધાનો સંહાર કરી શકે."[૭]

**લોર્ડ મિન્ટોનો પત્ર**

ખુદ લોર્ડ મિન્ટોએ પણ પોતાની પત્ની ઉપર લખેલા એક 'ખાનગી' કાગળમાં લખ્યું હતું:—[૮]

"હાલ ધાડપાડુઓ બરાકપુરથી ત્રીશ માઈલની અંદર આવી પહોંચ્યા છે. ટોળીઓ બાંધીને ધાડ પાડવાના ગુના બંગાળામાં ઓછા વધતા થયા જ કરે છે; પરંતુ આજકાલ તો અહીં ધાડપાડુઓને સફળતા મળે છે અને તેમને સજા પણ થતી નથી. આથી ત્યાંના

---

often stated . . . Yet the situation of the people is not sufficiently attended to. It can not be denied, that, in point of fact, there is no protection for persons or property.

૬ "To the people of India there is no protection, either of person or of property."

૭ "Such is the military strength of the British Government in Bengal, that it could exterminate all the inhabitants with the utmost ease;"—Mill, vol. v, p 410.

૮ "They (the dacoits) have of late come within thirty miles of Barrackpore. The crime of gang robbery has at all times, though in different degrees, obtained a footing in Bengal The prevalence of the offence, occasioned by its success and

લોકોને ઘણા લાંબા સમયથી રીતસર કાયદાના રાજ્યનું સુખ ભોગવવા નથી મળ્યું એવા આજુબાજુના જંગલી પ્રદેશો કરતાં આ સભ્ય અને સમૃદ્ધ પ્રદેશમાં ધાડ પાડવાનું ખૂબ વધારે પ્રમાણમાં પ્રચલિત છે; અને 'આપણા સૌથી જૂના પ્રદેશો આ જાતની અરાજકતા અને અન્યાયનાં માઠાં પરિણામો સામે અરક્ષિત રહે એ અંગ્રેજી હકૂમત માટે ખરેખર લજ્જાજનક છે, એમ ઉપરથી જોનારને લાગ્યા વગર રહે નહિ."

**અંગ્રેજી અને દેશી મુલકોની તુલના**

ઉપરોક્ત અવતરણમાં લોર્ડ મિન્ટો એવું બતાવવાનો પ્રયત્ન કરે છે, કે આસપાસના પ્રદેશો કરતાં કંપનીના પ્રદેશો વધારે સમૃદ્ધ હતા; પણ આ કથન બિલકુલ જૂઠું છે. આજુબાજુના પ્રદેશની પ્રજા કંપનીની પ્રજા કરતાં અનેકગણી વધારે સમૃદ્ધ હતી એ બાબતનાં અસંખ્ય પ્રમાણો આપી શકાય એવું છે. ઉદાહરણ તરીકે તે સમયના વરાડના મુલકો અને અંગ્રેજી મુલકોની તુલના કરતાં એક અંગ્રેજ લેખક લખે છેઃ—

"વરાડના જાગીરદારોની જમીનો કંપની સરકારના પ્રદેશની સરખામણીએ વધારે સમૃદ્ધ દશામાં છે; એનું કારણ એ છે, કે એ જમીનો વધારે સુરક્ષિત છે, અને ત્યાંની પ્રજા ઉપર ઓછા અત્યાચારો ગુજારવામાં આવે છે"[૯]

---

impunity has been much greater in this civilized and flourishing part of India, than in the wilder territories adjoining, which have not enjoyed so long the advantages of a regular and legal Government; and it appears at first sight mortifying to the English administration of these provinces, that our oldest possessions should be the worst protected against the evils of lawless violence.—Lord Minto in a private letter to Lady Minto.

૯ "The lands of the Jagirdars, in Berar, are in a more prosperous condition than those of the Circar, because they are better protected, and the ryots less oppressed."—*Origin of the Pindaries etc* by an Officer in the service of the Honourable East India Company, 1818, p. 149.

છતાં ય અંગ્રેજી મુલકની દૃષ્ટિએ દેશી મુલકોમાં ધાડોનું તો નામ-નિશાન પણ નહોતું.

ધાડપાડુઓ આટલા બધા નિરંકુશ શા માટે થયા હતા એ સમજવું મુશ્કેલ છે; પરંતુ એટલું તો અવશ્ય લાગે છે, કે ધાડપાડુઓને પકડીને કડક સજા કરવી અને પ્રજાનું રક્ષણ કરવું એ તે વખતના ભારતીય અંગ્રેજ શાસકોની રાજનીતિની વિરુદ્ધ હતું. આ જાતની મુશ્કેલીમાં ભારતીય પ્રજા સપડાયેલી રહે એમાં જ કંપનીના શાસકોને પોતાનું હિત જણાતું હતું; "પ્રજાના જાન અને માલનું રક્ષણ" કરવામાં તેમને પોતાનું હિત જણાતું નહોતું.

**અંગ્રેજોની સાથે જ અરાજકતાનો પ્રવેશ**

હિંદુસ્તાનનો ઇતિહાસ લખનારા અંગ્રેજ લેખકો મોટે ભાગે ગર્વથી લખ્યા કરે છે, કે જ્યારે અંગ્રેજો ભારતવર્ષમાં આવ્યા ત્યારે દેશમાં ચારે બાજુ શાસનને નામે મીંડું હતું, ચારે બાજુ અરાજકતા વ્યાપી રહી હતી; અને વિદેશીઓએ આવીને આ અંદર અંદરના ઝઘડા તથા ધાડપાડુઓની ધાડોમાંથી ભારતવાસીઓની રક્ષા કરી છે; પરંતુ ઇતિહાસનાં પાનાં ઉથલાવતાં કોઈ બીજું જ દૃશ્ય નજરે પડે છે. એ વાત સાચી છે, કે મુગલ સામ્રાજ્યના અંતના દિવસોમાં જ્યારે એ વિશાળ સામ્રાજ્ય સંકટગ્રસ્ત હતું ત્યારે સમ્રાટના અનુચરોએ દેશના જુદા જુદા ભાગોમાં પોતપોતાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં. આ રીતે હૈદરાબાદમાં આસફખાંએ અને અયોધ્યામાં સઆદતખાંએ પોતાની સલ્તનતો સ્થાપી. આ વખતે ભારતમાં લડાઈઓ અને રક્તપાત પણ જરૂર થયાં; કારણ કે લડાઈઓ અને રક્તપાત વગર સલ્તનતો સ્થપાતી નથી. પરંતુ ઇતિહાસ જોતાં જાણી શકાય છે કે ઈસવી સનની અઢારમી સદીમાં અને ઓગણીસમી સદીની શરૂઆતમાં જેટલી લડાઈઓ ભારતમાં થઈ અને જેટલું લોહી રેડાયું તે કરતાં અનેકગણી વધારે લડાઈઓ યુરોપમાં થઈ છે; અને અનેકગણો વધારે રક્તપાત પણ યુરોપમાં થયો છે. ઉપરાંત મુગલ સામ્રાજ્યના સમયની સમૃદ્ધિનું તો કેમ વર્ણન કરવું ? તે સમૃદ્ધિ જોઈ ને તો યુરોપ અને આખી દુનિયાના મુસાફરો ચકિત થઈ જતા હતા; પણ આ બધી નવી રિયાસતો સ્થાપનારા મરાઠા, રજપૂત તથા મુસલમાન રાજાઓ પણ પોતાની પ્રજાની આવશ્યકતા તરફ પૂરતું ધ્યાન આપતા હતા; અને પ્રજાના જાનમાલનું રક્ષણ કરવું એ પોતાનું મુખ્ય કર્તવ્ય ગણતા હતા. લગભગ બધા જ અંગ્રેજ લેખકો સ્વીકાર કરે છે, કે જ્યારે બ્રિટિશ

ભારતમાં ચારે બાજુ ધાડપાડુઓનું સામ્રાજ્ય ચાલતું હતું અને ભારતીય પ્રજાના જાનમાલની બિલકુલ સલામતી નહોતી, ત્યારે આજુબાજુનાં દેશી રાજ્યોમાં, જ્યાં કંપની કરતાં વધારે સમૃદ્ધિ હતી, ત્યાં લોકોનાં જાનમાલનું પૂરતું રક્ષણ કરવામાં આવતું હતું. અંગ્રેજો ભારતમાં આવ્યા એ પહેલાં અહીં અરાજકતા કે કુશાસન બિલકુલ નહોતાં. ઊલટું ઇતિહાસ સાક્ષી પૂરે છે, કે જ્યારથી ઈસ્ટ ઈંડિયા કંપની ભારતમાં આવી ત્યારથી દેશની શાંતિ અને સમૃદ્ધિ બંનેનો અંત આવ્યો; અને તેનું સ્થાન અરાજકતા અને કુશાસને લીધું.

એમ પણ જરૂર કહી શકાય, કે દેશી રાજ્યોમાં પણ જે વિદ્રોહો થયા તે બધા કંપનીએ બંગાળામાં પોતાના પગ સ્થિર કર્યા પછી જ શરૂ થયા; અને આ વિદ્રોહો મોટે ભાગે કંપનીના જ શાસકોએ અથવા તો તેના ગુપ્તચરોએ પેદા કરેલા હતા. કંપનીના પ્રતિનિધિઓએ જ અયોધ્યાના નવાબવઝીરને હાથે નિરપરાધ અને વીર રોહીલાઓનો સંહાર કરાવ્યો, અને તેની વૃદ્ધ માતાના મહેલોને લૂંટવામાં આસફઉદ્દૌલાના કંપતા હાથની મદદ લેવામાં આવી; પરંતુ આ બધી કહાણી અહીં અસ્થાને છે.

લૉર્ડ મિન્ટોએ પોતાના પત્રમાં એ પણ સ્વીકાર કર્યો છે, કે ભારતમાં પચાસ કરતાં વધારે વરસોનો અંગ્રેજી શાસનને પરિણામે ભારતવાસીઓ અને ખાસ કરીને બંગાળીઓ એટલા બધા "કાયર અને નીર્વીર્ય" બની ગયા છે કે તેઓ ધાડપાડુઓની સામે થવા અસમર્થ છે.[૧૦]

**જસવંતરાવનું ચારિત્ર્ય**

આ વખતે અંગ્રેજોને બીજો ડર મરાઠાઓનો હતો. હોળકર સિંધિયા અને ભોંસલેનો હજી સુધી સર્વનાશ થયો નહોતો, અને એવો ભય હતો કે કદાચ આ ત્રણે રાજાઓ ભેગા થઈને અંગ્રેજો પાસેથી બદલો લે.

આ ત્રણે રાજાઓમાં પણ સહુથી વધારે ભય જસવંતરાવ હોળકરનો હતો. જસવંતરાવનાં ચારિત્ર્યના સંબંધમાં ઇતિહાસલેખક ગ્રાંટ ડફ લખે છે:-[૧૧]

"જસવંતરાવ હોળકરના ચારિત્ર્યનો મોટામાં મોટો ગુણ તેની

---

૧૦ ". . . loss of martial habits and character, have made the people of Bengal so timid and enervated, that no resistence is to be apprehended in the act, nor punushment afterwards."—*Lord Minto's letter to Lady Minto.*

૧૧ "The chief feature of Jaswant Rao Holkar's character was

ઉદ્યમશીલતા તથા પરાક્રમશીલતા હતી; આ ગુણો જ્યારે વિજયો મળતા હતા, ત્યારે તો બીજા દેશવાસીઓની માફક તેનામાં અનંત દેખાતા હતા; પણ કઠિનમાં કઠિન પરાજયોમાં પણ આ ગુણ ઓછા થતા નહિ. એવી જ રીતે સામાન્ય મરાઠાઓ કરતાં તે વધારે સુશિક્ષિત હતો; તે ફારસી તથા મરાઠી બંને ભાષાઓમાં લખી શકતો હતો. વ્યવહારમાં તે નિષ્કપટ હતો × × × તે ઠીંગણો હતો, પણ શરીરે બહુ સ્ફૂર્તિવાળો અને અત્યંત મજબૂત હતો; જો કે તેનો રંગ શામળો હતો, અને અચાનક બંદૂક ફૂટવાથી તેની એક આંખ પણ ફૂટી ગઈ હતી, તો પણ તેનો ચહેરો દેખાવે ખરાબ લાગતો નહોતો. એના ચહેરામાંથી એક જાતનું હસમુખાપણું અને મરદાનગી પ્રગટ થતાં હતાં."

અંગ્રેજો અને અમીરખાંનું કાવતરું

જસવંતરાવ હોળકર જેવો અંગ્રેજોનો કોઈ કટ્ટો દુશ્મન ભારતમાં બીજો નહોતો. જસવંતરાવના ખાસ દરબારીઓમાં વિશ્વાસઘાતી અમીરખાં હજી મોજૂદ હતો. આ અમીરખાંએ જ ભરતપુરના ઘેરા વખતે અંગ્રેજો પાસેથી ૩૩ લાખ રૂપિયા લઈને હોળકરના સવારોને અંગ્રેજોની ગોળીઓ તથા ભાલાઓને હવાલે કરી દીધા હતા. અમીરખાં મારફત અંગ્રેજોનાં કાવતરાં હોળકરના દરબારમાં ચાલુ જ હતાં.

જસવંતરાવનું મૃત્યુ

કોણ જાણે કેમ પણ ઈ. સ. ૧૮૦૮માં જસવંતરાવ હોળકર મગજ

that hardy spirit of energy and enterprise which, though like that of his countrymen, boundless in success, was also not to be discouraged by trying reverses. He was likewise better educated than Marathas in general, and could write both the Persian language and his own; his manner was frank, and could be courteous . . . In person his stature was low, but he was of a very active strong make; though his complexion was dark, and he had lost an eye by the accidental bursting of a match-lock, the expression of his countenance was not disagreeable, and despoke something of droll humor, as well as of manly boldness."—History of the Marathas, by Captain Grant Duff, p 606

પડયો અને પછી એકાએક ગાંડો થયો. તરત જ હોળકરના દરબારમાં બે પક્ષો પડી ગયા; એક મરાઠાઓનો પક્ષ અને બીજો અમીરખાં તથા તેના પીંઢારાઓનો પક્ષ. આ બંને પક્ષો વચ્ચે પ્રતિસ્પર્ધા અને ગુપ્ત તરકટો ચાલવા લાગ્યાં.

આખરે અંગ્રેજોના સદ્‌ભાગ્યે અને સ્વાભાવિક રીતે માની શકાય તેમ તેમના પ્રયત્નોથી નક્કી કરવામાં આવ્યું, કે જસવંતરાવની આ ઉન્માદની અવસ્થા દરમિયાન તેની રાણી તુલસીબાઈના નામે અમીરખાં રાજ્યનો બધો કારભાર ચલાવે. થોડા દિવસો પછી જસવંતરાવ મરણ પામ્યો. રાણી તુલસીબાઈએ ચાર વર્ષના મલ્હારરાવ નામના એક બાળકને દત્તક લીધો. આ રીતે રાજ્યશાસનની લગામ અમીરખાંના હાથમાં જ રહી, અને એમ થતાં હોળકર તરફનો મિન્ટોનો ભય નાબૂદ થયો.

### હોળકરના દરબારની સ્થિતિ

અંગ્રેજોએ અમીરખાંને રજપૂતો તથા બીજા ભારતીય રાજાઓ વિરુદ્ધ ઉશ્કેરીને લડાવવાનું શરૂ કર્યું, અને ખુદ હોળકરના રાજ્યમાં જ અમીરખાં મારફત પક્ષો ઊભા કરીને કાવતરાં ચાલુ રાખ્યાં.

અમીરખાં અને અંગ્રેજોનાં આ કાવતરાંના સંબંધમાં ઇતિહાસલેખક નોલેન લખે છે:–૧૨

"જે સરદારો અંગ્રેજોના અનુગ્રહના પાત્ર બન્યા હતા, તેમાં એક અમીરખાં હતો. × × × પાછળની સંધિઓનું ઉલ્લંઘન કરીને લૉર્ડ મિન્ટોએ હોળકરના મુલકનો સારો એવો ભાગ આ માણસને આપી દેવાનું વચન આપ્યું હતું; અને આ આતતાયી, ધાડપાડુ અને ખૂની અમીરખાં તથા ઈસ્ટ ઇંડિયા કંપની વચ્ચે એક રીતસરની સંધિ દ્વારા મૈત્રી પણ બંધાઈ ચૂકી હતી. × × × હોળકરના રાજ્યની

૧૨ "Among the chiefs who received Favour from the English was one Amir Khan . . . This person had, in spite of previous treaties, a considerable portion of Holkar's territory made over to him by Lord Minto, and a formal treaty sealed the bond of amity between this desperate robber and murderer and the East India Company. . . . The intrigues between the English and Amir Khan against the integrity of Holkar's

અખંડતાની વિરુદ્ધ અંગ્રેજો અને અમીરખાંના ઝઘડા આપણી જાતિની પ્રતિષ્ઠા વધારનાર નથી આ કાવતરામાં દરબારની આસપાસના બધા લોકો તથા રિયાસતની અંદરના બધા પક્ષો, કોઈ અંગ્રેજોના પક્ષમાં તો કોઈ તેની વિરુદ્ધ અને એકબીજાની વિરુદ્ધ કાવતરામાં લાગી પડયા હતા જે પ્રદેશ ઉપર હોળકરનું રાજ્ય હતું અને જેની કીર્તિ એક કાળે દૂર દૂર સુધી પ્રસરેલી હતી, તે પ્રદેશને હવે કસમ ખાઈને પણ અસત્ય બોલવું, વિશ્વાસઘાત, બળાત્કાર, અપહરણ, ખૂન, હત્યા, લૂટ, વિદ્રોહ અને અંદર અંદરની લડાઈઓએ કલંકિત કર્યો હતો અને છિન્નભિન્ન કરી નાખ્યો હતો ”

ઇતિહાસલેખક ગ્રાંટ ડફ તે સમયની આ પક્ષાપક્ષીના સંબંધમાં સ્પષ્ટ લખે છે —

' એવી આશા રાખવામાં આવતી હતી, કે જો મરાઠા સરદારો આપસઆપસમાં લડયા કરશે, પોતાના પાડોશીઓને લૂટયા કરશે, અને તેમને પોતાને જ પ્રાંતો હાથમાંથી ચાલ્યા જવાનો ડર રહ્યા કરશે તો તેઓ અંગ્રેજ સરકારની વિરુદ્ધ લડાઈ છેડતા અટકશે "[૧૩]

**મરાઠાઓને અંદર અંદર લડાવ્યા**

હોળકરથી બીજે નંબરે અંગ્રેજોને મહારાજા સિંધિયા તથા વરાડના રાજાનો ડર હતો આ બંનેના થોડા થોડા પ્રદેશો પાછલા યુદ્ધમાં તેમની પાસેથી પડાવી લેવામાં આવ્યા હતા તેમનાં રાજ્યો અંગ્રેજી સરહદની અડો-

dominion were not honourable to our nation In connection with them, all persons about the court, all parties in that state, intrigued for and against the English and for and against one another Perjury, perfidy, abduction, assassination, murder, plunder, revolt and civil war rent and stained [the land] which had owned the sovereignty of the once far-renowned Holkar "—Nolan's *History of the British Empire* pp 510 512

૧૩ ' It was expected that their (the Maratha Chiefs) domestic wars, the plunder of their neighbours and the fear of loosing what they possessed, would deter them from hostile proceedings against the British Government ' —Grant Duff

આડ આવેલાં હતાં; એટલે તેઓ આ વખતે પોતાના ખોયેલા મુલકો પાછા મેળવવાનો પ્રયત્ન કરે, એ બહુ સંભવિત હતું. આ બળવાન રાજાઓની સામે લડવા માટે આખી લાંબી સરહદ ઉપર વિશાળ સેનાઓ રાખી શકાય એવી કંપનીની આર્થિક અવસ્થા નહોતી. આ મુશ્કેલીનો નિકાલ લાવવા માટે અંગ્રેજોએ બે મુખ્ય ઉપાયો યોજ્યા. એક તો પોતાના ગુપ્તચરો આ રાજાઓના રાજ્યોમાં મોકલીને સ્થળે સ્થળે બળવા ઊભા કર્યા; અને નાના મોટા બધા મરાઠા સરદારોને અંદર અંદર લડાવ્યા કર્યા; બીજો ઉપાય, પીંઢારાઓને ધન આપીને અને તેમને એ રીતે ઉશ્કેરીને તેમની મારફત મરાઠાઓના પ્રાંતોમાં લૂંટફાટ શરૂ કરાવી.

હવે આગળ વધતા પહેલા આપણે પીંઢારા લોકો સંબંધે થોડીએક માહિતી મેળવી લેવી જરૂરી છે. કારણ કે લગભગ બધા જ અંગ્રેજ લેખકોએ આ વીર પીંઢારાઓના ચારિત્ર્ય ઉપર અનેક આરોપો મૂકીને તેમના ચારિત્ર્યને કલંકિત બનાવી દીધુ છે; તેમને ધાડપાડુઓ અને લૂટારા તરીકે દર્શાવવામા અને બીજી અનેક રીતે તેમને બદનામ કરવામાં પાછું વાળી જોયું નથી

પીંઢારા એ દક્ષિણ ભાગની એક પઠાણ જાતિ હતી. આ લોકો શરૂઆતથી જ દક્ષિણના ભારતીય રાજાઓના લશ્કરમા સવારો તરીકે જોડાતા. આ લોકો મોટે ભાગે પોતાના જ ઘોડા રાખતા. મરાઠી સેનામા હજારો પીંઢારા લોકો નોકર હતા; અને મરાઠાઓના સૌથી વધારે વિશ્વાસુ અને વીર સેનાનીઓમા તેમની ગણના થતી મરાઠા તથા ઔરંગઝેબનાં યુદ્ધો દરમિયાન આ પીંઢારા લોકોએ ઔરંગઝેબની વિરુદ્ધ મરાઠાઓને મદદ કરી હતી અને શૌર્ય બતાવ્યુ હતું. ૧૭મી સદીથી ૧૯મી સદી સુધીના સમયના ઇતિહાસમા અનેક પીંઢારાઓનાં નામો સુપ્રસિદ્ધ થયા છે. નસરૂ પીંઢારો શિવાજીનો વિશ્વાસુ જમાદાર હતો. પુનાપા નામનો બીજો પીંઢારો સરદાર પણ એ દિવસોમા મરાઠાનો મોટો મદદગાર હતો. પેશવા બાજીરાવ પહેલાએ મોટે ભાગે પીંઢારાઓની સહાયથી જ માળવા દેશ જીતી લીધો. ત્યાર પછી હોળકર તથા સિંધિયાની સેનાઓમાં હજારો પીંઢારા યોદ્ધાઓ અને અનેક વીર સેનાપતિઓ સામેલ હતા. હીરાખાં પીંઢારો તથા બુરાનખાં પીંઢારો બંને માધોજી સિંધિયાના વિશ્વાસુ ને યોગ્ય સેનાપતિઓમાં ગણાતા હતા. સરદાર ચિતૂ નામનો એક પીંઢારો પણ સુપ્રસિદ્ધ થઈ ગયો; તેની સેવાના બદલામાં

મહારાજા દૌલતરાવ સિંધિયાએ તેને નવાબની ઉપાધિ તથા જાગીર આપ્યા હતા. દૌલતરાવ સિંધિયાની જ સેનામાં બીજો એક પ્રસિદ્ધ પીંઢારા-સરદાર કરીમખાં હતો. તેને પણ નવાબની ઉપાધિ તથા જાગીર આપવામાં આવ્યા હતા.

પાણીપતના ત્રીજા યુદ્ધમાં એક પીંઢારા સેનાપતિ હુનસવારે પોતાના ૧૫૦૦૦ સવારો સાથે મરાઠાના પક્ષમાં યુદ્ધ કર્યું હતુ.

એક અંગ્રેજ લેખક લખે છે, કે પીંઢારાઓની સેનામાં હિંદુ તેમ જ મુસલમાન બન્ને ધર્મોના લોકોની ખુલ્લી રીતે ભરતી કરવામાં આવતી હતી સંભવ છે, કે તેમના સરદારોમાં પણ હિંદુ તથા મુસલમાન બન્ને ધર્મના લોકો હોય, કારણ કે ઉપરોક્ત લેખકના આધારે જોઈએ તો પીંઢારાઓની જુદી જુદી ટોળીઓ હતી, તથા જેને 'દુર્રે' અથવા 'લબ્બર' નામ આપવામાં આવતુ હતુ તેના સરદારોનાં પદ વંશપરંપરા ઊતરતા આવતા નહોતા ઊલટું જ્યારે કોઈ સરદાર મરી જતો, ત્યારે તેના બધા અનુયાયીઓ એકઠા થતા અને પોતાનામાંથી કોઈ સૌથી વધારે યોગ્ય તથા વીર માણસને પોતાના સરદાર તરીકે ચૂંટી કાઢતા

**મરાઠા અને મુસલમાનોનો સબંધ**

> 'એમ જણાય છે, કે મુસલમાનો તથા મરાઠાઓમાં ધાર્મિક દુશ્મનાવટ એટલી હદે છે જ નહિ. બંને એક જ ભાષાનો ઉપયોગ કરે છે. બંનેના ઘણા રિવાજો પણ એક પ્રકારના જોવામાં આવે છે. મરાઠાઓએ મુસલમાનોના ઘણા ઇલકાબો અપનાવી લીધા છે સિંધિયા તથા બીજા મરાઠા રાજાઓના સેનાપતિઓ મોટે ભાગે મુસલમાનો છે

આ સબંધમાં પૂર્વોક્ત અંગ્રેજ લખે છે —૧૪

૧૪ "No great religious enmity would ever appear to have existed between the Marathas and Mohammedans The same language is common to them both, many of their customs are the same, and the former have adopted many of the titles of the latter The Generals of Scindhia and the other Maratha chiefs, are often Mohammedans and Brahmans frequently govern the Courts of Mussalman Princes' — *Origin of the Pindaries* etc, by an Officer in the Service of the Honourable East India Company, 1818

અને મુસલમાન રાજાઓનો રાજવહીવટ મુખ્યત્વે બ્રાહ્મણ મંત્રીઓના હાથમાં હોય છે."

**પીંઢારાઓનું સૈનિક સંગઠન**

પીંઢારા સરદારો પોતાના અનુયાયીઓ પ્રત્યે એટલું સુંદર વર્તન રાખતા હતા, કે અઢારમી સદીના અંતમાં અને ઓગણીસમી સદીની શરૂઆતમા તેમના અનુયાયીઓની સંખ્યા ઝપાટાબંધ વધવા માંડી હતી. ઇતિહાસલેખક વિલ્સન લખે છે, કે આમાંના મોટા ભાગના પીંઢારાઓએ માળવામાં વસવાટ કર્યો. સિંધિયા અને હોળકર તરફથી આ લોકોને નર્મદા નદીના કિનારા ઉપર પોતાનો ગુજારો કરવા માટે મફત જમીનો આપવામાં આવી. શાંતિના સમયમાં આ લોકો ખેતીવાડી કરીને કે પોતાના બળદો અને ટટ્ટુઓ ઉપર માલની હેરવણીફેરવણી કરીને પોતાનો ગુજારો કરતા હતા. માત્ર આ લોકોની સાથે એવી શરત હતી, કે યુદ્ધ શરૂ થતાં જ તેમણે પોતપોતાનાં ઘોડાંઓ લઈ મરાઠાઓની મદદે પહોંચી જવું. હોળકરના રાજ્યમાં રહેનારા પીંઢારાને 'હોળકરશાહી' અને સિંધિયાના રાજ્યમાં રહેનારા પીઢારાને 'સિંધિયાશાહી' કહેતા. જસવંતરાવ હોળકરનો સુપ્રસિદ્ધ અનુયાયી અમીરખાં પણ આવો જ એક પીંઢારા-સરદાર હતો.

ઈ. સ. ૧૮૦૩ના માર્ચની ૨૯મીએ જનરલ વેલેસ્લીએ જનરલ સ્ટુઅર્ટને લખ્યું હતું, કે મેં પેશવાની નોકરી કરવા માટે ત્રણ હજાર પીંઢારા સવારો તૈયાર કર્યા છે; અને—[૧૫]

> "જો પેશવા તેમને નોકર તરીકે રાખવાનું નાપસંદ કરે, તો × × × તેમને કાં તો નોકરીમાંથી મુક્ત કરવા, અથવા તો તેમને કોઈ પણ પ્રકારનો પગાર આપ્યા વગર શત્રુના મુલકમાં લૂંટફાટ કરવામાં કામે લગાડી દેવા; અને દરેક રીતે જો પેશવા તેમનો ખરચ આપવાની ના જ પાડે તો પણ × × × જો આપણે તેમને હોળકરની

---

૧૫ "If he (the Peshwa) should not approve of retaining them, they may either be discharged, or may be employed in the plunder of the enemy without pay, . and at all events, supposing that His Highness should refuse to pay their expences . the charge to the Company will be trifling in comparison with the benefit which this detachment

સેનામાં જતા અટકાવીએ તો યે ઘણો લાભ છે; કારણ કે એમ કરવામાં કંપનીને જે કંઈ ખરચ થશે તે બહુ ભારે નહિ લાગે."

### પીંઢારાઓને દેશી રાજ્યો લૂંટવા ઉશ્કેર્યાં

સ્પષ્ટ છે, કે એ સમયે પણ અંગ્રેજો પીંઢારાઓને પૈસા આપીને તથા ઉત્તેજન આપીને તેમની મારફત દેશી રાજાઓના મુલકોમાં લૂંટફાટ કરાવ્યા કરતા હતા. આથી ગ્રાંટ ડફ લખે છે, કે જો કોઈ અંગ્રેજ વગર હથિયારે આ પીંઢારાઓની વચ્ચે થઈને રાતના નીકળતો તો પણ તેઓ તેને કશી અડચણ કરતા નહિ.

ખરી રીતે તો પીંઢારાઓને પોતાના માલિકો સામે વિશ્વાસઘાત કરવા પ્રેરવા, અને બીજા ભારતીય રાજાઓના મુલકોમાં આ પીંઢારાઓ દ્વારા લૂંટફાટ કરાવવી એ કંપનીની ભારતીય નીતિનું ખાસ અંગ હતું.

### અંગ્રેજી મુલકો ઉપર દરોડા

પણ આ વ્યવસ્થા ઝાઝો વખત ટકી શકી નહિ. લગભગ ઈ. સ. ૧૮૧૨માં આ પીંઢારા લૂંટારાઓએ અંગ્રેજી મુલકોમાં પણ ધાડ પાડવાનું શરૂ કરી દીધું. ગ્રાન્ટ ડફ લખે છેઃ—

"કેટલાક સમય સુધી, એટલે કે જ્યાં સુધી × × × વધારે ફળદ્રુપ પ્રદેશોમાં ધાડ પાડવા માટે પીંઢારાઓને ઉત્તેજિત કરવામાં ન આવ્યા ત્યાં સુધી તેઓની ધાડો માળવા, મારવાડ, મેવાડ અને રજપૂતાના તથા વરાડમાં જ મોટે ભાગે મર્યાદિત હતી × × × પણ જો કદાચ પોતાની ધાડોનું ક્ષેત્ર વિસ્તૃત કરવા માટેનાં બીજાં કારણો પીંઢારાઓને ન મળ્યાં હોત તો પણ અંગ્રેજોની અધૂરી ચાલબાજી અને સ્વાર્થી નીતિ (selfish-policy)એ હિંદુસ્તાનની જે અવસ્થા કરી હતી તે અવસ્થામાં હિંદુસ્તાનનો કોઈ પણ ભાગ લાંબો સમય આ પિંઢારાઓના હુમલામાંથી બચે એ અસંભવિત હતું."

પીંઢારાઓએ અંગ્રેજી મુલકોમાં ધાડો પાડવાનું શરૂ કર્યું તેનાં અનેક કારણો હોઈ શકે. સંભવ છે, કે કેટલાક દેશી રાજાઓએ અંગ્રેજોની નીતિનું જ અનુસરણ કરીને અંગ્રેજોનો મુલક લૂંટવા માટે પીંઢારાઓને ઉશ્કેર્યાં હોયઃ

must derive from keeping this body of Pindaries out of Holkar's services, . . ."—Duke of Wellington's despatches, vol. i, pp. 120-121.

પરંતુ અંગ્રેજોને તો પીંઢારાઓ દેશી રાજાની પ્રજાને લૂંટે કે કંપનીની પ્રજાને લૂંટે, બંનેમાં લાભ હતો. કારણ કે જ્યારે દેશી રાજાઓને પોતાની પ્રજાની સુરક્ષિતતામાં લાભ દેખાતો હતો, ત્યારે કંપનીના શાસકોને પોતાનો લાભ પોતાની પ્રજા નિર્બળ અને ભયભીત રહે એમાં જ દેખાતો હતો. પીંઢારાઓએ અંગ્રેજી મુલકો ઉપર હુમલા શરૂ કર્યા તેનું બીજું કારણ એ પણ હતું, કે અંગ્રેજોએ પીંઢારાઓના વધતા જતા બળને રોકવા માટે તેમને અંદર અંદર એકબીજા વિરુદ્ધ ઉશ્કેરીને લડાવવાનું શરૂ કર્યું હતું, અને કેટલાકને અગાઉ જે પૈસા અપાતા હતા તે પૈસા આપવાનું પણ બંધ કરી દીધું હતું.

## અમીરખાંનો વરાડ પર હુમલો

પીંઢારા સરદારો સાથે અંગ્રેજો કેવી બેવડી રમત રમતા હતા તેનું સારું ઉદાહરણ ઈ. સ. ૧૮૦૯માં અમીરખાંએ વરાડ ઉપર કરેલા હુમલાનું છે.

આમા કંપનીના બે ઉદ્દેશો હતા. જો કે અમીરખાં મારફત અગ્રેજોએ મોટાં મોટાં કામો કાઢી લીધાં હતાં તથા તેના બદલામાં અંગ્રેજોએ તેને પૂરતું ધન આપ્યું હતું, છતા આ વખતે અમીરખાંનું બળ એટલું બધું વધી ગયું હતું, કે ખુદ અગ્રેજોને જ તેનો ડર પેઠો હતો. અમીરખાં વીર અને પરાક્રમી સેનાપતિ હતો અને અંગ્રેજો ગમે તે ઉપાયો વડે તેની આ શક્તિને ઘટાડવાના પ્રયત્નો કરતા હતા. બીજું, ઘણા દિવસોથી અગ્રેજો વરાડના રાજાને સહાયકારી સધિની જાળમાં ફસાવવા માગતા હતા.

ઈ. સ. ૧૮૦૫ના માર્ચની ૨૪મીએ માર્કિવસ વેલેસ્લીએ કંપનીના ડાયરેક્ટરો ઉપર એક લાબો પત્ર લખ્યા હતો. આ પત્રમા લખ્યું કે જ્યારે હોળકર ને અગ્રેજોનુ યુદ્ધ ચાલુ હતું, ત્યારે અંગ્રેજો સાથે સહાયકારી સધિ કરી લેવા માટે નાગપુરના રેસિડેન્ટે વરાડના રાજાને તથા તેના મંત્રીઓને ખૂબ સમજાવ્યા. વળી રેસિડેન્ટે વરાડના રાજાને ચોખ્ખેચોખ્ખું એમ પણ કહ્યું, કે જો આપ અંગ્રેજોની સાથે સહાયકારી સંધિ નહિ કરી લો તો હોળકર સાથેનું યુદ્ધ પૂરું થતાં જ જસવંતરાવ હોળકરની સેના આપણા મુલક ઉપર હુમલો કરશે; અને જો અગ્રેજો સાથે આપની સહાયકારી સંધિ થઈ ગઈ હશે તો આ વખતે આ સહાયકારી સેના દ્વારા અગ્રેજો આપની રક્ષા કરી શકશે; પરંતુ રેસિડેન્ટે અનેક પ્રકારે સમજાવ્યા છતાં ભોસલેએ આ સંધિનો સ્વીકાર કરવાની સ્પષ્ટ ના પાડી. આ પ્રકારની સધિઓ કરવામાં તે વખતે સામાન્યતઃ એવો નિયમ હતો, કે પ્રથમ અગ્રેજ રેસિડેન્ટ તથા કંપનીના

દૂતો દેશી રાજાઓ તથા તેમના મંત્રીઓને આ પ્રકારની સંધિથી થતા ફાયદાઓ ગોઢેથી સમજાવતા, અને પછી આ પ્રકારની સંધિ કરવાની ઇચ્છા પ્રગટ કરતો અને સંધિ કરવાની માગણી કરતો કાગળ રાજા મારફત કંપની ઉપર લખવામાં આવતો; અને આખરે આ પ્રકારની સંધિઓ દેશી રાજાઓની સ્વેચ્છાથી જ કરવામાં આવે છે એવું બતાવવાનો પ્રયત્ન કરવામાં આવતો. એ કાળે અંગ્રેજો આ કરતાં વધારે આગ્રહ વરાડના રાજાને કરી શકે એમ નહોતું. આથી માર્ક્વિસ વેલેસ્લીએ પોતાના પત્રના અંતમાં લખ્યું:—

"હવે પછીની ઘટનાઓનો પ્રભાવ રાજાના મન ઉપર પડે ત્યાં સુધી રાજાને હવે પડતો મૂકવો એ,વધારે ઉચિત જણાય છે: અને એ ઘટનાઓનો પ્રભાવ તેના મન ઉપર એવો પડશે, કે જેથી આ પ્રકારની સંધિ કરવા માટે રાજા પોતાની સંમતિ આપશે તથા આપણો હેતુ સિદ્ધ થશે, એવો વિશ્વાસ રાખવાનું પણ ઉચિત જણાય છે."[૧૬]

આ અવતરણ ઉપરથી અને ઉપરોક્ત કાગળની વાત ઉપરથી સ્પષ્ટ થાય છે, કે હોળકરની સેના દ્વારા વરાડના રાજાના મુલક ઉપર હુમલો કરાવીને તેને ડરાવવાનો તથા એ રીતે તેને સહાયકારી સંધિની જાળમાં ફસાવવાનો ઇરાદો અંગ્રેજોએ ઈ. સ. ૧૮૦૫ માં જ કરી લીધો હતો. તેઓ એમ પણ જાણતા હતા, કે હોળકરની સેનામાં રહેલો અમીરખાં કંપનીનો જ માણસ છે.

**અમીરખાંનો વિશ્વાસઘાત કર્યો**

લૉર્ડ મિન્ટોના સમયમાં અંગ્રેજોએ નિઝામને ઉશ્કેરીને તેની મારફત અમીરખાં ઉપર એવો કાગળ લખાવ્યો, કે આપ વરાડ ઉપર હુમલો કરો અને હું આપને પૈસા વગેરેની મદદ આપીશ. કહેવામાં આવ્યું, કે જે દિવસોમાં જસવંતરાવ હોળકર નાગપુરમાં હતો તે વખતે વરાડના રાજાએ જસવંતરાવનું કેટલુંક કિંમતી ઝવેરાત દાબી લીધું છે. અમીરખાં પાસે વરાડના રાજા ઉપર પત્ર લખાવવામાં આવ્યો, કે આપ હવે એ ઝવેરાત અથવા તો તેની કિંમતનું નાણું હોળકરને પાછું સોંપી દો; અને જ્યારે વરાડના રાજા પાસેથી સંતોષકારક જવાબ ન મળ્યો; ત્યારે અમીરખાંએ વરાડ ઉપર હુમલો કરવાની તયારી શરૂ કરી. અમીરખાં અને અંગ્રેજો વચ્ચે

૧૬ "It appeared to be more advisable to leave the Raja to the operation of future events on his mind, and to trust exclusively to (?) the object of obtaining the consent of the Raja to the alliance; . . ."

પ્રથમથી જ એની સ્પષ્ટ સંધિ થઈ ચૂકી હતી, કે હોળકર દરબારની કોઈ વાતોમાં અને ખાસ કરીને વરાડના રાજા તથા હોળકર વચ્ચેના ઝઘડામાં અંગ્રેજો કાંઈ દખલ નહિ કરે. આ સંધિને ભરોંસે તથા નિઝામની મદદ ઉપર વિશ્વાસ રાખીને અમીરખાં પોતાની સેના સહિત ઈ. સ. ૧૮૦૯ના જાનેવારીમાં વરાડની સરહદ ઉપર પહોંચ્યો.

બીજી તરફથી વરાડના રાજાને અંગ્રેજોએ ભરમાવ્યો કે નિઝામ અને અમીરખાં બંને મુસલમાનો મળી જઈને તમારી વિરુદ્ધ ખટપટ કરે છે, અને નિઝામના રાજ્યની અડોઅડ વરાડનો જે મુલક આવેલો છે ત્યાં અમીરખાંનું રાજ્ય સ્થાપવા માગે છે. એટલું જ નહિ પણ લોર્ડ મિન્ટોએ અમીરખાંની સામે લડવા માટે કંપનીની સેના વણમાગી વરાડના રાજાની મદદે મોકલી પણ આપી, અમીરખાંએ પોતાની સમક્ષ જ્યારે કંપનીની સેનાને આવેલી જોઈ ત્યારે તે આશ્ચર્યચકિત થયો. પ્રો. એચ. એચ. વિલ્સન લખે છે કે અમીરખાંએ:—

"× × × હોળકર દરબારની સાથે અંગ્રેજોને જે સંધિ થઈ હતી, અને જે સંધિમાં હોળકર દરબારની કોઈ વાતોમાં દખલ ન કરવાની તેમણે સ્પષ્ટ કબૂલાત આપી હતી, તે તરફ ધ્યાન ખેંચ્યું. × × × અમીરખાંના વિરોધને ગણકારવામાં ન આવ્યો; પણ તેની દલીલનો જવાબ નહોતો, તેમ એ દલીલમાં ન્યાય હતો. × × × તેની દલીલ એ હતી કે અંગ્રેજ સરકારનો વ્યવહાર સંધિથી ચોખ્ખો વિરુદ્ધ છે અને વરાડના રાજાની સાથે જસવંતરાવને જે કાંઈ ઝઘડો હોય તેમાં કશી પણ દખલ ન કરવાનું જે ગંભીર વચન અંગ્રેજોએ હોળકરને આપ્યું છે તે વચનની પણ વિરુદ્ધ આ વ્યવહાર છે. આ દલીલોનો હવે કશો પ્રભાવ પડી શકે એવું નહોતું."[૧૭]

૧૭ ". . . appealed with unanswerable justice, although with no avail, to the stipulation of the existing treaty with Holkar . . . which engaged that the British Government would not in any manner whatever interfere in his affairs; . . . he argued that the conduct of the Government was a manifest infraction of the treaty, and a breach of the solemn promises made to Jaswant Rao, that it would not meddle with his claims upon the Raja of Berar. These representations were no longer likely to be of any weight."—Mill, vol. vii, p. 210

### અમીરખાં વરાડથી પાછો આવ્યો

આપણે એ યાદ રાખવું જોઈએ, કે આવા કોઈ અવસરે વરાડના રાજાને અંગ્રેજોએ મદદ આપવી જ જોઈએ, એવી કોઈ પણ સંધિ અંગ્રેજો તથા વરાડના રાજા વચ્ચે થયેલી નહોતી, તેમ રાજાએ તેમની મદદ પણ માગી નહોતી; છતાં અમીરખાંને હરાવવા માટે તેમ જ વરાડના રાજાને મદદ આપવા માટે કંપનીની સેના વખતસર પહોંચી ગઈ. આ ઘટના પછી અમીરખાંનો ઝોક કઈ બાજુ વળ્યો તે સમજાયું નથી. કંપનીની સેના જેવી આગળ વધી કે તરત જ અમીરખાં વરાડના રાજાનો મુલક છોડીને પાછો હઠ્યો અંગ્રેજોએ પણ વધારે દૂર સુધી પીછો પકડવાનું યોગ્ય ધાર્યું નહિ, અને આ ઘટનાનો અહીં જ અંત આવ્યો.

આ પ્રકારની નીતિ વડે લોર્ડ મિન્ટોએ પોતાની ભારતીય પ્રજા તથા હોળકર, સિંધિયા અને ભોંસલે જેવા ભારતીય રાજાઓને અંગ્રેજોની સામે માથું ઊંચકતા અટકાવી રાખ્યા.

### બુંદેલખંડ અને ત્રાવણકોર

બુંદેલખંડના કેટલાક નાના નાના રાજાઓ સામે પણ લોર્ડ મિન્ટોને સેના મોકલવી પડી અને ત્રાવણકોરમાં પણ એક નાનું એવું યુદ્ધ થયું; પરંતુ ઈરાન અને અફઘાનિસ્તાન તરફની તેની નીતિ એ લોર્ડ મિન્ટોના સમયની સૌથી વિશેષ મહત્ત્વની ઘટના ગણી શકાય; પણ લોર્ડ મિન્ટોની આ પરરાષ્ટ્રનીતિની હકીકત આપતા પહેલાં માર્કિવસ વેલેસ્લીની પરરાષ્ટ્ર-નીતિ કેવા પ્રકારની હતી તેની હકીકત આપવી આવશ્યક છે.

### વેલેસ્લીની પરરાષ્ટ્રનીતિ

માર્કિવસ વેલેસ્લીના સમયમાં અફઘાનિસ્તાનનો બાદશાહ ઝમાનશાહ હતો; સિંધ અને પંજાબ તેને તાબે હતા, અને ઝમાનશાહ બ્રિટિશ ભારત ઉપર હુમલો કરવાનો છે એવી અફવાઓ અનેક વાર ઊડી હતી, આને માટે માર્કિવસ વેલેસ્લીએ ત્રણ ઉપાયો મુખ્યત્વે યોજ્યા. એક તો તેણે ઈરાનના બાદશાહ બાબાખાં પાસે પોતાનો ખાસ દૂત મોકલ્યો, ને તેની મારફત તેને ધનની લાલચ આપી અને તેને પોતાના પડોશી તથા સહધર્મી અફઘાનિસ્તાન ઉપર હુમલો કરવા માટે પ્રવૃત્ત કર્યો. બીજો ઉપાય, સિંધ અને પંજાબના રાજાઓને ઝમાનશાહ વિરુદ્ધ ઉશ્કેર્યા; અને ત્રીજો ઉપાય, ઈરાન મારફતે અફઘાનિસ્તાનમાં અંદર અંદર જ ઝઘડો ઊભો કરાવ્યો તથા ઝમાનશાહની વિરુદ્ધ ખટપટો કરાવવામાં આવી.

અફઘાનિસ્તાન વિરુદ્ધ પ્રપંચ

ઈ. સ. ૧૭૯૮ના ઓક્ટોબરની ૮મીએ માર્ક્વિસ વેલેસ્લીએ મુંબઈના ગવર્નર ડંકનને લખ્યું:—

"આપે બુશાયરમા રહેવા માટે જે દેશી એજંટ નીમ્યો છે તેની મારફત આપના પત્રમા વર્ણવ્યા મુજબનું કામ બહુ સારી રીતે લઈ શકાશે, એ બાબતમા હું આપની સાથે સંમત છુ, અને ઝમાનશાહ હિંદુસ્તાન ઉપર હુમલો કરે એવો સંભવ વધતો જતો દેખાય છે, તેથી મોહમ્મદઅલીખાએ બાબાખાના દરબારમા હવે પોતાનુ કામકાજ શરૂ કરી દેવુ જોઈએ × × × વળી કોઈ એવા પ્રકારની આફત તેના ગજ્યમા ઊભી કરવી એ અત્યંત જરૂરી છે, કે જેને પરિણામે ઝમાનશાહ કા તો અહીં હુમલો કરવાનો ઈરાદો છોડી દે, અથવા તો હુમલો કરવા રવાના થયો હોય તો પાછો ચાલ્યો જાય" ૧૮

શિયા સુન્નીના ઝઘડા

કંપનીનો આ 'દેશી એજંટ' મોહમ્મદઅલીખા ઈરાનનો એક અમીર હતો બુશાયરમા રહીને તેણે બાદશાહ બાબાખા ઉપર અનેક કાગળો લખ્યા જેમા અનેક સાચીખોટી કલ્પિત ઘટનાઓના વર્ણનો આપીને બાબાખાને ઝમાનશાહ વિરુદ્ધ ઉશ્કેરવાનો પૂરતો પ્રયત્ન કરવામા આવ્યો. બાબાખા શિયા-સંપ્રદાયનો હતો, જ્યારે અફઘાનિસ્તાનનો બાદશાહ સુન્ની હતો મોહમ્મદઅલીખાએ ઈરાનના બાદશાહને લખ્યુ, કે કાબુલના બાદશાહના સુન્ની અફઘાનોએ

૧૮ "I concur with you in thinking that the services of the native agent whom you have appointed to reside at Bushire may be usefully employed for the purpose mentioned in that letter, and as the probability of the invasion of Hindostan by Zeman Shah seems to increase, I am of opinion that Mehdi Ali Khan cannot too soon commence his operations at the Court of Baba Khan, *It would certainly be a very desirable object to excite such an alarm in that quarter as may either induce the Shah to relinquish his projected expedition, or may recall him should he have actually embarked on it"*— Marquess Wellesley's letter to the Hon J Duncan, Governor of Bombay, dated 8th October, 1798,

લાહોરના શિયા મુસલમાનો ઉપર એવા અત્યાચારો કર્યા છે, કે જેને લીધે હજારો શિયા મુસલમાનોએ ભાગીને અંગ્રેજોનો આશરો લીધો છે; આથી ઝમાનશાહને દબાવવામાં દીન ઈસ્લામની સેવા કરવા જેવું છે.

### ઈરાન સાથે પ્રપંચ

મોહમ્મદઅલીખાં બિલકુલ અચકાયા વગર બેધડક જૂઠું બોલી શકતો હતો તેનો એક દાખલો એ આપી શકાય એમ છે, કે તેણે ઈરાનના બાદશાહને એમ લખ્યું કે અંગ્રેજ કંપનીના સાતસો બહાદુર સિપાઈઓએ સિરાજુદ્દોલાના ત્રણ લાખ સિપાઈઓને હરાવ્યા છે. [૧૯]

એમ જણાય છે, કે મોહમ્મદઅલીખાંની મહેનત બર આવી. તેના પત્રોની અસર ઈરાનના બાદશાહ ઉપર સારી પેઠે પડી. ઈ. સ. ૧૭૯૯ની શરદઋતુમાં બાદશાહે મોહમ્મદઅલીખાને મળવા માટે તહેરાન બોલાવ્યો. મોહમ્મદઅલીખાએ બાદશાહ તથા તેના હજૂરિયાઓને મોટી મોટી ભેટો નજર કરવામા ઘણો પૈસો ખરચ્યો. આ બધો પૈસો ભારતના ખજાનામાંથી હતો એ ચોક્કસ છે. ત્યાર પછી પોતાનું કામ પાર પાડીને મોહમ્મદઅલીખાં બુશાયર પાછો આવ્યો.

### કર્કપેટ્રિકનો પત્ર

મોહમ્મદઅલીખાંએ કરેલું કામ વધારે પાકું કરી લેવા માટે અને અફ્ઘાનિસ્તાનની વિરુદ્ધ ઈરાનની સાથે સંધિ કરવા માટે ઈ. સ. ૧૭૯૯ના અંતમાં માર્કિવસ વેલેસ્લીએ સર જૉન માલ્કમને પોતાના ખાસ દૂત તરીકે ઈરાન મોકલ્યો. આ વખતે આ માલ્કમ કૅપ્ટન હતો. ગવર્નર જનરલ તરફથી તેના ફોજી સેક્રેટરી કર્નલ કર્કપેટ્રિકે ઈ. સ. ૧૭૯૯ના ઑક્ટોબરની ૧૦મીએ માલ્કમ ઉપર એક લાંબો કાગળ લખ્યો. આ કાગળમાં ઈરાનમાં શું શું કાર્યો કરવાના છે તે સંબંધે સૂચનાઓ આપવામાં આવી હતી. આ કાગળ એટલો બધો મહત્ત્વનો છે, કે તેનાં કેટલાંક અવતરણો અહીં ઉતારવાં જરૂરી જણાય છે. કર્નલ કર્કપેટ્રિકે માલ્કમને લખ્યું:—[૨૦]

"ગવર્નર અને મોહમ્મદઅલી વચ્ચે જે પત્રવહેવાર થયો છે તે બધાની નકલો આપને મુબઈના ગવર્નર તથા તેની કાઉન્સિલ

૧૯ *History of Persia* by Lieut,Colonel. P.M. Sykes, vol, ii, p 307.
૨૦ "At Bombay you will be furnished by the Governor-in-Council with copies of all the correspodence which has pass-

પાસેથી મળી ગયેલો. મેહદ્મ્મદઅલીખાં એક દેશી એજંટ છે, જેને કેટલાક દિવસોથી ડંકને ગવર્નર જનરલની આજ્ઞા મુજબ એક ખાસ કાર્ય માટે ત્યાં નીમેલો છે. આ ખાસ કાર્ય એ છે, કે હિંદુસ્તાનની વિરુદ્ધ ઝમાનશાહ વારંવાર જે તજવીજો કર્યા કરે છે તેમાં ઝમાનશાહને વિફલ કરવા માટે મેહદ્મ્મદઅલીખાં ઇરાનના બાદશાહ સાથે વાટાઘાટ ચલાવે અને જારી રાખે.

* * *

" બસરા યા તો બગદાદ પહોંચીને જેમ બને તેમ જલદી આપની નિમણુકના સમાચાર ઇરાનના દરબારમાં મોકલી દેશો. અને ખાસ કરીને એવું પણ લખી મોકલજો કે જૂના વખતમાં ઇરાન તથા અંગ્રેજ સરકાર વચ્ચે જે મૈત્રી હતી તે જ મૈત્રીને વધારે સુદૃઢ કરવાના ઇરાદાથી આ નિમણુક કરવામાં આવી છે. જો તમને મળવા માટે કોઈ માણસ × × × મોકલવામાં આવે તો એની સાથે બહુ છૂટથી દિલ ખોલીને વાત કરવી ઉચિત નથી; છતાં પણ જો આ બાબત ઉપર વધારે આગ્રહ ધરાવવામાં આવે તો, બીજી બધી બાબતોની સાથે જ હિંદુસ્તાનનો અંગ્રેજી મુલક ઇરાન વચ્ચેના વેપારની ઉન્નતિ કર-

---

ed between him and Mehdi Ali Khan, a native agent employed for sometime past by Mr. Duncan, under the instuctions of the Governor-General, in opening and conducting a negotiation at the Court of persia with a view to preventing Zeman Shah from executing his frequently renewed projects against Hindostan.

* * *

" You will apprize the Court of Persia of your deputation as soon as Possible after your arrival, either at Basrah or at Bagdad, intimating in general terms, that the object of it is to revive the good understanding and friendship which anciently subsisted between the Persian and the British Governments It is not desirable that you should be more Particular with any person who may be sent to meet you, or to ascertain the design of your mission; but if much pressed on the subject you may signify, that among other things, you have been instructed to endeavour to extend ands improve the

વાના પ્રયત્નો કરવાનો પણ મને આદેશ આપવામા આવ્યો છે, એવુ આપ કહી શકો છો"

વેપારની ઉન્નતિ કરવી એ તો એક ઢાલ હતી માલ્કમને ઈરાન મોકલવાનો ખરો ઉદ્દેશ તો એ પત્રના નીચેના વાક્ય ઉપરથી સ્પષ્ટ થાય છે

'તમને ઈરાન મોકલવાનો મુખ્ય હેતુ તો ઝમાનશાહને હિંદુસ્તાન ઉપર હુમલો કરતો અટકાવવાનો છે, × × × ગવર્નર જનરલનો બીજો હેતુ એ છે કે ઈરાનનો બાદશાહ અટકાવી શકે એવા કોઈ માર્ગે થઈને જો કદી ફ્રેંચ લોકો ભારતમા આવવાનો પ્રયત્ન કરે, તો, બાદશાહ ફ્રેંચો વિરુદ્ધ દિલપૂર્વક અને જોરપૂર્વક આપણને આ કાર્યમાં મદદ આપશે એ જાતની સધિ ઈરાનના શાહ સાથે કરી લેવી."

ઈરાન સાથે સધિની શરતો

નીચે બતાવેલી શરતોએ ઈરાનના બાદશાહની સાથે સધિ કરી લેવાનો માલ્કમને અધિકાર આપવામા આવ્યો હતો —

"જે જાતના ઉપાયો ઈરાનનો બાદશાહ તથા કપ્તાન માલ્કમ યોજે એ બધા ઉપાયો દ્વારા ઝમાનશાહને હિંદુસ્તાન ઉપર ચડાઈ કરતો રોકવા માટેની સંધિ ઈરાનના બાદશાહ સાથે કરી લેવી. અને જો ઝમાનશાહ અટકની આ બાજુ આવી પહોંચે અને હિંદુસ્તાન

---

commercial intercource between persia and the british positions in India

* * *

" The primary purpose of your mission is to prevent Zaman Shah from invading Hindostan, . The next object of His Lordship is to engage the Court of Persia to act vigorously and heartily against the French in the event of their attempting at any time to penetrate to India by any route in which it may be practicable for the King of Persia to oppose their progress

* * *

' To engage to prevent Zeman Shah, by such means as shall be concerted between His Majesty, and Captain Malcolm, from invading any part of Hindostan, and in the event of his crossing the Attock, or of the actual invasion of Hindo-

ઉપર હુમલો કરે, તો ઝમાનશાહને તરત જ પોતાની સલ્તનતનું રક્ષણ કરવા માટે પાછા ફરવાની ફરજ પડે એ માટેની જરૂરી યુક્તિઓ યોજવાની ઇરાનના બાદશાહ પાસેથી કબૂલાત કરાવી લેવી."

પોતાના પાડોશી અને સહધર્મી પ્રત્યે આવું વિશ્વાસઘાતી વર્તન કરવા બાબાખા પ્રેરાય એ માટે તેને લાલચ આપવાનું જરૂરી હતું. આથી માલ્કમને લખી જણાવવામાં આવ્યું કે:—

"જ્યાં સુધી આ સંધિ કાયમ રહે ત્યાં સુધી આ સેવાના બદલામાં વાર્ષિક ત્રણ લાખ રૂપિયા ઇરાનના બાદશાહને આપવાનું કંપની કાં તો કબૂલ કરે અથવા × × × ઇરાનના બાદશાહને જો કદી પણ × × × અસાધારણ ખરચ કરવો પડે તો કંપની એ ખરચોમાં વધારેમાં વધારે ત્રીજો ભાગ આપવા માટે બંધાય."

**શાહસુજાને ઉશ્કેર્યો**

ઉપરાંત ઝમાનશાહ વિરુદ્ધ અફઘાનિસ્તાનમાં પણ ખટપટો ઊભી કરવાની જરૂર હતી. ઝમાનશાહના બે દેશવટો ભોગવતા મહમૂદ અને શુજા નામના ભાઈઓ આ દિવસોમાં ઇરાનમાં રહેતા હતા. આ બંને સાથે ખટપટ કરવાનું માલ્કમને કહેવામાં આવ્યું. આ જ કાગળમાં ગવર્નર જનરલે તેને લખ્યું:—

"× × × ઝમાનશાહને રોકી રાખવા માટે જે અનેક ઉપાયો

---

stan by the Prince, the King of Persia to pledge himself to the adoption of such measures as shall be necessary for the purpose of compelling Zeman Shah to return immediately to the defence of his own dominions.

* * *

"The Company (so ran the article of the treaty) to engage to pay to the King of Persia for his service, either an annual fixed subsidy of three lacs of rupees during the period that this treaty shall continue in force, or a proportion, not exceeding one-third, of such extraordinary expense as His Majesty shall at any time actually and *Bonafied* incur for the specific purposes stated in the forgoing article.

* * *

"In considering the different means by which Zeman Khan may be kept in check during the period required, you will

ગોરી સરકાર તેમાં ઝમાનશાહના બે નિર્વાસિત ભાઈઓ દ્વારા જે ઉપાયો ગોરી સરકાર એના ઉપર પણ ઉચિત ધ્યાન સ્વાભાવિક રીતે જ આપશે. આ ભાઈઓ અત્યારે બાબાખાંને શરણે ઈરાનમાં જ છે."

**માલ્કમને મોકલવાનો હેતુ**

ઝમાનશાહની શક્તિ વગેરેની માહિતી મેળવવી એ પણ એક હેતુ માલ્કમને ઈરાન મોકલવા પાછળ હતો. માલ્કમને આદેશ આપવામાં આવ્યો:

> "બાબાખાંના દરબારમાં આપ રહો એ સમય દરમિયાન ઝમાનશાહનું બળ, તેનાં સાધનો, તથા જુદા જુદા પાડોશીઓ સાથેના તેના રાજકીય વ્યવહારની પણ ઠીક ઠીક માહિતી મેળવવાનો પ્રયાસ કરશો. અને હવે પછીથી ઝમાનશાહની મુરાદો તથા હકીકતોની બાતમી આપણને પૂરી રીતે અને વખતસર મળતી રહે એવો પણ કોઈ પ્રબંધ કરશો."

**ઝમાનશાહ ઉપર આફત**

ઝમાનશાહે ભારત ઉપર હુમલો કરવાનો વિચાર કદી કર્યો હોય કે ન કર્યો હોય, પણ પોતાની પાડોશમાં આવેલ એ સ્વતંત્ર સલ્તનતને નિર્બળ અને આપત્તિગ્રસ્ત રાખવામાં ભારતના વિદેશી શાસકોનું હિત જરૂર સમાયેલું હતું એમાં તો સંદેહ નથી જ. ઝમાનશાહ વિરુદ્ધ અંગ્રેજોએ કરેલી ખટપટોને ઘણે અંશે સફળતા પણ મળી. માલ્કમ ઈરાન પહોંચ્યા પછીનાં બે વરસમાં જ અફઘાનિસ્તાનમાં આપસના ઝઘડા, ખૂન, રક્ત-

---

naturally pay due attention to those which may be derived from the exiled brothers of that Prince, now resident in Persia under the protection of Baba Khan. . . .

* * *

"You will endeavour during your residence at the Court of Baba Khan to obtain an accurate account of the strength and resources of Zeman Shah, and of his political relations with his different neighbours, and to establish some means of obtaining here-after the most correct and speedy information on the subject of his future intentions and movements."
—Governor General's letter of instructions to John Malcolm, dated 10th October, 1799.

પાત અને ક્રાંતિનું જોર વધી પડયું. જે ઝમાનશાહના નામથી જ અંગ્રેજો ડરતા હતા તેને તખ્ત ઉપરથી ઉતારવામાં આવ્યો. ઈ. સ. ૧૮૦૧માં ઝમાનશાહના ઓરમાન ભાઈ મહમૂદે તેની આંખો ફોડાવીને તેને કેદ કરી લીધો અને પોતે બાદશાહ બની બેઠો. ત્રીજો ભાઈ શાહસુજા મહમૂદને તખ્ત ઉપરથી ઉતારીને પોતે તખ્ત ઉપર બેસી ગયો અને ઝમાનશાહને કેદમાંથી મુક્ત કર્યો. આ શાહસુજા પૂરેપૂરો અંગ્રેજોનો આદમી હતો. માલ્કમ અને તેના સાથીઓએ ઈરાનમાં બેઠાં બેઠાં પોતાનું કામ હોંશિયારીથી અને અચૂક પૂરું કર્યું.

જૂઠી અફવાનો હેતુ

ઇતિહાસલેખક મિલ એક સ્થળે લખે છે, કે પોતાનો હેતુ સાધવા 'માટે એ જમાનાના અંગ્રેજો કાબુલનો બાદશાહ હુમલો કરવાનો છે એવી જૂઠી અફવાઓ ફેલાવ્યા કરતા હતા. દૌલતરાવ સિંધિયાના સંબંધમાં તેઓ એક વાર આવી જ રમત રમ્યા હતા. ભાવિ ઘટનાઓએ સાબિત કરી આપ્યું કે માલ્કમને મોકલવાનો મૂળ હેતુ બાબાખાં સાથે મૈત્રી કરવાનો નહોતો, તેમ ઝમાનશાહને હિંદુસ્તાન ઉપર ચડાઈ કરતો રોકવાનો પણ નહોતો; પરંતુ ખરો હેતુ તો અફઘાનિસ્તાનમાં અંદર અંદરના ઝઘડા પેદા કરીને અંગ્રેજોના હુમલા માટે ક્ષેત્ર તૈયાર કરવાનો જ હતો.

માર્કિવસ વેલેસ્લીના સમયમાં ફ્રાંસ ઈરાનમા થઈને ભારત ઉપર હુમલો કરશે એવો બિલકુલ સંભવ નહોતો; એટલે આ બાબતનું જે સૂચન ગવર્નર જનરલે પોતાના પત્રમાં કર્યું છે એ તો એક રાજનૈતિક ચાલ હતી.

ઉપરાંત માર્કિવસ વેલેસ્લીએ સિંધ અને પંજાબમાં પણ પોતાના ખાસ દૂતો મોકલીને ત્યાંના રાજાઓ સાથે પણ કાબુલના બાદશાહ વિરુદ્ધ ખટપટો ચલાવી.

ફ્રાંસ અને રશિયાનો ડર

હવે અમે લૉર્ડ મિન્ટોના શાસનકાળ ઉપર આવીએ છીએ. લૉર્ડ મિન્ટોના સમયમા કાબુલનો બાદશાહ ભારતવર્ષ ઉપર હુમલો કરે એવો ભય તો લગભગ નષ્ટ થયો હતો, પણ ફ્રાંસના હુમલાનો ભય માર્કિવસ વેલેસ્લીના વખત કરતાં વધારે સાચો હતો. પણ વધારે સંભવ તો એવો હતો કે ફ્રાંસ અને રશિયા બંને ભેગા થઈને વાયવ્યને રસ્તે ભારત ઉપર હુમલો કરે. આ પહેલાં રશિયા અને ઈંગ્લાંડ વચ્ચે પરસ્પર મૈત્રી હતી; પરંતુ ઈ. સ. ૧૮૦૭માં યુરોપમાં તિલ્સિટ નામના સ્થાને રશિયા અને ફ્રાંસના બાદશાહો વચ્ચે એક સંધિ થઈ. કહેવાય છે, કે આ વખતે આ બંને બાદ-

શાહોએ એકત્ર થઈને ભારત ઉપર સંયુક્ત હુમલો કરી ઈસ્ટ ઇંડિયા કંપનીનો મુલક હસ્તી લઈ અંદર અંદર વહેંચી લેવાનો નિર્ણય કર્યો. થોડા દિવસો વિત્યા પછી ફ્રાંસની આંતરિક પરિસ્થિતિએ એવો પલટો આપ્યો કે ફ્રાન્સના ભારત ઉપરના હુમલાનો ભય તો નાબૂદ થયો, પણ રશિયાના હુમલાનો ભય ત્યાર પછીનાં બે વરસો સુધી ચાલુ જ રહ્યો. જો કે આ ભય ભય જ રહ્યો; પણ ભારતની શાસનનીતિ ઉપર આનો પ્રભાવ બહુ જબરો હતો.

## લોર્ડ મિન્ટો અને ઈરાન

લોર્ડ મિન્ટોના સમયમા ઈંગ્લાંડના મંત્રીઓએ રશિયા તથા ફ્રાંસના પ્રયત્નોને નિષ્ફળ બનાવવાના હેતુથી સર એચ જોન્સને પોતાના દૂત તરીકે ઈરાન મોકલ્યો, અને લોર્ડ મિન્ટોએ આ ઈંગ્લાંડના દૂતને સહાયતા આપવા માટે માલ્કમને ફરી ઈરાન રવાના કર્યો.

દરમિયાન ઈરાન તથા રશિયા વચ્ચે કંઈક ઝઘડો થયો. ઈરાને અંગ્રેજોનાં વચનો અનુસાર તેમની પાસેથી મદદ માગી અંગ્રેજોએ મદદ આપવાનો ઇનકાર કર્યો. આથી લાચાર થઈને ઈરાને પોતાના દૂતો ફ્રાંસ મોકલ્યા ફ્રાંસમાં આ દૂતનું ખૂબ સ્વાગત કરવામા આવ્યુ, અને ફ્રાંસ તથા ઈરાન વચ્ચે દોસ્તી બાંધવાના હેતુથી કેટલાક ફ્રેંચ દૂતો ઈરાનમા આવ્યા. બરાબર આ જ સમયે ઈંગ્લાંડનો દૂત સર એચ. જોન્સ પણ ઈરાન પહોંચ્યો, અને માલ્કમ પણ પહોંચ્યો માલ્કમે આ વખતે ઈરાનના બાદશાહ સાથે ધૃષ્ટતાભર્યું વર્તન ચલાવ્યું. તેણે સંધિની વાટાઘાટ ચલાવવા માટેની પ્રથમ શરત એ રજૂ કરી, કે ફ્રાન્સના જે રાજદૂતો આવ્યા છે તેમને તથા તેમના આદમીઓને ઈરાનની બહાર મોકલી દેવામાં આવે. ઈરાનના બાદશાહને આ રુચ્યુ નહિ. માલ્કમની ધમકીએ કશું કામ કર્યું નહિ અને આખરે તેને નિષ્ફળ થઈને ભારત પાછા આવવુ પડ્યુ. પરંતુ એચ જોન્સ ત્યા જ રહ્યો. તેણે બનતી કોશિશ કરીને પરિસ્થિતિને થોડીક હાથમા રાખી અને એક નામની પણ સંધિ આખરે કરી આ સંધિ હિંદી બ્રિટિશ સરકાર માટે માનસૂચક ન ગણાય આ સંધિની એક શરત એ હતી કે જો ઈરાન અને અફઘાનિસ્તાન વચ્ચે યુદ્ધ થાય તો અંગ્રેજોએ તેમા વચ્ચે પડવુ નહિ, અને ઈસ્ટ ઇંડિયા કંપની તથા ભારતીય બ્રિટિશ સરકારે ઈરાનના કોઈ મામલામાં કોઈ પણ પ્રકારે હસ્તક્ષેપ કરવો નહિ

લોર્ડ મિન્ટોએ ભારતીય બ્રિટિશ સરકારની આબરૂ જાળવી રાખવા માટે માલ્કમને બીજી વાર ઈરાન મોકલ્યો. માલ્કમે પોતાની રોજનીશીમાં

લખ્યું છે, કે " દગાબાજીથી, જૂઠું બોલીને અને છળકપટ દ્વારા "[૨૧] આ વખતે પોતે ભારતીય સરકાર તથા ઈરાન વચ્ચે દોસ્તીદર્શક સંધિ કરાવવામાં સફળ થયો.

**અફઘાનિસ્તાનમાં એલ્ફિન્સ્ટનનો હેતુ**

આ બાજુ જે સમયે એચ. જોન્સે ઈરાનની સાથે સંધિ કરી. કે ઈરાન અને અફઘાનિસ્તાનની લડાઈમાં અંગ્રેજો વચ્ચે નહિ પડે, ત્યારે બરાબર તે જ સમયે બીજા અંગ્રેજ દૂત એલ્ફિન્સ્ટનને એ હેતુથી અફઘાનિસ્તાનમાં મોકલવામાં આવ્યો કે જો ઈરાન અફઘાનિસ્તાન ઉપર હુમલો કરે તો અંગ્રેજો અફઘાનિસ્તાનને મદદ આપે એવી સંધિ અફઘાનિસ્તાનના બાદશાહ સાથે તે કરે અલબત્ત, એક બાજુથી મુસ્લિમ ઈરાનને અફઘાનિસ્તાનની વિરુદ્ધ ઉશ્કેરવું અને બીજી તરફથી મુસ્લિમ અફઘાનિસ્તાનને ઈરાનની વિરુદ્ધ મદદ આપવાનું વચન આપવું, એ પાશ્ચાત્ય કૂટનીતિનો ખાસ્સો સુંદર નમૂનો છે. ખરી વાત એ હતી, કે ફ્રાંસ અને રશિયાના હુમલામાંથી પોતાના નવા ભારતીય સામ્રાજ્યને સુરક્ષિત રાખવા માટે ઈરાન તથા અફઘાનિસ્તાન બન્નેને પોતાના પક્ષમાં રાખવાં, અને સાથોસાથ તેમને પરસ્પર લડતાં રાખવાં એ આવશ્યક હતું.

અંગ્રેજોનું ભારતીય સામ્રાજ્ય તેના પડોશી અફઘાનિસ્તાનના બાદશાહ અથવા ત્યાંની પ્રજા માટે કદી પણ સુખકર ન નીવડયું. માર્કિવસ વેલેસ્લીના સમયથી માંડીને આજ સુધી અફઘાનિસ્તાનને છૂપાં કાવતરાં, અંદર અંદરની લડાઈઓ અને હત્યાઓનું ક્ષેત્ર બનાવી રાખવુ એ પોતાની સલામતી માટે હિતકર છે એમ ભારતના ઈસાઈ શાસકોને લાગ્યુ છે; અને અફઘાનિસ્તાનની પ્રજાને આ વિદેશીઓ પાસેથી મુસીબતો અને બરબાદી સિવાય કશો લાભ થયો નથી.

ઈરાન ઉપરાંત બીજાં ત્રણ સ્વતંત્ર રાજ્યોમાં લોર્ડ મિન્ટોએ પોતાના ખાસ દૂતો મોકલ્યા; એક સિંધ, બીજુ પંજાબ અને ત્રીજુ અફઘાનિસ્તાન આ ત્રણે જગ્યાએ અંગ્રેજ દૂતોએ શી કામગરી કરી તેનું બયાન આપવું આવશ્યક છે. આમાં પ્રથમ અમે સિંધ ગયેલા દૂતોની હકીકત આપીએ છીએ.

**લોર્ડ મિન્ટો અને સિંધ**

આ પૂર્વે કંપનીનો એક વેપારી એજન્ટ સિંધમાં રહેતો હતો. ઈ.

૨૧ "Deceit Falsehood and intrigue."—Malcolm's Journal, p. 186

સ. ૧૮૦૨માં સિંધના કારીગરો પ્રત્યેના તેના અસહ્ય ખરાબ વર્તનને લીધે તેને સિંધમાંથી કાઢી મૂકવામાં આવ્યો. પછી સાત વરસો સુધી સિંધ સાથેનો અંગ્રેજોનો વેપાર બંધ રહ્યો. હવે લૉર્ડ મિન્ટોએ કપ્તાન સીટન નામના પોતાના ખાસ દૂતને સિંધની રાજધાની હૈદરાબાદ મોકલ્યો. સીટને હૈદરાબાદના અમીરને કહ્યું, કે અફઘાનિસ્તાનનો બાદશાહ શાહસુજા આપને પદભ્રષ્ટ કરીને આપની જગ્યાએ અબદુલ નબી નામના એક દેશનિકાલ થયેલ રાજાને હૈદરાબાદની ગાદી ઉપર બેસારવા માગે છે; અને અંગ્રેજો આપને મદદ આપવા તૈયાર છે. આથી સિંધનો અમીર અફઘાનિસ્તાનની વિરુદ્ધ અંગ્રેજો સાથે સંધિ કરી લેવા તૈયાર થયો.

સિંધના અમીરો સાથે સંધિ

પરંતુ અંગ્રેજો અફઘાનિસ્તાન સાથે પણ દોસ્તીની સંધિ કરતા હતા. આથી જ્યારે "જો અફઘાનિસ્તાનનો બાદશાહ સિંધ ઉપર હુમલો કરે તો અંગ્રેજોએ સિંધના અમીરોને મદદ કરવી" એવી ચોખ્ખી શરત સંધિપત્રમાં લખવા માટે સિંધના અમીરે આગ્રહ કર્યો, ત્યારે અંગ્રેજ રાજદૂતે એ વાતને ઉડાવવાનો પ્રયત્ન કર્યો. આ વખતે ઈરાનના શાહના કેટલાક દૂતો હૈદરાબાદમાં હતા. આ દૂતોએ અફઘાનિસ્તાનની વિરુદ્ધ અમીરોએ મદદ કરવાનું વચન આપ્યું અને ઈરાનની એક સેના અમીરોને મદદ કરવા માટે ઈરાનથી રવાના પણ થઈ ચૂકી. દરમિયાન અબદુલ નબી મરી ગયો, શાહસુજા પોતે કાબુલમાં અનેક પ્રકારની મુસીબતોમાં સપડાયો; અને તેથી એ તરફથી હુમલો થવાનો ભય રાખવાનું અમીરોને કશું ય કારણ રહ્યું નહિ. ઈરાનની સેના સિંધ આવે એ પણ અંગ્રેજોથી સહન થાય એવું નહોતું. આથી હવે સીટને પલટો ખાધો. સિંધના શત્રુઓ વિરુદ્ધ અંગ્રેજોએ મદદ આપવી અને અંગ્રેજોના શત્રુઓ વિરુદ્ધ સિંધના અમીરોએ મદદ આપવી, એવી એક સંધિ કપ્તાન સીટને અમીરો સાથે કરી લીધી. આ સંધિને આધારે ઈરાની સેનાને પાછી ઈરાન રવાના કરવામાં આવી.

અમીરો સાથે બીજી સંધિ

પરંતુ આ સંધિ પણ અફઘાનિસ્તાન અને અંગ્રેજોની સંધિની વિરુદ્ધ જ હતી. આથી કપ્તાન સીટને આ સધિ સ્વીકારી, પરંતુ લૉર્ડ મિન્ટોએ એનો અસ્વીકાર કર્યો. મિન્ટોએ સ્મિથ નામના એક બીજા અંગ્રેજને મુંબઈથી સિંધ મોકલ્યો. ઈ. સ. ૧૮૦૯ના ઓગસ્ટની ૮મીએ હૈદરાબાદ પહોંચ્યો. અમીરને સમજાવીપટાવીને કપ્તાન સીટનવાળી સંધિ રદ કરવામાં આવી, અને

૧૮૦૯ના ઑગસ્ટની ૨૩મીએ અમીરો તથા અંગ્રેજો વચ્ચે એક નવી સંધિ કરવામાં આવી, જેમાં બંને સરકારો વચ્ચે "કાયમની" દોસ્તીનાં વચનો આપવામાં આવ્યાં તથા વ્યાપારી સંબંધ પણ કાયમ રાખવાનું ઠરાવવામાં આવ્યું. એમ પણ નક્કી થયું, કે સિંધના વકીલો અંગ્રેજોને ત્યાં અને અંગ્રેજોના વકીલો સિંધમાં રાખવા, અને ફ્રેંચ લોકોને સિંધમાં રહેવાની રજા ન આપવી.

કેવળ ફ્રેંચ લોકોની વિરુદ્ધ સિંધના અમીરો સાથે સંધિ કરવામાં આવી છે એવું બતાવવામાં આવ્યું. પરંતુ એનો વાસ્તવિક ઉદ્દેશ અફઘાનિસ્તાનથી સિંધને અલગ કરવાનો તથા સિંધની બધી બાતમીઓ મેળવવા રહેવાનો તેમ જ હવે પછીની પોતાની પ્રપંચજાળ પાથરવા માટે એક કાયમી થાણું ત્યાં નાખવાનો જ હતો.

### રણજીતસિંહની અદૂરદર્શિતા

સતલજ નદીની પેલી બાજુ મહારાજા રણજીતસિંહનુ રાજ્ય હતું. રણજીતસિંહ કાબુલના બાદશાહનો નામનો સામંત હતો. નદીની આ બાજુ અનેક નાના નાનાં શીખ રાજ્યો હતાં. જેમાંનાં મોટા ભાગનાં રાજ્યો તો બીજા મરાઠા યુદ્ધ સુધી સિંધિયાનાં સામંત રાજ્યો હતાં. રણજીતસિંહ લખીવાંચી જાણતો નહોતો; પરંતુ તે વીર, બળવાન અને યોગ્ય સેનાપતિ હતો. તેની મુરાદ કાબુલનું પ્રભુત્વ નષ્ટ કરીને એક નાનું સ્વતંત્ર સામ્રાજ્ય સ્થાપવાની હતી. પરંતુ તેનામાં દૂરદર્શિતા અને નીતિજ્ઞતાની ખામી હતી. પંજાબના રાજ્યને આ વખતે બ્રિટિશ સામ્રાજ્યમાં ભેળવી લેવું માર્કિવસ વેલેસ્લીને પણ ઉચિત જણાતું નહોતું. તે તો મરાઠા તથા અફઘાનિસ્તાનની વચ્ચે પંજાબને એક એવું સ્વતંત્ર રાજ્ય (બફર સ્ટેટ) રાખવા માગતો હતો, કે જેનો ઉપયોગ વખત આવે મરાઠા કે અફઘાનો ગમે તેની સામે કરી શકાય. આથી મહારાજા રણજીતસિંહ તથા સતલજની આ બાજુનાં શીખરાજ્યો સાથે માર્કિવસ વેલેસ્લી બરાબર ખટપટો ચલાવ્યા કરતો હતો. "આ ઉપકારનો યોગ્ય બદલો અંગ્રેજો આપશે " એવી આશામાં ને આશામાં રણજીતસિંહે મરાઠાઓને બરાબર સંકટ વખતે મદદ ન આપી એટલું જ નહિ, પણ જસવંતરાવ હોળકરની સેનાનો પીછો પકડવા માટે અંગ્રેજી સેનાને પોતાના મુલકમાંથી પસાર થવા દીધી, ને એમ કરીને એક રીતે તો જસવંતરાવને અંગ્રેજોના હાથમાં સોંપી દીધો.

બીજા મરાઠા યુદ્ધ વખતે પતિયાળા તથા દોઆબનાં બીજાં શીખ-

રાજ્યોને મરાઠાઓની વિરુદ્ધ પોતાના પક્ષમાં અંગ્રેજોએ કેમ વાળી લીધાં હતાં તે પાછળના એક પ્રકરણમાં બતાવવામાં આવ્યું છે. રણજીતસિંહમાં શરતની માત્રાથી જો થોડીઘણી પણ નીતિજ્ઞતા હોત, તો તે આ બધાં નાનાં રાજ્યોને પોતાના પક્ષમાં લઈને એક સ્થાયી શીખ-સામ્રાજ્ય સ્થાપી શક્યો હોત પણ તે તો પોતાના દેશ તથા સહધર્મી રાજાઓ અને પ્રજાને થોડા સ્વાર્થ ખાતર એક વાર વિદેશીઓને સોંપવા પણ તૈયાર થઈ ગયો. ઈ સ ૧૮૦૩ના સપ્ટેમ્બરની ૨૯મીએ કંપનીના ડાયરેક્ટરો ઉપરના માર્કિવસ વેલેસ્લીના કાગળમાં લખ્યું છે —

"શીખ રાજાઓમાં રાજા રણજીતસિંહ મુખ્ય છે તેણે કમાંડર-ઇન-ચીફ ઉપર એક યોજના લખી મોકલી છે આ યોજનામાં જો અંગ્રેજો તથા રણજીતસિંહ બન્ને પક્ષો એકબીજાના શત્રુઓ વિરુદ્ધ એકબીજાને મદદ આપવા બંધાય, તો એ શરતે સતલજ નદીની દક્ષિણે આવેલ શીખોનો મુલક અંગ્રેજોને સોંપવા તેણે તૈયારી બતાવી છે"[૨૨]

### શીખ-રાજ્યો સાથે સંધિ

પરંતુ મહારાજા રણજીતસિંહની આ યોજના તરફ ધ્યાન આપવાની તે વખતે અંગ્રેજોને જરૂર નહોતી રણજીતસિંહ સિવાય પણ તેમણે તો સતલજની આ બાજુના રાજાઓ સાથે અલગ અલગ સંધિઓ કરવાનું શરૂ કરી દીધું હતું આ સંધિ અનુસાર એક પછી એક બધા રાજાઓને કંપનીના સંરક્ષણ નીચે લાવવામાં આવતા હતા, અને ભવિષ્યમાં આ બધા રાજ્યો કંપનીના શાસનમાં ભળી જાય, એવો પ્રબંધ કરવામાં આવતો હતો આ સંધિઓમાં એક એવી શરત મૂકવામાં આવતી હતી, કે જો કોઈ રાજા કે સરદારને પુત્ર ન હોય તો તેને દત્તક લેવાનો હક ન રહે, અને જો બીજો

૨૨ "Raja Ranjit Singh, the Raja of Lahore and the principal amongst the Sikh chieftains has transmitted Proposals to the Commander in Chief for the transfer of the territory belonging to that nation south of the river Satlaj, on the condition of mutual defence against the respective enemies of that chieftain and of the British Nation"—Governor General in Council to the Hon'ble Secret Committee, etc, September 2?th, 1803

કોઈ ન્યાય્ય ઉત્તરાધિકારી ન મળે, તો તે રાજ્યને કંપનીનું રાજ્ય ગણી લેવામાં આવે. આ શરત મુજબ અંબાલ, કૈથલ વગેરે શીખ-રાજ્યો આસ્તે આસ્તે કંપનીના રાજ્યમાં ભેળવી લેવામાં આવ્યાં હતાં. થોડાં વર્ષો પછી લોર્ડ ડેલહાઉઝીએ આ નિયમ મુજબ બીજા અનેક રાજ્યોને પણ અંગ્રેજી રાજ્યમાં ભેળવી લીધાં.

સતલજની આ બાજુના આ રાજાઓને ખુદ રણજીતસિંહ વિરુદ્ધ પણ ભડકાવવામાં આવ્યા. આખરે જ્યારે રણજીતસિંહે જોયું, કે પોતાના જ દેશવાસીઓ વિરુધ વિદેશીઓનો સાથ કરવામા પોતાને કશો જ લાભ થયો નથી, ત્યારે વિવશ બનીને તેણે સતલજ નદીની આ બાજુના રાજાઓનું દમન કરીને જમના નદી સુધીનો મુલક જીતી લેવાનો સંકલ્પ કર્યો.

**રણજીતસિંહના દરબારમાં અંગ્રેજ દૂત**

દોઆબના રાજાઓ રણજીતસિંહના વ્યવહારથી અસંતુષ્ટ હતા. રણજીતસિંહે ફોજ લઈને તેમના ઉપર ચડાઈ કરી. એવા સમાચાર ફેલાયા કે કંપનીની ફોજ જમના નદી ઉપર એકઠી થાય છે; અને રણજીતસિંહની વિરુદ્ધ આ નાના રાજાઓને મદદ આપવાની છે. આ બાતમીમાં કેટલો સત્યાંશ છે એ જાણવા માટે મહારાજા રણજીતસિંહે લોર્ડ મિન્ટો ઉપર એક કાગળ લખ્યો. આ કાગળમાં તેણે કંપનીની સાથેની સંધિનું પૂર્વવત્ પાલન કરવાની ઇચ્છા પ્રગટ કરી અને લખ્યું, કે "જે સ્થાનો અંગ્રેજ કંપનીને તાબે છે એ સિવાયનો જમનાની આ બાજુનો પ્રદેશ મારે અધીન છે; અને એ રીતે મારે અધીન જ રહેવા દેવો." આ કાગળના જવાબમાં લોર્ડ મિન્ટોએ મેટકાફને પોતાનો ખાસ દૂત તરીકે રણજીતસિંહના દરબારમાં મોકલ્યો. આ માણસ પાછળથી સર ચાર્લ્સ મેટકાફ તરીકે જાણીતો થયો. રણજીતસિંહ સાથેની દોસ્તી ચાલુ છે એ બતાવવા માટે આ દૂતને મોકલવામાં આવે છે, એમ જાહેર કરવામાં આવ્યું; પણ જે વખતે મેટકાફને રણજીતસિંહના દરબારમાં મોકલવામા આવ્યો તે જ વખતે બીજી તરફથી મિન્ટોએ કમાન્ડર-ઇન-ચીફને કૂચની તૈયારી કરવાની આજ્ઞા આપી અને લખ્યું:-૨૩

"એમ માનવાને પૂરતું કારણ છે, કે જે દેશ ઉપર રણજીત-

૨૩ "There is reason to believe that a considerable portion of the country usurped by Ranjit Singh is strongly disaffected,

સિંહે જબરદસ્તીથી પોતાની સત્તા જમાવી રાખી છે તેનો ઘણો ભાગ અસંતુષ્ટ છે. અને જો પૂરતી કોશિશ કરવામાં આવે, તો અને એમાં સફળતા મળે તો આપણે આપણી સરહદ તથા સિંધુ નદી વચ્ચેના બધા મુલકમાંથી આપણા દુશ્મનો તથા પ્રતિસ્પર્ધીઓને હટાવીને તેમની જગાએ આપણા મિત્રો તથા આશ્રિતોને બેસારી શકીએ. આમ થાય તો તો આપણા માટે સૌથી વધારે હિતકારક થશે."

મેટકાફ અને રણજીતસિંહ

ઈ. સ. ૧૮૦૮ના ઑગસ્ટના અંતમાં મેટકાફ દિલ્હીથી નીકળ્યો ૧૧મી સપ્ટેમ્બરે તે કાસૂર પહોંચ્યો. રણજીતસિંહ આ વખતે કાસૂરમાં હતો. રણજીતસિંહે મેટકાફનું બહુ આદરપૂર્વક સ્વાગત કર્યું, એમ મેટકાફે પોતે લખ્યું છે. આગતાસ્વાગતા થયા પછી ૨૨મી સપ્ટેમ્બરે રણજીતસિંહ તથા મેટકાફ વચ્ચે વાતચીત શરૂ થઈ. મેટકાફે રણજીતસિંહને સમજાવ્યું, કે ફ્રેંચ લોકો અફ્ઘાનિસ્તાન અને પંજાબ ઉપર ચડાઈ કરવાના છે, આથી આપે અંગ્રેજો સાથે સંધિ કરી લેવી જોઈએ. મેટકાફે ગવર્નર જનરલને લખ્યું—

"આપની આજ્ઞા મુજબ વાતચીત કરતાં કરતાં, તમારા રાજ્ય ઉપર આફત આવવાનો સંભવ છે, એવું કહીને રણજીતસિંહને ડરાવવાની કોશિશ કરી સાથેસાથ અંગ્રેજો તમારી રક્ષા કરી શકશે, એવી ખાતરી આપવાની પણ કોશિશ કરી." ૨૪

આનો સ્પષ્ટ અર્થ એ છે, કે મેટકાફ રણજીતસિંહ પાસે પેટ ભરીને જૂઠું બોલ્યો.

---

and should any grand effort be made, and be crowned with success, nothing would be more advantageous to our interests than the substitution of friends and dependants for hostile and rival powers throughout the country between our frontier and the Indus"—*Lord Minto in India* p 154

૨૪ "In the course of this conversation, I endeavoured, in conformity to the instructions of the Supreme Government, to alarm the Raja for the safety of his territories, and at the same time to give him confidence in our protection"—Kaye's *Lives of Indian Officers*, vol 1, p 294.

**રણજીતસિંહની સ્પષ્ટ વાતો**

પણ રણજીતસિંહની આંખોમાં ધૂળ ફેંકવાનું એટલું સરળ નહોતું. તેણે સ્પષ્ટ રીતે મેટકાફને પૂછ્યું, કે સતલજ નદીની બંને બાજુનાં શીખ-રાજ્યો ઉપરનું મારું આધિપત્ય કંપની સ્વીકારે છે, કે કેમ્ ? મેટકાફે જવાબ આપ્યો કે આ બાબતમાં મારી સરકારના વિચારો પ્રગટ કરવાનો મને અધિકાર નથી. રણજીતસિંહ આ ઉત્તર સાંભળીને ખિન્ન થયો. તેણે તરત જ દોઆબ ઉપર ચડાઈ કરી અને કેટલાક શીખ રાજાઓ પાસેથી ખંડણી વસૂલ કરી. આ બધા કાળ દરમિયાન કંપની તરફથી મેટકાફ એજન્ટ તરીકે રણજીતસિંહના દરબારમાં જ રહ્યો હતો.

અંગ્રેજોની તૈયારી જ્યાં સુધી પૂરી નહોતી થઈ, ત્યાં સુધી પોતાના ખરા હેતુઓ સંબંધે અંગ્રેજોએ રણજીતસિંહને અંધારામાં રાખ્યો. આખરે ઈ. સ. ૧૮૦૮ના ડિસેમ્બરની ૨૨મીએ મેટકાફે રણજીતસિંહને ચોખ્ખી સૂચના આપી દીધી, કે જમના અને સતલજ નદીઓની વચ્ચેનાં રાજ્યો કંપનીના સંરક્ષણમાં છે. અંગ્રેજ સરકારે નિશ્ચય કરી લીધો છે, કે સતલજની પેલી પારનો જે મુલક પહેલાંથી જ આપના અધિકાર તળે છે, તે ઉપરનું આધિપત્ય આપ કાયમ રાખી શકો છો; પરંતુ જે મુલકો આપે હમણાં જ જીતી લીધા છે તે બધા આપે કંપનીને માટે છોડી દેવા પડશે; અને આ નિશ્ચય મુજબ કંપની કામ કરી શકે એ માટે સતલજને ડાબે કિનારે કંપનીની એક સેના રાખવામાં આવશે

**અમૃતસરમાં હિંદુ-મુસલમાનોનો ઝઘડો**

મેટકાફનું આ કથન સાંભળીને મહારાજા રણજીતસિંહને ક્રોધ ચડ્યો. છતાં ઇતિહાસલેખક સર જૉન લખે છે, કે તેણે બહુ હોશિયારીથી પોતાના ક્રોધને રોક્યો,[૨૫] અને પોતાના મંત્રીઓ સાથે મસલત કરી એ જ દિવસે સાંજે મેટકાફને કહેવરાવ્યું, કે અંગ્રેજ સરકારની યોજના એવી વિચિત્ર છે, કે બીજા શીખ સરદારોની સલાહ લીધા વિના હું મારો આખરી નિર્ણય આપી શકું એમ નથી. પછી પોતાના સરદારોની સલાહ લેવા માટે મેટકાફને લઈને રણજીતસિંહ અમૃતસર ગયો.

અમૃતસરમાં આ વખતે એક નાની એવી ઘટના બની ગઈ; પણ તે અંગ્રેજોની ભાગનીતિ નીતિની દૃષ્ટિએ ખૂબ અર્થસૂચક હતી. ઈ. સ. ૧૮૦૯

૨૫ Sir John Kaye, *Lives of Indian Officers*, vol. i, p. 396.

8

ના ફેબ્રુઆરીમાં મેટકાફ અમૃતસરમાં હતો. મોહરમના દિવસો ચાલતા હતા. મેટકાફની સાથે કેટલાક શિયા મુસલમાનો પણ હતા. આ લોકોએ રણજીતસિંહ અથવા તો શહેરના અધિકારીઓની મંજૂરી લીધા વગર જ શહેરમાં ધામધૂમથી મોહરમ ઊજવવાનું શરૂ કરી દીધું, અને આ ઉજવણી એવા પ્રકારે થવા લાગી, કે જે પ્રકારે શીખ લોકોના અમલ દરમિયાન કદી પણ અગાઉ ઊજવવામાં આવી નહોતી. અમૃતસરના શહેરીઓને આ રુચ્યું નહિ. આથી કેટલાક અકાલીઓ અને મેટકાફના માણસોમાં તકરાર થઈ. આ ખબર મળતાં જ રણજીતસિંહ તે સ્થળે જઈ પહોંચ્યો, મેટકાફના તંબૂઓને તેણે શહેરથી દૂર ઉપાડી જવાનો હુકમ કર્યો, અને જેમતેમ કરીને એ ઝઘડો શમાવ્યો.

આપણે અહીં સ્મરણમાં રાખવાની જરૂર છે, કે મોહમ્મદઅલીખાએ બાબાખાને જે જે હકીકતો કહી હતી, તેમાં એક એ પણ હતી, કે પંજાબમાં શિયા મુસલમાનોને વધારે અન્યાય કરવામાં આવે છે.

### લૉર્ડ મિન્ટોનો હેતુ સધાયો

મેટકાફની મુખ્ય વાત ઉપર પોતાના સરદારોમાં સલાહ-મસલત કર્યા પછી રણજીતસિંહે એક વાર તો અંગ્રેજો સાથે લડી લેવાનો નિશ્ચય કરી લીધો. હવે અંગ્રેજોએ તેને એવી લાલચ બતાવી, કે આપ અફઘાનિસ્તાન ઉપર ચડાઈ કરીને ઉત્તર તથા પશ્ચિમ તરફ આપનું સામ્રાજ્ય વધારો અને અંગ્રેજોની મૈત્રીના બદલામાં સતલજની પારનો પ્રદેશ અંગ્રેજો માટે છોડી દો. ઉપરાંત રણજીતસિંહને ડરાવવાના હેતુથી ઈ. સ. ૧૮૦૯ના જાન્યુઆરીમાં કંપનીની કેટલીક સેના પણ કર્નલ ઑક્ટરલોનીની સરદારી નીચે દિલ્હીથી લુધિયાણા તરફ રવાના કરવામાં આવી. આ વખતે પંજાબના ઘણા સરદારો રણજીતસિંહની વિરુદ્ધ અંગ્રેજોના પક્ષમાં ગયેલા જોવામાં આવ્યા.

આખરે રણજીતસિંહે પોતાની સેના પાછી ખેંચી લીધી. ઈ. સ. ૧૮૦૯ના એપ્રિલની ૨૫મીએ રણજીતસિંહ તથા અંગ્રેજો વચ્ચે સંધિ થઈ. હમણાં જ રણજીતસિંહે સતલજ નદીની આ બાજુનો જે પ્રદેશ જીતી લીધો હતો, તે તેની પાસેથી પાછો લઈ લીધો, સતલજ અને જમના વચ્ચેનો જેટલો મુલક અગાઉથી રણજીતસિંહના અધિકારમાં હતો તે સિવાયનો બધો મુલક કંપનીનો છે, એમ ગણવામાં આવ્યું, અને ત્યાંના બધા દેશી રાજાઓ તથા પ્રજાને કંપનીના હાથમાં સોંપવામાં આવ્યા, ને મહારાજા રણજીતસિંહને ઉશ્કેરીને અફઘાનિસ્તાન ઉપર હુમલો કરવા માટે તેને છૂટ આપવામાં આવી.

લૉર્ડ મિન્ટોનો હેતુ સફળ થયો. શીખો અને અફઘાનો વચ્ચેની દુશ્મનાવટનું વળી વધારે કારણ મળ્યું. બ્રિટિશ ભારત અને ભાવિ આક્રમકોની વચ્ચે પંજાબ એક દીવાલરૂપ બની ગયો; અને અંગ્રેજી રાજ્યના વિસ્તાર માટે સતલજ નદી સુધીનો પ્રદેશ ખુલ્લો થયો.

**લૉર્ડ મિન્ટો અને અફઘાનિસ્તાન** •

લૉર્ડ મિન્ટોએ એલ્ફિન્સ્ટનને પોતાના ખાસ દૂત તરીકે નીમીને અફઘાનિસ્તાન મોકલ્યો. ઈરાનમાં માલ્કમ હતો. તેણે ત્યાંના બાદશાહ બાબાખાંને અફઘાનિસ્તાન વિરુદ્ધ ભંભેર્યો; મેટકાફે પંજાબમાં મહારાજા રણજીતસિંહને અફઘાનિસ્તાન ઉપર ચડાઈ કરવા પ્રોત્સાહન આપ્યું; અને એલ્ફિન્સ્ટને અફઘાનિસ્તાનમાં શાહસુજાને ઈરાનની સાથે લડાવી મારવાની પૂરતી કોશિશ કરી.

એલ્ફિન્સ્ટનને મોકલવાનો હેતુ એ જણાવવામાં આવ્યો, કે ફ્રાંસ અને રશિયા બંને મળીને ભારત ઉપર હુમલો કરવાના છે; અને આ આપત્તિનો સામનો કરવા માટે અફઘાનિસ્તાન તથા અંગ્રેજો વચ્ચે દોસ્તી બાંધવાની આવશ્યકતા છે. મહારાજા રણજીતસિંહના મુલકમાં પગ ન મૂકવો પડે એની એલ્ફિન્સ્ટન ખૂબ કાળજી રાખતો હતો. તેથી તેના મુલકની દક્ષિણે થઈને બિકાનેર, ભાવલપુર અને મુલતાનને રસ્તે ઈ. સ ૧૮૦૯ના ફેબ્રુઆરીની ૨૫મીએ તે પેશાવર પહોંચ્યો.

શરૂઆતમાં તો અફઘાનિસ્તાનના બાદશાહે તથા તેના દરબારના મંત્રીઓએ એલ્ફિન્સ્ટનને પોતાના દેશમાં પેસવાની રજા ન આપી. આથી એલ્ફિન્સ્ટનને કેટલોક વખત મુલતાનમાં જ રોકાવું પડ્યું. આનું કારણ એ હતું, કે એ સમયે અફઘાનિસ્તાનમાં અંદર અંદરની લડાઈઓ તથા વિદ્રોહો ચાલુ હતા. અંગ્રેજો આ આપસની લડાઈઓ તથા વિદ્રોહોનો લાભ લેવાનો પ્રયત્ન કરે એવો અફઘાનોને ડર હતો. એલ્ફિન્સ્ટને અફઘાનિસ્તાનના બાદશાહને ખાતરી આપી, કે અંગ્રેજોનો હેતુ કેવળ તમારી સાથે મૈત્રી બાંધવાનો અને ટકાવી રાખવાનો જ છે, જેથી એકબીજા એકબીજાને વખત આવે મદદ કરી શકે. શાહસુજાએ આખરે મંજૂરી આપી. ઈ. સ. ૧૮૦૯ના માર્ચની ૫મીએ શાહસુજા અને અંગ્રેજ-દૂતની મુલાકાત પેશાવરમાં થઈ. શાહસુજાએ એલ્ફિન્સ્ટનનું માનપૂર્વક સ્વાગત કર્યું.

રશિયા, ફ્રાંસ અને ઈરાન તરફથી અફઘાનિસ્તાનને ડર છે એમ એલ્ફિન્સ્ટને શાહસુજાને સમજાવ્યું; સાથોસાથ અંગ્રેજોની દોસ્તીની ખાતરી આપી,

એલ્ફિન્સ્ટને શાહસુજાને વિનતિ કરી, કે આપે ફ્રેંચો અને ઈરાનીઓને આપના રાજ્યમાં ઘૂસવા ન દેવા; અને જો આ લોકો ભારત ઉપર હુમલો કરવા ધારે તો આપે અંગ્રેજોને મદદ આપવી; પરંતુ દેશમાં આ વખતે શાહસુજાની સામે જબરો વિરોધ જાગ્યો હતો; તે એક મોટા બળવાને શમાવવામાં રોકાયો હતો. ઇતિહાસલેખક લખે છેઃ—

"જ્યારે કોઈ મ ણુસના પોતાના જ ઘરમાં આગ લાગી હોય, ત્યારે તેને દૂરનો ડર બતાવવાપણું રહેતું નથી."

શાહસુજા અને તેના મંત્રીઓએ એલ્ફિન્સ્ટનના જવાબમાં એવી ઇચ્છા દર્શાવી, કે અંગ્રેજો પ્રથમ અફઘાનિસ્તાનનો વિદ્રોહ શમાવવામાં શાહસુજાને મદદ આપે. એલ્ફિન્સ્ટને એનો ઇનકાર કર્યો. ઇતિહાસલેખક લખે છેઃ—

"આપણે માનવું પડે છે, કે અફઘાનોએ પોતાના પક્ષે યોગ્ય અને ઓછામાં ઓછી અમુક દરજ્જે સાચી દલીલો આપી. જો અંગ્રેજો પોતાના શત્રુઓની સામે કાબુલના બાદશાહની મદદ ઇચ્છે છે, તો કાબુલના બાદશાહને તેના શત્રુઓની સામે અંગ્રેજો શા માટે મદદ ન આપે, એ વાત તેઓ સમજી શકયા નહિ. આમ થાય તો સંધિનો લાભ બધો અંગ્રેજોને મળે છે; અને તેથી થતું નુકસાન બધું કાબુલના બાદશાહને મળે છે, એમ તેઓ કહેતા હતા."[૨૬]

**મુલ્લા જાફર**

અફઘાન-મંત્રી મુલ્લા જાફરની સાથે જે વાતચીત થઈ એ સંબંધમાં એલ્ફિન્સ્ટન લખે છેઃ—[૨૭]

"મુલ્લા જાફરે જણાવ્યું, કે આપ બાદશાહને દગો દેવા માગો

૨૬ "The Afghan ministers, it must be admitted, argued the case acutely and not without some amount of fairness. They could not see why, if the English wished the King of Cabul to help them against their enemies, they should not in their turn help the King to resist his; but as it was, they said all the advantage was on our side, and all the danger on the side of the King."—Sir John Kaye's *Lives of Indian Officers*, vol. i, pp. 241-42

૨૭ "He said that he did not believe that we intended to

છો એમ હું માનતો નથી; પરંતુ આપ આપની જાતને જેટલી સીધી બતાવો છો એટલા સીધા આપ છો એમ પણ હું માનતો નથી. × × × એણે સ્પષ્ટ જણાવ્યું કે આપનું ચારિત્ર્ય કપટી છે, અને આપની સાથે કોઈ પણ પ્રકારનો વ્યવહાર કરતાં અત્યંત સાવધાન રહેવાની જરૂર છે એમ ઘણા લોકો માને છે."

### એલ્ફિન્સ્ટનનો હેતુ પૂર્ણ થયો

અફઘાનિસ્તાનની આ બધી આપત્તિઓ અંગ્રેજોએ જ ઊભી કરેલી હોવાને લીધે આ વખતે અંગ્રેજો અંદર અંદરના ઝઘડામાં મદદ નથી કરતા એ બાબત શાહસુજા તથા તેના મંત્રીઓ જાણતા નહોતા. લગભગ દશ વરસ પૂર્વે અફઘાનિસ્તાનમા આ બધા ઉપદ્રવો પેદા કરવા માટે મોહમ્મદઅલીખાને તથા તે પછી માલ્કમને ઈરાન મોકલવામા આવ્યા હતા, અને આ જ કાર્ય માટે ઈરાનની સરકારને નગદ રૂપિયા આપવામા આવ્યા હતા. શાહ મહમૂદે આ વખતે શાહસુજાની વિરુદ્ધ બળવો જગાવ્યો હતો, અને શાહસુજા તથા શાહ મહમૂદ બનેને ઝમાનશાહની વિરુદ્ધ ભડકાવીને અંગ્રેજોએ ઈરાનથી અફઘાનિસ્તાન મોકલાવ્યા હતા. વળી હમણા જ દોઆબને બદલે અફઘાનિસ્તાન ઉપર ચડાઈ કરવા માટે મહારાજા રણજીતસિંહને પણ પ્રોત્સાહન આપવામાં આવ્યુ હતુ. આવી પરિસ્થિતિમાં શાહસુજા સાથે ઉપર ઉપરની મૈત્રીની વાતો સિવાય એલ્ફિન્સ્ટન બીજુ શુ કરી શકે ?

શાહસુજાએ હવે એલ્ફિન્સ્ટનને પોતાને દેશ પાછા ફરવા માટે આગ્રહ કરવા માડયો કે ચોના હુમલાનો ડર તો હવે બિલકુલ રહ્યો નહોતો; પરંતુ રશિયાનો ડર હજી ઝઝૂમતો હતો. આથી અંગ્રેજો તથા અફઘાનિસ્તાન વચ્ચે સંધિ કરવી જરૂરી હતી અને ધનના જોરે શાહસુજા તથા અંગ્રેજો વચ્ચે સંધિ થઈ, ફ્રેચો તથા ઈરાનીઓને પોતાના મુલકમાંથી પસાર થવા ન દેવાનું શાહસુજાએ કબુલ કર્યું, અને એના બદલામા વાર્ષિક અમુક પૈસા અફઘાનિસ્તાનને આપવાનું કંપનીએ કબૂલ કર્યું. એલ્ફિન્સ્ટન તથા તેના સાથીઓ

impose upon the King, but he did not think that we were so plain as we pretended to be . . . He frankly owned that we had the character of being very designing and that most people thought it necessary to be very vigilant in all transactions with us"—Elphinstone.

અફઘાનિસ્તાનનું સૈન્યબળ વગેરેની પૂરતી બાતમી મેળવીને અને અફઘાનિસ્તાન તથા ભારતના માર્ગો તેમ જ એ માર્ગમાં આવતી કોમોનું સારું જ્ઞાન પ્રાપ્ત કરીને પંજાબને રસ્તે ભારત પાછા આવ્યા.

એક ફ્રેંચ લેખક લખે છે, કે રણજીતસિંહના મૃત્યુ પછી પંજાબ તથા રણજીતસિંહનું બાકીનું રાજ્ય પોતાના હાથમાં આવશે એમ અગ્રેજો જાણતા હોવાથી અફઘાનિસ્તાન ઉપર હુમલો કરવા માટે રણજીતસિંહને અંગ્રેજોએ ઉશ્કેર્યો હતો.

ડચ અને ફ્રેંચ ટાપુઓ જીત્યા

હિંદી મહાસાગરમાં આવેલા કેટલાક નાના ટાપુઓ ફ્રેંચો તથા ડચ લોકોને તાબે હતા. લોર્ડ મિન્ટોએ ઈ. સ. ૧૮૦૯માં ભારતમાંથી સેના મોકલીને ફ્રેંચ ટાપુઓ ઉપર હુમલો કર્યો; ઈ. સ. ૧૮૧૦માં બધા ટાપુઓ અગ્રેજોના હાથમાં આવ્યા; એ જ રીતે ઈ. સ. ૧૮૧૧માં ડચ-ટાપુઓ પણ અંગ્રેજોના હાથમા આવી ગયા. આ ટાપુઓ જીતવાનો બધો ખરચ ભારતની તિજોરીમાંથી જ કાઢવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૧૩માં લોર્ડ મિન્ટો ઈંગ્લાંડ ગયો.

આ સમયની નાજુક પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં લોર્ડ મિન્ટોની કારકિર્દી અગ્રેજો માટે અત્યંત સફળ ગણાય. રાજનીતિમાં લોર્ડ મિન્ટોની દક્ષતા ખરેખર પ્રશંસનીય હતી.

ગોરા સિપાઈઓનું બંડ

પરંતુ કંપનીના ગોરા સિપાઈઓ તથા તેના અમલદારો લોર્ડ મિન્ટોના શાસનકાળથી એટલા સંતુષ્ટ ન થયા. વાત એમ હતી કે કંપનીની આર્થિક સંકડામણને લીધે લગભગ બધાં ખાતાંઓમાં લોર્ડ મિન્ટોને કાપકૂપ કરવી પડી હતી. એ વખતના ગોરા અમલદારોને પગાર ઉપરાંત અનેક જાતનાં ભથ્થાં આપવામાં આવતાં હતાં હિંદુસ્તાની પલટનોના ગોરા અમલદારોને એક વિશિષ્ટ પ્રકારનું ભથ્થું મળતું હતું, જેને 'ટૅન્ટ-કૉન્ટ્રેક્ટ' એટલે તંબુના સામાનનો ઇજારો કહેતા હતા. ઈ.સ. ૧૮૦૮ ના મે માસમા મદ્રાસ ઇલાકામાં આ ભથ્થુ બંધ કરવામાં આવ્યું. ગોરા અમલદારો ચિડાઈ ગયા.

મછલીપટ્ટમ, શ્રીરંગપટ્ટણ, હૈદરાબાદ તથા બીજાં કેટલાક સ્થળોએ અંગ્રેજ અમલદારોએ બળવાનો ઝુંડો ફરકાવ્યો. વાત એટલે સુધી વધી પડી કે એક વાર એક બંડખોર ગોરી પલટન શ્રીરંગપટ્ટણના બંડખોરોને મળી જવા ચિત્તલદુર્ગથી શ્રીરંગપટ્ટણ તરફ જતી હતી ને રસ્તામાં બીજી રાજભક્ત

ગોરી પલટન સાથે તેનો ભેટો થઈ ગયો. બન્ને બાજુએથી ગોળીઓ વરસવા લાગી. ભારતવાસીઓ ઉપર આ ઘટનાની બહુ ખરાબ અસર થવાનો સંભવ હતો.

તરત જ ગોરા સિપાઈઓને સમજાવવા માટે તથા તેમની ફરિયાદોનો નિકાલ કરવા માટે ખુદ લૉર્ડ મિન્ટો મદ્રાસ પહોંચ્યો. બીજા પણ અનેક મોટામાં મોટા અંગ્રેજ અમલદારોને આ જ કાર્ય માટે પ્રાંતની જુદી જુદી છાવણીઓમાં મોકલ્યા. મામલો તરત કાબૂમાં આવ્યો અને શાંતિ સ્થપાઈ. એક યુરોપિયન લેખક આ બળવાના સબંધમાં લખે છે:—

"આ બળવો ભારે નાજુક સમયે થયો. સતલજની આ બાજુના લોકો, મરાઠા અને બુંદેલખંડવાળા હજી પૂરી રીતે કાબૂમા આવ્યા નહોતા. જો રણજીતસિંહ બરાબર આ વખતે સતલજ પાર કરીને મરાઠાનો દેશ તથા બુંદેલખંડમાં થઈને બંગાળા પહોચી ગયો હોત, તો જે સીમાં લૉર્ડ કલાઈવના સમયમા હતી એ સીમાઓમા જ અગ્રેજોની સત્તા ફરી મર્યાદિત થઈ ગઈ હોત એમાં સંદેહ નથી. પણ મદ્રાસના બંડખોરોએ આ આફતનો શીઘ્ર અનુભવ કરી લીધો, અને તેઓ પોતે પોતપોતાને સ્થાને પાછા ચાલ્યા ગયા. × × × અને સરકાર એટલી નિર્બળ હતી કે તેણે એક પણ અમલદારને ગોળીથી ઠાર ન કર્યો."[૨૮]

એ તો જરૂર સ્પષ્ટ થાય છે કે કાળા સિપાઈઓના બળવાઓને શાંત કરવા માટે આ દેશમાં અંગ્રેજોએ જે જે ઉપાયો લીધા તેમાનો એક પણ ઉપાય આ ગોરા લોકોના બળવાને શમાવવા માટે ન લીધો. ન એક પણ ગોરા અમલદારને ફાંસી દેવાઈ કે ન એક ગોરા અમલદારને તોપને મોઢે ઉડાવવામાં આવ્યો.

---

૨૮ " . . This happened at a critical period. If Ranjit Singh had then crossed the Sutlaj, the Marathas and Bundelkhand, which were not then reduced to submission, and marched to Bengal, the British power would no doubt have returned into the limits conquered by Lord Clive,—but the revolted of Madras soon perceived the danger and returned of themselves to their duty . . . and the Government had the weakness not to shoot a single officer."—M. Victor Jacquemont's *Letters from India*, vol. 1, pp. 323-24.

# પ્રકરણ ઓગણત્રીશમું

## ભારતીય ઉદ્યોગધંધાનો નાશ

### માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સ

લૉર્ડ મિન્ટો પછી માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સ ભારતનો ગવર્નર જનરલ થયો. તેને પહેલાં અર્લ ઑફ મોયરા કહેતા હતા. ઈ. સ. ૧૮૧૩ના એપ્રિલની ૧૪મીએ ઈંગ્લાંડથી નીકળીને ૧૧મી સપ્ટેંબરે તે ભારત પહોંચ્યો. ગવર્નર જનરલની પદવીની સાથે જ તેને કંપનીની સેનાઓનો કમાંડર-ઇન-ચીફ પણ બનાવવામાં આવ્યો. ઓગણીશમી સદીના ઉત્તરાર્ધમાં ત્રણ અંગ્રેજ ગવર્નર જનરલોએ ભારતમાં અંગ્રેજી સામ્રાજ્યના પાયા સુદૃઢ કર્યા—વેલેસ્લી હેસ્ટિંગ્સ અને ડેલહાઉઝી. આ ત્રણેયમાં માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સનો સમય વિશેષ મહત્ત્વનો હતો. આ સમયથી જ ભારતના પ્રાચીન ઉદ્યોગધંધાઓનો નાશ કરવો અને ઈંગ્લાંડના ઉદ્યોગધંધાઓની ઉન્નતિ કરવી એ અંગ્રેજોની ભારતીય નીતિનું એક ખાસ અંગ બની ગયું.

### ભારતનો પ્રાચીન વેપાર

અંગ્રેજો ભારતમાં આવ્યા પહેલાં હજારો વર્ષોથી ભારતમાં બનેલું કાપડ તથા બીજો માલ ભારતમાં જ બનેલાં હજારો જહાજોમાં ભરાઈ ભરાઈને ચીન, જાપાન, લંકા, ઈરાન, અરબસ્તાન, કંબોડિયા, મીસર, આફ્રિકા, ઇટાલી, મેક્સિકો વગેરે દુનિયાના બધા સભ્ય દેશોમાં જતો હતો અને ત્યાં વેચાતો હતો. અંગ્રેજો ભારતમાં આવ્યા પછીનાં સેંકડો વરસો સુધી પણ ઉદ્યોગોની દૃષ્ટિએ ભારત દુનિયામાં સૌથી વિશેષ ઉન્નત હતો.

ઓગણીશમી સદીની શરૂઆત સુધી તો હિંદુસ્તાનમાં બનેલો માલ ઈંગ્લાંડમાં અને તેમાં પણ ખાસ કરીને હિંદુસ્તાનમાં બનેલું સુંદર કાપડ ઈંગ્લાંડમાં વેચાતું હતું અને તેને ખૂબ પસંદ કરવામાં આવતું હતું. આ વખતે ઈંગ્લાંડમાં બનેલું કાપડ ભારતમાં લાવીને વેચવાનો અંગ્રેજોને કદાચ સ્વપ્ને

પણ ખ્યાલ નહિ આવતો હોય. સુપ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસલેખક લેકી લખે છે, કે ઈ. સ. ૧૬૮૮માં અંગ્રેજી રાજ્યક્રાંતિ પછી જ્યારે મહારાણી મેરી પોતાના પતિ સાથે ઈંગ્લાંડમાં આવી ત્યારે "ભારતવર્ષનું રંગીન કાપડ વાપરવાનો શોખ તેની સાથે જ આવ્યો, ને એ શોખ દરેક વર્ગના લોકોમાં ઝપાટાબંધ પ્રસર્યો "[1] લેકી વળી આગળ લખે છેઃ—

"સત્તરમી સદીના અંતમાં હિંદુસ્તાનનું સસ્તું અને ઉમદા કેલિકો, મલમલ અને છીંટ થોકબંધ ઈંગ્લાંડમાં આવતું હતું અને એટલું બધું પસંદ કરવામાં આવતું કે ઈંગ્લાંડના ઊન અને રેશમી કાપડ તૈયાર કરનારા કારીગરોને ભારે નુકસાન થવા લાગ્યું." [2]

તે સમય સુધીના ભારતના આંતરરાષ્ટ્રીય વ્યાપાર સંબંધે પ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ ડૉક્ટર રૉબર્ટસન ઈ. સ. ૧૮૧૭માં લખે છેઃ—[3]

"દરેક યુગમા સોનું તથા ચાદી અને તેમાં પણ ખાસ કરીને ચાંદી બીજા મુલકોમાથી હિંદુસ્તાનમાં મોકલવામાં આવતી હતી. તેનાથી હિંદુસ્તાનને ઘણો લાભ થતો હતો. પૃથ્વી ઉપર આના જેવો ભાગ્યેજ કોઈ દેશ હશે કે જ્યાંના લોકો પોતાના જીવનની આવશ્યકતાઓ અથવા તો એશઆરામની ચીજો માટે પરદેશ ઉપર આટલો ઓછો આધાર રાખતા હોય ઈશ્વરે ભારતવાસીઓને અત્યંત ઉપર્યુક્ત હવાપાણી

---

૧ "A passion for coloured East Indian calicoes, which speedily spread through all classes of the community."—Lecky's *History of England in the Eighteenth Century*, vol. ii, p 158.

૨ "At the end of the seventeenth century great quantities of cheap and graceful Indian Calicoes, muslins, and chintzes were imported into England, and they found such favour that the woolen and silk manufacturers were seriously alarmed."—Ibid, vol. vii, pp 255–256.

૩ "In all ages, gold and silver, particularly the latter have been the commodities exported with the greatest profit to India In no part of the earth do the natives depend so little upon foreign countries, either for the necessaries or luxuries of life. The blessings of a favourable climate and a fertile soil, augmented by their own ingenuity, afford them whatever

આપ્યાં છે,- તેમની ભૂમિ અત્યંત ફળદ્રુપ છે, અને ઉપરાંત ત્યાંના લોકો અત્યંત દક્ષ છે; × × × આ બધી બાબતોને લીધે હિંદુસ્તાની લોકો પોતાની બધી ઇચ્છાઓ સંતોષી શકે છે. પરિણામ એ આવે છે કે બહારની દુનિયા સાથેનો તેમનો વેપાર કાયમ એકતરફી રહે છે, અને પોતાના અદ્ભુત, નૈસર્ગિક તથા હાથના બનેલા માલના બદલામાં કિંમતી ધાતુઓ એ દેશમાં આવ્યા કરે છે."

### ઇંગ્લાંડ અને ભારતના માલની તુલના

વળી આ લેખક બીજે એક સ્થળે લખે છે કે ભારતનો બીજા દેશો સાથેનો વેપાર હઝરત ઈસુના જન્મથી માંડીને ઓગણીશમી સદીની શરૂઆત સુધી બરાબર આ જ રીતે ચાલ્યા કરતો હતો.[૪] અઢારમી સદીના ઉત્તરાર્ધ સુધી તો ઇંગ્લાંડના ઉદ્યોગધંધાઓ ભારતના ઉદ્યોગધંધાની સરખામણીએ ક્યાંય પછાત હતા. ઇંગ્લાંડના વણકરો અને બીજા કારીગરો સુંદરતા, મજબૂત સસ્તાપણુ અને નિકાસ પૈકી કોઈ પણ બાબતમાં પોતાના માલની તુલના ભારતના માલની સાથે કરી શકે એવું નહોતું. એ વખતે જે યુરોપિયન માલ ભારતમા આવતો હતો તે કેવળ ભારતમાં બનેલો માલ પોતાના દેશોમાં લઈ જવાના ઉદ્દેશથી જ આવતો હતો. ઈસ્ટ ઇંડિયા કંપનીનો પણ આ જ ઉદ્દેશ હતો.

### બંગાળાની લૂંટ

પ્લાસીના યુદ્ધ પછી બંગાળાની લૂંટને પ્રતાપે ભારતનો માલ અંગ્રેજોને મફતમા અથવા પાણીને મૂલે મળવા લાગ્યો, અને બંગાળા, કર્ણાટક, અયોધ્યા અને બીજા પ્રાંતોમાંથી ખજાનો ભરાઈ ભરાઈને ઇંગ્લાંડ જવા લાગ્યો. આ અપૂર્વ લૂંટના પૈસાથી ઇંગ્લાંડના પછાત ઉદ્યોગોને ઉન્નત બનાવવાની તક મળી. [૫] બ્રૅન્સ નામનો એક યુરોપિયન લેખક લખે છે, કે ઈ. સ. ૧૭૬૦ સુધી ઇંગ્લાંડનાં સૂતર કાંતવાનાં તથા બીજાં યંત્રો તદ્દન પ્રારંભિક હતાં. [૫]

---

they desire. In consequence of this, trade with them has always been carried on in one uniform manner, and the precious metals have been given in exchange for their peculiar production, whether of nature or art."–*A Historical Disquisition Concerning India*, New edition (London 1817), p. 180.

૪ Ibid, p. 203.

૫ *The Law of Civilization and Decay*, by Brooks Adams, pp. 263-64.

ઈ. સ. ૧૭૬૮માં વોટ નામના અંગ્રેજે પ્રથમ વરાળની શક્તિનો ઉપયોગ કરવાની શોધ કરી તથા વરાળયંત્રની શોધ કરી. બંગાળામાં લૂંટેલા ધનથી આ જાતની શોધોનો સફળ થવાનો અવસર મળ્યો. બ્રૂક્સ એડામ્સ લખે છે:—

"જો વોટ પચાસ વરસ વહેલો જન્મ્યો હોત તો તેની શોધ અને તે બંને સાથે જ મૃત્યુ પામ્યાં હોત. કદાચ જેટલો લાભ ભારતની લૂંટમાંથી ઉઠાવવામાં આવ્યો છે એટલો દુનિયાની શરૂઆતથી આજ સુધીમાં કોઈ પણ મૂડીથી ઉઠાવવામાં આવ્યો નહિ હોય; કારણ કે લગભગ પચાસ વરસ સુધી ઈંગ્લાંડની કોઈ હરીફાઈ કરી શકે એમ નહોતું. × × × ઈ. સ. ૧૭૬૦થી ૧૮૧૫ દરમિયાન (ઈંગ્લાંડના ઉદ્યોગધંધાએ) ખૂબ ઝપાટાબંધ અને આશ્ચર્યજનક ઉન્નતિ કરી."[૬]

એવો અંદાજ કાઢવામાં આવ્યો કે પ્લાસીથી વોટર્લૂ સુધી એટલે કે ઈ. સ. ૧૭૫૭થી ૧૮૧૫ સુધીમાં ભારતમાંથી આશરે એક હજાર મિલિયન પાઉંડ એટલે કે ૧૫ હજાર અબજ રૂપિયાની લૂંટ ઈંગ્લાંડ પહોંચી.[૭] અર્થાત્ ૫૮ વરસ સુધી દર વરસે ૨૫ કરોડ રૂપિયા કંપનીના નોકરો ભારતમાંથી લૂંટીને ઈંગ્લાંડ મોકલતા હતા. આ ભયંકર લૂંટનું આવું બીજું ઉદાહરણ દુનિયામાં મળવું દુર્લભ છે. ખુદ ભારતમાં પણ અંગ્રેજોની આ લૂંટની સરખામણીએ મહમૂદ ગઝનવી કે મોહમ્મદ ઘોરીની લૂંટ એ તો બાળકોની રમત ગણાય. વળી આપણે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે એ વખતનો રૂપિયો અને આજના રૂપિયામાં ઓછામાં ઓછો દસગણો તફાવત છે. બ્રૂક્સ એડામ્સના મત મુજબ આ ભયંકર લૂંટે જ ઈંગ્લાંડની નવી શોધોને સફળ થવામાં અને ત્યાંનાં કારખાનાંઓને જન્મવામાં મદદ કરી.

### નેપોલિયનના વિજયની ઇંગ્લાંડ ઉપર અસર

ઓગણીસમી સદીની શરૂઆતમાં યુરોપની સ્થિતિ બદલાઈ ગઈ. ફ્રાંસના

૬ ". . . had Watt lived fifty years earlier, he and his invention must have perished together. Possibly since the world began, no invesiment have ever yielded the profit reaped from the Indian plunder; because for nearly fifty years Great Britain stood without a competitor. . . . Between 1760 and 1815 the growth was very rapid and prodigious"—*The law of Civilization and Decay*, pp. 263 264.

૭ *Prosperous British India*, by William Digby, C. I. E., P. 33.

જગપ્રસિદ્ધ વિજેતા નેપોલિયન બોનાપાર્ટનો પ્રભાવ લગભગ સમસ્ત યુરોપ ઉપર ફેલાયો. યુરોપની લગભગ બધી રાજસત્તાઓ નેપોલિયનના ઇશારા ઉપર ચાલવા લાગી. કેવળ ઈંગ્લાંડ જ નેપોલિયનની સામે પોતાનું માથું ઊંચું કરી રહ્યું હતું; કારણ તેને પોતાનું ભારતીય સામ્રાજ્ય ગુમાવવાનો ડર હતો. નેપોલિયનને પરાસ્ત કરવા યુરોપની વિવિધ રાજસત્તાઓની સાથે ખટપટો કરવામાં અને યુરોપના શાસકોને મોટી મોટી લાંચો આપવામાં ઈંગ્લાંડે પોતાનું ધન પાણીની પેઠે વહેવડાવ્યું. આ વખતે ઈંગ્લાંડ પાસે આટલું બધું ધન ક્યાંથી આવ્યું ? અંગ્રેજોના હાથમાં ધન કમાવાનો મોટામાં મોટો ઉપાય વેપાર હતો. નેપોલિયને યુરોપખંડ આખામાં ઈંગ્લાંડના માલ સામે કિલ્લેબંદી ઊભી કરી, આથી ઈંગ્લાંડના વેપારને જબરો ધક્કો લાગ્યો. નેપોલિયનનો સામનો કરવા માટે આ નુકસાન ભરી કાઢવાનું જરૂરી હતું: અને આ નુકસાન ભરપાઈ કરવા માટે ઈંગ્લાંડને ભારત સિવાય બીજો કોઈ દેશ નજરે પડતો નહોતો.

ઈ. સ ૧૮૧૩નો ચાર્ટર ઍક્ટ

ઈસ્ટ ઈંડિયા કંપનીની સ્થાપના પાર્લામેંટના કાયદા દ્વારા થઈ હતી. કંપનીના અધિકારો ચાલુ રાખવા માટે દર વીશ વરસે કંપનીને નવો પટ્ટો આપવો પડતો હતો. આ પટ્ટાને 'ચાર્ટર ઍક્ટ' કહેતા. ઈ. સ. ૧૮૧૩ના 'ચાર્ટર ઍક્ટ' વખતે ઈંગ્લાંડનો બનેલો માલ ભારતવાસીઓને માથે ઠોકી બેસાડવાના અને ભારતના પ્રાચીન ઉદ્યોગધંધાઓનો નાશ કરવાના રીતસરના પ્રયત્નો શરૂ થયા આથી ઈ. સ ૧૮૧૩ના આ 'ચાર્ટર ઍક્ટ 'ને જ વર્તમાન ભારતની ભયંકર દરિદ્રતાનું તથા અસહાયતાનું કારણ ગણાવી શકાય.

વેપાર અંગેના કંપનીના અત્યાચારો

પરંતુ આ નવો કાયદો તથા તેના પરિણામોનો અભ્યાસ કરતા પહેલાં ઈસ્ટ ઈંડિયા કંપનીના ભારતના વેપારનું આજ દિવસ સુધીનું સ્વરૂપ કેવું હતું તે જાણી લેવું જરૂરી છે. કંપની પોતાના વેપારમાં જે જાતનો અન્યાય તથા જે અત્યાચારો કરતી હતી તેના બે-ચાર પ્રામાણિક ઉદાહરણો નીચે આપીએ છી.

રિચાર્ડ્ઝ નામના એક અંગ્રેજ અંગ્રેજોની સુરતની કોઠીના દફતરમાંથી કેટલીક ઘટનાઓ ઉદ્ધૃત કરી છે. આ ઘટનાઓ ઈ. સ. ૧૮૧૩માં પુસ્તકાકારે પ્રગટ કરવામાં આવી હતી. એ ઉપરથી ઈ. સ. ૧૭૯૬થી ૧૮૧૧ સુધીમાં સુરતનો ઈસ્ટ ઈંડિયા કંપનીનો વેપાર કઈ રીતે ચાલતો હતો તે જાણી

શકાય છે. તે લખે છેઃ—૮

"સુરતથી જે કાપડ વિલાયત મોકલવામાં આવતું હતું તે વસૂલ કરવા માટે અત્યંત કઠોર જુલમ ગુજારવામાં આવતો. વણકરોની ઇચ્છા વિરુદ્ધ તેમને કંપનીનું કામ સોંપવામાં આવતું હતું, અને એ પ્રમાણે સોંપેલું કામ જોરજુલમથી વસૂલ કરવામાં આવતું. કેટલીક વાર તો આ બોજો એટલો બધો ભારે લાગતો કે કામ પૂરું કરી દેવાને બદલે દંડ ભરી દેવાનું જ વણકરો વધારે પસંદ કરતા. ઉપરાંત અંગ્રેજો જે માલની જેટલી કિંમત આપતા હતા તે કરતાં ઘણી વધારે કિંમત તે કરતાં હલકા માલ માટે પોર્ટુગીઝ, ડચ, આરબ વગેરે લોકો આપતા હતા × × × કંપનીનો વેપારી રેસિડેન્ટ તો સ્પષ્ટ શબ્દોમાં એમ જ જાહેર કરતો હતો કે કાપડના થાનની કિંમત ઓછી અથવા તો નિશ્ચિત આપીને બધું કાપડ ખરીદવું અને કાપડના વેપારનો ઇજારો પોતાના હાથમાં રાખવો એ કંપનીનો ઉદ્દેશ છે. કંપનીનો આ હેતુ સિદ્ધ કરવા માટે એટલી બધી જબરદસ્તી અને જુલમ ગુજારવામાં આવતાં કે અનેક વણકરોએ લાચાર થઈ ને એ ધંધો કરવાનું જ છોડી દીધું. પણ વણકરો આ રીતે ધંધો છોડી દે એ પણ કંપનીને પરવડે એમ નહોતું. આથી વણકરો ધંધો છોડી દે નહિ એ હેતુથી

---

૮ "That the Surat investment was provided under the most rigorous and oppressive system of coercion; that the weavers were compelled to enter into engagements and to work for the Company, contrary to their own interests, and of course to their own inclinations, choosing in some instances to pay a heavy fine rather that be compelled so to work; that they could get better prices from Dutch, Portuguese, French and Arab-merchants for inferior goods, than the Company paid them for standard or superior goods, . . . that the object of the commercial resident was, as he himself observed to establish and maintain the complete monopoly . . . of the whole of the piece goods trade at reduced or prescribed prices; that in the prosecution of this object compulsion and punishment were carried to such a height, as to induce several weavers to quit the profession; to prevent which, they

કોઈ પણ વણકરને લશ્કરમાં ભરતી કરવો નહિ એવો નિયમ કરવામાં આવ્યો. એક વાર તો એવો પણ હુકમ કરવામાં આવ્યો હતો કે કોઈ વણકરે અંગ્રેજ અમલદારની રજા સિવાય શહેર બહાર જવું નહિ. જ્યાં સુધી આ વણકરો સુરતના નવાબના પ્રજાજન હતા ત્યાં સુધી તેમને દબાવવા તેમ જ શિક્ષા કરવા માટે નવાબને વારંવાર અરજીઓ કરવામાં આવતી. × × × અંગ્રેજો જેમ નચાવતા તેમ નવાબ નાચતો. અંગ્રેજોના હાથનું તે તો રમકડું હતો. × × × આસપાસના દેશી રાજાઓને પણ આગ્રહપૂર્વક જણાવવામાં આવતું કે કોઈ વણકર તૈયાર કરેલુ કાપડ અંગ્રેજ-કંપનીના એજન્ટ સિવાય બીજાને ન વેચે એવો તેમના રાજ્યમાં પણ તેઓ બંદોબસ્ત કરે. નવાબના રાજ્ય પછી સુરત જ્યારે અંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે પણ આ જાતના અન્યાય અને અત્યાચારો ચાલુ રાખવા માટે અંગ્રેજી અદાલતોનો ઉપયોગ કરવામાં આવતો હતો.

" જ્યાં સુધી સુરતમાં અંગ્રેજ-કંપની વેપાર ચલાવતી હતી ત્યા સુધી કંપનીના નોકરો બરાબર ઉપર મુજબ જ પોતાનું કામ-કાજ ચલાવે જતા હતા; અને બીજા સ્થળોએ પણ લગભગ આ રીતે

were not allowed to enlist as Sepoys, or even on one occasion to pass out of city gates without permission from the English chiefs; that so long as the weavers were the subjects of the Nawab, frequent application was made to him to punish and coerce weavers, . . the Nawab who was but a tool in the hands of the British Government . . Neighbouring Princes were also prevailed on to give orders in their districts, that the Company's merchants and brokers should have a preference to all others, and that on no account should piece goods be sold to other persons, that subsequently to the transfer of Surat to the British Government, the authority of the Adalat ( our own Court of Justice ) was constantly interposed to enforce a similar series of arbitrary and oppressive acts.

" As long as the Company continued to trade in piece goods at Surat this was the uniform practice of their commercial servants. It may be taken as a specimen of the practice

જ વેપાર ચાલતો."

ઈ. સ. ૧૮૧૪ના જુલાઈની ૧૯મીએ લોર્ડ વેલેસ્લીએ મદ્રાસ સરકાર ઉપર એક પત્ર લખ્યો. મદ્રાસ પ્રાંતની બધી કોઠીઓમાં પણ ઉપર મુજબ જ વેપાર ચાલતો હતો, તે આ કાગળ ઉપરથી જાણી શકાય છે.

### ઈ. સ. ૧૭૭૩નો કાયદો

બંગાળામાં પણ આ જ રીતે વણકરોને અગાઉથી રૂપિયા આપીને તેમનો માલ ખરીદી લેવામા આવતો હતો. ઈ. સ. ૧૭૯૩માં બંગાળાની સરકારે એક કાયદો પસાર કર્યો. આ કાયદા મુજબ ઠરાવવામાં આવ્યું કે જે કોઈ માણસ કંપનીનો કોઈ પ્રકારનો દેણદાર હોય અથવા તો કંપનીના વેપાર સાથે જો કોઈ પણ પ્રકારનો સંબંધ ધરાવતો હોય, તો એવો માણસ કદી કંપનીનું કામ છોડી શકે નહિ; બીજાને માટે કદી કામ કરી શકે નહિ; તેમ પોતાને માટે પણ કામ કરી શકે નહિ. કાયદો નાનો એવો જ છે, પણ આ નાના નિયમે દેશ આખાના બધા વણકરોને વાસ્તવિક અર્થમાં કંપનીના ગુલામ બનાવી દીધા. જો કોઈ કારીગર પોતાનું કામ આપી મુદ્દતમાં પૂરું ન કરી શકતો, તો તેને અટકમાં લેવામાં આવતો; અને તેનો કાચો તેમ જ તૈયાર માલ કંપની જપ્ત કરી લેતી હતી. આ કારીગર કોઈ બીજાનો દેવાદાર છે કે કેમ એ તપાસવાની પણ પરવા કરવામાં આવતી નહિ.

### રેશમના કારીગરો ઉપર જુલમ

બંગાળાના જે જે જિલ્લાઓમાં કંપનીની રેશમની કોઠીઓ હતી ત્યાં તો ઈ. સ. ૧૮૨૯ સુધી ત્યાંની પ્રજા ઉપર આ કરતાં પણ વધારે જુલમ ગુજારવામાં આવતો. સુરતની કોઠીની ત્યાં પુનરાવૃત્તિ જ થતી હતી. ઉપરાંત ઈ. સ. ૧૮૨૭માં બંગાળામાં રેશમની કિંમત કંઈક વધી ગઈ. કંપનીના અંગ્રેજ–શાસકોએ રેશમ ખરીદવાવાળા કંપનીના ગુમાસ્તાઓને હુકમ કર્યો, કે રેશમના કારીગરોને પૂછ્યા વગર તેમ તેમના હિતની પરવા કર્યા વગર જ કિંમત ઘટાડી દેવી અને નિશ્ચિત કરી દેવી. ૯

હેનરી ગૂગર નામનો એક અંગ્રેજ બંગાળામા ચાલતા કંપનીના રેશ-

of other factories. . . . "—As quoted in The Ruin of Indian Trade and Industries, by Major B D Basu, pp. 78–79.

૯ Mr. Saunder's evidence in March, 1831, before the parliamentary Committee.

મના વેપારનું વર્ણન આપતાં લખે છે —૧૦

"જે જિલ્લાઓમાં રેશમ તૈયાર થતું હતું ત્યાં કંપનીનો વેપારી રેસિડેન્ટ રહેતો હતો. આ રેસિડેન્ટો જેટલું વધારે રેશમ મેળવી શકે એટલો તેમના પગારમાં વધારો કરવામાં હતો × × ×

"બન્ને પક્ષે આ રીતે કામ લેવામાં આવતું હતું—દરેક પાકની અગાઉ લોકોને એડવાન્સ રૂપિયા આપવામાં આવતા. રેશમના કીડા ઉછેરનારા ખેડૂતોને રૂપિયા આપવામાં આવતા, તેમ જ રેશમ વીંટવાનું કામ કરનારાઓને પણ અગાઉથી રૂપિયા આપવામાં આવતા આવી જાતના કારીગરોની સંખ્યા ઘણી મોટી હતી, અને આસપાસના ગામોમાં વસતી પણ આ કારીગરોની જ મુખ્યત્વે હતી ખેડૂતોને અગાઉ રૂપિયા આપીને કાચો માલ મેળવવાની જોગવાઈ કરી લેવામાં આવતી, તેમ જ કારીગરોને અગાઉ રૂપિયા આપવાથી રેશમ વીંટવાની મજૂરી પણ અગાઉથી જ નક્કી થઈ જતી × × ×

"× × × જે ઘટના સામાન્યતઃ બન્યા કરતી હતી, એવી ઘટનાનું એક ઉદાહરણ નીચે આપું છું

"એક હિંદી ખેડૂત પોતાના પાકના તૈયાર થયેલા કીડા મને વેચવા માગે છે, અને મારી પાસેથી એડવાન્સ પૈસા લઈ જાય છે

---

૧૦ "The East India Company . had their commercial residents established in the different parts of the silk districts, whose emoluments mainly depended on the quantity of silk they secured for the Company

"The system pursued by both parties was thus —Advances of money before each band or crop were made to two classes of persons-first, to the cultivators who reared the cocoons next, to the large class of winders who formed the mass of the population of the surrounding villages By the first the raw material was secured, by the last the labour for working it

" I will state a case of every day occurrence

" . A native wishing to sell me the cocoons he produces for the reason takes my advance of money, a village

આ જ રીતે આખા ગામના લોકો મારી પાસેથી ઍડવાન્સ પૈસા લઈ જાય છે. ( મારી પાસેથી એટલે કંપનીના માણસ સિવાયના બીજા કોઈ પણ માણસ પાસેથી એમ સમજવાનું છે. ) આ પ્રમાણે સોદો નક્કી થયા પછી કંપનીના રેસિડેન્ટના બે નોકરો એ ગામમાં આવી પહોંચે છે; એકની પાસે રૂપિયાની થેલી હોય છે અને બીજાની પાસે એક રજિસ્ટર હોય છે. જેણે જેણે રૂપિયા લીધા હોય અથવા તો આપવાના હોય તેમનાં નામો આ રજિસ્ટરમાં લખવામાં આવે છે. જેને રૂપિયા આપવામાં આવે એ માણસ રૂપિયા લેવાની ના કહે, અને કહે કે મેં મારો પાક બીજાને વેચી દીધો છે અને હું વચન આપી ચૂક્યો છું, તો પણ તેનું કાંઈ સાંભળવામાં આવતું નથી. જો આ પ્રમાણે ઍડવાન્સ રકમ લેવાની તે ના પાડે તો તેના મકાનમાં એક રૂપિયો ફેંકવામાં આવે છે, અને તેણે રૂપિયો સ્વીકાર્યો છે એમ સમજી લઈને તેનું નામ રજિસ્ટરમાં નોંધવામાં આવે છે: વળી જે માણસ થેલી ઉપાડતો હોય તેની સાક્ષી તરીકે સહી લેવામાં આવે છે, અને એમ કરીને કાયદેસરનું લખત ખેડૂત સાથે થઈ ગયું છે એમ માની લેવામાં આવે છે. આ અન્યાય દ્વારા મારે દરવાજેથી મારો માલ તથા કારીગરો મારી પાસેથી બળજબરીથી છીનવી લેવાનો રેસિડેન્ટને અધિકાર છે, અને તે તેમ કરે પણ છે.

" આ અન્યાય અહીં જ અટકતો નથી. જો હું મારા રૂપિયા

---

of winders does the same. After this contract is made, two of the Resident's servants are despatched to the village, the one bearing a bag of rupees, the other a book, in which to register the names of the recipients. In vain does the men to whom the money is offered protest that he has entered into a prior engagement with me. If he refuses to accept it, a rupee is thrown into his house, his name is written before the witness who carries the bag, and that is enough. Under this iniquitous proceeding the Resident, by the authority committed to him forcibly seizes my property and my laborers even at my door.

" Nor does the oppression stop here. If I sued the man in

પાછા લેવા માટે અદાલતમા ફરિયાદ કરું, તો મારા હકમા હુકમનામુ આપતા પહેલાં દેવાદાર પાસે કંપનીના કંઈ લેણા રૂપિયા છે કે કેમ તેની માહિતી રેસિડેન્ટ પાસેથી અગાઉથી મેળવી લેવાની ન્યાયાધીશની ફરજ છે જો કંપનીનું લેણું નીકળે તો પ્રથમ કંપનીના હકમા હુકમનામું મળે છે અને મારે હાથ ધોઈ નાખવા પડે છે.'

વળી આગળ ચાલતા હેનરી ગૂગર લખે છે કે માલની કિંમત ઠરાવવાનો પૂરતો અધિકાર રેસિડેન્ટને હોય છે

વણકરો ઉપર અકથનીય અત્યાચારો

દેશ આખાનો વેપાર કંપનીના જ હાથમા આવી જાય એ જાતના કંપનીના પ્રયત્નો તો સિરાજુદ્દૌલાના સમયથી જ ચાલુ હતા પ્રસિદ્ધ અંગ્રેજ બોલ્ટ્સે આ પ્રયત્નોના પરિણામોનું નીચે મુજબ વર્ણન કર્યું છે બોલ્ટ્સનું આ પુસ્તક પ્લાસીના યુદ્ધ પછી કેવળ દસ વરસમાં જ પ્રસિદ્ધ થયું હતું.૧૧

"આ હેતુ પાર પાડવા માટે દેશના ગરીબ કારીગરો અને મજૂરો ઉપર એવી જાતના અન્યાયો અને અત્યાચારો ગુજારવામાં આવ્યા છે કે જેની કલ્પના પણ આવી શકતી નથી. જાણે કે આ કારીગરો તથા મજૂરો કંપનીના ખરીદેલા ગુલામો જ હોય, એવી જાતના દોર તેમના ઉપર ચલાવવામા આવે છે × × × ગરીબ વણકરોને સતાવવાના અનેક પ્રકારો છે, અને આ બધા પ્રકારોનો

court for repayment of the money I had thus been defrauded of, the judge was compelled, before granting a decree in my favour, to ascertain from the commercial Resident whether the defaulter, was in debt to the East India Company If he was, a prior decree was given to the Resident, and I lost my money"—*A Personal Narrative of Two Years's Imprisoment in Burma*, 1821–26, By Henry Gouger, P 2.

૧૧ "To effect this, inconceivable oppressions and hardships have been practised towards the poor manufacturers and workmen of the country, who are, in fact, monopolised by the Company as so many slaves . Various and innumerable are the methods of oppressing the poor weavers, which are daily practised by the Company's agents and gomashtas in

ઉપયોગ કંપનીના ગુમાસ્તા તથા એજન્ટો કરે છે. દંડ કરવો, કેદ આપવી, કોરડા મારવા, જબરદસ્તીથી કબૂલાતનામાં લખાવી લેવાં વગેરે પ્રકારોનો આમાં સમાવેશ થાય છે. આનું પરિણામ એ આવ્યું છે કે દેશમાં કાપડ વણવાવાળા વણકરોની સંખ્યા ઘણી ઘટી ગઈ છે. × × × આથી વણકરો પોતાના માલની પૂરતી કિંમત મેળવવા માટે પોતાનો માલ બીજાને વેચવા પ્રયત્ન કરે છે. × × × અંગ્રેજ કંપનીનો ગુમાસ્તો વણકર ઉપર દેખરેખ રાખવા માટે સિપાઈઓ ગોઠવી દે છે, અને વણકરનો તાકો પૂરો થવાની તૈયારી થાય કે તરત જ કંપનીના આ સિપાઈઓ શાળ ઉપરથી જ તાકો જબરદસ્તીથી કાપીને લઈ જાય છે. × × × દેશમા દરેક જાતના કારીગરો ઉપર દરેક જાતનો અત્યાચાર દિનપ્રતિદિન વધતો જાય છે. જો કદાચ કોઈ વણકર પોતાનો માલ બીજાને વેચવાની કોશિશ કરે અને દલાલ કે પૈકાર આ બાબતમાં મદદ કરે, તો કંપનીના એજન્ટો આ વણકરોને પકડે છે, કેદ કરે છે, હાથમાં હાથકડી પહેરાવે છે, તેમની પાસેથી ભારે દંડ વસૂલ કરે છે, તેમને કોરડા મારવાની સજા કરવામાં આવે છે, અને આ બધા કરતાં તેમને મન જે સૌથી અગત્યની વસ્તુ ગણાય

---

the country; such as by fines, imprisonments, floggings, forcing bonds from them, etc, by which the number of weavers in the country has been greatly decreased . . . The weaver, therefore, desirous of obtaining the just price of his labour frequently attempts to sell his cloth privately to others, . . . This occasions the English Company's gomashta to set his peons over the weaver to watch him, and not infrequently to cut the piece out of the loom when nearly finished . . . therefore every kind of oppression to manufacturers of all denominations throughout the whole country has daily increased; in so much that weavers, for daring to sell their goods, and dallals and pykars for having contributed to and connived at such sales, have, by the Company's agents, been frequently seized and imprisoned, confined in irons, fined considerable sums of money, flogged and deprived, in the most ignominious manner, of what they esteem most valuable, their castes...,

છે તે અત્યંત શરમ ભરેલી રીતે અખત્યાર કરીને લઈ લેવામાં આવે છે—એટલે કે તેમને જાતિભ્રષ્ટ કરવામાં આવે છે. × × × સિરાજુદ્દૌલાના સમયથી જ જેમ જેમ કંપનીની સત્તા વધતી ગઈ તેમ તેમ કંપનીના ગુમાસ્તાઓના આ અત્યાચારો પણ વધતા જ ગયા. × × × સિરાજુદ્દૌલાના સમયમાં જંગલવાડીની આસપાસના લગભગ ૭૦૦ વણકર-કુટુંબોએ પોતાનો ધંધો તથા દેશ બંને આ અત્યાચારોને લીધે છોડી દીધાં × × × બંગાળામાં લોર્ડ ક્લાઈવના બીજા શાસનમાં કંપનીની કાચા રેશમની આવક વધારવાના જોસમાં ને જોસમા રેશમ વીંટવાવાળાઓને એટલા બધા સતાવવામાં આવ્યા કે તેમ કરતાં માનવસમાજના પવિત્રતમ નિયમોનું ઘોર ઉલ્લંઘન કરવામાં આવ્યું. × × × "

બંગાળાના વણકરોને કેવા ઉપાયો દ્વારા 'જાતિભ્રષ્ટ' કરવામાં આવતા હતા, કે 'માનવસમાજ'ના કયા 'પવિત્રતમ નિયમો' નું કઈ રીતે 'ઘોર ઉલ્લંઘન' કરવામાં આવતું હતું, તે કદાચ શરમ અને શાલીનતાને લીધે વિદ્વાન લેખકે લખ્યું નહિ હોય !

**વણકરોએ પોતાના અંગૂઠા કાપ્યા**

બીજે સ્થળે આ જ વિદ્વાન લેખક લખે છે:—[૧૨]

"જો કોઈ હિંદી વણકર કબૂલ કરેલા તાકા કબૂલ કરેલા સમ-

It was not till the time of Serajuddowla that oppression of the nature now described, from the employing of gomashtas, commenced with the increasing power of the English Company . . . in Serajuddowla's time . . . above seven hundred families of weavers, in the districts round jungalbary, at once abandoning their country and their professions on account of oppressions of this nature, . . . winders of raw silk were pursued with such rigour during Lord Clive's late Government in Bengal, from a zeal for increasing the Company's investment of raw silk, that the most sacred laws of socciety were atrociously violated . . ."—*Considerations on Indian Affairs*, by Bolts pp. 72, 74, 102–195

૧૨ ". . . upon their inability to perform such agreements

યમાં પૂરા ન કરી શકે તો ત્યાં ને ત્યાં તેનો બધો માલ જપ્ત કરીને તેનું લીલામ કરવામાં આવે છે. ને કાચું રેશમ વીંટવાવાળાઓ પર તો એટલો અત્યાચાર ગુજારવામાં આવ્યો છે કે હવેથી કોઈ પણ પોતાની પાસેથી આ કાર્ય કરાવી જ ન શકે, એ હેતુથી તેમણે પોતાની જાતે પોતાના અંગૂઠા કાપી નાખ્યાના દાખલાઓ પણ બન્યા છે."

રેશમ વીંટવાનું કામ અંગૂઠા વગર થઈ શકતું નથી.

### બાળકો વેચીને કર ભરતા હતા

બીજા એક સ્થાન ઉપર આ જ લેખક લખે છે, કે એક તરફથી, કંપનીના ગુમાસ્તા માલને માટે ખેડૂતોને એટલા બધા હેરાન કરતા હતા કે જેથી તેઓ પોતાની જમીનો સારી સ્થિતિમાં રાખવા તથા સરકારી કર ભરવા પણ અસમર્થ થતા હતા, જ્યારે બીજી તરફથી કર ઉઘરાવનારા અમલદારો કરને માટે તેમને સતાવતા હતા, "અને અનેક વાર તો એવું પણ બન્યું છે કે આ નિર્દય લૂંટારાઓના જુલમને પરિણામે તેઓ પોતાનો કર ભરી દેવા માટે કાં તો બાળકોને વેચતા કે દેશ છોડીને નાસી જતા.."[૧૩]

### આ જુલમો વિષે હર્બર્ટ સ્પેન્સર શું કહે છે ?

અઢારમી સદીના ઉત્તરાર્ધમાં અને ઓગણીશમી સદીના પૂર્વાર્ધમાં કંપનીએ કરેલા આ અત્યાચારોના સંબંધમાં સુપ્રસિદ્ધ અંગ્રેજ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સરે લખ્યું છે:—[૧૪]

"કલ્પના કરો કે એ લોકોનાં કરતૂકો કેટલાં કાળાં હશે. કે જ્યારે કંપનીના ડાયરેક્ટરોએ પણ આ બાબતનો સ્વીકાર કર્યો હતો, કે

---

as have been forced them by the Company's agents, have had their goods seized and sold on the spot to make good the deficiency; and the winders of raw silk, . . . have been treated also with such injustice, that instances have been known of their cutting off their thumbs to prevent their being forced to wind silk."—Ibid.

૧૩ "And not infrequently have by those harpies been necessitated to sell their children in order to pay their rents or otherwise obliged to fly the country. "—Ibid.

૧૪ " Imagine how black must have been their deeds, when even the directors of the Company admitted that 'the vast

'ભારતના આંતરિક વેપારમાં જે ધનની કમાણી કરવામા આવી છે તે બધી કમાણી એવા ઘોર અન્યાયો તથા અત્યાચારો દ્વારા કરવામા આવી છે, કે જેનાથી વધારે મોટા અન્યાયો તથા અત્યાચારો કોઈ પણ દેશમાં તેમ કોઈ પણ જમાનામા સાભળવામા ન આવ્યા હોય."

ઈસ્ટ ઇંડિયા કંપનીના અમલ દરમિયાન કંપનીની ભારતીય પ્રજાના જાનમાલ, તેમની માનમર્યાદા અને તેમની પવિત્રતમ ભાવનાઓનું અણુ માત્ર પણ મૂલ્ય નહોતું રહ્યું, એ ઉપરના અવતરણોમાથી સ્પષ્ટ જણાય છે. કંપનીના શાસનકાળ દરમિયાન ભારતીય પ્રજાની જે ભયંકર દુર્દશા થઈ, એવી દુર્દશા જરૂર કોઈ પણ દેશમા તેમ કોઈ પણ યુગમા થઈ નહિ હોય

**ઈ સ. ૧૮૧૩ની નવી વ્યાપારી નીતિ**

હવે અમે ઈ સ. ૧૮૧૩ના નવા કાયદા ઉપર આવીએ છીએ. આ કાયદો થયા પહેલા ભારત તથા ઇંગ્લાંડ વચ્ચેના વેપારનો ઇજારો ઇસ્ટ ઇંડિયા કંપનીનો જ હતો. ઈ. સ ૧૮૧૩ના કાયદા પ્રમાણે કંપનીનો વેપાર કરવાનો આ ઇજારો તેની પાસેથી લઈ લેવામા આવ્યો, અને ભારત સાથેનો વેપાર કરવાનો દરવાજો પ્રત્યેક અંગ્રેજ વેપારી તથા પ્રત્યેક અંગ્રેજ વ્યક્તિને માટે ખુલ્લો કરવામા આવ્યો. આનો અર્થ તો એ થાય કે ભારતીય પ્રજા ઉપર અત્યાચાર કરવાનો તથા તેમને મરજી મુજબ લૂંટવાનો અધિકાર હવે બધા જ અંગ્રેજોને આપવામા આવ્યો.

**ટીઅરનેનું ભાષણ**

ઉપરાંત ઈ સ ૧૮૧૩મા જ, ભારતીય ઉદ્યોગધંધાનો નાશ કરવાનું પહેલી જ વાર નક્કી કરવામા આવ્યુ, ઉપરાંત એમ પણ નક્કી કરવામાં આવ્યું, કે ઈંગ્લાંડના ઉદ્યોગધંધાઓની વૃદ્ધિ કરવામાં આવે, તેમ જ ઈંગ્લાંડમા બનેલો માલ ભારતવાસીઓ ઉપર જબરદસ્તીથી લાદવામા આવે. જ્યારે આ વિષય ઉપર પાર્લામેંટમાં ચર્ચા ચાલતી હતી ત્યારે પાર્લામેંટના એક સભ્ય મિસ્ટર ટીઅરનેએ ભાષણ આપતાં સ્પષ્ટ કહ્યું:—૧૫

"હવેથી આપણો સિદ્ધાંત એ થશે કે ઇગ્લાંડે પોતાને ત્યા

fortunes acquired in the inland trade have been obtained by a scene of the most tyrannical and oppressive conduct that was ever known in any age or country'"—*Social Statics*, by Herbert Spencer 1st edition, p 367

૧૫ "The general principle was to be that England was to

બનેલો માલ જબરદસ્તીથી હિંદુસ્તાનમાં વેચવો અને તેના બદલામાં હિંદુસ્તાને તૈયાર કરેલો કોઈ પણ માલ આપણે ન લેવો. એ વાત સાચી છે કે હિંદુસ્તાનનું રૂ આપણે ત્યાં આવવા દઈશું પણ હવે આપણે સમજ્યા છીએ કે હાથની કારીગરી કરતાં મશીનરીથી કાપડ વધારે સસ્તું અને મોટા પ્રમાણમાં બનાવી શકાય છે. એટલે આપણે હિંદીઓને કહીશું, કે 'તમે હવે વણાટનો ધંધો છોડી દો, તમારો કાચો માલ અમને આપો, અને અમે તમારે માટે તમને કાપડ તૈયાર કરી આપીશું.' આપણા વેપારીઓ અને કારીગરોની દૃષ્ટિએ તો આ આપણું કાર્ય બરાબર છે; પરંતુ આ કાર્યનો તાત્ત્વિક દૃષ્ટિએ બચાવ કરવો, અને આપણે બધુ હિંદીઓના લાભ માટે કરીએ છીએ એમ ગણાવવું, એમાં તો જરૂર આપણે દંભ જ કરીએ છીએ. આપણે હિંદુસ્તાનના દોસ્ત નહિ પણ દુશ્મન જ ગણાઈએ; કારણ કે તેમની કારીગરીના નાશની સલાહ આપવા કરતાં બીજી વધારે દુશ્મનાવટ ભરેલી સલાહ કઈ ગણાય ?

મિસ્ટર ટીઅરનેનું સ્પષ્ટવક્તાપણું પ્રશંસનીય છે એ ચોક્કસ છે. ઉપરના અવતરણનું માત્ર એક વાક્ય અસત્ય હતું, અને તે 'હાથની કારીગરી કરતાં મશીનરીથી કાપડ વધારે સસ્તું અને મોટા પ્રમાણમા બનાવી શકાય

force all her manufactures upon India, and not to take a single manufacture of India in return. It was true they would allow cotton to be brought; but then, having found out that they could weave, by means of machinery, cheaper than the people of India, they would say,—'Leave off weaving; supply us with the raw material, and we will weave for you.' This might be a very natural principle for merchants and manufacturers to go upon, but it was rather too much to talk of the philosophy of it, or to rank the supporters of it as in a peculiar degree the friends of India. If instead of calling themselves the friends of India, they had professed themselves its enemies, what more could they do than advise the destruction of all Indian manufactures?"—Mr. Tierney in the House of Commons, 1813.

છે' તે; કેમકે ત્યાર પછીની ઘટનાઓએ સિદ્ધ કરી આપ્યું કે મશીનો અને વગાળશક્તિની મદદ લીધા છતાંય ઇંગ્લાંડના કારીગરો ભારતના કારીગરોની સરખામણીમાં સસ્તું અથવા તો સારું કાપડ વણી શકતા નહોતા; અને અકથ્ય ભારે મહેસૂલ, અન્યાય, બહિષ્કાર અને અસંખ્ય રાજકીય અગવડતા દ્વારા ભારતના ઉદ્યોગધંધાઓનો જો નાશ ન કરવામાં આવ્યો હોત તો વગાળશક્તિની મદદથી પણ કારખાના ચલાવવાં એ ઇંગ્લાંડ માટે બિલકુલ અસંભવિત હતું હવે કયા ઉપાયો મારફત અંગ્રેજોએ પોતાની આ નીતિને સફળ બનાવી તે આપણે જોવાનું છે.

### ભારતીય ઉદ્યોગોના નાશના ઉપાયો

હિંદુસ્તાન જઈ આવેલા બધા મોટા મોટા અંગ્રેજ અમલદારોની જુબાનીઓ એકઠી કરીને આ નીતિને સફળ બનાવવાના ઉપાયો બતાવવા માટે ઈ સ ૧૮૧૩નો કાયદો ઘડતા પહેલા બે ખાસ સમિતિઓ નીમવામાં આવી આ સમિતિઓ સમક્ષ જે જે અંગ્રેજોએ જુબાની આપી તે બધાએ એક વાત તો એકમતે જાહેર કરી કે ઇંગ્લાંડમાં બનેલા કોઈ પણ માલની ભારતવાસીઓને જરૂર નથી, તેમ ઇંગ્લાંડનો માલ ભારતમાં એટલી સરળતાથી ખપાવી શકાય એમ પણ નથી આ અસંખ્ય જુબાનીઓને અહીં ઉતારવી આવશ્યક નથી. આ વખતે અંગ્રેજ શાસકોએ પોતાની ઉપરોક્ત નીતિ સફળ કરવા માટે જે મુખ્ય મુખ્ય ઉપાયો યોજ્યા તે ટૂંકમાં નીચે મુજબ ગણાવી શકાય —

(૧) ઇંગ્લાંડમાં બનેલા માલ ઉપર માત્ર નામની જકાત નાખીને અથવા તો વગર જકાતે તેને ભારતમાં આવવા દેવો

(૨) ભારતના માલ ઉપર ઇંગ્લાંડમાં એટલી ભારે જકાત લેવી કે જેથી ઇંગ્લાંડના માલ કરતા ભારતનો માલ ઇંગ્લાંડમાં કોઈ રીતે સસ્તો વેચી ન શકાય.

(૩) હિંદુસ્તાનમાં લેવાતા દાણના કાયદાઓમાં અને દાણના દરોમાં એવા પ્રકારનો ફેરફાર કરવો કે જેથી રૂ વગેરે કાચો માલ ઇંગ્લાંડ મોકલવાની સરળતા વધે, ભારતીય કારીગરો ને વેપારીઓનો ખરચ તથા અગવડો વધી જાય, અને ભારતની બજાર પણ ભારતના બનેલા માલ માટે બંધ થઈને અંગ્રેજી માલ માટે ખાલી થાય.

(૪) અંગ્રેજ વેપારીઓ તથા કારીગરોને ભારતમાં રહેવા તથા કામ કરવા માટે ધનની મદદ કરવી તથા બીજી સગવડો આપવી.

(૫) ભારતીય કારીગરો ઉપર દરેક જાતનું દબાણ લાવી તેમની કારીગરીનું રહસ્ય તેમની પાસેથી જાણી લેવું—જેમકે કાપડના તાકા ધોવા, રંગવા વગેરે, અને ઇંગ્લાંડના વેપારીઓ તથા કારીગરોને એની માહિતી પૂરી પાડવી ઉપરાંત પ્રદર્શનો વગેરે દ્વારા ભારતવાસીઓની આવશ્યકતાઓ તથા કારીગરીનો ભેદ સમજી લેવો.

(૬) માલની હેરવણીફેરવણી કરવા માટે રેલવે બાંધવી,

(૭) પોતાના બજારો નિશ્ચિત ને સ્થિર કરવા માટે બ્રિટિશ ભારતીય સામ્રાજ્યનો વિસ્તાર વધારવો ને ભારતવર્ષને ઇંગ્લાંડનું ગુલામ બનાવવું

**પાર્લામેંટની સમિતિ**

ઉપરોક્ત ઉપાયો કેટલે અંશે સફળ થયા તથા ૧૮૧૪ પછી ભારતમાં ઇંગ્લાંડનો વેપાર કેટલો વધ્યો એ બાબતની તપાસ કરવાના હેતુથી પાર્લામેંટ તરફથી ઈ. સ. ૧૮૩૦—૩૨માં એક સમિતિ નીમવામાં આવી. સમિતિ સમક્ષ અનેક સાક્ષીઓએ જુબાની આપી. દરેક સાક્ષીને પ્રથમ પ્રશ્ન એ પૂછવામાં આવતો હતો કે ઈ. સ. ૧૮૧૪થી આજ સુધીમાં ભારતવર્ષમાં જકાત વગેરે ફેરફારો દ્વારા અંગ્રેજ વેપારીઓના વેપાર માટે કઈ કઈ સગવડો આપવામાં આવી છે? આ પ્રશ્નના જે જવાબો આવ્યા તે પ્રસ્તુત વિષય ઉપર સારો એવો પ્રકાશ ફેંકે છે.

**(૧) અંગ્રેજી માલ ઉપર જકાતમાફી**

લારપેન્ટ નામના એક અંગ્રેજ સાક્ષીએ આ પ્રશ્નના જવાબમાં કહ્યું—

"ઇંગ્લાંડમાં બનેલો જે માલ હિંદુસ્તાનમાં આવે છે તેના ઉપરની જકાત ઘટાડીને કુલ કિંમત ઉપર ૨½ ટકા રાખવામાં આવી છે અને કેટલાક વિશિષ્ટ માલ ઉપર તો બિલકુલ માફ કરવામાં આવી છે.

"દાણના દરોમાં ફેરફાર કરવામાં આવ્યો છે, અને કેટલીક ચીજો ઉપર તો દાણ બિલકુલ માફ કરી દેવામાં આવ્યું છે.

"જે અંગ્રેજો કોફી કે ગળીનું વાવેતર કરવા માગે છે તેમને ૬૦ વરસના પટે જમીનો આપવાની મંજૂરી આપવામાં આવી છે" વગેરે

સલીવાન નામના એક બીજા અંગ્રેજે જુબાની આપતાં જણાવ્યું.—

"ઈ. સ. ૧૮૧૪થી વેપારના દ્વાર ખુલ્લાં થયા પછીથી રૂ ઉપરની જકાત બિલકુલ ઉઠાવી લેવામાં આવી છે. જે રૂ હિંદુસ્તાનથી ચીન મોકલવામાં આવે છે તેના ઉપરની જકાત ઘટાડીને ૫ ટકા

રાખવામાં આવી છે અને જે રૂ હિંદુસ્તાનથી ઇંગ્લાંડ મોકલવામાં આવે છે તેના ઉપર તો બિલકુલ જકાત લેવામાં આવતી નથી."

કાફર્ડ નામના એક અંગ્રેજે કહ્યુંઃ—

"જકાત સંબંધે ઈ. સ. ૧૮૧૩ના કાયદામાં એમ લખવામાં આવ્યું છે, કે ઇંગ્લાંડના અધિકારીઓને પૂછ્યા વગર હિંદુસ્તાનમાં બહારથી આવતા માલ ઉપર કોઈ નવી જકાત ન નાખવી આ મુજબ જૂની જકાતો ઘટાડીને તેની એક યાદી ઇંગ્લાંડથી હિંદુસ્તાન મોકલવામાં આવી અને હિંદુસ્તાનની સરકારે ઈ. સ. ૧૮૧૫માં તેને જ કાયદાનું સ્વરૂપ આપ્યું." વગેરે.

ગ્લાસગોની ચેમ્બર ઑફ કૉમર્સે પોતાના વર્ણનમાં લખ્યુંઃ—

"ઊનનું કાપડ, ધાતુ અને જહાજના સામાન ઉપર હિંદુસ્તાનમાં બિલકુલ જકાત લેવામાં આવતી નથી. આથી ઇંગ્લાંડને આ ચીજોના વેપારની વૃદ્ધિમાં બહુ સગવડ મળી છે એ નિઃસંશય છે."

**(૨) ભારતીય માલ ઉપર પ્રતિબંધક જકાત**

હવે બીજા ઉપાય ઉપર આવીએ. ભારતીય ઉદ્યોગધંધાઓનો નાશ કરવા માટે ઇંગ્લાંડમાં આવતા ભારતના માલ ઉપર જબરદસ્ત જકાત નાખવાનો ઉપાય યોજવામાં આવ્યો, જેથી ઇંગ્લાંડની બજારમાં ભારતનો માલ ઇંગ્લાંડમાં બનેલા માલ કરતાં સસ્તો ન વેચી શકાય.

સુપ્રસિદ્ધ ઇતિહાસલેખક લેકી લખે છે કે એ દિવસોમાં ભારતમાં બનેલું કાપડ એટલું સુંદર અને મજબૂત થતું કે અઢારમી સદીની શરૂઆતમાં ઇંગ્લાંડના વણકરોને હિંદી કાપડની સરખામણીમાં પોતાનો રોજગાર નાશ પામવાનો ડર પેઠો. એ વખતે ઇંગ્લાંડની પાર્લામેંટે કેટલાક કડક કાયદાઓ ઘડીને કેટલાક પ્રકારનું ભારતીય કાપડ તો ઇંગ્લાંડમાં લાવવાનું જ બંધ કર્યું, અને કેટલાક પ્રકારના કાપડ ઉપર જબરી જકાત નાખવામાં આવી. આ ઉપાયો પણ પૂરતા ન થયા ત્યારે લેકીના કથન અનુસાર ઈ. સ. ૧૭૬૬ના અરસામાં જે કોઈ અંગ્રેજ સ્ત્રી હિંદી કાપડ કે પોશાક પહેરતી, તો તેની પાસેથી દંડ વસૂલ કરવામાં આવતો હતો [૧૬]

રૉબર્ટ બ્રાઉન નામનો એક અંગ્રેજ વેપારી હિંદુસ્તાનમાંથી સુતરાઉ

---

૧૬ Lecky's *History of England in the Eighteenth Century*, vol. vii, pp. 255–266, 320.

કાપડ ઇંગ્લાંડમાં મગાવતો હતો. તેણે ઈ. સ. ૧૮૧૩માં પાર્લામેંટની એક સમિતિ સમક્ષ જુબાની આપતાં જણાવ્યું, કે એ દિવસોમાં હિંદુસ્તાનથી ઇંગ્લાંડ જતા કાપડ ઉપર ઇંગ્લાંડમાં બે પ્રકારની જકાત લેવાતી હતી; એક જકાત જેવો ઇંગ્લાંડના બંદરે ભારતીય માલ ઊતરે કે તરતજ, અને બીજી જકાત એ માલ જ્યારે ઇંગ્લાંડના લોકોના ઉપયોગ માટે ઇંગ્લાંડની બજારોમાં પહોંચતો ત્યારે. ઉપરાંત બધા હિંદુસ્તાની માલના ત્રણ વર્ગો પાડવામાં આવ્યા હતા. પ્રથમ વર્ગમાં મલમલ વગેરે માલ આવતો હતો, આ માલ ઉપર બંદરમાં ઊતરતાં જ ૧૦ ટકા અને ઇંગ્લાંડની બજારોમાં જતી વખતે ૨૭૩/૪ ટકા જકાત લેવાતી. બીજા વર્ગમાં કેલિકો (કાલિકટની આસપાસ તૈયાર થતું ખાસ જાતનું કાપડ) વગેરેનો સમાસ થતો હતો. આ માલ ઉપર બંદરે ઊતરતી વખતે ૩૧/૪ ટકા અને બજારોમાં જતી વખતે ૩૧/૪ ટકા જકાત લેવાતી. ત્રીજા વર્ગમાં એવા પ્રકારના કાપડનો સમાસ થતો હતો કે જે કાપડ ઇંગ્લાંડમાં વેચવું કે વાપરવું એ ગુનો ગણાતો હતો, આ જાતનો માલ જ્યારે બંદરે ઊતરતો ત્યારે ૬૮૩/૪ ટકા જકાત લેવાતી; ઉપરાંત આ માલ તરત જ બીજા દેશોમાં મોકલી આપવાનું વેપારીઓ ઉપર બંધન હતું. આટલી બધી જકાતની કડકાઈ હોવા છતાં બીજા વર્ગનું કાપડ ૭૨ ટકા જકાત ભર્યા પછી ઇંગ્લાંડની બજારોમાં ૬૦ ટકા ઓછી કિંમતે વેચાતું હતું.

એટલે કે આજથી હજી સો વરસ પહેલાં સુધી તો ભારતમાં જે કાપડ હાથના કંતાયેલા સૂતરથી તથા હાથસાળો ઉપર તૈયાર થઈને ૧૦૦ રૂપિયાથી પણ ઓછી કિંમતે મળી શકતું હતું, એટલું સુંદર અને એટલું મજબૂત કાપડ ઇંગ્લાંડનાં કારખાનાંમાં વરાળશક્તિની મદદથી ઉત્પન્ન કરવા છતાં ૪૫૦ રૂપિયામાં પણ તૈયાર કરીને વેચી શકાતું નહોતું.

### ત્રણ હજાર ટકા સુધીની જકાત

એ દિવસોમાં હિંદુસ્તાનમાથી તરેહ તરેહનાં સુતરાઉ, ઊનનાં અને રેશમી કાપડ ઉપરાંત સોનાચાંદીની અને કોતરકામવાળી મૂઠની સોટીઓ, ચીનાઈ માટીનાં વાસણો, ચામડાં અને લાકડાની ચીજો, શરાબ, અરક, વાર્નિશ કરેલી ચીજો, કોપરેલ, શીંગો, દોરડાં. ચા, આરારૂટ, સાદડીઓ, ખાંડ, સાબુ, કાગળ વગેરે અનેક જાતનો માલ ઇંગ્લાંડ જતો હતો. ઈ.સ. ૧૮૧૩ થી ૧૮૩૨ સુધીના ગાળામાં ઇંગ્લાંડની આવશ્યકતા મુજબ આ બધી ચીજો પરની જકાત વધતી કે ઘટતી રહી. કેટલાક પ્રકારનું ભારતીય કાપડ, ખાસ કરીને રેશમી રૂમાલ અને બીજી રેશમી ચીજોનું વેચાણ ઈ. સ. ૧૮૨૬ સુધી

વેચાણુ માટે ભારતની બજારમાં વિશેષ સગવડો આપવામાં આવી, પરંતુ ભારતની અસંખ્ય કારીગરીઓનો નાશ કરવા માટે આટલુ પુરતું નહોતું. ખુદ ભારતવર્ષની વિશાળ બજારો ભારતનો માલ ખપાવવા માટે ખુલ્લી હતી. ભારતની આ બજારોમાં ઈંગ્લાંડના માલની જગા કરવા માટે ભારતમાં જ બનેલો માલ ત્યાં ન પહોંચી શકે તથા ત્યાં ન વેચાઈ શકે એવો પ્રબંધ કરવો જરૂરી હતો. આ માટે ભારતવર્ષમાં દાણની જે જૂની રીતો હતી તેમાં ફેરફાર કરવામાં આવ્યો અને દાણનું એક નવું નાશકારક ખાતું ખોલવામાં આવ્યું.

**( ૩ ) નવી દાણપદ્ધતિ**

દાણ લેવાની હિંદુસ્તાનની જૂની રીતો તથા ત્યાર પછીની નવી અંગ્રેજી રીતોની તુલના કરતાં ફ્રેડરીક શૉર નામના એક એ સમયના અંગ્રેજી વિદ્વાને લખ્યું છે કે જૂના હિંદુસ્તાનની રીત પ્રમાણે એટલે કે નવાબો તથા મુગલોના સમયમાં દાણ વસૂલ કરવા માટે પચાસ કે સાઠ સાઠ માઈલને અંતરે દાણ લેવાની જગાઓ ગોઠવવામાં આવતી. આ જગાને 'ચુંગીઘર' કહેતા. વેપારી પોતાના માલ સહિત જ્યારે આ 'ચુંગીઘર' પાસે થઈને પસાર થતો ત્યારે તેને દાણ આપવું પડતું. માલથી લાદેલા બળદ ઉપર અમુક રકમ, ટટ્ટુ માટે એથી થોડી વધારે રકમ, ઊંટ માટે એથી થોડી વધારે,બેલગાડી માટે એથી પણ થોડી વધારે રકમ, આ રીતે આ દાણ ઠરાવવામાં આવતું. માલની કિંમત અને પ્રકાર સાથે દાણને કશો સંબંધ નહોતો. ઉપરાંત આ દાણ એટલું ઓછુ રહેતું કે એમાંથી છટકવાનો કોઈ પ્રયત્ન કરતું નહિ, માલ ઉઘાડીને જોવાની કોઈને જરૂર પડતી નહિ, તેમ જ કોઈ 'પાસ'ની પણ જરૂર પડતી નહિ, તેમ વેપારીને કશી અગવડ પણ વેઠવી પડતી નહિ. જે વેપારી પોતાનો માલ વધારે દૂર લઈ જતો તેને દરેક ૫૦ કે ૬૦ માઈલે એક વાર આ નિશ્ચિત રકમ આપવી પડતી.

**તપાસચોકીઓ**

આને બદલે અંગ્રેજોએ દાખલ કરેલી નવી પદ્ધતિ આ જાતની હતી.

ચુંગીઘરો ઉપરાંત આખા દેશમાં અનેક ચોકીઓ બેસારવામાં આવી. આ ચોકીઓમાં દરેક વેપારીનો બધો માલ ખોલીને તપાસવામાં આવતો. ચુંગીઘરમાં વેપારી પાસેથી એક વાર દાણ લીધા પછી તેને એ બાબતનો એક 'પાસ' આપવામાં આવતો જે બતાવવાથી બીજા ચુંગીઘર પાસે તેની પાસેથી ફરી દાણ લેવાતું નહિ. માલની કિંમત તથા પ્રકાર પ્રમાણે દરેક

માલ ઉપર જુદું જુદું દાણ ઠરાવવામાં આવ્યું. વેપારીને ખૂબ દૂર જવું હોય કે બિલકુલ નજીક જવાનું હોય તો પણ દાણની રકમ એક જ ઠરાવવામાં આવી હતી, પણ તે એવી મોટી હતી કે પૂર્વે દૂરમાં દૂર જનારને બધાં ચુંગીઘરો ઉપર થઈને જેટલું દાણ આપવું પડતું તે કરતાં પણ આ રકમ વધારે થતી. આ રીતે પ્રથમ તો એ ફેરફાર થયો કે દેશના આંતરિક વેપાર ઉપરનું દાણ અનેકગણું વધી ગયું.

બીજી વાત આ નવી પદ્ધતિમાં 'પાસ'ની હતી. આ 'પાસને' તે 'રવન્ના' પણ કહેતા. વેપારી જ્યારે કોઈ એક સ્થાનેથી નીકળતો ત્યારે તેના માલનો તેને એક પાસ આપવામાં આવતો. જો કોઈ જગાએ વેપારી પોતાનો અર્ધો માલ ,ધારો કે વેચતો તો તેને બાકીના માલ માટે નજીકના ચુંગીઘરે જવું પડતું, ત્યાં પાછલો પાસ બતાવીને માલને પાસ સાથે મેળવી લઈને અને સેંકડે આઠ આના નવું દાણ ભરીને આવશ્યકતા મુજબ એક કે વધારે પાસ કઢાવી લેવા પડતા. જો એક વરસ સુધી માલનો અમુક ભાગ ન વેચાયો હોય તો પણ બાર મહિને અગાઉનો પાસ રદ ગણવામાં આવતો. આથી બાર મહિના પૂરા થયા પહેલાં જ પાસેના ચુંગીઘરે જઈને ત્યાં પોતાના જૂના પાસ સાથે માલને મેળવી લઈને અને સેંકડે આઠ આના નવું દાણ ભરીને નવો પાસ લેવો પડતો. જો તે વેપારી એમ ન કરે તો બાર મહિના પછી પોતાના બધા જ માલ ઉપર નવેસરથી તેને દાણ ભરવું પડતું.

### ભારતીય વેપારીઓની હાડમારી

પણ આ બધા કરતાં ચડી જાય એવી ત્રીજી વાત હતી ચોકીઓની. આ ચોકીઓ દેશ આખામાં ઠેર ઠેર ગોઠવવામાં આવી હતી. કોઈ પણ માલને અટકાવવાનો, તેને ખોલીને તપાસવાનો અને પાસની સાથે મેળવી લેવાનો અધિકાર ચોકીના નાનામાં નાના નોકરને પણ આપવામાં આવ્યો હતો. જો પાસ પ્રમાણે માલ મળતો ન આવે, અથવા તો જો વેપારી પાસે પાસ હોય જ નહિ, તો આ ચોકીઓ ઉપર કાયદેસર બધો માલ જપ્ત કરી લેવામાં આવતો. પણ ખૂબી તો એ હતી કે જો કોઈ વેપારી એવા સ્થળેથી માલ લઈને નીકળે કે જ્યાંથી નજીકના ચુંગીઘરે પહોંચતાં પહેલાં જ કોઈ ચોકીની જગા આવે, તો પોતાના ઘેરથી નીકળ્યા પહેલાં જ એ ચુંગીઘર જઈને પોતાના માલનો પાસ અગાઉથી જ મેળવી લે અને પછી માલ ફેરવે, એવી તેની પાસેથી આશા રાખવામાં આવતી હતી. આ વિચિત્ર અને

અસંભવ નિયમનું પરિણામ એ હતું કે જે સામાન્ય વેપારીઓ પોતાના ઘરથી થોડે દૂર આવેલા કોઈ મેળામાંથી કે બજારમાંથી માલ ખરીદતા અને બીજાં સ્થળોએ જઈને વેચતા, તેમને મોટે ભાગે પોતાના ઘરની નજીકના ચુંગીઘરવાળાને પ્રથમ કહેવું પડતું કે પોતે કયો, કેટલો અને કેટલી કિંમતનો માલ ખરીદવાના છે, અને એ માલ માટે અગાઉથી જ તેમણે પાસ લઈ લેવો પડતો. જે વેપારીને એમ ખબર ન પડી શકે કે પોતાને કયો માલ અને કેટલી કિંમતનો માલ મળી શકશે, તેના વેપાર માટે તો આ નિયમ સર્વથા ઘાતક હતો.

બેહદ વધેલું દાણ

એક તો દાણ બેહદ વધારી દેવામાં આવ્યું હતું, બીજું આ ચોકીઓ ઉપર મોટે ભાગે એટલો બધો સમય ગાળવો પડતો, માલની મેળવણી કરવામાં એટલી બધી મુશ્કેલીઓ આવતી, તેની કિંમતનો અંદાજ કાઢવો કે પાસમાં લખ્યા મુજબનો જ માલ છે એ સિદ્ધ કરી બતાવવું એટલું બધું મુશ્કેલ હતું, અને ચોકીઓ તથા ચુંગીઘરોના નોકરોના અધિકારો એટલા બધા વિસ્તૃત હતા કે આ નવી પદ્ધતિને લીધે દેશના વેપારીઓ તથા કારીગરોની મુશ્કેલીઓ બેહદ વધી ગઈ; તેમની હિંમત ભાંગી ગઈ ને અસંખ્ય પ્રકારની હાયકારીગરી તથા દેશના આંતરિક વ્યાપારનું સત્યાનાશ વળી ગયું.

કહેવાની જરૂર નથી કે અંગ્રેજો તથા તેમના એજંટો મારફત ઈંગ્લાંડનો અનેકો જે માલ વેચવામાં આવતો તેને આ અગવડોમાંથી સુરક્ષિત રાખવામાં આવ્યો હતો.

ફ્રેડરિક શોર લખે છે:—[૧૮]

"આપણે વારંવાર ફરિયાદો સાંભળ્યા કરીએ છીએ કે આ દેશના લોકો નિર્ધન થતા જાય છે, દેશનો આંતરિક વેપાર નાશ પામતો જાય છે, અને દેશની કારીગરી ઉન્નત થવાને બદલે અવનત થતી જાય છે. આમ થાય એમાં નવાઈ પામવા જેવું પણ શું છે? આપણી દાણ લેવાની આ નવી પદ્ધતિથી જે અસહ્ય મુશ્કેલીઓનો સામનો વેપારી-

૧૮ "We hear loud complaints of the impoverishment of the people, the falling off of the internal trade, and the decline instead of the increase of manufactures. Is it to be wondered at? Could any other result be anticipated from the intole-

ઓને કરવો પડે છે, તેમાંથી બીજા કોઈ પરિણામની આશા રાખી શકાય ખરી ? "

દિલ્હી તથા બનારસના શાલના વેપારીઓની દશા આ નવી દાણની પદ્ધતિને લીધે કેવી ખરાબ થઈ ગઈ હતી તેનાં કેટલાંક ઉદાહરણો ફ્રેડરિક શોરે આપ્યાં છે. વળી બુખારા, રશિયા, પેશાવર અને કાબુલના વેપારીઓને પણ કેટલું નુકસાન થયું અને તેઓ કેવી ફરિયાદો કરતા હતા તે પણ તેણે જણાવ્યું છે. ભારતની કારીગરીથી બનેલા માલ ઉપર અનેક વાર દાણ આપવું પડતું, વળી કાચા માલ ઉપર અને પાકા માલ ઉપર પણ જુદું જુદું દાણ આપવું પડતું. એટલે સુધી કે શાલના વેપારીઓને બે વાર, ચામડાના વેપારીઓને ત્રણ વાર અને સુતરાઉ કાપડના વેપારીઓને ચાર વાર દાણ આપવું પડતું. અંતમાં ફ્રેડરિક શોર લખે છેઃ—

"જો આ પરિસ્થિતિ હજી થોડો વધારે વખત ચાલુ રહેશે, તો ભારતવાસીઓ પોતાના પેટગુજારા પૂરતું થોડુંક અનાજ, રાંધવા પૂરતાં થોડાંક માટીનાં વાસણો અને પહેરવા પૂરતું થોડુંક કાપડ. એ સિવાય કશું બનાવી શકશે નહિ. જો આપણે ફક્ત આ બોજાને જ હિંદુસ્તાનની છાતી ઉપરથી ઉઠાવી લઈએ તો થોડા જ દિવસોમાં ભારત તથા ઈંગ્લાંડ વચ્ચેના વેપારનું સ્વરૂપ તદ્દન પલટાઈ જાય." ૧૯

## (૪) અંગ્રેજ વેપારીઓને સહાય

ઈ. સ. ૧૮૧૩માં જે સાત ઉપાયો યોજવામાં આવ્યા હતા તેમાંના પહેલા ત્રણની હકીકત વિગતવાર અમે આપી ગયા. અંગ્રેજોને ભારતમાં રહેવાની અને કામ કરવાની ખાસ સગવડો આપવાનો ઉપાય ચોથો હતો. જે જાતના અધિકારો આજકાલનો કોઈ પણ ઇસાઈ શાસક બીજા દેશના લોકોને ન આપે

rable vexation to which all merchants are exposed by our internal customs ?"—*Notes on Indian Affairs*, By Hon. Frederick Shore.

૧૯ ". . . if this be continued much longer, India will, ere long, produce nothing but food just sufficient for the population, a few coarse earthen-ware pots to cook it in, and a few coarse cloths. Only remove this incubus and the tables will very soon be turned."—Ibid.

10

તેવા અધિકારો દિલ્હીના સમ્રાટે એશિયાઈ ઉદારતા બતાવીને હિંદુસ્તાનમાં વેપાર કરવાની બાબતમાં આ વિદેશીઓને આપ્યા ત્યારથી જ ભારતની દૃષ્ટિએ આ ભૂલ શરૂ થઈ ચૂકી છે. વાસ્તવિક રીતે તે દિવસથી જ ભારતીય વેપાર તથા ઉદ્યોગધંધાના નાશનું, તથા ભારતની રાજકીય પરાધીનતાનું બીજ વવાયું છે. બંગાળામાં અંગ્રેજ વેપારીઓને જે સગવડો આપવામાં આવી તેને પરિણામે જ સિરાજુદ્દૌલા વિરુદ્ધ કાવતરું રચાયું તથા પ્લાસીનું નિર્ણાયક યુદ્ધ થયું. ત્યાર બાદ ઘણા દિવસે ભારતની અંગ્રેજ સરકારે ભારતવાસીઓને જ ખરચે આસામ તથા કુમાયૂંમાં ચાનું વાવેતર કરવાના અખતરા કર્યા. આમ કરવાનો હેતુ એ હતો કે જો આ અખતરા સફળ થાય તો ત્યાંના ચાના બધા બગીચા એવા અંગ્રેજોને સોંપી દેવા કે જેઓ ત્યાં રહેવાનું પસંદ કરે. પાછળથી આ પ્રમાણે જ કરવામાં આવ્યું. જુદી જુદી જાતની ચાનું ખી લાવવા માટે કેટલાય અંગ્રેજોને ભારતને ખર્ચે ચીન મોકલવામાં આવ્યા, અને અંગ્રેજો ચાની ખેતીનું જ્ઞાન બરાબર મેળવી શકે એ હેતુથી ચીનમાંથી કેટલાક ચા વાવનારા ખેડૂતોને ભારતમાં લાવવામાં આવ્યા. આ ચાના બગીચામાં કામ કરનારા મજૂરોની કદી તાણ ન પડે એ હેતુથી ચોખ્ખી ગુલામીની પ્રથા કાયદાથી દાખલ કરવામાં આવી. ભારતીય ગુલામો ઉપર આ ગોરા માલિકોએ ગુજારેલા અત્યાચારોની તો જુદી જ કથા છે. આ જ રીતે લોખંડનો ધંધો કરવાવાળા તથા ગળીનું વાવેતર કરવાવાળા અંગ્રેજોને પણ ભારતવાસીઓના ખર્ચે જ જુદે જુદે સમયે ધન અને કાયદો બંનેની મદદ આપવામાં આવી. આ પ્રકારનાં બીજાં પણ અસંખ્ય ઉદાહરણો આપી શકાય, પરંતુ આ વિષયને હવે વિસ્તારવાની જરૂર નથી.

(૫) ભારતીય કારીગરીનું રહસ્ય જાણવું

ભારતીય કારીગરીનું રહસ્ય જાણી લેવું એ પાંચમો ઉપાય હતો. આ રહસ્ય અને ભારતવાસીઓની આવશ્યકતાઓનું જ્ઞાન મેળવવા માટે અનેક પ્રદર્શનો ભરવામાં આવ્યાં. લંડનમાં ભારતવાસીઓના ખરચે એક અજાયબઘર બનાવવામાં આવ્યું, જ્યાં અંગ્રેજ કારીગરોના જ્ઞાન માટે ભારતીય કારીગરીના નમૂના રાખવામા આવ્યા. ઉપરાંત ભારતમાં બનેલા કાપડના સાતસો જાતના જુદા જુદા નમૂનાનાં અઢાર મોટા પુસ્તકોમાં એકઠા કરવામાં આવ્યાં; આની વીશ પ્રતો તૈયાર કરવામાં આવી, અને આ અઢાર પુસ્તકોવાળી તેર પ્રતો ઈંગ્લાંડનાં તેર ઔદ્યોગિક કેન્દ્રોમાં રાખવામાં આવી, અને સાત પ્રતો ભારતમાં જતા-આવતા અંગ્રેજોના જ્ઞાન માટે ભારતનાં સાત જુદાં જુદાં

સ્થળોમા ગખવામા આવી ખરુ જોતા આ વીશ પ્રતો એ વીશ ઔદ્યોગિક અજાયબઘર જેવી જ છે. આ બધુ મહાન કાર્ય ઈંગ્લાડની કારીગરીની ઉન્નતિ કરવા માટે અને ભારતની કારીગરીનો નાશ કરવા માટે કરવામા આવ્યુ પણ તેના ખરચની પાઈએ પાઈ હિદી ગરીબ જનતાના ખીસામાથી કાઢવામાં આવી અક્ષરશઃ જે તીક્ષ્ણ છુરી ભારતીય કારીગરોના ગળા ઉપર ફેરવવામાં આવી એ છુરીનું ખરચ પણ એ જ કારીગરો પાસેથી પડાવવામા આવ્યું.

હિદી કારીગરીનુ રહસ્ય જાણી લેવા માટે બીજી પણ અનેક પ્રકારની જબરદસ્તીઓ કરવામા આવી હતી મેજર કીથ નામનો એક અગ્રેજ લખે છે —

" કારીગર પોતાનું ઔદ્યોગિક રહસ્ય કેટલી સાવધાનીથી છુપાવવા માગે છે એ દરેક મનુષ્ય જાણે છે જો આપ ડૂલ્ટન કપની (ઈંગ્લાડની એક કપની)નુ માટીનું કારખાનું જોવા જાઓ તો બહુ સૌજન્યથી આપને એમ કરતા રોકવામા આવશે પણ હિદુસ્તાની મજૂરોને તો પોતાના તાકા ધોઈને સફેદ કરવાની રીતો તથા બીજા ઔદ્યોગિક રહસ્યો મેંચેસ્ટરવાળાઓને બતાવવાની ફરજ પાડવામા આવી, અને તેમને આ સ્વીકારવુ પડ્યુ ઈંડિયા હાઉસે એક કિંમતી સગ્રહ તૈયાર કર્યો, કે જેની મદદથી મેચેસ્ટર વાર્ષિક બે કરોડ પાઉડ (લગભગ ત્રીશ કરોડ રૂપિયા) હિદુસ્તાનના ગરીબ લોકો પાસેથી પડાવી શકે આ સગ્રહની પ્રતો ચેમ્બર આફ કોમર્સને ભેટ કરવામા આવી, અને હિદુસ્તાનના ખેડૂતોને માથે તેનો ખરચ પડ્યો સપત્તિશાસ્ત્રની દૃષ્ટિએ આ બધુ યોગ્ય હોવાનો સભવ છે, પરતુ આ

૨૦ "Every one knows how jealously trade secrets are guarded If you went over Messrs Doultons s Pottery Worl s, you would be politely overlooke l Yet under the force of comuplsion the Indian workman had to divulge the manner of his bleaching an l other trado secrets to Manchester A costly work was prepared by the India House Department to enable Manchester to take twenty millions a year from the poor of India copies were gratuitously presented to Chambers of Commerce, and the Indian Raiyat had to pay for them This may be political economy, but it is marvellously like some-

જાતના કામમાં અને એક બીજી વસ્તુમાં ( લૂંટમાં ) આશ્ચર્યજનક સમાનતા છે. "[૨૦]

[૬] રેલવે

ઈંગ્લાંડના વેપારને ફેલાવવા તથા કાચો માલ દેશ બહાર લઈ જવા માટે ભારત આખામાં રેલવેની જાળ બિછાવવામાં આવી. બીજા દેશોને પરાધીન બનાવવામાં અને પરાધીનતામાં જકડી રાખવામાં આ રેલવેએ જબરદસ્ત કામ કર્યું છે. આનાં ઉદાહરણો આપણને મિસર, ભારત, ચીન, મંચૂરિયા, કોરિયા સાઈબીરિયા વગેરે દેશોમાં જોવા મળે છે.

(૭) ચારિત્ર્યભ્રષ્ટ બનાવવા માટે શરાબ

ઈ. સ. ૧૮૧૩નો 'ચાર્ટર એક્ટ' ભારતવાસીઓ માટે કેવળ આર્થિક દૃષ્ટિએ જ ઘાતક બન્યો એમ નહિ, પણ નૈતિક દૃષ્ટિએ પણ ભારતવાસીઓના અધિકાધિક પતનના કારણરૂપ બન્યો. ભારતીય જીવનની સરળતા અને શુદ્ધિનો ભંગ કરવામાં જ એ સમયના ધનલોલુપ અંગ્રેજોને પોતાનું હિત જણાયું. ઈ. સ. ૧૮૩૨ની પાર્લામેંટની કમિટી સમક્ષ જે જુબાનીઓ રજૂ થઈ એમાં મિસ્ટર બ્રેકન નામના એક અંગ્રેજે કહ્યું:—[૨૧]

"જે હિંદુસ્તાનીઓ શરાબમાં પૈસા ખરચી શકે છે એવાઓમાં હમણાં હમણાં કલકત્તામા બહુ મોટા જથ્થામાં અને જુદી જુદી જાતનો શરાબ ઊપડવા માંડયો છે."

આ જ ગૃહસ્થે એક બીજા પ્રશ્નના જવાબમાં કહ્યું:—

"કલકત્તાના પરચૂરણ માલ વેચનાર એક મોટા દેશી વેપારી પાસેથી મેં સાંભળ્યું છે કે શરાબ, બ્રાંડી અને બિયરના ગ્રાહકોમાં મોટો ભાગ હિંદીઓનો છે."

---

thing else "—Major J. B. Keith in the *Pioneer*, September 7, 1891.

૨૧ Mr. Bracken before the Commons' Committee on 24th March, 1832:—

"Liquors in Calcutta are now consumed in large quantities by natives who can afford to purchase them."

In answer to another question:—

"I heard from a native shopkeeper in Calcutta, who is one of the largest retail shopkeepers, that this customers for wines, and brandy, and beer, were principally natives."

તેને પૂછવામાં આવ્યું કે હિંદુસ્તાનીઓને કયો શરાબ સૌથી વધારે પસંદ પડે છે? તેણે જવાબ આપ્યો: "શેમ્પેઈન." ફરી પૂછવામાં આવ્યું: "શું હિંદુસ્તાની લોકો પહેલાં કદી શરાબ પીતા નહોતા?" તેણે જવાબ વાળ્યો: "હું માનું છું કે બહુ જ ઓછો." પૂછવામાં આવ્યું: "મદ્યપાન તેમના ધર્મથી વિરુદ્ધ નથી?" જવાબ મળ્યો: "તેમના ધર્મથી વિરુદ્ધ છે કે નહિ તે તો હું જાણતો નથી; પણ તેમની ખાસિયતોથી તો તે જરૂર વિરુદ્ધ જ છે. તેઓ કદી ઉઘાડે છોગે શરાબ પીતા નથી; અને જો કદી પીએ તો તે તેમના ધર્મ વિરુદ્ધ તો હો કે ન હો, પણ ત્યાંના સામાજિક રિવાજની વિરુદ્ધ તો અવશ્ય ગણાય છે જ."

યુરોપિયનોના સંસર્ગથી ભારતવાસીઓમાં શરાબ પીવાની ટેવ વધતી જાય છે, તથા યુરોપના એશઆરામની ચીજો તથા બીજી દેખાવની ચીજો ખરીદવાની ટેવ વધતી જાય છે, એ બાબત બીજા ઘણા અંગ્રેજ સાક્ષીઓએ સહર્ષ સ્વીકારી છે; અને એમ પણ સ્વીકાર્યું છે કે આનાથી અંગ્રેજી વેપારને ઘણો લાભ થાય છે. ભારતવાસીઓને ચારિત્ર્યભ્રષ્ટ બનાવવામાં તે સમયના વિદેશી વેપારીશાસકોને અલબત્ત, સ્પષ્ટ લાભ થતો હતો.

### ભારતીય કાપડના વેપારનો અંત

હવે આ બધા પ્રયત્નોનાં પરિણામો શાં શાં આવ્યાં તેના ઉપર અમે આવીએ છીએ નીચેના આંકડાઓ જોતાં સ્પષ્ટ થશે કે આ બધા પ્રયત્નોને પરિણામે ઈંગ્લાંડના વેપારીશાસકોને પૂરી સફળતા મળી.

ઈ. સ. ૧૮૩૪માં સર ચાર્લ્સ ટ્રેવેલિયને જાહેર કર્યું કે ઈ. સ.

Question.—What should you say was the favourite wine among the natives?

"Champaigne."

Question:—Formerly did they not consume any wine?

"Very little, I believe."

Question:—Is it not contrary to their religion?

"I do not know whether it is contrary to their religion, but it is contrary to their habits; . . . it is not done openly, but when done it is a violation of their custom rather than of their religion.

૧૮૧૬માં ૧,૬૫,૯૪,૩૮૦ રૂપિયાનું સુતરાઉ કાપડ બંગાળામાંથી પરદેશ ગયું. ત્યાર પછી એમાં ઘટાડો થતાં થતાં ઈ. સ. ૧૮૩૨માં માત્ર ૮,૨૨,૮૯૧ રૂપિયાનું જ કાપડ બંગાળામાંથી પરદેશ ગયું. આથી ઊલટું ઈ. સ. ૧૮૧૪ માં બંગાળામાં માત્ર ૪૫૦૦૦ રૂપિયાનું ઈંગ્લાંડનું કાપડ આવ્યું હતું; ઈ. સ. ૧૮૧૬માં ૩,૧૭,૬૦૨ રૂપિયાનું અને ઈ. સ. ૧૮૨૮માં ૭૯,૯૬,૩૮૩ રૂપિયાનું સુતરાઉ કાપડ બંગાળામાં આવ્યું. ઈ. સ. ૧૮૨૩ સુધી એક વાર જેટલું પણ વિદેશી સૂતર પરદેશથી બંગાળામાં આવતું નહોતું, પરંતુ ઈ. સ. ૧૮૨૮માં ઉપરોક્ત લગભગ એંશી લાખ રૂપિયાના કાપડ ઉપરાંત ૩૫,૨૨,૬૪૦ રૂપિયાનું સૂતર પણ ઈંગ્લાંડથી બંગાળામા આવ્યું.

સર ચાર્લ્સ ટ્રેવેલિયન લખે છે કે ઈ. સ. ૧૮૩૩ સુધીમાં બંગાળાના વણકરોના હાથમાંથી વાર્ષિક લગભગ એક કરોડ રૂપિયાની વિલાયતની બજાર તથા લગભગ એંશી લાખ રૂપિયાની ખુદ બંગાળાની બજાર છીનવી લેવામા આવી હતી. સર ચાર્લ્સે અત્યંત મર્મસ્પર્શી શબ્દોમાં કહ્યું, કેઃ—

"૧૮૦ લાખ રૂપિયાનો વાર્ષિક માલ ઉત્પન્ન કરવામાં જેટલા લોકો રોકાતા હશે તેમની હવે શી દશા થઈ હશે ? [૨૨]

ગાંસડીઓની દૃષ્ટિએ વિચાર કરીએ તો ઈ. સ. ૧૮૧૪માં કાપડની ૩૮૪૨ ગાંસડીઓ હિંદુસ્તાનમાંથી ઈંગ્લાંડ મોકલવામાં આવી; ઈ. સ. ૧૮૨૪ માં ૧૮૭૮ ગાંસડીઓ અને ઈ. સ. ૧૮૨૮માં તો માત્ર ૪૩૩ ગાંસડીઓ જ મોકલાઈ. જો તાકાની ગણતરી કરવામા આવે તો ઈ. સ. ૧૮૨૪માં કાપડના ૧,૬૭,૫૨૪ તાકા હિંદુસ્તાનમાંથી ઈંગ્લાંડ મોકલવામાં આવ્યા, અને ઈ. સ. ૧૮૨૯માં માત્ર ૧૩,૦૪૩ તાકા મોકલાયા.

ઈ. સ. ૧૮૧૪માં ભારતવર્ષમાં ૧૬,૧૫,૩૧૫ રૂપિયાનો કુલ સુતરાઉ માલ ઈંગ્લાંડમાંથી આવ્યો; ઈ. સ. ૧૮૨૮માં માલની આયાતમાં વધારો થયો અને ૩,૦૧,૪૬,૬૧૫ રૂપિયાનો માલ આવ્યો; એટલે માત્ર ચૌદ વરસમાં ઈંગ્લાંડમાંથી જે માલ આવતો હતો તેમાં ઓગણીસગણી કિંમતના માલનો વધારો થયો. ઈ. સ. ૧૮૧૪માં ઈંગ્લાંડથી કેવળ ૬,૭૦,૬૮૦ રૂપિયાનું ઊનનું કાપડ ભારતમાં આવ્યું, એ જ વરસે કાપડ, લોખંડ, તાંબુ, શરાબ,

૨૨ "Whet is to become of all the people who were employed in working up this great annual amount (18,000,000 Rs.)." Sir Charles Trevelyan, 1834

કાગળ, કાચ વગેરે થઈને કુલ ૬,૧૪,૮૭,૪૭૫ રૂપિયાનો માલ ભારતમાં આવ્યો. ઈ.સ. ૧૮૩૦માં કુલ ૩૦,૧૧,૦૦,૩૧૦ રૂપિયાનો માલ ઈંગ્લાંડથી આવ્યો. જેમાં ૨,૧૩,૮૮,૭૭૦ રૂપિયાનો ઊનનો માલ હતો અને સુતરાઉ માલ ૧૩,૧૦,૪૩,૨૪૦ રૂપિયાનો હતો.[૨૩]

ઈ. સ. ૧૮૩૦-૩૨ની પાર્લામેંટરી કમિટી સમક્ષ જે જે ગૃહસ્થો જુબાની આપવા આવ્યા એ બધાએ એકમતે જાહેર કર્યું કે હિંદુસ્તાનમાં લેંકેશાયરમાં બનેલા કાપડની ખપતમાં છેલ્લાં પંદર વરસો દરમિયાન અપૂર્વ અને આશ્ચર્યજનક વૃદ્ધિ થઈ છે.

કાપડનો ધંધો એ કોઈ પણ દેશના ઉદ્યોગધંધાઓમાં કાયમ મહત્ત્વનો ગણાયો છે. આથી જ અમે આ પ્રકરણમાં એ ધંધા સંબંધે વિસ્તૃત માહિતી આપી છે. પરંતુ જે રીતે કંપનીએ ભારતના આ ધંધાનો નાશ કર્યો એવી જ રીતે બીજા પણ ધંધાઓનો નાશ ચાલુ હતો.

### ભારતીય વહાણોના ઉદ્યોગનો નાશ

ભારતીય વહાણોના ઉદ્યોગનો અને ખાસ કરીને માલ લાવવા-લઈ જવામાં વહાણોની કારીગરીનો કઈ રીતે નાશ કરવામા આવ્યો એ સંબંધે ડબ્લ્યુ. એસ. લિંડસે લખે છે:—

> "ઈ. સ. ૧૭૮૯માં પોર્તુગીઝ લોકો જ્યારે પૂર્વના વેપારમાં પડ્યા હતા ત્યારે કેન્ટન શહેરમાં તેમની માલિકીનાં માત્ર ત્રણ વહાણો હતાં. ડચ લોકો પાસે પાંચ, ફ્રેંચો પાસે એક, ડેન્માર્કના લોકો પાસે એક, અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો પાસે પંદર અને અંગ્રેજ ઈસ્ટ ઇંડિયા કંપની પાસે ચાળીશ વહાણો હતાં; જ્યારે એ સમયે આ બધી પ્રજાઓનાં કુલ વહાણો જેટલાં વહાણો અંગ્રેજી મુલકમાં વસતી ભારતીય પ્રજા પાસે હતાં. ઉપરાંત એશિયાનો લગભગ સમસ્ત વેપાર ભારતમાં બનેલાં વહાણો મારફત ચાલતો હતો. આ વહાણોની માલિકી પણ ભારતના જ લોકોની હતી. કેપ ઑફ ગુડ હોપના રસ્તાની શોધ થયા પહેલાંથી આ વહાણો ભારતથી ચીન, અને મલબાર-કિનારેથી ઈરાનના અખાત તથા રાતા સમુદ્ર સુધીમાં ફરતાં હતાં.

---

૨૩ Taken from Parliamentary Papers 1830-32, as quoted in Major B. D. Basu's *Ruin of Indian Trade and Industries*, pp. 70-71. One pound being taken epual to Rs. 15.

"પરંતુ ભારતમાં તૈયાર થયેલાં આ વહાણોને ઈ. સ. ૧૭૯૫ પહેલાં લંડન માલ લાવવા–લઈ જવાની પરવાનગી મળી નહોતી. એ વરસે ઈસ્ટ ઇંડિયા કંપનીનાં મોટા ભાગનાં વહાણો ઈંગ્લાંડની સરકારના કામમાં રોકાયાં, આથી આખરે પ્રાંતિક સરકારોને લખવામાં આવ્યું કે માલ પહોંચાડવા માટે હિંદી વહાણોને રોકવાં ચોખા અને બીજા વજનદાર માલના એક ટનના સોળ પાઉંડ તથા બાકીના હલકા માલના વીશ પાઉંડ ટેમ્સ નદી સુધી પહોંચાડવા માટે ઠરાવવામાં આવ્યા. ઉપરાંત રસ્તામા કંપનીના મુલકો માટે બીજો યોગ્ય માલ ભરવાની રજા પણ આપવામાં આવી હતી."[૨૪]

પરંતુ ભારતનાં વહાણોને આપવામાં આવેલી આ સગવડ થોડા દિવસોમાં જ છીનવી લેવામા આવી; અને જ્યારે ઈ. સ. ૧૭૯૬માં કંપનીને ફરી પટ્ટો કરી આપવામાં આવ્યો ત્યારે તેમાં એક કલમ એવી ઉમેરવામાં આવી કે ઈંગ્લાંડના વેપારીઓ કે ભારતના વેપારીઓ કે કંપનીના પોતાના નોકરો જે કંઈ માલ ભારતથી ઈંગ્લાંડ લાવે કે ઈંગ્લાંડથી ભારત મોકલે, તેઓ માત્ર કંપનીના ભાડે રાખેલાં વહાણો મારફત જ આ પ્રમાણે લાવજા કરી શકશે, બીજાં વહાણો મારફત નહિ.

માર્કિવસ હેસ્ટિંગ્સે કંપની ઉપર ઈ. સં. ૧૮૧૨ના માર્ચની ૨૧મીએ લખેલા એક કાગળમાંથી નીચેનું વાક્ય લૉર્ડ મેલવિલેએ ઉતાર્યું છે. "ઈ. સ. ૧૭૯૬નો કાયદો ઓછામા ઓછુ આ દેશના વહાણોના વેપારીઓ માટે તો સંતોષકારક નહોતો એ બાબતનો ઇનકાર કરી શકાય એમ નથી."[૨૫]

ઈ. સ. ૧૭૯૬ પછી થોડા વરસોમાં જ ભારતનો વહાણોનો ઉદ્યોગ લગભગ નાશ પામ્યો.

**ભારતના લોખંડના ઉદ્યોગનો નાશ**

સર જૉર્જ વૉટ નામના એક માણસે ઈંગ્લાંડના ભારતમંત્રીના આદેશ મુજબ "કોમર્શિયલ પ્રૉડક્ટ્સ ઑફ ઇંડિયા" નામનુ એક પુસ્તક ઈ. સ. ૧૯૦૮માં પ્રગટ કર્યું હતું. તેમા લખ્યુ છેઃ—

"ભારતવર્ષમાં બહુ પ્રાચીન કાળથી લોખંડ ગાળવાનાં કાર-

---

૨૪ "History of Merchant Shipping" vol, II, pp 454–455
૨૫ Ibid, p. 457

ખાનાંઓની હકીકત મળે છે. આપણે ઈંગ્લાંડથી સોંઘું લોખંડ મોકલીને રેલવેની આસપાસના પ્રદેશોમાંથી આ ભારતીય ઉદ્યોગનો નાશ કર્યો. પરંતુ મુંબઈ અને મધ્યપ્રાંતની અંદર આવેલા ભાગોએ આ ઉદ્યોગની ઉન્નતિનાં ચિહ્નો બતાવ્યાં છે. સય્યદ અલી બિલગ્રામીના કથન અનુસાર મધ્યકાળની દમાસ્કસની મશહૂર તલવારો નિઝામના રાજ્યના પોલાદમાંથી બનાવવામાં આવતી હતી. હજી પણ હૈદરાબાદ તલવારો તથા ખંજરો માટે પ્રખ્યાત છે."

વેલેન્ટાઈન બૉલ નામના લેખકે "જંગલ લાઇફ ઇન ઇંડિયા" એ નામના પોતાના પુસ્તકમાં લખ્યું છેઃ—

"ઘણાં ગામોમાં લોખંડ ગાળવાની ભઠ્ઠીઓ હતી. પૂર્વે તો આવી ભઠ્ઠીઓ દરેક ગામે હતી પણ હવે આ ઉદ્યોગનો નાશ કરવામાં આવ્યો છે. આ જાતનાં કારખાનાંનો ઇજારો દરેક સ્થળે અંગ્રેજ કંપનીઓને આપવામાં આવ્યો. અનેક પ્રકારની સતામણી અને જુલમોથી આ ભારતીય ધંધાનો નાશ થયો છે, અને તેને લીધે લાખો ભારતીય લુહારોની આજીવિકા તૂટી ગઈ છે."[૨૧]

### ભારતના કાગળના ઉદ્યોગનો નાશ

ઈસ્ટ ઇંડિયા કંપનીના શાસનકાળ સુધી ભારતવર્ષમાં ઠેકઠેકાણે કાગળ બનાવવાનાં કારખાનાંઓ ચાલુ હતાં. સર જૉર્જ વૉટે એશિયાના બીજા દેશોની સાથે ભારતના કાગળની બનાવટ સંબંધે તથા વપરાશ સંબંધે પણ લખ્યું છેઃ—

"જૂના જમાનામાં ભારતમાં કાગળ બનાવવાના ધંધા સંબંધે બુકેનન હેમિલ્ટને બહુ વિસ્તૃત વર્ણન આપ્યું છે. કાગળ બનાવવા માટે જે મસાલાનો ઉપયોગ કરવામાં આવતો હતો તે શણમાંથી તૈયાર કરેલો હતો. ઈ. સ. ૧૮૯૦ પહેલાં ભારતમાં ચીનમાંથી પુષ્કળ કાગળ આવતો હતો. પરંતુ આ અરસામાં ભારતમાં કાગળ બનાવવા માટે લોકોમાં ભાવના જાગ્રત થઈ અને હાથથી કાગળ બનાવવાનાં હિંદુ તથા મુસલમાનોનાં અનેક કારખાનાંઓ દેશમાં શરૂ થયાં. આ કારખાનામાં તૈયાર થયેલો માલ દેશને પૂરતો થતો હતો. પરંતુ જ્યારે સર

૨૧ Jungle Life in India, by Valentine Ball, pp. 224-25.

ચાર્લ્સ વૂડે ભારતમંત્રીનું કાર્ય પોતાના હાથમાં લીધું ત્યારે એક હુકમ કાઢવામાં આવ્યો કે હવેથી ભારત સરકાર પોતાના કામકાજ માટે જે કાગળ ખરીદે તે બધો ઇંગ્લાંડનો બનેલો હોવો જોઈએ; અને આ હુકમે ભારતના વધતા જતા કાગળના ઉદ્યોગને જબરો ફટકો માર્યો."૨૭

આ સર ચાર્લ્સ વૂડ ભારતના ગવર્નર જનરલ લૉર્ડ ઇરવિનનો પિતામહ હતો.

### ખાંડના ઉદ્યોગનો નાશ

ઇસ્ટ ઇંડિયા કંપનીના સમયમાં ભારતમાં ખાંડનો ઉદ્યોગ પૂર્ણ રીતે વિકસેલો હતો. ભારતમા બનેલી હજારો મણ ખાંડ ઇંગ્લાંડ તથા યુરોપનાં બીજાં બંદરોએ ઊતરતી હતી. જ્યારે ખુલ્લા વેપારમાં અંગ્રેજ સોદાગરો ભારતના ખાંડના વેપારને દબાવી ન શક્યા ત્યારે તેમણે જકાતના ઘાતક ઉપાયોનો આશરો લીધો. સર જ્યૉર્જ વૉટ લખે છે:—

"ઇંગ્લાંડની સરકારે ભારતની ખાંડ ઉપર એટલી ભારે જકાત નાખી કે જેથી એ ખાંડ આવતી જ બંધ થઈ ગઈ. બીજાં વસાહતોમાંથી આવતી ખાંડ ઉપર એક ક્વાર્ટરવેટ ઉપર જેટલી જકાત લેવાતી તે કરતાં ભારતની ખાંડ ઉપર આઠ શિલિંગ વિશેષ જકાત લેવાતી હતી.

* * *

"આ રીતે ભારતના ખાંડના ઉદ્યોગને જબરો ધક્કો પહોંચાડવામાં આવ્યો; અને જો આની ખોટ પૂરવાનાં સાધનો ભારત પાસે ન હોત તો આ ફટકો ઘાતક નીવડત એમાં પણ શક નથી. જો ઈંગ્લાંડે ભારતની ખાંડ લેવાનું ચાલુ રાખ્યું હોત તો તેનું સ્વાભાવિક પરિણામ એ આવત કે ભારતમાં ખાંડની ઊપજ ઘણી વધત. પરંતુ આ બધું હવે તો બદલાઈ ગયુ છે. આજે તો ઇંગ્લાંડથી જે ખાવાપીવાની ચીજો ભારત મોકલવામાં આવે છે તેમાં ૫૩ ૩ ટકા તો ખાંડ હોય છે; અને ભારતમાં મોકલવામાં આવતી ચીજોમાં કાપડથી બીજો નંબર ખાંડનો આવે છે. આ રીતે થોડા સમય પહેલાં ભારતમાથી જે બે વસ્તુઓ બહુ મોટા પ્રમાણમાં બહાર મોકલવામાં આવતી હતી, તે જ બે

૨૭ "The Commercial Products of India." by Sir George Watt, p. 866

ચીજોની હવે ભારતમાં આયાત થવા લાગી."[૨૮]

**ઉદ્યોગધંધાનો નાશ અને પારતંત્ર્ય**

ઈ. સ. ૧૮૩૦–૩૨ની પાર્લામેંટરી કમિટીના સભ્યોએ જાહેર કર્યું છે કે ભારતના વેપારમાંથી ઈંગ્લાંડના કારીગરો અને મજૂરોને બે કરોડ પાઉંડની એટલે કે ત્રીસ કરોડ રૂપિયાની વાર્ષિક કમાણી થતી હતી. ત્યાર પછી તો ઈંગ્લાંડની આ કમાણી દર વર્ષે વધતી ગઈ. અને જેટલા પ્રમાણમાં એમની આ કમાણી વધતી ગઈ તેટલા જ પ્રમાણમાં ભારતવર્ષની પરાધીનતા પણ વધતી ગઈ. આપણા ઉદ્યોગો તથા વેપારનો નાશ તેમ જ આપણી સ્વાધીનતાના નાશને એટલો બધો નિકટનો સંબંધ છે કે બંનેને એકબીજાથી જુદાં પાડી શકાય એમ નથી. એકના મંકોડા ઢીલા થતાં બીજા ઉપર સ્વાભાવિક રીતે જ તેની અસર થાય છે. આ બાબતમાં એક અંગ્રેજ લેખક લખે છે:—[૨૯]

"જો હિંદુસ્તાન આપણા હાથમાંથી નીકળી જાય તો તેની સાથે જ એશિયા સાથેનો આપણો બધો જ વેપાર પડી ભાંગશે એ બાબતનો આપણને જેવો જોઈએ તેવો સ્પષ્ટ ખ્યાલ ન હોય એમ જણાય છે. પણ જો આપણે જરા વિચાર કરશું તો આ બાબત સહેલાઈથી સમજી શકાય છે. જો આપણા હાથમાંથી હિંદુસ્તાન નીકળી જશે તો તેથી માત્ર હિંદુસ્તાનની બજારો જ આપણે માટે બંધ થશે— અને મધ્ય એશિયાની બજારો આપણે માટે જેમ સદંતર બંધ છે એવી જ રીતે એ બંધ રહેશે.—એટલું જ નહિ, પણ જે હિંદુસ્તાનમાં કાચો માલ પુષ્કળ પેદા થાય છે અને જેના રહેવાસીઓ બહુ પ્રાચીન કાળથી કુશળ કારીગરો છે, તે દેશ ઉદ્યોગોની બાબતમા બહુ જલદી દુનિયાના

૨૮ Ibid. p 958.

૨૯ "We do not appear to realise the fact that the loss of India will assuredly deprive us of all our Eastern trade, and yet it is easy to see that it will be so; for not only will the marts of India be closed against us if we lose it—as firmly closed against us as are those of Central Asia now—but besides this, India, with its raw produce and its people skilled in manufactures from of old, will soon, under a system of protection, become a great manufacturing nation,—will

મોટામાં મોટા દેશોની હરોળમાં આવીને ઊભો રહેશે. પોતાના ઉદ્યોગોનું સંરક્ષણ કરવાનો હિંદીઓને અવસર મળતાં જ સસ્તી મજૂરી તથા કાચા માલની પ્રચુરતાને કારણે હિંદુસ્તાનનો માલ સમસ્ત એશિયાની બજારોમાંથી આપણા માલને ધકેલી મૂકશે અને તેની જગા પોતે પ્રાપ્ત કરી લેશે."

લૉર્ડ ડફરીનનું વ્યાખ્યાન

ખુદ લૉર્ડ ડફરીને આ વિષય ઉપર વ્યાખ્યાન કરતાં કહ્યું હતું, કે—

" જો આપણા ભારતીય સામ્રાજ્ય ઉપર કદી કોઈ ભારે આફત આવી પડશે, અથવા તો હિંદુસ્તાન તથા આપણા રાજનૈતિક સંબંધમાં જગ જેટલો પણ તફાવત પડશે, તો આપણે એક એવી અસહ્ય આપત્તિનો સામનો કરવો પડશે કે જેનાં ઘાતક પરિણામોથી સમસ્ત ગ્રેટબ્રિટનમાં અથવા ઓછામાં ઓછું દેશના જે જે ભાગોમાં આપણાં મોટાં મોટાં કારખાનાંઓ આવેલાં છે એ ભાગોમાં એક પણ ઝૂંપડી બચી શકશે નહિ, એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નહિ થાય."[૩૦]

ભારતની નિર્ધનતા

ઈસ્ટ ઇંડિયા કંપની તથા અંગ્રેજ સરકારના જબરદસ્ત પ્રયત્નોને પ્રતાપે ઓગણીશમી સદીના અંત સુધીમાં ભારતના પ્રાચીન ઉદ્યોગધંધાઓ માત્ર ઐતિહાસિક બની ગયા, અને જે દેશ આશરે સો વરસ પહેલાં દુનિયાનો સહુથી વધારે ધનવાન દેશ હતો તે વિદેશી શાસનને લીધે દુનિયાનો સૌથી અધિક નિર્ધન દેશ બની ગયો.

---

soon with its cheap labour and abundant supply of raw material supplant us through out the East.'—India for sale: Kashmir sold, by W. Sedgwick, Major, R E, Calcutta, W. Newman & Co. Ltd, 1886, p. 4.

૩૦ Indeed, it would not be too much to say that if any serious disaster ever overtook our Indian Empire, or *if our political relations with the Peninsula of Hindustan were to be even partially disturbed, there is not a cottage in Great Britain—at all events in the manufacturing districts which would not be made to feel the disastrous consequences of such an intolerable calamity,* —Lord Dufferin's Speeches in India, John Murray, p. 284

## પ્રકરણ ત્રીશમું

# નેપાળયુદ્ધ

### યુદ્ધનું કારણ

જે રીતે ઑસ્ટ્રેલિયા, આફ્રિકા, અમેરિકા વગેરે દેશોમાં અંગ્રેજોએ વસવાટ કર્યો હતો એ જ રીતે હિંદમા પણ વસવાટ કરવાની અભિલાષા તે વખતના અંગ્રેજોના મનમાં હતી. આ જાતની વસાહત માટે ભારતવર્ષમાં હિમાલયની ટેકરીઓ જેટલી રમણીય અને હવાપાણીની રીતે યોગ્ય જગા બીજી નથી. આથી દેહરાદૂન, કુમાયૂં અને ગઢવાલ પ્રાંતો ઉપર અંગ્રેજોની ઘણા વખતથી નજર હતી પરંતુ આ બધા પ્રાંતો આ વખતે નેપાળના સામ્રાજ્યમા હતા. અને નેપાળયુદ્ધનું વાસ્તવિક કારણ પણ આ જ હતું. આ અગાઉ મહારાજા રણજીતસિંહને ઉશ્કેરીને અને તેને મદદ કરવાનું વચન આપીને અંગ્રેજો ગુરખા સાથે લડી ચૂકયા હતા.[1] પ્રોફેસર એચ. એચ. વિ'સન લખે છે—[2]

"હિંદુસ્તાનનાં ગરમ મેદાનો કરતાં પોતાને અનુકૂળ હવાપાણી‑વાળી જગાએ જ કોઈ ઉત્તર યુરોપની જાતિ વસી શકે અને વૃદ્ધિ પામી શકે, અને જ્યાં તેમના અબાધિત વિસ્તાર માટે પૂર્ણ અવકાશ મળે ત્યાં જ એ આબાદ થઈ શકે. ભારતનો આલ્પ્સ–હિમાલયની ટેક‑રીઓ જ એવી છે કે જ્યાં કદી આપણે વસવાનો વિચાર કરીએ તો

---

૧ Cunningham's *History of the Sikhs*

૨ "Under a climate more congenial to European organisation than the sultry plains of India, and with space through which they may freely spread, the descendants of a northern race may be able to aggregate and multiply; and is British Colonies be ever fromed in the East, with a chance of preserving

યુરોપિયનોની નૈતિક તેમ જ શારીરિક શક્તિઓ બધી સચવાઈ રહે. એ સિવાય આવી જાતની બીજી કોઈ જગા આપણી આબાદી માટે અનુકૂળ નથી. આથી આવી જાતની વસાહત જો કોઈ કાળે સ્થપાશે તો તે ગુરખાયુદ્ધથી જ થઈ શકશે."

ભારતમાં અંગ્રેજી ઉપનિવેશ બનાવવા માટે આવાં પહાડી સ્થાનો જરૂરી હતાં; અને આ સ્થાનો નેપાળ સાથે યુદ્ધમાં ઊતર્યા વગર મળી શકે એમ નહોતું. પરંતુ યુદ્ધનું બહારનું કારણ જુદું જ બતાવવામાં આવ્યું. સારણ અને ગોરખપુરના જિલ્લામાં નેપાળ અને હિંદી સરહદ એક થતી હતી. અહીં કેટલીક જમીન તકરારી હતી. વસ્તુતઃ આજ સુધી બંને વચ્ચેની સરહદ ચોક્કસ થઈ નહોતી, અને અગાઉ તે સંબંધે ચર્ચા પણ થઈ ગયેલી; પરંતુ તે વખતે આવી તકરારો સંયુક્ત કમિશનો દ્વારા પતાવવામાં આવતી અને તેનો જે નિકાલ આવતો તે બંને રાજ્યો કબૂલ રાખતાં.

આટલું જ નહિ, પરંતુ એમ પણ જણાય છે કે આવી તકરારો હમેશાં અંગ્રેજો જ ઊભી કરતા. અને આવી તકરારો ઊભી કરવામાં અંગ્રેજોનો સ્વાર્થ હતો. ઇતિહાસલેખક હેનરી ટી. પ્રિન્સેપ લખે છે કે પોતાની સરહદ ઉપરના તાબેદાર અને ખંડિયા જમીનદારો ઉપર અંગ્રેજ સરકારને વિશ્વાસ નહોતો અને તેથી અંગ્રેજો નેપાળ–દરબારને આ જમીનદારો વિરુદ્ધ ઉશ્કેરતા. વળી પ્રિન્સેપ એમ પણ લખે છે કે આ જમીનદારોની સાથે અંગ્રેજોએ કાયમી બંદોબસ્ત કરી રાખેલો હોવાથી તેમની જમીન ઓછી થાય કે નાબૂદ થાય તો અંગ્રેજોને તેની દરકાર નહોતી. અને જ્યારે જ્યારે આવી તકરારોમાં અંગ્રેજો જમીનદારોનો પક્ષ લેતા ત્યારે ત્યારે નેપાળ સરકાર અંગ્રેજોનું કહેવું સ્વીકારી લેતી.[3] આ વખતે પણ ખરી રીતે જમીનદારો અને નેપાળ સરકાર

---

the moral and physical energies of the parent country, it is to the vales and mountains of the Indian Alps that we must look for their existence, it will be to the Gorkha War that they will trace their origin."—Mill's *History of British India*, vol. viii, pp. 59-60.

3 *History of the Political and Military Transactions in India during the Administration of the Marquis of Hastings*, by Henry T. Prinsep, pp. 63 et seq.

વચ્ચે જ તકરાર થઈ હતી અને જો અંગ્રેજોએ ધાર્યું હોત તો આ તકરારનો શાંતિથી અંત આવત.

### ઝઘડો ઊભો કર્યો

પરંતુ આ વખતે હેસ્ટિંગ્સની ઇચ્છા જુદી જ હતી. હેસ્ટિંગ્સ ભારતમાં આવ્યો તે પૂર્વે જ એક તકરાર તો ઊભી થઈ હતી, અને તેની પતાવટ માટે આવી જાતનું એક સંયુક્ત કમિશન પણ કામ કરતું હતું. આ કમિશનમાં કંપની તરફનો વકીલ મેજર બ્રેડશૉ હતો. એમ જણાય છે કે આ વકીલને હેસ્ટિંગ્સ તરફથી સૂચના મળી ગઈ. ઈ. સ. ૧૮૧૪ના માર્ચમાં એક દિવસ અચાનક અને કશા પણ કારણ વગર મેજર બ્રેડશૉએ નેપાળી કમિશ્નરોનું અપમાન કર્યું. પ્રો. વિલ્સન લખે છેઃ—

> " નેપાળી કમિશ્નરો મેજર બ્રેડશૉને મળવા આવ્યા. મેજરે તેમની સાથે અસભ્ય ભાષા વાપરી. પેલા લોકો ચૂપ થઈ ગયા. અને જ્યારે તેમણે જોયું કે તેમની સામે કશું કામ મૂકવામાં આવ્યું નથી ત્યારે તેઓ ઊઠીને ચાલતા થયા. "[૪]

હેસ્ટિંગ્સને બહાનું મળી ગયું. જે જમીન બાબત તકરાર થઈ હતી તે જમીન આ વખતે નેપાળને તાબે હતી. હેસ્ટિંગ્સે મામલો મિટાવવાને બદલે એ તકરારી જમીન ખાલી કરી જવા માટે નેપાળના મહારાજા ઉપર કાગળ લખી મોકલ્યો. આ પત્ર ગોરખપુરના મૅજિસ્ટ્રેટ મારફત નેપાળ–દરબાર પાસે પહોંચાડવામાં આવ્યો. એ જ દિવસે હેસ્ટિંગ્સે ગોરખપુરના અંગ્રેજ મૅજિસ્ટ્રેટ ઉપર પણ કાગળ લખ્યો કે જો નેપાળના મહારાજાને કાગળ મોકલ્યા પછી પચીશ દિવસની અંદર નેપાળી સેના એ તકરારી જમીન ખાલી ન કરી જાય તો ગોરખપુરથી કંપનીની સેના મોકલીને એ જમીનનો કબજો લઈ લેવો.

### હુમલાની શરૂઆત

નેપાળી લોકો સમજી ચૂક્યા કે અંગ્રેજો લડાઈ કરવા જ માગે છે. નેપાળી જાતિ એક વીર જાતિ છે. આ સમય સુધી તેમણે કદી પરાધીનના તો શું પણ પરાજયનો પણ અનુભવ કર્યો નહોતો. તેમણે લડાઈની આ માગણી સ્વીકારી લીધી; છતાં પણ તેમણે ગવર્નર જનરલના આ અશિષ્ટ કાગળનો

૪ *History of British India*, by Mill and Wilson,, vol. viii, p. 2, footnote.

અત્યંત શિષ્ટ ભાષામાં જવાબ વાળ્યો, જેમાં પોતાના તરફથી મૈત્રી કાયમ રાખવાની ઇચ્છા પ્રગટ કરવામાં આવી હતી. આ બાજુ પચીશ દિવસ પૂરા થતાં જ ગોરખપુરના મેજિસ્ટ્રેટે તકરારી ભૂમિનો કબજો લેવા માટે ગોરા સિપાઈઓની ત્રણ ટુકડી રવાના કરી દીધી. હજી પણ ગુરખા લોકો આ વસ્તુ માટે તૈયાર નહોતા. તેઓ અંગ્રેજ–સેનાનો વિરોધ કર્યા વગર પાછા હઠયા. એ મુલકમાં કેટલાંક થાણાં બેસારીને અંગ્રેજ–સેના પાછી ચાલી ગઈ. પરંતુ હજુ તો અંગ્રેજ–સેના ગોરખપુર પહોંચી પણ નહોતી ત્યાં તો ઈ. સ. ૧૮૧૪ના મેની ૨૯મી તારીખે સવારે ગુરખા–સેનાએ અંગ્રેજી થાણાં ઉપર હુમલો કરીને કબજો મેળવી લીધો. આ હુમલાનો જવાબ આપવો જ જોઈએ; પરંતુ હેસ્ટિંગ્સના માર્ગમાં હજી બે મુશ્કેલીઓ બાકી હતી. એક તો યુદ્ધ શરૂ થાય એ પહેલાં નેપાળ સાથે જે અંગ્રેજો વેપાર ચલાવતા હતા તેઓને પાછા બોલાવી લેવાની ગવર્નર જનરલની ઇચ્છા હતી; અને બીજું આવા વિશાળ યુદ્ધ માટે પૂરતા ધનની પણ જરૂર હતી.

#### અયોધ્યાનો નવાબ મદદે

જૂન માસમાં માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સ ધનની શોધમાં કલકત્તાની ઉત્તર પૂર્વના પ્રાંતો તરફ રવાના થયો. આ વખતે કંપનીની આર્થિક દશા બહુ ખરાબ હતી. કંપનીની હુંડીઓનો બજારભાવ ૧૨ ટકા ઘટેલો હતો, (૧૦૦ ની હુંડીનો ભાવ—૮૮ રૂપિયા હતો.) પરંતુ કંપની અને તેના અમલદારોની કામધેનુ જેવો અયોધ્યાનો નવાબ હજી મોજૂદ હતો. આ વખતે મસનદ ઉપર નવાબ ગાઝીઉદ્દીન હૈદર હતો. કહેવાય છે કે અંગ્રેજ રેસિડેન્ટ મેજર બેલીના ખરાબ વર્તનને લીધે નવાબ જિંદગીથી કંટાળી ગયો હતો; અને એટલી હદે આ મામલો પહોંચ્યો કે આની ફરિયાદ ગવર્નર જનરલ સુધી પહોંચી અને તરત જ તે કલકત્તાથી લખનૌ જવા ઊપડયો.

#### અયોધ્યાના નવાબને અન્યાય

લૉર્ડ હેસ્ટિંગ્સે પોતાની રોજનીશીમાં જાતે જ લખ્યું છે, કે:—[૫]

"નવાબ–વજીર મેજર બેલીના ઉદ્ધત પ્રભુત્વ નીચે દર કલાકે નિસાસા મૂકતો હતો. તેને એવી આશા હતી કે આ અન્યાયમાંથી હું

૫ "Nawab-Varier had reckoned on being emancipated from the imperious domination of Major Baillie under which His Excellency groaned every hour, but that I had riveted him in

તેને ઉગારીશ; પરંતુ મેં તો મેજર બેલીના પ્રભુત્વને રીવેટ લગાવીને પાકું બનાવી દીધું. મેજર બેલી અત્યંત ઝીણી ઝીણી બાબતોમાં પણ નવાબ ઉપર હકૂમત ચલાવતો હતો. જ્યારે નવાબને કંઈ કહેવું હોય ત્યારે મેજર અગાઉથી બિલકુલ જણાવ્યા વગર સીધો ગમે ત્યારે મહેલમાં જઈ પહોંચતો, પોતાના માણસોને જબરદસ્તીથી મોટા પગારે નવાબને ત્યાં નોકરી ઉપર રાખતો અને આ જ લોકો નવાબ ઉપર જાસૂસ તરીકે કામ કરતા હતા; અને આ બધા ઉપરવટ મેજર નવાબની સાથે એવી હકૂમતથી વાતચીત અને વ્યવહાર ચલાવતો કે જેથી લોકોની નજરે નવાબની અપ્રતિષ્ઠા થતી."

આટલું છતાં પણ એમ કહેવાય છે કે નવાબ ગાઝીઉદ્દીન હેસ્ટિંગ્સ ઉપર એટલો બધો ખુશી થયો, કે "પોતાની કૃતજ્ઞતા બતાવવા માટે"[૬] તેણે અઢી કરોડ રૂપિયા કરજે ધીર્યા.

આ અઢી કરોડની રકમ નવાબ પાસેથી કઈ રીતે વસૂલ કરવામાં આવી અને વસૂલ કરતાં નવાબને કેવો સતાવવામાં આવ્યો તેનું વર્ણન મેજર બર્ડે વિસ્તારથી કર્યું છે.[૭] આ મુસાફરીમાં જ હેસ્ટિંગ્સે નેપાળયુદ્ધ માટેની વિસ્તૃત યોજના તૈયાર કરી અને લખનૌથી જ ઈ. સ. ૧૮૧૪ના નવેમ્બરની ૧લીએ યુદ્ધ જાહેર કર્યું.

### યુદ્ધની વિશાળ તૈયારી

કંપનીના રાજ્ય કરતાં નેપાળનું રાજ્ય ઘણું નાનું હતું. બંને રાજ્યો વચ્ચે સતલજથી કુશી નદી સુધી ૬૦૦ માઈલ લાંબી સરહદ હતી. યુદ્ધની

his position. Major Baillie dictated to him in the merest trifles, broke in upon him at his palace without notice, whensoever he (Major Baillie) had anything to proscribe, fixed his (Major Baillie's) creatures upon His Excellency with large salaries, to be spies upon all his actions; and above all, lowered His Excellency in the eyes of his family and his subjects by the magisterial tone which he constantly assumed."—*Private Journal of the Marquess of Hastings*, Panini Office, Allahabad, p. 97

૬ "out of gratitude"

૭ *Dacoitee in Excelsis or Spoliation of Oudh, by the East India Company*, by Major Bird, chap. iv, pp. 58-76.

જાહેરાત કરતા પહેલાં આ સરહદ ઉપર જુદાં જુદાં પાંચ સ્થાનોથી હુમલાઓ કરવાની યોજના કરવામાં આવી. આ પાંચે સેનાઓને નીચે મુજબ વિભાગવામાં આવી હતી:—

(૧) પ્રથમ સેના કર્નલ ઑક્ટરલોનીને તાબે લુધિયાણામાં રાખવામાં આવી. આ ઑક્ટરલોની દિલ્હીમાં મુસલમાની ઢબે રહેતો અને તેણે અનેક હિંદી રંડીઓ રાખી હતી, જેઓ ગુપ્ત જાસૂસનું કામ આપતી. તેની પાસે લગભગ ૬૦૦૦ હિંદી પાયદળ અને તોપખાનાના થોડાએક સૈનિકો હતા. સતલજ પાસેની ટેકરીઓ પરથી નેપાળ ઉપર ચડાઈ કરવા માટે આ સેના રાખવામાં આવી હતી.

(૨) બીજી સેના મીરતમાં મેજર–જનરલ જિલેસ્પીને અધીન હતી. દેહરાદૂન, ગઢવાલ, શ્રીનગર અને નાહન ઉપર હુમલો કરવાનું આ સેનાને સોંપાયું હતું. આ સેનામાં લગભગ ૧૦૦૦ ગોરા સિપાઈઓ અને ૨૫૦૦ દેશી પાયદળ હતું.

(૩) ત્રીજી સેના મેજર–જનરલ વૂડની સરદારી નીચે બનારસ તરફ ગોરખપુરમાં એકઠી કરવામાં આવી. આમાં લગભગ ૧૦૦૦ ગોરા સિપાઈઓ અને ૩૦૦૦ દેશી સિપાઈઓ હતા. બૂટવાલને રસ્તે પાલ્પામાં પ્રવેશ કરવાનું આ સેનાને સોંપાયું હતું.

(૪) ચોથી સેના મેજર–જનરલ મોરલેની સરદારી નીચે મુર્શિદાબાદથી એકઠી કરવામાં આવી. આમાં ૯૦૭ ગોરા અને ૭૦૦૦ દેશી સિપાઈઓ હતા. નેપાળ ઉપર હુમલો કરવા માટેનું મુખ્ય લશ્કર આ જ હતું. આ સેનાને ગંડક અને બાગમતી નદીઓની વચ્ચેની ખીણોમાં થઈને નેપાળની રાજધાની ખટમંડૂ ઉપર ચડાઈ કરવાનું સોંપાયું હતું.

(૫) પાંચમી સેના કુશી નદીની પેલી પાર વધારે પૂર્વમાં મેજર લેટરની સરદારી તળે જમા કરવામાં આવી હતી. આ સેનામાં લગભગ ૨૦૦૦ સિપાઈઓ હતા. આ મેજરનું મુખ્ય કામ પૂર્ણિયાની સરહદનું રક્ષણ કરવાનું અને સિક્કિમના રાજાને નેપાળના મહારાજા વિરુદ્ધ ફોડીને પોતાના પક્ષમાં લેવાનું હતું.

આ રીતે તોપો વગેરે સહિત ૩૦,૦૦૦ની સેના નેપાળ ઉપર ચડાઈ કરવા માટે તૈયાર થઈ. આ સેનાની સામે થવા માટે નેપાળ સરકાર મહા મુશ્કેલીએ ૧૨,૦૦૦નું લશ્કર જમાવી શકી. અંગ્રેજોની સરખામણીમાં

નેપાળી લોકો ધન પણ ખરચી શકે એવું નહોતું, તેમનાં હથિયાર પણ એટલાં ઉત્તમ પ્રકારનાં નહોતાં; અને કપટનીતિમાં તો અંગ્રેજોની તોલે એ આવી શકે એમ જ નહોતું.

**વીર બલભદ્રસિંહ**

સૌથી પ્રથમ મેજર–જનરલ જિલેસ્પીએ નેપાળની સરહદમાં સેના સહિત પ્રવેશ કર્યો. આ વખતે નાહન અને દેહરાદૂન બંને નેપાળના કબજામાં હતા. નાહનનો રાજા અમરસિંહ થાપા નેપાળના દરબારનો એક પ્રસિદ્ધ સેનાપતિ હતો આ અમરસિંહના ભત્રિજા બલભદ્રસિંહને ફક્ત ૬૦૦ માણસો સહિત દેહરાદૂનની રક્ષા માટે નીમવામાં આવ્યો હતો. અંગ્રેજી સેનાના આવવાના સમાચાર મળતાં જ દેહરાદૂનથી સાડા ત્રણ માઈલ દૂર આવેલ નાલાપાણીની સૌથી ઊંચી ટેકરી ઉપર કલંગા નામનો એક નાનો કિલ્લો બલભદ્રસિંહે ખડો કરી દીધો. હજી તો મોટા મોટા પથ્થરો અને જંગલનાં લાકડાં વતી આ કિલ્લાની દીવાલો ઊભી કરવામા આવતી હતી, ત્યા જ જિલેસ્પીની સેનાનો મોટો ભાગ કર્નલ મૉબીના આધિપત્ય નીચે ૨૪મી ઑક્ટોબરે દેહરાદૂન પહોચી પણ ગયો. કહેવાય છે કે દેહરાદૂન સુધી પહોચવામા "બૈરીના જમીનદારોએ" અને "બહાદુરસિંહના પુત્ર રાણા જીવનસિંહે" અંગ્રેજોને મદદ કરી. ખુદ જિલેસ્પી પોતે જરા પાછળ રહી ગયો. અહી આપણે યાદ રાખવુ જોઈએ કે હજી યુદ્ધની જાહેરાત તો આ બનાવ પછી આઠ દિવસે કરવામા આવી, છતાં પણ આ વખતે પોતાની નાની સેના સહિત અને નામ માત્રના કિલ્લામાં પોતાનાથી નવગણી મોટી અને ઘણી સમૃદ્ધ એવી સેના સાથે સેનાપતિ બલભદ્રસિંહે જે વીરતાથી ટક્કર લીધી એ દુનિયાના ઇતિહાસમા અમર થઈ જશે.

કલંગાના કિલ્લામા બલભદ્રસિંહની પાસે ફક્ત ૩૦૦ સિપાઈઓ તથા ૩૦૦ સ્ત્રીઓ અને બાળકો હતા. કર્નલ મૉબીને તો ખાતરી હતી કે આવા નાના અધકચરા કિલ્લામા આટલી નાની સેનાથી બલભદ્રસિંહ આવડી મોટી અંગ્રેજી સેના સામે ટકી શકવાનો જ નથી. ૨૪મી ઑક્ટોબરની રાતે મૉબીએ બલભદ્રસિંહને લખ્યું કે કિલ્લો અમને સોંપી દો. બલભદ્રસિંહે મૉબીના દૂતની નજરે જ કાગળ વાચીને કટકા કરી નાખ્યા અને એ દૂત મારફત અંગ્રેજ સેનાને યુદ્ધનુ આહ્વાન આપ્યુ.

૨૫મી તારીખે સવારમાં કર્નલ મૉબી પોતાની સેના સહિત નાલાપાણીની તળેટીમાં જઈ પહોચ્યો દુર્ગની ચારે તરફ તોપો લગાવવામાં આવી.

દુર્ગની અંદરથી નેપાળી બંદૂકો અંગ્રેજી તોપોનો સામો જવાબ વાળવા લાગી. ઑખ્ટરલોનીએ જોયું કે શત્રુને વશ કરવો એ ધાર્યા જેટલું સહેલું કામ નથી. તેણે તરત જિલેસ્પીને ખબર આપ્યા. આ વખતે જિલેસ્પી સહરાણ-પૂરમાં હતો. ૨૬મી ઑક્ટોબરે જિલેસ્પી નાલાપાણી પહોંચ્યો. ત્રણ દિવસ તૈયારી કરવામાં ગાળ્યા. ત્યાર પછી ચારે બાજુથી કિલ્લા ઉપર હુમલો કરવાની આજ્ઞા મળી. એક તરફની પલટન કર્નલ કાર્પેન્ટરને અધીન, બીજી તરફની કૅપ્ટન ફૅસ્ટરને અધીન, ત્રીજી તરફ મેજર કેલીને અધીન અને ચોથી તરફની પલટન કૅપ્ટન કૅમ્પબેલને અધીન હતી. મેજર લડલોને અધીન એક પાંચમી સેના ખાસ જરૂર પડે ત્યારે વાપરવા માટે પાછળ રાખવામાં આવી.

### નેપાળી સ્ત્રીઓનું વીરત્વ

ચારે બાજુથી કલંગા ઉપર સખત મારો શરૂ થયો. અંગ્રેજી તોપોએ બલભદ્રસિંહના ફક્ત ૩૦૦ વીરોમાંથી અનેકનું ખળું કરી નાખ્યું; છતાં પણ કિલ્લામાંથી બંદૂકોની ગોળીઓ તોપોની સામે સતત જવાબ વાળતી જ રહી, અને જે અંગ્રેજ-યોદ્ધાઓ કિલ્લા ઉપર ચડવાની કોશિશ કરતા હતા તેમને મારતી રહી ને હઠાવતી રહી. કપ્તાન વાન્સીટાર્ટ લખે છે કે ગોળીબારની ઝડીમાં સ્પષ્ટ રીતે કોઈ વાર જણાતું હતું કે નેપાળી સ્ત્રીઓ કિલ્લા ઉપર ઊભી રહીને બેધડક શત્રુઓ ઉપર પથ્થર ફેંકયા કરતી હતી. અંતે પાછળથી દીવાલના ગાબડામાં સ્ત્રીઓની લાશો હાથ આવી હતી. અંગ્રેજી સેનાએ અનેક વાર કિલ્લાની દીવાલ સુધી પહોંચવાના પ્રયત્નો કર્યા, પણ બધા નિષ્ફળ ગયા. આમાં અનેક અંગ્રેજ-અમલદારો તથા સિપાઈઓ મરાયા. મેજર જનરલ જિલેસ્પી પણ આમાં જ મરાયો.

### જિલેસ્પીનું કરુણ મૃત્યુ

ખરી રીતે જિલેસ્પીનું મોત અત્યંત કરુણ ગણાય. એનું મુખ્ય કારણ ગોરા સિપાઈઓની કાયરતા જ હતું. ઇતિહાસલેખક વિલ્સન લખે છે કે વારંવારના પરાજયથી ચિડાઈને જિલેસ્પી પોતે ત્રણસો ગોરા સિપાઈઓની ટુકડી લઈ કિલ્લાના દરવાજા તરફ ધસ્યો, પણ કિલ્લાની અંદરથી પથ્થર અને ગોળીઓનો વરસાદ શરૂ થતાં જ બધા ગોરા સિપાઈઓ પાછા હઠયા; વીર જિલેસ્પી એકલો આગળ વધ્યો. તેણે પોતાની ખુલ્લી તરવાર ઘુમાવીને પોતાના સિપાઈઓને આગળ આવવા ઉશ્કેર્યા, પરંતુ વ્યર્થ. એટલામાં કિલ્લાના દરવાજા ઉપરથી એક ગોળી આવીને જિલેસ્પીની છાતીમાં લાગી; જિલેસ્પી ત્યાં જ ઢળી પડ્યો.

### કલંગાનો કિલ્લો

કલંગાના કિલ્લાના દરવાજા ઉપર એટ મોટી તોપ હતી. એના મારાને લીધે શત્રુ આગળ વધી શકતા નહોતા. ગુરખાઓનાં તીરોના વરસાદે પણ અંગ્રેજોને હેરાન કર્યા હતા. ઉપરાંત વિલિયમ્સ લખે છે કે એવી ભયંકર વીરતાથી ગુરખા લોકો લડતા હતા કે શત્રુઓ કિલ્લાની દીવાલ સુધી પહોંચવાનું સાહસ કરી શકતા નહોતા. ભારતવર્ષમાં તો લગભગ બધી જ જગાએ આવા અતિશય કટોકટીના મામલાને પ્રસંગે અંગ્રેજ-સિપાઈઓએ પણ બેહદ કાયરતા બતાવી છે.

જિલેસ્પીના મૃત્યુ પછી મોબી થોડા કાળ માટે લશ્કરનો સેનાપતિ થયો. કિલ્લાનો ઘેરો ચાલુ રાખવાને બદલે જલદી પાછા હટવામાં જ મોબીએ પોતાની બુદ્ધિમત્તા બતાવી. પાછા હઠીને એણે મદદ માટે દિલ્હી કાગળ લખ્યો. એક મહિને વધારે તોપો અને વધારાની ફોજ દિલ્હીથી દેહરાદૂન આવી. ૨૫મી નવેમ્બરે ફરી એક વાર અંગ્રેજી સેનાએ કિલ્લો જીતવા માટે પ્રયત્ન કર્યો, પરંતુ આ વખતે પણ પહેલાંની માફક જ હાર ખાઈને પાછા ફરવું પડ્યું. ઘેરો ચાલુ રહ્યો, અને રાતદિવસ કિલ્લા ઉપર તોપોનો મારો શરૂ રાખવામાં આવ્યો.

### ગુરખા-સેનાની લાચારી

દરમિયાન કિલ્લામાં પાણી ખૂટ્યું. નીચેની ટેકરીઓનાં ઝરણાંમાંથી ત્યાં પાણી જતું હતું. આ ઝરણાં આ સમયે અંગ્રેજી સેનાના કબજામાં હતાં. અંગ્રેજોએ કિલ્લામાં પાણી જતું અટકાવ્યું. બલભદ્રસિંહ અને તેના બચેલા સાથીઓની દશા આ વખતે અત્યંત કરુણાજનક થઈ પડી. અંગ્રેજી તોપોના ગોળાઓ પોતાનું કામ કર્યે જતા હતા. આ દશાને લીધે જખમી થયેલાની ચીસો અને પાણીના ટીપા માટે સ્ત્રીઓ અને બાળકોનો તડફડાટ, ઉપરાંત તદ્દન નામનો જ એવો નાનકડો કિલ્લો અને તેમાં યે અંગ્રેજી તોપોના ગોળાથી ગાબડાં પડેલાં, અને છેલ્લે બહારના અસંખ્ય શત્રુઓ! આ સ્થિતિમાં શત્રુના ગોળાની તો તેઓને ઝાઝી પરવા નહોતી, પણ તરસથી તેઓ લાચાર બની ગયા.

૩૦મી તારીખે સવારમાં જ્યારે અંગ્રેજી તોપોનો મારો ચાલુ હતો, અને કિલ્લામાંથી ગુરખાની બંદૂકો તેને વળતો જવાબ આપી રહી હતી ત્યારે એકાએક કિલ્લાની અંદરની બંદૂકો થોડી ક્ષણ બંધ થઈ ગઈ. અચાનક કિલ્લાનો લોખંડી દરવાજો ઊઘડ્યો.

અંગ્રેજોને સમજાયા કે હવે બલભદ્રસિંહ તાબે થઈ જશે. પરંતુ તેઓએ થાપ ખાધી. કદાચ હજી સુધી શત્રુને શરણે જવાનો વિચાર પણ બલભદ્રસિંહને સ્પર્શો નહિ હોય. કલંગાની અંદરના ૬૦૦ જીવોમાંથી હવે ફક્ત ૭૦ જ બચ્યા હતા, જેમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી. તરસથી આ બધા પીડાતાં હતાં. દરવાજો ઊઘડતાં જ બલભદ્રસિંહની સરદારી નીચે ૭૦ સ્ત્રીઓ તથા પુરુષો હાથમાં ઉઘાડી તલવારે અને ખભે બંદૂકો મૂકીને તથા માથા ઉપર લોખંડી પાઘ ચડાવીને શાંતિ અને હિંમતથી બહાર પડ્યા. બલભદ્રસિંહ ટટ્ટાર ચાલતો હતો; ચહેરો હસતો હતો અને ચાલમાં અકડતા હતી. હજી અંગ્રેજી સેના વિચાર કરે છે કે આ બધું શું થાય છે, ત્યાં તો અંગ્રેજી સેનાની વચ્ચેથી પોતાનો રસ્તો કાપતો કાપતો ૭૦ માણસો સહિત વીર બલભદ્રસિંહ ઝરણા સુધી પહોંચી ગયો. પેટ ધરાઈને તેમણે ઝરણામાંથી પાણી પીધું અને પછી ત્યાંથી લલકાર કર્યો, કે "કોઈની તાકાત નહોતી કે કિલ્લો જીતી શકે; પરંતુ હવે હું મારી ઇચ્છાથી કિલ્લો છોડી જાઉં છું."૮

અદ્ભુત વીરતા

ત્યાર પછી શત્રુના દેખતાં જ એક પલ વારમાં બલભદ્રસિંહ અને તેના સાથીઓ પહાડોમાં ગુમ થઈ ગયા. જ્યારે અંગ્રેજો કિલ્લાની અંદર ગયા ત્યારે ત્યાં પુરુષો, સ્ત્રીઓ તથા બાળકોનાં શબો સિવાય કશું જ નહોતું. કપ્તાન વાંસીટાર્ટ લખે છે કે એક મૂઠીભર સેનાએ અંગ્રેજી ડિવીઝનોને એક મહિના સુધી રોકી રાખી.૯ જનરલ જિલેસ્પી સહિત આ લડાઈમાં અંગ્રેજોના ૩૧ અમલદારો અને ૭૧૮ સિપાઈઓ મરાયા. કલંગા ઉપર કબજો કરતાં જ કિલ્લાને જમીનદોસ્ત કરવામાં આવ્યો. આજે આ સ્થાન ઉપર શાલવૃક્ષનું ગાઢું જંગલ છે. આર. સી. વિલિયમ્સ આ ઘટના સંબંધે લખે છેઃ–

"કલંગના કિલ્લાના રક્ષણનો આ રીતે અંત થયો. આ બચાવકાર્ય કોઈ પણ વીરમાં વીર જાતિ માટે ભૂષણરૂપ હતું."૧૦

૮ "... On abandoning his strong-hold, the Gorkha Leonidas triumphantly exclaimed in a loud voice; 'to capture the fort was a thing forbidden, but now I leave it of my own accord."–*Memoir of Dehra Dun*, by G. R. C. Williams

૯ *Notes on Nepal*, by Captain Vansittart.

૧૦ "Such was the conclusion of the defence of Kulunga, a feat of arms worthy of the best days of chivalry, conducted with a

દેહરાદૂનનાં જંગલોમાં રીચપાના નદીને કિનારે હજી પણ એક નાનું સ્મારક ઊભું છે, જેના ઉપર લખેલું છે —

"અમારા વીર શત્રુ બલભદ્રસિંહ અને તેના વીર ગુરખાઓના સ્મરણમા સમ્માનોપહાર—"૧૧

કલંગાથી નીકળીને બલભદ્રસિંહ પોતાના માણસો સહિત જૈતગઢ નામના બીજા કિલ્લાનો બચાવ કરવા ઊપડી ગયો.

અહીં ૧૦૦૦નું અંગ્રેજી લશ્કર હતું. તેણે કિલ્લા ઉપર હલ્લો કર્યો. બલભદ્રસિંહની પાસે ૫૦૦થી ઓછા સૈનિકો આ વખતે હતા; છતાં પણ અંગ્રેજી સેનાને હાર ખાઈને પાછા હટવાની ફરજ પડી. પછી ૬૦ સૈનિકોને આ કિલ્લાનો બચાવ કરવાનું સોંપીને બાકીના માણસો સહિત બલભદ્રસિંહ જયટકના કિલ્લાનું રક્ષણ કરવા પહોંચ્યો.

કાવતરાં

કંપનીના અમલદારો સમજી ગયા કે આપણા સુપરિચિત 'ગુપ્ત ઉપાયો" વગર એકલી સેના અને તોપોને બળે ગુરખાઓ ઉપર જીત મેળવવી અશક્ય છે. આથી જમના નદીની જમણી બાજુની પહાડી કોમોને નેપાળ-દરબારની વિરુદ્ધ ઉશ્કેરવા માટે ઓખીએ પોતાના એક સારા એવા અમલદાર કર્નલ કાર્પેન્ટરને મોકલ્યો. ઇતિહાસલેખક વિલ્સન લખે છે કે કર્નલ કાર્પેન્ટરના પ્રયત્નથી જૌનસાર પ્રગણાના લોકોએ બળવો કર્યો. આથી બૈરાટ નામના કિલ્લાની મૂઠીભર ગુરખાસેનાને ત્યાંથી પાછા હટવું પડ્યું. કર્નલ ઓખી પોતે સિરમૌરની રાજધાની નાહન પહોંચ્યો. સિરમૌર એ નેપાળની એક સામંત રિયાસત હતી. સિરમૌરના રાજાને કોઈ અપરાધથી ગાદીએથી ઉઠાડીને નેપાળના મહારાજાએ અમરસિંહ થાપાને અહીં નીમ્યો હતો. આ સમયે અમરસિંહ થાપા શ્રીનગરના કિલ્લાનું રક્ષણ કરવામાં રોકાયો હતો. અમરસિંહનો પુત્ર રણજૂરસિંહ નાહનમાં હતો. કર્નલ ઓખીએ અમરસિંહની ગેરહાજરીનો લાભ લઈ ત્યાંના પદચ્યુત રાજાને ફોડીને પોતાના પક્ષમાં લીધો. અમરસિંહે પોતાના પુત્રને લખ્યું, કે તું કિલ્લો છોડીને જયટકના કિલ્લામાં

heroism almost sufficient to palliate the disgrace of our own reverses"—G. R. C. Williams' *Memoir of Dehra Dun.*

૧૧ ". . . As a tribute of respect for our gallant adversary Balabhadra Singh . . And his brave Gorkhas . . ."

પહોંચી જાય અને તેની આસપાસની ટેકરીઓને સેનાથી ઘેરી લે. જયટકના કિલ્લામાં રણજોરસિંહના હાથ નીચે લગભગ ૨૦૦૦નું નેપાળી સૈન્ય હતું. ૨૦મી ડિસેમ્બરે જનરલ જિલેસ્પીની જગ્યાએ જનરલ માર્ટીંડલ નિમાયો. ૨૫મી તારીખે તેણે પોતાની બધી સેના સહિત જયટકના કિલ્લા ઉપર હલ્લો કર્યો. વીર બલભદ્રસિંહ પણ આ વખતે આ જ કિલ્લામાં હાજર હતો માર્ટીંડલની સેના કિલ્લાની નેપાળી સેના કરતાં અનેકગણી વધારે હતી

અંગ્રેજોના પરાજયો

કલંગાના કિલ્લાની હકીકત માર્ટીંડલને મળી ચૂકી હતી તેણે ખબર મેળવ્યા કે જયટકના કિલ્લાની અંદરનું પાણી નીચેના કેટલાક કૂવાઓમાંથી જાય છે. તેણે પોતાની સેનાને બે વિભાગમા વહેંચીને આ કૂવાઓ ઘેરી લેવા મોકલી દીધી, પરંતુ ગુરખાઓએ આ બને સેનાઓને સખત હાર ખવરાવી. બને સેનાઓમાથી કેટલાય મરાયા, કેટલાય કેદ પકડાયા અને બાકીના મેદાન છોડીને ભાગ્યા. આ પરાજય પછી માર્ટીંડલે જયટકના કિલ્લા ઉપર ફરી વાર હુમલો કરવાની હિંમત ન કરી. જનરલ જિલેસ્પીની સેનાની હકીકત અહીં સમાપ્ત થાય છે. જેટલી સેના મીરતથી રવાના થઈ હતી, તેમાંના ત્રીજા ભાગની સેના તો અહી ખતમ થઈ ચૂકી હતી.

બીજી બે સેનાઓ ગોરખપુર અને બિહારમાં એકઠી કરવામા આવી હતી આમા લગભગ ૧૨,૦૦૦ માણસો હતા. આ બને સેનાઓનું કામ પૂર્વમાં થઈને નેપાળની રાજધાની ખટમંડૂ ઉપર હુમલો કરવાનું હતુ; પરંતુ આ બંને સેનાઓને પણ વધારે લજ્જાસ્પદ હાર ખાવી પડી. અનેક જગ્યાએ નેપાળી સેના સાથે યુદ્ધ કરવું પડ્યું, અને દરેક જગ્યાએ બૂરી રીતે હાર ખાઈને પાછા હઠવું પડયુ હતું આ મોટી સેનાના કેટલાય અધિકારીઓ એવા અયોગ્ય અને બીકણ નીવડયા કે ગવર્નર જનરલે તેમને રજા આપી. આજ સુધી જેટલાં યુદ્ધો અંગ્રેજોએ ભારતમાં કર્યાં હતાં, તેમાં આ નેપાળયુદ્ધ વધારે પ્રચંડ અને રક્તમય હતું. આ યુદ્ધમાં ડગલે ડગલે નેપાળી સેનાએ શત્રુઓને પોતાની વીરતાનો અને યુદ્ધકુશળતાનો પરચો બતાવ્યો આ યુદ્ધની બધી લડાઈઓનો વિસ્તાર કરવાની અહિંયાં જરૂર નથી, ઇતિહાસલેખક પ્રિન્સેપ ઉપરોક્ત બંને સેનાઓના પરાજય સંબંધમાં લખે છે.–[૧૨]

" અયોધ્યાની સરહદથી માંડીને રંગપુર સુધી નેપાળી સેનાએ

૧૨ "From the frontier of Oudh to Rangpur, our armies were

જંગલની પેલી પાર જતાં આપણી સેનાઓને સારી રીતે અટકાવી રાખી. તેઓ બેધડક આપણા મુલકમાં આવી પહોંચતા. અને જ્યારે આપણે તેમની સામે કશું જ કરી શકતા નહિ ત્યારે આખા દેશમાં આપણા વિરુદ્ધ અનેક અફવાઓ ઊડતી."

અમરસિંહ અને ઓક્ટરલોની

ચોથી સેના લુધિયાણામાં હતી, તેનો સેનાપતિ ઓક્ટરલોની હતો. પાંચે સેનાપતિઓમાં ઓક્ટરલોનીએ જ કંઈક અંશે વિજય મેળવ્યો હતો. ઓક્ટરલોની પાશ્ચાત્ય કપટનીતિમાં કુશળ હતો; અને કપટનીતિથી જ થોડી-ઘણી સફળતા તે મેળવી શક્યો.

ઓક્ટરલોની નેપાળની સૌથી પશ્ચિમની સરહદ ઉપર હતો. સતલજની પાસેથી તેણે નેપાળની સરહદમા પ્રવેશ કર્યો, સતલજની ડાબી બાજુથી ત્રણ જુદી જુદી પર્વતોની હારો શરૂ થાય છે. આ ત્રણે હારો ઉપર ગુરખાઓએ નાલાગઢ, રામગઢ અને માલમ નામના ત્રણ કિલ્લાઓ બાંધેલા હતા. આની વચ્ચે અને પેલી પાર પણ કેટલાક નાના નાના રાજ્યો હતાં, જે બધાં નેપાળને તાબે હતા. ઓક્ટરલોનીએ પ્રથમ આ રાજ્યોને ફોડવાનું શરૂ કર્યું.

૩૧મી ઓક્ટોબરે ઓક્ટરલોની પોતાની સેના સહિત આ પહાડીઓ ઉપર ચડ્યો ૨૭ નવેમ્બરે તેણે નાલાગઢ ઉપર તોપો માંડી. નાલાગઢ અને તેની પાસેના તારાગઢમા થઈને માંડ માંડ ૫૦૦ ગુરખા સિપાઈઓ હશે. ઓક્ટરલોનીની સેના લગભગ ૬૦૦૦ની હતી ચાર દિવસ પ્રયત્ન કર્યા પછી જ આ બંને કિલ્લા અંગ્રેજોના હાથમાં ગયા ત્યાર પછી ૧૩મી નવેમ્બરે ઓક્ટરલોની રામગઢ ઊપડ્યો. રામગઢમા બલભદ્રસિંહનો કાકો સુપ્રસિદ્ધ અમરસિંહ લગભગ ૩૦૦૦ની સેના સહિત શત્રુની સામે ટક્કર ઝીલવા તૈયાર હતો. આ વખતે ઓક્ટરલોની પાસે ઓછામા ઓછી ૭૦૦૦ સેના હતી; છતાં પણ અમરસિંહે પોતાની ૩૦૦૦ સેનાથી અંગ્રેજોની ૭૦૦૦ની સેનાને કિલ્લાની બહાર જ અટકાવી રાખી, એટલું જ નહિ પણ કેટલીક વાર પોતે કિલ્લામાંથી બહાર નીકળીને તેને હરાવી અને દૂર સુધી નસાડી પણ ખરી.

completely held in check on the outside of the forest, while our territory was insulted with impunity and the most extravagant alarms spread through the country."–Prinsep's *History of the Political and Military Transactions in India, etc.*

ઇતિહાસલેખક પ્રિન્સેપ લખે છે કે આ વિજયને વખતે પણ શત્રુની સાથે ઉદારતા દર્શાવવાનો જે વિશેષ ગુણ એશિયાની જાતિઓમાં છે, તેનો પરિચય આ ગુરખાઓએ પણ અનેક વાર કરાવ્યો. તેમણે મુડદાં લઈ જવાની અને તેમને દફનાવવાની અંગ્રેજોને પૂરતી રજા આપી. પ્રિન્સેપ અને બીજા યુરોપિયન લેખકોના લખવા મુજબ આ કરતાં પણ વધારે ઉદારતા ગુરખાઓએ આ યુદ્ધમાં બતાવી હતી.

ગવર્નર જનરલ ઉપર લખેલ ઓકટરલોનીના એક કાગળ ઉપરથી જણાય છે કે આ વખતે ઓકટરલોનીને પોતાની સફળતા સંબંધમાં ભારે શંકા પડી; છતા પણ આસપાસ વસતા પહાડી રાજાઓની સાથે તે કાવતરાં કરવાના કામમાં મશગૂલ રહ્યો. આ કાવતરાંમાં તેણે સૌથી પ્રથમ હિંદૂર (નાલાગઢ)ના રાજા રામશરણને પોતાના પક્ષમાં ફોડી લીધો. કનિંગહામે પોતાની શીખ લોકોના ઇતિહાસમાં લખ્યું છે કે આ રાજા રામશરણની મદદ અંગ્રેજોને અત્યંત લાભકારક નીવડી. રામશરણે ઓકટરલોનીની સેનાને માણસો તથા રસદ પહોંચાડ્યાં; અંગ્રેજોની તોપોની ફેરવણી માટે રામશરણે જ પોતાના માણસો મારફત મકરામથી નાહર સુધી સડક બનાવરાવી. બીજા એક બિલાસપુરના રાજાને ઓકટરલોનીએ ફોડ્યો. આ રાજા અમરસિંહનો સગો થતો હતો. ઉપરાંત ઓકટરલોનીનો પત્ર મળતાં જ ગવર્નર જનરલે મદદ માટે બીજી વધારાની સેના પણ મોકલી.

આ રીતે એક તરફથી ઓકટરલોની પાસે અમરસિંહ કરતાં બમણી સેના થઈ અને બીજુ બાજુથી નેપાળના અનેક સામંતો તથા પ્રજાને ખોટી લાલચો બતાવીને ઓકટરલોનીએ ફોડી લીધા હતા.

**ઓકટરલોનીનો પરાજય**

આટલું છતાં પણ ઈ. સ. ૧૮૧૪ના નવેમ્બરથી ૧૮૧૫ના એપ્રિલ સુધી જેટલી જેટલી વાર ઓકટરલોનીએ અમરસિંહની સેના ઉપર હુમલા કર્યા, એ બધી વાર ઓકટરલોની હારીનો પાછો હઠ્યો. ઇતિહાસલેખક પ્રિન્સેપે આ બધી લડાઈઓમા અમરસિંહની મુક્તકંઠે પ્રશંસા કરી છે.

આ સમયે નેપાળીઓમાં એક મોટી ખામી જણાતી હતી. તેઓ તથા સેનાપતિઓ ફક્ત પોતાના મુલકનુ રક્ષણ કરવાનું જ લક્ષ્ય રાખતા; તેમણે એક વાર પણ આગળ વધીને અંગ્રેજી મુલક ઉપર આક્રમણ કરવાનો ઇરાદો ન કર્યો. આનું કારણ સંખ્યા, ધન તથા યુદ્ધસામગ્રીમાં તેઓ અંગ્રેજો કરતાં ઊતરતા હતા એ હોય, કે પછી તેઓ વૃથા લોહી રેડવાથી વિરુદ્ધ

હોય; ગમે તે હો, પણ આને પરિણામે અંગ્રેજોને પોતાના "ગુપ્ત ઉપાયો" અજમાવવાનો પૂરતો વખત મળ્યો.

**કુમાયૂં અને ગઢવાલ**

પશ્ચિમમાં ઑકટર્લોનીનાં કાવતરાં ચાલુ હતાં. પૂર્વની સેનાનો ઉપરી મેજર લેટર હતો. તેણે સિકિમના રાજાને પોતાના પક્ષમાં વાળી લીધો અને તેની જ મદદથી નેપાળના મોરાંગ પ્રાંત ઉપર કબજો મેળવ્યો.

ગવર્નર જનરલને આ અરસામાં સમજાયું કે નેપાળની સરહદનો સૌથી વધારે નાજુક ભાગ કુમાયૂં અને ગઢવાલ તરફનો છે. કુમાયૂંનો પ્રાંત આ વખતે નેપાળના તાબામાં ચૌતરા બામશાહ નામના એક સૂબેદારના હાથ નીચે હતો. ગવર્નર જનરલે આની સાથે કાવતરું રચવા માટે કર્નલ ગાર્ડનરને નીમ્યો. આ જ ગાર્ડનરે અગાઉ હોળકરને ત્યા નોકરી કરી હતી; અને વિશ્વાસઘાતના અપરાધ માટે તેને ત્યાથી રુખસદ મળી હતી. ગાર્ડનરે ઇસ્લામ વિધિ મુજબ એક મુસલમાન સ્ત્રી સાથે લગ્ન કર્યાં હતા. કાવતરા કરવામાં તે ઑકટરલોનીજેટલો જ સિદ્ધહસ્ત હતો, ગાર્ડનરની મદદમા રથરફોર્ડ નામના બીજા એક અંગ્રેજને મૂકયો. તે ગઢવાલ અને કુમાયૂમા કંપનીના વેપારી એજન્ટ તરીકે અને પછી મુરાદાબાદમા સિવિલ સર્જન તરીકે અગાઉ રહ્યો હતો. લખાયુ છે કે ડૉક્ટર રથરફોર્ડે કુમાયૂ અને ગઢવાલમા અનેક પંડિતો, દેશી સિપાઈઓ અને બીજા લોકોને પગાર આપીને જાસૂસો તરીકેનુ કામ તેમની પાસેથી લીધુ હતુ. કેટલાક અંગ્રેજ–લેખકોનો એવો મત છે કે નેપાળયુદ્ધના વિજયનુ માન આ બંને અંગ્રેજોને જ મળવુ જોઈએ. ગાર્ડનર અને રથરફોર્ડ બંનેને તેમના કાર્યમા સફળતા મળી. કુમાયૂં અને ગઢવાલના શાસકો અને મોટા ભાગની પ્રજા નેપાળ–દરબારની વિરુદ્ધ અંગ્રેજોના પક્ષમાં ભળી ગઈ. અંતે થોડીક સેનાનો દેખાવ કરીને વગર રક્તપાતે અંગ્રેજી સેનાએ કુમાયૂં અને ગઢવાલનો કબજો લીધો. જરૂર અયોધ્યાના અઢી કરોડ રૂપિયાએ આ કામમાં હેસ્ટિંગ્સને ઘણી મદદ આપી.

આ રીતે નેપાળના બે સારા પ્રાંતો ફક્ત લાંચરુશ્વતને લીધે જ નેપાળી રાજ્યમાંથી છૂટા પડ્યા. નેપાળ-દરબારને આનો જબરો ફટકો લાગ્યો.

**'લાંબી થેલી'**

ઉપર આવી ગયું છે કે નેપાળીઓને ૬૦૦ માઈલ જેટલી લાંબી સરહદનું રક્ષણ કરવાનું હતુ. તેમની પાસે અંગ્રેજો કરતાં માંડ અરધી સેના હતી આટલું છતાં પણ જ્યા જ્યાં અંગ્રેજોની સાથે ખુલ્લું યુદ્ધ થયું ત્યાં

ત્યાં નેપાળીઓ વીરતા અને યુદ્ધકુશળતા બંનેમાં અંગ્રેજો કરતાં ચડિયાતા સાબિત થયા, અને દરેક લડાઈમાં શરમથી અંગ્રેજોને પાછા હઠવું પડ્યું; પરંતુ આ બધી વીરતા અને યુદ્ધકુશળતા હોવા છતાં, પાશ્ચાત્ય કૂટનીતિ અને અયોધ્યાના ધનના પ્રતાપથી થોડા જ મહિનાની અંદર નેપાળે પૂર્વમાં મોરાંગ પ્રાંત, મધ્યમાં કુમાયૂં અને ગઢવાલ અને પશ્ચિમમાં હિંદૂર અને બિલાસપુરનાં માંડલિક રાજ્યો ગુમાવ્યાં. દેહરાદૂન અને નાલાગઢ અંગ્રેજોએ યુદ્ધ કરીને છત્યાં. પ્રિન્સેપે સ્વીકાર કર્યો છે કે નેપાળયુદ્ધમાં ખાસ કરીને અંગ્રેજોએ પોતાની 'લાંબી થેલી'ને[13] પ્રતાપે જ જીત મેળવી છે.

સંધિની શરતો

પરંતુ હવે આથી વધારે આગળ વધવું અંગ્રેજોને માટે લગભગ અશક્ય હતું. નેપાળી લોકો પણ પાશ્ચાત્ય કૂટનીતિ આગળ લાચાર બની ગયા. બંને પક્ષો હવે સુલેહ માગતા હતા. ઈ. સ. ૧૮૧૫ના જૂનમાં યુદ્ધ બંધ થયું. નેપાળના મહારાજાએ પોતાના કુલપુરોહિત ગજરાજ મિશ્રને અંગ્રેજ પોલિટિકલ એજન્ટ મેજર બ્રેડશોની પાસે સુલેહની વાટાઘાટ માટે મોકલ્યો. મેજર બ્રેડશોએ ગવર્નર જનરલની આજ્ઞાનુસાર જે શરતો મૂકી એ શરતો કોઈ પણ આત્મસન્માની રાજા ન સ્વીકારી શકે. ટૂંકમાં આ જાતની શરતો હતી:—

જેટલો મુલક આજ સુધી અંગ્રેજોએ તાબે કર્યો છે, તે બધો નેપાળ-સરકારે આપી દેવો; ઉપરાંત નેપાળી સરહદ પાસે જ ઘણો મુલક અંગ્રેજોને આપવો; ખટમંડુમાં લશ્કર સહિત એક બ્રિટિશ રેસિડેન્ટને રહેવા દેવો, અને અંગ્રેજોની રજા સિવાય નેપાળના રાજાએ પોતાને ત્યાં કોઈ યુરોપિયનને નોકર રાખવો નહિ વગેરે વગેરે.

અમરસિંહ થાપાનો પત્ર

નેપાળના મહારાજાએ આ શરતો ઉપર ફરી વાર વિચાર કરવાની ગવર્નર જનરલને પ્રાર્થના કરી, પરંતુ ફોગટ. દરમિયાન ગવર્નર જનરલનો હુકમ તો બધી સરહદો ઉપર લશ્કર આગળ ધપાવ્યે જવાનો હતો. જ્યારે યુદ્ધ ચાલુ હતું ત્યારે જ અમરસિંહે પોતાના સ્વામી નેપાળના મહારાજા ઉપર એક કાગળ લખ્યો હતો, તે ઉપરથી તેની વીરતા અને નીતિમત્તાની આપણને ખાતરી થાય છે. આ કાગળમાં અમરસિંહે સલાહ આપી હતી, કે—

૧૩ ". . . the length of the purse"—Prinsep, vol. I, p. 136.

"અંગ્રેજો ઉપર કોઈ રીતે વિશ્વાસ કરવો નહિ. આ લોકો નેપાળના સામંતો સાથે કાવતરાં કરીને નેપાળને કાયમ નિર્બળ બનાવ્યા કરશે. ખટમંડૂમાં કાયમને માટે અંગ્રેજ–રેસિડેન્ડને રાખવામાં ભયંકર જોખમ છે; કારણ કે એમ કરવાથી ધીરે ધીરે સહાયકારી સેના રાખવાનું અને અંતે પરાધીન બનવાનું અનિવાર્ય બની જશે." ભરતપુરના રાજા, ટીપૂ સુલતાન વગેરેના દાખલા ટાંકીને અમરસિંહે નેપાળના મહારાજાને સલાહ આપી, કે "નેપાળમાં અંગ્રેજોને સગવડો આપીને મુસેદ કરવા કરતાં મરદની માફક લડવામાં જ દેશનું વધારે હિત સમાયેલું છે."[૧૪]

આ સમયે અમરસિંહ અંગ્રેજોને બરાબર પી ગયો હતો, એમાં શક નથી. એક તરફથી ગવર્નર જનરલની અસંભવિત માગણીઓ અને બીજી તરફથી અમરસિંહ જેવાની સલાહ અને નેપાળીઓનું સ્વાભાવિક આત્મ-સન્માન, આ બધાનું પરિણામ એ આવ્યું કે સાત મહિના ઉપરવટ યુદ્ધ બંધ રહ્યા પછી જાનેવારી ૧૮૧૬માં નવેસરથી યુદ્ધ શરૂ થયું; પરંતુ બંને પક્ષો થાકી ગયા હતા. આ વખતે માંડ બે મહિના યુદ્ધ ચાલ્યું.

અંતે ઈ. સ. ૧૮૧૬ના માર્ચમાં બને પક્ષો વચ્ચે સંધિ થઈ, જેમાં નેપાળની સ્વતંત્રતા કાયમ રહી; પણ તેમની ભાવિ રાજનૈતિક આકાંક્ષાઓને એક બાજુથી ચીની સામ્રાજ્ય અને ત્રણ બાજુથી અંગ્રેજી સામ્રાજ્યની વચ્ચે પરિમિત કરી દેવામાં આવી. નેપાળની દક્ષિણનો લગભગ એક કરોડની આવકનો પ્રદેશ અંગ્રેજી મુલકમા ભેળવી દેવામાં આવ્યો; અને ખટમંડૂમાં એક બ્રિટિશ રેસિડેન્ટ રહેવા લાગ્યો.

આ સંધિ પછી વીર બલભદ્રસિંહે પોતાના મૂઠીભર સિપાઇઓ સાથે નેપાળની નોકરી છોડી દીધી, અને મહારાજા રણજીતસિંહને ત્યાં નોકરી લીધી તથા રણજીતસિંહ અને અફઘાનોની લડાઇમાં પ્રાણ આપ્યા.

જો કે આ યુદ્ધને પરિણામે નેપાળી રાજ્યનો એક ભાગ કાયમ માટે તોડી લેવામાં આવ્યો, અને અંગ્રેજ રેસિડેન્ટ કાયમનો ખટમંડૂમાં રહેવાને લીધે અનેક દિવસો સુધી કાવતરાં ચાલુ રહ્યાં;[૧૫] તો પણ નેપાળી લોકોની સ્વાભાવિક વીરતા, નેપાળની અંદર અંગ્રેજોને ભોગવવી પડતી મુશ્કેલીઓ

૧૪ Prinsep, vol. i, p, 192

૧૫ *History of Nepal*, by Dr. Daniel Wright, p. 54.

તથા ભારતમાં નેપાળીઓને મળેલો અનુભવ, આ બધાને લીધે અંગ્રેજ રેસિડેન્ટ પોતાના પગ બીજી જગાની માફક નેપાળમાં ખોડી ન શક્યો; અને ઈ. સ. ૧૮૧૬થી આજ સુધીમાં નેપાળની સ્વતંત્રતામાં કોઈ જાતનો ફરક પડયો નથી.

અમરસિંહની બુદ્ધિમત્તા

લગભગ સો વરસ પછી ઈ. સ. ૧૯૧૨માં નેપાળના આ યુદ્ધનું સિંહાવલોકન કરતાં એક અંગ્રેજ-અમલદાર કર્નલ શેક્સપીઅરે ગુરખાની વીરતા, સૌજન્ય અને ઉદારતાનાં ખૂબ વખાણ કર્યાં છે; અને અંતે અમરસિંહની બુદ્ધિમત્તાનું વર્ણન કરતાં લખ્યું છે, કે —

"એ વખતે અંગ્રેજોને નેપાળની સરહદની બહાર રાખવા માટે અમરસિંહે બહુ ગંભીરતાથી ને આગ્રહપૂર્વક નેપાળ-દરબારને સલાહ આપી. એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે અમરસિંહની આ નીતિ ઉપર આજે પણ નેપાળમાં ધ્યાન આપવામાં આવે છે, ને તે મુજબ અમલ કરવામાં આવે છે; અને અમરસિંહની આ સલાહ બરાબર વિચારપૂર્વક અપાયેલી નહોતી એમ કોણ સાબિત કરી શકશે?"[૧૬]

૧૬ " It is also worthy of note that Amar Singh's policy of keeping out the English at all costs from Nepal, so gravely impressed by him on Darbar then, is still kept up, and who shall say that he was not wise ?'—Colonel L W Shakespeare, in the *United Service Journal* for October, 1912

## પ્રકરણ એકત્રીશમું

## હેસ્ટિંગ્સનાં અન્ય કાર્યો

આ પ્રકરણમાં હવે લૉર્ડ હેસ્ટિંગ્સના શાસનકાળની કેટલીક નાની નાની ઘટનાઓની હકીકત આપવા માગીએ છીએ. પ્રથમ ઘટના કચ્છની સ્વાધીનતાનું હરણ કરવાની હતી.

**કચ્છની સ્વાધીનતાનો અંત**

સિંધની દક્ષિણે અને કાઠિયાવાડની ઉત્તરે કચ્છની રિયાસત આવેલી છે. આજે પણ ત્યા જાડેજા વંશના રજપૂત રાવ રાજ્ય કરે છે. લૉર્ડ હેસ્ટિંગ્સે આ રિયાસતની સ્વાધીનતા છીનવી લેવાનો વિચાર કર્યો. બહાનું શોધી કાઢવાની મુશ્કેલી ન નડી. એ દિવસોમાં ઠેરઠેર ધાડો તો પડયા કરતી હતી. કહેવાય છે કે જ્યારે નેપાળયુદ્ધ ચાલતું હતું ત્યારે કચ્છના કેટલાક ધાડપાડુઓએ કાઠિયાવાડના કોઈ ભાગમાં ધાડ પાડી. કાઠિયાવાડના રાજાઓ પેશવા તથા ગાયકવાડના સામંતો હતા, અને પેશવા તથા ગાયકવાડ બંને કંપની સરકારના દોસ્ત હતા; એટલે કચ્છ ઉપર હુમલો કરવા માટે આ બહાનું પૂરતું ગણવામા આવ્યું કર્નલ ઈસ્ટની સરદારી નીચે એક સેના કચ્છ ઉપર હુમલો કરવા માટે રવાના કરવામાં આવી. કચ્છ જેવી નાની રિયાસતને જીતી લેવી એ કંપનીને મન તો રમત હતી. નાની એવી લડાઈને અંતે કર્નલ ઈસ્ટે અંજારનો કિલ્લો જીતી લીધો. પછી કચ્છના રાવને ડરાવવામાં આવ્યો કે સિંધના મુસલમાનો તમારા ઉપર હુમલો કરવાના છે, અને જો તમે અંગ્રેજોનું સંરક્ષણ નહિ સ્વીકારો તો અમીરોને આ કાર્યમાં મદદ આપ્યા વગર અંગ્રેજોને ચાલશે નહિ આ વિચિત્ર ન્યાયના ઔચિત્યનું વિવેચન કરવાની આવશ્યકતા જણાતી નથી. સિંધના અમીરો કચ્છ ઉપર હુમલો કરવાના છે એ વાત પણ બિલકુલ જૂઠી હતી. એ સાબિત કરવાની પણ આવશ્યકતા નથી. આખરે કચ્છના રાવે લાચારીથી

ઈ. સ. ૧૮૧૬માં કંપનીની સાથે સંધિ કરી લીધી. પશ્ચિમ ભારતમાં અગ્રેજોનો પ્રભાવ વધ્યો અને કચ્છની સ્વાધીનતાનો અસ્ત થયો. –

### હાથરસ અને મુરસાન

હાથરસ અને મુરસાન નામનાં બે નાનાં જાટ–રાજ્યોની પણ કથની આટલી ટૂંકી જ છે. ગંગા અને જમના નદી વચ્ચે આવેલાં જાટ–સંસ્થાનો હજી સુધી સ્વતંત્ર હતાં. ભરતપુરની રિયાસત આ જાટ–સંસ્થામાંની જ મુખ્ય રિયાસત હતી. તેને હરાવવાનો પ્રયત્ન કરતાં લોર્ડ લેકને બે વાર હાર ખાવી પડી હતી. ત્રીજી વાર ભરતપુર ઉપર હુમલો કરવામાં લોર્ડ હેસ્ટિંગ્સને બુદ્ધિમત્તા ન લાગી: પરંતુ અંગ્રેજોની જે નામોશી થઈ હતી તે નામોશી દૂર કરવાની પણ કંપનીને જરૂર હતી. આથી લોર્ડ હેસ્ટિંગ્સને હાથરસ અને મુરસાનની બે નાની રિયાસતો ઉપર હુમલો કરીને જીતી લેવાની જરૂર જણાઈ

### હાથરસ કંપનીએ લીધું

ઇતિહાસલેખક પ્રિન્સેપ ચોખ્ખું લખે છે કે હાથરસ ઉપર હુમલો કરવા માટે અંગ્રેજો પાસે કોઈ કારણ નહોતું. હાથરસનો કિલ્લો હિંદુસ્તાનના મજબૂત કિલ્લાઓમાંનો એક ગણાતો હતો. ઈ. સ. ૧૮૧૭ના ફેબ્રુઆરીની ૧૧મીએ કંપનીની સેનાએ અચાનક ચારે બાજુથી હાથરસનો કિલ્લો ઘેરી લીધો. હાથરસના રાજા દયારામને કહેવામાં આવ્યું કે જેવી જાતનો ભરતપુરનો કિલ્લો છે એવી જ જાતનો આ હાથરસનો કિલ્લો પણ છે. આથી ગવર્નર જનરલની એવી ઇચ્છા છે કે આ કિલ્લો અંગ્રેજ–અમલદારોને અંદરથી જોવાની પરવાનગી આપવી, જેથી ફરી વાર ભરતપુર જીતવાની જરૂર ઊભી થાય ત્યારે આ જ્ઞાન કામ આવી શકે. રાજા દયારામ ભરતપુરના પ્રસિદ્ધ રાજા રણજીતસિંહનો સગો થતો હતો. તેણે આ અનુચિત માગણીનો સ્વીકાર ન કર્યો. રાજાને એમ પણ કહેવામાં આવ્યું કે આપ કિલ્લાનો એક જ દરવાજો અમારે હવાલે કરી દો અને તે દરવાજાને તોડી નાખવાની રજા આપો. રાજા દયારામ અંગ્રેજોનો હેતુ સમજી ગયો. તેણે કંપનીના કોઈ પણ માણસને કિલ્લાની અંદર આવવાની રજા ન આપી. તે પોતાના મૂઠીભર માણસો લઈને કિલ્લાનું સંરક્ષણ કરવા તત્પર થયો.

પરંતુ રાજા દયારામની પાસે ન તો કંપની જેટલો સરંજામ હતો કે ન કંપની જેટલી વિશાળ સેના હતી. હાથરસનો કિલ્લો તથા શહેર બંને ઉપર તોપોનો મારો શરૂ થયો. ૨૩મી ફેબ્રુઆરીએ શહેરની દીવાલનો એક

ભાગ તૂટયો કહેવાય છે કે બીજી માર્ચે અંગ્રેજી તોપનો એક ગોળો કિલ્લામાં જ્યાં દારૂ વગેરે સરંજામ રહેતો હતો તેમાં પડયો, તેથી કિલ્લાનો બધો દારૂગોળો સળગી ગયો અને કિલ્લાને પણ ઘણું નુકસાન થયું. આ કિલ્લામાં પણ કંપનીના 'ગુપ્ત ઉપાયો' પોતાનું કાર્ય કરી ચૂકયા હતા એમ જણાય છે; છતાં પણ કિલ્લાની અંદરની તોપો અંગ્રેજોની તોપોનો જવાબ વાળતી રહી. પણ કયાં સુધી? આખરે જ્યારે રાજા દયારામે જોયું કે કંપનીની સેના સામે હવે વધારે વખત કિલ્લાનો બચાવ થઈ શકે એવું નથી, ત્યારે એક દિવસે અરધી રાતે બેચાર સાથીઓ સહિત કિલ્લો છોડીને તે બહાર ચાલ્યો ગયો. માર્ગમાં કેટલાક ગોરા સિપાઈઓએ તેને ઘેરી લીધો; પરંતુ તેમને દયારામે પૂરા કર્યા અને પોતે અંગ્રેજી સેનાના હાથમાંથી બચીને રાજધાની છોડીને નાઠો.

### મુરસાન અંગ્રેજોએ લીધું

હાથરસનો કિલ્લો અંગ્રેજોના હાથમાં પડયા પછી મુરસાનનો રાજા ભગવંતસિંહ હિંમત હારી ગયો. કહેવાય છે કે લડાઈ કર્યા વગર જ તેણે પોતાનો કિલ્લો તથા રાજ્ય બંને અંગ્રેજોને સોંપી દીધાં. આ રીતે હાથરસ તથા મુરસાનની જાટ રિયાસતો કંપનીના મુલકમાં ભેળવી લેવામાં આવી.

### અયોધ્યા અને દિલ્હીનો બાદશાહ

નેપાળયુદ્ધના ખર્ચ માટે અયોધ્યાના નવાબ-વજીર પાસેથી અઢી કરોડ રૂપિયા લેવામાં આવ્યા હતા. આ અઢી કરોડના બદલામાં નવાબને કંઈક આપવું જરૂરી હતું. આથી જે મુલક નેપાળના રાજ્યમાંથી પડાવી લીધો હતો, તેમાંનો થોડોક ભાગ અયોધ્યાના નવાબ ગાઝીઉદ્દીન હૈદરને હેસ્ટિંગ્સે ભેટ આપ્યો; કહેવાય છે કે આ મુલક બિલકુલ વેરાન હતો; અને એને બદલે કંપનીના એક કરોડ રૂપિયાના શેર જો નવાબે ખરીદી લીધા હોત તો પણ તેની વાર્ષિક આવક આ વેરાન મુલકની વાર્ષિક આવક કરતાં ૭ ગણી આવત.[૧]

માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સ અયોધ્યાના નવાબને હજી પણ ચડાવવા માગતો હતો, એનું કારણ એ હતું કે આ વખતે અંગ્રેજો દિલ્હીના બાદશાહના પ્રભાવનો અંત આણવા માગતા હતા. અયોધ્યાનો નવાબ દિલ્હી-સમ્રાટનો સૂબેદાર અને મુગલ દરબારનો વજીર હતો. ઈ. સ. ૧૮૧૯ના

૧ *Dacoitee in Excelsis etc.* by Major bird.

ઓકટોબરમાં લૉર્ડ હેસ્ટિંગ્સે લખનૌમાં એક દરબાર ભરાવ્યો અને નવાબ ગાઝીઉદ્દીન હૈદરને રીતસર 'બાદશાહ'નો ખિતાબ આપ્યો. આનો અર્થ એમ કે હવેથી અયોધ્યાનો નવાબ દિલ્હીના બાદશાહનો તાબેદાર ન રહ્યો; પરંતુ એનો અર્થ એ પણ નહોતો જ કે નવાબની વાસ્તવિક સ્વતંત્રતા આ ઘટનાથી વધી. ગાઝીઉદ્દીનને 'બાદશાહ' બનાવતા પહેલાં ગવર્નર જનરલે તેની સાથે સ્પષ્ટ સમજણ કરી લીધી હતી કે કંપનીની સાથેના તમારા સંબંધોમાં આ ખિતાબથી કશો ફેરફાર નહિ થાય. ખરી રીતે આ હાસ્યોત્પાદક ઘટના ઉપરથી તે સમયના અયોધ્યાના નવાબો કેટલા પરવશ હતા એ જ સમજાય છે.

આ વખતે દિલ્હીના તખ્ત ઉપર સમ્રાટ અકબરશાહ બીજો હતો. સમ્રાટ પ્રત્યે લૉર્ડ હેસ્ટિંગ્સના મનમાં શો ભાવ હતો તે ઈ. સ. ૧૮૧૫ના જાનેવારીની ૨૨મીના અહેવાલ ઉપરથી જાણવા મળે છે. આ વખત સુધી એવી એક પ્રથા હતી કે દરેક ગવર્નર જનરલ દિલ્હી જઈ બાદશાહની મુલાકાત લેતો. અંગ્રેજો દિલ્હીના સમ્રાટને ભારતનો સમ્રાટ ગણતા હતા; અને ખુદ કંપની સરકારના અધિરાજ તરીકે સ્વીકારતા હતા. જ્યારે સમ્રાટની સાથે પત્રવ્યવહાર કરવો હોય કે તેની મુલાકાત લેવી હોય કે વાતચીત કરવી હોય ત્યારે અંગ્રેજ-અમલદારો પ્રાચીન માનમર્યાદાનું પાલન કરતા હતા. લખવામાં આવ્યું છે કે સમ્રાટ અકબરશાહે લૉર્ડ હેસ્ટિંગ્સને દિલ્હી મુલાકાત માટે બોલાવવાની ઇચ્છા કરી. હેસ્ટિંગ્સના પૂર્વાધિકારીઓએ પોતાની મતલબ સાધવા માટે સમ્રાટ શાહઆલમને જે જે વચનો આપ્યાં હતાં, તે બધાંનું સ્મરણ કરાવી આપવાનો અકબરશાહનો કદાચ ઇરાદો હશે; પણ મુલાકાત દરમિયાન કંપની સરકાર દિલ્હીના સમ્રાટની તાબેદાર સરકાર છે અને બાદશાહ કંપનીનો અધિરાજ છે, એવું દર્શાવતી જે રૂઢિઓ અને નિયમોનું પાલન કરવું પડે છે, એ સામે પોતાનો વિરોધ દર્શાવીને હેસ્ટિંગ્સે મુલાકાત લેવાની ના પાડી. આ વિરોધનાં કારણો હેસ્ટિંગ્સે પોતાની ડાયરીમાં લખ્યાં છે. તે લખે છેઃ—[૨]

"દિલ્હીનો બાદશાહ આપણો સાચો અધિરાજ છે, એનો સ્વીકાર કરવામાં એક એવા પ્રકારની સત્તાના અસ્તિત્વનો આપણે સ્વીકાર કરી

૨ It is dangerous to uphold for the Musalmans a rallying point, sanctioned by our own acknowledgment that a just title to

લઈએ છીએ કે સત્તાના ઝંડા નીચે કોઈક વાર પણ મુસલમાનો ચારે બાજુથી એકઠા થઈ શકે. અર્થાત આમ કરવામાં ભયંકર જોખમ સમાયેલું છે."

હેસ્ટિંગ્સનું 'જોખમ' સાચું હતું એમાં શંકા નથી. આ ઘટના પછી માત્ર ૪૨ વરસમાં જ એકલા મુસલમાનોએ જ નહિ, બલકે સમસ્ત ભારતના હિંદુ તેમ જ મુસલમાન બંનેએ દિલ્હીના બાદશાહના ઝંડા નીચે એકત્ર થઈને બ્રિટિશ ભારતીય સામ્રાજ્યને ભયંકર જોખમમાં ઉતાર્યું.

---

supremacy exists in the King of Delhi . . ."—*Private Journal of the Marquess of Hastings*, 22nd January, 1815.

# પ્રકરણ બત્રીશમું

## ત્રીજું મરાઠાયુદ્ધ

### હેસ્ટિંગ્સની નીતિ

નેપાળયુદ્ધ પૂરું થતા જ હેસ્ટિંગ્સની સામ્રાજ્યપિપાસા અનેકગણી વધી ગઈ. ઈ. સ. ૧૮૧૪ના ફેબ્રુઆરીની ૬ઠ્ઠીએ પોતાની ડાયરીમાં હેસ્ટિંગ્સે પોતાની નીતિ સબંધે આ પ્રમાણે લખ્યું છેઃ—[૧]

"જો કદાચ ખુલ્લી રીતે ન બની શકે તો પણ ઓછામાં ઓછું વ્યવહારમાં તો અગ્રેજ–સરકારને આ દેશના અધિરાજને પદે સ્થાપી દેવાનો આપણો ઉદ્દેશ હોવો જોઈએ. દેશની બાકીની રિયાસતો રીતસર ન બને તો પણ વાસ્તવિક રીતે તો આપણા સામંત જેવી જ રહેવી જોઈએ. × × × એમનું એક એ કર્તવ્ય હોવું જોઈએ કે જ્યારે તેમને બોલાવવામાં આવે ત્યારે તેઓ બધા પોતપોતાની સેના સહિત અંગ્રેજ–સરકારની મદદે આવી પહોચે; બીજું જ્યારે આ રિયાસતો વચ્ચે કોઈ વાર અંદર અંદર ઝઘડા થાય, તો એકબીજા યુદ્ધ કરવાને બદલે એ ઝઘડા આપણી સરકાર સમક્ષ રજૂ કરે. × × × જો દિલ્હી દરબાર પોતે અધિરાજ હોવાનો દાવો કરે તો તેના એ દાવાનો નાશ

૧ 'Our object ought to be, to render the British Government paramount in effect, if not declaredly so We should hold the other states as vassals, in substance, though not in name. First, they should support it with all their forces in any call. Second, they should submit their mutual differences to the head of the confederacy (our Government) without attacking each other's territories, . . . The completion of such a system, which must include the extinction of any pretention to pre-eminence in

કરવો, એ પણ આપણી યોજનાનું એક સ્વાભાવિક અને જરૂરી અંગ ગણાવું જોઈએ. આ યોજના પાર પાડવા માટે યોગ્ય સમય અને યોગ્ય પરિસ્થિતિની આવશ્યકતા છે.''

હકીકત એમ હતી કે નેપાળયુદ્ધને પરિણામે કંપનીની આર્થિક મુશ્કેલીઓમાં ઘણો ઘટાડો થયો હતો. અયોધ્યાના નવાબ પાસેથી જે અઢી કરોડની રકમ લેવામાં આવી હતી, તેમાથી કેટલીક ખરચાઈ હતી અને કેટલીક હજુ સિલકમા હતી. ઉપરાંત નેપાળનો જે મુલક આ યુદ્ધને અંતે કંપનીને મળ્યો, તેને યુદ્ધની સમાપ્તિ પછી અંગ્રેજ-અમલદારોએ પેટ ભરીને લૂંટ્યો. આ લૂંટ ઉપરાત નવા મુલકને લીધે કંપનીની વાર્ષિક આવકમાં પણ લગભગ એક કરોડનો વધારો થયો હતો. હવે સેનામાં નવી ભરતી કરવા અને કંપનીની સામ્રાજ્યપિપાસા તૃપ્ત કરવા માટે પૂરતુ ધન હતું.

### ખરો હેતુ

ભારતવર્ષમા આ વખતે સૌથી મોટી શક્તિ મરાઠાઓની હતી. આ શક્તિને જીતી લેવી અથવા તો તેના ફળદ્રુપ પ્રદેશોને કંપનીના મુલકમાં ભેળવી લેવા એ આવશ્યક હતુ. આથી હેસ્ટિંગ્સનુ ધ્યાન પહેલું મરાઠાઓ તરફ જ ગયું. નેપાળયુદ્ધમાથી છુટકારો મેળવ્યા પછી તરત જ તેણે પેશવા, ભોંસલે, સિંધિયા તથા હોળકરની સરહદો ઉપર મોટી સેનાઓ એકઠી કરવાનુ શરૂ કર્યું. આ બધી તૈયારીઓના ખરા હેતુથી મરાઠાઓને અંધારામાં રાખવા માટે એવુ બહાનું બતાવવામાં આવ્યું કે આ બધી તૈયારી તો પીંઢારાઓની લૂંટફાટમાથી અંગ્રેજી મુલકનુ રક્ષણ કરવા માટે જ કરવામાં આવે છે; પણ હેસ્ટિંગ્સનો ખરો હેતુ લાબો કાળ છૂપો રહી શક્યો નહિ.

### પીંઢારાઓનું દમન

હેસ્ટિંગ્સની તૈયારી અને ત્રીજા મરાઠાયુદ્ધની પ્રગતિનુ વર્ણન કરતા પહેલાં આ સ્થળે પીંઢારાઓ તથા તેમના દમનના સંબંધમાં કંઈક લખવું ઉચિત છે. પાછલા એક પ્રકરણમા અમે જણાવી ચૂક્યા છીએ કે પીંઢારા લોકો એ દક્ષિણની વીર અને યુદ્ધપ્રેમી જાતિ હતી, અને શિવાજીના સમયથી માંડીને ઓગણીશમી સદીની શરૂઆત સુધી મરાઠા રાજાઓની સેનાના

the Court of Delhi, demands time and favourable coincidence."
—*Private Journal of the Marquess of Hastings*, February 6th, 1814, p. 30.

એક મહત્ત્વના અંગ જેવી બની હતી.

**પીંઢારાઓની વિશિષ્ટતા**

એ સમયના અનેક અંગ્રેજ–ઇતિહાસલેખકોએ પીંઢારાઓને ડાકુ, લૂંટારા, ખૂની ને નિર્દય તરીકે વર્ણવ્યા છે. પણ ઇતિહાસ તપાસતાં જણાય છે કે પીંઢારાઓનો ધંધો ધાડપાડુઓનો નહોતો, તેમ તેઓ સ્વભાવથી નિર્દય પણ નહોતા. અગાઉ લખવામાં આવ્યું છે કે આ લોકો નર્મદાને કિનારે કિનારે રહેતા હતા, અને ઇમાનથી પરિશ્રમ કરીને પોતાનું તથા બાળબચ્ચાંનું ગુજરાન ચલાવતા હતા. શાંતિના સમયમાં આ લોકો પોતાના ટટ્ટુ તથા બળદ ઉપર માલ લાદીને એક સ્થળેથી બીજે સ્થળે માલની હેરફેર કરતા હતા, અને યુદ્ધને વખતે મરાઠા રાજાઓની સેનામાં ભરતી થતા હતા. ઇતિહાસલેખક માલ્કમ લખે છે :—

> "મલ્હારરાવ હોળકર તથા તુકોજી હોળકરના સમયમાં પીંઢારાઓને × × × જણ દીઠ રોજના ચાર આના આપવામાં આવતા; ઉપરાંત તેઓ પોતાના ટટ્ટુઓ તથા બળદ ઉપર અનાજ, ચારો અને લાકડાં લાદીને પોતાનો ગુજારો કરતા હતા. પીંઢારાબજાર એ આવી ચીજોની મોટી બજાર હતી."[2]

એ સમયના ચાર આના એ આજના લગભગ અઢી રૂપિયા બરાબર થતા હતા. આ જ અંગ્રેજ–લેખક પીંઢારાઓના સ્વભાવ સંબંધે લખે છે:—

> "આ એક ખાસ ધ્યાન ખેંચે એવી બાબત છે, કે × × × જે પુરુષ, સ્ત્રી અને દરેક ઉંમરના કેદીઓ પીંઢારાઓના હાથમાં આવતા હતા, તેમની પાસેથી જો કે પીંઢારાઓ સેવા લેતા હતા, તેમને પોતાના સરદારોને આપી દેતા હતા અને તેમનાં સગાંસંબંધીઓ પાસેથી ધન લઈને છૂટા પણ કરતા હતા, છતાં કદી પણ તેઓ પોતાના કેદીઓને ગુલામ તરીકે બીજાના હાથમાં વેચી દેતા નહોતા, અને વણજારાની માફક કદી ગુલામોની ખરીદી અને વેચાણ કરતા નહોતા."

પ્રોફેસર વિલ્સને એમ પણ લખ્યું છે, કે.—

> "સામાન્યતઃ પીંઢારા શૂરવીર હોવા ઉપરાંત ઇમાનદાર અને વફાદાર પણ હતા; અને જે જે ગામોમાં થઈને તેઓ પસાર થતા તે તે ગામોમાં એટલા બધા પ્રિય થઈ પડતા કે પાછળથી ગામલોકો

---

૨ Malcolm's *Report on Central India*, vol. i, p. 430

તેમની બાતમી આપવા કે મદદ આપવા તૈયાર થતા નહિ."

અમે પાછલા એક પ્રકરણમાં બતાવી ગયા છીએ કે ખુદ કંપનીના અમલદારોએ જ તેમને ઉશ્કેરીને અને પૈસા આપીને અનેક વાર તેમના ધણી મરાઠાઓની સાથે વિશ્વાસઘાત કરાવરાવ્યો હતો; અને દેશી રાજાઓના મુલકો લૂંટાવ્યા હતા. પીંઢારાઓનો આ જાતનો ઉપયોગ કરવો એ તો એ દિવસોમાં કંપનીના અમલદારોની એક સામાન્ય નીતિ થઈ પડી હતી; પરંતુ અંગ્રેજોનો સંસર્ગ થયા પહેલાં પીંઢારાઓનો ધંધો ન તો ધાડ પાડવાનો હતો, ન તેઓ સ્વભાવે નિર્દય હતા, તેમ ન તો તેમણે કદી પોતાના સ્વામી મરાઠાઓનો વિશ્વાસઘાત કર્યો હતો.

સાધારણ રીતે પીંઢારાઓ મરાઠા રાજાઓના સૌથી વધારે શૂરવીર અને વફાદાર અનુયાયીઓ હતા. આ જ કારણથી મરાઠાઓ ઉપર ત્રીજી વાર હુમલો કરતા પહેલાં લૉર્ડ હેસ્ટિંગ્સ પીંઢારાઓનો વિધ્વંસ કરવા માગતો હતો. પોતાનું આ કાર્ય ન્યાયી છે, એવું ઠરાવવાની જરૂર હતી. આથી એમ જાહેર કરવામાં આવ્યું કે આ લોકો કંપની તથા તેના મિત્રોના મુલકોમાં વારંવાર લૂંટફાટ કરીને રંજાડ કરે છે. પીંઢારાઓની રંજાડ તથા તેમની ક્રૂરતાના અનેક કિસ્સાઓ દેશભરમાં ફેલાવવામાં આવ્યા, જેમાંના મોટા ભાગના કિસ્સાઓ સાવ બનાવટી હતા.

### પીંઢારાઓનો ઉપયોગ

અંગ્રેજોએ પીંઢારાઓને ઉશ્કેરીને તેમની મારફત મરાઠા તથા રજપૂત મુલકો અને ખાસ કરીને જયપુર વગેરેના મુલકો અનેક વાર લૂંટાવ્યાના દાખલા મળે છે, જ્યારે પીંઢારાઓએ કંપનીના મુલક ઉપર હુમલો કર્યાના માત્ર બે જ દાખલાઓ ખાસ મળે છે. એક દાખલો ઈ. સ. ૧૮૦૮–૯માં જ્યારે પીંઢારાઓએ ગુજરાતના કોઈ ભાગ ઉપર દરોડો પાડ્યો તે, અને બીજો ઈ. સ. ૧૮૧૨માં જ્યારે તેમણે મિરઝાપુર અને શાહાબાદમાં થોડીક લૂંટ કરી તે; પરંતુ આ બંને પ્રસંગોએ અંગ્રેજોએ તેમની વિરુદ્ધ કંઈ ખાસ ઉપાયો લીધા નહિ જો ધાડુપાડુઓથી પ્રજાનું રક્ષણ કરવાનો જ હેસ્ટિંગ્સનો વાસ્તવિક હેતુ હોત, તો એ દિવસોમાં બ્રિટિશ ભારતમાં અસંખ્ય ડાકુઓ પોતાનાં ભયંકર કૃત્યોથી બ્રિટિશ ભારતીય પ્રજાની રંજાડ કરી રહ્યા હતા, જેનું વર્ણન અગાઉનાં પ્રકરણોમાં અપાઈ ગયું છે; છતાં આ ડાકુઓનું દમન કરવાનો કોઈ ઉપાય લૉર્ડ હેસ્ટિંગ્સે કર્યો નહોતો.

### ઝઘડો ઊભો કર્યો

પીંઢારાઓ સાથે યુદ્ધ શરૂ કરી દેવાના ઇરાદાથી ઈ. સ. ૧૮૧૫ના ઑક્ટોબરમાં મેજર ફ્રેઝરે ગવર્નર જનરલની આજ્ઞાથી કશા પણ કારણ વગર પીંઢારાઓના એક જથ્થા ઉપર હુમલો કર્યો. આથી પીંઢારાઓ છંછેડાયા. તેમણે કૃષ્ણા નદીના કિનારા પરના અંગ્રેજી મુલકોમાં લૂંટફાટ શરૂ કરી દીધી. ત્યાર બાદ પીંઢારાઓ તથા અંગ્રેજો વચ્ચે અનેક લડાઈઓ થઈ, જેનું વિસ્તૃત વર્ણન અનાવશ્યક છે. પીંઢારાઓની જુદી જુદી ટોળીઓને 'દુર્રા' અથવા 'લશ્કર' કહેતા. જ્યાં સુધી આ બધા દુર્રા એક થઈને કામ કરતા હતા ત્યાં સુધી તેમને જીતવાનું અંગ્રેજોને અસંભવિત જણાયું; પણ કંપનીની કૂટનીતિને પ્રતાપે આ દુર્રામાં અંદર અંદર વિખવાદ ઉત્પન્ન થયો કે તરત જ આ બધા દુર્રા એક પછી એક બરબાદ થયા. જે પીંઢારા સરદારો પોતાના સાથીઓનો વિશ્વાસઘાત કરીને અંગ્રેજોને મળી ગયા, તેમને કંપનીની તરફથી હજારો રૂપિયાની વાર્ષિક આવકવાળી જાગીરો આપવામાં આવી; જેઓ મક્કમ રહ્યા અથવા તો મરાઠાઓનો વિશ્વાસઘાત કરવાની જેમણે ના પાડી, તેઓ કાં તો યુદ્ધમાં મરાયા અથવા તો જંગલમાં ચિત્તાના શિકાર બન્યા; આ રીતે પોતાના સામ્રાજ્યનિર્માણના કાર્યમા જે પીંઢારાઓનો હજુ હમણા જ અંગ્રેજોએ સીડી તરીકે ઉપયોગ કર્યો હતો તે વીર પીંઢારાઓનો કંપનીના પ્રતિનિધિઓએ વિધ્વંસ કર્યો.

### યુદ્ધની વિશાળ તૈયારી

લૉર્ડ હેસ્ટિંગ્સે મરાઠા-રાજ્યની તમામ સરહદો ઉપર લગભગ એક લાખ કરતાં પણ વધારે સેના એકત્ર કરી લીધી હતી. આવડી વિશાળ તૈયારી કેવળ ત્રીશ હજાર પીંઢારાઓના દમન માટે નહોતી. આ તૈયારીના સંબંધમાં ઇતિહાસલેખક સર જૉન કેએ લખ્યું છે:—

> "આપણી લશ્કરી તૈયારીઓ એવડા જબરદસ્ત પ્રમાણમાં હતી. × × ×
>
> "અમે ઇચ્છીએ છીએ કે વાચક ભારતનો કોઈ નકશો પોતાની સમક્ષ રાખે અને કૃષ્ણા તથા ગંગા નદી દરમિયાન કેવડી લાંબી અને વિશાળ ભૂમિ છે, એનો વિચાર કરે. ત્યાર બાદ નૈઋત્યમાં પૂનાથી વાયવ્યમાં કાનપુર સુધી નજર ફેરવે; મોટા મોટા દેશી રાજાઓનાં સ્થાનો ધ્યાનમાં રાખે અને પછી એ વિશાળ સેનાઓની કલ્પના કરે.

કે જે સેનાઓ ત્રણ મોટા પ્રાંતોમાંથી ચૂંટવામાં આવી હતી, અને જે ઉત્તર હિંદુસ્તાન અને દક્ષિણને બંનેને ઘેરતી અને પિંઢારાના જથ્થાઓ તથા વચ્ચે આવતી દેશી રિયાસતો બંનેને એકીસાથે પોતાની જાળમાં સપડાવતી આ વિશાળ ભૂમિ ઉપર પથરાતી જતી હતી. ખરી રીતે એ સમયના (અંગ્રેજ-રાજનીતિજ્ઞ) શિકારીઓ આ ભૂમિને ભારતના રાજામહારાજાઓનું એક મોટું શિકારસ્થાન માનતા હતા; અને આ રાજામહારાજાઓ પણ જો આ મામલાને લગભગ એ જ દૃષ્ટિથી જુએ અને એમ સમજે કે ઘણા દિવસોની વિશ્રાંતિ પછી ફિરંગી લોકો એક જબરદસ્ત યુદ્ધની તૈયારી કરી રહ્યા છે; અને પોતાની બધી જ શક્તિ ખરચીને દેશી રિયાસતોને પૃથ્વી ઉપરથી ભૂસી નાખવાનો એક જબરદસ્ત પ્રયત્ન કરવાના છે, તો એમાં આપણને આશ્ચર્ય ન થાય.

"મરાઠાઓ જાગ્રત થયા. તેઓ પ્રથમથી અસ્વસ્થ તો હતા જ; હવે તેઓને શંકા પડી. × × ×

"મને લાગે છે કે પેશવા અને વરાડના રાજાની પણ આ જ હાલત થઈ. આપણી સેનાના એકત્ર થવાથી અને આગળ વધવાથી તેઓ ચોંક્યા. આવડી મોટી જબરદસ્ત તૈયારીઓ કેવળ પીંઢારાઓનું જ દમન કરવા માટે કરવામા આવી છે, એ બાબત ઉપર તેમને વિશ્વાસ ન બેઠો. તેમણે વિચાર્યું કે ખુદ ગવર્નર જનરલે એક વિશાળ સેનાનું નેતૃત્વ સ્વીકારીને જે યુદ્ધ ચલાવે છે તે યુદ્ધનો શરૂઆતનો અને જાહેર હેતુ ભલે પીંઢારાઓનું દમન કરવાનો હોય, પરંતુ અંતે તો એ યુદ્ધ સ્વતંત્ર મરાઠા રિયાસતોની વિરુદ્ધ જ લડવામાં આવશે; અને તેમનો આ સંદેહ પાયા વગરનો નહોતો. પીંઢારાઓનું દમન કર્યા પછી તરત જ નવા મરાઠાયુદ્ધની સંભવિતતા સંબંધે લાંબા લાંબા સરકારી પત્રવ્યવહારો ચાલવા લાગ્યા હતા, અને આપણી છાવણીઓમા પણ આવી જ વાત ચર્ચાયા કરતી હતી. રાજનીતિજ્ઞો કાઉન્સિલના ટેબલની આસપાસ બેઠા બેઠા આ વિષયની ચર્ચા કાળજીપૂર્વક અને રસપૂર્વક ચલાવતા હતા, અને સિપાઈઓ પોતાના ખાણાના ટેબલ ઉપર બેઠા બેઠા હર્ષપૂર્વક આ બાબત સંબંધે ભવિષ્ય ભાખતા હતા. × × × અલબત્ત, આપણે એવી આશા તો ન જ રાખી શકીએ કે જ્યારે આપણે આપણી તોપોમાં ગોળા ભરીને, નાળોમાં દારૂ ઠાંસીને અને

હાથમાં સળગતો કાકડો લઈને ઊભા હોઈએ, ત્યારે બાકીની દુનિયા પોતપોતાની તોપો ઠંડી પાડીને બાજુએ મૂકી દે." [3]

બીજો અંગ્રેજ લેખક લખે છેઃ—

"ઈ. સ. ૧૮૧૭ની ગ્રીષ્મ અને શરદઋતુમાં જુદી જુદી સેનાઓ પોતાની જગાએ એકત્ર થઈ. ખુદ લૉર્ડ હેસ્ટિંગ્સની સરદારી નીચે ૩૪,૦૦૦ની એક કાયમી સેના હતી. આ સેનાના ત્રણ વિભાગ કરવામાં આવ્યા, અને બાકીની સેનાને પાછળ અનામત રાખવામાં આવી. ત્રણ વિભાગોમાંથી એક આગ્રામાં, બીજો કાલ્પી નજીક જમનાને કિનારે સિકંદરામાં અને ત્રીજો બુંદેલખંડમાં કલિંજરમાં; અને બાકીની સેના દિલ્હીની નૈઋત્ય દિશામાં રેવાડીમાં રાખવામાં આવી.

"દક્ષિણની સેનાની સરદારી લેફ્ટેનન્ટ જનરલ હિસ્લોપની સરદારી નીચે રાખવામા આવી; તેના પાંચ વિભાગ પાડવામાં આવ્યા અને છઠ્ઠો વિભાગ અનામત રાખવામાં આવ્યો. આ સેનામાં ૫૭,૦૦૦ કાયમી સૈનિકો હતા. આ સેનાને એવી રીતે ગોઠવવામાં આવી હતી કે હિંદીયા અને હોશંગાબાદને રસ્તે આખી સેના એકીસાથે નર્મદા ઓળંગીને વરાડ અને ખાનદેશના મુલક ઉપર અધિકાર જમાવી શકે, અને જરૂરિયાત મુજબ કાર્ય કરી શકે; એક વિભાગને ગુજરાતમાંથી દોહદને રસ્તે માળવામાં પ્રવેશ કરવા માટે રાખવામાં આવ્યો. આવડી મોટી વિશાળ સેના પૂર્વે કદી પણ અંગ્રેજી મુલકમાંથી નીકળી નહોતી. આ રીતસરની સેના ઉપરાંત ૨૩,૦૦૦ બીજા હંગામી સવારો હતા, જેમાના ૧૩,૦૦૦ દક્ષિણની સેના સાથે હતા અને ૧૦,૦૦૦ બંગાળાની સેના સાથે હતા." [4]

આ આખી સેનાનો હેતુ મરાઠા રિયાસતોને ઘેરીને તેમની સ્વાધીનતાનો સદાને માટે અંત આણવાનો હતો, એમ આ લેખક આગળ જતાં સ્પષ્ટ લખે છે.

### અંગ્રેજોનું ભૌગોલિક જ્ઞાન

બીજા મરાઠાયુદ્ધમાં અંગ્રેજોને અનેક પરાજયો મળ્યા તેનું કારણ

---

૩ *Life and Correspondence of Sir John Malcolm*, by Sir John Kaye, vol ii, p. 187.

૪ *Memoirs of Colonel Skinner*, vol. ii, pp. 124-129.

એ પણ હતું કે અંગ્રેજો એ મધ્યભારતની ભૂમિથી ઘણા અપરિચિત હતા. ઈ. સ. ૧૮૧૫ પહેલાંનાં કંપનીનાં દફતરોમાં રાજપૂતાનાના નકશા પણ એટલા બધા ખોટા અને હાસ્યજનક હતા કે જેમાં ચિતોડ ઉદયપુરની પશ્ચિમમાં બતાવવામાં આવ્યું હતું અને રાજપૂતાનાની નદીઓને મોટે ભાગે ઊંધી બતાવવામા આવતી. નવું યુદ્ધ છેડતા પહેલાં અંગ્રેજોએ મધ્ય ભારત અને રાજપૂતાનાની ભૂગોળની સારી એવી માહિતી મેળવવાનું આવશ્યક માન્યું. આથી ઈ. સ. ૧૮૦૬માં 'રાજસ્થાન' ગ્રંથના સુપ્રસિદ્ધ લેખક કર્નલ જેમ્સ ટોડને આ પ્રદેશની ભૌગોલિક તપાસ કરવા માટે નીમ્યો.

કર્નલ ટોડ

ભારત અને તેમાં પણ ખાસ કરીને રાજપૂતાનાના ઇતિહાસમાં કર્નલ ટોડનું નામ ઘણા વખત સુધી જળવાઈ રહેશે. ઈ. સ ૧૮૧૫માં કર્નલ ટોડે મધ્ય ભારતનો એક સાચો અને વિગતવાર નકશો તૈયાર કર્યો, ત્યાર પછી તેણે રાજપૂતાનાના પ્રાચીન ઇતિહાસનું સંશોધન કર્યું. ઈ. સ. ૧૮૧૭માં મેવાડ, મારવાડ, જયપુર, કોટા અને બુંદી આ પાંચ રાજ્યોના એજન્ટ તરીકે તેને નીમવામા આવ્યો; અને એ પદ ઉપર તેણે ઈ. સ. ૧૮૨૩ સુધી કામ કર્યું.

કર્નલ ટોડ જેટલો કુશળ કૂટનીતિજ્ઞ હતો, એટલો જ તે વિદ્વાન પણ હતો. કંપનીના એજન્ટ-તરીકે એને મુખ્ય કામ એ કરવાનુ હતું કે રજપૂતોને ખૂબ ચડાવીને તેમને મગડાઓ તથા મુસલમાનો વિરુદ્ધ કાયમ ઉશ્કેર્યા કરવા, જેથી રજપૂતોના મનમાં મરાઠાઓ તથા મુસલમાનો પ્રત્યે તિરસ્કાર પેદા થાય; અને આ ત્રણે જાતિઓ ભારતની સ્વાધીનતાને નામે અંગ્રેજોની સામે એક ન થઈ જાય. કર્નલ ટોડે પોતાનુ કાર્ય ખૂબ કુશળતાથી અને સુંદરતાથી પૂરું કર્યું. તેનો પ્રસિદ્ધ ગ્રંથ 'રાજસ્થાન' આ ઉદ્દેશ નજર સમક્ષ રાખીને લખાયો. આ ગ્રંથ મરાઠા તથા મુસલમાનો બંનેની વિરુદ્ધ અનેક ભ્રાન્ત અને કલ્પિત વૃત્તાંતોથી ભરપૂર છે.[૫] ભારતના સૌથી વધારે યોગ્ય, સૌથી વધારે મહાન અને કર્તવ્યનિષ્ઠ સમ્રાટ અકબરના ચારિત્ર્યને પણ કલંકિત કરવામાં કર્નલ ટોડે પાછું વાળી જોયુ નથી પરંતુ પોતાનો રાજકીય હેતુ પાર પાડવામાં કર્નલ ટોડને અલબત્ત, આશ્ચર્યજનક સફળતા મળી. સર ડેવિડ

૫ Mahadea Govinda Ranade, in the *Journal of the Puna Sarvajanik Sabha*, vol 1

ઑકટરલોની લખે છે કે કર્નલ ટૉડ રાજપૂતાનાના રાજાઓ તથા સરદારો પાસેથી ખૂબ નજરાણું અને લાંચરુશવત પણ પડાવતો હતો.

ટૉડના તૈયાર કરેલા મધ્ય ભારતના નકશાની મદદ લૉર્ડ હેસ્ટિંગ્સને ત્રીજા મરાઠાયુદ્ધ વખતે ઘણી સારી મળી.

### મરાઠા અને રજપૂતોનો સંબંધ

આ પહેલા, શરૂઆતથી જ મરાઠા તથા રજપૂતોમા ઘણે ભાગે સારો સંબંધ સચવાયો હતો. ઇતિહાસ ઉપરથી જાણી શકાય છે કે આ રજપૂતોની જ સહાયથી મરાઠાઓએ માળવા સર કર્યો; એટલું જ નહિ, પણ રજપૂતોની મદદ વગર મધ્ય ભારતમાં એક તસુ જમીન પણ મરાઠાઓ મેળવી શકયા ન હોત. ખાસ કરીને જયપુરના રાજા જયસિંહે માળવા તથા ઉત્તર હિંદુસ્તાન જીતવામાં મરાઠાને ઘણી મદદ આપી. આખું રાજપૂતાના મરાઠા સામ્રાજ્યનું એક અંગ હતું. પેશવાઓએ પણ પોતાની યથાશકિત રાજપૂતાનાના જૂના રાજવંશોને તેમની જ ગાદીએ ટકાવી રાખ્યા. હમણાં હમણા સિંધિયા અને હોળકરની સેનાએ રજપૂતો સાથે યુદ્ધો કર્યા હતાં, તેમ જ તેમનાં રાજ્યોમા પણ કયાંક કયાંક લૂટ કરી હતી એમાં સંદેહ નથી; પરંતુ આ પ્રકારના કાર્યોમાં તે વખતે મોટે ભાગે કંપની સરકારનો હાથ હતો. અમીરખાની સેના દ્વારા જયપુરની લૂંટ અંગ્રેજોની કૂટનીતિનું જ એક કાર્ય ગણાય, છતાં કોઈ પણ મરાઠા રાજાએ કોઈ રાજપૂત વંશના સ્વતંત્ર અસ્તિત્વનો અંત આણ્યો નથી, તેમ કોઈની ગાદી પણ છીનવી લીધી નથી.

### સિંધિયા સાથે નવી સંધિ

જે સમયની હકીકત અમે આપીએ છીએ એ સમયે જયપુર વગેરે રિયાસતો મહારાજા સિંધિયાની સામંત હતી. બીજા મરાઠાયુદ્ધ પછી અંગ્રેજો તથા સિંધિયા વચ્ચે જે સંધિ થઈ હતી, તેમાં કંપનીએ સિંધિયા તથા રજપૂત–રાજ્યોનો આ સંબંધ સ્વીકાર્યો હતો; તેમ જ એ સંધિપત્રમાં એક એવી સ્પષ્ટ કલમ હતી કે કંપની સરકારે રજપૂત–રાજ્યો સાથે કોઈ પણ પ્રકારનો પત્રવ્યવહાર કરવો નહિ, તેમ જ તેમની સાથે કોઈ જુદી સંધિઓ પણ કરવી નહિ. કર્નલ ટૉડની નિમણૂક કરવામાં આ સંધિનું સ્પષ્ટ ઉલ્લંઘન હતું; એટલું જ નહિ, પણ કર્નલ ટૉડે મરાઠા અને રજપૂતોના કોઈ કોઈ વારના જૂના ઝઘડાઓને ઉખેળીને તથા વધારીને તથા બીજા સાચાખોટા ઉપાયો દ્વારા રજપૂતોના મનમાં મરાઠાઓ પ્રત્યે તિરસ્કાર પેદા કર્યો. એટલે

સુધી કે સિંધિયા સાથેની ઉપરોક્ત સંધિનું સ્પષ્ટ ઉલ્લંઘન કરીને આ કર્નલ ટોડ મારફતે જ રજપૂત રાજાઓ સાથે જુદી જુદી સંધિઓ કરી લીધી; અને મહારાજા સિંધિયા સાથેનો તેમનો સંબંધ તોડીને તેમને કંપનીની સહાયકારી સંધિની જાળમાં સપડાવ્યા.

ત્યાર પછી આ રજપૂત રાજાઓ તથા કંપનીના નવા સંબંધને સિંધિયા પાસે સ્વીકાર કરાવવાનું જરૂરી હતું. સિંધિયાના રાજ્યની ઉત્તરે કંપનીની પૂરતી સેના એકઠી થઈ ચૂકી હતી. આ સૈન્યની મદદથી મહારાજા સિંધિયા ઉપર દબાણ લાવીને તેની પાસે નવી સંધિનો સ્વીકાર કેવી રીતે કરાવ્યો એનું વર્ણન હેસ્ટિંગ્સના જ શબ્દોમાં આપવું ઉચિત છે. તે લખે છે—

"સિંધિયા સાથેની આપણી પહેલી સંધિ × × × માં એક શરત આપણે માટે અપમાનજનક અને અડચણકર્તા હતી. આ શરત મુજબ આપણે રજપૂત રિયાસતો સાથે પત્રવ્યવહાર ચલાવી શકતા નહોતા. × × × આ નુકસાનકારક બંધનને તોડીને મેં બધી રિયાસતોને અંગ્રેજોની સામંત બનાવી દીધી છે. જો કે આમાંની દરેક રિયાસત પાસે ઘણી સેના હતી, છતા અંદર અંદરના ઝઘડાને લીધે (જે ઝઘડા મોટે ભાગે નાની અને નજીવી વાતોમાંથી ઊભા થતા, અથવા તો આ રાજાઓના બાપદાદાવારીના વિવાદોમાંથી ઊભા થતા) તેઓ કદી એક થઈ શકતા નહોતા.

\+ \+ \+

"અલબત્ત, બીજા દેશી રાજાઓમાં વધારે શક્તિશાળી સિંધિયા પોતાની કેળવાયેલ સેના તથા સુંદર અને સુવ્યવસ્થિત તોપખાના સહિત મેદાનમાં ઊતરત, તો મરાઠામંડળના બીજા સભ્યોને એટલાં બધાં સ્થળોએ શસ્ત્ર ઉઠાવવાનો અવસર મળી જાત અને તેમનામાં એટલી બધી હિંમત આવી જાત કે જેથી આપણાં કાર્યોમાં આપણે બહુ સાવધાન રહેવું પડત આપણને બહુ વિલંબ થાત અને ખરચ ઘણો વધી જાત. × × × સિંધિયા ગ્વાલિયરમાં હતો, એટલે કે પોતાના રાજ્યમાં સૌથી વિશેષ ધનસંપન્ન ભાગની બરાબર વચ્ચે હતો; પરંતુ × × × સિંધિયાની સ્થિતિમાં લશ્કરી દૃષ્ટિએ એક બીજો દોષ હતો, જેના તરફ મને લાગે છે કે મહારાજા સિંધિયાએ કદી ધ્યાન આપ્યું નહોતું. ગ્વાલિયરથી લગભગ ૨૦ માઈલ દક્ષિણે નાની સિંધુથી

ગાંડીને ચંબલ નદી સુધી એક અત્યંત ઢાળવાળી ટેકરીઓની હાર આવેલી છે; અને આ ટેકરીઓ ભારતીય પ્રકારનાં ઘાટાં જંગલોથી ઢંકાયેલી છે. × × × બે જ રસ્તા માત્ર એવા છે કે જેના ઉપર થઈને ગાડીઓ અને સવારસેના આ ટેકરીઓ ઓળંગી શકે; એક રસ્તો નાની સિંધુ પાસે થઈને અને બીજો ચંબલ નદી પાસે થઈને. મેં મારી સેનાના વચલા વિભાગ મારફત એક એવી જગા ઘેરી લીધી કે જેથી નાની સિંધુ નદીને રસ્તે આવવાનું સિંધિયા માટે અસંભવિત બની ગયું; અને બીજા રસ્તાની પછવાડે મેજર જનરલ ડનકિનના વિભાગને ગોઠવી દીધો. પરિણામ એ આવ્યું કે કાં તો મેં જે સંધિપત્ર સિંધિયા સમક્ષ મૂક્યું હતું તેના ઉપર તે સહી કરે; અથવા તો પોતાનું સુંદર તોપખાનું, જેમાં સો કરતાં વધારે તો પિત્તળની તોપો હતી, તેની સાથેનો બધો સામાન અને પોતાના સૌ કરતાં વધારે કિંમતી મુલકને અમારા હાથમાં મૂકીને પોતાની સાથે જઈ શકે એવા થોડા સિપાઈઓ સહિત પગરસ્તે આ ટેકરીઓને વટી જાય. જે શરતો મેં સિંધિયા સમક્ષ રજૂ કરી હતી તેનો સાર એ હતો કે સિંધિયા કંપનીની તાબેદારી સંપૂર્ણ રીતે સ્વીકારી લે; જો કે આ શરતોને એવો ઓપ ચડાવવામાં આવ્યો હતો કે જેથી જનસાધારણની નજરે સિંધિયાની નામોશી ન થાય."[૧]

મતલબ કે આ રીતે ઘેરી લઈને મરાઠા-સામ્રાજ્યના મુખ્ય સ્તંભરૂપ દૌલતરાવ સિંધિયા પાસે એક નવી સંધિ ઉપર સહી કરાવી લીધી. આ નવી સંધિ મુજબ સિંધિયાના રાજ્યના આંતરિક વહીવટમાં કશો ફેરફાર થયો નહિ, તેની આંતરિક સ્વતંત્રતા ઘટી નહિ, તેમ મહારાજા દૌલતરાવ સિંધિયાએ કંપનીની સહાયકારી સંધિનો સ્વીકાર ન કર્યો; પરંતુ સિંધિયાનું સામ્રાજ્ય પરિમિત થઈ ગયું. રાજપૂતાનાના રાજાઓ જે અત્યાર સુધી સિંધિયાના સામંતો હતા તે હવે કંપનીને અધીન થયા; અને સિંધિયાએ પીંઢારાઓનું દમન કરવામાં સહાય આપવાનું વચન આપ્યું. રાજપૂતાના રજપૂત રાજાઓની નવી સહાયકારી સેનાઓ પણ હવે પીંઢારાઓ તથા મરાઠાઓનું દમન કરવા માટે કંપનીના હાથમાં આવી.

સિંધિયા, પેશવા, ભોંસલે અને હોળકર આ ચાર મુખ્ય મરાઠા રાજ-

૧ *Lord Hasting's Summary, etc*, pp. 97, 100.

આમાં આ રીતે સિંધિયાને પ્રથમ નીચું જોવરાવ્યું. હવે બીજા ત્રણને વશ કરવાનું કામ લૉર્ડ હેસ્ટિંગ્સ માટે બાકી રહ્યું.

### પેશવા બાજીરાવ અને અંગ્રેજો

પેશવા બાજીરાવ, વસાઈની સંધિ અને બીજા મરાઠાયુદ્ધની હકીકત આગળના પ્રકરણમાં આવી ગઈ છે. બાજીરાવ છેલ્લો પેશવા હતો. બાજીરાવ તથા કંપની વચ્ચેના છેલ્લા સંગ્રામની હકીકત આપતા પહેલાં બીજા મરાઠાયુદ્ધથી આ સમય સુધીમાં કંપની તથા બાજીરાવનો સંબંધ કેવા પ્રકારનો હતો તે જણાવવું આવશ્યક છે.

કંપનીએ જ પોતાના હિત ખાતર બાજીરાવને ફરી વાર પૂનાની મસનદ ઉપર બેસાર્યો, અને બાજીરાવમાં ભલે ગમે તે દોષ હોય તો પણ તેણે કંપની સાથે તો બહુ સારું વર્તન રાખ્યું હતું. બાજીરાવ ડરપોક હતો; રાજનીતિની શેતરંજ ખેલવામાં સાવ કાચો ખેલાડી હતો; પોતાની અદૂરદર્શિતાને લીધે વિદેશીઓના હાથમાં રમકડું બનીને મરાઠાસત્તાના નાશનું કારણ બન્યો હતો; પરંતુ તે પોતાના વિદેશી મિત્રો તરફ તો પૂરો વફાદાર રહ્યો. ઉપરાંત તેની સચ્ચાઈ, ધર્મનિષ્ઠા ને એક સાધારણ શાસક તરીકેની યોગ્યતા માટે અનેક અંગ્રેજ લેખકો તથા મુસાફરોએ તેની પ્રશંસા કરી છે.[૭] રેસિડેન્ટ કર્નલ બારીકલોઝે પણ બાજીરાવની સચ્ચાઈનો સ્વીકાર કર્યો છે, અને વિદ્વાન ચીફ જસ્ટીસ સર જેમ્સ મેકિન્ટોશે તો દક્ષિણના આ બ્રાહ્મણ શાસકને ઈંગ્લાંડના ત્રીજા જ્યોર્જ અને ફ્રાંસના નેપોલિયન બંને કરતાં વધારે યોગ્ય શાસક તરીકે ગણાવ્યો છે.[૮] મેકિન્ટોશ આ ત્રણે રાજાઓથી પરિચિત હતો.

### રેસિડેન્ટ એલ્ફિન્સ્ટન

કંપનીના અંગ્રેજ અમલદારો બાજીરાવને પોતાનો દોસ્ત કહેતા હતા. પણ જનરલ વેલેસ્લી, જે પાછળથી ડ્યૂક ઑફ વેલિંગ્ટનના નામથી પ્રસિદ્ધ થયો, તેણે બાજીરાવના દરબારની પૂરી બાતમી મેળવવા માટે પૂનામાં લાંચરુશવતનું જોર ગણ્યું હતું. બાજીરાવના મંત્રીઓથી માંડીને મહેલના નોકરો સુધીના બધા માણસોને અંગ્રેજો તરફથી ખાનગી પગાર મળતો હતો. સર બારીકલોઝ પછી ઈ. સ. ૧૮૧૧માં એલ્ફિન્સ્ટન પૂનાનો રેસિડેન્ટ નિમાયો.

૭ *Origin of the Pindaries, etc.*,—by an Officer in the Service of Honourable East India Company, 1818, Allahabad reprint.

૮ *Poona Gazetteer.*

બાજીરાવના ફળદ્રુપ પ્રાંતો ઉપર લોર્ડ હેસ્ટિંગ્સની ખાસ નજર હતી; કારણ કે આ વખતે તેની વાર્ષિક આવક લગભગ દોઢ કરોડ રૂપિયા જેટલી હતી. આ કામ પાર પાડવા માટે રેસિડેન્ટ એલ્ફિન્સ્ટને લોર્ડ હેસ્ટિંગ્સને બહુ સારી સહાય આપી.

કંપની સામે પેશવા બાજીરાવને ઘણી ફરિયાદો હતી. દાખલા તરીકે પેશવા કાઠિયાવાડના રાજાઓનો અધિરાજ હતો, છતાં પણ પેશવાની મંજૂરી વગર કંપનીએ કાઠિયાવાડના રાજાઓ સાથે યુદ્ધ કર્યું અને જૂનાગઢ તથા નવાનગરના રાજાઓ પાસેથી દંડ તરીકે ભારે રકમો પડાવી; આના ખબર પણ પેશવાને આપવામા ન આવ્યા.

એલ્ફિન્સ્ટને કેટલાંક એવાં કામો કર્યાં કે જેથી એલ્ફિન્સ્ટન તથા કંપનીના હેતુ સંબંધે પેશવાના મનમા સંદેહ વધવા લાગ્યો. દાખલા તરીકે નિઝામ અને ગાયકવાડ સાથે ઘણા સમયથી હિસાબ સંબંધે તકરાર ચાલ્યા કરતી હતી. નિઝામ અને ગાયકવાડ બને અંગ્રેજોના હાથમાં હતા. આ તકરાર પતાવવા માટે બાજીરાવે અનેક વાર એલ્ફિન્સ્ટનને કહ્યું, પણ એલ્ફિન્સ્ટને ઘણા વખત સુધી એ તરફ ધ્યાન આપ્યું નહિ.

બાજીરાવ અને ગાયકવાડ

આ તકરારોમાં ગાયકવાડ સાથેની પેશવાની તકરારનું વિસ્તારપૂર્વક વર્ણન આપવાની જરૂર છે. ઈ. સ. ૧૭૫૧માં દામાજી ગાયકવાડ અને પેશવા બાલાજીરાવ વચ્ચે એક સંધિ થઈ હતી, જે મુજબ દામાજીએ અરધો ગુજરાત પેશવાને આપી દીધો હતો. આ મુલકમાં અમદાવાદનો પણ સમાવેશ થતો હતો. પેશવાએ ગાયકવાડને આ મુલક અમુક કાળને પટ્ટે પાછો સોંપ્યો હતો. દામાજી ગાયકવાડે વચન આપ્યુ હતું કે જરૂર પડશે ત્યારે ૧૦,૦૦૦ સવાર તૈયાર રાખીશ, અને સતારાના રાજાને પણ અમુક વાર્ષિક રકમ મોકલ્યા કરીશ દામાજીના ઉત્તરાધિકારીઓ પાસે આ ખંડણીની બાકી રકમ ઘણાં વરસોથી ખેંચાતી હતી, અને આ બાકી રકમ વધતાં વધતાં આજ સુધીમાં તેનો આંકડો લગભગ એક કરોડ સુધી પહોચ્યો હતો. વડોદરાની ગાદીએ આ વખતે ફતહસિંહ ગાયકવાડ હતો અને તેના ઉપર અંગ્રેજોનો પૂરતો પ્રભાવ હતો. આથી જ આ તકરારનો નીવેડો લાવવા માટે બાજીરાવે અનેક વાર એલ્ફિન્સ્ટનને કહ્યું, પણ તેણે એ તરફ ધ્યાન આપ્યું નહિ.

ગંગાધર શાસ્ત્રી

આખરે ગાયકવાડને આપેલા પટ્ટાની મુદત પૂરી થવા આવી. આ પટ્ટો

હવે ફરી વાર કરી સેનાની જરૂર હતી. આથી અંગ્રેજોના કહેવાથી ફતેહ-સિંહ ગાયકવાડે પેશવા સાથેનો પાછો હિસાબ ચોખ્ખો કરીને સમજી લેવા તથા નવો પટ્ટો પ્રાપ્ત કરી લેવા માટે ગંગાધર શાસ્ત્રીને પોતાના વકીલ તરીકે પૂના મોકલ્યો. આ ગંગાધર શાસ્ત્રી અત્યંત ચતુર હતો અને અંગ્રેજોનો ખરીદેલો હતો. તે પૂનાની આસપાસનો રહેવાવાળો હતો એક સાધારણ નોકરીમાંથી વધતાં વધતાં તે આ પદવીએ પહોંચ્યો હતો. વડોદરા તથા પૂનાના દરબારોમાં અંગ્રેજોના ગુપ્તચર તરીકે તે બંને રાજ્યોના નાશના ઉપાય કરતો હતો. "વડોદરા ગેઝેટિયર"નો અંગ્રેજ લેખક ગંગાધર શાસ્ત્રીના સંબંધમાં લખે છે:—

"ગંગાધર શાસ્ત્રી મેજર એ. વૉકરની સાથે વડોદરા ગયો. તેણે ઈ. સ ૧૮૦૨માં અંગ્રેજ સરકારની નોકરી લીધી. ઈ. સ. ૧૮૦૩માં સૂરત અઠ્ઠાવીશીના ચોર્યાસી તાલુકાનું દહીલ–ગામ તેને તથા તેના વંશજોને સદાને માટે આપવામા આવ્યુ. આ ગામની વાર્ષિક આવક ૫૦૦૦ની હતી. × × ×

"ઈ. સ. ૧૮૦૫ના જાનેવારીની ૧૨મીએ ગંગાધર શાસ્ત્રીની પુત્રીના લગ્ન વખતે મુંબઈ સરકારે તેને ચાર હજાર રૂપિયા આપ્યા. ઈ. સ. ૧૮૦૬ના મેની ૧૫મીએ ગંગાધર શાસ્ત્રીને એક પાલખી આપવામા આવી અને તેના ખરચ પેટે વાર્ષિક ૧૨૦૦ રૂપિયા મંજૂર કરવામા આવ્યા."[૧]

## વડોદરા સાથે નવી સંધિ

મેજર એ. વૉકરને કંપની સરકાર તરફથી વડોદરા મોકલવામા આવ્યો. હતો; કારણ કે આ વખતે મહારાજા આનંદરાવ ગાયકવાડ પોતાની બાકીની ખાનગી સેના બરખાસ્ત કરીને રાજ્યના રક્ષણ વગેરેનું બધુ કાર્ય કંપનીની સહાયકારી સેનાને સોંપી દે, એ માટે અંગ્રેજો પેરવી કરતા હતા. આમ કરવા માટે આનંદરાવને તો હરકોઈ રીતે સમજાવી લેવામા આવ્યો; પરંતુ આ વખતે ગાયકવાડની સેનામા મોટા ભાગના સિપાઈઓ આરબો હતા અને જમાદારો પણ આરબ હતા. આ લોકો શૂરવીર અને રાજ્યના સાચા હિતચિંતકો હતા; પોતાનો તથા રિયાસતનો બંનેનો નાશ થતો તેઓ આસાનીથી સાંખી શકે એમ નહોતું આ વફાદાર આરબોની વિરુદ્ધ મહારાજાના કાન ખૂબ

૧ *Baroda Gazetteer*, p 210, footnote

ઊભેરવામાં આવ્યા, પણ મહારાજાનો મલ્હારરાવ ગાયકવાડ નામનો એક સંબંધી પણ આ ઘાતક નીતિની વિરુદ્ધ થયો. મલ્હારરાવ તથા આ આરબો બંનેનું દમન કરવા માટે અંગ્રેજોને એક સેના મોકલવી પડી. સેના મોકલના પહેલાં "પરિસ્થિતિ જોવા અને બધું ઠીકઠાક કરવા" માટે મેજર વોકરને વડોદરા મોકલવામાં આવ્યો. ગાયકવાડ પેશવાનો સામંત હતો, છતાં પણ પેશવાને ન ગણકારતાં વોકરે પરભારી ગાયકવાડ સાથે સંધિ કરી લીધી. પેશવાના અધિકારો ઉપર આ સ્પષ્ટ આક્રમણ હતું.

### વડોદરા સાથે બેવડી બાજી

ગાયકવાડના દીવાનને નીમવાનો અધિકાર ઘણા વખતથી પેશવાના હાથમાં હતો. કંપનીએ હવે પેશવાના આ બધા અધિકારોનો અસ્વીકાર કર્યો. વડોદરા ગેઝેટિયર પ્રમાણે હવે પેશવાનો માત્ર એટલો જ અધિકાર રહ્યો કે જ્યારે વડોદરાનો નવો મહારાજા ગાદીએ બેસે ત્યારે તેનો અભિષેક પેશવા વગર વિરોધે પોતે કરે; પરંતુ એ દિવસોમાં અંગ્રેજો પોતાની અનુકૂળતા પ્રમાણે કોઈ વાર ગાયકવાડને પેશવાનો સામંત ગણતા હતા તો કોઈ વાર તે એક સ્વતંત્ર રાજા હોય એવા પ્રકારનો વ્યવહાર કરતા હતા. ગાયકવાડ પ્રત્યે કંપનીની નીતિ કેવા પ્રકારની હતી તેનું સુંદર વર્ણન કર્નલ વોલેસે કર્યું છે. તે લખે છેઃ—૧૦

> "ગાયકવાડનું રાજ્ય કંપનીના હાથનું રમકડું હતું. જ્યારે જરૂર પડતી ત્યારે દોસ્તની માફક તેને ભેટવામાં આવતું, અને જ્યારે તેની જરૂર ન હોય ત્યારે તેને અલગ કરી દેવામાં આવતું. ગાયકવાડના રાજ્ય સંબંધે એવી સંધિઓ કરવામાં આવી હતી કે જે સંબંધમાં ગાયકવાડને કશું પૂછવામાં પણ આવ્યું નહોતું. ખુદ રાજ્યની સાથે એવી સંધિ કરવામાં આવી હતી કે જેને તોડવામાં જ્યારે કંપનીને લાભ જણાતો ત્યારે તે તોડવામાં આવતી. કોઈ વાર તેને સ્વતંત્ર રાજ્ય

---

૧૦ "The Gaikwad state had been the utensil of the Honourable Company; it had been embraced as an ally when required, and dismissed when no longer wanted; treaties had been made respecting it, in which it was not consulted; treaties had been made with it which had been abrogated when it suited the Company's convenience; sometimes it had been induced to wage

ગણીને પેશવાની વિરુદ્ધ ઉશ્કેરવામાં આવતું; અને પછી યુદ્ધ સમાપ્ત થયા પછી તે રાજ્યને મરાઠાસામ્રાજ્યનું સામંત માનવામાં આવતું. રાજ્યની બહારની નીતિ આ રીતે ચલાવવામાં આવતી હતી."

અંગ્રેજ ઇતિહાસલેખકો સ્વીકાર કરે છે કે આ બધું કાર્ય પાર પાડવામાં અને ખાસ કરીને વડોદરાના રાજ્યને કંપનીને અધીન બનાવી દેવામાં ગંગાધર શાસ્ત્રીએ અંગ્રેજોને ઘણી મદદ આપી હતી; અને તે સમયથી માંડીને પોતાના મૃત્યુ સુધી તેણે ગુજરાત તથા દક્ષિણમાં કંપનીની સત્તાને દૃઢ કરવામાં ઘણો મહત્ત્વનો ભાગ લીધો હતો.[૧૧]

સામાન્ય રીતે પેશવા બાજીરાવ તથા પૂના અને વડોદરાના અનેક સમજુ રાજનીતિજ્ઞો ગંગાધર શાસ્ત્રીને દેશદ્રોહી ગણતા હતા. આથી ગંગાધરરાવની થયેલી આ નિમણૂકનો બાજીરાવે વિરોધ કર્યો, પણ એલ્ફિન્સ્ટને એ તરફ બિલકુલ ધ્યાન આપ્યું નહિ. ઈ. સ. ૧૮૧૩ના ઑક્ટોબરની ૧૯મીએ ગંગાધર શાસ્ત્રી વડોદરાથી પૂના જવા માટે ઊપડ્યો.

### ખુરશેદજી જમશેદજી મોદીનું ખૂન

ગંગાધર શાસ્ત્રી પૂના પહોંચ્યો ત્યારે ત્યાં ખુરશેદજી જમશેદજી મોદી નામનો એક પ્રસિદ્ધ પારસી નીતિજ્ઞ રહેતો હતો. ખુરશેદજી બાજીરાવ પેશવા તથા મરાઠારાજ્યનો ખરો હિતચિંતક હતો. અગાઉના રેસિડેન્ટ બારીકલોઝના સમયથી પેશવા તથા તેના દરબાર સાથે રેસિડેન્ટનો જે પત્રવ્યવહાર ચાલતો તે બધો આ ખુરશેદજી મારફત જ ચાલતો હતો. રેસિડેન્ટ અને પેશવા બંને ખુરશેદજીના કાર્યથી સંતુષ્ટ હતા.

ગંગાધર શાસ્ત્રી પૂના પહોંચતા જ એલ્ફિન્સ્ટન તેને મળ્યો અને પેશવા વિરુદ્ધ ખટપટ શરૂ કરી. વડોદરા ગેઝેટિયરમાં[૧૨] લખ્યું છે કે ખુરશેદજી મોદી તથા ત્ર્યંબકજી નામનો પેશવાનો એક મંત્રી બંને જણા પેશવાને

war with the Peshwa as an independent state and then again, on the return of peace, it had been acknowledged as a vassal merely of the Maratha Empire, this its external policy had been altogether dictated."

૧૧ *History of the Rise, Decline and Present state of the Shastree Family*, published from Bombay 1868, pp. 6–8.

૧૨ *Bombay Gazetteer*, p. 219.

આ ખટપટથી સાવધાન કરતા હતા. વળી વસાઈની સંધિથી અંગ્રેજોને કેટલો લાભ થયો છે અને મરાઠાસત્તાને કેટલું નુકસાન થયું છે એ પણ ખુરશેદજી પેશવાને સમજાવતો હતો, એમ લખવામાં આવ્યું છે. ઈ. સ. ૧૮૧૪ના મે માસમાં ગંગાધર શાસ્ત્રીએ એલ્ફિન્સ્ટનને ખુરશેદજીથી વાકેફ કર્યો.

પ્રથમ એલ્ફિન્સ્ટને ખુરશેદજીની મધ્યસ્થી બંધ કરી, તેને અળગો કર્યો, અને પેશવા દરબાર સાથેનો પત્રવ્યવહાર પોતે જ સીધો કરવાનું શરૂ કરી દીધું. ખુરશેદજીને અળગો કરવાનું એક કારણ એલ્ફિન્સ્ટને એ લખ્યું છે, કે "બાજીરાવે ખુરશેદજીને પોતાના પક્ષમાં લઈ લીધો હતો; અને ખુરશેદજી પેશવાનો હિતચિંતક હતો." આ રીતે ખુરશેદજીને અળગો કર્યો તે બાજીરાવને ન ગમ્યું. એલ્ફિન્સ્ટનના પોતાના પત્રો ઉપરથી સાબિત થાય છે કે ત્યાર પછીનો પેશવા સાથેનો એલ્ફિન્સ્ટનનો વ્યવહાર ધૃષ્ટતાપૂર્ણ અને અપમાનજનક થવા લાગ્યો. ખુરશેદજી હજી પૂનામાં મોજૂદ હતો; એલ્ફિન્સ્ટનને હવે તે વધારે ને વધારે ખટકવા લાગ્યો. તેણે હુકમ કર્યો, કે 'ખુરશેદજીને દક્ષિણમાંથી ગુજરાત મોકલી આપવામાં આવે.' નિર્બળ બાજીરાવ આ બાબતનો ઇનકાર કરી શકયો નહિ. ખુરશેદજી પૂના છોડવા માટે તૈયાર પણ થયો; પરંતુ જ્યારે ખુરશેદજી પૂના છોડવાની તૈયારીમાં જ હતો, ત્યારે એક દિવસ અચાનક તેને ઝેર દઈને મારી નાખવામાં આવ્યો.

અંગ્રેજો કહે છે, કે કાં તો ખુરશેદજીએ જાતે ઝેર ખાધું, અથવા તો પેશવાએ તેને ઝેર આપ્યું. આ બંને કારણો એટલાં મોળાં છે કે તેના ઉપર કોઈનો વિશ્વાસ બેસે નહિ. આ સમયે ખુરશેદજી એલ્ફિન્સ્ટનના માર્ગમાં કંટકરૂપ હતો એમાં શક નથી. અંગ્રેજો તથા ગંગાધરરાવની યોજનાઓ માટે તેનું પૂનામાં રહેવું જેટલું જોખમકારક હતું તેટલું જ તેનું ગુજરાતમાં રહેવું પણ જોખમકારક હતુ. આ બધી પરિસ્થિતિ ધ્યાનમાં લેતાં એલ્ફિન્સ્ટને પોતાના કોઈ ગુપ્તચર દ્વારા ખુરશેદજીનું ખૂન કરાવ્યું હોય એ વધારે બનવા જોગ છે.

ખુરશેદજીની સેવાના બદલામા પેશવા બાજીરાવે તેને ગુજરાતમાં થોડીક જાગીર આપી હતી. આ જાગીર આજે પણ તેના વંશજો ભોગવે છે.

### ગંગાધર શાસ્ત્રીનું ખૂન

ગંગાધર શાસ્ત્રીના પુના જવામાં બે હેતુઓ સમાયેલા હતા એ ઉપર આવી ગયું છે. એક તો પેશવા અને ગાયકવાડના પાછલા હિસાબો ચોખ્ખા કરવાનો, અને બીજો ફતહસિંહ ગાયકવાડને નામે અમદાવાદનો પટો ફરી વાર

મેળવવાનો, પરંતુ ફત્તેહસિંહ ગાયકવાડનો વર્તમાન વ્યવહાર, તેના ઉપરનો અંગ્રેજોનો અનુચિત પ્રભાવ અને કંપનીનો ખુદ પોતાની સાથેનો વ્યવહાર જોતાં અમદાવાદનો પટ્ટો ગાયકવાડને કરી આપવા પેશવા ખુશી નહોતો. પોતાના મુલકનો પટ્ટો પોતાની મરજી પડે તેને કરી આપવા પેશવા મુખત્યાર હતો. આથી પેશવા બાજીરાવે અમદાવાદનો નવો પટ્ટો પોતાના વફાદાર મંત્રી ત્ર્યંબકજીના નામે કરી આપ્યો.

અમદાવાદનો પટ્ટો ગાયકવાડને ન મળ્યો એટલે પાછલો હિસાબ ચોખ્ખો કર્યા વગર જ ગંગાધર શાસ્ત્રીએ પાછા વડોદરે ચાલ્યા જવાનો વિચાર કર્યો. એલ્ફિન્સ્ટને પણ તેને તરત વડોદરા ચાલ્યા જવાનો આગ્રહ કર્યો; કારણ કે પેશવા તથા ગાયકવાડ વચ્ચે વૈમનસ્ય ચાલ્યા કરે એવું અંગ્રેજો ઇચ્છતા હતા. ત્યાર પછી ખબર પડી કે અંગ્રેજો અમદાવાદનો પટ્ટો કંપનીને નામે લખાવી લેવા માગતા હતા. ત્ર્યંબકજી તથા બાજીરાવ સમજી ગયા કે આ રીતે ગંગાધર શાસ્ત્રી પાછો જાય એ બરાબર નથી; એટલે આ બંનેએ શાસ્ત્રીને પુનામાં રોકી લેવાની તથા કોઈ ઉપાયે પોતાના પક્ષમાં મેળવી લેવાની કોશિશ કરવા માંડી.

"બોમ્બે ગેઝેટિયર"[13]માં લખ્યું છે, કે આ વખતે ત્ર્યંબકજી ગંગાધરની સાથે સમાધાની કરી લેવા માગતો હતો. પેશવાએ પણ એ માટે પૂરતી કોશિશ કરી, પણ ગંગાધર કંપનીના હાથમાં હતો. એલ્ફિન્સ્ટને પેશવા તથા ત્ર્યંબકજીના પ્રયત્નો સફળ થવા દીધા નહિ. પેશવાએ ગંગાધરને પોતાનો મંત્રી બનાવવાની ઇચ્છા કરી, પણ એલ્ફિન્સ્ટનના ખાસ કહેવાથી જ ગંગાધરે પેશવાના આ પ્રસ્તાવનો સ્વીકાર ન કર્યો, એમ બોમ્બે ગેઝેટિયર ઉપરથી જણાય છે. ત્યાર પછી પેશવાએ ગંગાધરના પુત્ર સાથે પોતાની સાળીનાં લગ્ન કરવાનો પણ પ્રયત્ન કર્યો. શાસ્ત્રીએ આ વસ્તુનો સ્વીકાર કરી લીધો; નાશિકમાં લગ્ન કરવાની વ્યવસ્થા કરવામાં આવી; તૈયારીઓ શરૂ થઈ ચૂકી, પણ જ્યારે બંને પક્ષે પૂરેપૂરી તૈયારી થઈ ચૂકી હતી ત્યારે અચાનક ગંગાધર શાસ્ત્રીએ લગ્ન કરવાની ના પાડી આમ થવા પાછળ મુખ્ય કારણ એલ્ફિન્સ્ટનનો આગ્રહ જ હોય એ સ્પષ્ટ છે. એલ્ફિન્સ્ટને શાસ્ત્રીનું ત્યાં આવવું-જવું પણ આગ્રહ કરીને બંધ કરાવ્યું. આ બધી ખટપટનું ખરું કારણ તો એ હતું કે આ વખતે ગાયકવાડ તથા પેશવા વચ્ચે કોઈ પ્રકારનો મેળ

૧૩ *Bombay Gazetteer*, Baroda vol, p. 222.

થાય એ અંગ્રેજોને પસંદ નહોતું. બરોડા ગેઝેટિયરમાં લખ્યું છે:—

"વડોદરા તથા પૂના દરબાર વચ્ચે રાજકીય સંબંધ સ્થાપવાના બાજીરાવ જેટલા પ્રયત્નો કરે એ બધાને સફળ ન થવા દેવા એ બહુ મહત્ત્વનું છે."[૧૪]

છતાં પણ પેશવા દરબારને પોતાના પ્રયત્નોમાં થોડીઘણી સફળતા મળી એમ જણાય છે. ધન અથવા વૈભવની લાલચે કે કદાચ સંભવ છે કે કોઈ ઉચ્ચ ભાવથી પ્રેરાઈને ત્ર્યંબકજી, બાજીરાવ તથા ફતહસિંહ ગાયકવાડ ત્રણેનો મેળ કરાવી આપવા ગંગાધર શાસ્ત્રી તૈયાર થયો. અમદાવાદનો પટ્ટો ગાયકવાડને ન મળી શકયો; પણ પાછલા હિસાબનો નિવેડો પેશવાની ઇચ્છા અનુસાર અને ઈમાનદારીથી લાવવાનું ગંગાધર શાસ્ત્રીએ વિચાર્યું. બરોડા ગેઝેટિયરમાં લખ્યું છે:—

"પેશવાનું ગાયકવાડ પાસે વ્યાજ સહિત ઓગણચાળીશ લાખ રૂપિયાનું લેણું નીકળે છે એ વાત શાસ્ત્રીએ સ્વીકારી. પેશવાના મત અનુસાર બધા થઈને એક કરોડ રૂપિયાની બાકાત અને ૪૦ લાખ રૂપિયા ખંડણીના લેણા નીકળતા હતા. શાસ્ત્રીએ બાકીના રૂપિયાના બદલામાં સાત લાખ રૂપિયાની વાર્ષિક આવકવાળો મુલક ગાયકવાડ તરફથી પેશવાને મળે એની તજવીજ કરી. સાથે જ શાસ્ત્રીએ × × × રેસિડેન્ટ એલ્ફિન્સ્ટનને પ્રાર્થના કરી કે આપ વડોદરા દરબારને આ પ્રકારની સમાધાની સ્વીકારી લેવાનું સમજાવવામાં મદદ આપો."[૧૫]

ગંગાધર શાસ્ત્રીએ હિસાબની એક નકલ તથા પોતાની યોજના ગાયકવાડ ઉપર મોકલી આપી. ફતહસિંહ ગાયકવાડ અંગ્રેજોના પ્રભાવ તળે હતો. કેટલાય મહિના સુધી વડોદરાથી કશો જવાબ ન આવ્યો. આખરે અંગ્રેજોના કહેવાથી ફતહસિંહે પોતાના પ્રતિનિધિ ગંગાધરની યોજનાનો સ્વીકાર ન કર્યો. પેશવા તથા ગંગાધર શાસ્ત્રી બંને નિરાશ થયા. પણ જો હવે આ રીતે ગંગાધર શાસ્ત્રી વડોદરા પાછો ચાલ્યો જાય તો પેશવા તથા ગાયકવાડનું વૈમનસ્ય વધી જવાનો સંભવ હતો. આથી પુનામાં જ રહીને ગંગાધરે મેળ

---

૧૪ " . . . it was important to *thwart* every attempt of Baji-Rao to create fresh political *ties* between the Courts of Baroda and Poona."—*Baroda Gazetteer*, p. 210.

૧૫ Ibid, p. 221.

કરવાના પ્રયત્નો ચાલુ રાખ્યા. એલ્ફિન્સ્ટનને વડોદરે ચાલ્યા જવા માટે તેના ઉપર દબાણ કરવા માંડ્યું. દરમિયાન એક દિવસ પેશવાની સાથે ગંગાધર શાસ્ત્રી પંઢરપુરની યાત્રાએ ગયો. ઈ. સ. ૧૮૧૫ના જુલાઈની ૧૪મી તારીખે કેટલાક અપરિચિત લોકોએ અચાનક આવીને એ તીર્થસ્થાનમાં જ ગંગાધર શાસ્ત્રીનું ખૂન કર્યું.

એલ્ફિન્સ્ટન તથા તેના અંગ્રેજ સાથીઓએ જાહેર કર્યું, કે બાજીરાવના મંત્રી ત્ર્યંબકજીએ પેશવાની સંમતિથી ગંગાધરનું ખૂન કરાવ્યું છે.

### શાસ્ત્રીના ખૂનની જવાબદારી

પેશવા ધર્મનિષ્ઠ બ્રાહ્મણ હતો. બોમ્બે ગેઝેટિયરના લખાણ અનુસાર જણાય છે કે તેણે પૂનાની આસપાસ લાખો આંબાનાં ઝાડ વાવ્યાં હતાં. બ્રાહ્મણોને અને ધાર્મિક સંસ્થાઓને તે ખૂબ ધન અને જાગીરો આપતો. પંઢરપુરના વિઠોબાનો તો ખાસ ભક્ત હતો. આ વખતે પણ તે પંઢરપુરની જ યાત્રા માટે ગયો હતો. ગંગાધર શાસ્ત્રી પણ બ્રાહ્મણ હતો. આ બધા ઉપરાંત ખાસ તો, આ ખૂન થયા પહેલા મહિનાઓથી ગંગાધર શાસ્ત્રી, બાજીરાવ અને ત્ર્યંબકજી ત્રણેમાં મેળ થઈ ચૂકયો હતો; અને તેમનો આ મેળ જ કંપનીની આંખમાં કણાની માફક ખટકતો હતો. આ બધું જોતાં ગંગાધરના ખૂનનો આરોપ બાજીરાવ કે ત્ર્યંબકજી ઉપર મૂકવામાં ચોખ્ખો અન્યાય છે. વળી ત્ર્યંબકજીનું ચારિત્ર્ય તથા આખા જીવન દરમિયાન એક પણ એવી હકીકત મળી આવતી નથી કે જેના ઉપરથી આ ખૂનને માટે તેને જવાબદાર ગણી શકાય. ખરું જોતાં ગંગાધર આ વખતે એલ્ફિન્સ્ટનની મૂઠીમાથી છટકી ગયો હતો; અને તેથી તેણે જ આ ખૂન દ્વારા પોતાના માર્ગમાંથી એક નવા અને જોખમકારક કાંટાને ઉખેડીને ફેંકી દીધાનો વધારે સંભવ જણાય છે.

### શાસ્ત્રીના ખૂનમાં અંગ્રેજોનું હિત

ગંગાધરના મૃત્યુથી અંગ્રેજોને બેવડો લાભ થયો. એક તરફથી વડોદરા તથા પૂના વચ્ચેનો મેળ થવાનું હવે વધારે વિકટ બન્યું; અને બીજી બાજુથી પેશવા બાજીરાવ તથા ત્ર્યંબકજીને આ ખૂન માટે જવાબદાર ઠરાવીને એલ્ફિન્સ્ટને હવે તેમની સામે શોર ઉઠાવવાનું અને તેમનો નાશ કરવાના ઉપાયો યોજવાનું શરૂ કરી દીધું. ઇતિહાસલેખક પ્રિન્સેપ લખે છે:—

" શાસ્ત્રીના ખૂનથી જે પરિસ્થિતિ પેદા થઈ તેમાં આપણે એક

બ્રાહ્મણ રાજદૂતના ખૂનનો બદલો લેવાવાળા બની બેઠા, અને પેશવાની પ્રજાનો પણ ઘણો મોટો ભાગ આપણા પક્ષમાં આવી ગયો લોકોના મન ઉપરની આ હિતકારક અસર ત્યાર પછી પણ ઘણા દિવસો સુધી ચાલુ રહી, કારણ કે બે વરસ પછી જ્યારે બધા મરાઠાઓની સાથે આપણુ યુદ્ધ શરૂ થયુ, ત્યારે આ બધી લડાઈનું મૂળ એક બ્રાહ્મણની વિના કારણ થયેલી હત્યા છે એ વસ્તુના સ્મરણને લીધે પ્રજાના મનમા અંગ્રેજોનો પક્ષ ન્યાયી ગણાયો, અને તેને નૈતિક પીઠબળ મળી ગયુ ત્યાર પછી પેશવાકુળના પતન ઉપર લોકોએ જે ઉદાસીનતા દર્શાવી એનુ કારણ પણ એ જ હતુ કે લોકો આ પતનને પેશવા બાજીરાવના આ પાપનો બદલો ગણતા હતા × × ×"[૧૬]

કહેવાય છે કે રેમિડેન્ટ એલ્ફિન્સ્ટને આ બાબતની તપાસ કરીને એમ શોધી કાઢ્યુ કે શાસ્ત્રીનુ ખૂન કરવાવાળાને ત્ર્યંબકજીએ નીમ્યા હતા આ તપાસ કેવા પ્રકારની હતી, અને તેમા ત્ર્યંબકજીને પોતાનો બચાવ કરવાની તક આપવામા આવી હતી કે કેમ એ ખબર નથી થોડા પૈસા આપીને જુબાની આપવાવાળા થોડાક સાક્ષીઓ ઊભા કરવા એલ્ફિન્સ્ટનને માટે કોઈ મુશ્કેલ કામ નહોતુ ખુ અંગ્રેજોના જ એ વખતના લેખો ઉપરથી જાણી શકાય છે કે એલ્ફિન્સ્ટનની આ તપાસ કેવળ ઢોંગ હતો

ત્ર્યંબકજીની ગિરફતારી

ખરી રીતે તો ત્ર્યંબકજી અંગ્રેજોના માર્ગનો કાંટો હતો તે યોગ્ય અને સદા જાગ્રત મરાઠા નીતિજ્ઞ હતો ગુજરાતનો જે મુલક હમણા જ પેશવાએ તેને આપ્યો હતો તે કંપનીના મુલકની અડોઅડ આવેલો હતો, અને એ મુલક ઉપર અંગ્રેજોની આંખ હતી. એલ્ફિન્સ્ટનના પત્રો ઉપરથી સાફ જાણી શકાય છે કે ત્ર્યંબકજી અંગ્રેજો વિરુદ્ધ પેશવાને સદા સાવધ રાખ્યા કરતો હતો મરાઠાઓ સાથે નવુ યુદ્ધ શરૂ કરતા પહેલા કોઈ પણ ઉપાયે તેને પૂનાથી દૂર કરવો એ આવશ્યક હતુ એલ્ફિન્સ્ટને હવે પેશવા ઉપર દબાણ કર્યું કે અમને તરત ત્ર્યંબકજી સોંપી દો જો કદાચ ત્ર્યંબકજી દોષિત હોય તો પણ એલ્ફિન્સ્ટનની આ માગણી તો બિલકુલ ન્યાય વિરુદ્ધ હતી બાજીરાવે ના પાડી એલ્ફિન્સ્ટને પોતાની હઠ ન છોડી, એટલે સુધી કે પૂનાને

૧૬ Prinsep's *History of the Political and Military Transactions*, vol 1, p 321

અંગ્રેજી લશ્કરથી ઘેરી લઈ ને રીતસરનો ઘેરો નાખવાની ધમકી પણ આપી. બાજીરાવ સ્વભાવે ડરપોક હતો; કંપનીની સહાયકારી સેના પૂનામાં મોજૂદ હતી. આખરે લાચાર થઈ ને પેશવાએ પોતાનો મંત્રી અંગ્રેજોને હવાલે કરી દીધો; અને અંગ્રેજોએ ત્ર્યંબકજીને થાણાના કિલ્લામાં કેદ કર્યો. બાજીરાવ પેશવાને પણ હવે પોતાની નામોશી તથા પરવશતાનો સારી પેઠે અનુભવ થવા લાગ્યો.

### બાજીરાવ ઉપર ચઢાઈની ગુપ્ત તૈયારી

ત્યાર પછી નેપાળયુદ્ધનો અંત તથા ત્રીજા મરાઠાયુદ્ધની તૈયારીનો સમય આવ્યો. ઈ. સ. ૧૮૧૭ના એપ્રિલની ૭મીએ કશા પણ કારણ વગર લૉર્ડ હેસ્ટિંગ્સે સેનાપતિ સર ઈવન નેપિયનને લખ્યું, કેઃ—

> "પેશવા અને અંગ્રેજો વચ્ચે યુદ્ધ થવાનું છે, એટલે આપ પેશવાના ગુજરાત અને કોંકણના ઉત્તર ભાગ ઉપર અધિકાર મેળવી લેવા તત્પર રહેજો,"[૧૭]

બાજીરાવને જ્યારે આ બધી તૈયારીઓની ગંધ આવી, ત્યારે ઈ. સ. ૧૮૧૭ના એપ્રિલમાં એક દિવસે એલ્ફિન્સ્ટનને પોતાને ત્યાં બોલાવીને કંપની તરફથી પોતાની સચ્ચાઈ તથા વફાદારી સાબિત કરવાનો ઘણા વખત સુધી તેણે પ્રયત્ન કર્યો, પણ એની કશી અસર થઈ નહિ. અંગ્રેજો હવે તો બાજીરાવને તણખલાને તોલે ગણતા હતા; અને યુદ્ધની પૂરી તૈયારી કરી ચૂક્યા હતા.

### બાજીરાવ વિરુદ્ધ પ્રપંચ

પોતાના પુરાણા સ્વભાવાનુસાર એલ્ફિન્સ્ટને હવે પૂનામાં પેશવા બાજીરાવની વિરુદ્ધ 'ગુપ્ત ઉપાયો' શરૂ કરી દીધા. આ ગુપ્ત ઉપાયોના સંબંધમાં બે મરાઠા દેશદ્રોહીઓના નામો ખાસ ઉલ્લેખ કરવા જેવાં ગણાય. આ લોકોએ પેશવાના રાજ્યનો અંત આણવામાં એલ્ફિન્સ્ટનને સૌથી વિશેષ મદદ કરી. આમાનો પહેલો બાલાજીપંત નાતૂ હતો.

### બે દેશદ્રોહીઓ

બાલાજી શરૂઆતમાં સાતારા-જિલ્લામાં કોઈ સાધારણ કુટુંબમાં પાંચ કે ૭ રૂપિયાની નોકરી કરતો હતો. ઈ. સ. ૧૮૦૩માં તેણે પૂના આવીને રેસિડેન્ટને ત્યાં નોકરી લીધી. વધતાં વધતાં આ માણસ એલ્ફિન્સ્ટનનો પાકો

---

૧૭ *Bombay Gazetteer*, Baroda vol, p. 225.

જાસૂસ બની ગયો. પેશવાના દરેકેદરેક કાર્યની તે એલ્ફિન્સ્ટનને બાતમી આપ્યા કરતો હતો. તે અત્યંત નીચ અને ધૂર્ત હતો. થોડા સમય પછી સાતારાના પદચ્યુત રાજાના વકીલ રંગો બાપુજીએ બાલાજીનાં નીચ કૃત્યો દુનિયા સમક્ષ પ્રગટ કર્યાં, જે વાંચીને કોઈ પણ ભારતવાસીના દિલમાં બાલાજી પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થયા વગર રહે જ નહિ પેશવાના પતન પછી ઈ. સ. ૧૮૧૮ના સપ્ટેંબરની ૫મીએ એલ્ફિન્સ્ટને ગવર્નર જનરલ પાસે બાલાજીની સેવાઓની ખૂબ પ્રશંસા કરી, અને તેને પેન્શન તથા જાગીર આપવા માટે ખાસ ભલામણ પણ કરી. બેશક, ગવર્નર જનરલે એલ્ફિન્સ્ટનની ભલામણનો સ્વીકાર કર્યો.

એલ્ફિન્સ્ટનના બીજા વિશ્વાસુ મિત્રનું નામ યશવંતરાવ ઘોરપડે હતું. પેશવા વિરુદ્ધ સાચીજૂઠી જુબાનીઓ એકત્ર કરવાના કાર્યમાં આ યશવંતરાવે એલ્ફિન્સ્ટનને ઘણી મદદ આપી હતી.

**બાજીરાવ ઉપર જબરદસ્તી**

એલ્ફિન્સ્ટન હવે યુદ્ધ શરૂ કરવાનું કોઈ બહાનું જ શોધતો હતો. તેણે ઈ. સ. ૧૮૧૭ના એપ્રિલની ૬ઠ્ઠીની રોજનીશીમાં ચોખ્ખું લખ્યું છે: "હું માનું છું કે પેશવા સાથે કોઈ તકરાર થાય તો ઘણું સારું થાય."[૧૮]

કહેવામાં આવ્યું કે ત્ર્યંબકજી થાણાના કિલ્લામાંથી નાસીને પેશવાના મુલકમાં સંતાયો છે. એલ્ફિન્સ્ટને ત્ર્યંબકજીને એક મહિનામાં અંગ્રેજોને હવાલે કરી દેવાની માગણી પેશવા પાસે કરી; અને એવી પણ માગણી કરી કે આ સમય દરમિયાન જામીનગીરી તરીકે સિંહગઢ, પુરંધર અને રાયગઢના કિલ્લા કંપનીને સોંપી દેવા.

પરંતુ આ વખતે પણ એલ્ફિન્સ્ટન અને લૉર્ડ હેસ્ટિંગ્સની ઇચ્છા પૂરી થઈ શકી નહિ. એલ્ફિન્સ્ટન બીજી વાર પૂનાને ઘેરો નાખવાની તૈયારીમાં હતો, ત્યાં જ ઈ. સ. ૧૮૧૭ના મેની આઠમી તારીખે કાયર બાજીરાવે સિંહગઢ, પુરંધર અને રાયગઢના ત્રણે કિલ્લા કંપનીને સોંપી દીધા; કારણ બાજીરાવ લડવા માટે બિલકુલ તૈયાર નહોતો. પોતાના કિલ્લેદારો ઉપર એ પ્રમાણેનાં આજ્ઞાપત્રો પણ તેણે લખી નાખ્યાં. હવે બાજીરાવ પેશવા તથા અંગ્રેજોએ શું શું કર્યું તેની હકીકત આપતા પહેલાં ત્ર્યંબકજીના બાકીના જીવનની

૧૮ "I think a quarrel with the Peshwa desirable."—Elphinstone's *Diary*, 6th April, 1817.

હકીકત ટૂંકમાં કહી દેવા માગીએ છીએ.

**ત્ર્યંબકજીનો અંત**

કાં તો થાણાની જેલમાથી ત્ર્યંબકજી નાસી છૂટયો એ કિસ્સો જ જૂઠો હતો, અથવા તો જો તે સાચો હોય તો તેને ઈ. સ. ૧૮૧૮માં ફરી કેદ કરી લેવામાં આવ્યો. આ વખતે તેને બનારસની નજીક ચુનારગઢના કિલ્લામાં રાખવામાં આવ્યો. અહીં તેને મળવા માટે અનેક યુરોપિયન મુસાફરો આવ્યા હતા. બિશપ હીબર ઈ. સ. ૧૮૨૪માં ત્ર્યંબકજીને મળ્યો. તેણે લખ્યું છે:—

" ત્ર્યંબકજીની આસપાસ રખાતો ચોકીપહેરો બહુ સખત હતો. તેની ચોકી માટે એક હિંદુસ્તાની અને એક યુરોપિયન ટુકડી રાખવામા આવતી, અને સંત્રીઓની નજર સામેથી તેને કદી પણ દૂર ખસવા દેવામાં આવતો નહિ. તેના ઓરડાને ત્રણ બારીઓ હતી તે ઓશરીમાં પડતી હતી. આ બારીઓમાં લોઢાના સળિયા નાખવામાં આવ્યા હતી. અહીં જ ટુકડી ખડી રહેતી હતી. × × ×"

મેજર આર્ચર નામનો બીજો એક મુસાફર ઈ. સ. ૧૮૨૯ના ફેબ્રુઆરીની ૧૬મીએ ત્ર્યંબકજીને મળવા ગયો હતો. તે લખે છે:—

" ત્ર્યંબકજી ઈ. સ. ૧૮૧૮થી કેદમાં જ છે. પણ તેની કેદની અવધિ તેના મહાન શત્રુ કાળે લગભગ નક્કી કરી નાખી છે. તેની દવા કરવાવાળા વૈદ્યો કહે છે, કે તે વધારે મહિના હવે કાઢી શકશે નહિ. જ્યારે અમે તેને મળવા ગયા ત્યારે તેનું કાળજું એટલું વધી ગયું હતું કે અરધી ડબલ રોટી જેટલો તેનો એ બાજુનો પેટનો ભાગ બહાર ઊપસી આવેલો દેખાતો હતો. તે અત્યંત દુર્બળ દેખાતો હતો અને ખરેખર તેને જોઈએ ને દયા ઊપજતી હતી. મરવા માટે કાશી જવા દેવા તેણે વિનતિ કરી, પણ કોઈએ આ વિનતિ ઉપર ધ્યાન આપ્યું નહિ × × ×"

ત્ર્યંબકજી લખીવાંચી જાણતો નહોતો, છતાં પણ એક દૂરદર્શી નીતિજ્ઞ અને મરાઠાસત્તાનો સાચો હિતચિંતક હતો. તેનો અપરાધ માત્ર એટલો જ હતો કે એલ્ફિન્સ્ટનની બધી ખટપટોથી બાજીરાવને વફાદાર રહ્યો હતો. આ અપરાધના બદલામાં તેને દુઃખ અને અપમાન સહિત પોતાનું બાકીનું જીવન ચુનારગઢના કિલ્લાના એક ખૂણામાં વીતાવવું પડયું; અને ત્યાં જ સબડીને આખરે તેણે પ્રાણ છોડયા. કાશીમાં મરણ પામવાની તેની અંતિમ ઇચ્છા

પણ પૂરી કરવામાં આવી નહિ.

બાજીરાવ સાથે ટંટો

સિંહગઢ, પુરંધર અને રાયગઢના કિલ્લાઓ કંપનીને મળી ચૂક્યા હતા; પણ વર અને ઘેટાની વાતની પેઠે કંપનીની માગણીઓ ક્ષણે ક્ષણે બદલાવા લાગી, તેમ તેમ તે વધવા પણ લાગી.

હજી તો સિંહગઢ ઉપર અંગ્રેજોનો કબજો સ્થપાયાને પૂરો મહિનો પણ વીત્યો નહોતો, ત્યાં જ બે વરસ પૂર્વેના ગંગાધરના ખૂનના મામલાને ફરી ઉખેળવામાં આવ્યો. તે વખતે તો આ ખૂનને માટે કેવળ ત્ર્યંબકજીને જ દોષિત ગણવામાં આવ્યો હતો, પણ હવે તો પેશવા બાજીરાવને પણ એ ખૂનને માટે જવાબદાર ગણવામાં આવ્યો, અને આ કલ્પિત અપરાધના બદલામાં પેશવાના ફળદ્રુપ પ્રદેશમાંનો ઘણો મોટો ભાગ (જેમાં ગુજરાતનો પણ ઘણો ભાગ આવી જતો હતો) માગવામાં આવ્યો.

ગાયકવાડને આપવા માટે કે ગંગાધરના કુટુંબીઓને આપવા માટે આ મુલકની માગણી નહોતી, પણ કંપનીને માટે આ મુલકની માગણી કરવામાં આવી હતી. પેશવાને પૂનામાં ઘેરી લેવામાં આવ્યો અને બ્રિટિશ સંગીનોના બળે ઈ. સ. ૧૮૧૭ના જૂનની ૧૩મીએ એક નવા સંધિપત્ર ઉપર બાજીરાવની સહી લેવામાં આવી. આ સંધિપત્ર મુજબ ગુજરાતના જે ભાગ ઉપર કંપનીની અનેક વરસોથી નજર પડી હતી તે બધો મુલક કંપનીના તાબામાં આવ્યો.

કહેવાય છે કે ગંગાધર શાસ્ત્રીના ખૂનમાં પોતાનો હાથ હોવાનું પણ આ વખતે બાજીરાવે કબૂલ કર્યું.

કૂટનીતિ તથા સંગીનોના બળે કોઈ અપરાધી પાસે આવી જાતના ગુનાની કબૂલાત લેવાના બનાવ કંપનીના ભારતીય ઇતિહાસમાં કાંઈ નવા નથી. શિવાજીના વંશજ સાતારાના રાજા પ્રતાપસિંહ ઉપર જ્યારે કંપનીની વિરુદ્ધ કાવતરું કરવાનો આરોપ મૂકવામાં આવ્યો ત્યારે તેને ચોખ્ખું જણાવવામાં આવ્યું કે તમે આ અપરાધની કબૂલાત આપશો તો તમને તમારી ગાદી ઉપર બહાલ રાખવામાં આવશે. મેજર વામનદાસ બસુએ 'ધી સ્ટોરી ઑફ સાતારા" નામના પુસ્તકમાં બતાવ્યું છે કે રાજા પ્રતાપસિંહે પોતાની ગાદી ઉપર પાણી મૂક્યું, પણ આ ખોટા દસ્તાવેજ ઉપર સહી કરવાની સ્પષ્ટ ના પાડી. ફેર માત્ર એટલો જ હતો કે જે પ્રતિષ્ઠાની ખેવના પ્રતાપસિંહને હતી. તે બાજીરાવને નહોતી; છતાં પણ એક વાત ધ્યાન ખેંચે

એવી છે કે બાજીરાવે ડરીને પોતાની જાતે જ દોષ માથે ઓઢી લીધો, અને પ્રતાપસિંહે સ્વમાન જાળવીને ખોટો દોષ પોતાને માથે વહોરી ન લીધો, તો પણ બંનેનું પરિણામ તો એક જ આવ્યું. પ્રતાપસિંહ અને બાજીરાવ બંનેને પોતપોતાની ગાદીનો ત્યાગ કરી કંપનીની કેદમાં જ મૃત્યુ પામવું પડ્યું.

### પૂનાની સંધિ પછી

પેશવા બાજીરાવ હવે બેહદ ગભરાયો. ૧૩મી જૂનની સંધિ પછી તે પૂના છોડી ને પંઢરપુર ચાલ્યો ગયો. ત્યાંથી તે સાતારાની પાસે આવેલ માહુલી નામના તીર્થસ્થળે પહોંચ્યો. અહીં કૃષ્ણા અને યત્ના નદીઓનો સંગમ થાય છે. અહીં બેઠા બેઠા તેણે સર જોન માલ્કમને મળવા માટે બોલાવ્યો. બાજીરાવે માલ્કમને સ્પષ્ટતાપૂર્વક જણાવ્યું કે સંગીનોના બળે મને ડરાવીને સંધિપત્ર ઉપર મારી સહી લેવામાં આવી છે; અને આ સંધિ મારે માટે બહુ હાનિકર છે. બાજીરાવે આ વખતે એલ્ફિન્સ્ટનના સામેની જે જે ફરિયાદો માલ્કમને કહી, તેમાં એક એ પણ હતી કે એલ્ફિન્સ્ટનના જાસૂસો મારી એટલી બધી બાતમીઓ મેળવ્યા કરે છે, કે મેં ક્યારે શું શું ખાધું તેની બાતમી પણ એલ્ફિન્સ્ટનને મળી જાય છે.[૧૯] ઉપરાંત કંપનીની સાથે સાચી મૈત્રી જાળવી રાખવાની પોતાની અભિલાષા પણ બાજીરાવે પ્રગટ કરી. માલ્કમે આના ઇલાજ તરીકે બાજીરાવને સલાહ આપી કે તમે એક સેના એકત્ર કરી પીંઢારાઓનું દમન કરવાના કાર્યમાં અંગ્રેજોની સહાય માટે એ સેના મોકલો. ભોળા બાજીરાવે પૂના પાછા આવીને માલ્કમની સલાહ મુજબ અંગ્રેજોને મદદ આપવા માટે સેના એકઠી કરવાનું શરૂ કર્યું.

એક બાજુથી સેના એકઠી કરવા માટે માલ્કમે બાજીરાવને સલાહ આપી, ત્યારે બીજી બાજુથી બાજીરાવ અંગ્રેજો ઉપર હુમલો કરવાની તૈયારીઓ કરે છે એવી હકીકતના કાગળો એલ્ફિન્સ્ટને ગવર્નર જનરલ ઉપર મોકલવા માંડયા, અને આ હકીકતના સમર્થન તરીકે બાજીરાવ સેના એકઠી કરે છે એ બિના જણાવવામાં આવી વળી બાજીરાવનો સામનો કરવા માટે કંપનીની વધારે સેના પૂના મોકલી આપવા માટે પણ રેસિડેન્ટે ગવર્નર જનરલને લખ્યું. ધ્યાનમાં તો એ રાખવાનું છે કે આ બધો સીધો પત્રવ્યવહાર ગવર્નર જનરલની સાથે કરતા પહેલા એલ્ફિન્સ્ટને એક વાર પણ બાજીરાવને એમ પૂછ્યું નહિ કે તમે આ સેના શા માટે એકઠી કરો છો;

૧૯ Memorandum of Lieut General Briggs.

તેમ તે સેના એકઠી કરવાની પ્રવૃત્તિનો બાજીરાવ પાસે વિરોધ પણ જાહેર કર્યો નહિ.

ઈ. સ. ૧૮૧૭ના ઑક્ટોબરની ૩૦મીની સાંજે જનરલ સ્મિથ અને કર્નલ બરની સરદારી નીચેની કંપનીની એક પલટને અચાનક પૂનાની છાવણીમાં પ્રવેશ કર્યો. એલ્ફિન્સ્ટને પૂનાથી ચાર માઈલ દૂર આવેલી એક ઊંચી જગાએ આ આખી સેનાને ખડી કરી દીધી. હવે મરાઠાઓ સારી રીતે સમજી ગયા કે અંગ્રેજો ફરી યુદ્ધ કરવા માટે કટિબદ્ધ થયા છે.

**ખડકીનું યુદ્ધ**

ઈ. સ. ૧૮૧૭ના નવેમ્બરની ૫મીએ પૂનાની નજીક ખડકી નામના ગામ પાસે અંગ્રેજો તથા પેશવાની સેના વચ્ચે એક ઘનઘોર યુદ્ધ થયું. બાપુ ગોખલે પેશવાની સેનાનો સેનાપતિ હતો. અનેક અંગ્રેજ ઇતિહાસ-લેખકોએ બાપુ ગોખલેની યુદ્ધકુશળતા તથા મરાઠાસેનાની વીરતાની મુક્તકંઠે પ્રશંસા કરી છે. ગોખલેના સંબંધમાં ખડકીના યુદ્ધમાં હાજર રહેલા એક અંગ્રેજ વિદ્વાને લખ્યું છે, કે:—

> " ગોખલેના ભાવોનો અનાદર કરવો અસંભવિત છે. × × × ઇતિહાસની દેવી પોતાના દેશની સાચી ભક્તિ અને સેવાની કલગી ગોખલેના માથે જ મૂકશે. " ૨૦

**બાપુ ગોખલે**

પરંતુ ગોખલેની દેશભક્તિ, તેનું યુદ્ધકૌશલ તેમ જ તેની વીરતાનું કંઈ ચાલ્યું નહિ બાલાજીપંત નાતૂ ને યશવંતરાવ ઘોરપડે જેવાના પ્રતાપે પેશવાની સેનામાં અનેક વિશ્વાસઘાતીઓ પેદા થઈ ચૂક્યા હતા. આ લોકો ઘડીએ ઘડીએ આ સેનાની બાતમી અંગ્રેજોને પહોંચાડતા હતા એટલું જ નહિ, પણ બાપુ ગોખલેના પ્રયત્નોને અસફળ કરવાના પ્રયત્નો પણ યથાશક્તિ કર્યા કરતા હતા. જનરલ સ્મિથની સેના પ્રથમ મેદાનમાં પહોંચી; કર્નલ બરની સેના ત્યાર પછી થોડા વખતે આવી. કર્નલ બરની સેના આવતા પહેલાં જ જનરલ સ્મિથની સેના ઉપર હુમલો કરવાની બાપુ ગોખલેની ઇચ્છા

૨૦ "It is impossible not to respect the spirit of Gokhale . . . the Muse of history will encircle his name with a laurel for fidelity and devotion in his country's cause.—*Fifteen Years in India, etc*, pp 304, 505.



બાપૂ ગોખલે
( ચિત્રશાળા પ્રેસ પૂના, ના સૌજન્યથી )

વિ. વિ પ્રેસ ઓડિયા

હતી, પણ તેના કેટલાક નિમકહરામ સાથીઓએ ગોખલેની આ ઇચ્છા પૂરી ન થવા દીધી. ઉપરાંત ઉપરોક્ત અંગ્રેજ લખે છે કે "× × × ગોખલેની સેનાએ ખરે ટાંકણે તેનો સાથ છોડી દીધો."[૨૧]

પરિણામે ખડકીના સુપ્રસિદ્ધ સંગ્રામમાં અંગ્રેજોનો વિજય થયો; અને પેશવા બાજીરાવને બાપુ ગોખલે તથા થોડા સાથીઓ સહિત મેદાન છોડવું પડ્યું. ઉપરાંત પેશવા તથા કંપનીની સેનાઓમાં અનેક નાનીમોટી લડાઈઓ થઈ, જેમાં કોઈ વાર આ પક્ષને તો કોઈ વાર સામા પક્ષને વિજય મળ્યો. આ સંગ્રામમાં બાપુ ગોખલેનું મૃત્યુ થયું. બાપુ ગોખલેના મરણથી બાજીરાવની હિંમત ભાંગી ગઈ.

**સાતારા દરબારની ભૂલ**

બીજી બાજુથી એલ્ફિન્સ્ટન સમજતો હતો કે મહારાષ્ટ્રમાં અંગ્રેજો બદનામ થયા છે. સંભવ હતો કે મરાઠા આ રીતે ચૂપચાપ પેશવાઈનો અંત ન જોઈ શકત, અને તેઓ બધા ચારે બાજુએથી બાજીરાવના ઝંડા નીચે એકત્ર થઈ જાત. આ આફતમાંથી બચવા માટે એલ્ફિન્સ્ટને બાલાજીપંત નાતૂ દ્વારા સાતારાના રાજા સાથે ખટપટ શરૂ કરી. પાર્લામેંટના કાગળપત્રો ઉપરથી જાણી શકાય છે કે પેશવાનો બધો અધિકાર તથા મરાઠા સામ્રાજ્યની લગામ તમારા હાથમાં આવશે, એવી જાતની ખોટી કબૂલાત સાતારાના રાજાને આપવામાં આવી હતી.[૨૨] પાર્લામેંટના કાગળપત્રો ઉપરથી એમ પણ જાણી શકાય છે કે આ ખટપટો ગંગાધર શાસ્ત્રીના સમયથી જ ચાલતી હતી. ધનની લાલચે અંગ્રેજોના આ કાવતરામાં સામેલ થનારા આદમીઓનો પણ આ વખતે સાતારાના દરબારમાં તોટો નહોતો. સાતારાનો રાજા પ્રતાપસિંહ આ વખતે સગીર ઉંમરનો હતો. આખરે બાલાજીપંત નાતૂ તથા એલ્ફિન્સ્ટનની કપટજાળમાં ફસાઈને સગીર પ્રતાપસિંહની માતાએ શિવાજીના વંશજ તથા મરાઠા–સામ્રાજ્યના અધિરાજ સાતારાના રાજા તરફથી મરાઠા પ્રજા જોગ એવી જાહેરાત કરી કે કોઈએ પેશવા બાજીરાવ સાથે કોઈ જાતનો સંબંધ રાખવો નહિ, અને દરેકે આ યુદ્ધમાં અંગ્રેજોને મદદ આપવી. સાતારા દરબારની આ ભૂલે બાજીરાવના હાથપગ કાપી નાખ્યા.

૨૧ "... his troops ... deserted him in the hour of trial."—Ibid, p. 492.

૨૨ *The Story of Satara*, by Major B. D. Basu.

### પેશવા રાજ્યનો અંત

બાજીરાવે વિરક્ત બનીને આખરે ઈ. સ. ૧૮૧૮ ના જૂનમાં સર જૉન માલ્કમ સાથે સુલેહની વાટાઘાટ ચલાવી. આ વખતે પણ બાજીરાવ પાસે ૬૦૦૦ સવાર અને ૫૦૦૦ પાયદળ સેના તૈયાર હતી, અને આસીરગઢનો કિલ્લો પણ તેના હાથમાં હતો. આખરે સર જૉન માલ્કમ અને ગવર્નર જનરલની આજ્ઞાનુસાર બાજીરાવને આઠ લાખ રૂપિયાનું સાલિયાણું આપીને કાનપુર પાસે ગંગાને કિનારે આવેલ બિઠૂરમાં મોકલી આપવામાં આવ્યો. પેશવાના મુલકમાંથી થોડોક કટકો કાપીને સાતારાના રાજાને જાગીર તરીકે આપવામાં આવ્યો, અને બાકીનો પેશવાનો બધો મુલક કંપનીના રાજ્યમાં જોડી લેવામાં આવ્યો, જે મુલકનો આજના મુંબઈ ઇલાકામાં સમાવેશ થાય છે. આ રીતે પેશવાઈનો અંત આવ્યો. બાજીરાવ પેશવાએ બિઠૂરમાં ૩૨ વરસ ગાળીને આખરે ઈ. સ. ૧૮૫૦ માં પોતાની ૭૫ વરસની ઉંમરે દેહ છોડ્યો ઈ સ. ૧૮૫૭ના વિપ્લવનો પ્રસિદ્ધ નેતા નાનાસાહેબ આ જ બાજીરાવનો દત્તક પુત્ર હતો.

આઠ લાખના વાર્ષિક સાલિયાણાની ઉદાર રકમ આપવાનું કારણ બતાવતાં સર જૉન માલ્કમે ગવર્નર જનરલને જે કાગળ લખ્યો તેનો સાર નીચે પ્રમાણે છે:—૨૩

"હું રાજાથી માંડીને રંક સુધીના આ દેશના બધા લોકોથી સારી રીતે પરિચિત છું. આથી હું નિસંકોચ કહી શકું છું કે અંગ્રેજ સરકારની કીર્તિ અને સુરક્ષિતતા સાચવી રાખવાં હોય તો બાજીરાવને કેદ કરવા કે મારવાને બદલે રાજીખુશીથી તેની પાસે રાજ્યત્યાગ કરાવવો અને પેન્શન આપીને તેના રાજ્યની બહાર ક્યાંઈક મોકલી આપવો. જો તેને મારી નાખવામાં આવશે તો લોકોને તેના ઉપર દયા ઊપજશે, કેટલાકની આકાંક્ષાઓ જાગ્રત થશે અને વિદેશી શાસનથી અસંતુષ્ટ થયેલા લોકો કોઈ વાર કોઈ પણ નવા હક્કદારના ઝંડા નીચે એકત્ર થઈ જશે. જો બાજીરાવને કેદ કરવામાં આવશે તો પણ લોકો તેના પ્રત્યે સહાનુભૂતિ ધરાવશે; અને કોઈક વાર પણ બાજીરાવ કેદમાંથી નાસી છૂટીને પોતાના દેશને ફરી આઝાદ બનાવશે, એવા પ્રકારની આશા મરાઠાઓના મનમાં સતત રહ્યા કરશે. પણ જો બાજી-

૨૩ Kaye's *Life of Malcolm*, vol II, p 21.

રાવ પોતાની સેના બરખારત કરીને પોતાની રાજીખુશીથી રાજ્યપદનો ત્યાગ કરશે તો લોકો ઉપર તેની બહુ સારી અસર પડશે, અને એ અસર આપણા હિતમાં લાભદાયી થશે."

**બાજીરાવના શાસન તળેનું પૂના**

અંતિમ પેશવા બાજીરાવના સમયમાં પૂનાની વસ્તી આઠ લાખની હતી, એટલે કે આજના કરતાં લગભગ ચારગણી હતી. એ સમયના પૂનાના શહેરીઓની સુખસમૃદ્ધિ સંબંધે એક અંગ્રેજ મુસાફર લખે છેઃ—૨૪

"જ્યારે હું દક્ષિણમાં ગયો ત્યારે પૂના શહેરને અત્યંત સુખી હાલતમાં જોઈને હું ચકિત બન્યો અને પ્રસન્ન થયો. હાલમાં જે બરબાદી, લૂંટ અને દુકાળમાંથી પૂનાને પસાર થવું પડ્યું છે, તે જોતાં તો આ સમયની સુખી હાલત વળી વિશેષ આશ્ચર્યજનક જણાય છે. તે સમયના મુખ્ય મુખ્ય રસ્તાઓ, બજારોમાં ફરતા અસંખ્ય માણસોનો પોશાક તથા તેમના ચહેરાઓ જોતાં એમ જણાતું હતું કે જેટલો આરામ, જેટલું સુખ, જેટલો વેપાર અને જેટલી કારીગરી અહીં છે તે કરતાં વધારે આપણા (યુરોપના) કોઈ પણ મોટામાં મોટા શહેરમાં પણ નથી. ચારે બાજુ સુખ અને સમૃદ્ધિની છોળો ઊડતી જણાતી હતી. જ્યારે મેં આ બાબત રેસિડેન્ટને જણાવી ત્યારે તેણે મને કહ્યું કે જ્યારથી પેશવા પૂના પાછો આવ્યો છે ત્યારથી તેણે પૂનાની સમૃદ્ધિમાં વધારો કરવાના હેતુથી પૂના અને તેની આસપાસના પ્રદે-

૨૪ "On a late excursion into the Deccan I was exceedingly pleased and surprised to observe the great appearance of prosperity which the city of Poonah exhibited, andwhich was the more remarkable after the scenes of desolation, plunder and famine, it had been so lately subjected to : all the principal streets and bazars were crowded with people, whose dress and general appearnce displayed symptoms of comfort and happiness, of business and industry, not to be exceeded in any of our own great commercial towns. The whole, indeed, was a smiling scene of general welfare and abundance. On noticing this to the Resident, he informed me that the Peshwa, since his return, with a view of promoting the prosperity of

શોમાં દરેક પ્રકારના લેવાતા કરો માફ કર્યા છે; અને પેશવાથી છૂપી રીતે રાજ્યનો કોઈ નોકર પ્રજા ઉપર જબરદસ્તી ન કરી શકે માટે તેણે કોટવાળની પદવી પણ ઉડાવી દીધી છે."

**ભોંસલેનું રાજ્ય અને અંગ્રેજો**

સિંધિયા પાસેથી રાજપૂતાના છીનવી લેવામાં આવ્યો હતો; પેશવાઈનો પણ અંત આવી ગયો હતો; ગાયકવાડે તો ઘણાં વરસોથી પરાધીનતાનો સ્વીકાર કરી લીધો હતો. હવે માત્ર બે જ મરાઠારાજ્યો બાકી હતાં. એક નાગપુરનું ભોંસલેનું રાજ્ય અને બીજું ઇંદોરનું હોળકરનું રાજ્ય.

નાગપુરનો રાજા સામાન્ય રીતે વરાડના રાજા તરીકે ઓળખાતો હતો; પણ બીજા મરાઠાયુદ્ધ પછી અંગ્રેજોએ વરાડ પ્રાંત મરાઠા પાસેથી પડાવીને નિઝામને આપી દીધો હતો. હવે ભોંસલેની રાજધાની નાગપુરમાં હતી. આથી ભોંસલે-કુળના રાજાઓને નાગપુરના રાજા તરીકે ઓળખવા અનુકૂળ થશે.

બીજા મરાઠાયુદ્ધ વખતે નાગપુરનો રાજા રાઘોજી ભોંસલે હતો. યુદ્ધ પછી એલ્ફિન્સ્ટને ચાર વરસ સુધી રેસિડેન્ટ તરીકે નાગપુરમાં કામ કર્યું; ત્યાર પછી તે પૂનાનો રેસિડેન્ટ નિમાયો હતો. કંપની સાથે સહાયકારી સંધિ કરી લેવા માટે એલ્ફિન્સ્ટને રાઘોજીને અગણિત વાર સમજાવ્યો, પરંતુ રાઘોજીએ પોતાના જીવતાં સુધી તો કંપનીની આ સંધિનો સ્વીકાર ન કર્યો.

**નાગપુરમાં રેસિડેન્ટનું ગુપ્ત કાર્ય**

નાગપુરમા એલ્ફિન્સ્ટને શાં શાં કરતૂકો કર્યાં તે તેના ઉપર જનરલ વેલેસ્લીએ લખેલા બે પત્રો ઉપરથી સારી રીતે જાણી શકાય છે. એલ્ફિન્સ્ટનને જવાબ આપતાં જનરલ વેલેસ્લીએ એક વાર તેને લખ્યું:—[૨૫]

"આપના ૬ઠ્ઠી તારીખના પત્રના જવાબમાં મારી વિનતિ છે કે બાતમી મેળવવા માટે આપને જે કંઈ કરવું પડે તે બધું કરવું.

---

Poonah, had exempted it and the surrounding country from every description of tax; and to prevent the possibility of exactions unknown to himself, had even abolished the office of cutwal"—R. Richards, 23rd July, 1801, quoted by William Digby in his *Prosperous British India—A Revelation*, page 450

૨૫ "In answer to your letter of the 6th, I beg you will do whatever you think necessary to procure intelligence. If you

અગર જો આપને એમ લાગે કે જયકિશનરામ આપને બધી બાતમી લાવી આપશે અથવા બીજા મારફત મેળવી આપશે, તો ગવર્નર-જનરલ પાસે તેની ભલામણ કરવાનું તેને વચન આપશો. અને ગવર્નર જનરલને તેના ખબર આપશો."

બીજા એક કાગળમાં જનરલ વેલેસ્લીએ એલ્ફિન્સ્ટનને લખ્યું:—

"રામચંદ્રરાવે જતા પહેલાં આપણું કામ કરી આપવાનું વચન આપ્યું. હું આપને તેની ભલામણ કરું છું. તે બહુ ચાલાક જણાય છે, અને રાજાએ તેની મારફત અત્યંત મહત્ત્વની વાતચીત કરી લીધી છે એમાં સંદેહ નથી. મેં ગવર્નર જનરલને ભલામણ કરી છે કે તેને ૬૦૦૦ નું વાર્ષિક પેન્શન આપવું. મારું માનવું છે કે તેની પાસેથી આપણને ઘણી મહત્ત્વની બાતમીઓ મળશે."[૨૬]

કંપનીના રેસિડેન્ટ

લૉર્ડ હેસ્ટિંગ્સ ઈ. સ. ૧૮૧૪ના ફેબ્રુઆરીની પહેલીની રોજનીશીમાં અંગ્રેજ રેસિડેન્ટોનાં કર્તવ્યોનું વર્ણન કરતાં લખે છે:—[૨૭]

"દેશી રાજાઓની સાથે સંધિ કરતી વખતે આપણે તેમને સ્વતંત્ર રાજા તરીકે સ્વીકારીએ છીએ. પછી તેમના દરબારોમાં આપણા રેસિડેન્ટ મોકલીએ છીએ. આ રેસિડેન્ટો કેવળ રાજદૂત તરીકેનું કાર્ય કરવાને બદલે સમસ્ત દરબાર ઉપર પોતાનો પ્રભાવ જમાવી લે છે;

think that Jaykishen Ram will procure it for you or give it to you, promise to recommend him to the Governor-General, and write to His Excellency on the subject.—Colebrooke's *Life of the Duke of Wellington*, vol i, p. 113.

૨૬ "Before Ram Chandra went away he offered his services I recommend him to you He appears a shrewd fellow; and he has certainly been employed by the Raja in his most important negotiations I have recommended him to the Governor-General for a pension of 6,000 Rupees a year. I think he will give you useful intelligence."—Ibid.

૨૭ "In our treaties with them we recognise them as independent sovereigns. Then we send a Resident to their courts. Instead of acting in the character of ambassador, he assumes

સાહેબની જાગીરના સંબંધમાં રાઘોજી તથા તેના ભત્રીજા આપ્પાસાહેબ વચ્ચે કંઈક મતભેદ પડયો. આ મામલામાં દખલ કરવાનો કંપનીને કોઈ અધિકાર નહોતો, છતાં પણ રેસિડેન્ટે આપ્પાસાહેબને પક્ષે રાઘોજી ઉપર દબાણ આણ્યું; અને તેથી રેસિડેન્ટની ઇચ્છાનુસાર આ મામલાનો નિકાલ લાવવો પડયો. આ બધી બાબતો ઉપરથી જ્યારે અંતકાળ નજીક આવ્યો ત્યારે રાઘોજીએ પોતાના એકના એક પુત્ર બાલાસાહેબનો હાથ આપ્પાસાહેબના હાથમાં આપીને ગંભીર અને કરુણ સ્વરે આપ્પાસાહેબને કહ્યું: " આ વંશની અને આ રાજ્યની ઇજ્જત હવે તમારા હાથમાં છે."

રાજા બાલાસાહેબ

રાઘોજીના મૃત્યુ પછી બાલાસાહેબ નાગપુરની ગાદીએ બેઠો, અને તેના તરફથી આપ્પાસાહેબ રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. રેસિડેન્ટ જેનકિન્સે દરબારમાં હાજર થઈ ને કંપની તરફથી બાલાસાહેબ તથા આપ્પાસાહેબ બંનેને અભિનંદન આપ્યું.

રાઘોજીના મૃત્યુથી અંગ્રેજો બહુ હર્ષ પામ્યા. ઇતિહાસલેખક પ્રિન્સેપ લખે છેઃ—

" એ દરબારમાં જે ખટપટો ચાલુ હતી, અને એ દિવસોમાં જે ઘટનાઓ બન્યા કરતી હતી, એ બધા ઉપરથી જે અવસરની ઘણા વખતથી રાહ જોવાતી હતી એ અવસર એટલે કે નાગપુરની સાથે સહાયકારી સંધિ કરી લેવાનો અવસર હવે આવી પહોચ્યો છે એમ આશા રાખી શકાતી હતી. "[૨૮]

મધરાતની સંધિ

રાઘોજીના મૃત્યુના સમાચાર પહોંચતાં જ હેસ્ટિંગ્સે જેનકિન્સને લખ્યું કે જેમ બને તેમ તમે આપ્પાસાહેબને સહાયકારી સંધિમાં ફસાવવાની કોશિશ કરો. આ વખતે નાગપુરમાં જે ખટપટો અને કાવાદાવા ચાલતા

૨૮ "The intrigues and passing occurrences of that court like wise promised equally to give the long sought opportunity of establishing a subsidiary connection with the Nagpur State."—*History of Political and Military Transactions in India*, by Prinsep.

હતા તે બધાનું બહુ વિગતવાર વર્ણન પ્રિન્સેપ પોતાના ઇતિહાસમાં કરે છે આપણે આ બધી ખટપટોમાં ઊતરવાની જરૂર નથી આ ખટપટોમાં જ એક દિવસે ઈ સ ૧૮૧૬ના એપ્રિલની ૨૪મીની મધરાતે આપ્પા સાહેબને, ધીરીને અને તેને કાનીને અમદાય ગર્જ પરમેશ્વરની વતી સહાય કારી સાથ ઉપર મદી કરાની લીધી આ વખતે આપ્પાસાહેબની ઉમર માત્ર વીસ વર્ષની હતી આ ઘોર અત્યાચાર ગતના અંધકારમાં કઈ રીતે ગુજરસામાં આવ્યો એનુ દસ પાનાનુ વર્ણન પ્રિન્સેપ પોતાના ઇતિહાસમાં કરે છે આપ્પાસાહેબના બે મંત્રીઓ નાગૂ પંડિત અને નારાયણ પંડિતે આ પાપકર્મમાં અંગ્રેજોને ખાસ મદદ આપી હતી આ નવી સંધિ મુખ્ય બોમલે રાજ્યની મોટા ભાગની સેનાને રજા આપવાનુ, તેની જગાએ કંપનીની સેના રાખવાનુ, અને એ સેનાના ખર્ચ પેટે ૨૦ થી ૩૦ લાખ સુધી વાર્ષિક રકમ આપવાનુ આપ્પાસાહેબે કબૂલ કર્યુ હતુ.

જ્યારે આ સંધિના સમાચાર હેસ્ટિંગ્સને મળ્યા ત્યારે તેણે અતિ હર્ષપૂર્વક પોતાની રોજનીશીમાં લખ્યુ —૨

"૧ જૂન ૧૮૧૬—જે સંધિપત્ર દ્વારા નાગપુરનુ રાજ્ય આપણા સંરક્ષણ તળે કંપનીના એક સામંત રાજ્ય જેવુ બની ગયુ તે સંધિપત્ર મળ્યો. પાછલા રાજા રઘુજી ભોંસલેના અકસ્માત મૃત્યુથી ત્યાંના દરબારમાં અપૂર્વ ઝઘડાઓ ઉપસ્થિત થયા આથી જે કાર્ય કરવા માટે આપણે છેલ્લા બાર વર્ષોથી નિષ્ફળ પ્રયત્નો કરતા હતા તે કાર્ય પૂરુ કરવાની મને તક મળી ગઈ જો કે ચતુરાઈથી કામ લેવુ પડ્યુ છે અને પૈસા વડે અનેક હરકતો દૂર કરવામાં આવી છે, છતાં પણ મારી સંધિના

૨ "June 1st (1816) This day has brought to me the treaty of alliance by which Nagpur in fact ranges itself as a feudatory state under our protection A singular contention of personal interests at the Court of the Country, resulting from the unexpected death of Raghuji Bhonsla, the late Raja, has enabled me to effect that which has been fruitlessly laboured at for the last twelve years. Though dexterity has been requisite, and money has removed obstructions, I can affirm, that the principles of my engagement are of the purest nature"—*Private Journal of the Marquess of Hastings*, pp 254, et seq



રાજા પરસોજી ભોંસલે
( શ્રી વાસુદેવરાવ સૂબેદાર—સાગર, ના સૌજન્યથી )

वि वि प्रेस गोंदिया

બીજી સેનાને વહેલામાં વહેલી તકે રજા આપી દેવી.

(૪) અંગ્રેજો કહે એ સ્થાને રાજાની સેનાએ તરત જ ચાલ્યા જવું.

(૫) નાગપુર શહેર ખાલી કરી દેવું, અને કંપની તેના ઉપર પોતાનો અધિકાર જમાવી દે. પાછળથી સંધિ થયા પછી શહેર પાછું આપવામાં આવશે.

(૬) રાજાએ પોતે અંગ્રેજોની છાવણીમાં ચાલ્યા આવવું અને બધું પતી જાય ત્યાં સુધી ત્યાં જ રહેવું વગેરે.

આ સંધિના બદલામાં જેનકિન્સે વચન આપ્યું કે જો રાજા શરતો સ્વીકારી લે તો નાગપુરનું રાજ્ય જેમનું તેમ પાછું આપ્પાસાહેબને આપવામાં આવશે; અને અંગ્રેજો શત્રુઓથી આપ્પાસાહેબનું રક્ષણ કરશે.

આરબોની વફાદારી

આ શરતો અસહ્ય, અપમાનજનક હતી. પરંતુ આપ્પાસાહેબ બિનઅનુભવી, પરવશ અને કાયર હતો. એમાં પણ નારાયણ પંડિત જેવા વિશ્વાસઘાતી મંત્રીઓ તેને મરજી પડે તેમ રમાડતા હતા. આપ્પાસાહેબે આ બધી શરતો મંજૂર રાખી. પરંતુ નાગપુરની સેનામાં એવા કેટલાક લોકો હતા, જેઓ જાણીબૂઝીને આવી આત્મહત્યા કરી લેવા તૈયાર નહોતા. આ લોકોએ અંગ્રેજોની સાથે યુદ્ધ કરવાનો નિશ્ચય કરી લીધો, અને આપ્પાસાહેબને પણ અંગ્રેજોની છાવણીમાં જતો જબરદસ્તીથી રોકવાની કોશિશ કરી. ખાસ કરીને ભોંસલે રાજ્યમાં આ વખતે અનેક આરબ સિપાઈઓ અને જમાદારો હતા; આ લોકોની વીરતા અને સ્વામીભક્તિ બંને ઊંચા દરજ્જાનાં હતાં. નાગપુરના મહેલના રક્ષણનું કામ મોટે ભાગે આ આરબ લોકોના જ હાથમાં હતું.

૧૬મી તારીખે સવારે ૭ વાગે રાજાનો સંદેશો રેસિડેન્ટ પાસે પહોંચ્યો કે આરબ લોકો પોતાને આવવા દેતા નથી, જેથી હથિયાર અંગ્રેજોને સોંપી દેવામાં જરા વાર લાગશે; પરંતુ એત્રણ દિવસમાં બધું ઠીક કરી નાખવામાં આવશે. જેનકિન્સે આના જવાબમાં રાજાને લખી જણાવ્યું કે જો આપ નવ વાગ્યા સુધીમાં અમારી છાવણીમાં આવી જશો, તો બાકીની શરતો પૂરી કરવાને માટે વધારે સમય આપશું. નવ વાગતા પહેલાં જ આપ્પાસાહેબ પોતે અંગ્રેજોની છાવણીમાં પહોંચી ગયો.

આપ્પાસાહેબની આ વિચિત્ર કાયરતાનો ભેદ બરાબર સમજાતો નથી.

પણ થોડા સમય પછી રાજા આપ્પાસાહેબે જણાવ્યું કે તેનો મંત્રી નારાયણ પંડિત જે અંગ્રેજોને મળી ગયો હતો, તે આપ્પાસાહેબને ગમે તેમ ભરમાવીને અંગ્રેજોની છાવણીમાં લઈ ગયો હતો.

અંગ્રેજી સેનાની નિષ્ફળતા

આથી રાજ્યની સેનાએ આપ્પાસાહેબની આજ્ઞા માનવાનો ઇનકાર કર્યો. આ સેના પોતાના સ્થાનેથી હઠી નહિ. ૧૬મી ડિસેમ્બરે બાર વાગે જ્યારે આપ્પાસાહેબની આજ્ઞાથી અંગ્રેજી સેના તોપો કબજે કરવા માટે આગળ વધી ત્યારે રાજ્યની સેનામાં આ સેના ઉપર ગોળીબાર શરૂ કર્યો. યુદ્ધ શરૂ થઈ ચૂક્યું. રાજ્યની સેનામાં કોઈ યોગ્ય સેનાપતિ નહોતો; તેનો રાજા પણ શત્રુના હાથમાં હતો. છતાં પણ આ વફાદાર સેનાને અંગ્રેજી સેના તેના સ્થાનેથી હટાવી ન શકી, અને પોતાનું કાર્ય પૂરું કર્યા વગર જ હારીને છાવણીમાં પાછી આવી.

આ સંગ્રામ પછી અંગ્રેજોએ જોઈ લીધું કે આવડી વિશાળ સેના હોવા છતાં પણ આરબોની સેનાને હરાવવી એ સહેલું કાર્ય નથી. જેનકિન્સે હવે ફરી પોતાની કૂટનીતિનો ઉપયોગ કર્યો. લખવામાં આવ્યું છે કે ૧૭મી તથા ૧૮ મીના દિવસો આરબ સેનાના સરદારોને સમજાવવામાં ગાળ્યા પણ વ્યર્થ; આરબોએ શહેર ખાલી કરવાની ચોખ્ખી ના પાડી. નાગપુર શહેર ઉપર હુમલો કરવા માટે હવે અકોલાથી બીજું નવું તોપખાનું મંગાવવામાં આવ્યું. ફરી યુદ્ધ જામ્યું. ૨૪મી ડિસેમ્બરે જનરલ ડવટન અને તેની સેનાએ પૂરું જોર કરીને આરબોની સેનાને મહેલમાંથી હઠાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ અંગ્રેજી સેનાને બેહદ નુકસાન થયુ, અને વફાદાર આરબો પોતાના સ્થાનેથી ખસ્યા નહિ કંપનીની સેનાને બીજી વાર હારીને પાછા ફરવા પડ્યું.

ત્યાર પછી ફરી પાંચ દિવસ સુધી આરબો સાથે સમાધાનીની વાટાઘાટ ચાલી આપ્પાસાહેબે પણ મહેલ છોડી જવા માટે આરબોને પૂરતો આગ્રહ કર્યો. અંતે શી શરતો નક્કી કરવામાં આવી તે ખબર નથી, પણ આખરે ૩૦મી ડિસેમ્બરે સવારે નાગપુરના મહેલની સંરક્ષક આરબસેના મહેલમાંથી બહાર નીકળી. એક અંગ્રેજ અમલદાર આરબો તથા તેમના કુટુંબીઓને વળાવવા માટે મલકાપુર સુધી તેમની સાથે ગયો. ૩૦ મી ડિસેમ્બરે બપોરે કંપનીની સેનાએ અરક્ષિત નગર અને મહેલનો કબજો લીધો. ભોસલે રાજ્યના અસ્તના દશ્યમાં આ વીર આરબોની અદમ્ય સ્વામીભક્તિ

જ માત્ર તેજના એક ઝબકારા જેવી હતી.

**આપ્પાસાહેબને દગો દીધો**

ગવર્નર જનરલ હેસ્ટિંગ્સ અને રેસિડેન્ટ જેનકિન્સની બધી ઇચ્છાઓ હવે પૂરી થઈ. પરંતુ રાજા આપ્પાસાહેબની આશાઓ ઉપર તો ફરી વાર પાણી ફરી વળ્યું. આપ્પાસાહેબ રેસિડેન્સીમાં આવ્યો એ પૂર્વે જ એમ નક્કી કરવામાં આવ્યું હતું કે તમારા રાજ્યનો કોઈ ભાગ તમારી પાસેથી લઈ લેવામાં નહિ આવે. પરંતુ એ વચનની વિરુદ્ધ હવે આપ્પાસાહેબને સ્પષ્ટ કહેવામાં આવ્યું કે નીચે લખી શરતોએ જ તમને નાગપુરનું રાજ્ય પાછું મળશેઃ—

(૧) નર્મદાની ઉત્તરનો બધો મુલક, તથા તેની સાથે દક્ષિણનો પણ થોડોક મુલક અને વરાડ, ગાવિલગઢ, સરગૂજા અને જશપુરમાં તમારા જે જે અધિકારો છે તે બધા કંપનીને આપી દેવા.

(૨) તમારા બાકીના રાજ્યનો વહીવટ અંગ્રેજોના વિશ્વાસપાત્ર હોય એવા મંત્રીઓ મારફત જ ચલાવવો, અને રેસિડેન્ટની સલાહ પ્રમાણે ચાલવું.

(૩) આપે અને આપના કુટુંબે નાગપુરના મહેલમાં કંપનીની સેનાના સંરક્ષણમાં રહેવું.

(૪) ઈ. સ. ૧૮૧૬ના એપ્રિલની ૨૬મીની મધરાતે સહાયકારી સંધિના ખર્ચ માટે જે ત્રીસ લાખ રૂપિયા કંપનીને આપવાનું ઠરાવેલું હતું. તેની બધી બાકાત ભરી આપવી, અને જ્યાં સુધી ઉપર જણાવેલો મુલક કંપનીને સોંપવામાં ન આવે ત્યાં સુધી આ રકમ દર વરસે આપ્યા કરવી.

(૫) ભોંસલે રાજ્યના જે જે કિલ્લા અંગ્રેજોને જોઈતા હોય તે બધા કંપનીને સોંપી દેવા.

(૬) રાજ્યના જે જે લોકોને અંગ્રેજો બતાવે તે બધાને પકડીને કંપનીને હવાલે કરી દેવા. અને

(૭) સીતાબાલ્ડીની બંને ટેકરીઓ, તેની પાસેનો બજાર અને આજુબાજુની પૂરતી જમીન અંગ્રેજોને સોંપવી, જેથી અંગ્રેજો પોતાની જરૂરિયાત મુજબ તેની કિલ્લેબંદી કરે.

હવે આ બધી લજ્જાજનક શરતો સ્વીકારીને અંગ્રેજોની કેદમાંથી છૂટી પોતાના મહેલમાં પાછા ફરવા સિવાય આપ્પાસાહેબ પાસે બીજો ઇલાજ નહોતો. રાજાએ શરતો સ્વીકારી લીધી, અને ૧૮૧૮ના જાનેવારીની ૯મીએ તે પોતાના મહેલમાં પાછો આવ્યો. મહેલ અને શહેર બંને ઉપર અંગ્રેજી



રાજા આપ્પાસાહેબ ભોંસલે
( સાગરના વાસુદેવરાવજી સૂબેદારના સૌજન્યથી )

### સેનાનો ચોકીપહેરો શરૂ થયો

ખરી રીતે જે શરતોએ આપ્પાસાહેબે નાગપુરની ગાદી ફરી મેળવી એ શરતો લજ્જાજનક હતી એટલુ જ નહિ, પણ અસંભવિત પણ હતી જે મુલક રાજાના હાથમાં બાકી રાખવામાં આવ્યો હતો તેની આવકમાંથી, આ કેદી રાજા કંપનીની માગણીઓ પૂરી પાડી શકે અને પોતાના રાજ્યમાં વહીવટનો ખર્ચ પણ ચલાવી શકે એ અસંભવિત હતું

### આપ્પાસાહેબની અંતિમ પ્રાર્થના

આપ્પાસાહેબને મહેલે પહોંચતાં જ આનો અનુભવ થયો આથી તેણે રેસિડેન્ટને પ્રાર્થના કરી કે હવે મારું બાકીનું રાજ્ય પણ મારી પાસેથી લઈ લો, અને મને સાલિયાણું બાંધી આપો, પણ ગવર્નર જનરલે આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો નહિ, કારણ એ હતું કે ગવર્નર જનરલ સુજ્ઞાન આપ્પાસાહેબનું રાજ્ય છીનવી લેવા તો ઇંતેજાર હતો, પરંતુ પેન્શન આપવાનું ખોટું ખર્ચ કરવા માગતો નહોતો ! એ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે કે બાવીશ વરસની ઉમરનો આપ્પાસાહેબ માર્કિવસ હેસ્ટિંગ્સને 'બાપ' કહેતો હતો, અને રેસિડેન્ટ જેનકિન્સને 'મોટાભાઈ' કહેતો હતો. આપ્પાસાહેબની આ પ્રાર્થનાનો અસ્વીકાર કરવાનું જે કારણ ગવર્નર જનરલે કંપનીના ડાયરેક્ટરો ઉપર લખી મોકલ્યું તેમાં તેણે જણાવ્યું કે એમ કરવામાં કંપનીને ધનહાનિ થાય એમ છે

### આપ્પાસાહેબ ઉપર જૂઠા આરોપ

પણ આખું રાજ્ય હોઇયા કરવા માટે તો કોઈ નવા બહાનાની જરૂર હતી રેસિડેન્ટ તૈયાર જ હતો તેણે કેદી અને પાંગળા આપ્પાસાહેબ ઉપર આરોપ મૂક્યો કે આપ્પાસાહેબ અને તેના બે મંત્રીઓ નાગૂ પંડિત તથા રામચંદ્ર વાઘ મળીને ચૌરાગઢ અને મંડલાના કિલ્લેદારો, રતનપુરનો સૂબેદાર અને પેશવા બાજીરાવ સાથે અંગ્રેજો વિરુદ્ધ કાવતરું કરે છે આ આરોપના જૂઠાણા સંબંધે ચર્ચા કરવાની આવશ્યકતા નથી જેનકિન્સના મોંના આ આરોપને પુરવાર કરવા માટે જે જે પ્રમાણો આપવામાં આવ્યા તે ગવર્નર જનરલને પણ પૂરતા ન જણાયા આથી જેનકિન્સે નાગપુરની જૂની ઘટનાઓમાંથી એક નવો આરોપ ખોળી કાઢ્યો કહેવામાં આવ્યું કે આપ્પાસાહેબની જ આજ્ઞાથી પાછલા રાજા પરસોજી ભાલાસાહેબનું ખૂન કરવામાં આવ્યું હતું આ આરોપના પ્રમાણો અને જુબાનીઓ પણ તૈયાર થઈ,

અને એના આધારે ઈ. સ. ૧૮૧૮ના માર્ચની ૧૫મીએ જેનાકન્સે આપ્પા સાહેબ અને તેના બંને મંત્રીઓને મહેલમાંથી ગિરફતાર કરીને પોતાને ત્યાં કેદ કરી લીધા

**જૂઠી જુબાનીઓ**

ગવર્નર જનરલને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તે અત્યંત ખુશી થયો. તેણે ડાયરેક્ટરોને લખી જણાવ્યું કે રેસિડેન્ટે પહેલાં જે આરોપો આપ્પાસાહેબ ઉપર મૂક્યા હતા તેનાં પૂરતાં પ્રમાણો નહોતાં અને જે હતાં તે સંતોષજનક નહોતાં; પણ હવે આ નવો આરોપ પૂરતો છે. તેના પોતાના શબ્દો નીચે પ્રમાણે છેઃ—

" મારી એવી ખાતરી થઈ કે આપણી આબરૂ સાચવી રાખવાની દૃષ્ટિથી આપ્પાસાહેબ ઉપર આવી જાતના ખૂન કરવાના આરોપ કરતાં કોઈ વધારે જોરદાર કારણ તેને પદભ્રષ્ટ કરવા માટે મળી શકત નહિ. જો મુકદમો ચલાવવામાં આવ્યો હોત તો તેને દોષિત ઠરાવવા માટે પૂરતાં પ્રમાણો સહેલાઈથી રજૂ કરી શકાત. " ૩૨

આવાં પ્રમાણોના સંબંધમાં એક સ્થળે લૉર્ડ મેકોલેએ લખ્યું છેઃ–૩૩

" લોકો તેને હારેલો આદમી માનતા હતા, અને આપણા વાચકોએ હિંદુસ્તાનમાં જોયું હશે તેમ કેટલાક કાગડાઓ મળીને જેમ મૃતપ્રાય થયેલ ગીધને ચૂંથી નાખે એવા પ્રકારનો વ્યવહાર તેની સાથે કરવામાં આવ્યો. એ દેશમાં પહેલાં જે કોઈ મહાન હોય અને જેનાથી બધા ડરતા હોય એવા માણસનો સાથ જ્યારે વિધાતા છોડી

---

૩૨ " It appeared, however, that for our reputation, we could not go on stronger grounds in deposing him than those of such a murder. The proofs for conviction were easily producible should the case be tried; . . ."—Marquess of Hastings Despatch to the Secret Committee of the Court of Directors, dated 21st August, 1820.

૩૩ " They considered him a fallen man, and they acted after the kind some of our readers may have seen in India, a crowd of crows pecking a sick vulture to death. No bad type of what happens in that country, as often as fortune deserts one who had been great and dreaded In an instant, all the syco-

દે છે, ત્યારે એ માણસની જે સ્થિતિ થાય છે તેને ઉપરની ગીધની ઉપમા લગાડવામાં કશું ખોટું નથી. એ તમામ દરબારીઓ જેઓ એક ક્ષણ પહેલાં એ માણસ માટે જૂઠું બોલવા તૈયાર હતા, ખટપટો કરવા તૈયાર હતા, તેની વિષયવાસનાનાં સાધનો તૈયાર કરવા તત્પર હતા, તેને માટે બીજાને ઝેર સુદ્ધાં આપવા તૈયાર હતા, તે બધા એક ક્ષણમાં તેના વિજયી શત્રુઓના અનુગ્રહપાત્ર બનવા માટે તેના જ ઉપર દોષો મૂકવા એકબીજાની હરીફાઈ કરવા લાગતા હતા. કોઈ ભારતીય સરકાર જો કોઈ આદમીને બરબાદ કરી દેવા માગે તો તેની ઇચ્છા માત્ર પ્રગટ કરે એટલું બસ છે; તરત ચોવીસ કલાકમાં જ તે આદમી વિરુદ્ધના અનેક ભયંકર આરોપો અને સાથોસાથ વખતસરની જુબાનીઓ સરકારને મળી જશે. અને જો કોઈ માણસ એશિયાઈ જૂઠાણાથી પરિચિત ન હોય તો તે આવા આરોપો અને પ્રમાણો ઉપર વિશ્વાસ પણ કરી લે. આ પ્રસંગોમાં કોઈ ગેરકાયદે બનાવટી કાગળ ઉપર તેની સહી કરાવી લેવામાં ન આવે કે આવો કાગળ તેના મકાનના કોઈ ખૂણામાં છૂપી રીતે ઘુસાડી દેવામાં ન આવે તો તેનાં સદ્ભાગ્ય સમજવાં!"

પોતાના દેશની પોલીસ અને કચેરીઓથી પરિચિત એવો દરેક ભારતવાસી જાણે છે કે મેકોલેનું ઉપરોક્ત કથન અક્ષરશઃ સત્ય છે. પરંતુ ભારતના પાછલા બસો વરસના ઇતિહાસમાં ક્લાઈવ, વૉરન હેસ્ટિંગ્સ, હોલવેલ,

---

phants who had lately been ready to lie for him, to forge for him, to pander for him, to poison for him, hasten to purchase the favour of his victorious enemies by accusing him. An Indian Government has only to let it be understood that it wishes a particular man to be ruined, and in twenty-four hours it will be furnished with grave charges supported by depositions so full and circumstantial, that any person, unaccustomed to Asiatic mendacity, would regard them as decisive. It is well if the signature of the destined victim is not counterfeited at the foot of some illegal compact, and if some illegal paper is not slipped into a hiding place in the house."—Macaulay's *Essay on Warren Hastings.*

કંપની ઉપર વિશ્વાસ રાખ્યો હોય અને પછી તેની બિલકુલ બરબાદી ન થઈ હોય; અને કોઈ ગન્ય કે રાજા અમુક હદ સુધી સુરક્ષિત અને સુખી રહ્યાં હોય તો તે એટલી હદ સુધી જ કે જ્યાં સુધી તેણે અંગ્રેજી કોમ ઉપર અવિશ્વાસ રાખ્યો હોય, અને તેની સાથે અદમ્ય શત્રુતા જારી રાખી હોય.

"મારી આ ત્રણે બાબતો નિરપવાદ છે; હું કહું છું કે તે સંપૂર્ણ નિરપવાદ છે. આ હકીકતો તો બીજી રિયાસતો સાથેના કંપનીના સંબંધ વિષે છે. પણ કંપનીના પોતાના મુલક વિષે પણ આવી જ હકીકતો હું રજૂ કરીશ."

### ભોસલેના કિલ્લાઓ કબજે કર્યા

નાગપુર કબજે કર્યા પછી અને રાજા આપ્પાસાહેબને કેદ કર્યા પછી અંગ્રેજોને હવે નાગપુરનું રાજ્ય તથા નાનામોટા કિલ્લાઓ કબજે કરવાનું જ બાકી રહેલું હતું મધ્યભારતના આ કિલ્લાઓમાં કેટલાક તો એવા દુર્ગમ હતા કે અનેક અંગ્રેજ સેનાપતિઓએ તેની પ્રશંસા કરી છે. એક અંગ્રેજ લેખક લખે છેઃ "જાણે કે કુદરતે આ કિલ્લાઓની ભૂમિને એટલા માટે જ બનાવી હોય કે જ્યાં સ્વતંત્રતા અને સ્વાધીનતાના સંગ્રામો સફળતાપૂર્વક લડી શકાય."[૩૫] આમાના કેટલાક કિલ્લાના ભારતીય સંરક્ષકોએ પૂરી વીરતા અને આત્મોત્સર્ગથી જીવમાં જીવ હતો ત્યાં સુધી પોતાના કિલ્લાનું રક્ષણ કર્યું. છતાં પણ રાજદીર અને ત્ર્યંબક, તાલનેર અને આસીરગઢ જેવા એક પછી એક ત્રીશ મજબૂત કિલ્લાઓ જોતજોતામાં વિદેશીઓના હાથમાં

---

ruined; and that none are in any degree secure of flourishing but in the exact pro ortion to their settled di-trust and irreconcilable enmity to this nation.

"These assertions are universal: I say, in the full sense universal. They regard the external and political trust only, but I shall produce others fully equivalent in the internal."
—Burke's Speech on Fox India Bill, 1st D cember, 1783

૩૫ "Sle ( Nature ) seems to have marked them out as a theatre, on which the battles of freedom and independence might be successfully fought;"—*Journal of the Sieges of the Madras Army*, by Lieut. Lake, p 107.

ચાલ્યા ગયા. રાજદ્રોહ જેવી કોઈક જગાએ કિલ્લેદાર તથા તેના સિપાઈઓમાં તકરાર થઈ અને સિપાઈઓએ પોતાના જ કિલ્લાને આગ લગાડી; ત્ર્યંબક જેવી જગાએ રાજા આપ્પાસાહેબના નાસી જવાના સમાચાર સાંભળીને સેનાના હાથપગ ઢીલા થઈ ગયા; તાલનેર જેવા કોઈ સ્થળે કિલ્લેદારે અંગ્રેજોની અધીનતા સ્વીકારી લીધી, છતાં અંગ્રેજી સેનાએ શરણાગત શત્રુઓની કતલ ચલાવી; અનેક જગાએ કિલ્લેદારોને ધનની લાલચ આપીને સ્વામી અને રાજ્યની વિરુદ્ધ વિશ્વાસઘાત કરાવ્યો. લગભગ દરેક જગાએ નાગપુરના બાળક રાજા તરફથી અંગ્રેજોના પક્ષમાં જાહેરાતો કરવામાં આવી. આસીરગઢના કિલ્લાને સૌથી વધારે વખત લાગ્યો. આ કિલ્લામાં મોટા ભાગની સેના આરબોની હતી. આ સેનાએ એક વરસ કરતાં પણ વધારે સમય સુધી એટલે કે ઈ. સ. ૧૮૧૯ના એપ્રિલની ૭મી સુધી શત્રુની અધીનતાનો સ્વીકાર ન કર્યો. આખરે આસીરગઢના પતનની સાથે જ છેલ્લી સંધિ મુજબ જેટલો મુલક કંપનીને મળ્યો હતો તેના ઉપર કંપનીનો અધિકાર જામ્યો.

### આપ્પાસાહેબના અંતિમ પ્રયત્નો

હવે આપ્પાસાહેબની બાકીની હકીકત આપવાનું જ રહે છે. ઈ. સ. ૧૮૧૮ના માર્ચની ૧૫મીએ આપ્પાસાહેબ કેદી થયો. ત્યારથી તેના મરણ સુધીની તેની સ્થિતિ અત્યંત કરુણાજનક અને કોઈ નવલકથાના વિષય જેવી હતી. આપ્પાસાહેબને કંપનીનું સેંકડોનું પાયદળ લશ્કર તથા થોડીક સવારસેનાની રખેવાળી તળે જબલપુરને રસ્તે નાગપુરથી અલાહાબાદ તરફ રવાના કરવામાં આવ્યો. આ વખતે આપ્પાસાહેબ પ્રત્યેનું અંગ્રેજોનું વર્તન અત્યંત ખરાબ હતું એમ જણાય છે. માર્ગમાં રાયચુરી નામના સ્થાને એક દિવસે રાત લગભગ બે વાગે આપ્પાસાહેબ પોતાના ચોકીદારોની નજર છટકાવીને પોતાના ૭ વિશ્વાસુ સિપાઈઓ અને ત્રણ સવારો સહિત સાધારણ સિપાઈનો પોશાક પહેરીને નાઠો. તેને પકડવા માટે કંપની તરફથી મોટાં ઇનામો જાહેર કરવામાં આવ્યાં, અને તેને પકડવાના બીજા પણ અનેક પ્રયત્નો કરવામાં આવ્યા. છતાં અનેક નાનીમોટી જગાએ સંતાતો સંતાતો આખરે આપ્પાસાહેબ મહાદેવ પહાડ ઉપર પહોંચ્યો. અહીં ગોંડ લોકો તેનું સ્વાગત કરવા અને મદદ આપવા તત્પર હતા. આ ગોંડ લોકોની મદદથી આપ્પાસાહેબે ચૌરાગઢનો કિલ્લો જીતી લીધો. કહેવાય છે કે આ વખતે નાગપુરમાં પણ અનેક લોકો આપ્પાસાહેબના પક્ષમાં હતા; અને તેઓ છાની રીતે ધન વગેરેની મદદ પહોંચાડતા હતા. બરહાનપુરમાં પણ કેટલીક આરબસેના

આપ્પાસાહેબની રાહ જોતી હતી. અંગ્રેજો જ્યારે તેને ફરી ગિરફતાર કરવામાં સફળ ન થયા ત્યારે તેમણે જાહેર કર્યું કે જો આપ્પાસાહેબ પાછો આવશે તો તેને એક લાખનું વાર્ષિક પેન્શન આપીને કંપનીના મુલકમાં કોઈ પણ સ્થળે રહેવા દેવામાં આવશે. પરંતુ હવે આપ્પાસાહેબે આ બાબતનો સ્વીકાર કર્યો નહિ. હવે તેણે છત્તીસગઢના લોકો, રાજા કીરતસિંહ અને ભોપાળના કેટલાક સરદારો વગેરેને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કર્યો. આખરે કર્નલ એડમ્સની સરદારી નીચે અંગ્રેજી સેના આપ્પાસાહેબને ગિરફતાર કરવા માટે કેટલીય બાજુએથી મહાદેવ પહાડ ઉપર પહોંચી. એટલે આપ્પાસાહેબ પોતાના વિશ્વાસુ અનુચર પ્રસિદ્ધ ચિત્તુ પીંઢારા અને થોડા સવારો સાથે નાસીને ત્યાંથી આસીરગઢના કિલ્લામાં પહોંચ્યો. અંગ્રેજી સેના તેની પાછળ પડી. આસીરગઢના કિલ્લાની બરાબર નીચે બન્ને બાજુની સેના વચ્ચે યુદ્ધ થયું. આ વખતે જ આપ્પાસાહેબ કેદ પકડાઈ જવાનો સંભવ હતો, પરંતુ બરાબર અણીને વખતે કિલ્લાની અંદરથી જસવંતરાવ લારની સેનાએ આવીને આપ્પાસાહેબને બચાવી લીધો. ત્યાર પછી થોડા સમયે આપ્પાસાહેબના વિશ્વાસુ ચિત્તુ પીંઢારાને વાઘે ફાડી ખાધો. આસીરગઢના કિલ્લામાંથી આપ્પાસાહેબ અને અંગ્રેજો વચ્ચે ફરી પત્રવ્યવહાર શરૂ થયો. અંગ્રેજોએ તેને અધીનતા સ્વીકારી લેવા કહ્યું, પરંતુ આપ્પાસાહેબે ફરી તેનો ઇનકાર કર્યો.

### આપ્પાસાહેબનો અંત

ત્યાર પછી ફકીરવેશે આપ્પાસાહેબ માત્ર એક અનુચર સહિત બરહાનપુર તરફ ચાલ્યો ગયો. આ વખતે બરહાનપુર સિંધિયાના રાજ્યમાં હતું, અને સિંધિયા ઉપર અંગ્રેજોનો પ્રભાવ જામી ચૂક્યો હતો. આથી બરહાનપુર છોડી આપ્પાસાહેબે લાહોરનો રસ્તો લીધો. કેટલાક દિવસો સુધી એક સાધારણ વ્યક્તિ પ્રમાણે તે રણજીતસિંહના અતિથિ તરીકે લાહોરમાં રહ્યો. લાહોરથી હિમાલયમાં આવેલા મંડી રાજ્યના રાજાના મહેમાન તરીકે રહ્યો. ત્યાર પછી ફરી તે મધ્યભારતમાં પાછો આવ્યો. આ વખતે તેણે જોધપુર રાજ્યના મહામંદિર નામના મંદિરમાં આશ્રય લીધો. આપ્પાસાહેબને કંપનીને હવાલે કરી દેવા માટે અંગ્રેજોએ જોધપુરના રાજા ઉપર દબાણ કર્યું, પરંતુ જોધપુરના રાજા માનસિંહે મંદિરની પ્રતિષ્ઠા તથા એશિયાઈ અતિથિધર્મની મર્યાદાનું ઉલ્લંઘન કરવાની ના પાડી અંતે જોધપુરના આ મહામંદિરમાં જ રાજા માનસિંહનું આતિથ્ય સ્વીકારતા સ્વીકારતા નાગપુરના નિર્વાસિત રાજા આપ્પાસાહેબ ભોંસલેએ પોતાની જીવનલીલા પૂરી કરી.

## लॉर्ड हेस्टिंग्से करेलो अंग्रेजी सत्तानो विस्तार

ई० स० १८२३

पेशवानुं राज्य लई लेवामा आवे छे, तथा सिंधिया, होळकर अने भोसलेने पण दबाववामा आवे छे रजपूतो बधा मराठाना प्रभाव तळेथी हवे अंग्रेजोना प्रभाव तळे आवे छे. गुजरात, काठियावाड तथा कच्छ उपर पण अंग्रेजोनो प्रभाव जामी जाय छे, अने मुंबई इलाको तैयार थाय छे शीखो अंग्रेजोना मित्र बने छे. आम लगभग आखा हिंदुस्थानमा अंग्रेजोना प्रभाव वधी जाय छे.

### હોળકર સાથે યુદ્ધ

હવે માત્ર એક જ મરાઠારાજ્ય સ્વતંત્ર રહી જતું હતું. દસ વરસ પૂર્વે જસવંતરાવ હોળકર સાથે અંગ્રેજોને જે સંધિ કરવી પડી હતી તે સંધિ કોઈ રીતે અંગ્રેજોની કીર્તિમાં વધારો કરે એવી નહોતી. પણ હવે જસવંતરાવ ગાંડો થઈને મરણ પામ્યો હતો, અને હોળકરના રાજ્યના મુખ્ય કરતા-હરતા અમીરખાંની સાથે કંપનીને જે ખટપટો થયેલી હતી અને જેની હકીકત અગાઉ આવી ગઈ છે, તેને પરિણામે હોળકરના રાજ્યમાં કુશાસન, ફાટફૂટ અને અરાજકતા ફેલાયેલી હતી. આ અવસર હોળકરના રાજ્ય ઉપર ચડાઈ કરવા માટે સુંદર છે એમ હેસ્ટિંગ્સને લાગ્યું. કંપનીની સેનાએ કશા કારણ વગર જ હોળકરના રાજ્ય ઉપર હુમલો કર્યો.

### મહીદપુરનો સંગ્રામ

ઈ. સ. ૧૮૧૭ના ડિસેંબરની ૨૦મીએ મહીદપુર નામના સ્થાને હોળકરની સેના તથા કંપનીની સેના વચ્ચે એક યુદ્ધ થયું. આવી કુશાસનની સ્થિતિમાં પણ હોળકરની સેનાના મુસલમાન મુખ્ય સેનાપતિ રોશનબેગે પોતાના તોપખાનાની મદદથી ભારે વીરતા બતાવી. એટલે સુધી કે એક વાર તો અંગ્રેજ સેનાના પગ ઊખડી જશે એમ લાગ્યું પણ ખરું. પરંતુ હોળકરની સેનામાં વિશ્વાસઘાતી અમીરખાંનો જમાઈ સેનાપતિ નવાબ અબ્દુલ ગફૂરખાં પણ મોજૂદ હતો. લુત્ફુલ્લાહ નામનો એક મુસલમાન લેખક લખે છેઃ-૩૬

"જો વિદેશીઓ એ લડાઈમાં હાર્યા હોત તો તેમનો સર્વનાશ કરવા માટે દશ હજારની હથિયારબંધ સેના તૈયાર હતી. પણ આ બધી ઉમેદો ધૂળભેગી થઈ ગઈ. × × × તેમને એ ખબર નહોતી કે જ્યારે હોળકરના તોપખાનાના મુખ્ય સેનાપતિ રોશનબેગની વફાદારી તથા તેના વીરતાભર્યા પ્રયત્નોને પરિણામે અંગ્રેજો હારવાની તૈયારીમાં હતા, ત્યારે નવાબ અબ્દુલ ગફૂરખાં પોતાના માલિકનો વિશ્વાસઘાત

૩૬ "There would have been a host of about ten thousand armed men to destroy the foreigners, had they lost the battle, but all these hopes were frustrated. . . . Little did they know that Nawab Abdul Ghafoor Khan played the part of a traitor to his master, and deserted the field of battle with the force under his command, just at the moment when the English were on the point of loosing the battle, through the loyal

ફરીને પોતાના સાથીઓ સહિત રણક્ષેત્ર છોડીને ભાગી ગયો હતો. જ્યાં સુધી અબ્દુલ ગફૂર જીવતો રહ્યો ત્યાં સુધી આ કલંક તેને કપાળે ચોંટયું હતું. × × ×"

વિજય અંગ્રેજોને જ મળ્યો એ સ્પષ્ટ છે. મંદસોર નામના સ્થાને સંધિ થઈ. હોળકરનો ઘણો મુલક કંપનીના મુલકમાં ભેળવી લેવામાં આવ્યો. બાળમહારાજાએ કંપનીની સાથે સહાયકારી સંધિ સ્વીકારી લીધી અને અબ્દુલ ગફૂરની સેવાઓના બદલામાં માળવામાં કંપની તરફથી તેને જાઓરાની જાગીર આપવામાં આવી, જે હજુ પણ તેના વંશજો ભોગવે છે.

ત્રીજા મરાઠાયુદ્ધનો અંત

સિંધિયાના મુખ્ય સામંતોને તેનાથી અલગ કરવામાં આવ્યા; હોળકરનો ઘણો મુલક તેની પાસેથી પડાવી લઈને તેને પણ કંપનીનો સામંત બનાવવામાં આવ્યો; ભોંસલેનું અરધું રાજ્ય છીનવી લેવામાં આવ્યું અને નાગપુરમાં સહાયકારી સેનાની છાવણી નખાઈ; મરાઠાસત્તાના મુખ્ય સ્તંભ પેશવા તથા તેનું રાજ્ય બંનેનો અંત કરવામાં આવ્યો. આ રીતે ત્રીજા મરાઠાયુદ્ધની સાથે જ મરાઠાસામ્રાજ્યનો પણ અસ્ત થયો, અને હેસ્ટિંગ્સ તથા તેના સાથીઓની આશાઓ પૂર્ણ થઈ.

આ યુદ્ધ મરાઠાજાતિનું કંપની સાથેનું છેલ્લું યુદ્ધ હતું. આ યુદ્ધથી કંપનીના ભારતીય રાજ્યમાં ૫૦,૦૦૦ ચોરસ માઈલ કરતાં પણ વધારે મુલકનો ઉમેરો થયો. આ મુલકમાં સાતારાના રાજા માટેનો થોડોક કટકો બાદ કરતાં બાકીનું પેશવાનું બધું રાજ્ય અને સિંધિયા, હોળકર તેમ જ ભોંસલેના ફળદ્રુપ પ્રદેશોનો સમાવેશ થયેલો હતો. છેલ્લા ત્રણ રાજાઓના પ્રદેશના પાછળથી 'મધ્યપ્રાંત' અને 'મધ્યહિંદ' બનાવવામાં આવ્યા, અને આજે પણ એ જ નામથી એ જાણીતા છે. આ યુદ્ધમાં અંગ્રેજોએ રજપૂત રાજાઓનું પણ જે સંરક્ષણ કર્યું ! તેના બદલામાં તેમની પાસેથી પુષ્કળ ધન અને પુષ્કળ મુલક લેવામાં આવ્યો. આ મુલકમાંથી અજમેરનો નવો બ્રિટિશ પ્રાંત રચવામાં આવ્યો.

---

and gallant exertions of Roshan Beg, the Captain-General of Holkar's artillery. The stain of this disgrace clung too firmly to the name of Abdul Ghafoor as long as he lived, . . ."
—*The Autobiography of Lutufullah*, pp. 103–104.

હેસ્ટિંગ્સનાં અન્ય કાર્યો

મરાઠારાજ્યો ઉપરાંત મછેરી, રેવા, સાવંતવાડી અને કર્નૂલ જેવાં નાનાં રાજ્યો સાથે પણ હેસ્ટિંગ્સને નાનીમોટી લડાઈઓ કરવી પડી. આ બધી લડાઈઓમાં પોતાની કૂટનીતિને પ્રતાપે હેસ્ટિંગ્સને સારી એવી સફળતા મળી.

હેસ્ટિંગ્સનાં કૃત્યોમાં હવે માત્ર એકનું જ વર્ણન આપવાનું બાકી રહે છે. મદ્રાસમાં તેણે રૈયતવારી પ્રથા દાખલ કરી, જેથી ત્યાંની પ્રજા દિવસે દિવસે વધારે ને વધારે ગરીબ બનતી ગઈ.

ઈસ્ટ ઇંડિયા કંપનીના ડાયરેક્ટરોએ ત્રીજા મરાઠાયુદ્ધના પારિતોષિક તરીકે લૉર્ડ હેસ્ટિંગ્સને ઈંગ્લાંડમાં જમીનદારી ખરીદવા માટે સાઠ હજાર પાઉંડ એટલે કે લગભગ નવ લાખ રૂપિયા રોકડા ઇનામ આપ્યા.

# પ્રકરણ તેત્રીશમું

## પ્રથમ બરમાયુદ્ધ

### એડામ્સ

લૉર્ડ હેસ્ટિંગ્સ પછી સાત મહિના સુધી એડામ્સે ભારતના ગવર્નર જનરલ તરીકે કામ કર્યું. એના વખતમાં માત્ર એક જ ઘટના ઉલ્લેખનીય બની છે. કલકત્તામાં નીકળતા 'કલકત્તા જનરલ' નામના વર્તમાનપત્રના અંગ્રેજ સંપાદક જે. એસ. બકિંગહામે પોતાના વર્તમાનપત્રમાં એવી કેટલીક હકીકત પ્રગટ કરી, જે એડામ્સને નાપસંદ હતી. આથી એડામ્સે જબરદસ્તીથી તેને ગાંસડાંપોટલાં બંધાવીને યુરોપ રવાના કરી દીધો.

### આમહર્સ્ટ

ઈ. સ. ૧૮૨૩ના ઓગસ્ટની ૧લી તારીખે લૉર્ડ આમહર્સ્ટ ભારતનો ગવર્નર જનરલ નિમાયો. ભારતમાં આવ્યા પછી થોડા જ માસમાં બ્રહ્મદેશની સાથે યુદ્ધ શરૂ કરવામાં આવ્યું.

### બરમાયુદ્ધના મંડાણ

તે વખતે બ્રહ્મદેશ એક વિશાળ, સ્વતંત્ર અને અત્યંત સમૃદ્ધ પ્રાંત હતો. બંગાળની સરહદ ઉપર આવેલા આસામ તથા આરાકાનના પ્રાંતો બ્રહ્મદેશને તાબે હતા. ઘણા વખતથી આ સામ્રાજ્ય ઉપર અંગ્રેજોની નજર પડી હતી. અઢારમી સદીના અંતથી જ તકરારો શરૂ થઈ ચૂકી હતી. આરાકાનનો રાજા બ્રહ્મદેશના રાજાનો સામંત હતો. આરાકાનની પ્રજાનો એક પ્રબળ સરદાર કિંગબેરીંગ નામનો હતો; એ વિદ્રોહી હતો. અંગ્રેજોએ તેને ફોડીને પોતાનાં પક્ષમાં લીધો.

ઇતિહાસલેખક વિલ્સને લખ્યું છે, કે ઈ. સ. ૧૭૯૭ અને ૧૭૯૮માં લગભગ ત્રીશથી ચાળીશ હજાર આરાકાનવાસીઓ કિંગબેરીંગની સાથે ચિત્તાગોંગમાં આવીને વસ્યા. બ્રહ્મદેશની આ પ્રજાને કયા કયા ઉપાયોથી અને કઈ

કઈ લાલચ આપીને તથા ભરમાવીને ચિત્તાગોંગમાં લાવવામાં આવી એ સમજાતું નથી. પરંતુ એમ લખવામાં આવ્યું છે કે આ આવેલા લોકોને પોતાના ભરણુપોષણ માટે અંગ્રેજ સરકાર તરફથી મફત જમીનો આપવામાં આવી; આ લોકોની સગવડતા સાચવવા માટે કોકસ નામનો એક ખાસ અધિકારી નીમવામાં આવ્યો, અને આ લોકોને જ્યાં વસાવવામાં આવ્યા તેનું નામ કોકસબજાર રાખવામાં આવ્યું. વિલ્સન લખે છેઃ—

"બંગાળની સરકારે નિશ્ચય જ કરી લીધો હતો કે આ નવા આગંતુકોની એક કાયમી વસાહત ઊભી કરવી, ને તેમને દરેક જાતની સગવડો આપવી; અને એ રીતે પ્રગણાના દક્ષિણ ભાગમાં જે જમીનો ખાલી પડી હતી તે તેમને આપવામાં આવી."[1]

### બરમાના મુલકમાં લૂંટફાટ

ત્યાર પછી આ જ આરાકાનીઓની મદદ લઈને કંપનીના પ્રતિનિધિઓએ બ્રહ્મદેશના આરાકાન પ્રાંત ઉપર હુમલા કરીને લૂંટફાટ કરવી શરૂ કરી. લોર્ડ મિન્ટોના સમયે ઈ. સ. ૧૮૧૧ના મે માસમાં કિંગબેરીંગની સરદારી નીચે આ લોકોએ બ્રહ્મદેશના પ્રાંત ઉપર હુમલો કર્યો અને પુષ્કળ લૂંટનો માલ એકઠો કરીને પાછા કંપનીના મુલકમાં આવ્યા. ઈ. સ. ૧૮૧૨ ના જાનેવારીની ૨૩મીએ લોર્ડ મિન્ટોએ ડાયરેક્ટરો ઉપર જે કાગળ લખ્યો છે તેમાં કિંગબેરીંગના આ હુમલાનું પૂરું વર્ણન આપવામાં આવ્યું છે, અને આમાં બ્રહ્મદેશના રાજા તથા કિંગબેરીંગની વચ્ચેના અણુબનાવના હકીકત પણ આપી છે. આ પત્રમા ચોખ્ખું લખ્યું છે કે કિંગબેરીંગ અંગ્રેજી મુલકમાં રહીને ઈ. સ. ૧૭૯૭થી જ આ હુમલાની તૈયારી કરતો હતો અને ચિત્તાગોંગમા તેણે મોટું સૈન્ય પણ એકઠું કરી રાખ્યુ હતું.

### કિંગબેરીંગ

બ્રહ્મદેશના દરબારે આ બાબત ઉપરથી એમ માન્યું કે આ કિંગબેરીંગના હુમલા પાછળ અંગ્રેજ સરકારની ઉશ્કેરણી તથા મદદ હતી. અને આ માન્યતા યથાર્થ જ ગણી શકાય. અત્યાર સુધી બ્રહ્મદેશની સાથે અંગ્રેજોને

[1] "The Government of Bengal had resolved to admit the emigrants to the advantages of permanent colonisation, and assigned them unoccupied lands in the southern portion of the district."—Mill, vol ix p. 11.

કોઈ તકરાર નહોતી. તે દેશના મહારાજાએ કંપની સરકારને લખ્યું કે કિંગબેરીંગ તથા તેના સાગરીતોને બરમા દરબારને હવાલે કરવામાં આવે, અથવા તો બ્રહ્મદેશની સેનાને કંપનીના મુલકમાં જઈને એમને પકડવાની રજા આપવામાં આવે. અંગ્રેજોએ કિંગબેરીંગને સોંપવાનું ખોટું વચન આપ્યું. ત્યાર પછી પણ લગભગ દર વરસે કિંગબેરીંગના હુમલા બ્રહ્મદેશના પ્રાંતો ઉપર થયા કરતા હતા. કેટલી યે વાર બરમાની સેનાએ તેના ઉપર ચઢાઈ કરી, અને દરેક વખતે હારીને કિંગબેરીંગ પાછો અંગ્રેજી મુલકમાં નાસી આવતો. અંગ્રેજ સરકારે બ્રહ્મદેશની સેનાને પોતાના મુલકમાં પ્રવેશ ન કરવા દીધો, તેમ જ કિંગબેરીંગને સોંપ્યો પણ નહિ. અંતે ઈ. સ. ૧૮૧૫માં કિંગબેરીંગ મૃત્યુ પામ્યો.

પરંતુ કિંગબેરીંગના અંતની સાથે બરમાની પ્રજાની કનડગતનો અંત ન આવ્યો. તેની જગાએ તેના જેવા બીજા લોકો ઊભા કરવામાં આવ્યા, અને બરમાની પ્રજા ઉપર વારંવાર હુમલા ચાલુ જ રહ્યા. બરમા દરબારે ફરી અંગ્રેજો પાસે માગણી કરી કે આ લૂંટારાઓને અમારે હવાલે કરો. લૉર્ડ મિન્ટોએ પોતાના ઉપરોક્ત પત્રમાં સ્વીકાર કર્યો છે કે આ બધા હુમલાઓને લીધે આરાકાનની પ્રજાનું બહુ નુકસાન થયું હતું, અને બરમા દરબારની ફરિયાદ તથા માગણી યોગ્ય હતી. છતાં અંગ્રેજ સરકારે કહી મોકલ્યું કે આ લોકો હવે અંગ્રેજ સરકારની પ્રજા છે, આથી તેમને બીજા કોઈને હવાલે કરવા એ અમારા રિવાજથી વિરુદ્ધ છે.[૨]

કચ્છની સ્વતંત્ર રિયાસત ઉપર હુમલો કરીને તેની સ્વાધીનતાનો અંત લાવવાનું એક જ કારણ અંગ્રેજોએ બતાવ્યું છે કે કચ્છના કેટલાક લૂંટારાઓએ કાઠિયાવાડના કેટલાક ભાગો ઉપર હુમલો કર્યો હતો. આ કાઠિયાવાડ પેશવાને તાબે હતો, અને પેશવા અંગ્રેજોના મિત્ર હતા, એટલે એ બહાને કચ્છની સ્વતંત્રતાનો અંત કરવામાં આવ્યો. પીંઢારા–લૂંટારાઓનું દમન કરવાને બહાને જ મરાઠાઓ સાથે અંગ્રેજોએ યુદ્ધ શરૂ કર્યું હતું. પરંતુ હવે લગભગ પંદર વરસ સુધી દરસાલ હજારો લૂંટારાઓ અંગ્રેજી મુલકમાંથી નીકળીને બરમાના પ્રાંતોમાં લૂંટફાટ ચલાવતા હતા ત્યારે કંપની સરકારે તેમને 'પોતાની પ્રજા' કહીને તે લૂંટારાઓનું રક્ષણ કર્યું!

૨ Papers relating to East India affairs; viz, Discussions with the Burmese Government, p. 116, para 23.

કૅપ્ટન કૅનિંગ

પરંતુ બરમા દરબારને જેમતેમ ફરી પ્રસન્ન કરવાની ને ભવિષ્યમાં પોતાનું સામ્રાજ્ય એ બાજુ વધારવા માટે અત્યારથી જ પ્રયત્ન કરવાની જરૂર હતી. બરમાની રાજધાની આ વખતે આવા નામના નગરમાં હતી. કંપનીએ કૅપ્ટન કૅનિંગ નામના એક અંગ્રેજને થોડીક ભેટો સહિત બરમાની રાજધાનીમાં મોકલ્યો. કૅનિંગે બરમાના મહારાજાને એમ સમજાવવાનો પ્રયત્ન કર્યો કે આ બધા હુમલા સાથે અંગ્રેજોને કોઈ જાતનો સંબંધ નથી, અને કંપની સરકાર બરમાના મહારાજાના સાચા મિત્ર છે.

બરમાને પરતંત્ર કરવાની તજવીજો

લૉર્ડ મિન્ટોના કાગળમાં લખ્યું છે કે બરમામાં રાજ્ય વિરુદ્ધ ઉપદ્રવો ઊભા કરવા, બરમા દરબારને અંગ્રેજોની સહાયકારી સંધિમાં ફસાવવા અને તેમ કરીને બરમાની સ્વાધીનતાનો અંત કરવાના કૅનિંગે પૂરતા પ્રયત્નો કર્યા. બરમાના લડાયક બળની તપાસ કરવાનું જાસૂસી કામ પણ કૅનિંગે સરસ કર્યું. તેણે લૉર્ડ મિન્ટો ઉપર લખેલા એક કાગળમાં લખ્યું:—

"બરમા રાજ્યમાં અંગ્રેજોનું પ્રભુત્વ સ્થાપવાની સરકારની ઇચ્છા હોય તો આ અવસર તેને માટે સરસ છે; કારણ કે બરમાની સરકાર નિર્બળ છે અને લોકો અસંતુષ્ટ છે, એટલે એક નાની એવી અંગ્રેજી સેનાથી પણ આ દેશ ઉપર કાબૂ મેળવી શકાય એમ છે." [૩]

આની મતલબ તો એ કે કૅપ્ટન કૅનિંગે બ્રહ્મદેશના લોકોમાં અસંતોષ ઉત્પન્ન કરવાનું અને ત્યાંના મહારાજા વિરુદ્ધ કાવતરાં રચવાનું શરૂ કરી દીધું હતું. ઈ. સ. ૧૮૧૨ના ઑગસ્ટની ૧લી તારીખે લૉર્ડ મિન્ટોએ કંપનીના ડાયરેક્ટરો ઉપર લખેલા કાગળમાં લખ્યું છે, કે:—

"કૅપ્ટન કૅનિંગ કહે છે કે, આ પ્રસંગે આવાના રાજ્ય સાથે

૩ ". . . Should it enter into the views of Government to obtain a preponderating influence in the Burmese dominions, the present was certainly the most favourable moment, as the weakness of the Government and general discontent of the people would put the whole country at the disposal of a very small British force."—Minto's Despatch to the Court of Directors, 4th March, 1812.

યુદ્ધ કરવાથી અંગ્રેજોને લાભ થશે એ નિ:સંદેહ યથાર્થ છે. તે દેશનો દરિયાકિનારો તથા પ્રાંતો આપણા હુમલા માટે ખુલ્લા છે; તેનું રક્ષણ કરવાની કંઈ તજવીજ નથી. બ્રહ્મદેશની સેના આપણા પ્રાંતોના એક જ ભાગમાં આવી શકે એમ છે, અને તેનું રક્ષણ આપણે બરાબર કરીએ છીએ. આથી યુદ્ધમાં સંપૂર્ણ સફળતા મળવાનો પૂરેપૂરો સંભવ છે."[૪]

આ ઉપરથી કંપની સરકારની ધારણા શી હતી અને કેનિંગને બ્રહ્મદેશ મોકલવામાં ખરું કારણ શું હતું એ સ્પષ્ટ સમજાય છે. અને એ પણ સ્પષ્ટ જણાય છે કે અત્યાર સુધી બરમા દરબારે યુદ્ધનું કોઈ કારણ આપ્યું નહોતું.

### ઝઘડો વધે છે

આ હુમલાઓ ઉપરાંત બીજી પણ અનેક તકરારો અંગ્રેજો તથા બરમીઓ વચ્ચે ચાલુ હતી. અંગ્રેજોએ હાથીનો શિકાર કરવા માટે તે દિવસોમાં અનેક લોકોને નોકરીએ રાખ્યા હતા. આ લોકો વારંવાર સરહદ વટાવીને બ્રહ્મદેશની ગમ્ નામની ટેકરીઓમાં જબરદસ્તીથી ઘૂસી જઈને ત્યાંથી હાથી પકડી લાવતા હતા. અનેક વાર બરમાના અધિકારીઓએ આ લોકોમાંના કેટલાકને પકડી લીધા હતા, છતાં પણ આ તો ચાલુ જ રહ્યું; અને ઈ. સ. ૧૮૨૧માં પણ આમ જ ચાલતું હતું.

### વેપારી માલની તકરાર

ત્રીજી એક તકરાર વેપારી માલના સંબંધમાં હતી. અંગ્રેજોની માલથી ભરેલી અનેક હોડીઓ બ્રહ્મદેશની નાફ નામની નદીમાં પ્રવેશ કરતી હતી. બરમાના અધિકારીઓ કાયદેસર રીતે આ માલ ઉપર જકાત માગતા હતા. અંગ્રેજો કહેતા કે નાફ નદીનો એક કિનારો બ્રહ્મદેશની હદમાં છે અને બીજો કિનારો અંગ્રેજોની હદમાં છે; અને આમ કહીને તેઓ જકાત આપતા નહિ.

અંતે ઈ. સ. ૧૮૨૩માં ચોખાથી ભરેલા અંગ્રેજોના એક વહાણે નાફ નદીમાં પ્રવેશ કર્યો. બરમી અધિકારીઓએ જકાતની માગણી કરી. વહાણવાળાએ જકાત આપવાની ના પાડી. આથી વહાણવાળા તેમ જ અધિકારીઓ વચ્ચે ઝઘડો થયો; અને કહેવાય છે કે બરમીઓએ ગોળીબાર કરીને વહાણના એક ખલાસીને મારી નાખ્યો. આથી અંગ્રેજી સેનાએ શાહપુરી નામનો બેટ તાબે કરી લીધો. બરમાવાળાએ વિરોધ કર્યો; અંગ્રેજોએ ધ્યાન ન આપ્યું. આથી બ્રહ્મદેશની સેનાએ આવીને શાહપુરી બેટમાંથી

૪ Lord Minto to the Directors, 1st August, 1812.

અંગ્રેજોને નસાડીને એ ટાપુ તાબે કરી લીધો.

કલકત્તાથી હિંદી સિપાઈઓની બે ટુકડીઓ રવાના કરવામાં આવી. તે ઈ. સ. ૧૮૨૩ના નવેમ્બરની ૨૧મીએ શાહપુરી પહોંચી. બરમી સેનાએ તેનો જરા પણ વિરોધ ન કર્યો. શાહપુરી ફરી અંગ્રેજોએ તાબે કર્યો. હવે શાહપુરીમાં આ બે લશ્કરી ટુકડીઓ, તોપો અને હથિયારબંધ થોડીક હોડીઓ રાખવામાં આવી; થોડી બીજી વધારે સેના પણ રાખવામાં આવી. ત્યાંની પ્રજાને પોતાના પક્ષમાં વાળી લેવા માટે ખોટું જાહેરનામુ પ્રગટ કર્યું.

### કૅપ્ટન ચ્યૂની ગિરફતારી

બરમા દરબારે વિરોધ કર્યો. અંગ્રેજોએ કહ્યું કે શાહપુરી ટાપુ અમારો છે. અંતે એક સંયુક્ત પંચ નીમીને આ સરહદની તકરાર પતાવવાનું નક્કી થયું. કંપની સરકારે પોતાના તરફથી રોબર્ટસન અને ચીપ નામના બે પ્રતિનિધિઓ નીમ્યા. બરમાના મહારાજાના સામંત આરાકાનના રાજાએ પોતાના તરફથી ચાર પ્રતિનિધિ નીમીને મોકલ્યા. આરાકાનના પ્રતિનિધિઓએ સૌથી પ્રથમ વાત એ મૂકી કે પંચનું કામકાજ શરૂ થાય એ પહેલાં બન્ને પક્ષોની સેના એ ટાપુ છોડી જાય. અંગ્રેજ પ્રતિનિધિઓએ આ વાત ન સ્વીકારી અને બરમાના પ્રતિનિધિઓ કંઈ પણ નિર્ણય કર્યા વગર જ પોતાને દેશ પાછા ફર્યા.

ત્યાર પછી બરમા સરકારે શાહપુરી ટાપુના અંગ્રેજ વહાણના કપ્તાન ચ્યૂ અને તેના કેટલાક માણસોને કોઈ અપરાધથી પકડી લીધા. બરમા સરકારે અંગ્રેજ સરકારને કહેવરાવ્યું કે ચિત્તાગોગથી અમારા મુલક ઉપર વારંવાર ચડી આવનાર લૂંટારાઓ જ્યા સુધી અમારે હવાલે કરવામાં ન આવે ત્યા સુધી આ લોકો અમારા કબજામા રહેશે. અંગ્રેજોએ આ વાત ઉપર બિલકુલ ધ્યાન આપ્યુ નહિ અને ઈ. સ. ૧૮૨૪ના ફેબ્રુઆરીની ૧૩મીએ ચ્યૂ તથા તેના માણસોને છૂટા કરવામાં આવ્યા.

અંગ્રેજો બરમા સાથે યુદ્ધ કરવાની સંપૂર્ણ તૈયારી કરી ચૂકયા હતા. કૅપ્ટન ચ્યૂની ગિરફતારીનુ તેમને બહાનુ ગળ્યું.

### બરમી જાતિ

ભારતવાસીઓની માફક એ વખતે બરમી જાતિમા નાતજાતના ભેદો નહોતા તે દેશના રહેવાસીઓ એક સયુક્ત કોમ હતી સંસ્કૃતિનાં અનેક અંગોમાં તેઓ તે વખતના યુરોપિયનો કરતાં અઢિયાતા હતા. તે વખતે

રાજાએ સંધિ કરી પોતાની સ્વાધીનતા અંગ્રેજોને વેચી દીધી. બરમા સરકાર અંગ્રેજોનાં આ કામ જોતી હતી. કછાડમા જ અંગ્રેજી તથા બરમી સેના વચ્ચે યુદ્ધ શરૂ થયું જળમાર્ગે રંગૂન જીતી લેવા માટે કેટલીક સેના કલકત્તાથી તથા કેટલીક સેના મદ્રાસથી મોકલવામાં આવી. મદ્રાસની સેના કર્નલ મેકબીનના તાબામા હતી. આ સેનામાં ત્રણ પલટન ગોરા સિપાઈઓની તેમ જ દસ હિંદી સિપાઈઓની હતી આ બન્ને સેનાઓ રસ્તામાં એક થઈ ઈ. સ. ૧૮૨૪ના મેની ૧૦મીએ રંગૂન બંદર સામે જઈ પહોચી

રંગૂનમા તે સમયે કિલ્લેબંદી ન હતી ત્યાના બરમી શાસકોને આવડો મોટો અંગ્રેજી કાફલો આવવાની આશા પણ કદાચ નહિ હોય થોડાક મારા પછી લગભગ યુદ્ધ વગર જ રંગૂન અંગ્રેજોએ જીતી લીધુ

**રંગૂનમાં અંગ્રેજોનો બહિષ્કાર**

પરંતુ રંગૂન તાબે કરતાં જ અંગ્રેજી સેના સામે એક વિચિત્ર પરિસ્થિતિ આવી ઊભી રહી. અંગ્રેજોને આશા હતી કે રંગૂનમાં પુષ્કળ રસદનો સામાન ઉપાડવા માટે જનાવરો તથા ગાડીઓ, અને ઈરાવદી નદીમાં આગળ વધવા માટે હોડીઓ મળશે, અને એ નદી વાટે બરમાની રાજધાની આવામા પહોચાશે આ માટે અગાઉથી જ અંગ્રેજો સવામની વસતી સાથે તેમ જ રંગૂનના લોકો સાથે ખટપટ કરતા હતા. આમહર્સ્ટના પત્રોથી જણાય છે કે સવામના લોકોને ઉશ્કેરીને દક્ષિણ તરફથી તેઓ બ્રહ્મદેશ ઉપર હુમલો કરે એમ અંગ્રેજો ઇચ્છતા હતા, અને રંગૂનવાસીઓને સમજાવતા હતા કે તમે 'રંગૂની' છો, 'બરમી' નહિ પરંતુ અંગ્રેજોની બધી આશાઓ ફોક ગઈ સવામી લોકો ન ફસાયા, અને બરમા દરબારનું પોતાની પ્રજા પ્રત્યેનું વર્તન એટલું સરસ હતું કે પ્રજાએ અંગ્રેજો સાથે પૂર્ણ અસહકાર કર્યો

અંગ્રેજો રંગૂન પહોચ્યા કે તરત જ રંગૂનની બધી પ્રજાએ નગર ખાલી કર્યું અને સામાન, બાળબચ્ચાં, પશુ, ગાડીઓ અને હોડીઓ સહિત પાસેની ઝાડીઓમા ચાલ્યા ગયા. અંગ્રેજી સેનાના હાથમા ખાલી નગર આવ્યું રંગૂનથી આગળ વધવાનું તો એક બાજુએ રહ્યું પણ રંગૂન નગરમાથી રસદનો એક દાણો પણ અંગ્રેજી સેનાને હાથ ન લાગ્યો આ ઉપરાંત રોજ રાત્રે ઝાડીઓમાથી બરમી સેના અંગ્રેજી સેના ઉપર હુમલા કરવા લાગી. અંગ્રેજો પાછા પણ હઠી શકતા નહોતા, તેમ આગળ પણ વધી શકતા નહોતા. વસ્તુત. તેમની હાલત અત્યંત કરુણાજનક બની ગઈ.

સ્નોડગ્રાસ નામનો લેખક લખે છેઃ—

"ખાસ કરીને એવી ખબર હતી કે રંગૂનમાં હોડીઓ ખૂબ મળે છે. અને ઘણાને એવી આશા હતી કે × × × રાજધાનીનો વિજય કરવા જેટલી સેનાને નદી વાટે આગળ વધવા માટેનો બધો સામાન રંગૂન શહેરમાંથી મળી રહેશે અને એમ થતાં આ લડાઈનો જલદી અંત લાવી શકાશે. × × ×

"આ યોજના ઘડવામાં અમે એ ભૂલ ખાધી કે જે પ્રાંત બરમા દરબાર જીતતી હતી, ત્યાંની તેમની શાસનનીતિ અત્યંત વિચારપૂર્ણ અને ન્યાયપૂર્ણ હતી. બરમી જાતિની વીરતા અને સ્વાભિમાનના સંબંધમા પણ અમારું એટલુ બધું અજ્ઞાન હતું કે રંગૂનમાં અમારું કેવી જાતનું સ્વાગત કરવામાં આવશે તેનું અનુમાન અમે બરાબર ન કરી શક્યા" ૭

## અંગ્રેજી સેનાની દુર્દશા

બીજી બાજુએ જે સેના જમીનમાર્ગે બરમાની સરહદ ઉપર મોકલવામાં આવી હતી તેની તો એથી પણ બૂરી દશા થઈ. ઈ. સ. ૧૮૨૪ની ૨જી એપ્રિલે લોર્ડ આમહર્સ્ટે લખેલ પત્રમાં લખ્યું છે કે આ સેનાએ આસામવાસીઓને લલચાવીને બરમા વિરુદ્ધ ઉશ્કેરવાના પૂર્ણ પ્રયત્નો કર્યા. વિલ્સન લખે છે કે આસામમા અંગ્રેજી સેના પ્રવેશી કે તરત જ આસામી તેમ અન્ય જાતિઓને ઉદ્દેશીને કંપની તરફથી એક જાહેરનામું પ્રગટ કરવામા આવ્યુ; આમાં તેમને સાચાજૂઠા વચનો આપીને અંગ્રેજોના પક્ષમા લેવા માટે પ્રયત્ન કરવામાં

૭ "In boats, especially, Rangoon was known to be well supplied; and it was by many anticipated, . . . that city would afford the means of pushing up the river a force sufficient to subdue the capital, and bring the war at once to a conclusion.

* * *

"but in these calculations; the well considerated power and judicious policy of the Government towards its conquered provinces were overlooked and the warlike and haughty character of the nation was so imperfactly known, that no correct judgement could be formed of our probable reception." —*Narrative of the Burmese War,* by Snodgrass, pp 17-18.

× × × આ આપત્તિમાંથી બચવા માટે તેમ જ તેને વધારે ફેલાતી અટકાવવા માટે આપણે બધી જ શક્તિ ખરચવી પડશે"

### મહાબંદૂલા રંગૂન પાછો ફર્યો

અંગ્રેજસેનાને ગમની ટેકરીથી ભાગીને કેટલાય મહિના ભદ્રપુરમાં પડ્યા રહેવું પડ્યું. ઇતિહાસલેખક વિલ્સન લખે છે કે જો બરમી સેનાપતિ મહાબંદૂલા પોતાની વિજયી સેના સાથે આગળ વધ્યો હોત તો કલકત્તા અને બંગાળા જીતી લેતાં તેને બહુ મુશ્કેલી ન આવત. પરંતુ અંગ્રેજસેનાને સદ્ભાગ્યે, મહારાજાની આજ્ઞાનુસાર આગળ વધવાને બદલે પોતાની મોટા ભાગની સેના લઈને તેને રંગૂન તરફ જવું પડ્યું.

ભારતીય રાજાઓ અને ભારતીય પ્રજા પાસેથી કમાયેલા ધનની કંપની સરકારને ખોટ નહોતી બરમી લોકોનો નાશ કરવા માટે વધારે સેના મોકલવામાં આવી, આ સેનાનો મોટો ભાગ હિંદુસ્તાની લોકોનો જ હતો.

### બ્રિટિશ ભારતીય સામ્રાજ્યનો આધાર

લગભગ આ અરસામાં એક અત્યંત ભીષણ બનાવ બન્યો. આ બનાવ માટે આપણે થોડી વાર બરમાયુદ્ધમાંથી પાછા ફરવું પડશે

ઉપર સર ચાર્લ્સ મેટકાફનો જે ઉતારો આપ્યો છે તેમાં તેણે સ્વીકાર્યું છે કે અંગ્રેજોના ભારતીય સામ્રાજ્યનો મુખ્ય આધાર હિંદુસ્તાની સેના છે. હિંદી સિપાઈઓના રક્તથી જ મોટે ભાગે ભારતીય સામ્રાજ્યનો પાયો નખાયો છે, અને તેમની જ વીરતા અને વફાદારીને પરિણામે આ સામ્રાજ્ય ટકી રહેલું છે. ખરી રીતે હિંદી સિપાઈઓના ગુણો જ મોટે ભાગે તેમના નાશનું કારણ બન્યા. સુપ્રસિદ્ધ ઇતિહાસલેખક લેકી લખે છે:—

> "જે જાતિ આજ્ઞાધારક, વિનીત અને રાજભક્ત હોય છે તે જાતિ પોતાના આ જ ગુણોને લીધે બીજાના સ્વેચ્છાચારી શાસનનો શિકાર બને છે"[૧૦]

---

our strength to prevent further misfortune, and crush the evil before it be fraught with more extensive injury and greater peril"—Sir Charles Metcalfe's papers to the Governor-General, June 8th, 1824

૧૦ "A people who are submissive, gentle, and loyal, fall by reason of these very qualities under a despotic Government"—Lecky.



મહાબંદુલા

( એક પ્રચલિત 'ચિત્ર ઉપરથી, બાબુ રામાનંદ ચટ્ટોપાધ્યાયના સૌજન્યથી )

વિ. વિ. પ્રેસ મોડિયા

### હિંદી સિપાઈઓ પ્રત્યે અનુચિત વ્યવહાર

અંગ્રેજ ઇતિહાસલેખકોએ અને અંગ્રેજ શાસકોએ હિંદી સિપાઈઓના આ ગુણોની કાયમ પ્રશંસા કર્યા કરી છે; છતાં એ અંગ્રેજ માલિકોએ પોતાના આ હિંદી સિપાઈઓ સાથે કદી પણ યોગ્ય વર્તન રાખ્યું નથી બરમા-યુદ્ધને વખતે પણ હિંદી સિપાઈઓ અને અંગ્રેજ સિપાઈઓ સાથે જુદું વર્તન રાખવામાં આવતું હતું. દાખલા તરીકે નવા દાખલ થનાર દરેક અંગ્રેજ સિપાઈને ભરતી વખતે જ બાઉંટીની રકમ આપવામાં આવતી, જે હિંદી સિપાઈને ભરતી વખતે મળતી નહિ; છાવણી વખતે અંગ્રેજ સિપાઈને સારી-મજાની બૅરેક રહેવા માટે મળતી, જ્યારે હિંદી સિપાઈઓને રહેવા માટે પોતાને હાથે ઝૂંપડી બનાવી લેવી પડતી; અંગ્રેજ સિપાઈ માટે ફોજમાં મોટામાં મોટો અધિકાર ખુલ્લો હતો, જ્યારે ત્રણ લાખ દેશી સિપાઈઓમાંથી કોઈ સૂબેદાર-મેજર કરતાં વધારે ઊંચો અધિકાર મેળવી શકતો નહિ; દેશી સિપાઈઓની બંદૂકો ગોરા સિપાઈઓની બંદૂકો કરતા વધારે વજનદાર હતી; બંદૂક અને સાઠ કારતૂસો ઉપરાંત પોતાને જરૂરી ચીજોનો મોટો થેલો દેશી સિપાઈઓને પોતાને ખભે ઊંચકીને લઈ જવો પડતો. જ્યારે આના જેવો કોઈ બોજો ગોરા સિપાઈઓને ઉપાડવો પડતો નહિ; બંનેના પગાર, ભથ્થું, પેન્શન, રજાઓ વગેરેના કાયદાઓમાં ઘણો ફેર હતો; એક જગાથી બીજી જગાએ બદલી થાય તો દેશી સિપાઈઓએ પોતાના રહેવાનો બંદોબસ્ત પોતાના ખરચે કરવો પડતો, ગોરા સિપાઈઓને નહિ; દેશી સિપાઈઓની ધાર્મિક તેમ જ સામાજિક લાગણીઓનો બહુ ઓછો વિચાર કરવામાં આવતો. અંગ્રેજ સિપાઈઓની સરખામણીમાં દેશી સિપાઈઓ પાસેથી ઘણું વધારે કામ લેવામાં આવતું.

મુંબઈ અને મદ્રાસના દેશી સિપાઈઓની સાથેના વર્તન કરતાં બંગાળાના દેશી સિપાઈઓ સાથે વળી વધારે ખરાબ વર્તન રાખવામાં આવતું. પણ તે ફરિયાદો ઘણી લાંબી અને પ્રસ્તુત વિષયથી બહારની છે.

### હિંદી સિપાઈઓની ફરિયાદો

બંગાળાના હિંદી સિપાઈઓની આ બધી ફરિયાદો દિનપ્રતિદિન વધતી જ ગઈ. અનેક વાર અંગ્રેજ અધિકારીઓ પાસે આ ફરિયાદો મૂકવામાં આવી, પરંતુ કોઈએ એના ઉપર ધ્યાન આપ્યું નહિ. આ પરિસ્થિતિમાં બારકપુરની ૪૭મી પલટનને બરમા જવાનો હુકમ મળ્યો. આ સિપાઈઓને જ્યારે એક જગાએથી બીજી જગાએ જવું પડતું ત્યારે પોતાના સામાનને ફેરવવાનો

બધો ખર્ચ પોતાના ખિસ્સામાંથી આપવો પડતો, અને વ્યવસ્થા પણ જાતે જ કરી લેવી પડતી; જ્યારે ઇતિહાસલેખક થૉર્નટન લખે છે કે આવે પ્રસંગે ગોરા સિપાઇઓ "પોતાનો થેલો પણ જાતે ઉપાડીને ચાલતા નહિ." સર માર્ક કબન લખે છે કે હિંદી સિપાઈઓનો થેલો એટલો તો વજનદાર હતો કે તે તેમને શાપરૂપ થતો.[૧૧]

બરાકપુરનો હત્યાકાંડ

ઇતિહાસલેખક થૉર્નટન લખે છે કે જ્યારે બરાકપુરની હિંદી પલટનને કૂચ કરવાનો હુકમ મળ્યો ત્યારે તેમનો સામાન લઈ જવા માટે તેમને બળદ કે ગાડીઓ પણ મળી શકી નહિ. સિપાઈઓએ પોતાના અંગ્રેજ અમલદારોની મદદ માગી. તમે તમારી વ્યવસ્થા કરી લ્યો, એવો જવાબ મળ્યો. આ બધા ઉપરાંત કલકત્તાથી રંગૂન સુધી દરિયારસ્તે જવાની આજ્ઞા થઈ. પલટનના સિપાઈઓ બધા ઉચ્ચ જાતિના હિંદુઓ હતા. આ બધાઓએ ફક્ત ભારતની અંદર જ સ્થળસેવા કરવાની નોકરી સ્વીકારી હતી. તેઓ સમુદ્રયાત્રા કરે તો ન્યાતિબહાર મૂકવામાં આવતા. સિપાઈઓએ આ બધી ફરિયાદોની એક લાંબી અરજી લખીને કમાંડર-ઇન-ચીફને મોકલી. આ અરજી વિનયપૂર્ણ હતી જ; પરંતુ આના ઉપર પણ કશું ધ્યાન આપવામાં ન આવ્યું. બધા સિપાઈઓએ હાથમાં તુલસીપત્ર અને ગંગાજળ લઈને શપથ લીધા અમે કોઈ સમુદ્રયાત્રા કરવાના નથી. તેઓ જમીનમાર્ગે ગમે ત્યાં જવા અને લડવા તૈયાર હતા.

ઈ. સ. ૧૮૨૪ ના ઑક્ટોબરની ૩૦મી તારીખે આખી પલટનને પેરેડ માટે બોલાવવામાં આવી. આ વખતે તેમના થેલા તેમના ખભા ઉપર નહોતા; થેલા તો ફાટી ગયા હતા. તેમણે પોતાની બધી ફરિયાદો અમલદાર પાસે રજૂ કરી. તેમને ન તો જવાબ આપવામાં આવ્યો, કે ન તેમની કોઈ ફરિયાદ દૂર કરવામાં આવી. તે દિવસે પેરેડ ખલાસ કરવામાં આવી. કલકત્તાના કમાંડર-ઇન-ચીફને ખબર અપાયા. તરત જ બે ગોરી પલટન, એક તોપખાનું અને ગવર્નર જનરલના થોડા અંગરક્ષકોને બરાકપુર રવાના કરવામાં આવ્યા.

પહેલી નવેમ્બરે ફરી વાર ૪૭ મી પલટનને પેરેડ માટે બોલાવવામાં

૧૧ "The present knapsack . . . is the curse of the native army."—Sir Mark Cabbun, K. C. B., 1858.

આવી. પેરેડ ઉપર આવતાં જ તેઓએ જોયું કે પોતાની આસપાસ ચારે બાજુ ગોરી પલટનો ખડી છે. દેશી સિપાઈઓને કહેવામાં આવ્યું કે કાં તો જ્યાં કહેવામાં આવે ત્યાં જવા માટે તૈયાર થાઓ, અથવા તો હથિયાર મૂકી દો. હજી સુધી આ લોકો જાણતા નહોતા કે ગોરી પલટનોની પાછળ તોપખાનું તૈયાર છે. તેઓ કંઈક સમજ્યા, ને કંઈક ન સમજ્યા. તેમને કોઈ જાતની ન તો સૂચના અપાઈ કે ન તેમને સાવધાન કરવામાં આવ્યા. તરત જ તેમના ઉપર તોપખાનું ચલાવવાની આજ્ઞા અપાઈ. અસહાય હિંદી સિપાઈઓ એટલા બધા ડરી ગયા કે તેઓ હથિયારો ફગાવીને નદી તરફ નાઠા. મોટા ભાગના તો ત્યાં જ ખલાસ થયા, થોડાક નદીમાં ડૂબી ગયા, અને જેઓ બચ્યા તેમને પાછળથી ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યા. આ લોકોએ પોતે શસ્ત્ર ચલાવવાનો જરા પણ પ્રયત્ન ન કર્યો. તેમને તો એવો વિચાર સરખો પણ નહોતો. તેમની બંદૂકો પણ ખાલી હતી. કદાચ તે વખતે બધા દેશી સિપાઈઓ ઉપર ધાક બેસાડવાનો અંગ્રેજ અમલદારોનો ઇરાદો હોય. *આ હત્યાકાંડના સમાચાર જે દેશી પલટનો બરમાની સરહદ ઉપર* પહોંચી ગઈ હતી તેમને પણ મળ્યા, અને તેમના ઉપર બહુ ખરાબ પ્રભાવ પડ્યો. પછી તે પલટનનું નામ યાદીમાંથી કમી કરવામાં આવ્યું.

મેટકાફ લખે છેઃ—

"જે સેનાઓની વફાદારી ઉપર આપણા સામ્રાજ્યના અસ્તિત્વનો આધાર છે, તેમને તેમના પોતાના જ તોપખાનાથી ઉડાવી દેવાનું કામ ખરેખર અત્યંત ભીષણ છે." ૧૨

બરાકપુરના આ ભીષણ હત્યાકાંડનું સૂચન કરતાં પ્રસિદ્ધ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સર લખે છેઃ—૧૩

"હજુ આપણા સમય સુધી એ નિષ્ઠુર કપટી શાસન ચાલુ છે કે જે દેશની પરાધીનતાને કાયમ રાખવા અને વધારવા માટે દેશી

---

૧૨ "It is an awful thing to mow down our own troops with our own artillery, specially those troops on whose fidelity the existence of our Empire depends"—Kaye's *Selections from the Papers of Lord Metcalfe*, p. 153.

૧૩ "Down to our own day continues the cunning despotism which uses native soldiers to maintain and extend native sub-

સિપાઈઓનો જ ઉપયોગ કરે છે આ નિષ્ઠુર શાસન નીચે હજી હમણા જ એક દેશી સિપાઈઓની આખી પલટન જાણી જોઈને કત્તલ કરવામાં આવી, કારણ કે સિપાઈઓએ પૂરતા કપડાને અભાવે કૂચ કરવાની ના પાડી "

બરમામા અંગ્રેજોનાં કાવતરા

હવે આપણે ફરી બરમાયુદ્ધ ઉપર આવીએ, અંગ્રેજોએ જોઈ લીધુ કે એમની વીરતા અને યુદ્ધકુશળતાથી બરમી લોકોને જીતી શકાશે નહિ આથી તેઓ બરમાના જુદા જુદા શાસકો અને ત્યાની પ્રજાને પોતાના પક્ષમાં લેવા માટે પાણીની માફક ધન ખરચવા લાગ્યા. વિલ્સન લખે છે કે કર્નલ કેનીને ક ના નામના બરમી જિલ્લામા લોકોને પોતાના રાજાની વિરુદ્ધ અંગ્રેજોના પક્ષમા લેવા માટે મોકલવામાં આવ્યો વિલ્સન એમ પણ લખે છે કે જ્યારે રંગૂનની અંગ્રેજસેનાએ જોયુ કે હવે આગળ તરફ આગળ વધવુ અસભવિત છે, ત્યારે સમુદ્રકિનારે આવેલા પ્રાંતોને પોતાના પક્ષમા લઈ લેવા તેણે પ્રયત્ન કર્યો આ માટે તેનાસરીમનો જિલ્લો પસદ કરવામા આવ્યો ૨૦મી ઑગસ્ટે તે તરફ કેટલીક સેના રંગૂનથી રવાના થઈ ૧લી સપ્ટેમ્બરે આ સેના ત્યા પહોચી અને એમ લખાયુ છે કે તે કિલ્લાના એક સારા બરમી અમલદારે અંગ્રેજોની સાથે મળી જઈને પોતાના સેનાપતિ એટલે કે કિલ્લેદાર અને તેના કુટુંબને જાતે પકડીને અંગ્રેજોને હવાલે કરી દીધા, અને અંગ્રેજોએ વગર લડાઈએ નગર કબજે કર્યું આ વિશ્વાસઘાતનું શુ ઇનામ આ બરમી અમલદારને અપાયુ એ ખબર નથી !

મહાબંદૂલાનું મૃત્યુ

આવી જાતની બીજી કેટલીક લડાઈઓ થઈ આવી જ જાતની રીતોથી અંગ્રેજોએ એ બધામા જીત મેળવી, એનો વિસ્તાર કરવાની જરૂર નથી ખરેખર કપટનીતિમા તો શૂરવીર બરમી લોકો પણ અંગ્રેજોની તોલે ન આવી શકયા આ બધા પરાજયોની હકીકતો સાભળીને જ મહાબંદૂલને આરાકાન છોડીને રંગૂન તરફ આવવુ પડ્યુ હતું એટલામા અંગ્રેજોને સદ્ભાગ્યે દોનુબ્યૂ નગરના કિલ્લાનું રક્ષણ કરતા કરતાં એક બૉમ્બના ફૂટવાથી

jection—a despotism under which not many years since a regiment of sepoys was deliberately massacred, for refusing to march without proper clothing!"—Herbert Spencer

મહાબંદૂલા ઈ. સ. ૧૮૨૫ના એપ્રિલની ૧લી તારીખે મરણ પામ્યો. મહાબંદૂલાનું મોત બરમા સરકાર માટે અશુભસૂચક હતું. અનેક અંગ્રેજ લેખકોએ બંદૂલાની દેશભક્તિ, સ્વામીભક્તિ, વીરતા અને યુદ્ધકુશળતાનાં ખૂબ વખાણ કર્યાં છે. મેજર સ્નોડગ્રાસ લખે છે કે દૂનૂબ્યૂમાં બંદૂલાએ એમ કહ્યું હતું કે કાં તો આ યુદ્ધમાં હું પૂર્ણ વિજય મેળવીશ અથવા તો અહીં જ મરીશ.

### સુલેહ માટે અંગ્રેજોની ઉત્સુકતા

એમ જણાય છે કે આ યુદ્ધ બંધ કરવા માટે અંગ્રેજ લોકો અત્યંત ઉત્સુક હતા જો કે આટલા વખત દરમ્યાન ઘણા બરમી પ્રાંતોમાં તેઓ બળવો જગાવી ચૂક્યા હતા, છતાં પણ બરમી લોકોની વીરતાથી તેઓ પૂરેપૂરા લાચાર બની ગયા હતા. ઇતિહાસલેખક વિલ્સન લખે છે કે હવે અંગ્રેજોએ પોતાની તરફથી સંધિ કરવાની ઇચ્છા દર્શાવી, એ શરતે કે આજ સુધીનું નુકસાન બરમા સરકાર ભરી આપે.

વિલ્સન લખે છેઃ—

"એ વખતે એવી કેટલીયે અફવાઓ ઊડી હતી, જેથી આશા રખાતી હતી કે આપણો સુલેહનો પ્રયત્ન સફળ થાય. એમ કહેવાતું હતું કે બરમી સામ્રાજ્યના અનેક ભાગોમાં બળવા થયા છે; અને બરમાના મહારાજાને ગાદીએથી ઉતારવામાં અવ્યાની અફવાઓ પણ બહુ દૂર સુધી ફેલાયાનું જણાય છે. પરંતુ આ બધા સમાચાર ખોટા ઠર્યા. × × ×"[૧૪]

બરમા સરકારે અંગ્રેજોની શરતો ન સ્વીકારી, અને યુદ્ધ ચાલુ રહ્યું.

અંગ્રેજોએ ફરી સુલેહની કોશિશ કરી આ વખતે અંગ્રેજ સેનાપતિ તરફથી બરમી ગજગુરુની મારફત એક કાગળ બરમાના મહારાજાના નામ ઉપર આવા મોકલવામાં આવ્યો. ગજગુરુના પ્રયત્નથી કેટલાક દિવસ લડાઈ બંધ રહી અને બને તરફના પ્રતિનિધિઓ વચ્ચે વાટાઘાટ શરૂ થઈ. ઈ. સ. ૧૮૨૬ના જાનેવારીની ૨જી તારીખ સુધીમાં એક સંધિપત્ર તૈયાર કરવામાં આવ્યું. અને એમાં એમ પણ ઠરાવવામાં આવ્યું કે ઓછામાં ઓછું ૧૮મી જાનેવારી સુધી તો લડાઈ બંધ રહે. પરંતુ બરમાના મહારાજાએ આ સંધિપત્રનો પણ સ્વીકાર ન કર્યો અને લડાઈ ફરી શરૂ થઈ.

૧૪ *Narrative of the Burmese War*, p. 199.

આ સમય દરમિયાન ઉત્તર હિંદુસ્તાનમાં એક એવો બનાવ બની ગયો કે જેની અસર બ્રમાયુદ્ધ ઉપર ઠીક પડી આ બનાવ માટે આપણે બ્રમા-યુદ્ધને થોડી વાર પડતું મૂકીએ.

ભરતપુરનો ઘેરો

ભરતપુરના ઐતિહાસિક કિલ્લા આગળ લૉર્ડ લેક અગાઉ પરાજય પામ્યો હતો. આ પરાજયના સંબંધમાં મૅટકાફે લખ્યું હતું કે—

"બંગાળા તથા મુંબઈની સેનાઓની હદ બહારની કોશિશો ને કિલ્લા ઉપર કરેલા ચાર હુમલાઓ પણ સફળ ન થઈ શકયા." × × ×

લાંચ આપીને ભરતપુર લીધું

ભરતપુરની હાર અંગ્રેજોના દિલમાં કાંટા જેમ ખૂચતી હતી. મેટકાફે લખ્યું હતું, કે: "આપણી યુદ્ધકીર્તિનો મોટો ભાગ તો ભરતપુરમાં જ દફ-નાઈ ગયો" ખાસ કરીને દોઆબના ઉત્તર ભાગમાં આ હારને લીધે અંગ્રેજોની પ્રતિષ્ઠાનો જબરો ધક્કો લાગ્યો હતો. અંગ્રેજો પોતાની આ શરમ ધોઈ નાખવાનો રસ્તો શોધતા હતા બ્રમાયુદ્ધના પરાજયથી તો વળી કંઈક વધારે કરી બતાવવાની જરૂરિયાત નથી પડી, નહિ તો પ્રતિષ્ઠા પડી ભાગવા આવી હતી.

ઈ. સ ૧૮૨૫માં ભરતપુરના મહારાજા મૃત્યુ પામ્યા. પિત્રાઈ ભાઈ-ઓમાં ઝઘડા થયા લૉર્ડ આમહર્સ્ટને પ્રસંગ મળ્યો આમાથી બલવંતસિંહ નામના એક ઉમેદવારનો પક્ષ લઈને કમાંડર-ઇન-ચીફ જનરલ કોટનને પચીશ હજાર સૈન્ય અને પુષ્કળ તોપો સહિત ભરતપુર મોકલ્યો. ઈ સ ૧૮૨૫ના ડિસેમ્બરની ૧૦મીએ તે ભરતપુર પહોચ્યો. જે દિવસોમાં લૉર્ડ લેક અને તેની વિશાળ સેનાને ભરતપુરના કિલ્લાએ વીશ વરસ પહેલા થકવી હતી તે વખતનુ ભરતપુર એકસંપી હતું, પરંતુ આજે ભરતપુરમાં કંકાસ પેઠો હતો. રાજા બલવંતસિંહ અને તેના સાથીઓ એટલે કે લગભગ અરધુ ભરતપુર તો દુશ્મનોને મળી ગયેલું હતું, હાથરસના કિલ્લામાથી ભરતપુરના કિલ્લાની બધી માહિતી પણ અંગ્રેજોને મળી ગઈ હતી. છતા પણ ઘેરો સવા મહિનો ચાલ્યો સવા મહિને ઈ. સ ૧૮૨૬ના જાનેવારીની ૧૮મી તારીખે ભરતપુરનો ઐતિહાસિક કિલ્લો અંગ્રેજોને હાથ આવ્યો. ઇતિહાસલેખક કર્નલ માલેસન પોતાના પુસ્તકમાં લખે છે કે ભરતપુરના આ યુદ્ધમાં અંગ્રેજોના ૧૦૫૦ માણસો મરાયા ને ઘાયલ થયા, જેમાં ૭ અધિકારીઓ મરાયા હતા અને ૪૧ અધિકારીઓ ઘાયલ થયા હતા

ભરતપુરનો કિલ્લો જીતવામાં અંગ્રેજોએ જે જાતની સુરંગોનો ઉપયોગ કર્યો હતો તે કળા તેઓ મરાઠા પાસેથી શીખ્યા હતા, એમ કર્નલ સ્કીનર લખે છે. બીજો અંગ્રેજ વેલ્સ લખે છે કે ભરતપુરના કિલ્લાની અંદરના કેટલાક લોકોને ફોડીને અંગ્રેજોએ પૈસાથી જીત મેળવી છે એવી એક અફવા તે વખતે લોકોમાં પ્રચલિત હતી.[૧૫]

આ સંગ્રામની બાબતમાં મેટકાફ લખે છે કે ભરતપુરની ગાદીની તકરારમાં ઊતરવાનો અંગ્રેજોનો કશો અધિકાર નહોતો, તેમ ભરતપુર અને અંગ્રેજો વચ્ચે આવી કોઈ જાતની સંધિ પણ અગાઉ થયેલી નહોતી. આગલા પરાજયની નામોશી ધોઈ નાખવાની અને પ્રતિષ્ઠા ફરી બેસારવા માટેની આવશ્યકતા હતી જ, અને એટલા માટે જ ભરતપુરની લડાઈની જરૂર હતી એમ પણ મેટકાફ સ્પષ્ટ લખે છે.[૧૬] એવો પણ સંભવ છે કે 'ગુપ્ત ઉપાયો'થી આ ગાદીની તકરાર અંગ્રેજોએ જ ઊભી કરી હોય. ભરતપુરના કિલ્લાના પતનથી અંગ્રેજોના મુલકમાં વધારો તો ન થયો, પરંતુ કંપનીના લશ્કરની ગયેલી પ્રતિષ્ઠા પાછી આવી.

### નગર ઉપર અત્યાચાર

ભરતપુરના પતન પછી નગરના અસહાય શહેરીઓ ઉપર અંગ્રેજોએ જે અત્યાચાર કર્યો, તેનું કંઈક અનુમાન નીચેનાં બે અવતરણો ઉપરથી થોડે અંશે થઈ શકે છે. ઈ. સ. ૧૮૨૮ના જાનેવારીની ૨૯મીએ મેજર આર્ચર લખે છેઃ—

---

૧૫ "Even after it was taken no native would believe it was captured by storm; and to the last hour of my residence in India, they persisted in asserting that it was bought, not conquered."-Welsh's *Military Reminiscences*, vol. ii, pp. 240-241.

૧૬ "It is acknowledged as a general principle, that we ought not to interfere in the internal affairs of other states; . . .

* * *

". . . the capture of Bharatpur, . . . would do us more honour throughout India, by the removal of the hitherto unfaded impressions caused by our former failure, than any other event that can be conceived."—Kaye's *Selections from the Papers of Lord Metcalfe*, pp. 122-131.

"અમે ખાણું ખાઈ રહ્યા પછી થોડાએક ભાડ હાજર થયાં. અમારી ભરતપુરની જીતની હાસ્યોત્પાદક નકલ કરીને અમને ખૂબ હસાવ્યા. આ નકલમાં તેમણે બતાવ્યું કે અંગ્રેજોએ શહેરને એટલી નિષ્ઠુરતાથી લૂંટયું કે લોકોના વાળ પણ ઉખેડી નાખ્યા "[૧૭]

કેપ્ટન મંડી આવો જ એક બીજી ઘટનાનું વર્ણન કરે છે, તેના ઉપરથી જાણી શકાય છે કે ભરતપુર જીતી લીધા પછી ત્યાંના નિર્ધન ખેડૂતોને પણ નિર્દયતાથી લૂંટી લેવામાં આવ્યા હતા.

### પૈસા લેવાની રીત

બરમાયુદ્ધ અને ભરતપુરની લડાઈનો ખર્ચ પૂરો કરવા માટે જુદા જુદા ભારતીય રાજાઓ પાસેથી પુષ્કળ પૈસા કરજે લેવામાં આવ્યા. જોન માલ્કમ લડલો લખે છે, કે —[૧૮]

"દેશી રાજાઓને ખુલ્લી રીતે લૂંટવાનો સમય વોરન હેસ્ટિંગ્સની સાથે જ ખતમ થયો હતો છતાં પણ એમ દેખાય છે કે આ રાજાઓની પાસેથી કરજે નાણાં લેવાની પ્રથા ખૂબ પ્રચલિત હતી ઈ. સ. ૧૮૨૫ના અંતમાં અયોધ્યાના નવાબે દસ લાખ પાઉન્ડ કરજે આપ્યા, અને તે પછી બે વરસ માટે પાંચ લાખ પાઉન્ડ ફરીને ધીર્યા. સિંધિયાના મૃત્યુ પછી મહારાણીએ આઠ લાખ કરજે ધીર્યા અને સાધારણ રીતે જે પૈસા લેવામાં આવતા તે ઉપરથી જણાય છે કે નાના નાના રાજાઓએ પણ પુષ્કળ પૈસા ધીર્યા હશે. નાગપુરના રાજાએ પચાસ હજાર પાઉન્ડ આપ્યા બનારસના રાજાએ વીશ હજાર

૧૭ *Tours in Upper India*, p 101.

૧૮ "The time for openly plundering native princes was gone with Warren Hastings. One observes, however, at this time, the extreme prevalence of the practice of obtaining loans from them At the end of 1825, the King of Oudh lends £ 1,000,000 sterling, £ 500,000 for two years the next year. The Baiza Bai, after Scindhia's decease, lent £ 80 0000 In the general loans which were contracted, we find smaller the chiefs contributing their quota, the Raja of Nagpur £ 50,000 the Raja of Benares £ 20,000, even the unfortunate Baji Rao, the Ex- Peshwa refunding a very considerable sum for

પાઉન્ડ આપ્યા; અને બિચારા પદચ્યુત પેશવા બાજીરાવે પણ પોતાના પેન્શનમાંથી સારી એવી રકમ બચાવીને ધીરી. ”

લગભગ આ જ અરસામાં આવી જ જાતના ઉપાયોથી આમહર્સ્ટે અલવર રાજ્યને પણ જીતી લીધું.

**બરમા સાથે સંધિ**

ભરતપુરના પતનના સમાચારની અસર બરમા દરબાર ઉપર પણ પડી. આ સમય દરમિયાન તેના કેટલાય સામંતો અંગ્રેજોની કપટજાળમાં ફસાયા હતા. અંતે યંદાબૂ નામની જગાએ બંને વચ્ચે સંધિ થઈ. આ યુદ્ધને પરિણામે બંને પક્ષેને ખૂબ નુકશાન થયું. અંગ્રેજોને બેહદ ધન ખરચવું પડયું તથા અનેક જાનની ખુવારી થઈ. બરમા દરબારને ધનહાનિ તો થઈ જ, ઉપરાંત આજ સુધી જે કેટલાક સામંતો ખડિયા હતા તે જુદા પડી ગયા.

**બાદશાહનો પ્રતિષ્ઠાભંગ**

બરમાયુદ્ધ પછી લોર્ડ આમહર્સ્ટે દિલ્હી જઈને મુગલ બાદશાહની મુલાકાત લેવાનો વિચાર કર્યો. દિલ્હીસમ્રાટને ભારત તથા દુનિયાની નજરમાં હલકો પાડવાનો આ મુલાકાત પાછળનો હેતુ હતો. અત્યાર સુધી અંગ્રેજોને દિલ્હીસમ્રાટના પ્રજાજન ગણવામાં આવતા હતા. અને અંગ્રેજો પોતે પણ દિલ્હીસમ્રાટને ભારતનો સમ્રાટ ગણતા હતા અને પોતે તેની પ્રજા છે એમ સ્વીકારતા હતા. હવે આ કલ્પનાનો ધીરે ધીરે અંત આણવાનો લોર્ડ આમહર્સ્ટે વિચાર કર્યો. સમ્રાટની મુલાકાત લેવાની આજ સુધી જે પદ્ધતિ ચાલી આવતી હતી, ને જે પ્રમાણે આજ સુધીના બધા ગવર્નર જનરલો તથા ભારતના રાજાઓ વર્તતા હતા, તે પદ્ધતિ આમહર્સ્ટે બદલવાનો વિચાર કર્યો.

લખવામાં આવ્યું છે કે અકબરશાહને પ્રથમથી જ મનાવી લેવા માટે તેને એવું જૂઠું વચન આપવામાં આવ્યું કે જો આપ આ નવી પદ્ધતિનો સ્વીકાર કરી લેશો તો આપના પિતા સમ્રાટ શાહઆલમને લોર્ડ લેકે જે જે વચનો આપ્યાં છે તે બધાં કંપની તરત જ પૂરાં કરી આપશે, અને આ નવી પદ્ધતિની મુલાકાતથી આપની અદબ અને ઇકબાલને કશી હાનિ નહિ પહોંચે. [૧૯] સમ્રાટ અકબરશાહે આ નવી પદ્ધતિ સ્વીકારી લીધી.

---

the purpose out of the savings from his pension."—John Malcolm Ludlow in his *British India*, vol. ii, p. 65.

૧૯ *Tours in Upper India* by Major Archer, p 347.

ઈ. સ. ૧૮૨૭ના ફેબ્રુઆરીની ૧૫મીએ લૉર્ડ આમહર્સ્ટ દિલ્હી પહોંચ્યો. ૧૭મીએ સમ્રાટ તથા આમહર્સ્ટની મુલાકાત થઈ. " સમ્રાટ મયૂરાસન પર બેઠા હતા. આમહર્સ્ટ સમ્રાટની સામે જમણી બાજુની એક ચાંદી ખુરશી ઉપર બેઠો. આમહર્સ્ટનું મુખ સમ્રાટની ડાબી બાજુ હતું. રેસિડેન્ટ, બીજા મોટા અમલદારો અને બધા મોટા મોટા દરબારીઓ ઊભા હતા. "[૨૦]

સમ્રાટે પોતાની બધી ફરિયાદો અને કંપનીએ આપેલાં વચનો આમહર્સ્ટને કહ્યાં; પરંતુ આમહર્સ્ટે આ ફરિયાદો તથા વચનો તરફ ધ્યાન આપવાને બદલે સમ્રાટની 'અદબ અને ઇલ્કાબ'માં પણ ફેરફાર કર્યો તથા પોતાના ઉદ્ધત વ્યવહારથી બાદશાહને દરબારીઓની નજરે ઉતારી પાડ્યો. આમહર્સ્ટે બાદશાહને ભાન કરાવી આપ્યું કે કંપનીએ આપેલાં વચનો એ તો રાજનૈતિક ચાલ હતી. ત્યાર પછી સમ્રાટ સાથેના પત્રવ્યવહારમાં પણ અંગ્રેજોએ જૂનો માનમરતબો સાચવવાનું બંધ કર્યું.

આ ઘટનાની અસર સમ્રાટ અકબરશાહના મન ઉપર ભારે થઈ. પછી આ બધી ફરિયાદોનો નિકાલ લાવવા અને લૉર્ડ લેકના હાથનો લખેલો કબૂલીપત્ર પણ સાથે આપીને તેનો ન્યાય માગવા માટે અકબરશાહે સુપ્રસિદ્ધ રાજા રામમોહનરાયને પોતાના વકીલ તરીકે ઇંગ્લાંડ મોકલ્યો. પણ ત્યાં કોણ સાંભળવા નવરું હતું ?

### દિલ્હીમાં શોક

પીટર ઑબર નામનો એક અંગ્રેજ લખે છે કે આ મુલાકાત દ્વારા લૉર્ડ આમહર્સ્ટે—[૨૧]

> " અંગ્રેજ સરકાર દિલ્હીના સમ્રાટની પ્રજા છે એ કલ્પનાનો અંત આણ્યો. આ ઘટનાથી ભારે સનસનાટી એ વખતે ફેલાઈ જાય એ સ્વાભાવિક છે, કારણ કે આ પ્રથમ જ અવસર હતો કે જ્યારે બ્રિટિશ સત્તાની સ્વાધીનતાનું ખુલ્લું અને નિશ્ચિત પ્રતિપાદન કરવામાં આવ્યું. લોકો હવે ખુલ્લી રીતે કહેવા લાગ્યા કે હિંદુસ્તાનનો તાજ હવે દિલ્હીના સમ્રાટને માથેથી ઉતારીને અંગ્રેજજાતિને માથે મૂકવામાં આવ્યો.

---

૨૦ *Punjab Government Records, Delhi Residency and Agency,* *1857*, vol i, p. 338

૨૧ Peter Aubur in his *Rise and Progress of the British Power in India,* vol ii, p. 606.

" કહેવાય છે કે શાહી કુટુંબ તથા તેના અશ્રિતોએ આ ઘટના બદલ શોક પ્રદર્શિત કર્યો. આ પૂર્વે મરાઠાઓને લીધે ભલે ગમે તેવી તકલીફો એમને ભોગવવી પડી હશે, પણ મરાઠા સદા દિલ્હીના બાદશાહને ભારતનો સાચો અધિરાજ ગણતા હતા, એ વસ્તુનો હવે તેમને અનુભવ થયો. પહેલી જ વાર હવે તેમનું આ પદ પણ છીનવી લેવામાં આવ્યું. "

ભારતવાસીઓએ દિલ્હીસમ્રાટનો આ જાતનો નિરાદર ચૂપચાપ સહન કરી લીધો, એ જરૂર બતાવે છે કે એ વખતે ભારતવાસીઓમાં રાષ્ટ્રીયતા અને રાષ્ટ્રાભિમાનનો શોકજનક અભાવ હતો !

એમ પણ કહેવામાં આવે છે કે ત્રીશ વરસ પછી થયેલા બળવાનાં ઘણાં કારણોમાં ઈ. સ. ૧૮૨૭ની સાલની આ ઘટના પણ એક કારણ હતું.

ભારતસમ્રાટનો પ્રતિષ્ઠાભંગ કર્યા પછી અભિમાની આમહર્સ્ટે ઉનાળો સિમલામાં ગાળ્યો, અને ઈ. સ. ૧૮૨૮ના માર્ચમાં ઈંગ્લાંડનો રસ્તો લીધો.

## પ્રકરણ ચોત્રીશમું

## લૉર્ડ વિલિયમ બેન્ટિંક

[ ૧૮૨૮–૧૮૩૫ ]

### કંપનીની શાસનનીતિ

જૂના મુસલમાન રાજાઓ તથા અંગ્રેજોના શાસનની તુલના ખુદ વિલિયમ બેન્ટિંક એક જગાએ નીચે પ્રમાણે કરે છે.—

"અનેક બાબતોમાં મુસલમાનોનું શાસન આપણા શાસન કરતાં વધારે સારું હતું. મુસલમાનો જે દેશ જીતી લેતા હતા ત્યાં જ વસવાટ કરતા હતા; તેઓ દેશવાસીઓ સાથે ભળી જતા હતા અને લગ્નસબંધ પણ બાધતા હતા; દેશવાસીઓને દરેક જાતના અધિકારો આપતા હતા. આ વિજેતાઓને શાસિત લોકોના હિતમાં જ પોતાનું હિત જણાતું હતું, અને બંનેના હૃદયમાં એક જ જાતના ભાવો પેદા થતા હતા. આપણી નીતિ બરાબર આનાથી ઊંધી એટલે કે સ્નેહશૂન્ય, સ્વાર્થી અને દયાહીન છે." ૧

પરંતુ બીજા ગવર્નર જનરલો જેટલું જ લૉર્ડ વિલિયમ બેન્ટિંકનું શાસન પણ 'સ્નેહશૂન્ય, સ્વાર્થી અને દયાહીન' હતું.

ગવર્નર જનરલ થતા પહેલાં બેન્ટિંકે કેટલાક દિવસ મદ્રાસના ગવ-

---

૧ "*In many respects the Mohammadens surpassed our rule;* they settled in the countries which they conquered; intermixed and intermarried with the natives; they admitted them to all privileges; *the interests and the sympathies of the conquerors and the conquered became identified.* Our policy, on the contrary, has been the reverse of this,—cold, selfish and unfeeling."—Lord William Bentink.

ર્નર તરીકે કામ કર્યું હતું. એ સમયે બેન્ટિંકે પોતાની કાઉન્સિલના એક પ્રસિદ્ધ સભ્ય વિલિયમ થેકરેની લેખિની દ્વારા ભારતની અંગ્રેજોની શાસન-નીતિનું નીચેના શબ્દોમાં વર્ણન કર્યું છે:—

"ઇંગ્લાંડમાં તો ત્યાંની ભૂમિમાંથી જેટલી પેદાશ થાય તેમાંનો એક ખાસ ભાગ કુટુંબોને સુખી અને ધનસંપન્ન બનાવવામાં ખરચવામાં આવે એ બહુ ઉચિત છે; કારણ કે એમ કરવાથી એ લોકોમાંથી દેશની સેવા અને સંરક્ષણ માટે શાસનસભાઓના સભ્યો; તત્ત્વવેત્તાઓ અને શૂરવીર યોદ્ધાઓ પેદા થઈ શકે. × × × આ પ્રકારની આવકને પ્રતાપે જે અવકાશ, જે આઝાદી અને ઉચ્ચ વિચારો માણસમાં પેદા થાય છે તેના બળે આ વર્ગના લોકોએ ઈંગ્લાંડને ગૌરવના શિખરે પહોંચાડ્યું છે. ઈશ્વર કરે કે તેઓ લાંબા સમય સુધી આ આનંદને ભોગવ્યા કરે;—પરંતુ અધિક ધનને કારણે જે ગર્વ, જે સ્વાધીનતા અને જે ઊંડા વિચારો ઉત્પન્ન થાય છે તેવાને ભારતમાં તો દબાવી દેવા વધારે યોગ્ય છે. આ બાબતો ચોખ્ખી રીતે આપણી સત્તા અને આપણા હિતની વિરુદ્ધ જાય છે. × × × આપણે અહીં સેનાપતિઓ, રાજનીતિજ્ઞો અને કાયદા ઘડવાવાળાઓની જરૂર નથી; આપણે આ દેશમાં તો કેવળ મહેનત કરનારા કિસાનોની જરૂર છે."[૨]

---

૨ "It is very proper that in England, a good share of the produce of the earth should be appropriated to support certain families in affluence, to produce senators, sages, and heroes for the service and defence of the state, . . . The leisure, independence, and high ideas, which the enjoyment of this rent affords, has enabled them to raise Britain to the pinnacle of glory. Long may they enjoy it;—but in India, that haughty spirit, independence, and deep thought, which the possession of great wealth sometimes gives, ought to be suppressed. They are directly adverse to our power and interest . . . We do not want generals, statesmen, and legislators; we want industrious husbandmen."—Minute of Mr. William Thackeray, Member Madras Council.

અંગ્રેજ સરકારની નિશ્ચિત નીતિ

ખરી રીતે ભારતીય શાસનની શરૂઆતથી જ આ નીતિ તેમની સીધી અને સાચી હતી. આ નીતિને ધ્યાનમાં રાખવાથી ગવર્નર જનરલ બેન્ટિંકનાં કાર્યો સમજવામાં સરળતા થશે. બીજો એક નિષ્પક્ષ અંગ્રેજ ફ્રેડરિક શૉર બેન્ટિંકના સમસ્ત શાસનકાળનો સાર વર્ણવતાં લખે છે:

"××× તેના સારા વિચારોથી ભારતની બ્રિટિશ સરકારના મૂળ સિદ્ધાંતમાં કદી પણ ફેર પડયો નથી; લોકોનું ધન ચૂસીને પોતાના તથા પોતાના (ઇંગ્લાંડનિવાસી) માલિકોને ધનવાન બનાવવા એ મૂળ સિદ્ધાંત હતો. ××× રસદ અને વેઠની એ ધૃણિત પ્રથાઓ હજી પણ પૂર જોસમાં ચાલુ છે. દાણ અને જમાતની દુઃખકર પદ્ધતિ દ્વારા દેશના વેપાર અને ઉદ્યોગધંધા દિનપ્રતિદિન નાશ પામતા જાય છે, અને આ પદ્ધતિ હજી પણ ચાલુ છે. ××× પહેલાં કરતાં લોકો વધારે સુખી પણ નથી, તેમ વધારે ધનવાન પણ નથી. ખરું જોતાં લોકોની દરિદ્રતા વધતી જાય છે; કારણ કે એક તરફથી ઉપરોક્ત ખરાબ પ્રથાઓ પૂર જોસમાં ચાલુ છે, અને બીજી બાજુ મહેસૂલના જે સકંજામાં પ્રજાને જકડી રાખવામાં આવી છે તેમાનો એક પણ પેચ ઢીલો કરવામાં આવ્યો નથી."[3]

હવે અમે બેન્ટિંકનાં મુખ્ય મુખ્ય કાર્યોનું વિવરણ કરીએ છીએ.

---

3 ". . . his good intentions were never to interfere with the main principle of the British Indian Government, profit to themselves and their masters at the expense of the people of India. . . . The abominable system of purveyance and forced labour is still in full force. The commerce and manufactures of the country are daily deteriorated by the vexations system of internal duties which is still preserved . . . the people are neither happier nor richer than they were before —indeed, their impoverishment has been progressive—for while the evils inumerated have continued in full force, the revenue screw has scarcely been relaxed half a thread of the many hundreds of which it is composed; . . ."—*Notes on Indian Affairs*, by Frederick Shore, vol. ii, pp. 223-224.

કૂર્ગ સાથેની પહેલી સંધિ

પ્રથમ બેન્ટિંકની નજર મ્હૈસુર નજીક આવેલ કૂર્ગના નાના રાજ્ય ઉપર પડી આ કૂર્ગનો પહાડી મુલક જેટલો સુંદર, રમણીય અને માનવ-સ્વાસ્થ્ય માટે હિતકર છે, એટલો કદાચ ભારતનો બીજો કોઈ ભાગ નહિ હોય. જ્યારે અંગ્રેજો ટીપૂ સુલતાન સાથે યુદ્ધ કરવાના હતા ત્યારે ઈ. સ. ૧૭૯૦ મા કંપની અને કૂર્ગના રાજા વચ્ચે એક સંધિ થઈ, જેની શરતો નીચે પ્રમાણે હતીઃ—

"(૧) જ્યાં સુધી સૂર્ય અને ચંદ્ર કાયમ છે ત્યાં સુધી સંધિ કરવાવાળા બંને પક્ષો પોતાનાં વચનો બરાબર પાળશે.

"(૨) બંને પક્ષો ટીપૂ તથા તેના સાથીઓને પોતાના શત્રુ ગણશે. ટીપૂને હાનિ પહોંચાડવામાં કૂર્ગના રાજાએ અંગ્રેજોને પૂરતી મદદ આપવી

"(૩) રસદ વગેરેનો જે સામાન કૂર્ગના રાજ્યમાં પેદા થતો હોય તે બધો યોગ્ય કિંમતે રાજાએ અંગ્રેજોને આપવો; અને બીજા ટોપીવાળા (ફ્રેંચ વગેરે લોકો) સાથે રાજાએ કોઈ પ્રકારનો સંબંધ રાખવો નહિ.

"(૪) કંપની વચન આપે છે કે જો ટીપૂ સાથે સુલેહ થશે તો પણ કૂર્ગની સ્વાધીનતાને આંચ નહિ આવે, અને રાજાના હિતનું પૂરતું રક્ષણ કરવામાં આવશે.

"(૫) શાંતિ સ્થપાય ત્યા સુધીના કાળ માટે એવુ ઠરાવવામાં. આવે છે કે રાજા અને તેના કુટુંબીઓને તેલિચેરીમાં આશ્રય આપવામાં આવશે અને દરેક પ્રકારે તેમની સંભાળ રાખવામાં આવશે.

"ઈશ્વર, સૂર્ય, ચંદ્રમા અને પૃથ્વી આપણાં સાક્ષી છે."

પરંતુ કંપની તથા તેના પ્રતિનિધિઓએ આવી સંધિઓનું મૂલ્ય કદી પણ એક કાગળના ટુકડા કરતા વધારે ગણ્યું નથી. બેન્ટિંક જાણતો હતો કે ખાસ કરીને દક્ષિણ ભારતમાં અંગ્રેજોને વસવા માટે કૂર્ગ કરતાં વધારે ઉપયોગી સ્થાન મળી શકે એમ નથી. જો કે કૂર્ગના રાજાઓએ અંગ્રેજોને સદા લાભ જ કરી આપ્યો છે, છતાં પણ બેન્ટિંકે કોઈને કોઈ બહાને કૂર્ગ સાથે યુદ્ધ કરવાનો સંકલ્પ કરી લીધો. વીર તથા સ્વાભિમાની સુલતાન ટીપૂ વિરુદ્ધ વિદેશીઓને સાથ આપવાનું રાજા તથા પ્રજાને જાણે કે પ્રાયશ્ચિત જ કરવું પડ્યું હોય એવું જણાય છે.

**યુદ્ધનું બહાનું**

લૉર્ડ હેસ્ટિંગ્સના સમયમાં કુર્ગનો રાજા વીર રાજેન્દ્ર મૃત્યુ પામ્યો. કુર્ગની પ્રથા અનુસાર રાજાની પુત્રી દેવમ્માજી પિતાની ગાદીની અધિકારી હતી. વીર રાજેન્દ્ર પણ પોતાની આ પુત્રીને જ ગાદી આપવા માગતો હતો. રાજાના જીવતાં અંગ્રેજ સરકારે પણ તેને વચન આપ્યું હતું કે અંગ્રેજો દેવમ્માજીના અધિકારનું સમર્થન કરશે. પરંતુ રાજાનું મૃત્યુ થતાં જ દેવમ્માજીને બદલે તેના એક ભાઈને ગાદીએ બેસારવામાં આવ્યો. કંપની સરકારે તેને રાજા તરીકે સ્વીકારી લીધો, અને આ રીતે રાજા વીર રાજેન્દ્રને આપેલા વચનનું ચોખ્ખું ઉલ્લંઘન કર્યું.

**અંગ્રેજોની દખલગીરી**

બેન્ટિંકને હવે કુર્ગના મામલામાં દખલ કરવાનું સૂઝયું. ફરી એક વાર દેવમ્માજી તથા તેના પતિને ઊભાં કરવામાં આવ્યાં. એમ કહેવામાં આવ્યું કે કુર્ગનો રાજા ક્રૂર અને અન્યાયી છે, અને પોતાના જ શોખ ખાતર સગાંસંબંધીઓ તથા પ્રજાનો સંહાર કરે છે! એટલે સુધી કહેવામાં આવ્યું કે રાજા પોતાની બહેન તથા બનેવી બંનેની કતલ કરવા માગે છે. દેવમ્માજી તથા તેના પતિએ ત્યાંથી નાસીને મ્હૈસૂર અંગ્રેજ રેસિડેન્ટનો આશરો માગ્યો. દેવમ્માજી અંગ્રેજોની મદદથી ગાદી લેવા માગતી હતી કે અંગ્રેજો દેવમ્માજીને પોતાના પ્રપંચનું એક સાધન બનાવવા માગતા હતા એ ખબર નથી. વળી એ પણ ખબર નથી કે અસહાય રાજાના અત્યાચારો તથા અનેક જૂઠા કિસ્સા દેવમ્માજીના ઘડેલા હતા કે અંગ્રેજોના હતા. ગમે તે હો; અંગ્રેજોએ તો કુર્ગમાં દખલ કરવાનો મોકો ખોળી કાઢયો. એ તો જાહેર વાત છે કે અંગ્રેજો કુર્ગની સ્વાધીનતાનો નાશ કરવાનું માત્ર એક બહાનું જ શોધતા હતા.

**રાજાની અનિશ્ચિતતા**

યુદ્ધની જાહેરાત કરવામાં આવી. અંગ્રેજ અમલદારોની સરદારીવાળી એક સેના કુર્ગનો વિજય કરવા માટે મોકલવામાં આવી. રાજા આ યુદ્ધ માટે બિલકુલ તૈયાર નહોતો. પાદરી ડૉક્ટર મોગલિંગ પોતાના કુર્ગના ઇતિહાસમાં લખે છે:—[૪]

"કંઈક સુલેહના સંભવની આશાએ, તેમ જ કંઈક મામલો એટલી હદે પહોંચી ન જાય કે જેને લીધે બધું જ હાથમાંથી ગુમાવવું

---

૪ "The Raja, incited partly by the hope . . . that a reconciliation was yet possible, partly by the fear, that he might

પડે એ ડરથી રાજાએ આખા રાજ્યમાં આજ્ઞા ફરમાવી દીધી કે કોઈ કૂર્ગનિવાસીએ કંપનીની સેનાઓને રોકવી નહિ, તેમ તેમનો સામનો પણ કરવો નહિ. આ વખતે અંગ્રેજી સેનાની અનેક ટુકડીઓ ‑ કૂર્ગમાં પ્રવેશવા માંડી હતી. રાજાએ પોતાના મનમા હજુ કશો ચોક્કસ નિર્ણય બાંધેલો નહોતો. આથી આ બધી ટુકડીઓને સફળતા મળી, અથવા કહો કે તેમના જાન બચ્યા તેનું શ્રેય કંપનીની સેનાના સેનાપતિઓનુ યુદ્ધકૌશલ્ય તથા તેમની યોગ્યતાને મળવા કરતાં વધારે તો રાજાના મનની આ અસ્થિરતાને–અનિશ્ચિતતાને મળવું ઘટે ”

કૂર્ગમાં આ વખતે એક કરતાં અનેક એવા માણસો હતા, જેઓ બેન્ટિંક કે તેના જાસૂસોના ખરીદેલા હતા આ લોકોએ રાજાને અંધારામાં રાખ્યો નહિ તો રાજાની અનિશ્ચિતતા અને કૂર્ગના લોકોને આપેલી આ ઘાતક આજ્ઞાઓનું કોઈ બીજું કારણ સમજી શકાતું નથી.

**કૂર્ગની સ્વાધીનતાનો અંત .**

સારાશ, કૂર્ગના રાજાને ગાદીએથી ઉતારીને કેદ કરી બનારસ મોકલી દેવામા આવ્યો; જેમને માટે આ બધું નાટક ભજવવામાં આવ્યું હતું તે દેવમ્માજી તથા તેના પતિને પણ ગાદી ન મળી, અને કૂર્ગનો રમણીય પ્રાંત કંપનીના મુલક સાથે જોડી દેવામાં આવ્યો. આ રીતે કૂર્ગની સ્વાધીનતાનો અંત આવ્યો. આ વખતે કપટ અને જૂઠાણાંથી ભરપૂર એવું એક જાહેરનામું કૂર્ગની પ્રજા માટે પ્રગટ કરવામાં આવ્યું. એ જાહેરનામાની શરૂઆતમાં જ લખ્યું હતું:—

> "કારણ કે, બધા કૂર્ગનિવાસીઓની ઇચ્છા છે, કે તેમને અંગ્રેજ સરકારના સંરક્ષણમાં લેવામા આવે, માટે × × ×" વગેરે.

lose all, if matters went to extremities, sent orders prohibiting the Coorgs from encountering the troops of the Company. To this vacillation of the Raja, the several divisions of the British Expedition, then marching into Coorg, were more indebted for their success and even safety, than to the skill and talents of their commanders."—Revd. Dr. Moegling, in his History of Coorgs published in the *Calcutta Review* for September, 1856, p. 193.

આ જ જાહેરનામામાં આગળ ચાલતાં લખ્યું છે:—"કૂર્ગનિવાસીઓને ખાતરી આપવામાં આવે છે કે તેમને કદી પણ ફરી દેશી શાસન તળે મૂકવામાં આવશે નહિ." વગેરે. લગભગ દરેક અંગ્રેજ ઇતિહાસલેખક સ્વીકારે છે કે કૂર્ગની જીત યુદ્ધથી થઈ નથી. કંપની તરફથી કર્નલ ફ્રેઝરે કૂર્ગ નિવાસીઓને સ્પષ્ટ રીતે ખોટી ખાતરી આપી કે કૂર્ગના મુલકમાં કદી પણ પશુવધ કરવામાં નહિ આવે. દેશી રાજાઓના સમયમાં જમીનનું મહેસૂલ પેદાશના સ્વરૂપે લેવામાં આવતું હતું; જાહેરનામામાં ખાતરી આપવામાં આવી હતી કે આ રિવાજ તોડવામાં નહિ આવે, પરંતુ થોડા જ દિવસોમાં મહેસૂલ રોકડ નાણામાં લેવાનું શરૂ કર્યું. દુઃખી પ્રજાએ લાચાર બની નવા વિદેશી શાસકો સામે વિદ્રોહ કર્યો, પણ અત્યંત નિર્દયતાથી આ વિદ્રોહને દાબી દેવામાં આવ્યો.

### રાજા સાથે અઘટિત વર્તન

પદભ્રષ્ટ રાજા સાથે એટલું અનુચિત વર્તન ચલાવવામાં આવ્યું કે પોતાની ફરિયાદોની દાદ માગવા માટે તેને ઈ. સ. ૧૮૫૨માં ઇંગ્લાંડ જવું પડ્યું. ઇંગ્લાંડમાં તેની એકની એક પુત્રીએ ઇસાઈ ધર્મ સ્વીકારી લીધો, અને એક અંગ્રેજ સાથે તેનાં લગ્ન થયાં. અંગ્રેજ પ્રજાએ રાજાની કોઈ ફરિયાદ ઉપર ધ્યાન આપ્યું નહિ.

### લૂંટની વહેંચણી

કૂર્ગ ઉપર વિજય મળ્યા પછી તે દેશને અંગ્રેજોએ પેટ ભરીને લૂંટયો; એટલો લૂંટયો કે જેનો કોઈ હિસાબ નહિ. આ લૂંટનું ધન સેનાના અંગ્રેજ અમલદારોમાં રીતસર વહેંચવામાં આવ્યું. સેનાપતિ લિંડસેને કુલ રકમનો સોળમો ભાગ મળ્યો. બાકીના અમલદારોને નીચે પ્રમાણે ધન મળ્યું:—

દરેક કર્નલને ૨૫૦૦૦ રૂપિયા.
દરેક લેફ્ટેનન્ટ કર્નલને ૨૫૦૦૦ રૂપિયા
દરેક મેજર ૧૦૦૦૦ રૂપિયા
દરેક કેપ્ટનને ૫૦૦૦ રૂપિયા,
દરેક સબઆલ્ટર્નને (કેપ્ટનથી નાના અમલદારને) ૨૫૦૦ રૂપીઆ [૫]

કૂર્ગનો વિજય કરવામાં કંપનીનો જે મુખ્ય હેતુ હતો તે હવે સધાયો. કૂર્ગની જમીન કૉફીના ઉત્પાદન માટે અત્યંત ઉપયોગી હતી. ઘણા અંગ્રેજોને

૫ *Asiatic Journal*, May, 1836, p. 33.

ત્યાં વસાવવામાં આવ્યા, અને આ કાર્ય માટે જંગલોનાં જંગલો તેમને મફત આપવામાં આવ્યાં. ઈ. સ. ૧૯૦૪માં ત્યાં ૫૦,૦૦૦ એકર જમીનમાં કૉફીની ખેતી કરવામાં આવી હતી, અને આ ધંધો કરવાવાળા હજારો અંગ્રેજો ત્યાં વસ્યા હતા.

**કછાડની રિયાસતનો અંત**

પાછલા પ્રકરણમાં લખવામાં આવ્યું છે કે ઈ. સ. ૧૮૨૪મા આમહર્સ્ટે બરમાયુદ્ધમા વિજય મેળવવા માટે કછાડના રાજા ગોવિંદચંદ્ર નારિન સાથે સંધિ કરી હતી. કહેવાય છે કે ઈ. સ. ૧૮૩૦માં કોઈકે (?) રાજા ગોવિંદચંદ્રનું ખૂન કર્યું. રાજાને કોઈ પુત્ર નહોતો. આ સબબે બેન્ટિંકે એ રાજ્યને શાંતિપૂર્વક ખાલસા કરીને બ્રિટિશ મુલકમાં ભેળવી લીધું.

જેતિયાના રાજાએ કંપનીની સાથેની સંધિની કેટલીક શરતોનું ઉલ્લંઘન કર્યું હતું, એ કારણે ભારત છોડતા પહેલાં બેંટિંકે એ રાજ્યનો પણ થોડોક મુલક ખાલસા કરી લીધો હતો.

**મ્હૈસૂરમાં દાખલ**

કૂર્ગ અને કછાડ સિવાય બીજો કોઈ મુલક બેન્ટિંકે કંપનીના મુલકમા ભેળવ્યો નથી, પણ બીજાં અનેક રાજ્યોના વહીવટમાં જબરદસ્તીથી તેણે હસ્તક્ષેપ કર્યો આમાં મ્હૈસૂરનું રાજ્ય મુખ્ય હતું.

હૈદરઅલી અને ટીપૂ સુલતાને પોતાની વીરતાથી મ્હૈસૂરના પ્રાચીન રાજ્યમાં વૃદ્ધિ કરીને એક મોટી સલ્તનત બનાવી દીધી હતી. ઈ. સ. ૧૭૯૯ માં ટીપૂના મૃત્યુ પછી અંગ્રેજોએ આ રાજ્યનો એક ટુકડો અનેક કઠિન શરતોએ જૂના હિંદુ રાજવંશને પાછો સોંપ્યો. રાજા અને કંપની વચ્ચે
શરતોએ હિંદુ રાજવંશને પાછો સોંપ્યો. રાજા અને કંપની વચ્ચે
સહાયકારી સંધિ કરવામાં આવી. ઈ. સ. ૧૭૯૯થી ૧૮૩૧ સુધી મ્હૈસૂરના રાજાઓએ આ શરતોનું ઈમાનદારીથી પાલન કર્યું, અને દર વરસે આ સેનાના ખરચની રકમ કંપનીને પહોંચાડી.

મ્હૈસૂરને ખુલ્લી રીતે કંપનીના મુલકમાં ભેળવી દેવામા એક મોટી મુશ્કેલી હતી કંપની અને નિઝામ વચ્ચે એવી સમજણ થઈ હતી કે જો કોઈ દિવસ મ્હૈસૂરના રાજ્યનો અંત આણવામા આવે તો અરધું રાજ્ય કંપનીને મળે અને બાકીનુ અર્ધુ રાજ્ય નિઝામને આપવામાં આવે. આ રીતે નિઝામનું બળ વધારવુ બેન્ટિકને કેમ ગમે ? પણ નિઝામની દોસ્તી સાચવી રાખવાનુ
અને બાકીનું અર્ધું રાજ નિઝામને આપવામા આવે. આ રીતે નિઝામનું બળ
પણ કંપની માટે આવશ્યક હતુ. આથી બેન્ટિંકે એક નવી જ બાજી રચી.

મ્હૈસૂરના વહીવટમાં અનેક સાચાખોટા દોષ શોધી કાઢવામાં આવ્યા

અને ઈ. સ. ૧૮૩૧ના સપ્ટેંબરની ૭મીએ અચાનક લૉર્ડ બેન્ટિંકે મ્હૈસૂરના અસહાય રાજાને કાગળ લખ્યો કે આપના વહીવટમાં અનેક દોષો હોવાથી રાજ્યનો વહીવટ આપના હાથમાંથી લઈને અમુક અંગ્રેજ અમલદારોના હાથમાં સોંપવામાં આવ્યો છે. આ પત્રનો જવાબ આપવાનો કે જે જે દોષો દર્શાવવામાં આવ્યા હતા તેને ખોટા ઠગવવાનો અવસર પણ રાજાને આપવામાં આવ્યો નહિ. કામ સંભાળી લેવા માટે અંગ્રેજ અમલદારો ત્યાં પહોંચી ગયા અને રાજાને બધો કારભાર એમના હાથમાં સોંપી દેવો પડ્યો. જે દોષો મ્હૈસૂરના શાસનમા બતાવવામાં આવ્યા હતા તેની સત્યાસત્યતાના સંબંધમાં અમે કેવળ એક વિદ્વાન અંગ્રેજ મેજર ઇવાન્સ બેલના શબ્દો ઉતારીએ છીએઃ—

"આ રીતે લૉર્ડ વિલિયમ બેન્ટિંકે મ્હૈસૂરનો વહીવટ પોતાના હાથમા લઈ લીધો તે ન તો સંધિની શરતો મુજબ યોગ્ય હતું, કે ન તો સદાચારની દૃષ્ટિથી પણ યોગ્ય હતું; કારણ કે મનુષ્યત્વથી વિરુદ્ધ કોઈ પણ કાર્ય મ્હૈસૂરના રાજાએ કર્યું નહોતું તેમ જ મ્હૈસૂરની નજીક આવેલા આપણા અંતોની શાંતિ જોખમાય એવું પણ કોઈ યોગ્ય પ્રમાણ આપણી પાસે નહોતું. × × × સહાયકારી લશ્કરના ખર્ચની રકમ બરાબર યોગ્ય વખતે રાજા તરફથી આપવામાં આવતી હતી એ વાત સાચી છે. અને જે દિવસે ગવર્નર જનરલે રાજાને કાગળ લખ્યો તે દિવસે તેનો એક પણ હપ્તો લેણો નીકળતો નહોતો.

"આ રીતે આખી જાતની દખલ માટે જે કારણો બતાવવામાં આવે છે તે બધાં સંધિની શરતો વિરુદ્ધ છે, એટલું જ નહિ, પરંતુ × × × સત્યથી પણ વેગળાં જણાય છે."[૧]

ત્યાર પછી પચાસ વરસ સુધી એટલે કે ઈ. સ. ૧૮૮૧ સુધી અંગ્રેજ અમલદારોના કમિશને મ્હૈસૂરનો વહીવટ ચલાવ્યો. ઈ. સ. ૧૮૮૧માં ફરી વધારે કડણ શરતો સહિત મ્હૈસૂરનું રાજ્ય પ્રાચીન હિંદુ રાજવંશને સોંપવામા આવ્યું

### જયપુર અને જોધપુર

જયપુરમાં લૉર્ડ બેન્ટિંકે જૂઠારામ નામના પોતાના એક માણસને ત્યાંનો

---

૧ " . . . thus the grounds alleged for the original attachment of the country are not only unsustainable by the terms of the treaty, but are found to be even more opposed to truth . . . "—*The Mysore Reversion*, by Major Evans Bell, pp. 21–24.

મંત્રી બનાવીને જબરદસ્તીથી મહારાજાને માથે ઠોકી બેસાડયો. લખવામાં આવ્યું છે કે જૂઠારામની નિમણૂક કંપની અને જયપુર વચ્ચેની સંધિથી વિરુદ્ધ હતી; આ નિમણૂકથી આખા રાજ્યમાં અરાજકતા ફેલાઈ ગઈ.

જોધપુરના રાજા પાસે અંગ્રેજોની કંઈક સહાયકારી લશ્કરી ખર્ચની રકમ લેણી નીકળતી હતી. તરત જ સેના મોકલીને સાંભરનું પ્રગણું તથા સાંભર સરોવરનો થોડોક ભાગ જામીનગીરી તરીકે મહારાજા પાસેથી લઈ લેવામાં આવ્યો.

આ જ વખતે સાંભર સરોવરનો તથા તેની બાજુનો જે ભાગ જયપુરના રાજ્યમાં હતો તેના ઉપર પણ બેન્ટિંકે કબજો લીધો. લડલો લખે છે કે આ જબરદસ્તીને કારણે જયપુરનો રાજા તથા તેની પ્રજામાં અસંતોષ ફેલાયો, અને ઈ. સ. ૧૮૩૫ના જૂનની ૪થીએ લોકોએ રેસિડેન્ટ ઉપર હુમલો કરીને તેના મદદનીશ મિસ્ટર બ્લેકને મારી નાખ્યો.

ખરું જોતાં ધીરે ધીરે આ બધાં રાજ્યોનો અંત આણવાની બેન્ટિંક તૈયારી કરતો હતો.

**અયોધ્યામાં સફર**

ઈ. સ. ૧૮૩૧મા લૉર્ડ બેન્ટિંકે અયોધ્યામાં મુસાફરી કરી. અયોધ્યાના નવાબને આ દિવસોમાં અગ્રેજો અયોધ્યાનો બાદશાહ કહેતા હતા. તેને ખૂબ ડરાવ્યો, ધમકાવ્યો અને રાજ્યના દરેક ખાતામાં કંઈ કારણ વગર તેમ જ અધિકાર વગર દખલ કરવાનું તથા નોકરોમા મરજી મુજબ હેરફેર કરવાનું શરૂ કરી દેવામાં આવ્યું. આ બાબતમાં અંગ્રેજો એટલા બધા આગળ વધ્યા કે તેઓ અયોધ્યાની નવાબીનો અંત આણવા માગે છે અને મુલક લઈ લેવા માગે છે, એવી લોકોમાં અફવા ઊઠી અને ઠેઠ કલકત્તાના સમાચારપત્રોમાં પણ એ અફવા છપાઈ. નવાબે ગભરાઈને ઇંગ્લાંડની પાર્લામેંટ પાસે દાદ માગવાનો વિચાર કર્યો, અને કર્નલ દૂબોય નામના એક ફ્રેંચને પોતાના વકીલ તરીકે ઇંગ્લાંડ મોકલવા ધાર્યું. દૂબોય યુરોપ જવા રવાના થયો. આથી બેન્ટિંકે નવાબને ધમકાવીને દૂબોયને પોતાના વકીલ તરીકે બરખાસ્ત કરતો એક પરવાનો લખાવી ઇંગ્લાંડ મોકલાવી આપ્યો. આ મામલામાં નવાબ અને દૂબોય સાથે બેન્ટિંકે જે જબરદસ્તી વાપરી અને દૂબોયની વિરુદ્ધ તેણે જે પ્રપંચ રચ્યો, તેનું વિસ્તૃત વર્ણન એક અંગ્રેજ લેખકે વેરીટસ (Veritas)ના નામથી ઈ. સ. ૧૮૪૭ના 'ઇંડિયન એગ્ઝામીનર ઍન્ડ યુનિવર્સલ રિવ્યુ'ના એપ્રિલના અંકમાં પ્રગટ કર્યું છે.

### દિલ્હીસમ્રાટ

સમ્રાટ અકબરશાહનું જે અપમાન લૉર્ડ આમહર્સ્ટે કર્યું હતું, તેની દાદ મેળવવા માટે રાજા રામમોહનરાયને વિલાયત મોકલ્યાની હકીકત પાછલા પ્રકરણમાં આપવામાં આવી છે. લૉર્ડ બેન્ટિંકે દિલ્હીના રેસિડેન્ટ દ્વારા રાજા રામમોહનરાયને શાહી દૂતના પદેથી બરખાસ્ત કરી દેવા માટે સમ્રાટ અકબરશાહ ઉપર દબાણ કર્યું. સમ્રાટે આ વાત સ્વીકારી તો નહિ, પણ રાજા રામમોહનરાયને ઈંગ્લાંડમાં કોણ સાંભળવા તૈયાર હતું ! દિલ્હીસમ્રાટ પ્રત્યેનો બેન્ટિંકનો વ્યવહાર અપમાનજનક હતો.

### ગ્વાલિયર

આ વખતે જનકોજી સિંધિયા નામનો એક બાળક સિંધિયાની ગાદી ઉપર હતો. રાજ્યમાં અંગ્રેજોએ પોતાની ખટપટોને પ્રતાપે અનેક ઉપદ્રવો ઊભા કર્યા હતા. આ રાજ્ય તરફની બેન્ટિંકની નીતિ અને તેના હેતુઓના સબંધમાં જૉન હોપ નામનો એક અંગ્રેજ લેખક લખે છે —[૭]

"પણ પોતાની રાજધાનીમાં જ જનકોજી સિંધિયાને આ બધી આપત્તિઓએ ઘેરી લીધો હતો, તો બહારથી કલકત્તાની અંગ્રેજ કાઉન્સિલ તરફથી પણ તેના ઉપર કંઈ ઓછી આપત્તિઓ આવી નહોતી. આ નિર્બળ પણ અત્યંત વફાદાર નવયુવાન રાજાની મુશ્કેલીઓનો કઈ રીતે લાભ ઉઠાવી શકાય એ બાબત જાણવા માટે ગુપ્ત સંતલસો કલકત્તામાં ચાલ્યા કરતી હતી. × × × ગવર્નર જનરલના ચીફ સેક્રેટરીએ રેસિડેન્ટ ઉપર એક ખાનગી કાગળ લખ્યો; આ કાગળમાં તેને સૂચના આપવામાં આવી કે તમે જાતે મહારાજાની મુલાકાત લો, અને આજુબાજુની વાતચીતમાંથી જાણવાની કોશિશ કરો

૭ "But if these dangers surrounded him (Maharaja Junko Scindhia) in his capital, he was threatened with no less danger from the council of Calcutta. Secret deliberation were there being held, with a view to discover what profit could be made out of the troubles of this weak but most faithful young prince, . . . A demiofficial letter was written to the Resident by the Chief Secretary of the Foreing Department, desiring him to learn, at a private interview, by way of a feeler. if the Maharaja, encircled as he was by serious

કે આ નવો મહારાજા આપણે જ ઊભી કરેલી આ ગંભીર આફતોથી ઘેરાયેલો હોવાને લીધે ગાદીત્યાગ કરવાનું પસંદ કરશે કે કેમ. જો એ કબૂલ કરે તો મહારાજાનો દેશ બ્રિટિશ સરકારને મળી જશે, અને મહારાજાને એક સુંદર પેન્શન આપવામાં આવશે, જે પેન્શન તેના જ રાજ્યની આવકમાંથી તેને મળ્યા કરશે."

લૉર્ડ બેન્ટિંકનો આ મનોરથ રેસિડેન્ટ કેવેન્ડિશ પૂરો ન કરી શકયો. સર જૉન હોપ લખે છે.—૮

"તરત જ એક બીજો ખાનગી કાગળ પહોંચ્યો × × × જેમાં કેવેન્ડિશને ઠપકો આપવામાં આવ્યો, અને અંતે એક અર્થસૂચક વાક્ય લખવામાં આવ્યું કે આ રીતે તમે મુંબઈ અને આગ્રા પ્રાંતને જોડી દેવાનો એક સરસ અવસર હાથથી ગુમાવ્યો."

**એક મનોરંજક ઘટના**

જૉન હોપ આ સંબંધે એક અત્યંત મનોરંજક ઘટના વર્ણવે છે. તે લખે છે:—૮

"કોઈ એમ ન માને કે × × × બીજાં રાજ્યો સાથેની લૉર્ડ વિલિયમ બેન્ટિંકની નીતિનું આ રીતે ટૂંકામાં વર્ણન કરવામાં અમે એના ઉપર થોડોક પણ ઓપ ચડાવ્યો છે. અમે ઉદાહરણ તરીકે એક

---

troubles—*troubles mainly caused by our government*—would like to resign; assigning over the country to the British Government and receiving a handsome pension, which would be paid out of his own revenues. . . ."—*The House of Scindhia, a Sketch* by John Hope, published in 1863, by Messrs Longman, Green, Longman, Roberts and Green

૮ "Presently another demiofficial letter arrived. . . . strongly expostulating with Mr. Cevendish upon his proceedings, and concluding with this significant remark: 'You have thus allowed a favourable chance to escape of connecting the Agra to the Bombay Presidency.' . . .

"Lest it should be thought by any one . . that in this little sketch of his ( Lord William Bentinck's ) foreign policy, we have given even the slightest touch of colouring we

મનોરંજક ઘટના આપીએ છીએ. આ ઘટનાની તે સમયના જીવિત લોકોમાં માત્ર ત્રણ કે ચાર જણાને જ ખબર છે. હઝરત મૂસાની દસમી આજ્ઞા છે કે 'પોતાના પાડોશીનો માલ કદી ન ચોરવો.' લૉર્ડ વિલિયમ બેન્ટિંક દેશી રાજ્યોના અધિકારોના સંબંધમાં આ આજ્ઞાની બિલકુલ પરવા નહોતો કરતો, એ અમારા કથનને આ ઘટનાથી સમર્થન મળે છે. વાત એમ હતી કે મિસ્ટર કેવેન્ડિશની જગાએ મેજર સધરલૅંડ રેસિડેન્ટ નિમાયો. × × × તે ગ્વાલિયર પહોંચ્યો. નીતિ અખત્યાર કરવી એટલે કે રાજ્યના મામલામાં દખલ કરવી કે ન કરવી, એ ગવર્નર જનરલ પાસેથી જાણી લેવા માટે મેજર સધરલૅંડ કલકત્તા ગયો. લૉર્ડ બેન્ટિંકને × × × મશ્કરી કરવાનો શોખ હતો. તેણે તરત જ જવાબ આપ્યો: 'મેજર! આમ જુઓ.' આમ કહીને લૉર્ડ બેન્ટિંકે પોતાની ડોક પાછળ ઢાળી દીધી, મોં ઉઘાડ્યું, અને જેમ કોઈ બાળક મોઢામાં લાડુ નાખે તે પ્રમાણે એક અંગૂઠો અને એક આંગળી મોંમાં નાખીને ચકિત બનેલા મેજરને કોઈ વક્તાની જેવી ઢબે કહ્યું: 'જો ગ્વાલિયરનું રાજ્ય આપના મુખમાં આવી પડે

---

will relate, by way of illustration, an amusing anecdote, which is known to three or four persons now living, and which sufficiently confirms our statement that, in respect of the rights of native states, His Lordship entirely overlooked the tenth commandment. It happened that Major Sutherland was selected to fill the office vacated by Mr. Cavendish . . . He therefore waited on the Governor-General in Calcutta to learn what the policy was to be at Gwalior; was it to be intervention? Lord Bentinck . . . loved a joke, quickly replied: 'Look here, Major,' and His Lordship threw back his head, opened wide his mouth, and placed his thumb and finger together like a boy about to swallow a sugar plum. Then turning to the astonished Major he said. 'If the Gwalior State will fall down your throat, you are not to shut your mouth, as Mr. Cavendish did, but swallow it; that is my policy. . . "—Ibid.

તો મિસ્ટર કેવેન્ડિશની માફક મેં બંધ કરશે નહિ, પણ તેને ગળી જશે. આ જ મારી નીતિ છે.

આ ઘટના ઉપર ટીકા કરવાની જરૂર નથી. ભારતીય રાજ્યો પ્રત્યેની ઈસ્ટ ઇંડિયા કંપનીની નીતિનું આ એક ખાસ્સું ચિત્ર છે. બેન્ટિંકને આશા હતી કે જે વિકટ આપત્તિઓ અંગ્રેજ અમલદારોએ સિંધિયાની ચારે બાજુ ખડી કરી દીધી છે તેનાથી ગભરાઈને મહારાજા સિંધિયા ચૂપચાપ પોતાનું રાજ્ય બેન્ટિંકને સોંપી દેશે. પણ તેની આ આશા પરિપૂર્ણ ન થઈ.

**ઝાંસી**

ઈ. સ. ૧૮૩૫મા ઝાંસીના રાજાનું મૃત્યુ થયું. રાજાએ એક પુત્રને દત્તક લીધો હતો; પરન્તુ આ બાબતમાં કશી પણ તપાસ કર્યા વગર જ અથવા તો કોઈ પ્રકારનો અધિકાર ન હોવા છતાં યુવરાજની વિરૂદ્ધ પાછલા રાજાના રઘુનાથરાવ નામના એક કાકાનો પક્ષ લઈને તેને ગાદીએ બેસારી દીધો. ત્યારથી ઝાંસીમાં કંપનીની ખટપટો શરૂ થઈ.

**ઈંદોર**

ઈંદોરમાં મહારાજા મલ્હારરાવ ઈ. સ. ૧૮૩૪માં મરણ પામ્યો. મલ્હારરાવનો પણ એક દત્તક પુત્ર હયાત હતો, છતાં બીજા બે નવા હકદારો ઊભા થયા. બેન્ટિંકે આ દત્તક પુત્રની વિરુદ્ધ ઊભા થયેલા હકદારોમાથી એકાદનો પક્ષ લેવા ધાર્યું, પણ દુર્ભાગ્યે આ સોદો નક્કી થઈ શકયો નહિ. બેન્ટિંકના કાગળો ઉપરથી સમજાય છે કે કોનો પક્ષ લેવામાં કંપનીનું હિત વિશેષ જળવાશે એ બેન્ટિંક આખર સુધી નક્કી કરી શકયો નહિ. અંતે લોર્ડ વિલિયમ બેન્ટિંકની ઇચ્છા અને ગુપ્ત પ્રયત્નો છતાં પણ દત્તક પુત્ર જ એ વખતે ગાદીએ બેઠો. આથી નવા રાજાના રાજતિલક વખતે દરબારમાં હાજર પણ ન રહેવાની આજ્ઞા બેન્ટિંકે ઈંદોરના રેસિડેન્ટને આપી.

**સિંધ અને પંજાબ**

સિંધુ નદીમા વહાણો અને લશ્કર મોકલીને સિંધુનું પાણી વગેરે સંબંધેની માહિતી મેળવવાનું કાર્ય એ કદાચ બેન્ટિંકના બધાં કાર્યોમાં વિશેષ મહત્ત્વનું ગણી શકાય. હેતુ એ હતો કે ભવિષ્યમાં કોઈ વાર આ નદી વાટે સેના લઈ જવાનો પ્રસંગ આવે તો કઈ કઈ મુશ્કેલીઓ આવવાનો સંભવ છે તેની પહેલેથી માહિતી મળી જાય; કારણ કે સિંધ, પંજાબ અને અફઘાનિસ્તાન ત્રણે ઉપર કંપનીની ઘણા વખતથી નજર પડી ચૂકી

હતી. સર જોન માલ્કમે ભારત સરકાર તથા ઇંગ્લાંડના કંપનીના ડાયરેક્ટરો સમક્ષ એક પત્ર રજૂ કર્યો; એમાં હૈદરાબાદ તથા સિંધુ નદી બંને ઉપર અંગ્રેજોનો કબજો હોય એ કેટલું મહત્ત્વનું છે, એ બતાવવામાં આવ્યું હતું. આ સંબંધમાં વિચાર કરતાં નદીનું પાણી કેટલું છે તથા નદી વાટે વહાણોની અવરજવર થઈ શકે એમ છે કે કેમ, એ જાણી લેવાની સૌથી પ્રથમ અગત્ય જણાઈ; અને પંજાબ તથા અફઘાનિસ્તાન બંને ઉપર હુમલો કરવામાં આ નદીનો સારો ઉપયોગ થઈ શકે એમ હતું, એટલે તો આવી તપાસ વધારે મહત્ત્વની હતી. પણ સિંધ સ્વતંત્ર દેશ હતો. સિંધના અમીરો અંગ્રેજોને આ રીતે પોતાના દેશમાં કેમ પેસવા દે? આથી એક રીતસરનું કાવતરું રચવામાં આવ્યું. એમ કહેવામાં આવ્યું કે ઇંગ્લાંડના બાદશાહ વિલિયમ ચોથા તરફથી પંજાબના મહારાજા રણજીતસિંહને એક ઘોડાગાડી ભેટ તરીકે મોકલવાની છે, અને આ ગાડી જળમાર્ગેથી જ પંજાબ પહોંચાડી શકાય એમ છે. ઇતિહાસ લેખક પ્રિન્સેપ લખે છેઃ "એમ નક્કી કરવામા આવ્યું કે આ ભેટ મોકલવાને બહાને સિંધુ નદીની બધી બાતમી તથા એ નદીની વાટે મુસાફરી કરવામાં સગવડ છે કે અગવડ એ જાણી લેવું."[૯] કંપનીના ડાયરેક્ટરોએ ગવર્નર જનરલને ચોખ્ખું લખી જણાવ્યું કે જો સિંધના અમીરો ન માને તો તેની કશી દરકાર કરવી નહિ.

**કપટયોજના**

સર ચાર્લ્સ મેટકાફ આ વખતે ગવર્નર જનરલની કાઉન્સીલનો એક સભાસદ હતો. તેને ભય હતો કે જો સિંધના અમીરો આપણો આ ભેદ જાણી જશે અને જો તેઓ અંગ્રેજોની વિરુદ્ધ થઈ જશે તો ભવિષ્યમા કોઈ પણ બહારના શત્રુને અંગ્રેજોની વિરુદ્ધ સિંધના અમીરો પાસેથી મદદ મળી શકશે. આથી સર ચાર્લ્સ મેટકાફ આ કપટયોજનાથી વિરુદ્ધ હતો. તેણે ઈ. સ. ૧૮૩૦ના ઓક્ટોબરમાં ગવર્નર જનરલને લખ્યું.—

"રાજા રણજીતસિંહને ભેટ મોકલવાને બહાને સિંધુ નદીની ભોગો-

૯. "It was resolved to make the transmission of this present, a means of obtaining information in regard to the Indus, and the facilities, or the contrary it might offer to navigation." —*Origin of the Sikh Power in the Punjab and Political Life of Maharaja Ranjit Singh*, chapter x.

લિક તપાસ કરવાની યોજના મને અત્યંત અનુચિત લાગે છે.

"મારા મત પ્રમાણે આ એક એવી ચાલ છે, જે આપણને શોભતી નથી. બહુ સંભવ છે કે આનો ભેદ કોઈ વાર ઉઘાડો પડી જશે, અને જો એ ભેદ ખુલી જશે, તો જે શક્તિઓને આજે આપણે છેતરીએ છીએ તે શક્તિઓના ક્રોધ અને ઈર્ષાપાત્ર થયા વગર આપણે રહેશું નહિ.[૧૦]

* * *

"× × × આપણે આ વચલાં રાજ્યોને આ જાતના કાર્યોથી નારાજ કરવાં ન જોઈએ, અને એમ કરીને તેમની દુશ્મનાવટને આપણે ઉત્તેજવી ન જોઈએ. ઊલટું આપણે તો એમની સાથે દોસ્તી રાખવી જોઈએ. × × ×

"આપણે જે બાબતોની બાતમી મેળવવી છે, તે અત્યંત જરૂરી હોય ને ખુલ્લી રીતે ઈમાનદારીથી તે મેળવી શકાય એવું ન હોય તો સામાન્ય જાતના જાસૂસો મોકલીને તેની બાતમી મેળવી લેવી જોઈએ, અને બીજાને છેતરવા ન જોઈએ; કારણ કે આપણો મૂળ હેતુ કંઈક છે, અને જ્યારે આપણે જાણીએ છીએ કે સાચી વાત કહેવાથી રજા નહિ મળે, ત્યારે ઉપરથી આપણે જુદું જ બહાનું બતાવીએ છીએ."[૧૧]

૧૦ "The scheme of surveying the Indus, under the pretence of sending a present to Raja Ranjit Singh, seems to me highly objectionable.

"It is a trick, in my opinion, unworthy of our Government, which cannot fail when detected, as most probably it will be, to exite the jealously and indignation of the powers on whom we play it.'—Minute of Sir Charles Metcalf, October, 1839.

૧૧ "If the information wanted is indispensable, and can not be obtained by fair and open means, it ought, I conceive, to be sought by the usual mode of sending unacknowledged emissaries, and not by a deceitful application for a passage under the ficticious pretnce of one purpose when the real object is another, which we know would not be sanctioned."—Kaye's *Selections from the Writings of Lord Metcalf*, pp. 211-217.

18

સર ચાર્લ્સ મેટકાફના આ શબ્દો ટાંકયા પછી હવે આ સંબંધમાં ઑક્લૅન્ડના કપટનાં વધારે પ્રમાણો આપવાની જરૂર નથી.

**સિંધુ નદીની તપાસ**

સિંધુ નદીની તપાસ સાથે જ કાબુલમાં કંપનીનો એક વેપારી એજન્ટ રહે, એવી પણ બીજી યોજના ઘડાતી હતી. મેટકાફે આ બીજી યોજનાનો પણ વિરોધ કર્યો. ઇતિહાસલેખક લખે છે કેઃ—

> "સિંધુ નદીની તપાસ અને કાબુલમાં વેપારી એજન્ટની સ્થાપના, બંને જાણે કે ભાવિ અફઘાનયુદ્ધના મહાકાવ્યની પ્રસ્તાવના જ ન હોય!"

ખરું જોતાં ઑક્લૅન્ડની આ બંને યોજના ઈ. સ. ૧૮૩૯–૧૮૪૨ નું અફઘાનયુદ્ધ અને તે પછીનાં સિંધ અને પંજાબનાં યુદ્ધોની પૂર્વતૈયારી હતી.

સ્પષ્ટ છે કે લૉર્ડ ઑક્લૅન્ડની નજર સિંધ, પંજાબ અને અફઘાનિસ્તાન ઉપર હતી ઇતિહાસલેખક મેસને આ સંબંધમાં લૉર્ડ ઑક્લૅન્ડે કરેલા પ્રપંચનું વિસ્તારથી વર્ણન કર્યું છે.[૧૨] વિક્ટર જેકમન્ડે લખ્યું છેઃ ઑક્લૅન્ડે સિંધના અમીરોને ડગાવ્યા કે જો તમે અંગ્રેજી વહાણો સિંધુમાંથી પસાર નહિ થવા દો તો કંપની સરકાર તથા રણજીતસિંહ બંને તમારાથી નારાજ થશે, અને પછી લાચારીએ સિંધવિજય કરવામાં અંગ્રેજો રણજીતસિંહને મદદ આપશે. બીજી તરફથી અમીરોને એવી પણ ખાતરી આપવામાં આવી કે આ કાર્યથી સિંધને નુકસાન કરવાનો બિલકુલ ઇરાદો નથી, અને જો તમે વહાણોને પસાર થવાની મંજૂરી આપશો તો કંપની સાથેની તમારી મૈત્રી વધારે દૃઢ થશે. આ પ્રમાણે ધમકાવીને અને છેતરીને ઑક્લૅન્ડે અમીરો પાસેથી મંજૂરી મેળવી લીધી. અમીરોએ કંપનીનાં વહાણો સિંધુમાંથી પસાર થતી વખતે તેમને કિનારા ઉપર દરેક જાતની સગવડો પણ કરી આપી. મેસન લખે છે કે આ ભેટ મોકલવાને બહાને સિંધુ નદીને કિનારે લશ્કર પણ મોકલવામાં આવ્યું અને સશસ્ત્ર છ વહાણો અગાઉથી જ સિંધુમાં મોકલી આપ્યાં.

**સિંધ ઉપર નજર**

મહારાજ રણજીતસિંહ ઘણા સમયથી પોતે સિંધ જીતી લેવાનો વિચાર કરતો હતો. ઈ. સ. ૧૮૦૯માં કંપની તથા રણજીતસિંહ વચ્ચે

૧૨ Masson's *Travells*, vol. iii, p. 432

જે સંધિ થઈ હતી તેમાં નક્કી કરવામાં આવ્યું હતું કે સતલજની આ પારનો મુલક કંપનીને માટે છોડવામાં આવશે, અને સતલજની બીજી બાજુએ રણજીતસિંહ ગમે તેટલું પોતાનું સામ્રાજ્ય વધારશે તો પણ અંગ્રેજો તેમાં હરકત ઊભી કરશે નહિ. રણજીતસિંહે આ સંધિ ઇમાનદારીથી પાળી અને ધીરે ધીરે આખું કાશ્મીર, મુલતાન અને પેશાવર જીતીને પોતાના સામ્રાજ્યમાં ભેળવી દીધાં. રણજીતસિંહની વિશાળ સેનાની ગણના તે સમયની સૌથી વધારે વીર અને સુસમૃદ્ધ સેનાઓમાં થતી હતી. તેનું સામ્રાજ્ય વિશાળ, સમૃદ્ધ અને ફળદ્રુપ હતું. પેશાવર સુધી પહોંચ્યા પછી તેણે સિંધ જીતી લેવાનો વિચાર કર્યો; પણ કંપનીની નજર પણ સિંધ ઉપર હતી. આથી ઈ. સ. ૧૮૦૯ની સંધિ વિરુદ્ધ બેન્ટિંકે હવે રણજીતસિંહને સિંધનો વિજય કરતો અટકાવવાનો પ્રયત્ન કર્યો.

રણજીતસિંહને ભેટ મોકલવી એ પણ આ જ પ્રયત્નનો એક ભાગ હતો. બેન્ટિંકે પોતે રણજીતસિંહને મળવાની વિનતિ કરી, અને ઈંગ્લાંડના બાદશાહ ચોથા વિલિયમે ભેટ તરીકે મોકલાવેલ ગાડી, ઘોડા અને બીજી વસ્તુઓથી પ્રસન્ન થઈને તેણે બેન્ટિંકની વિનંતિ સ્વીકારી.

**રણજીતસિંહ અને બેન્ટિંકની મુલાકાત**

ઈ. સ. ૧૮૩૧માં રોપડ નામની જગાએ પૂર્વના ઠાઠમાઠ અને ભપકા વચ્ચે લોર્ડ બેન્ટિંક તથા મહારાજા રણજીતસિંહની મુલાકાત થઈ. આ મુલાકાત વખતે લોર્ડ બેન્ટિંક એક મોટી સેના પોતાની સાથે લઈ ગયો. જોન માલ્કમ લડલો લખે છે કે અંગ્રેજોનો અફઘાન રાજકીય કેદી શાહસુજા આ વખતે લુધિયાણામાં રહેતો હતો. બેન્ટિંક અને મહારાજા રણજીતસિંહની આ મુલાકાત વખતે ઠરાવવામાં આવ્યું કે શાહસુજા માટે અફઘાનિસ્તાન ઉપર ચડાઈ કરવી. ઈ. સ. ૧૮૩૩ના જાનેવારીમાં રણજીતસિંહની મંજૂરીથી શાહસુજાએ ત્રીશ હજાર સેના સહિત પ્રથમ સિંધ ઉપર હુમલો કર્યો; ત્યાંથી તે કંદહાર તરફ આગળ વધ્યો. આખરે કાબુલના બાદશાહ દોસ્ત મોહમ્મદખાએ શાહસુજાને હરાવ્યો, અને શાહશુજાએ ત્યાંથી ભાગીને ફરી ઈ. સ. ૧૮૩૪માં લુધિયાણામાં આશરો શોધ્યો.

સિંધની બાબતમાં જ બેન્ટિંક તથા રણજીતસિંહ વચ્ચે કંઈક મતભેદ પડ્યો. બેન્ટિંકે જાહેર કર્યું, કે અગ્રેજો સિંધુ નદીના નીચલા ભાગ ઉપર અધિકાર મેળવવા માગે છે, અને પોતાનો વેપાર વધારવા માગે છે; આથી સિંધુને કિનારે કિનારે છાવણીઓ નાખવી પડશે. રણજીતસિંહે આ

સાંભળ્યા પછી પ્રથમ તો વિરોધ દર્શાવ્યો; કારણ કે બેન્ટિંકની માગણી ૧૮૦૯ની સંધિની વિરુદ્ધ હતી. આખરે કોઈક પ્રકારે બેન્ટિંકે રણજીતસિંહને સમજાવ્યો, અને તેને સિંધ ઉપર ચડાઈ કરતો અટકાવ્યો. રણજીતસિંહ અંગ્રેજોની ઇચ્છા વિરુદ્ધ વર્તવાનું સાહસ કરી શક્યા નહિ. પણ આ વખતથી જ રણજીતસિંહ અંગ્રેજો પ્રત્યે સાશંક બની ગયો. એ સમયના અનેક પત્રો ઉપરથી એ પણ ચોખ્ખું જણાય છે કે બેન્ટિંકના સમયથી જ રણજીતસિંહની વિરુદ્ધ ખટપટો શરૂ થઈ ચૂકી હતી.

કેપ્ટન કનિંગહામ લખે છે:—

"અંગ્રેજોએ પોતે સિંધનો વિજય કરવાના હેતુથી રણજીતસિંહને સિંધનો વિજય કરતો અટકાવવા અને સિંધના અમીરોને રણજીતસિંહના સામંત બનતા અટકાવવા માટે દરેક પ્રકારનું છળ, કપટ અને જૂઠાણાનો બેન્ટિંક ગવર્નર જનરલ હતો ત્યારથી જ ઉપયોગ કરવામાં આવ્યો હતો, એ શીખવિગ્રહોનાં અનેક કારણોમાંનું એક કારણ હતું."[૧૩]

**બેન્ટિંકના શાસનનો સાર**

ભારતનાં બીજાં બધાં રાજ્યો પ્રત્યે ઉપર બતાવ્યો તેવો વ્યવહાર બેન્ટિંકે ચલાવ્યો. કૂર્ગ અને કછાડને કંપનીના રાજ્યમાં ભેળવી લેવામાં આવ્યાં. અયોધ્યાની બાદશાહતના આંતરિક વહીવટમાં તેણે અયોગ્ય દખલ કરી જેને પરિણામે પાછળથી અયોધ્યાનું રાજ્ય સરેલાઈથી ખાલસા કરવાની અનુકૂળતા થઈ હતી. તેણે દિલ્હીનસમ્રાટનું વિના કારણ અપમાન કર્યું. ગ્વાલિયરની મગરૂર રિયાસતને ગળી જવાનો તેણે પૂરતો પ્રયત્ન કર્યો. કંઈક બહાનું ખોળી કાઢીને તેણે મ્હૈસુર ઉપર પણ કંપનીનું શાસન શરૂ કર્યું. બીજી પણ કેટલીક નાનીમોટી રિયાસતોમાં તેણે વિના કારણ અને વિના અધિકાર હસ્તક્ષેપ કર્યો અને સૌથી વિશેષ તો તેણે સિંધુ નદીની તપાસમાપણી કરવા માટે એવો કપટપ્રબંધ કર્યો કે જેનાથી અફઘાનિસ્તાન, પંજાબ અને સિંધ ત્રણેની ભાવિ આપત્તિઓનાં મૂળ નખાયાં.

**જૂનાં કુટુંબોનો નાશ**

લોર્ડ બેન્ટિંકનાં બીજાં કાર્યોમાંથી બેચાર જણાવવા જેવાં છે.

૧ બેન્ટિંક આવ્યો એ પહેલાં હજારો વરસોથી હિંદુ તેમ જ મુસલમાન

૧૩ *History the Sikhs*, by Captain Cunnigham, chapter, vii.

રાજાઓ તરફથી અનેક જૂનાં કુટુંબો, હજારો ધાર્મિક સંસ્થાઓ, વિદ્યા-પ્રચારની સંસ્થાઓ તથા બીજી સાર્વજનિક સંસ્થાઓને સ્થળે સ્થળે જાગીરો મળેલી હતી. જેને 'લા-ખિરાજ' કહેવામાં આવતી. હજી સુધી આ માફી જમીનોમાં અંગ્રેજોએ હસ્તક્ષેપ કર્યો નહોતો. પણ બેન્ટિંકે ભારત પહોંચતાં જ દરેક કલેક્ટરને હુકમ કર્યો કે દરેક જણ પોતપોતાના જિલ્લામાં આવી જે જે માફી જમીન જપ્ત કરવાનું ઉચિત સમજે તે જપ્ત કરી લે. આ અન્યાયથી તે સમયનાં અનેક સુખી કુટુંબોને બરબાદ કર્યાં. તેમનાં બાળ બચ્ચાંને પોતાના જીવનનિર્વાહ માટે ઘર બહાર ધકેલી દીધાં અને હજારો પ્રાચીન ધાર્મિક તથા અન્ય સંસ્થાઓનો નાશ કર્યો.

બેન્ટિંક ભારતમાં એક પણ જૂનું ધનવાન કુટુંબ જીવતું રાખવા માગતો નહોતો. જેટલી જાગીરોના માલિકો અપુત્ર મરી જતા હતા તે બધાની જાગીરો કંપનીના ખાતે જપ્ત કરી લેવાનું ન્યાય્ય માનવામાં આવ્યું હતું. મૃત માલિકના દત્તક પુત્રો કે ભત્રીજાઓના અધિકારની બિલકુલ પરવા કરવામાં આવતી નહોતી. એકલા મુંબઈ ઇલાકામાં જ અનેક જાગીરો જપ્ત કરી લેવામાં આવી હતી, જેમના દત્તક પુત્રો તથા ભાઈભત્રીજાઓ હયાત હતા.

### રાષ્ટ્રીયત્વની ભાવનાનો નાશ

ભારતની કચેરીઓમાં અત્યાર સુધી ફારસી તથા બીજી દેશી ભાષાઓનો ઉપયોગ કરવામાં આવતો હતો. બેન્ટિંકે આ ભાષાઓને હટાવીને તેને સ્થાને અંગ્રેજી ભાષા દાખલ કરવાના પૂરતા પ્રયત્નો કર્યા. બેન્ટિંકને ખાતરી હતી કે ભારતવાસીઓની ભાષા, તેમનો પોશાક અને રહેણીકરણીનો ઢબમાં અંગ્રેજીપણું લાવવાથી જ તેમને દેશપ્રેમ તથા રાષ્ટ્રીયતા જેવા ગુણોથી દૂર રાખી શકાશે, અને વિદેશી સત્તા માટે તેમને વધારે ઉપયોગી બનાવી શકાશે. આથી ભારતમાં અંગ્રેજી શિક્ષણ તથા ઈસાઈ ધર્મ બંનેનો પ્રચાર કરવાનો તે પક્ષપાતી હતો. પણ કેળવણીનો વિષય મોટો હોવાથી તેની ચર્ચા બીજા પ્રકરણમાં કરીશું.

બેન્ટિંકે ભારતમાં અંગ્રેજોનો વસવાટ કરાવવાના પૂરતા પ્રયત્નો કર્યા. વર્તમાનપત્રોની સ્વતંત્રતાનો તે કટ્ટો દુશ્મન હતો.

સારાંશ, લોર્ડ વિલિયમ બેન્ટિંકના શાસનકાળે બ્રિટિશ ભારતીય સામ્રાજ્યને વધારે મજબૂત બનાવ્યું અને ભારતની પરાધીનતાની બેડીઓને પણ વધારે સખત બનાવી.

# પ્રકરણ પાંત્રીશમું

## ઈ. સ. ૧૮૩૩નો કંપનીનો નવો પટો

### ઈ. સ. ૧૮૩૨નો રિફૉર્મ ઍક્ટ

ભારતમાં ઈસ્ટ ઇંડિયા કંપનીના અધિકારો ચાલુ રાખવા માટે દરેક વીશ વર્સે ઈંગ્લાંડની પાર્લામેંટ એક નવો કાયદો ઘડતી હતી, આ કાયદાને ચાર્ટર ઍક્ટ કહેવામાં આવતો. ઈ. સ. ૧૮૧૩નો આવો ચાર્ટર ઍક્ટ તથા તેનાથી દેશના ઉદ્યોગધંધાઓનો કેમ નાશ થયો તેની હકીકત પાછળ આવી ગઈ છે. ત્યાર પછી લૉર્ડ વિલિયમ બેન્ટિંકના અમલ દરમિયાન ૧૮૩૩માં ફરી નવો ચાર્ટર ઍક્ટ પસાર કરવાનો સમય આવ્યો.

આ કાળ ઇંગ્લાંડના વધતા જતા રાષ્ટ્રીય જીવનનો કાળ હતો. કારણ-કે ભારતીય સામ્રાજ્ય, ભારતની લૂંટ અને ભારતીય ઉદ્યોગધંધાઓના વિનાશને પ્રતાપે ઈંગ્લાંડના ઉદ્યોગધંધા તથા વેપારની છેલ્લાં વીશ વર્સ દર-મિયાન અપૂર્વ ઉન્નતિ થઈ હતી. ઈંગ્લાંડમાં ધનની રેલમછેલ થઈ રહી હતી. મોટાં મોટાં શહેરની વસતી વધતી જતી હતી. ધનની વૃદ્ધિની સાથે જ લોકોની મહત્ત્વાકાંક્ષાઓ પણ વધતી જતી હતી. અર્થાત્ ઈ. સ ૧૮૩૨માં ઈંગ્લાંડની પ્રજાના અધિકારો વધારવા માટે પાર્લામેંટને એક નવો 'રિફૉર્મ ઍક્ટ' પસાર કરવો પડ્યો હતો.

### બધા અન્યાયોમાં મોટો અન્યાય

પરંતુ સામાન્ય રીતે એવું જોવામાં આવ્યું છે કે ઈંગ્લાંડમાં જેમ જેમ પ્રજાના અધિકારો તથા તેમની આકાંક્ષાઓ વધતા ગયા તેમ તેમ અને ત્યારે ત્યારે પરાધીન ભારતની બેડીઓ વધારે ને વધારે સખત બનતી ગઈ એમ થાય એ સ્વાભાવિક પણ છે; કારણ કે વિદેશી શાસનમાં શાસક અને શાસિત બન્નેનાં હિતો પરસ્પર વિરોધી હોય છે. ભારતની દરિદ્રતામાં ઈંગ્લાં-ડની સમૃદ્ધિ રહેલી છે અને ભારતની જાગૃતિમાં ઈંગ્લાંડને જોખમ રહેલું છે.

ઈંગ્લાંડની પ્રજાના અધિકારો જેમ જેમ વધતા જશે, તેમ તેમ ભારતવર્ષના રીતસરના શાસકોની સંખ્યા એટલા જ પ્રમાણમાં વધતી જશે અને ભારતની પરાધીનતા તથા દરિદ્રતા પણ એટલા જ પ્રમાણમાં વધતી જશે. લોર્ડ મેકોલેએ એક સ્થળે સાચું કહ્યું છે કેઃ—

"મારી ખાતરી છે કે દરેક પ્રકારના અન્યાયોમાં સૌથી ખરાબ અન્યાય એક જાતિ બીજી જાતિ ઉપર સત્તા ભોગવે એ છે." ૧

અમેરિકાના સુપ્રસિદ્ધ પ્રેસિડેન્ટ અબ્રાહમ લિંકને એક સ્થળે લખ્યું છેઃ—

"કોઈ કોમ એટલી ભલી હોતી નથી કે જે બીજી કોમ ઉપર શાસન કરી શકે." ૨

સારાંશ ઈ. સ. ૧૮૩૨ના રિફૉર્મ ઍક્ટનું પરિણામ ભારત માટે વધારે ખૂરું નીવડ્યું, અને એ જ અહિતકર પરિસ્થિતિમાં પાર્લામેન્ટે ઈ. સ. ૧૮૩૩ નો ચાર્ટર ઍક્ટ પાસ કર્યો.

### વીસ વરસના અંગ્રેજી શાસનનું પરિણામ

કંપનીને મળેલી આ નવી સનદથી ભારત ઉપર અંગ્રેજી શાસનનો આર્થિક બોજો વળી વધારે થયો. ઈ. સ. ૧૮૧૩ની સનદનું ક્ષેત્ર વિશેષ વિસ્તૃત કરવામાં આવ્યું, અને ભારતમાંથી ધન ઢસડવાના પ્રકારોમાં નવો વધારો કરવામાં આવ્યો, ભારત પ્રત્યેની ઈંગ્લાંડની કાળજી જેમાં દર્શાવવામાં આવી હોય એવાં છૂટક છૂટક વાક્યો આ કાયદામાં જોવામાં આવે છે ખરાં, પણ એ વાક્યો તો ભારતવાસીઓની આંખમાં ધૂળ ફેંકવા માટે લખાયેલાં છે. અર્થાત્ એવાં વાક્યો ઉપર સમય ગાળવાની જરૂર જણાતી પણ નથી, તેમ એ કાયદાની જુદી જુદી કલમો ઉપર પણ વિવેચન કરવાની જરૂર નથી. ઈ. સ. ૧૮૧૩ના કાયદા પ્રમાણે જ ઈ.સ ૧૮૩૩નો કાયદો પણ ભારત માટે કેટલો વિનાશક હતો એ બાબત દર્શાવવા માટે અમે ઈંગ્લાંડની 'ઇંડિયા રિફૉર્મ સોસાયટી' તરફથી પ્રસિદ્ધ થયેલ પત્રિકાનાં કેટલાંક અવતરણો જ માત્ર અહીં ઉતારવા માગીએ છીએ. આ સોસાયટી ઈ. સ. ૧૮૫૩માં સ્થપાઈ હતી. ૧૮૩૩મા પસાર કરેલ કાયદા પ્રમાણે વીશ વરસ સુધી જે

૧ "Of all forms of tyranny I believe the worst is that of a nation over a nation."—Lord Macaulay.

૨ ". . . there is no nation good enough to govern another nation "—President Abraham Lincoln.

જોઈએ. કંપનીની જે ભારતીય પ્રજા ન્યાય મેળવવા માટે કર નથી આપી શકતી એ બધી પ્રજા માટે અદાલતોનાં બારણાં બંધ છે; તેમને માટે નથી કાયદો કે નથી ન્યાય. અને જેઓની પાસે ધન છે તેઓ ન્યાયાલયમાં પ્રવેશ કર્યા પછી શું જુએ છે? કેમ્પબેલે સ્વીકાર કર્યો છે કે ન્યાયાધીશો એવા છે કે જેઓ અંગ્રેજ કોમને કલંકરૂપ છે.

* * *

"છઠ્ઠી કસોટી—પોલીસ.

"× × × આ વિષયમાં અમે બંગાળાના ૧૨૫૨ અંગ્રેજ તથા બીજા ઈસાઈ રહેવાસીઓનું જ વર્ણન આપીએ છીએ, કે ત્યાંની પોલીસ ગુનાઓ અટકાવવામાં, અપરાધીઓને પકડવામાં અને જાનમાલનું રક્ષણ કરવામાં નિષ્ફળ ગઈ છે એટલું જ નહિ, પણ આપણી પોતીજ જાતે જ અત્યાચારનું એક સાધન છે, અને લોકોના નૈતિક પતનનું એક પ્રબળ કારણ છે. × × × આ રીતે કાયદો, ઇનસાફ અને ગુનાઓને કસોટીએ કસતાં જણાય છે કે ઈ. સ. ૧૮૩૩ના કાયદાથી નથી ભારતવાસીઓની ઉન્નતિ થઈ કે નથી તેમના સુખમાં વધારો થયો.

"સાતમી કસોટી—કેળવણી.

"× × × હવે અમે ૧૮૩૩ની પદ્ધતિને કેળવણીની કસોટીએ કસીએ છીએ. × × × જ્યારે ભારતવાસીઓ સ્વાધીન હતા ત્યારે દરેક ગામમાં એક એક પાઠશાળા હતી. પણ આપણે તેમની ગ્રામ-પંચાયતોનો નાશ કરતાની સાથે જ ત્યાંની આ પાઠશાળાઓને પણ બંધ કરી, અને તેને સ્થાને કોઈ નવું કેળવણીનું સાધન ઊભું કર્યું નહિ. × × × બે કરોડ વીશ લાખની વસતીમાંથી સરકાર દર વર્ષે ૧૬૦ વિદ્યાર્થીઓને કેળવણી આપે છે! જ્યારે કંપનીના ડાયરેક્ટરોએ ભારતના કરની આવકમાંથી પાછલા વીશ વરસ દરમિયાન ૫૩,૦૦૦ પાઉંડ કેવળ ખાણાં પાછળ જ ખરચ્યા છે. × × × [પ્રાચીન ભારતીય કેળવણીના નાશની હકીકત હવે પછીના પ્રકરણમાં આવશે.]

"આઠમી કસોટી—સરકારી નોકરીઓ.

"× × × વધારે પગારવાળી, વધારે જવાબદારીવાળી તથા વધારે કદરવાળી જગાઓએથી ભારતવાસીઓને ધીરે ધીરે ખસેડીને ત્યાં અંગ્રેજોને ગોઠવવામાં આવ્યા છે. આથી વહીવટનો ખરચ બેહદ વધી ગયો છે. એટલે સુધી કે હવે તો એ જ આપણી કાયમી નીતિ બની

ગઈ છે. ઈ. સ. ૧૮૩૩ના કાયદાનું પણ એ જ પરિણામ આવ્યું કે × × × જે નોકરીઓ પહેલાં ભારતવાસીઓને મળતી તે હવે યુરોપિયનોને આપવામાં આવી.

" × × × ભારતવાસીઓ ભલે ગમે તેટલા શિક્ષિત, યોગ્ય અને ઉપયોગી હોય, તો પણ તેમને બધી વધારે પગારવાળી નોકરીએથી ખસેડીને દૂર કરવામાં આવે છે. × × × પંદર કરોડની વસતીમાંથી માત્ર ત્રણ કે ચાર હજાર માણસોને નાની નાની નોકરીઓ મળે છે, જેના વાર્ષિક પગારનું પ્રમાણ લગભગ ત્રીશ પાઉન્ડ જેટલું થાય છે. પણ શાસનના કાર્યમાં, વિશ્વાસ અને જવાબદારીભર્યા કામોમાં ભારતવાસીઓનો સાથ લેવામાં આવતો નથી. [ત્યાર પછી એમ દર્શાવવામાં આવ્યું છે કે જે વ્યવહાર અંગ્રેજો અહીં હિંદુસ્તાનીઓ સાથે ચલાવતા હતા. તે કરતાં તો આફ્રિકાના હબસીઓ સાથે તેઓ વધારે સારો વ્યવહાર રાખતા હતા.]

* * *

"પણ, જ્યારે આપણે તો હજી જંગલોમાં ભટકતા હતા ત્યારે સુસભ્ય જીવનના દરેક ક્ષેત્રમાં જે ભારતીય જાતિ વધારે કુશળ હતી તે આફ્રિકાની જાતિ કરતા પણ આજે વધારે હતભાગી છે; અને જેમના પૂર્વજોએ જે જાતિને જગતભરમાં પ્રસિદ્ધ કરી હતી એવી એ સમસ્ત જાતિને અસહાય અને નાલાયક ઠરાવીને સદાને માટે તેમના જ દેશમાં હલકી બનાવી દેવામા આવી છે.

"નવમી કસોટી-સાર્વજનિક સંતોષ."

"શું ભારતવાસીઓ ઈ. સ ૧૮૩૩ના કાયદા મુજબ કારભારથી સંતુષ્ટ છે? જો હોય તો નવાઈ છે; પણ તેઓ સંતુષ્ટ નથી આજે તેઓ બળવો નથી કરતા; તેઓ વિરોધ નથી કરતા; તેઓ ભારતીય સરકારની સામે માથુ ઊંચું નથી કરતા; × × × કારણ કે અંગ્રેજ સરકારની શક્તિ તેમના કરતાં ઘણી જબરદસ્ત અને સુસંગઠિત છે." × × ×

"મદ્રાસની પ્રજા ફરિયાદ કરે છે કે તેમના સામાજિક જીવનને ઊંધુંચત્તું કરી દેવામાં આવ્યું છે, જેનાથી તેમને માત્ર હાનિ જ નથી થઈ બલ્કે તેમની પૂરી બરબાદી થઈ છે.

* * *

"ભારતવાસીઓના લૂખાસૂકા ભાતનો એક માત્ર મસાલો મીઠું છે. જેના સિવાય તેઓ જીવી શકતા નથી, તેમ તેમનાં જાનવર પણ જીવી શકતાં નથી. આ મીઠાના વેપારનો પણ કંપનીએ ઇજારો રાખ્યો છે એવી તેઓ ફરિયાદ કરે છે.

"તેઓ ફરિયાદ કરે છે કે કેવળ દુકાનો ઉપર, સડક ઉપરની દુકાનો ઉપર અને દુકાનોની આગળ જે છાપરાં બાંધવામાં આવે છે તેના ઉપર કર લેવામાં આવે છે; એટલું જ નહિ પણ તેમનાં ધંધો કરવાનાં દરેક ઓજાર ઉપર પણ કર લેવામાં આવે છે; એટલે સુધી કે ચાકુઓ ઉપર પણ કર લેવામાં આવે છે! તેમણે પાર્લામેંટને લખી જણાવ્યું છે કે ચાકુઓ ઉપર તેમને જે કર ભરવો પડે છે તે કયારેક કયારેક તો ચાકુની કિંમત કરતાં છગણો વધારે હોય છે.

"તેઓ ફરિયાદ કરે છે કે શરાબ ઉપર કર વસૂલ કરવાના હેતુથી સરકાર લોકોને શરાબ પીવાની આદત તરફ જબરદસ્તીથી ઘસડી જાય છે જ્યારે આ લોકોના-હિંદુ તથા મુસલમાન બંને કોમોના ધર્મમાં શરાબ પીવાનો કડક પ્રતિબંધ છે.

* * *

"આથી સુશાસનની કસોટી જો સંતોષ હોય તો એ દૃષ્ટિથી ૧૮૩૩નો કાયદો પૂરેપૂરો નિષ્ફળ ગયો છે.

"દસમી કસોટી—અંગ્રેજો દ્વારા દેશનું સંરક્ષણ.

× × × હિંદુસ્તાનના અંદાજપત્રકમાં દરવરસે ખાધ આવે છે છતાં પણ કંપનીના શેરહોલ્ડરોમાં કાયમ ૧૦½ ટકાનો નફો વહેંચવામાં આવે છે. × × ×"[૩]

ઈ. સ. ૧૮૩૩ની સનદ મળ્યા પછી ભારતના વિદેશી શાસકો ભારતની રહીસહી રિયાસતોને બ્રિટિશ મુલકમાં ભેળવી લેવાના કાર્યમાં વધારે જોસથી પ્રયત્નો કરવા લાગ્યા.

**નવો લૉ-મેમ્બર લોર્ડ મેકોલે**

ઈ. સ. ૧૮૩૩ના કાયદા અનુસાર ગવર્નર જનરલની કાઉન્સીલમાં એક નવા સભ્યને વધારવામાં આવ્યો. આ સભ્ય 'લૉ-મેમ્બર' કહેવાતો હતો.

૩ *The Government of India since 1834*, by the India Reform Society of England, 1853.

આ સભ્યનું કામ બ્રિટિશ ભારતની પ્રજા માટે કાયદો ઘડવાનું બતાવવામાં આવ્યું. પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન લોર્ડ મેકોલેને પહેલા 'લૉ-મેમ્બર' તરીકે નીમીને ભારત મોકલવામાં આવ્યો. હિંદુસ્તાનનો ફોજદારી કાયદો એટલે કે ઇંડિયન પીનલ કોડની રચના અને હિંદુસ્તાનમાં, અંગ્રેજી કેળવણીનો પ્રચાર આ બે બાબતોનું શ્રેય લોર્ડ મેકોલેને આપવામાં આવે છે.

મેકોલે વિદ્વાન પરંતુ નિર્ધન અંગ્રેજ હતો. તે સમયના બીજા અંગ્રેજોની માફક જ ધન કમાવા માટે તે પણ ભારતમાં આવ્યો હતો. તેણે પોતે પોતાના એક મિત્રને લખ્યું છે કે ઇંગ્લાંડમાં પોતાની લેખિનીથી તે મહા મુશ્કેલીથી વાર્ષિક સો પાઉંડ કમાતો હતો. ઈ. સ. ૧૮૩૪માં તે ભારતના ગવર્નર જનરલની કાઉન્સિલનો લૉ-મેમ્બર નિમાયો. ઈ. સ. ૧૮૩૩ના ઑગસ્ટની ૧૭મીએ તેણે પોતાની બહેન ઉપર આ નવી નિમણુક સંબંધે કાગળ લખ્યો. તેમાં તેણે જણાવ્યું કે આ લૉ-મેમ્બરનું પદ—

"અત્યંત માન અને આવકનું પદ છે. વાર્ષિક દસ હજાર પાઉંડ પગાર છે. જે લોકો કલકત્તાથી સારી રીતે વાકેફ છે, અને ઊંચામાં ઊંચા અધિકાર ભોગવી ચૂક્યા છે, તેઓ મને ખાતરી આપે છે કે ત્યાં હું વાર્ષિક પાંચ હજાર પાઉંડમાં તો બહુ સારી રીતે ને પ્રતિષ્ઠાપૂર્વક રહી શકીશ અને મારો બાકીનો પગાર વ્યાજ સહિત બચાવી શકીશ. આથી મને આશા છે કે માત્ર ૩૯ વરસની ઉમરે જ જ્યારે મારી જીવનશક્તિ સર્વોચ્ચ શિખરે હશે ત્યારે હું ત્રીશ હજાર પાઉંડની રકમ લઈને ઈંગ્લાંડ પાછો આવી શકીશ. આથી વધારે ધનની તો મેં કદી પણ આશા બાંધી જ નહોતી."

આ વાર્ષિક દસ હજાર પાઉંડના પગાર ઉપરાંત મેકોલેને લૉ-કમિશ્નર તરીકે તિજોરીમાંથી વાર્ષિક પાંચ હજાર પાઉંડ મળતા હતા. ઇતિહાસલેખક વિલ્સન તથા બીજા અનેક અંગ્રેજ ઇતિહાસલેખકોએ સ્પષ્ટ લખ્યું છે કે આ અધિકારમાં એવું કોઈ ખાસ કામ કરવાનું નહોતું, કે જેને માટે આવડો મોટો પગાર આપવામાં આવે.

**ભારતના ધાર્મિક તથા સામાજિક જીવનનો નાશ**

લોર્ડ મેકોલેનું કામ ભારતવાસીઓ માટે કાયદો ઘડવાનું હતું; પણ તે ન તો ભારતવર્ષની કોઈ ભાષા જાણતો હતો, કે ન તો તે ભારતવાસીઓના ઇતિહાસ, રીતરિવાજ વગેરેથી પરિચિત હતો. ભારતવાસીઓ પ્રત્યે, ભારતની ધાર્મિક તથા સામાજિક સંસ્થાઓ પ્રત્યે તથા દરેક ભારતીય

ચીજ પ્રત્યે તેને સંપૂર્ણ ઘૃણા હતી.

મેકોલે ભારતવાસીઓને અંગ્રેજી કેળવણી આપવાનો અને અંગ્રેજી ભાષા મારફત બાકીની બીજી કેળવણી આપવાનો પક્ષપાતી હતો; પરંતુ આમ કરવામાં તેનો ઉદ્દેશ ભારતવાસીઓ ઉપર ઉપકાર કરવાનો નહોતો. તેનો સ્પષ્ટ હેતુ તો ભારતવાસીઓના દિલમાંથી રાષ્ટ્રીયત્વનો સંપૂર્ણ નાશ કરીને અંગ્રેજી અમલને ચિરસ્થાયી કરવાનો હતો ઈ. સ. ૧૮૩૬માં પોતાના પિતા ઉપર પત્ર લખતા તેણે લખ્યું, કે: "મને સંપૂર્ણ વિશ્વાસ છે કે જો આપણી કેળવણીની યોજના પ્રમાણે કાર્ય થશે તો આજથી ત્રીશ વરસે બંગાળાના પ્રતિષ્ઠિત લોકોમાં એક પણ મૂર્તિપૂજક બાકી નહિ રહે" આ સંબંધમાં 'ધી ઇન્ડિયન ડેઈલી ન્યૂસ'નો અંગ્રેજ સંપાદક લખે છે:—

> "× × × લોર્ડ મેકોલેની જીત ખરી રીતે ભારતવાસીઓના ધાર્મિક અને સામાજિક જીવનનો વિનાશ કરવાના સ્પષ્ટ સંકલ્પની જીત હતી "[૪]

ઉપરાંત આ વખતે પોતાના વિશાળ સામ્રાજ્ય માટે અનેક વફાદાર તથા કુશળ હિંદી નોકરોની પણ ભારતીય સરકારને જરૂર હતી.

### ભારતીય પીનલ કોડ-દંડવિધાન

લોર્ડ મેકોલેએ તૈયાર કરેલા દંડવિધાનની હકીકત અગાઉ આવી ગઈ છે હિંદુસ્તાનનું અંગ્રેજોનું શાસન અને આયર્લેંડનું અંગ્રેજોનું શાસન બંનેમાં ઘણી સમાનતા છે. આવી જ જાતના આયર્લેંડ માટે બનાવેલા દંડવિધાનના કાયદાના સંબંધમાં બર્કે લખ્યું છે,—[૫]

> "આયરિશ પીનલ કોડ એક સુસંપાદિત અને સરસ યોગ્યતા-પૂર્વક લખાયેલ ગ્રંથ છે આ એક ચતુર અને આંટીઘૂંટીવાળું યંત્ર છે અને કોઈ કુશાગ્ર બુદ્ધિવાળા સદાચાર-હિન માણસે અન્ય પ્રજા ઉપર અત્યાચાર કરવા માટે, તેને દરિદ્ર બનાવવા માટે, તેને આચારભ્રષ્ટ

---

૪ ' Lord Macaulay's triumph . . was really the triumph of a deliberate intention to undermine the religious and social life of India"—*The Indian Daily News*, 29th March, 1909

૫ " Well digested and well disposed in all its parts, a machine of wise and elaborate contrivance and as well fitted for the oppression, impoverishment and degradation of a people

બનાવવા માટે તથા તેની અંદરથી માનવતાનો નાશ કરવા સુધીને માટે આનાથી વધારે ઉપયોગી યંત્ર કોઈ પણ જમાનામાં રચ્યું નહિ હોય."

મેકોલેએ રચેલા ભારતીય દંડવિધાનને માટે પણ આ જ શબ્દો વાપરી શકાય એમ છે. આ કાયદાનો હેતુ જ ભારતવાસીઓને નિર્ધન બનાવવાનો, તેમને ચારિત્ર્યભ્રષ્ટ કરવાનો, તેમનામાં બેશરમાની અને કોરટે ચડવાની આદત પાડવાનો અને તેમને સર્વથા બરબાદ કરવાનો હતો. માર્કિવસ ઑફ હેસ્ટિંગ્સે ઈ સ. ૧૮૧૯માં ડાયરેક્ટરો ઉપર એક કાગળ લખ્યો હતો, તેમાં ઈ. સ. ૧૭૮૦થી માંડીને એ સમય સુધી નવી અંગ્રેજી અદાલતોએ બંગાળાની જાગીરોને કેવી રીતે બરબાદ કરી, દેશના સુખી અને સમૃદ્ધ કિસાનોને નિર્ધનતાની છેલ્લી સ્થિતિએ કેવી રીતે પહોંચાડી દીધા, તેમના સદાચારનો કેવી રીતે સર્વનાશ કર્યો, જૂની સંસ્થાઓને કેવી રીતે તોડી નાખી, અને ભારતવાસીઓની પરવશતામાં કેવી રીતે વધારો કર્યો એ હકીકત વિસ્તારથી લખી છે. લોર્ડ મેકોલેના દંડવિધાને આ સ્થિતિમાં સુધારો કરવાને બદલે એને એથી પણ વિશેષ બૂરી કરી મૂકી. આ કાયદાના અનેક દોષો બતાવવા અહીં અપ્રસ્તુત છે. આ બાબતમાં અનેક વિદ્વાન અંગ્રેજોનાં પ્રમાણો આપી શકાય એવું છે. ગુનેગારોને છટકવાનો માર્ગ દેખાડવો અને નિર્દોષોને ફસાવવા, સરકારના હાથ મજબૂત કરવા અને પ્રજાને અસહાય બનાવવી, એ આ અનોખા કાયદાનાં મુખ્ય લક્ષણો છે. ભારતમાં જેટલી સખત સજાઓ રાખવામાં આવી છે તેવી સખત સજાઓ દુનિયાના કોઈ સુધરેલા દેશમાં જોવામાં આવતી નથી. વાસ્તવિક રીતે લૉર્ડ મેકોલે ભારતવાસીઓને ઈંગ્લાંડની સંપત્તિ સમજતો હતો. તેણે એક સ્થળે લખ્યું છે:—

> "આપણે સમજીએ છીએ કે ભારતવર્ષને સ્વાતંત્ર્ય આપી શકાય નહિ. પણ એનાથી ઊતરતી ચીજ એટલે કે એક મજબૂત અને નિષ્પક્ષ સ્વેચ્છાશાસન તેને આપી શકાય છે"[૬]

and the debasement in them of human nature itself, as ever proceeded from the perverted ingenuity of man."—Burke, on the Irish Penal Code.

૬ "We know that India can not have a free government. But she may have the next best thing–a firm and impartial despotism."—Lord Macaulay.

નના લૉ-મેમ્બરનું કામ હતું ભારતવાસીઓને કાયદાની સોનેરી બેડીઓમાં જકડી લેવાનું, અને લૉર્ડ મેકૉલેએ એ કાર્ય સફળતાપૂર્વક પૂરું કર્યું.

લગભગ વીસ વરસ સુધી જેટલા અંગ્રેજો ભારતની ગવર્નર જનરલની કાઉન્સિલના લૉ મેમ્બર થયા તે બધાના મળીને કુલ ૩૫,૬૮,૮૦૫ રૂપિયા ભારતના નિર્ધન કિસાનોની કમાણીમાંથી આપવામાં આવ્યા, અને આ પૈસાના બદલામાં આ લૉ-મેમ્બરોએ કામ કર્યું—ભારતવાસીઓમાં અક્ષરશઃ નૈતિક પ્લેગ ફેલાવવાનું અને તેમના ખ્વાસલા ચારિત્ર્યનો નાશ કરવાનું

# પ્રકરણ છત્રીશમું

## ભારતીય કેળવણીનો વિનાશ

**અંગ્રેજો આવ્યા પહેલાં**

અંગ્રેજો આવ્યા એ પહેલાં કેળવણી અને વિદ્યાભ્યાસની બાબતમાં ભારત દુનિયાના દેશોના આગળ પડતા દેશોમાંનો એક ગણાતો હતો. આજથી માત્ર સવાસો વરસ પહેલાં જ જેટલો કેળવણીનો પ્રચાર ભારતમાં હતો તેટલો પ્રચાર યુરોપના કોઈ પણ દેશમાં નહોતો, તેમ જ લખીવાંચી જાણનારાઓનું જે પ્રમાણ ભારતવર્ષમાં હતું તેટલું પ્રમાણ પણ યુરોપના કોઈ દેશમાં નહોતું. એ દિવસોમાં સામાન્ય જનસમાજને કેળવણી આપવા માટે ચાર પ્રકારની સંસ્થાઓ અસ્તિત્વમાં હતી. એક, અસંખ્ય બ્રાહ્મણ. આચાર્યો પોતપોતાને ઘેર શિષ્યોને ભણાવતા હતા. બીજો પ્રકાર, અનેક મોટાં મોટાં શહેરોમાં ઉચ્ચ સંસ્કૃત સાહિત્યના અભ્યાસ માટે 'ટોલ' અથવા વિદ્યાપીઠો સ્થપાયેલી હતી. ત્રીજો પ્રકાર, ફારસી અને ઉર્દૂની કેળવણી માટે ઠેરઠેર મક્તબ અને મદરેસાઓ હતી, જ્યાં લાખો હિંદુ અને મુસલમાન બાળકો શિક્ષણ લેતાં હતા. ચોથો પ્રકાર, આ બધા ઉપરાંત નાનામાં નાના ગામમાં પણ બધા બાળકોના શિક્ષણ માટે ઓછામાં ઓછી એક પાઠશાળા હતી. દરેક ગામની ગ્રામપંચાયતનું પોતાના બાળકોને શિક્ષણ આપવાનું અગ યનું કાર્ય હતું, અને અંગ્રેજોએ આવીને આ બધી ગ્રામપંચાયતોનો નાશ કર્યો ત્યાં સુધી આ કાર્ય ગ્રામપંચાયતો સારી રીતે બજાવતી હતી.

ઈંગ્લાંડની પાર્લામેંટના કેર હાર્ડી નામના એક સભ્યે 'ઈંડિયા' નામના પોતાના પુસ્તકમાં લખ્યું છે:—[1]

" સરકારી ઉલ્લેખોને આધારે, તથા બંગાળામાં અંગ્રેજોનું રાજ્ય સ્થપાયું તે પહેલાં ત્યાંની કેળવણીના સંબંધમાં મિશનરી લોકોએ

1 "Max Muller, on the strength of official documents and a

લખેલ અહેવાલના આધારે મેકસમૂલરે લખ્યું છે કે તે સમયે બંગાળામાં ૮૦,૦૦૦ પાઠશાળાઓ હતી, એટલે કે આખા પ્રાંતની વસ્તીના દર ચારસો માણસે એક પાઠશાળા હતી. ઇતિહાસલેખક લડલો 'બ્રિટિશ ભારતના ઇતિહાસ'માં લખે છે, કે: 'જે ગામમાં જૂનું સંગઠન હજુ સુધી ટકી રહ્યું છે એવા દરેક હિંદુ ગામમાં મને ખાતરી છે કે સામાન્ય રીતે દરેક બાળક લખવાનું, વાંચવાનું અને હિસાબ કરવાનું જાણે છે; પણ બંગાળાની માફક જ્યાં જ્યાં આપણે ગ્રામપંચાયતોનો નાશ કર્યો છે, ત્યાં ત્યાં ગ્રામપંચાયતની સાથોસાથ તે તે ગામની પાઠશાળાનો પણ લોપ થયો છે."

પ્રાચીન ભારતીય ઇતિહાસના યુરોપિયન વિદ્વાન લેખકોમાં મેકસમૂલરને પ્રામાણિક માનવામાં આવે છે, અને લડલો પણ એક પ્રસિદ્ધ ઇતિહાસલેખક હતો. જે હકીકત જર્મન મેકસમૂલરે બંગાળાને માટે લખી છે તેનું જ સમર્થન લડલોએ સમસ્ત ભારત માટે કર્યું છે.

### પ્રાચીન ભારતમાં શિક્ષણનો પ્રચાર

પ્રાચીન ભારતના ગ્રામવાસીઓના શિક્ષણના સંબંધમાં ઈ. સ. ૧૮૨૩ ના કંપનીના એક સરકારી અહેવાલમાં લખ્યું છેઃ—

" શિક્ષણની દૃષ્ટિએ બ્રિટિશ ભારતના અનેક ગામોના કિસાનોની અવસ્થા જેટલી ઊંચી છે તેટલી દુનિયામાં કોઈ ઠેકાણે નથી. ".૨.

missionary report concerning education in Bengal prior to the British occupation, asserts that there were then 80,000 native schools in Bengal, or one for Every 400 of the population. Ludlow, in his 'History of British India,' says that 'In every Hindoo village which has retained its old from I am assured that the children generally are able to read, write, and cipher, but where we have swept away the village system as in Bengal there the village school has also disappeared.'—Keir Hardie in his work on India, P 5.

૨ ". . . the peasantry of few other countries would bear a comparison as to their state of education with those of many parts of British India."—Report of the Select Committee on the Affairs of the East India Company, vol. i, p. 409, published 1832.

ભારતીય શિક્ષણપદ્ધતિ

આ સ્થિતિ તો તે સમયના શિક્ષણના વિસ્તારની હતી. હવે શિક્ષણ આપવાની પદ્ધતિ જોઈએ. ઇતિહાસ વાંચતાં માલૂમ પડે છે કે ઓગણીશમી સદીની શરૂઆતમાં ડૉક્ટર ઍન્ડ્રુબેલ નામના એક પ્રસિદ્ધ અંગ્રેજ શિક્ષણ-પ્રેમીએ અહીંથી ઈંગ્લાંડ જઈને ત્યાં પોતાના દેશનાં બાળકોને ભારતીય પદ્ધતિ અનુસાર શિક્ષણ આપવાનું શરૂ કર્યું. ઈ. સ. ૧૮૧૪ના જૂનની ૩જી એ કંપનીના ડાયરેક્ટરોએ બંગાળાના ગવર્નર જનરલ ઉપર એક કાગળ લખ્યો. આ કાગળમાં લખ્યું છે:—

"શિક્ષણની જે પદ્ધતિ અત્યંત પ્રાચીન સમયથી ભારતમાં ત્યાંના આચાર્યો દ્વારા હજી જારી છે, તેની વધારેમાં વધારે કિંમત તો એ છે કે મદ્રાસમાં પાદરી તરીકે રહેલ રેવરન્ડ બેલે એ જ પદ્ધતિ આ દેશમાં (ઈંગ્લાડમાં) પણ શરૂ કરી છે; હવે આપણી રાષ્ટ્રીય સંસ્થાઓમાં આ પદ્ધતિ પ્રમાણે જ શિક્ષણ આપવામાં આવે છે; કારણ કે આ પદ્ધતિ દ્વારા ભાષાનું શિક્ષણ અત્યંત સરળ અને સુગમ થઈ જાય છે એવી અમારી ખાતરી છે.

"કહેવાય છે કે સલ્તનતોની ઊથલપાથલો પણ હિંદુઓની આ અત્યંત પ્રાચીન અને લાભદાયક સંસ્થાને નુકસાન નહોતી કરી શકી. × × ×"[૩]

વર્તમાન પાશ્ચાત્ય શિક્ષણપદ્ધતિમાં જેને 'મ્યુન્યુઅલ ટ્યૂશન' તરીકે

---

૩ "The mode of instruction that from time immemorial has been practised under these masters has received the highest tribute of praise by its adoption in this country, under the direction of the Reverend Dr. Bell, formerly chaplain in Madras; and it is now become the mode by which education is conducted in our national establishments, from a conviction of the facility it affords in the acquisition of language by simplifying the process of instruction

"This venerable and benevolent institution of the Hindoos is represented to have withstood the shock of revolutions . . ."—Letter from the Court of Directors to the Governor-General in Council of Bengal, dated 3rd June, 1814.

ઓળખવામાં આવે છે તે પશ્ચિમના દેશોએ ભારત પાસેથી મેળવી હતી.

**કંપનીના અમલમાં ભારતીય શિક્ષણનો નાશ**

ભારતના જે જે પ્રાંતોમા કંપનીનો અમલ જામતો ગયો તે તે પ્રાંતમાં હજારો વરસની આ જૂની શિક્ષણપ્રથા કાયમને માટે નાશ પામવા લાગી. કંપનીના અમલ પહેલાની ભારતની શિક્ષણ વિષયક વ્યવસ્થા અને કંપનીનાં પગલાં પડતાંની સાથે જ એક છેડાથી બીજા છેડા સુધી શિક્ષણનો યથેચ્છ નાશ, બનેનું કંઈક અનુમાન બેલારી જિલ્લાના અંગ્રેજ કલેક્ટર એ. ડી કેમ્પબેલના ઈ. સ ૧૮૨૩ના એક અહેવાલ ઉપરથી થઈ શકે છે. તે લખે છેઃ-[૪]

" જે વ્યવસ્થા અનુસાર ભારતની પાઠશાળાઓમા બાળકોને લખતાં શીખવાય છે, અને જે રીતે ઊંચી શ્રેણીના વિદ્યાર્થીઓ ઊતરતી શ્રેણીના વિદ્યાર્થીઓને ભણાવે છે અને સાથે સાથે પોતાનું જ્ઞાન પાકું કરે છે, એ સમસ્ત પદ્ધતિ ખરેખર પ્રશસનીય છે, અને ઈંગ્લાંડમા તેનું જે અનુકરણ કરવામાં આવ્યુ છે તે સર્વથા યોગ્ય છે "

આગળ ચાલતા કંપનીના અમલ દરમિયાન ભારતીય શિક્ષણની અવનતિ તથા તેના કારણોનું વર્ણન કરતા કેમ્પબેલ લખે છે —

" આ સમયે એવા અસખ્ય મનુષ્યો છે જેઓ પોતાના બાળકોને શિક્ષણનો લાભ આપી શકતા નથી, × × × અને કહેતાં મને દુખ થાય છે કે આમ થવાનું કારણ દેશ ધીરે ધીરે નિર્ધન થતો જાય છે એ છે ત્યારથી હિંદુસ્તાનમા બનેલા સુતરાઉ કાપડને બદલે ઈંગ્લાંડમા બનેલા કાપડનો આ દેશમા પ્રચાર કરવામાં આવ્યો છે,

૪ " The economy with which children are taught to write in the native schools and the system by which the more advanced scholars are caused to teach the less advanced, and at the same time to confirm their own knowledge, is certainly admirable, and well deserved the imitation it has received in England

". . there are multitudes who can not even avail themselves of the advantages of the system. . . .

" I am sorry to state, that this is ascribable to the gradual but general impoverishment of the country. The means of the manufacturing classes have been of late years greatly diminished by the introduction of our own English manufactures in lieu

ત્યારથી આ દેશના કારીગરોના જીવનનિર્વાહનાં સાધનો ઘણાં ઘટી ગયાં છે આપણે ઘણી પલટનોને તેમના પોતાના મુલકમાથી હલવીને જે રાજાઓ સાથે આપણે સધિઓ કરી છે એ દેશી રાજાઓના દૂર દૂર આવેલા મુલકોમા મોકલી દીધી છે, તેનાથી હાલ અનાજની માગણી ઉપર ઘણી અસર થઈ છે. દેશનું ધન જૂના વખતના દેશી દરબારો અને દેશી નોકરોના હાથમાથી યુરોપિયનોના હાથમા જઈ પડ્યું છે દેશી દરબાર અને તેના નોકરો ભારતમા જ આ ધન છૂટથી વાપરતા હતા, એનાથી ઊલટુ નવા યુરોપિયન નોકરોને આપણે આજ્ઞા આપી છે કે થોડા કાળ માટે પણ તેમણે આ ધન ભારતમા ખરચવુ નહિ આ યુરોપિયન નોકરો પ્રતિદિન ધન ઢસડી ઢસડીને બહાર લઈ જાય છે, એનાથી પણ આ દેશ નિર્ધન બનવા લાગ્યો છે. સરકારી મહેસૂલ અતિ સખતાઈથી વસૂલ કરવામા આવે છે, તેમા જરા પણ રાહત આપવામા આવતી નથી કે જેથી પ્રજાના આ કષ્ટમા કંઈક ઘટાડો થાય મધ્યમ વર્ગના અને નીચલા વર્ગના લોકોમા એટલી શક્તિ રહી નથી કે તેઓ પોતાના બાળકોના શિક્ષણનો ખર્ચ ભોગવી શકે એથી ઊલટુ બાળકો થોડીનકી પણ મજૂરી કરી શકે એવાં થાય કે તરત જ માબાપો પોતાના જીવનની જરૂરિયાતોને પૂરી પાડવા ખાતર આ બાળકોને તેમની કુમળી વયમા જ મજૂરીએ લગાડે છે"

---

of the Indian cotton fabrics The removal of many of our troops from our own territories to the distant frontiers of our newly subsidized allies has also, of late years affected the demand for grain, the transfer of the capital of the country from the native government and their officers, who liberally expended it in India, to Europeans, restricted by law from employing it even temporarily in India, and daily draining it from the land, has likewise tended to this effect, which has not been alleviated by a less rigid enforcement of the revenue due to the state The greater part of the middling and lower classes of the people are now unable to defray the expenses incident upon the education of their offspring, while their necessities require the assistance of their children as soon as their tender limbs are capable of the smallest labour.

ઉદ્યોગનો નાશ અને શિક્ષણનો હ્રાસ

એટલે કે ઓગણીસમી સદીની શરૂઆતમાં ભારતની પ્રાચીન સાર્વજનિક શિક્ષણપદ્ધતિના નાશનું મુખ્ય કારણ એ હતું કે પ્રાચીન ભારતીય ઉદ્યોગધંધાના વિનાશને લીધે, તથા કંપનીની લૂંટ અને અત્યાચારોને લીધે આ દેશ ઝપાટાબંધ નિર્ધન બનવા લાગ્યો, અને તેથી દેશનાં જે કરોડો નાના બાળકો પ્રથમ પાઠશાળાઓમાં જઈને શિક્ષણ મેળવી શકતાં હતાં તેઓને હવે પોતાનાં માબાપનું પેટ ભરવા માટે મજૂરીમાં મદદ આપવી પડતી હતી.

વળી પહેલાંની શિક્ષણની અવસ્થા તથા પોતાના સમયની શિક્ષણની અવસ્થાની તુલના કરતાં કેમ્પબેલ લખે છે:—

"આ જિલ્લાની લગભગ દસ લાખની વસતીમાંથી આ સમયે માત્ર સાત હજાર બાળકો પણ શિક્ષણ મેળવી શકતાં નથી. તેના ઉપરથી સિદ્ધ થાય છે કે નિર્ધનતાને લીધે શિક્ષણમાં કેટલી અવનતિ થઈ છે. ઘણા ગામોમાં જ્યાં પહેલા પાઠશાળાઓ હતી ત્યાં હવે કોઈ પાઠશાળા નથી, અને બીજાં અનેક ગામોમાં જ્યાં પહેલા મોટી પાઠશાળાઓ હતી ત્યાં હવે માત્ર થોડાક ધનવાન લોકોનાં બાળકો જ શિક્ષણ લે છે; બીજા લોકોનાં બાળકો ગરીબાઈને લીધે પાઠશાળામાં જઈ શકતા નથી.

"આ જિલ્લાની પાઠશાળાઓ જેમાં, ભારતમાં કાયમ બને છે તેમ દેશી ભાષાનું લેખન, વાંચન અને ગણિતનું શિક્ષણ અપાય

"... of nearly a million of souls in this District, not 7,000 are now at school, a proportion which exhibits but too strongly the result above stated. In many villages where formerly there were schools, there are now none and in many others where there were large schools, now only a few children of the most opulent are taught, others being unable from poverty to attend, ...

"Such is the state in this District of the various schools in which reading, writing and arithmatic are taught in the vernacular dilects of the country, as has been always usual in India, .. learning ... has never flourished in any

છે, તેની આ વખતે આ હાલત છે. × × × વિદ્યાનો × × × કોઈ પણ દેશમાં અને કોઈ પણ કાળે રાજ્યની મદદ વગર પ્રચાર થઈ શકતો નથી. અને દેશી રાજ્યો તરફથી પહેલાં દેશના આ ભાગમાં વિદ્વાનને જે ઉત્તેજન મળતું હતું તે હવે અંગ્રેજોનું રાજ્ય સ્થપાયા પછી મળતું બંધ થયું છે.

"આજે હવે આ જિલ્લામાં શિક્ષણસંસ્થાઓ ઘટતાં ઘટતા માત્ર ૫૩૩ બાકી રહી છે; અને મારે કહેતાં શરમાવું પડે છે કે આમાંની એક પણ સંસ્થાને આજે સરકારી મદદ મળતી નથી."

**પાઠશાળાઓના ખર્ચની વ્યવસ્થા**

ત્યાર પછી પ્રાચીન ભારતની આ પાઠશાળાઓના ખર્ચની વ્યવસ્થા સંબંધે વર્ણન કરતાં કેમ્પબેલ લખે છેઃ—

"જૂના જમાનામાં અને તેમા પણ ખાસ કરીને હિંદુઓના અમલ દરમિયાન વિદ્યાપ્રચારને મદદ આપવા માટે રાજ્ય તરફથી મોટી મોટી જમીનો અને રકમો બાંધી આપવામાં આવતી હતી એ બાબતમાં બિલકુલ શંકા નથી. × × ×

" × × × જૂના જમાનામાં રાજ્યની આવકનો મોટો હિસ્સો વિદ્યાપ્રચારને ઉત્તેજન આપવામા ખરચવામાં આવતો હતો, અને તેથી રાજ્યની પ્રતિષ્ઠામાં પણ વધારો થતો હતો. પરંતુ આપણા શાસન-

country except under the encouragement of the ruling pow'er and the countenance and support once given to since in this part of India has long been withheld.

"Of the 533 institutions for education now existing in this District, I am ashamed to say, not one now derives any support from the State, . . .

"There is no doubt, that informer times especially under the Hindoo Governments, very large grants, both in money and in land, were issued for the support of learning. . . .

". . . considerable alienations of revenue, which formerly did honour to the state by upholding and encouraging learning, have deteriorated under our rule into the means of supporting ignorance, whilst science, deserted by the power-

કાળમાં તો એટલે સુધી અવનતિ થઈ છે કે જ્ઞાનને ઉત્તેજન મળવાને બદલે ઊલટું ગજ્યની આ આવક મારફત અજ્ઞાનને ઉત્તેજન આપવામાં આવે છે. પહેલાં રાજ્ય તરફથી વિજ્ઞાનને જે મોટી સહાય મળતી હતી તે બધ થવાથી હવે થોડાક દાનશીલ સદ્ગૃહસ્થોની આકસ્મિક ઉદારતાને આધારે જ વિજ્ઞાન જેમતેમ કરી જીવતુ રહ્યુ છે. વિદ્યાની અવનતિનો આ કરતાં વધારે બૂરો સમય ભારતના ઇતિહાસમાં બતાવવો મુશ્કેલ છે. × × ×"

આ આખી હકીકત મદ્રાસ ઇલાકાની છે. ઈ. સ ૧૮૨૪માં એલ્ફિન્સ્ટને લખેલો સરકારી અહેવાલ જોતાં જણાય છે કે મહારાષ્ટ્ર તથા મુબઈ ઇલાકામા પણ એવી જ સ્થિતિ હતી. પણ એ હકીકત હવે ફરી અહીં આપવાની જરૂર નથી.

### સાહિત્યવિષયક અવનતિ

વૉલ્ટર હેમિલ્ટન નામના એક બીજા વિદ્વાન અગ્રેજે ઈ. સ. ૧૮૨૮માં સરકારી અહેવાલોને આધારે લખ્યું હતું કે —[૫]

'સાહિત્ય અને વિજ્ઞાનની બાબતમાં ભારતવાસીઓની દિનપ્રતિદિન અવનતિ થતી જાય છે. વિદ્વાનોની સંખ્યા ઘટતી જાય છે, અને જેઓ હજી વિદ્યાધ્યયન કરે છે, તેમા પણ અધ્યયનના વિષયો ઘટતા જાય છે, દર્શનવિજ્ઞાન તો લોકોએ શીખવાનું જ છોડી દીધુ છે, અને હવે ધાર્મિક કર્મકાડ કે ફલજ્યોતિષની સાથે જે જે વિષયોનો સબધ છે તે સિવાયના બધા વિષયોનું અધ્યયન લોકો કરતા નથી. સાહિત્યની આ અવનતિ થવાનું કારણ એ જણાય છે કે પૂર્વે રાજ્યમાં રાજા, સરદાર ને ધનાઢ્ય વગેરે જે બધા વર્ગો, વિદ્યાપ્રચારને

---

ful aid she formerly received from Government, has often been reduced to beg her scanty and uncertain meal from the chance benevolence of charitable individuals, and it would be defficult to point out any period in the history of India when she stood more in need . . ."—The Report of A. D Campbell Collector of Bellary, dated 17th August, 1823, from the Report of the Select Committee etc, vol 1, published 1832

૫ Walter Hamilton in 1828, Ibid, vol 1, p 203.

ઉત્તેજન આપતા હતા, તે બધા વર્ગો આજે નાબૂદ થવા લાગ્યા છે; અને તેથી તેમના દ્વારા વિદ્યાને જે ઉત્તેજન મળતું હતું તે પણ હવે બંધ થવા લાગ્યું છે."

મતલબ કેમ્પબેલે જે પરિસ્થિતિ મદ્રાસને માટે વર્ણવી હતી તે જ પરિસ્થિતિ વાસ્તવિક રીતે સમસ્ત ભારતમાં પ્રવર્તતી હતી

**ભારતીય શિક્ષણનાં વિનાશનાં કારણો**

ભારતની પ્રાચીન શિક્ષણપદ્ધતિ તથા શિક્ષણસંસ્થાઓનો નાશ થવાનાં ચાર મુખ્ય કારણો ગણાવી શકાય:—

(૧) ભારતીય ઉદ્યોગધંધાઓનો નાશ તથા કંપનીની લૂંટને પરિણામે દેશની વધતી જતી નિર્ધનતા.

(૨) પ્રાચીન ગ્રામપંચાયતોનો નાશ અને પરિણામે ગ્રામપાઠશાળાઓનો અંત.

(૩) પ્રાચીન હિંદુ તથા મુસલમાન રાજાઓના વખતમાં રાજાઓ તરફથી શિક્ષણ વિષયક સંસ્થાઓને જે આર્થિક મદદ મળતી તથા જમીનો મળતી તે કંપનીએ બંધ કરી.

(૪) નવા અંગ્રેજ શાસકોનો ભારતવાસીના શિક્ષણ પ્રત્યેનો વ્યવસ્થિત વિરોધ.

**અંગ્રેજશાસકોનો વિરોધ**

ઉપર લખેલ ચોથા કારણને જરા વિસ્તારથી સમજાવવાની જરૂર છે. ભારતવાસીઓને શિક્ષણ આપવામાં અંગ્રેજી સત્તાનું હિત સમાયેલું છે કે અહિત એ સંબંધમાં ઈ. સ. ૧૭૫૭થી માંડીને વારંવાર અંગ્રેજશાસકો વચ્ચે ચર્ચાઓ ચાલ્યા કરી છે. શરૂઆતના દિવસોમાં તો બધા જ અંગ્રેજ-શાસકો ભારતવાસીઓને શિક્ષણ આપવાના વિરોધી હતા.

ઈ. સ. ૧૮૫૩ના જૂનની ૧૫મીએ જે. સી. માર્શમેને પાર્લામેન્ટની સિલેક્ટ કમિટી પાસે જુબાની આપતાં કહ્યું:—[૬]

" ભારતમાં અંગ્રેજી રાજ્ય સ્થપાયા પછી ઘણાં વરસો સુધી તેમને કોઈ પણ પ્રકારનું શિક્ષણ આપવા સામે કાયમ પ્રબળ વિરોધ

૬ " For a considerable time after the British Government had been established in India, there was great opposition to any system of instruction for the natives."—J. C. Marshman, in his evidence before the Select Committee of the House of Lords appointed to enquire into the affairs of the East India

કરવામાં આવ્યો છે."

માર્શમેન વર્ણવે છે, કે ઈ.સ. ૧૭૯૨માં જ્યારે ઈસ્ટ ઇંડિયા કંપનીને સનદ આપવાનો વારો આવ્યો, ત્યારે ભારતવાસીઓને થોડું ઘણું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવા સંબંધે એક કલમ આ સનદમાં ઉમેરવાની ભલામણ પાર્લામેંટના એક સભ્ય વિલબરફોર્સે કરી. તે વખતે પાર્લામેંટના અન્ય સભ્યો તથા કંપનીના શેરહોલ્ડરોએ આ ભલામણનો વિરોધ કર્યો, અને તેથી એ ભલામણ પાછી ખેંચી લેવી પડી હતી.

માર્શમેન લખે છેઃ—

"આ વખતે કંપનીના એક ડાયરેક્ટરે કહ્યુંઃ 'આપણે આપણી આ જ મૂર્ખાઈને લીધે અમેરિકા હાથથી ગુમાવી બેઠા છીએ; કારણ કે એ દેશમાં આપણે શાળા–મહાશાળાઓ સ્થપાવા દીધી; હવે ફરીને ભારતમાં આપણે એ જ મૂર્ખાઈ કરવી યોગ્ય નથી." × × × ત્યારથી વીશ વરસ સુધી એટલે કે ૧૮૧૩ સુધી અંગ્રેજશાસકોના મનમાં ભારતવાસીઓને કેળવણી આપવા વિરુદ્ધની આ મનોદશા ચાલુ રહી."[૭]

**વર્ણભેદમાં અંગ્રેજોનો લાભ**

ઓગણીશમી સદીમાં ભારતમાં બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર કરવામાં મહત્ત્વનો ભાગ ભજવનાર અને ખાસ અનુભવી રાજનીતિજ્ઞ સર જૉન માલ્કમે ઈ. સ. ૧૮૧૩માં પાર્લામેંટરી કમિટી સમક્ષ જુબાની આપતાં કહ્યુંઃ—[૮]

"× × × આ વખતે ભારતમાં આપણું સામ્રાજ્ય જેટલું ફેલાયેલું છે તથા એ દેશમાં આપણે જે અસાધારણ ઢબની હકૂમત

Company, 15th June, 1833

૭ "On that occasion, one of the Directors stated that we had just lost America from our folly, in having allowed the establishment of Schools and colleges; and that it would not do for us to repeat the same act of folly in regard to India; ... For twenty years after that period, down to the years 1813, the same feeling of opposition to the education of the natives continued to prevail among the ruling authorities in this country"—J. C. Marshman, 15th June, 1853, Ibid.

૮ "... In the present extended state of our Empire, our security for preserving a power of so extraordinary a nature

જમાવી છે કે તે ટકી રહેવાનું મુખ્ય અને મહત્ત્વનું કારણ એ છે કે એ દેશમા મોટી મોટી જાતિઓ એકબીજાથી અલગ અલગ છે, અને મોટી જાતિઓ પણ અનેક ઉપજાતિઓમાં વહેંચાઈ ગયેલી છે; જ્યાં સુધી આ લોકો આ રીતે એકબીજાથી જુદા જુદા રહેશે ત્યાં સુધી કોઈ પણ બળવો આપણી સત્તાને ઉથલાવી શકશે નહિ. × × × જેમ જેમ આ લોકોમાં એકતા આવતી જશે, અને એને પરિણામે પોતાને શિરેથી અંગ્રેજી સત્તાને ફગાવી દેવા જેટલું સંગઠનબળ તેમનામાં આવતું જશે, તેમ તેમ તેમના ઉપર શાસન ચલાવવું આપણા માટે મુશ્કેલ બનતું જશે. × × × આથી મારો એવો અભિપ્રાય છે કે હિંદી પ્રજામાં આ સમયે જે ભેદભાવ છે—જાતિજાતિ વચ્ચેનો જે વિરોધ છે તે જે કેળવણીથી નાબૂદ થાય, જે વડે તેમનામાં એકતાની ભાવના પેદા થાય તથા યુરોપિયનો પ્રત્યેનો આદર ઘટે, એવી કેળવણી આપવાથી આપણું રાજનૈતિક બળ કદી વધવાનું નથી. × × ×"

સ્પષ્ટ છે કે અંગ્રેજી રાજ્યની સલામતી માટે ભારતવાસીઓને જાતિ જાતિ વચ્ચેના ભેદ તથા મતમતાંતરોના ભેદમાં ફસાવી રાખવા, અંદર અંદર એકબીજાને લડાવ્યા કરવા અને તેમને અશિક્ષિત રાખવા આવશ્યક છે એમ

as that we have established, rests upon the general division of the great communities under the Government, and their subdivision into various castes and tribes; while they continue divided in this manner, no insurrection is likely to shake the stability of our power. . .

*        *        *

" . . . we shall always find it difficult to rule in proportion as it (the Indian community) obtains union and possesses the power of throwing off that subjection in which it is now placed to the British Government.

" . . . I do not think that the communication of any knowledge, which tended gradually to do away the subsisting distinctions among our native subjects or to diminish that respect which they entertain for Europeans, could be said to add to the political strength of the English Government. . ."—Sir John Malcolm, before the Parliamentary Committee of 1813.

સર જોન માલ્કમ માનતો હતો.

**ઈ. સ. ૧૮૧૩ની મંજૂરી**

ઈ. સ. ૧૮૧૩માં જે ચાર્ટર ઍક્ટ પસાર થયો તેમાં એક કલમ એ હતી કે "બ્રિટિશ ભારતની આવકમાંથી જે બચત રહે, તેમાંથી સાહિત્યની ઉન્નતિ તથા પુનરુજ્જીવન અર્થે અને વિદ્વાન ભારતવાસીઓને પ્રોત્સાહન આપવા અર્થે એક લાખ રૂપિયા સુધીની રકમ વાપરવાનો ગવર્નર જનરલને અધિકાર રહેશે." પણ એમ સમજી લેવામાં આપણે ભૂલ ખાશું કે આ વાર્ષિક એક લાખ રૂપિયાની રકમ ભારતવાસીઓના શિક્ષણને માટે મંજૂર કરવામાં આવી હતી. આ મંજૂરીની સાથે જ કંપનીના ડાયરેક્ટરોએ ઈ. સ. ૧૮૧૪ના જૂનની ૩જીએ ગવર્નર જનરલ ઉપર જે કાગળ લખ્યો હતો તેમાં ચોખ્ખું લખ્યું કે આ રકમ "રાજનૈતિક દૃષ્ટિએ ભારતનો તથા આપણો સંબંધ મજબૂત કરવા" માટે, "બનારસ" તથા એકબે બીજાં સ્થળોના "પંડિતોને આપવા" માટે, "વિચારશીલ ભારતવાસીઓ આપણા માટે શું ધારે છે તે જાણી લેવા" માટે, "પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો અંગ્રેજી અનુવાદ કરવા" માટે, "સંસ્કૃત શીખવાની ઇચ્છા ધરાવતા અંગ્રેજોને મદદ આપવા" માટે, 'તે સમયની રહીસહી ભારતીય શિક્ષણસંસ્થાઓની શોધ કરવા માટે," અને આપણા સામ્રાજ્યની સ્થિરતાની દૃષ્ટિએ અંગ્રેજો તથા ભારતીય નેતાઓમાં વધારે ને વધારે સંબંધ બાંધવાના ઉદ્દેશથી મંજૂર કરવામાં આવી છે. આ પત્રમાં એમ પણ લખવામાં આવ્યું છે કે આ રકમની મદદથી "કોઈ સાર્વજનિક કૉલેજ ખોલવી નહિ."[૯]

**સર લાયોનેલ સ્મિથનો ભય**

આ પછી પણ ભારતવાસીઓના શિક્ષણનો વિરોધ અંગ્રેજશાસકો તરફથી ઘણા દિવસો સુધી ચાલુ રહ્યો. ઈ. સ. ૧૮૧૩માં જ્યારે તપાસ થઈ ત્યારે વીશ વરસ પૂર્વે સર જોન માલ્કમે જે વિચારો દર્શાવ્યા હતા તે જ વિચારોની પુનરાવૃત્તિ કરતાં મેજર જનરલ સર લાયોનેલ સ્મિથે કહ્યું:—[૧૦]

"શિક્ષણનું પરિણામ એ આવશે કે જે ધાર્મિક તથા સાંપ્રદાયિક પક્ષપાત દ્વારા આ મુલકને હજી સુધી આપણે વશ રાખ્યો છે

૯ *Affairs of the East India Company*, published 1852, vol. i, pp. 446–447.

૧૦ "The effect of education will be to do away with all the prejudices of sects and religions by which we have hither to

અને હિંદુ તથા મુસલમાનોને એકબીજા સાથે લડાવ્યા કર્યા છે, તે દૂર થશે; શિક્ષણનું પરિણામ એ આવશે કે તેમનાં મગજની મર્યાદા ઘણી વિશાળ થશે, અને તેમને પોતાની મહાન શક્તિનું ભાન થશે."

**રાજ્યના હિતમાં શિક્ષણની આવશ્યકતા**

પરંતુ અઢારમી સદીના અંતથી જ ઉપર જણાવેલા વિચારોમાં ફેરફાર થવા લાગ્યો. કારણ ભારતમાં અંગ્રેજ કારભારીઓને બે મુસીબતો દેખાવા લાગી એક તો શિક્ષિત ભારતવાસીઓની સંખ્યા દિનપ્રતિદિન ઘટતી જવાથી અંગ્રેજોને પોતાની કચેરીઓમાં તથા નવી અદાલતોમાં યોગ્ય હિંદુ તથા મુસલમાન નોકરોની ખામી જણાવા લાગી; કારણ કે આવા નોકરો વગર કચેરીઓ તથા અદાલતોનું કામકાજ ચાલવું અશક્ય હતું; અને બીજું બાકીના ભારતીય લોકો મનમાં શું વિચારી રહ્યા છે એ જાણી લેવાની તેમ જ જેમની મારફત ભારતીય જનતાનાં મત પોતાના તરફ વાળી રાખી શકાય એવા માણસોની પણ તેમને આવશ્યકતા જણાઈ હતી.

ઈ. સ. ૧૮૩૦ની પાર્લમેંટરી કમિટીના અહેવાલોમાં આ બંને મુશ્કેલીઓનું વર્ણન વારંવાર આવ્યા કરે છે. અને તેમાં ચોખ્ખું લખવામાં આવ્યું છે કે આ ઉદ્દેશથી જ પ્રેરાઈને કલકત્તામાં 'મુસલમાનોની મદરેસા' તથા કાશીમા 'હિંદુ સંસ્કૃત કૉલેજ'ની સ્થાપના અઢારમી સદીના અંતમાં જ કરવામાં આવી. આ જ હેતુથી ઈ. સ. ૧૮૨૧માં પૂનાની ડેક્કન કૉલેજ, ૧૮૩૫માં કલકત્તાની મેડિકલ કૉલેજ અને ૧૭૪૭માં રૂડકીની એન્જીનિયરિંગ કૉલેજની પણ સ્થાપના થઈ.

કંપનીના ડાયરેક્ટરોએ ઈ. સ. ૧૮૨૭ના સપ્ટેંબરની ૫મી તારીખે લખેલા પત્રમાં ગવર્નર જનરલને લખ્યું કે આ શિક્ષણ માટેના પૈસા–[૧૧]

"જે વર્ગમાંથી આપણા શાસનકાર્ય માટે સૌથી વિશેષ યોગ્ય એવા દેશી એજંટો મળી રહે, અને જેમનો પોતાના દેશવાસીઓમાં

---

kept the country—the Mussalmans against Hindoos, and so on; the effect of education will be to expand their minds, and show them their power."—Major General Sir Lionel Smith K. C. B, the enquiry of 1831.

૧૧ "... with the superior and middle classes of the natives, from whom all the native agents whom you have occasion to employ, in the functions of Government are most fitly

વિશેષ પ્રભાવ પડતો હોય એવા ઉચ્ચ તથા મધ્યમ વર્ગના ભારતવાસીઓ ઉપર ખર્ચવા."

ઈ. સ. ૧૮૩૩માં દસ લાખની મંજૂરી

આનો અર્થ એ છે કે યોગ્ય ભારતવાસીઓની સહાયતા વગર માત્ર અંગ્રેજોની ગણતરીના બળે જ બ્રિટિશ ભારતીય રાજ્યનો વહીવટ ચલાવી શકે એ અસંભવિત હતું; અને તેથી થોડાઘણા ભારતવાસીઓને કોઈ પણ પ્રકારનું શિક્ષણ આપવું એ ભારતના વિદેશી શાસકો માટે અનિવાર્ય બન્યું આ કાર્ય માટે ઈ. સ. ૧૮૧૩વાળી એક લાખની રકમ વધારીને ઈ. સ. ૧૮૩૩માં દસ લાખની કરવામાં આવી; કારણ કે આ વીશ વરસમાં ભારતનો ઘણો મોટો ભાગ વિદેશી શાસનના રંગે રંગાઈ ચૂક્યો હતો

ઈ. સ. ૧૭૫૭થી ૧૮૫૭ સુધીના કાળમાં તો ભારતવાસીઓના શિક્ષણ સંબંધમાં અંગ્રેજશાસકો પાસે મુખ્ય પ્રશ્ન માત્ર એટલો જ હતો કે સામ્રાજ્યની સ્થિરતાની દૃષ્ટિએ ભારતવાસીઓને શિક્ષણ આપવું હિતકારક છે કે અહિતકારક? અને જો હિતકારક અથવા આવશ્યક હોય તો તેમને કેવા પ્રકારનું શિક્ષણ આપવું?

ઈસાઈ ધર્મનો પ્રચાર

એ કાળે અનેક અંગ્રેજનીતિજ્ઞો ભારતવાસીઓમાં ઈસાઈ ધર્મનો પ્રચાર કરવાના મતના હતા. ઈસાઈ ધર્મગ્રંથોનો ભારતીય ભાષામાં અનુવાદ કરવાની, ઈંગ્લાંડથી આવનારા પાદરીઓને મદદ આપવાની અને મિશન સ્કૂલોને સરકાર તરફથી મદદ આપવાની આવશ્યકતા આ લોકોને જણાતી હતી આ કારણને લીધે પણ ઘણા અંગ્રેજો ભારતવાસીઓને શિક્ષણ આપવાના મતના થવા લાગ્યા હતા ઈ. સ ૧૮૧૩ પછીની ચર્ચાઓમાં આ વિષયનું વારંવાર વર્ણન આવ્યા કરે છે

શિક્ષિત ભારતવાસીઓનો ડર

ઈ સ ૧૮૫૩માં ઈસ્ટ ઇંડિયા કંપનીને જ્યારે છેલ્લી સનદ આપવાનો પ્રસંગ આવ્યો ત્યારે ભારતવાસીઓના શિક્ષણના સંબંધમાં અનેક યોગ્ય અને અનુભવી અંગ્રેજનીતિજ્ઞો તથા વિદ્વાનોની જુબાની એકઠી કરવામાં

---

drawn, and whose influence on the rest of their countrymen is the most extensive' —Letter from the Court of Directors to the Governor General in Council, dated 5th September, 1827, Ibid, p 490.

આવી. આ જુબાનીમાંથી ઉદાહરણ તરીકે બંને પક્ષોમાંથી એકએ ઉતારો આપવો ઉચિત છે.

મેજર રોલૅન્ડસને સત્તર વરસ સુધી મદ્રાસ પ્રાંતના કમાંડર-ઇન-ચીફના ફારસી અનુવાદક તરીકે કામ કર્યું હતું, તથા ત્યાંની શિક્ષણસમિતિનો એ મંત્રી હતો. તેણે પાર્લામેંટરી કમિટી સમક્ષ ઈ. સ. ૧૮૫૩ના ઑગસ્ટની ૪થી તારીખે આ પ્રમાણે જુબાની આપી:—

"પ્રશ્ન—ભારતવાસીઓને શિક્ષણ આપવાને પરિણામે તેઓ અંગ્રેજ સરકારની વિરુદ્ધ થઈ જાય છે, એવો આપે મત દર્શાવ્યો છે. આમ થવાનું કારણ શું છે ? તથા સરકાર સામેની તેમની દુશ્મનાવટ કેવા પ્રકારની હોય છે એ આપ સમજાવી શકો ખરા ?

"ઉત્તર—મારો અનુભવ છે કે ભારતવાસીઓને જેમ જેમ ભારતના ઇતિહાસનો ખરો મર્મ સમજાવા લાગે છે અને સાધારણ યુરોપના ઇતિહાસનું જ્ઞાન મળે છે, તેમ તેમ તેમના મનમા વિચાર પેદા થાય છે કે ભારત જેવો એક મોટો દેશ મૂઠીભર વિદેશીઓને અધીન રહે એ ભારે અન્યાય છે, આથી પોતાના દેશને વિદેશી શાસનથી સ્વતંત્ર બનાવવાના કાર્યમાં સહાયક થવાની ઇચ્છા સ્વાભાવિક રીતે જ તેમના મનમાં ઉત્પન્ન થાય છે; અને આ વિચારને દૂર હટાવી શકે એવી કોઈ બાબતને અભાવે, તેમ જ તેમના મનમાં આજ્ઞાપાલનની વૃત્તિ પણ એવી દૃઢ હોતી નથી, તેથી બ્રિટિશ સરકાર પ્રત્યે તેમના મનમા વિદ્રોહની લાગણી પેદા થાય છે. × × × મે જોયું છે કે હિંદુ તેમ જ મુસલમાન બંનેમા આ લાગણી મોજૂદ છે, અને મુસલમાનોમાં વધારે પ્રમાણમા છે. × × × ખાસ કરીને જ્યારે આ લોકો બ્રિટિશ સામ્રાજ્યનું રહસ્ય જાણી જાય છે ત્યારે તેમના હૃદયમાં અસતોષ પેદા થાય છે અને આશા જાગૃત થાય છે. × × ×" ૧૨

જો અંગ્રેજો ભારતમાથી ચાલ્યા જાય તો ઉત્તરની બીજી પ્રજાઓ ચડી આવીને ભારત ઉપર રાજ્ય કરવા લાગશે અથવા ભારતમા અરાજકતા ફેલાઈ જશે, એવી જાતનો ભય શિક્ષણની સાથે જ જો ભારતવાસીઓના મનમાં પેદા કરવામાં આવે તો તેનુ પરિણામ કેટલે અંશે લાભદાયી થશે,

૧૨ *Sixth Report from the Select Committee of Indian Territories*, 1853, pp. 155–57.

એ બાબતનું સૂચન પણ આ જ પ્રશ્નોત્તરીમાં કરવામાં આવ્યું હતું.

**કેટલાક વિપરીત વિચારો**

અનેક અંગ્રેજો મેજર રોલેન્ડસનના વિચારની સાથે સંમત થયા હતા; પણ બીજા કેટલાકના વિચારો આથી ઊંધા જ હતા. તેમનો ખ્યાલ એવો હતો કે શિક્ષિત ભારતવાસીઓ કરતાં અશિક્ષિત ભારતવાસીઓ વિદેશી શાસન માટે વધારે ભયાવહ છે, અને કેવળ પશ્ચિમની કેળવણી આપીને જ ભારતવાસીઓના મનમાં રાષ્ટ્રીયતાના ભાવો ઉત્પન્ન થતા અટકાવી શકાશે તથા તેમને વિદેશી શાસન માટેનાં ઉપયોગી યંત્રો બનાવી શકાશે પ્રસિદ્ધ નીતિજ્ઞોમાં બંગાળાના પહેલા લેફ્ટેનંટ ગવર્નર સર ફ્રેડરિક હેલીડે તથા માર્શમેનની જુબાની આ જ અભિપ્રાય દર્શાવતી હતી.

**પૌર્વાત્ય અને પાશ્ચિમાત્ય કેળવણીની ચર્ચા**

જે અંગ્રેજ શાસકો આ કાળે ભારતવાસીઓને શિક્ષણ આપવાના પક્ષના હતા, તેમની સમક્ષ મહત્ત્વનો પ્રશ્ન એ હતો કે કેવા પ્રકારનું શિક્ષણ આપવું વિશેષ ફાયદાકારક છે? એ સમયના અંગ્રેજોમાં બે પ્રકારના જુદા જુદા મતો જોવામાં આવે છે. એક પક્ષનો મત એવો હતો કે ભારતવાસીઓને પ્રાચીન ભારતીય સાહિત્ય તથા ભારતીય વિજ્ઞાન અને સંસ્કૃત, ફારસી, અરબી તથા દેશી ભાષાઓનુ શિક્ષણ આપવું; બીજો પક્ષ એવા મતનો હતો કે ભારતવાસીઓને અંગ્રેજી ભાષા, પશ્ચિમનું સાહિત્ય તથા પશ્ચિમના વિજ્ઞાનનું શિક્ષણ આપવું એ વિશેષ લાભકારક છે પહેલો મત ધરાવનારાઓને 'ઓરીએન્ટાલિસ્ટ' અને બીજો મત ધરાવનારાઓને 'ઓક્સિડેન્ટાલિસ્ટ' કહેવામાં આવતા. અનેક વર્ષો સુધી આ બન્ને મત ધરાવનારાઓમાં વાદવિવાદ ચાલ્યા કર્યો. આ વાદવિવાદના દિવસોમાં જ લોર્ડ મેકોલેનું ઈ. સ. ૧૮૩૪માં ભારતમાં આગમન થયું. મેકોલેની થોડી હકીકત અમે પાછલા પ્રકરણમાં આપી છે. મેકોલે આવ્યા પહેલાં બાર વરસ સુધી આ વાદવિવાદ ચાલ્યો હતો. આખરે આ વિષયમાં મેકોલેના વિચારોનો પ્રભાવ જબરો તેમ જ નિર્ણાયક થયો. મેકોલે ભારતવાસીઓને પ્રાચીન ભારતીય સાહિત્યનું શિક્ષણ આપવાની વિરુદ્ધ અને અંગ્રેજી ભાષા, અંગ્રેજી સાહિત્ય તથા અંગ્રેજી વિજ્ઞાનનું શિક્ષણ આપવાના પક્ષનો હતો. મેકોલેનો નિર્ણય ભારતવાસીઓ માટે પરિણામે હિતકારક બન્યો હોય કે અહિતકારક બન્યો હોય, પણ મેકોલેનો ઉદ્દેશ તો સ્પષ્ટ હતો કે ઉચ્ચ વર્ગના ભારતવાસીઓમાં રાષ્ટ્રીયતાનો જન્મ થતો અટકાવવો તથા તેમને અંગ્રેજી સત્તા ચલાવવાનાં ઉપયોગી યંત્રો

બનાવવા. પોતાના પક્ષનું સમર્થન કરતા મેકોલેએ લખ્યું છે:—

" આપણે હિંદુસ્તાનમાં એક એવો વર્ગ પેદા કરવાનો પ્રયત્ન કરવો જોઈએ, કે જેમના ઉપર આપણે રાજ્ય ચલાવીએ છીએ એવા અસંખ્ય હિંદી લોકો તથા આપણી વચ્ચે એ વર્ગ સમજાવટનું કાર્ય કરે. આ લોકો એવા હોવા જોઈએ કે તેઓ કેવળ લોહી અને રંગની દષ્ટિએ જ માત્ર હિંદી હોય, પરંતુ રુચિ, ભાષા, વિચારો અને ભાવનાની દષ્ટિએ તો અંગ્રેજ બની ગયા હોય. " ૧૩

**બેન્ટિંકનો નિર્ણય**

ગવર્નર જનરલ લોર્ડ વિલિયમ બેન્ટિંક મેકોલેનો મિત્ર હતો તથા તેના જેવા જ વિચારો ધરાવતો હતો. મેકોલેના આ રિપોર્ટ ઉપરથી ઈ. સ. ૧૮૩૫ના માર્ચની ૭મી તારીખે બેન્ટિંકે હુકમ કર્યો, કે " જેટલી રકમ કેળવણી માટે મંજૂર કરવામાં આવે તે બધી અંગ્રેજી કેળવણી ઉપર જ વપરાય એ એનો સારામાં સારો ઉપયોગ છે. " ૧૪

મેકોલેના વિચારો તથા લોર્ડ બેન્ટિંકના નિર્ણયનું વર્ણન કરતાં ૧૮૫૩ના જુલાઈની ૫મીએ પ્રસિદ્ધ ઇતિહાસલેખક પ્રોફેસર એચ. એચ. વિલ્સને પાર્લામેંટની સિલેક્ટ કમિટી સમક્ષ કહ્યું:—

" ખરું જોતાં, આપણે અંગ્રેજી લખી વાંચી જાણનારાઓની એક જ્ઞાતી બનાવી દીધી છે. આ વર્ગ એવો ઊભો થયો છે કે જેને પોતાના દેશવાસીઓ પ્રત્યે બિલકુલ સહાનુભૂતિ નથી. અથવા છે તો બહુ જ ઓછી છે. " ૧૫

---

૧૩ "We must do our best to form a class who may be interpreters between us and the millions whom we govern; a class of persons Indian in blood and colour, but English in taste, in opinions, words and intellect."—Macaulay's Minute of 1835.

૧૪ ". . . all the funds appropriated for the purposes of education would be best employed on English education alone."—Lord Bentinck's Resolution, dated 7th March, 1835.

૧૫ ". . . we created a separate caste of English scholars, who had no longer any sympathy, or very little sympathy with their countrymen;"—Prof H. H. Wilson, before the Select Committee of the House of Lords, 5th July 1853.

**દેશી ભાષાઓનું દમન**

અંગ્રેજી ભાષા અને અંગ્રેજી સાહિત્યના શિક્ષણની સાથે જ બની શકે ત્યાં સુધી બીજી ભાષાઓને દબાવી દેવાનો પણ બેન્ટિંક તથ મેકોલેનો હેતુ હતો. ઇતિહાસલેખક ડૉક્ટર ડફે બેન્ટિંક તથા મેકોલેની પ્રશંસા કરી છે. તેણે આ નીતિની રોમન નીતિ સાથે સરખામણી કરતાં કહ્યું છે કે જ્યારે રોમન લોકો કોઈ દેશ જીતી લેતા ત્યારે તે દેશની ભાષા, તથા તેની લિપિનો યથાશક્તિ નાશ કરીને ત્યાંના ઉપલા વર્ગના લોકોમાં રોમન ભાષા, રોમન સાહિત્ય અને રોમન આચારવિચારનો પ્રચાર કરવાનો પ્રયત્ન કરતા હતા. આ નીતિ રોમન સામ્રાજ્ય માટે કેટલીક લાભકારક થઈ એ બતાવતા અંતમાં તે લખે છેઃ—

> " × × × હું એમ જાહેર કરવાનું સાહસ કરું છું કે ભારતમાં અંગ્રેજી ભાષા અને અંગ્રેજી સાહિત્યનો પ્રચાર કરવાનો તથા તેની ઉન્નતિ કરવાનો લૉર્ડ બેન્ટિંકનો કાયદો × × × ભારતના આજ સુધીના અંગ્રેજી રાજ્યના ઇતિહાસમાં કુશળ રાજનીતિની મોટામાં મોટી સાબિતી તરીકે સ્વીકૃત થશે "[૧૬]

પોતાની પહેલાંના એક અંગ્રેજ વિદ્વાનના વિચારોનું સમર્થન કરતા ડૉક્ટર ડફે લખ્યું છે કે ભાષાનો પ્રભાવ એટલો જબરદસ્ત હોય છે કે ભારતમાં દેશી રાજાઓની સાથેના કંપનીના પત્રવ્યવહારમાં ફારસી ભાષાનો ઉપયોગ થયા કરશે ત્યાં સુધી ભારતવાસીઓની ભક્તિ તથા તેમનો પ્રેમ દિલ્હીના બાદશાહ તરફ જ ઢળશે. લૉર્ડ બેન્ટિંકના સમય સુધી દેશી રાજાઓ સાથેનો કંપનીનો બધો પત્રવ્યવહાર ફારસી ભાષા દ્વારા જ ચાલતો હતો લૉર્ડ બેન્ટિંકે પહેલી જ વાર આ વ્યવહાર ફારસીને બદલે અંગ્રેજીમાં ચલાવવાનો હુકમ કર્યો

ઇતિહાસ ઉપરથી જાણી શકાય છે કે આયર્લંડમાં પણ આયરિશ

૧૬ " . . I venture to hazard the opinion, that Lord William Bentinck's double act for the encouragement and diffusion of the English language and English literature in the East, . . . the grandest master stroke of sound policy that has yet characterized the administration of the British Government in India."—Dr Duff, in Lords' Committee's Second Report on Indian Territories, 1853, p 409.

ભાષાને દાબી દેવા અને "બની શકે તો આયરિશ લોકોને અંગ્રેજ બનાવી દેવા."[૧૭] ત્યાંની અંગ્રેજ સરકારે અનેક વાર વિચિત્ર કાયદાઓ ઘડયા હતા.

**લોર્ડ મેકોલેનો રિપોર્ટ**

જો કે ઈ. સ. ૧૮૩૫ પછી અંગ્રેજશાસકોનું મુખ્ય ધોરણ તો અંગ્રેજી શિક્ષણના પ્રચારનું જ રહ્યું, તો પણ 'ઓરિએન્ટાલિસ્ટ' અને 'ઓક્સિડેન્ટાલિસ્ટ' વચ્ચેનો વાદવિવાદ ત્યાર પછીનાં વીશ વરસો સુધી ચાલ્યા કરતો હતો. અંગ્રેજોને તો ભારતવાસીઓને કોઈ પણ પ્રકારનું શિક્ષણ આપવામાં સંકોચ થયા કરતો હતો, એટલે સુધી કે મેકોલેએ ઈ. સ. ૧૮૩૫માં તૈયાર કરેલો રિપોર્ટ ત્યાર પછી ઓગણત્રીશ વરસે એટલે ઈ. સ. ૧૮૬૪માં પહેલી વાર પ્રગટ કરવામાં આવ્યો. આખરે અંગ્રેજી શિક્ષણ આપવાના મતવાળાઓનો જ પ્રભાવ વિજયી થયો.

ભારતના અંગ્રેજશાસકોની શિક્ષણ વિષયક નીતિ તથા અંગ્રેજી કેળવણી આપવાનો તેમનો હેતુ સ્પષ્ટ કરવા માટે અમે લોર્ડ મેકોલેના બનેવી સર ચાર્લ્સ ટ્રેવેલિયને ઈ. સ. ૧૮૫૩માં પાર્લામેંટરી કમિટી સમક્ષ પોતાના જે વિચારો રજૂ કર્યા હતા તેનાં થોડાંક અવતરણો આપવા માગીએ છીએ.

**અંગ્રેજી કેળવણીનો ઉદ્દેશ**

સર ચાર્લ્સ ટ્રેવેલિયને ઈ. સ. ૧૮૫૩ની પાર્લામેંટરી કમિટી સમક્ષ 'ભારતની જુદી જુદી શિક્ષણપદ્ધતિઓનાં રાજનૈતિક પરિણામો' એ નામના મથાળાવાળો એક પત્ર રજૂ કર્યો. આ પત્ર એટલો મહત્ત્વનો છે તથા બ્રિટિશ સરકારની શિક્ષણ વિષયક નીતિને તે એટલી સુંદર અને સચોટ રીતે ઉઘાડી પાડે છે કે તેના કેટલાએક ભાગોનું અવતરણ અહીં ઉતારવું અમને જરૂરી જણાય છે. ભારતવાસીઓને અરબી તથા સંસ્કૃત શીખવવાથી અથવા તો તેમના પ્રાચીન વિચારો તથા પ્રાચીન રાષ્ટ્રીય સાહિત્યને જીવંત રાખવાથી શું પરિણામ આવશે એ સંબંધે સર ચાર્લ્સ ટ્રેવેલિયન લખે છે:—[૧૮]

"આપણે વિધર્મી ઈસાઈઓએ મુસલમાનો પાસેથી તેમનો સારામાં સારો મુલક છીનવી લીધો છે, તેનું મુસલમાનોને હમેશાં સ્મરણ

૧૭ "for the purpose of changing Irishmen into Englishmen, if that were possible."—Professor H Holman in his *English National Education*. p. 50

૧૮ " . . . would be perpetually reminding the Mohammadans that we are infidel usurpers of some of the fairest realms

થયા કરશે, અને અંગ્રેજ લોકો એવા અપવિત્ર રાક્ષસ છે કે તેમની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ જાળવી રાખવો લજ્જાસ્પદ છે તથા પાપ છે એનું હમેશાં હિંદુઓને સ્મરણ થયા કરશે. આપણે એવા પ્રકારની વિદ્યાઓનો પ્રચાર કરીએ છીએ કે જેથી માનવસ્વભાવના ઉગ્રમાં ઉગ્ર વિચારો આપણા વિરુદ્ધ જાગ્રત થાય, આના કરતાં વધારે કશી ઇચ્છા આપણો મોટામાં મોટો દુશ્મન પણ નહિ રાખી શકે.

"આથી ઊલટું અંગ્રેજી સાહિત્યનો પ્રભાવ અંગ્રેજી રાજ્ય માટે હિતકારક નીવડ્યા વગર રહેશે જ નહિ. જે ભારતીય યુવકો આપણા સાહિત્ય દ્વારા આપણી સાથે સારી રીતે પરિચિત થાય છે, તેઓ આપણને વિદેશી ગણતા અટકી જાય છે. જેટલા ઉત્સાહથી આપણે આપણા મહાપુરુષોનાં ગુણગાન ગાઈએ છીએ તેટલા જ ઉત્સાહથી તેઓ પણ આપણા જ મહાપુરુષોનાં ગુણગાન ગાય છે. આપણા જેવી જ રહેણીકરણીને પરિણામે તેમનામાં હિંદુસ્તાનીપણું ઓછું થતું જાય છે અને અંગ્રેજીપણું વિશેષ આવતું જાય છે. × × × તેઓ આપણા કટ્ટા વિરોધી બનવાને બદલે, અથવા જો તેઓ આપણા અનુયાયીઓ હોય તો તેમના મનમાં આપણા પ્રત્યે ક્રોધ ધૂંધવાઈ રહેવાને બદલે તેઓ આપણા હોશિયાર અને ઉત્સાહી મદદગાર બની જાય છે. × × ×

---

of the faithful, and the Hindoos, that we are unclean beasts, with whom it is a sin and shame to have any friendly intercourse. Our bitterest enemies could not desire more than that we should propagate systems of learning which excite the strongest feelings of human nature against ourselves.

"The spirit of English literature, on the other hand, can not but be favourable to the English connection. Familiarly acquainted with us by means of our literature, the Indian youth almost cease to regard us as foreigners They speak of our great men with the same enthusiasm as we do. Educated in the same way, interested in the same objects, engaged in the same pursuits with ourselves, they become more English than Hindoos, . . . they cease to think of violent opponents, or sullen conformists, they are converted into zealous and

પછી તેઓ આપણને તેમના દેશમાંથી બહાર હાંકી મૂકવાનો વિચાર કરતા જ અટકી જાય છે. × × ×

" × × × જ્યાં સુધી પોતાની પહેલી સ્વાધીનતાના સંબંધમાં વિચાર કરવાની તક તેમને મળશે, ત્યાં સુધી પોતાની સ્થિતિ સુધારવાનો તેમને એક જ ઉપાય સૂઝ્યા કરશે, અને તે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી પહેલી તકે હાંકી મૂકવાનો. જૂના પ્રકારના ભારતીય દેશભક્તોની સમક્ષ આ સિવાય બીજો ઉપાય નથી. × × × તેમના આ રાષ્ટ્રીય વિચારોને બીજી દિશામાં વાળવાનો માત્ર એક જ ઉપાય છે, કે તેમનામાં પાશ્ચાત્ય વિચારો પેદા કરવા. જે યુવકો આપણી શાળાઓ તથા મહાશાળામાં શિક્ષણ લે છે, તેઓ પોતાના પૂર્વજો જે અસભ્ય સ્વેચ્છા શાસનને અધીન રહેતા હતા તેવા શાસન પ્રત્યે તિરસ્કારની નજરે જોવા લાગે છે અને પછી પોતાની રાષ્ટ્રીય સંસ્થાઓને અંગ્રેજી ઢાળામાં ઢાળવાની ઇચ્છા સેવતા થાય છે. × × × અંગ્રેજોને હાંકીને સમુદ્રમાં ફેંકી દેવાનો વિચાર તેમના દિલમાં સૌથી મોખરે રહેવાને બદલે, ઉન્નતિનો એવો એક પણ બીજો વિચાર તેમને સૂઝશે નહિ કે જે તેમના ઉપરના અંગ્રેજી રાજ્યને રિવેટ મારીને બરાબર સજ્જડ ન કરી દે, અને જે વિચારથી તેઓ અંગ્રેજી શિક્ષણ તેમ જ અંગ્રેજી

---

intelligent co-operators with us, . . . they cease to think of violent remedies, . . .

" . . . As long as the natives are left to brood over their former independence, their sole specific for improving their condition is, the immediate and total expulsion of the English. A native patriot of the old school has no notion of anything beyond this; . . . It is only by the infusion of European ideas, that a new direction can be given to the national views. The young men, brought up at our seminaries, turn with contempt from the barbarous despotism under which their ancestors groaned, to the prospect of improving their national institutions on the English model. . . . So far from having the idea of driving the English into the sea uppermost in their minds, they have no notion of any improvement but such as rivets their connection with the English, and makes

રક્ષણ ઉપર પૂરેપૂરા નિર્ભર ન બને. × × ×

* * *

"× × × આપણી પાસે ઉપાય કેવળ એક જ છે, કે આપણે હિંદુસ્તાની લોકોને યુરોપિયન ઢબના સુધારા પાછળ લગાડી દેવા. × × × પછી જૂની ઢબે ભારતને સ્વતંત્ર બનાવવાની ઇચ્છા જ તેમના દિલમાં પેદા નહિ થાય, તેમ તેમનું ધ્યેય પણ એ નહિ રહે. પરિણામે દેશમાં અચાનક રાજ્યક્રાંતિ થવાનો ભય જ નહિ રહે, તથા આપણે માટે ભારત ઉપર સત્તા ટકાવી રાખવું લાંબા કાળ સુધી નિશ્ચિંત બની શકશે. × × × પછી ભારતવાસીઓ આપણી વિરુદ્ધ વિદ્રોહ નહિ કરે. × × × પછી તેમના રાષ્ટ્રીય પ્રયત્નો બધા યુરોપિયન શિક્ષણ લેવા પાછળ, તેનો પ્રચાર કરવા પાછળ અને પોતાને ત્યાં યુરોપિયન ઢબની સંસ્થાઓ સ્થાપવા પાછળ ખરચાશે, જેનાથી આપણને કોઈ પ્રકારનું નુકસાન નથી. શિક્ષિત ભારતવાસીઓ × × × સ્વાભાવિક રીતે જ આપણને વળગી રહેશે. × × × જેમના વિચારો અંગ્રેજી ઢાળામાં ઢળી ગયા છે તેમને માટે આપણું અસ્તિત્વ જેટલું આવશ્યક છે તેટલું આપણી પ્રજાના બીજા કોઈ વર્ગ માટે આવશ્યક નથી. આ લોકો શુદ્ધ ભારતીય રાજ્યને માટે પછી નકામા જ થઈ જાય

them dependent on English protection and instruction . . .

* * *

"The only means at our disposal . . . is, to set the natives on a process of European improvement, to which they are already sufficiently inclined. They will then cease to desire and aim at independence on the old Indian footing. A sudden change will then be impossible; and a long continuance of our present connection with India will even be assured to us. . . The natives will not rise against us, . . . The national activity will be fully and harmlessly employed in acquiring and diffusing European knowledge, and naturalising European institutions The educated classes, . . . will naturally cling to us . . . There is no class of our subjects to whom we are so throughly necessary as those whose opinion have been cast the English mold; they are spoiled for a purely native

છે; જો જલદીથી દેશમાં સ્વદેશી રાજ્ય સ્થપાઈ જાય તો ઊલટું આ લોકોને તેનાથી દરેક રીતે ડર લાગ્યાં કરવાનો. × × ×

" × × × જતે દહાડે રોમન લોકો સાથે જેવો આપણો સંબંધ હતો એવો જ સંબંધ ભારતવાસીઓનો આપણી સાથે બંધાઈ જશે એવી મને આશા છે. રોમન વિદ્વાન ટેસિટસ લખે છે કે જ્યૂલિયસ એગ્રીકોલા (જે ઈ. સ. ૭૮ પછી ઈંગ્લાંડમાં રોમન ગવર્નર તરીકે નિમાયો હતો, અને જેણે ત્યાં રોમન સામ્રાજ્યનાં મૂળ ઊંડાં નાખ્યાં) ની નીતિ એવી હતી કે મોટા મોટા અંગ્રેજોના પુત્રોને રોમન સાહિત્ય તથા રોમન-વિજ્ઞાનનું શિક્ષણ આપવું અને તેમનામાં રોમન સંસ્કૃતિના એશઆરામ પ્રત્યે રુચિ પેદા કરવી. જ્યૂલિયસ એગ્રીકોલાની આ નીતિ કેટલી સફળ થઈ એ આપણે બધા જાણીએ છીએ. જે અંગ્રેજો પહેલાં રોમન લોકોના કટ્ટા દુશ્મનો હતા તે બધા રોમન લોકોના વિશ્વાસુ અને વફાદાર મિત્ર બની ગયા, અને એ અંગ્રેજોના જ પૂર્વજોએ રોમન લોકોને પોતાના દેશમાં હુમલો લઈ આવતા અટકાવવા માટે જેટલા પ્રયત્નો કર્યા હતા એટલા જ અથવા એથી પણ વધારે જોરદાર પ્રયત્નો એ જ અંગ્રેજોના વંશજો હવે રોમન લોકોને ઈંગ્લાંડમાં ટકાવી રાખવા માટે કરવા લાગ્યા. આપણી પાસે તો રોમન લોકો કરતાં ક્યાંય ચડી જાય એવાં સાધનો છે; એટલે રોમન લોકોની માફક જ ભારતવાસીઓના દિલમાં 'જો અંગ્રેજો જલદીથી હિંદ છોડીને ચાલ્યા

---

regime; they have everything to fear from the premature establishment of a native Government; . . .

" . . . The Indians will, I hope, soon stand in the same position towards us in which we once stood towards the Romans. Tacitus informs us, that it was the policy of Julius Agricola to instruct the sons of the leading men among the Britons in the literature and science of Rome and to give them a taste for the refinements of Roman civilization. We all know how well this plan answered. From being obstinate enemies, the Britons soon became attached and confiding friends; and they made more strenuous efforts to retain the Romans, than their ancestors had done to resist their invasion. It will be

જશે તો આપણા ઉપર ભયંકર આફત આવી પડશે' એવો ડર આપણે પણ પેદા ન કરી શકીએ તો એ આપણે માટે શરમાવા જેવું ગણાશે. × × ×

* * *

"આ બધા વિચારો કાંઈ માત્ર મગજમાંથી ઉપજાવી કાઢેલા તરંગો માત્ર નથી. મારા પોતાના લાંબા અનુભવને અંતે અને પૂરી તપાસ પછી મારે આ નિર્ણય ઉપર આવવું પડ્યું છે. મેં હિંદુસ્તાનના એવા ભાગોમાં કેટલાંય વરસો ગાળ્યાં છે કે જ્યાં આપણું રાજ્ય હજી તો નવુંનવું સ્થપાયું હતું, જ્યાં આપણે લોકોના વિચારો તથા રુચિઓને બીજી દિશામાં વાળવાની હજી બિલકુલ કોશિશ કરી નહોતી, અને જ્યાં રાષ્ટ્રીય વિચારોમાં હજી સુધી કોઈ પરિવર્તન થયું નહોતું. એ પ્રાંતોમાં નાના અને મોટા, ધનવાન અને ગરીબ, બધા લોકો સામે પોતાની રાજનૈતિક સ્થિતિ સુધારવાની જ એક મોટી ચિંતા હતી. ઉચ્ચ વર્ગના લોકોના દિલમાં આશા હતી કે તેઓ ફરીથી પોતાનું પ્રાચીન પ્રભુત્વ પ્રાપ્ત કરી શકશે; ઊતરતા વર્ગના લોકોના દિલમાં આશા હતી કે જો દેશી રાજ્યો ફરી સ્થપાશે તો ધનવૈભવ પ્રાપ્ત કરવાના રસ્તા તેમને માટે ખુલ્લા થશે. જે સમજુ ભારતવાસીઓ બીજા કરતાં

---

a shame to us if, with our greatly superior advantages, we also do not make our premature departure be dreaded as a calamity. . . .

* * *

"These views were not worked out by reflection, but were forced on me by actual observation and experience. I passed some years in parts of India, where owing to the comparative novelty of our rule and to the absence of any attempt to alter the current of native feeling, the national habits of thinking remained unchanged There high and low, rich and poor, had only one idea of improving their political condition. The upper classes lived upon the prospect of regaining their former pre-eminence; and the lower, upon that of having the avenues to wealth and distinction reopened to them by the reestablishment of a native government. Even sensible and comparatively

આપણા ઉપર વધારે પ્રેમ રાખતા હતા તેમને પણ પોતાની દશા સુધારવાનો અંગ્રેજોને તરત જ દેશમાંથી બહાર હાંકી મૂકવા સિવાય બીજો કોઈ ઉપાય સૂઝતો નહોતો. પછી મેં કેટલાંક વરસો બંગાળામાં ગાળ્યાં. ત્યાં મેં શિક્ષિત ભારતવાસીઓના દિલમાં જુદી જ જાતના વિચારો ચાલતા જોયા. અંગ્રેજોનાં ગળાં કાપી નાખવાને બદલે તેઓ અદાલતોમાં અંગ્રેજોની જોડાજોડ જ્યૂરીમાં બેસવાની કે બેંચ મેજિસ્ટ્રેટ બનવાની આકાંક્ષાઓ સેવતા હતા. × × ×"

## ટ્રેવેલિયનની વિશેષ સ્પષ્ટતા

ઉપરોક્ત પત્રના સંબંધમાં પાર્લામેન્ટની કમિટીના સભ્યો તથા સર ચાર્લ્સ ટ્રેવેલિયન વચ્ચે ઘણા દિવસો સુધી પ્રશ્નોત્તરી ચાલી, જેમાં ટ્રેવેલિયને પોતાના વિચારોનું વધારે સ્પષ્ટતાપૂર્વક સમર્થન કર્યું. આ પ્રશ્નોત્તરમાં જ ઈ. સ. ૧૮૫૩ના જૂનની ૨૩મીએ તેણે કમિટી સમક્ષ કહ્યું:—[૧૯]

"પોતાની સાની શુદ્ધ સ્વદેશી રીત મુજબ મુસલમાન લોકો આપણને ઇસ્લામની સર્વોત્તમ બાદશાહતો મુસલમાનો પાસેથી છીનવી લેનારા 'કાફર' ગણે છે. × × × એ જ પ્રાચીન સ્વદેશી વિચાર અનુસાર હિંદુઓ આપણને, જેમની સાથે કોઈ પણ પ્રકારનો સામાજિક સંબંધ રાખી ન શકાય એવા અપવિત્ર વિધર્મી મ્લેચ્છ ગણે

---

well-effected natives had no notion that there was any remedy for the existing depressed state of their nation except the sudden and absolute explusion of the English. After that, I resided for some years in Bengal, and there I found quite another set of ideas prevalent among the educated natives. Instead *of thinking of cutting the throats of the English, they were* aspiring to sit with them on the grand jury or on the bench of magistrates. . . ."–A paper on the political tendency of the different systems of education in use in India, by Sir Charles, E. Trevelyan, submitted to the Parliamentary Committee of 1853.

૧૯ "According to the unmitigated native system the Mohammadans regard us as *Kafirs*, as infidel usurpers of some of the finest realms of Islam, . . . According to the same ori-

છે. અને આ બન્ને એટલે કે હિંદુ તથા મુસલમાનો, આપણને તેમનો દેશ પચાવી પાડનાર, અને ધન તથા માન બન્ને પ્રાપ્ત કરવાના માર્ગો બંધ કરનાર આક્રમક વિદેશીઓ ગણે છે. યુરોપિયન કેળવણી આપવાને પરિણામે ભારતવાસીઓના વિચારો બિલકુલ જુદી જ દિશા તરફ વળે છે પાશ્ચાત્ય કેળવણી પામેલા યુવકો સ્વાધીનતાને માટે પ્રયત્ન કરવાનું બંધ કરે છે. × × × તેઓ આપણને દેશના શત્રુ અને રાજ્ય છીનવી લેનાર ગણતા નથી, બલકે આપણને તેમના મિત્ર, મદદગાર તેમ જ બળવાન અને ઉપકારક માણસો ગણે છે. × × × વળી તેઓ એવું પણ માનતા થઈ જાય છે કે પોતે ભારતવાસીઓ પોતાના દેશના પુનરુજ્જીવન માટે જે કંઈ કરી શકે છે તે બધું અંગ્રેજોના સંરક્ષણમાં જ શક્ય છે જો રાજ્યક્રાંતિના જૂના વિચારો દેશમાં ટકી રહેશે તો સંભવ છે કે કોઈ દિવસે એક ક્ષણ માત્રમાં ભારતમાંથી આપણું અસ્તિત્વ નાશ પામે ખરી રીતે જેઓ આ ઢબે ભારતની ઉન્નતિ કરવાની આશાઓ સેવે છે તેઓ આ હેતુને પોતાની નજર સમક્ષ રાખીને આપણી વિરુદ્ધ સતત કાવતરાં ને

---

ginal native views, the Hindoos regard us as *Mlechhas*, that is impure outcasts with whom no communion ought to be held, and they all of them, both Hondoo and Mohammadan, regard us as usurping foreigners, who have taken their country from them, and exclude them from the avenues to wealth and distinction The effect of a training in European learning is to give an entirely, new turn to the native mind The young men educated in this may cease to strive after independence

They cease to regard us as enemies and usurpers, and they look upon us as friends and patrons, and powerful beneficent persons, under whose protection all they have most at heart for the regeneration of their country will gradually be worked out According to the original native view of political change we might be swept off the face of India in a day, and, as a matter of fact, those who look for the improvement of India according to this model are continually meditating on plots and conspiracies with that object, whereas, according

યોજનાઓ કર્યા જ કરે છે. એથી ઊલટું નવી અને સુધરેલી પદ્ધતિ મુજબ વિચાર કરવાવાળા ભારતવાસીઓ એમ સમજે છે કે પોતાનો હેતુ બહુ ધીરે ધીરે પૂર્ણ થશે, અને અંતિમ ધ્યેય સુધી પહોંચતાં તો સંભવ છે કે કદાચ યુગોના યુગો વીતશે."

### ભારતની પરાધીનતાને ચિરસ્થાયી બનાવવી

તપાસસમિતિના પ્રમુખે ટ્રેવેલિયનને વધારે સ્પષ્ટ શબ્દોમાં એમ પૂછ્યું: "આપની યોજનાનું અંતિમ ધ્યેય ભારત તથા ઈંગ્લાંડના રાજનૈતિક સંબંધને તોડવાનું છે કે તેને કાયમ માટે વિશેષ દૃઢ કરવાનું છે?"

ટ્રેવેલિયને ફરી જવાબ આપ્યો:—

"× × × મને ખાતરી છે કે ભારતવાસીઓને કેળવણી આપવાનું × × × અંતિમ પરિણામ એ આવશે કે ભારત તથા ઈંગ્લાંડ માટે એકબીજાથી અલગ બનવાનુ અનંત કાળને માટે અસંભવિત બનશે. × × × એથી ઊલટું હું એમ માનું છું કે જો આનાથી વિરુદ્ધની નીતિનુ અનુસરણ કરવામા આવશે × × × તો પરિણામે કોઈક દિવસે આપણને ભારતમાંથી હાંકી કાઢવામા આવશે—અને બહુ જલદીથી તેમ જ શરમાવે તેવી રીતે હાંકી કાઢવામાં આવશે × × ×

"હું એવો રસ્તો બતાવુ છું કે જે આપણા રાજ્યની સ્થિરતા માટે સહુથી વિશેષ લાભકારક છે. અનેક વરસો સુધી સારી રીતે વિચાર

---

to new and improved system, the object must be worked out by very gradual steps, and ages may elapse before the ultimate end will be attained, . . .

* * *

". . . Now my belief is, that *the ultimate result of the policy of improving and educating India will be, to postpone the separation for a long indefinite period*, . . . Whereas I concive that the result of the opposite policy . . may lead to separation at any time, and must lead to it at a much earlier period and under much more disadvantageous circumstance . . .

* * *

"I am recommending the course which, according to my most deliberate view which I have held for a great many

કર્યા પછી હું આ નિર્ણય ઉપર આવ્યો છું. મને વિશ્વાસ છે કે હું આ વિષયમાં સારી રીતે સમજું છું. × × × હું એક પરિચિત ઉદાહરણ આપની સમક્ષ રજૂ કરું છું. હું બાર વરસ હિંદુસ્તાનમાં રહ્યો છું, તેમાંનાં પહેલાં ૭ વરસ મેં ઉત્તર હિંદુસ્તાનમાં ગાળ્યાં છે. મારું મુખ્ય સ્થાન દિલ્હી હતું. બાકીનાં ૭ વરસ મેં કલકત્તામાં ગાળ્યાં હતાં. મેં પહેલાં ૭ વરસ ગાળ્યાં તે સ્થળે શુદ્ધ દેશી વિચારોનું સામ્રાજ્ય હતું. ત્યાં તે કાળે કાયમ યુદ્ધની જ વાતો મારા કાન ઉપર અથડાયા કરતી હતી. ઉત્તર ભારતમાં ભારતવાસીઓની દેશભક્તિ કેવળ એક જ સ્વરૂપ ધારણ કરતી હતી, કે તેઓ આપણા વિરુદ્ધ કાવતરાં કરતા હતા, અને આપણી વિરુદ્ધ દેશની મોટી મોટી સત્તાઓને એકત્રિત કરવાના વિચારો સેવી રહ્યા હતા. ત્યાર પછી હું કલકત્તા આવ્યો. અહીં મેં બિલકુલ જુદી જ અવસ્થા જોઈ. અહીંના લોકોનું લક્ષ્ય હતું-સ્વતંત્ર વર્તમાનપત્ર શરૂ કરવું, મ્યુનિસિપાલિટીઓ સ્થાપવી, અંગ્રેજી કેળવણીનો પ્રચાર કરવો, સરકારી નોકરીઓ વધારે ને વધારે હિંદીઓને અપાવવી, અને એવી જ બીજી વાતો."

ત્યાર પછી ફરી લૉર્ડ મોન્ટીગલે ટ્રેવેલિયનને પૂછ્યું:-

years, founded, I believe, on a full knowledge of the subject, will be most conductive to the continuance of our dominion, . . . I may mention, as a familiar illustration, that I was 12 years in India, and that the first six years were spent up the country, with Delhi for my head quarters, and the other six at Calcutta The first six years represent the *old regime* of pure native ideas, and there were continual wars and rumours of wars. The only form which native pariotism assumed up the country was plotting against us, and *meditating* combinations against us and so forth. Then I came *to* Calcutta' and there I found quite a new state of things. The object there was to have a free press, to have municipal institutions, to promote English education and the employments of the natives, and various things of that sort."

"6724, Lord Monteaglo of Brandon. Then, supposing one

" હવે અનુમાન કરો કે બેમાંથી એક માર્ગનું અનુસરણ કરવામાં આવે-પહેલો માર્ગ એ કે ભારતવાસીઓને કેળવણી આપવાનો તથા તેમને નોકરીઓ આપવાનો વિચાર છોડી દેવામાં આવે; અથવા તો બીજો માર્ગ, તેમને વિશેષ કેળવણી આપવામાં આવે અને યોગ્ય સાવચેતીપૂર્વક તેમને વધારે ને વધારે નોકરીઓ આપવામાં આવે. આ બે માર્ગમાંથી કયા માર્ગનું અવલંબન કરવાથી હિંદુસ્તાન તથા ઇંગ્લાંડનો સંબંધ વધારે કાળ સુધી ટકી રહે એમ આપ ધારો છો ? "

ટ્રેવેલિયને જવાબ આપ્યો –

" બેશક, કેળવણી વધારવાથી અને ભારતવાસીઓને વધારે નોકરીઓ આપવાથી. આ બાબતમાં મને બિલકુલ સંદેહ નથી. "

### ઇંગ્લાંડનું પ્રભુત્વ કાયમ રાખવું

સર ચાર્લ્સ ટ્રેવેલિયન અથવા તો એવા વિચાર ધરાવવાવાળા અંગ્રેજ શાસકોનાં હવે વધારે પ્રમાણો ઉતારવાની જરૂર નથી. બરાબર આવા જ વિચારો લૉર્ડ વિલિયમ બેન્ટિંક તથા લૉર્ડ મૅકોલે ધરાવતા હતા એમાં શક નથી. ભારતમાં આજની અંગ્રેજી કેળવણીના પ્રચારનો હેતુ કેવળ રાજનૈતિક હતો, અને એ હેતુ તે એ કે ભારત ઉપર ઇંગ્લાંડના રાજનૈતિક પ્રભુત્વને લાંબો કાળ ટકાવી રાખવું.

### કેળવણીનો ખરીતો

ઈ. સ. ૧૮૫૩ની આ તપાસ પછી કંપનીના ડાયરેક્ટરોએ ઈ. સ. ૧૮૫૪ના જુલાઈની ૧૯મીએ 'એજ્યુકેશન ડિસ્પેચ' તરીકે પ્રસિદ્ધિ પામેલો પ્રસિદ્ધ પત્ર ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉઝી ઉપર મોકલ્યો. આને 'વૂડ્સ'

of two courses to be taken, either the abandonment of the education and employment of the Natives, or an extension, of education, or an extension, with due precaution, of the employment of the Natives, which of those two courses, in your judgement, will lead to the longest possible continuance of the connexion of India with England ?

" Decidedly the extension of education and the employment of the Natives, I entertain no doubt whatever upon the question "-Sir Charles E. Trevelyan, before the Parliamentary Committee of 1853.

ડિસ્પેચ-ખરીતો કહે છે. કારણ કે આ વખતે કંપનીના 'બોર્ડ ઓફ કંટ્રોલ' નો સર ચાર્લ્સ વૂડ પ્રેસિડેન્ટ હતો. તે વખતે આ પ્રેસિડેન્ટનું પદ આજના ભારતમંત્રીના પદ જેવું હતું.

### ભારતવર્ષમાં ઈંગ્લાંડની બજાર જમાવવી

આ કાગળમાં ડાયરેક્ટરોએ પોતાની ભારતના હિતચિંતક તરીકેની ઠીક ઠીક ડિંગ હાંકી છે. પણ સાથોસાથ એ જ પત્રમાં એમ પણ લખ્યું છે કે કેળવણીની આ નવી યોજનાનો હેતુ " વહીવટના દરેક ખાતાઓ માટે આપને વિશ્વાસુ અને હોશિયાર નોકરો આપવાનો છે." વળી તેનો એક હેતુ એ બાબત " પાકી કરી લેવાનો છે કે ઇંગ્લાંડના ઉદ્યોગધંધાને માટે જે અનેક પદાર્થોની જરૂર છે. અને જેની ઈંગ્લાંડના દરેક વર્ગના લોકોમાં ખૂબ ખપત છે, એ બધા પદાર્થો વધારે પ્રમાણમાં અને વધારે નિશ્ચિંતતાપૂર્વક સદા ઈંગ્લાંડ પહોંચ્યા કરે, અને તેની સાથે જ ઈંગ્લાંડમાં તૈયાર થયેલા માલની ભારતમાં લગભગ અનંત માગણી ઊભી થાય અને ટકી રહે." [२०]

### સો વરસનો અનુભવ

ઈ. સ. ૧૭૫૭થી ૧૮૫૪ સુધીના આશરે સો વરસોના સતત અનુભવ પછી ઈંગ્લાંડના નીતિજ્ઞોને એ બાબતની ખાતરી થઈ ચૂકી હતી કે આ દેશમાં અંગ્રેજી સામ્રાજ્ય ટકાવી રાખવા માટે થોડા ભારતવાસીઓને અંગ્રેજી શિક્ષણ આપવું જરૂરી છે. છતાં પણ આ લોકો આવા મોટા પ્રયોગનું સાહસ એકાએક ન કરી શક્યા. પોતાના કાગળમાં તેમ જ જુબાનીમાં ટ્રેવેલિયને ચોખ્ખું ભવિષ્ય ભાખ્યું હતું કે અશિક્ષિત અથવા કહો કે અંગ્રેજી કેળવણીથી વંચિત ભારતવાસીઓના દિલમાં પોતાની પરાધીનતા માટે ઊંડો અસંતોષ અંદર ને અંદર ધૂંધવાયા કરે છે, જેની વિદેશી શાસકોને ગંધ પણ નથી. અંગ્રેજો માટે આ સ્થિતિ જોખમકારક હતી. ટ્રેવેલિયને કરેલ

---

२० ". . . enabling you to obtain the services of intelligent and trustworthy persons in every department of Government" —Para 72 and

". . . secure to us a larger and more certain supply of many articales necessary for our manufactures and extensively consumed by all classes of our population as well as an almost inexhaustible demand for the produce of British labour"—Para 4, *The Education Despatch of 1854.*

વર્ણનમા ઉત્તર ભારતમાં ૧૮૫૭ની પહેલાંનાં દસ વરસમાં વિદ્રોહની જે ગુપ્ત તૈયારીઓ ચાલતી હતી તેનું સ્પષ્ટ સૂચન થાય છે. ટ્રેવેલિયનની આ શંકાઓ થોડા વખતમાં જ સાચી પડી ઈ. સ. ૧૮૫૭ના વિદ્રોહથી એક કાળે તો આ દેશમાં બ્રિટિશ સામ્રાજ્યના પાયા ડોલી ઊઠયા.

### સરકારી વિશ્વવિદ્યાલય

હવે ટ્રેવેલિયન અને મેકોલે જેવાની રાજનીતિજ્ઞતા અને દૂરદર્શિતા સબંધે અગ્રેજશાસકોને બિલકુલ સંદેહ ન રહ્યો. એમણે બતાવેલો ઉપાય જ આ દેશમાં અંગ્રેજી રાજ્યને ચિરસ્થાયી કરવા માટે એક માત્ર સાચો ઉપાય હતો. એ વખતે ભારતનો ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગ હતો. બરાબર વિદ્રોહનાં વરસમાં જ એટલે કે ઈ. સ. ૧૮૫૭માં જ કલકત્તા, મુંબઈ અને મદ્રાસમાં સરકારી વિશ્વવિદ્યાલયોની સ્થાપના કરવા માટે કાયદો પસાર કરવામાં આવ્યો. ઈ. સ. ૧૮૫૯માં ઇંગ્લાંડના મુખ્ય મંત્રીએ ૧૮૫૪ના પત્રની પુનરાવૃત્તિ કરીને તેને પાકો બનાવ્યો.

ઈ. સ. ૧૮૫૪નો આ પ્રસિદ્ધ પત્ર ભારતની વર્તમાન શિક્ષણપદ્ધતિ અને અંગ્રેજશાસકોની શિક્ષણનીતિ બંનેનું ઉગમસ્થાન છે. બ્રિટિશ સરકારનું કેળવણીખાતું આ પત્રનું જ પરિણામ છે.

### શિક્ષિત ભારતવાસીઓનું ચારિત્ર્ય

દિલ્હી કોલેજના શરૂઆતના વિદ્યાર્થી, સર ચાર્લ્સ ટ્રેવેલિયનના વહાલા શિષ્ય અને પ્રથમ અફઘાનયુદ્ધમા અંગ્રેજોના પરમ સહાયક બનેલ પંડિત મોહનલાલથી માંડીને આજ સુધીમા અંગ્રેજી કેળવણી લીધેલા ભારતવાસીઓના મોટા ભાગનું જીવન, તેમની રહેણીકરણી તથા તેમના ચારિત્ર્યથી લૉર્ડ મેકોલે અને સર ચાર્લ્સ ટ્રેવેલિયન જેવાની નીતિ કેટલી દૂરદર્શી હતી એ સ્પષ્ટ થાય છે. સારાંશ કે આજથી દોઢસો વરસ પહેલાના કાળ સુધી જે દેશ દુનિયાના શિક્ષિત દેશોમાં અગ્રસ્થાન ધરાવનારા દેશો પૈકી એક ગણાતો હતો, તે દોઢસો વરસના વિદેશી શાસન પછી દુનિયામા સભ્ય કહેવાતા દેશમાં કેળવણીની દૃષ્ટિએ સૌથી પછાત પડી ગયો છે. જે દેશનો લગભગ દરેક માણસ લખીવાંચી જાણતો હતો તેમ જ હિસાબ કરી શકતો હતો, તે દેશમાં આજે લગભગ ૯૪ ટકા લોકો અશિક્ષિત છે, અને જે થોડાક અંગ્રેજી કેળવણી પામેલા છે તેમનો મોટો ભાગ પોતાના બાકીના દેશવાસીઓનાં સુખદુઃખ પ્રત્યે ઉદાસીન, સાચા રાષ્ટ્રીયત્વથી અનેક ગાઉ દૂર અને વિદેશી સત્તાની ચોકીદાર પીઠ થાબડનારો બનેલો છે.

# પ્રકરણ સાડત્રીશમું

## પહેલું અફઘાનયુદ્ધ

### લૉર્ડ ઑકલેંડ

લૉર્ડ બેન્ટિંકની પછી ઈ. સ. ૧૮૩૫ના માર્ચથી ૧૮૩૬ના માર્ચ સુધી સર ચાર્લ્સ મેટકાફે ગર્વનર જનરલ તરીકે કામ કર્યું.

દરમિયાન સુપ્રસિદ્ધ અંગ્રેજનીતિજ્ઞ એલ્ફિન્સ્ટનને પેશવાના રાજ્યને સમાપ્ત કરવાનાં ઇનામ તરીકે ભારતના ગવર્નર જનરલનું પદ આપવાનું ઈંગ્લાંડના શાસકોએ વિચાર્યું. આ એલ્ફિન્સ્ટનના કૃત્યોની હકીકત અમે નાગપુર તથા પેશવાના રાજ્યનો ઇતિહાસ લખતી વખતે અગાઉ આપી ચૂક્યા છીએ. કેટલાક સમય સુધી તેણે મુંબઈના ગવર્નર તરીકે કામ કર્યું હતું. પણ કહેવાય છે કે તબિયત નાદુરસ્ત હોવાથી તે પોતાના માલિકોની ઇચ્છાને આ વખતે માન આપી શક્યો નહિ. આખરે લૉર્ડ બેન્ટિંકની સલાહથી લૉર્ડ ઑકલેંડને ઈ. સ. ૧૮૩૬માં ગવર્નર જનરલ નીમીને ભારત મોકલવામાં આવ્યો.

### સિંધુ નદીની તપાસનું પરિણામ

લૉર્ડ બેન્ટિંકના સમયમાં મહારાજા રણજીતસીંહને ભેટ મોકલવાને બહાને સિંધુ નદીની ભૌગોલિક તપાસ કરવામાં આવી હતી, તેનું ફળ હવે અફઘાનયુદ્ધમાં પરિણમ્યું. આ દૃષ્ટિએ ભારતીય ઇતિહાસમાં લૉર્ડ ઑકલેંડનો શાસનકાળ અગત્યનો છે. આ શાસનકાળમાં જ બ્રિટિશ ભારતીય સામ્રાજ્યની વૈજ્ઞાનિક સીમા (સાયન્ટિફિક ફ્રન્ટીઅર) નક્કી કરવા પ્રયત્નો શરૂ થયા. જેને પરિણામે ધીમે ધીમે સિંધ, પંજાબ, બલુચિસ્તાન, ચિત્રાલ અને અફઘાનિસ્તાનના કેટલાક ભાગોને તે વખતે સ્વતંત્રતા ખોવી પડી.

### બર્ન્સની મધ્ય એશિયાની મુસાફરી

લૉર્ડ ઑકલેંડના સમયમાં અફઘાનિસ્તાનમાં દોસ્ત મોહમ્મદખાં બાદ-

શાહ હતો. તેની પહેલાંનો બાદશાહ શાહશુજા લુધિયાણામાં અંગ્રેજોના મહેમાન તરીકે રહેતો હતો. સિંધુ નદીની તપાસ કરવાનું અને મહારાજા રણજીતસિંહને ઘોડા અને ગાડી ભેટ આપવાનું કામ એક ચતુર અંગ્રેજ લેફ્ટેનન્ટ બર્ન્સને સોંપવામાં આવ્યું હતું. આ બધી ભેટો રણજીતસિંહને અપાયા પછી બર્ન્સને ઈ. સ. ૧૮૩૨માં મધ્ય એશિયામાં મોકલવામાં આવ્યો. કારણ એમ બતાવવામાં આવ્યું કે અંગ્રેજોને રશિયાની ચડાઈની બીક છે, તેથી ભારત તથા મધ્ય એશિયાની વચ્ચે આવેલી સત્તાઓને કંપની તરફ વાળી લેવા માટે બર્ન્સને મોકલવામાં આવે છે. બર્ન્સની સાથે ડોકટર જીરાર્ડ નામનો એક બીજો અંગ્રેજ, કાશ્મીરી પંડિત મુનશી મોહનલાલ તથા મોહમ્મદઅલી નામનો એક મુસલમાન સરવેયર હતા. આ પંડિત મોહનલાલ બહુ ચાલાક અને દિલ્હી કૉલેજના સૌથી પહેલા વિદ્યાર્થીઓમાંનો એક હતો. આ લોકો પ્રથમ અફઘાનિસ્તાન પહોંચ્યા. અમીર દોસ્ત મોહમ્મદખાંએ તેમની સારી બરદાસ્ત કરી. ત્યાર પછી એક વરસ સુધી મધ્ય એશિયામાં રખડયા બાદ ઈ. સ. ૧૮૩૩માં આ લોકો અનેક કાગળો અને નકશાઓ સાથે ભારત પાછા આવ્યા. પાછા ફર્યા પછી ભારત તથા ઈંગ્લાંડ બંને જગાએ બર્ન્સનાં ખૂબ વખાણ કરવામાં આવ્યાં. ખરી રીતે બર્ન્સની આ મુસાફરીમાં જ પ્રથમ અફઘાનવિગ્રહનો પાયો નખાયો. બર્ન્સના પાછા ફર્યા પછી થોડા દિવસે ઑકલૅંડ ગવર્નર જનરલ થયો.

**બર્ન્સનું વ્યાપારી મિશન**

અંગ્રેજ લોકો ઘણા દિવસથી અફઘાનિસ્તાન સુધી પોતાના પગ ફેલાવવા માગતા હતા. રશિયાનો ડર એ તો ખાલી એક બહાનું જ હતું. ઈ. સ. ૧૮૩૬ના અંતમાં બર્ન્સને વ્યાપારી મિશન (કૉમર્શિયલ મિશન) ઉપર ફરી વાર કાબુલ મોકલવામાં આવ્યો. ઇતિહાસલેખક સર જોન કે આ મિશનના સંબંધમાં લખે છે:—

"પૂર્વની પરિભાષામાં 'વ્યાપાર' શબ્દ કેવળ 'દેશવિજય'નું બીજું નામ છે. × × × અને આ વ્યાપારી મિશન ગંભીર રાજનૈતિક કપટનીતિને છુપાવી રાખવાના કપટવેશ જેવું જ હતું." ૧

૧ "Commerce, in the vocabulary of the East, is only another name for conquest . . . and this commercial mission became the cloak of grave political designs."-Kaye's *Lives of Indian Officers*, vol. ii, p. 33.

જરૂર અહીં 'પૂર્વ' શબ્દનો અર્થ 'પૂર્વના દેશોની સાથે પશ્ચિમના દેશોનો સંબંધ' એવો જ છે.

અંગ્રેજોના આ વ્યાપારી મિશને ૨૦મી સપ્ટેંબર ૧૮૩૭ના રોજ કાબુલમાં પ્રવેશ કર્યો. ભોળા અફઘાન બાદશાહે બહુ ઉત્સાહથી આનું સ્વાગત કર્યું. મિશનનો એક ઉદ્દેશ એ હતો કે રશિયાની વિરુદ્ધ દોસ્ત મોહમ્મદખાંને અંગ્રેજોના પક્ષમાં લઈ લેવો. પણ આ ઉદ્દેશ પાર ન પડી શક્યો, અને બર્ન્સ તથા તેના સાથીઓ નિષ્ફળ થઈને પાછા ભારતમાં આવ્યા.

**દોસ્ત મોહમ્મદની માગણી**

આ નિષ્ફળતાનું એક કારણ એ હતું કે અફઘાનિસ્તાનનો પૂર્વનો થોડોક મુલક, ખાસ કરીને પેશાવરનો ફળદ્રુપ જિલ્લો મહારાજા રણજીતસિંહે અફઘાનિસ્તાન પાસેથી પડાવીને પોતાને તાબે રાખ્યો હતો. દોસ્ત મોહમ્મદે કહ્યું કે જો અંગ્રેજો રશિયાની વિરુદ્ધ મારી મદદ માગતા હોય તો મને રણજીતસિંહ પાસેથી આ મુલક પાછો લઈ લેવામાં મદદ કરે. દોસ્ત મોહમ્મદખાંની માગણી ખોટી નહોતી; પરંતુ અંગ્રેજોની નીતિ એ વખતે અફઘાનિસ્તાનને વધારે મજબૂત બનાવવાની નહોતી દોસ્ત મોહમ્મદખાં એક યોગ્ય અને બળવાન શાસક હતો. ઘણા દિવસોથી અંગ્રેજો અફઘાનિસ્તાનનું સ્વતંત્ર અસ્તિત્વ નષ્ટ કરવાની ફિકરમાં હતા; તેમના હાથમાં શાહસુજારૂપી એક સરસ સાધન મોજૂદ હતું. તેઓ તો ફક્ત યુદ્ધનું બહાનું જ શોધતા હતા. એ વખતના એક ઉલ્લેખ ઉપરથી એ વાત પણ સ્પષ્ટ સમજાય છે કે મહારાજા રણજીતસિંહના મૃત્યુ પછી તેનું રાજ્ય સહેલાઈથી તાબે કરી શકાશે એવો અંગ્રેજોને વિશ્વાસ હતો. બર્ન્સે દોસ્ત મોહમ્મદખાંની વાત ન માની. આથી જ એને ભારત પાછા ફરવું પડ્યું.

**અફઘાનિસ્તાન સાથે યુદ્ધની તૈયારી**

બર્ન્સ ભારત પહોંચ્યો કે તરત જ અફઘાનિસ્તાનની સાથે યુદ્ધ કરવાની તૈયારીઓ શરૂ કરવામાં આવી. ઇતિહાસલેખક કે લખે છે કે જ્યારે બર્ન્સ કાબુલમાં દોસ્ત મોહમ્મદખાંની સાથે દોસ્તી કરવાની બરાબર બનાવટી કોશિશ કરતો હતો ત્યારે—[૨]

"હિમાલયના પહાડ ઉપર કાવતરાંના અખાડા જેવા એ સિમ-

૨ "Other counsels were prevailing at Simla—that great hotbed of intrigue on the Himalayan Hills— . . . They conceived



દોસ્ત મોહમ્મદખા
( By courtesy of the Curator, Victoria Memorial, Calcutta )

લામાં બીજી જાતની જ વાટાઘાટો ચાલુ હતી. × × × ત્યાં શાહ-સુજાના જૂના પદચ્યુત કુળને ફરી કાબુલની ગાદી ઉપર બેસારવાનું નક્કી કરી લેવાયું હતું, અને શાહસુજાને લુધિયાણાની ધૂળમાંથી ઉપાડીને પોતાના એક સાધન અને લાકડાના પૂતળા જેવો બતાવી મૂકવામાં આવ્યો હતો. × × × "

## પાર્લમેંટના કાગળોમાં પ્રપંચ

બેશક આ કુચક્રોના સૂત્રધાર સિમલાની શીતળ ટેકરી ઉપર રહેનારા કંપનીના અગ્રેજ પ્રતિનિધિઓ જ હતા. પ્રથમ અફઘાનયુદ્ધથી અંગ્રેજોની રાજનીતિ અને તેમના રાષ્ટ્રીય ચારિત્ર્ય ઉપર આશ્ચર્યજનક પ્રકાશ પડે છે. આ યુદ્ધ વખતે એક અગત્યની બાબત તો એ બહાર આવી કે ઈંગ્લાંડની પાર્લામેંટના પત્રો પણ સત્યાસત્યની દૃષ્ટિએ વિશ્વસનીય નહિ ગણી શકાય. બર્ન્સે દોસ્ત મોહમ્મદખાંના સંબંધમા કાબુલથી કેટલાક પત્રો લખ્યા હતા; આ પત્રમાં દોસ્ત મોહમ્મદખાંના ચારિત્ર્યનાં વખાણ કર્યાં હતાં. પરંતુ હવે અંગ્રેજો તેની સાથે યુદ્ધ કરવા માગતા હતા, આથી સામાન્ય માણસોની નજરમાં દોસ્ત મોહમ્મદખાંને હલકો બતાવી ઉતારી પાડવાની જરૂર હતી. બર્ન્સે જે પત્રો પાર્લામેંટ ઉપર લખ્યા હતા અને જે દફતરે હતા તેમાં સુધારાવધારો કરવામાં આવ્યો: એટલે સુધી કે જે દોસ્ત મોહમ્મદખાંના ચારિત્ર્યની બર્ન્સે ખૂબ પ્રશંસા કરી હતી તેની નિંદા પણ બર્ન્સની જ કલમમાંથી દેખાય. આ સુધારાવધારાનો ભેદ બર્ન્સના મૃત્યુ પછી તેના પિતાએ પ્રગટ કર્યો, અને ઈંગ્લંડના રાજાની પાસે રીતસર ફરિયાદ કરી કે આપના મંત્રીઓએ આ પ્રપંચ કરીને મારા પુત્રના યશને કલંકિત કરવાનો પ્રયત્ન કર્યો છે. આ સુધારાવધારાના સંબંધમાં ઇતિહાસલેખક કે લખે છે:—[3]

*" સાર્વજનિક લોકોના પત્રવ્યવહારમાં આ જાતના સુધારાવધારા* કરવાની પ્રથા પ્રત્યે હું મારો તિરસ્કાર દર્શાવ્યા વગર રહી શકતો

---

the idea of reinstating the old deposed dynasty of Shah Shuja, and they picked him out of the dust of Ludhiyana to make him a tool and a puppet.—Kaye's *Lives of Indian Officers* vol ii, p. 36.

3 "I can not indeed suppress the utterance of my abhorrence of this system of garbling the official correspondence of public

પ્રધાન, અન્ય પ્રધાનો અને મુખ્ય ગઝનીનિરોની એક ખાનગી સભા મળી હતી. આમાં ઠરાવવામાં આવ્યું હતું કે જેમ બને તેમ ભારતનાં બાકીનાં બધાં રાજ્યો, જે કંપનીના સામંત જેવાં છે, તેમનો અંત આણીને તેમના મુલકો ખાલસા કરી કંપનીના રાજ્યમાં ભેળવી દેવામાં આવે. લખ્યું છે કે કેવળ આને જ આધારે દત્તક પુત્રને ગાદીનો કશો અધિકાર નથી એવું બહાનું બતાવીને, કોલાબાનું રાજ્ય જે ઠીકઠીક મોટું હતું તે મુંબઈ સરકારે ખાલસા કરી નાખ્યું. આ જ અનુસાર થોડાં વર્ષો પછી ડેલહાઉઝીએ ઝાંસી, નાગપુર વગેરે રાજ્યો ખાલસા કરીને હજમ કર્યાં. ખરી રીતે આ અપહરણનીતિ ઇંગ્લાંડના પ્રધાનોની નિશ્ચિત નીતિ જ હતી. ૪

## રણજીતસિંહનું મૃત્યુ

યુદ્ધ શરૂ કરતા પહેલાં કંપની, મહારાજા રણજીતસિંહ અને શાહસુજા ત્રણે વચ્ચે એક સંધિ થઈ. આ સંધથી સિંધનું સ્વાધીન અસ્તિત્વ ભવિષ્યમાં સંકટમાં આવી પડયું. અંગ્રેજોએ શાહસુજાને કાબુલની ગાદીએ બેસાડવાનો નિશ્ચય કર્યો–કબૂલ કર્યું, શાહસુજાએ સિંધમાં અંગ્રેજોને સ્વતંત્ર છોડવાની–કહો કે ગમે તે કરવાની રજા આપી. આ સંધિથી રણજીતસિંહને કોઈ ખાસ લાભ મળતો નહોતો. એમ પણ કહેવાય છે કે આ સંધિમાં રણજીતસિંહ સંપૂર્ણ રીતે સહમત પણ નહોતો; પરંતુ ગમે તેમ કરીને તેની સહી લઈ લેવામાં આવી. આ સંધિ થયા પછી થોડા જ દિવસોમાં રણજીતસિંહનું મૃત્યુ થયું.

ત્યાર પછી આગામી અફઘાનયુદ્ધના સંબંધમાં કંપની તરફથી એક જાહેરનામું પ્રગટ કરવામાં આવ્યું, - જે જાહેરનામું બીજાં જાહેરનામાંઓની માફક જ આદિથી અંત સુધી અસત્યથી ભરપૂર હતું.

## અફઘાનિસ્તાન ઉપર ચડાઈ

આખરે અફઘાનિસ્તાન ઉપર ચડાઈ કરવામાં આવી. મુંબઈની સેના સિંધ અને બલુચિસ્તાનમાં થઈને અને ઉત્તર હિંદની સેના પંજાબમાં થઈને ખૈબરઘાટને રસ્તે અફઘાનિસ્તાન પહોંચી. આ સેનાઓની યાત્રાનું વિસ્તારપૂર્ણ વિવેચન કરવાની જરૂર નથી. ફક્ત રસ્તામાં સિંધના અમીરો ઉપર અંગ્રેજોએ જે અત્યાચાર કર્યા તેનું થોડુંક વર્ણન આપવું જરૂરી છે.

## સિંધના અમીરો ઉપર જુલમ

હૈદ્રાબાદ ( સિંધ )ના અમીરો સ્વતંત્ર હતા, છતા પણ તેમની રજા

૪ Memoir of General John Briggs, p. 277.

વગર અંગ્રેજી સેના જબરદસ્તીથી સિંધુમાં થઈને અફઘાનિસ્તાન તરફ આગળ વધી. હજી તાજેતરમાં જ અમીરોની સાથે થયેલી સંધિથી આ કાર્ય તદ્દન વિરોધી હતું. જે વખતે સિંધના અમીરોએ સિંધુ નદી મારફત મહારાજા રણજીતસિંહને ભેટ લઈ જવા દેવાની મંજૂરી આપી હતી ત્યારે જ આ નદી મારફતે કોઈ પણ જાતનો લશ્કરી સામાન કે લશ્કર લઈ જવામાં નહિ આવે એ બાબત ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો હતો. હવે લૉર્ડ ઑકલેંડે એ સંધિને કાગળનો કટકો સમજી ફાડીને ફેંકી દીધી; એટલું જ નહિ પણ કે લખે છેઃ—

"ખબર હતી કે અમીરો નિર્બળ છે. એમ પણ માનવામાં આવતું હતું કે તેમની પાસે પુષ્કળ ધન છે. નક્કી કરવામાં આવ્યું કે તેમનું ધન લઈ લેવું અને તેમનો દેશ કબજે કરવો. તેમની સાથે કરેલી સંધિઓને સંગીનોના જોરે તોડવાનું નક્કી થયું, પરંતુ સાથોસાથ મિત્રતા અને પરસ્પર પ્રેમનાં અનેક કપટવાક્યોની વર્ષા જારી રાખવામાં આવી."[૫]

અમીરો સાથે નવી સંધિ

સિંધના અમીરોને કહેવામાં આવ્યું કે હવેથી તમારે શાહસુજાને તમારા અધિરાજ તરીકે સ્વીકારવો અને તેને અફઘાનિસ્તાનની ગાદીએ બેસારવા માટે અંગ્રેજોને ધનની મદદ કરવી; સિંધના અમીરો પાસેથી ભવિષ્યને માટે ખંડણી તરીકેના વાર્ષિક ત્રણ લાખ રૂપિયા લેવાના ઠરાવ્યા અને યુદ્ધના ખર્ચ પેટે વધારાના એકવીશ લાખ રૂપિયા પડાવવામાં આવ્યા. આ બધા માટે એક નવી સંધિ તેમની સમક્ષ રજૂ કરવામાં આવી. તે સમયની બધી ઘટનાઓનું નજરે જોયેલું વર્ણન કરતાં એક અંગ્રેજ લેખક લખે છેઃ—

"કેપ્ટન ઇસ્ટિવાકે લાગ જોઈને પોતાના મિશનનો કડવો ઘૂંટડો પોતાના મિજબાનોને ગળે ઉતારી દીધો. × × × અમીરોએ શાંતિ-

૫ "The Amirs were known to be weak; and they were believed to be wealthy. Their money was to be taken; their country to be occupied; their treaties to be set aside at the point of the bayonet but amidst a shower of hypocritical expressions of friendship and good-will."-Kaye's *History of the War in Afghanistan*, vol. i, p. 401.

પૂર્વક સાંભળ્યું. × × × જ્યારે નવી સંધિ વંચાઈ રહી ત્યારે બલૂચીઓમાં વ્યાકુળતા દેખાવા લાગી. તે વખતે જો અમીર જરા જેટલો પણ ઇશારો આપત તો અમારી પાછળ જે અસભ્ય અસભ્ય અને નિર્દય બલૂચી નાગી તલવારે ઊભા હતા તેમની તલવારો અમારા જીવનનો અંત લાવવા માટે પૂરતી હતી. પહેલાં અમીર નૂરમોહમ્મદખાએ પોતાના બંને સાથીઓને બલૂચી ભાષામાં કહ્યું, કે 'જે આ ફિરંગીઓના શબ્દો ઉપર ઇતબાર રાખે એ શખ્સને ધિક્કાર છે.' ત્યાર પછી અંગ્રેજ પ્રતિનિધિ તરફ ફરીને ગંભીરતાથી તે ફારસી ભાષામાં બોલ્યોઃ 'હું જાણું છું કે તમે તમારી મરજીમાં આવે ત્યારે અને તમારી સગવડતાએ સંધિને બદલી શકો છો. શું તમારા દોસ્તો અને મહેરબાનોની સાથે સંધિ કરવાની તમારી આ રીત છે? અમારા મુલકમાંથી તમારી ફોજને બહાર જવા દેવા માટે તમે અમારી રજા માગી; અમે તમારી દોસ્તી અને તમારાં વચનો પર વિશ્વાસ રાખીને વગર સંકોચે તમારી વાત મંજૂર રાખી. જો અમે એમ જાણતા હોત કે તમારી સેના અમારા મુલકમાં લાવ્યા પછી તમે અમને જ ધમકાવશો, જબરદસ્તીથી અમારે માથે બીજી સંધિ ઠોકી બેસારશો અને ત્રણ લાખ રૂપિયા વાર્ષિક ખંડણી અને એકવીશ લાખ રૂપિયા ફોજના ખર્ચ માટે રોકડા પડાવશો, તો અમે આ સમય માટે અમારી જાન અને મુલકની રક્ષાનો ઉપાય કરી રાખત. તમે જાણો છો કે અમે બલૂચી છીએ, વાણિયા નથી, કે તમે સહેલાઈથી ડરાવી જાઓ.' × × ×

"કેપ્ટન ઈસ્ટવીકે શાંતિપૂર્વક આ બધી વાત સાંભળી અને સંક્ષેપમાં જવાબ આપ્યોઃ 'જરૂર પડયે દોસ્તોએ દોસ્તોને મદદ કરવી જોઈએ.' મીર નૂરમોહમ્મદે હસીને પોતાના ભાઈઓને બલૂચી ભાષામાં કંઈક કહ્યું. × × × પછી નિસાસો મૂકીને કેપ્ટન ઈસ્ટવીકને કહ્યું: 'આપ દોસ્ત શબ્દનો જે અર્થ કરો છો તે હું સમજતો હોત તો સારું હતું. અમે આ વખતની તમારી માગણીઓનો તરત ફેંસલો લાવી શકીએ એમ નથી.'" ૧

**લૂંટ અને અત્યાચાર**

ત્યાર પછી સિંધના અમીરોને વશ કરવા માટે અંગ્રેજી સેનાએ સિંધી

૧ *Autobiography of Lutfullah*, pp 277—279, 294—296,

પ્રજાને લૂંટવાનું, મારવાનું અને બીજા તરેહ તરેહના અત્યાચારો કરવાનું શરૂ કર્યું. આ લૂંટફાટ કરીને અમીરોને કદાચ એમ બતાવવાનો ઉદ્દેશ હોય કે જો તમે મૈત્રીદાવે કંપનીને મદદ ન આપી તો કંપનીની સેના જોરજુલમથી પોતાને જરૂરી વસ્તુઓ પ્રજા પાસેથી પડાવશે.

દેશભરમાં ઠેકઠેકાણે જગાએ અંગ્રેજ અમલદારોએ બલૂચી પ્રજા ઉપર કેવી જાતના અત્યાચારો કર્યા, કઈ રીતે નિર્દોષ બલૂચી છોકરાઓના લાંબા વાળ એકબીજાની સાથે બાંધીને તેમનાં માથાં બંદૂકથી ઉડાવી દેવામાં આવ્યાં, એ બધી રોમાંચક કથની તે સેનાના અંગ્રેજ અમલદારોએ લખેલાં વર્ણનોમાં મોજૂદ છે. ૭

અંતે પોતાનાં અને ખાસ કરીને પોતાની પ્રજાનાં આ બધાં કષ્ટોથી લાચાર બનીને ઈ. સ. ૧૮૩૯માં સિંધના અમીરોએ નવી સંધિ ઉપર સહી કરી. પુષ્કળ લૂંટ અને યુદ્ધના ખર્ચના એકત્રીશ લાખ રૂપિયા રોકડા લઈને અંગ્રેજી સેના આગળ વધી

### કાબુલ લીધું

ત્યાર પછી અંગ્રેજી સેના અફઘાનિસ્તાન પહોંચી થોડા જ દિવસોમાં કેવળ પોતાનાં કાવતરાંથી જ અફઘાનિસ્તાનના અનેક સરદારોને પોતાના પક્ષમાં ફોડીને શાહસુજાને નામે અંગ્રેજોએ કાબુલ ઉપર કબજો મેળવ્યો, શાહસુજાને કાબુલની ગાદીએ બેસાર્યો અને દોસ્ત મોહમ્મદખાંને કેદ કરીને ભારત તરફ રવાના કર્યો.

### અફઘાનિસ્તાનની પરિસ્થિતિ

જે ઉદ્દેશ સામે રાખીને અંગ્રેજોએ અફઘાનિસ્તાનમાં પ્રવેશ કર્યો હતો તે જાહેર રીતે પૂરો થયો પરંતુ અફઘાનિસ્તાનની અંદર યુદ્ધ પૂરું ન થયું. અંગ્રેજોની શરૂઆતની સફળતાનું કારણ તો એ જ હતું કે તેમણે ત્યાંના અનેક સરદારો અને મોટા ભાગની પ્રજાને ખોટાં વચનો આપીને તથા શાહસુજાને નામે પોતાના પક્ષમાં લીધા હતા. જે પક્ષ અંગ્રેજો તથા શાહસુજા બંનેની વિરુદ્ધ હતો તેણે દોસ્ત મોહમ્મદના પુત્ર અકબરખાંની સરદારી નીચે બરાબર બે વરસ સુધી લડત ચાલુ રાખી. દરમિયાન અંગ્રેજોની ખેટી ચાલબાજી, તેમના અત્યાચારો અને દુરાચારો જોઈને ધીમેધીમે તે

---

૭ *Narrative of the Campaign of the Army of Indus in Sindh and Cabul, in 1838-39*, by P. H. Kennedy, 2 vols

પક્ષના લોકો પણ અંગ્રેજોથી વિમુખ થતા ગયા.

પંડિત મોહનલાલ જે અંગ્રેજોનો ખાસ માણસ હતો, અને જે યુદ્ધ વખતે સાથે જ હતો, તેણે પોતાના 'લાઈફ ઑફ દોસ્ત મોહમ્મદખાં' નામના પુસ્તકમાં અંગ્રેજોએ અફઘાનિસ્તાનમાં કરેલા અત્યાચારોના સંબંધમાં સ્પષ્ટ રીતે લખ્યું છે કે અંગ્રેજોએ ન તો રાજશાસન ખુલ્લી રીતે પોતાના હાથમાં લીધું, કે ન શાહસુજાને સોંપ્યું. બહારથી બતાવવા માટે તેમણે શાહસુજાને તખ્ત ઉપર બેસાર્યો; પરંતુ અંદરખાનેથી તેઓ નાની નાની બાબતોમાં પણ સંધિપત્રથી વિરુદ્ધ રાજકારભારમાં હસ્તક્ષેપ કરવા લાગ્યા. પરિણામે શાહસુજા અને તેના માણસો પણ અંગ્રેજોથી અસંતુષ્ટ થયા. આ સિવાય પંડિત મોહનલાલ લખે છે કે અંગ્રેજોએ ત્યાંના જુદા જુદા સરદારો સાથે જે કબૂલાતો આપી હતી તેમાંની એક પણ પૂરી ન કરી. આ તમામ સરદારો પાસે અંગ્રેજી અમલદારોના હાથની ચિઠ્ઠીઓ મોજૂદ હતી, પરંતુ તેની જરા પણ પરવા ન કરી. પંડિત મોહનલાલના પોતાના જ શબ્દો છે કેઃ—

"ખરી રીતે આપેલાં વચનો તોડવાના અને રાજનૈતિક વહેવારોમાં દગો દેવાના આપણા એટલા બધા દાખલા છે, અને જે હું જાણું છું, કે તેમને એક સાથે ગોઠવીને મૂકવા એ બહુ અઘરું કામ છે." [૮]

### અફઘાનિસ્તાન અને બંગાળા

ખરી રીતે પ્લાસીના યુદ્ધ પછી અંગ્રેજો બંગાળામાં જે બાજી રમ્યા હતા, બરાબર તે જ રમત અહીં પણ તેઓ રમવા માગતા હતા. દોસ્ત મોહમ્મદખાં કાબુલનો સિરાજુદ્દૌલા હતો અને શાહશુજા તે દેશનો મીરજાફર હતો. ક્લાઈવની જગાએ અફઘાનિસ્તાનમાં કંપની સરકારનો પ્રતિનિધિ મેકનોટન હતો. તે નીતિરીતિમાં ક્લાઈવને પગલે ચાલવાનો સારી રીતે પ્રયત્ન કરતો હતો.

### પંડિત મોહનલાલ

મેકનોટન અને તેના સાથીઓએ પોતાનાં કાવતરાંથી અફઘાનિસ્તાનના

૮ "There are, in fact, such numerous instances of violating our engagements and deceiving the people in our political proceedings, within what I am acquainted with, that it would be hard to assemble them in one series"—*Life of Dost Mohammad Khan*, pp. 208-209

લોકોમાં કાયમી કુસંપ પેદા કરાવવા પુષ્કળ પ્રયત્ને કર્યા. કાશ્મીરી પંડિત મોહનલાલે આમાં બહુ ભારી સહાય આપી. ઇતિહાસલેખક કે લખે છે કેઃ—

"એમ જણાય છે કે દેશદ્રોહીએ પેદા કરવાની મુનશી મોહનલાલમાં અસાધારણ શક્તિ હતી. અને આ યુદ્ધના અંત સુધી તે શક્તિ જરા પણ મોળી પડી નહોતી."[૯]

## ગુપ્ત રીતે ખૂનો કરવાનો પ્રબંધ

લાંચરુશવતો આપીને અફ્ઘાન સરદારોને ફોડવા, કુસંપ પેદા કરાવવો શિયા અને સુન્નીઓને સામસામા લડાવવા, અને જે સરદારો હાથમાં ન આવે તેમનાં છાની રીતે ખૂન કરાવવાં, એ બધું કામ મોહનલાલનું હતું. ઈ. સ. ૧૮૪૧ના નવેમ્બરની ૫મી તારીખે અંગ્રેજ અમલદાર લેફ્ટનંટ જોન કોનોલીએ બાલાહિસ્સારના કિલ્લામાંથી મોહનલાલ ઉપર નીચે મુજબ કાગળ લખ્યોઃ—[૧૦]

"કઝિલબાશ સરદારો, શીરીનખાં, નાયબશરીફ તેમ જ શિયા પંથના બધા સરદારોને કહો કે તેઓ બળવાખોરોની વિરુદ્ધમાં આપણને મળી જાય. ખાન શીરીનને એક લાખ રૂપિયા આપવાનું તમે વચન આપી શકો છો; ફક્ત આ રૂપિયા તેને એક જ શરતે આપવા કે તે બળવાખોરોને કાં તો મારી નાખે યા તો પકડી લે; અને ઉપરાંત બધા શિયા લોકોને હથિયાર આપીને તેમને સાથે લઈને તત્ત જ બળવાખોરો ઉપર હલ્લો કરે. શિયાને સેવા કરી બતાવવાનો આ જ સમય છે. જે સરદારો આપણા તરફ વળેલા છે તેઓ આપણા અંગ્રેજ

૯ "The Munshi (Mohanlal) seems to have been endowed with a genius for traitor-making, the luster of which remaine-undimmed to the very end of the war."—*History of the Afghan War*, by Kaye, vol i, p 159.

૧૦ "Tell the Kuzzil Bash chiefs, Shoreen Khan, Nayab Sheriff, in fact, all the chiefs of Shiyah persuasion, to join against the rebels. You can promise on lakh of rupees to Khan Shereen on the condition of his killing and seizing the rebels and arming all the Shiyas, and immediately attacking all rebels. This is the time for the Shiyas to do good service Tell the Chiefs who are well disposed, to send respectable agents to the



લેફ્ટેનંટ જૉન કોનોલી ( અફઘાન વેશમાં )

( મોહનલાલ કૃત લાઇફ ઑફ અમીર દોસ્ત મોહમ્મદખાં'માંથી )

ઈજ્જતનો બહુ ખ્યાલ રાખે છે. કાબુલમાં એવી જાતનાં કામો કરવામાં આવ્યાં કે જેથી તેઓ શરમથી પાણીપાણી થઈ ગયા અને તેનો બદલો લેવા માટે ઉતાવળા થઈ ગયા. × × × પૂરાં બે વરસ સુધી કાબુલીઓના મનમાં આ શરમ આગની માફક ધૂંધવાતી રહી; કેટલાક પ્રભાવશાળી અને પ્રસિદ્ધ આદમીઓનાં ઘરોની પણ આ જ રીતે આબરૂ લેવામાં આવી. તેમણે ફરિયાદો કરી, પરંતુ વ્યર્થ. આ કાળું કામ ખુલ્લી રીતે કરવામાં આવતું; બધા આ વાત જાણતા હતા. કોઈ ઇલાજ ન રહ્યો; પાપ ઓછું થવાનાં ચિહ્નો ન દેખાયાં; અને એ અસહ્ય થયું ત્યાં સુધી ચાલુ જ રહ્યું. આખરે આ અત્યાચારપીડિત લોકોને ખાતરી થઈ કે પોતાનું બળ વાપર્યા સિવાય બીજો કોઈ રસ્તો હવે બાકી નથી. આટલું જ મોઘમ રીતે કહેવું એ આ દુઃખકર બિના માટે પૂરતું છે."

### અફઘાનોનું ચારિત્ર્ય

અફઘાનો ભોળા હતા. તેઓ આ પરદેશીઓને પિછાનતા ન હતા. શરૂઆતમાં તેઓ તેમની કપટજાળમાં ફસાઈ ગયા. પરંતુ તેઓ શૂરવીર હતા, તેમનામાં સ્વમાન હતું, તેઓ સંગઠિત હતા અને તેમના કરતાં વધારે પ્રાચીન અને વધારે સભ્ય ભારતવાસીઓ જે દોષોના ભોગ થઈને પોતાની પ્યારી આઝાદી ખોઈ બેઠા હતા તે દોષો હજી આ અફઘાનિસ્તાનમાં પેદા થયા નહોતા. અફઘાનોએ જોયું કે દગો બેઈમાની, લૂંટ, હત્યા અને પોતાની

---

there were things done in Cabul which covered them with shame and roused them to revenge. . . . For two long years, *now had this shame been burning itself into the hearts of the* Cabulies; and there were some men of note and influence among them who knew themselves to be thus wronged, complaints were made; but *they* were made in vain. *The scandal* was open, undisguised, notorious. Redress was not to be obtained. The evil was not in course of suppression. It went *on till it became intolerable* and the injured then *began to* see that the only remedy was in their own hands. It is enough to state broadly this painful fact."—Kaye's *History of the Afghan War*, vol i, pp 143-114

સ્ત્રીઓના સતીત્વના નાશ સિવાય બીજું કશું આ પરદેશીઓ પાસેથી મળી શક્યું નથી. તેમની આંખો ઊઘડી ગઈ. તેઓ પરદેશીઓને હવે બરાબર પામી ગયા. પોતાની કોમી આઝાદીની સાથેસાથ જ કોમી ઇજ્જતને પણ તેમણે નજીકના ભવિષ્યમાં જ ખતમ થતી જોઈ. તેમનું લોહી ઊકળવા લાગ્યું. બદલો લેવા તેઓ તલપાપડ થઈ ગયા.

### શાહશુજાનું ખૂન

હવે અફઘાનોએ એક થઈને પોતાના દેશમાંથી અંગ્રેજોને હાંકી કાઢવાનો સંકલ્પ કરી લીધો. તેઓ સમજી ચૂક્યા કે આપણી આ બધી આપત્તિઓનું મૂળ કારણ શાહશુજા છે. શાહશુજા જાણી ગયો; તે ડરી ગયો. તેણે ફરી એક વાર કાબુલથી નાસીને ભારતમાં આશરો લેવાનો નિશ્ચય કર્યો; પરંતુ એટલામાં તો ઈ. સ. ૧૮૪૨ના એપ્રિલની ૫મી તારીખે એક માથાફરેલ અફઘાને પોતાની બંદૂકથી આ અફઘાન મીરજાફરના જીવનનો અંત આણ્યો.

### બર્ન્સનું ખૂન

બીજો એક માણસ જેને અફઘાનો અત્યંત ધિક્કારતા હતા તે અંગ્રેજ રાજદૂત બર્ન્સ હતો. અફઘાનોએ જાણી લીધું કે જે બર્ન્સનું અફઘાન બાદશાહ તથા પ્રજાએ આટલું બધું સ્વાગત કર્યું હતું તે તો ખરી રીતે જાસૂસ હતો. તેણે અફઘાનકોમનો વિશ્વાસઘાત કર્યો હતો. આથી એક વખત ધોળે દહાડે કેટલાક અફઘાનોએ બર્ન્સના કટકેકટકા કરી નાખ્યા.

### મૅકનોટનનો પ્રપંચ

ત્રીજો માણસ જે અફઘાનિસ્તાનનો કલાઈવ થવા માગતો હતો, તે અંગ્રેજ એલચી મૅકનોટન હતો. મૅકનોટનને શરૂઆતમા ખબર નહોતી કે અફઘાનિસ્તાન એ બંગાળા નથી. હવે વાયરો બદલાઈ ગયો છે એમ જ્યારે તેણે જોયું ત્યારે નવા ગવર્નર જનરલ એલેનબરોની રજાથી મૅકનોટને દોસ્ત મોહમ્મદખાંના પુત્ર અકબરખાંની સાથે નક્કી કર્યું કે અંગ્રેજો દોસ્ત મોહમ્મદખાંને અફઘાનિસ્તાનમાં પાછો લાવીને ગાદીએ બેસારશે. આ સંધિપત્ર ઉપર મૅકનોટનની સહી પણ થઈ ગઈ. આટલું છતાં પણ મૅકનોટનના મનનું કપટ દૂર ન થયું. તેણે અકબરખાને એક કાગળ લખ્યો, ને તેમાં પોતાની મૈત્રીની ખાતરી આપ્યા પછી લખ્યું કે હું આપને જાતે મળવા માગું છું. આ જ પત્રના અંતમાં તેણે અકબરખાંને સલાહ આપી હતી કે તમારા કેટલાક સરદારો તમારી સાથે દગલબાજી કરવાના છે. તમે તેમને

ખતમ કરાવી નાખજો. બરાબર આ જ વખતે બીજી બાજુથી એ જ સરદારો જેમનાં નામ અકબરખાને જણાવ્યાં હતાં તેમના ઉપર જુદા જુદા કાગળો લખ્યા કે જેમાં અકબરખાંની વિરુદ્ધ તેમને ઉશ્કેરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. અકબરખાંએ કાગળ મળતાં જ પોતાના બધા સરદારોને ભેગા કર્યા. મૅકનૉટને જે સરદારોની વિરુદ્ધ અકબરખાંને ભંભેર્યો હતો તે સરદારો પણ આમાં હાજર હતા. આ સરદારોની આગળ મૅકનૉટનનો કાગળ અકબરખાંએ મૂક્યો. મૅકનૉટને સરદારો ઉપર લખેલા કાગળો પણ તે તે સરદારો પાસે હતા જ; તેમણે એ કાગળો પણ પોતાના ભાઈઓની સામે ધરી દીધા. અંતે મૅકનૉટનનું આ કપટ જોઈને બધા જ ખળભળી ઊઠયા.

અકબરખાં આ વખતે ચુપ રહ્યો. પછી મૅકનૉટનની માગણી મુજબ તેને તરત જ મુલાકાત માટે બોલાવ્યો. પરંતુ એમ માનવાને કારણ મળે છે કે આ વખતે મૅકનૉટન અફઘાનિસ્તાનની અંદરના અંગ્રેજોના મોટામાં મોટા શત્રુ અકબરખાંની હત્યા કરવાના ગુપ્ત પ્રયત્નો કરી રહ્યો હતો.

### મૅકનૉટનનું ખૂન

લૉર્ડ એલેનબરોએ ઈ. સ. ૧૮૪૨ના ઑકટોબરની ૫મીએ મહારાણી વિકટોરિયા ઉપર લખેલ કાગળમાં સ્પષ્ટ લખ્યું છે કે જે માણસ અકબરખાનું માથું કાપીને હાજર કરશે તેને એક મોટી રકમ ઇનામ તરીકે રોકડી આપવામાં આવશે, એવું તે વખતે ગવર્નર જનરલે જાહેર કરી દીધું હતું. બેશક, આ જાહેરાતની સૂચના મૅકનૉટનને મળી ચૂકી હોવી જ જોઈએ. જ્યારે મૅકનૉટન અકબરખાંને મળવા ગયો ત્યારે પોતાના થોડાક સિપાઈઓને છુપાવીને લઈ ગયો. આ સિપાઈઓને અકબરખાંના તંબૂ બહાર છુપાઈને રહેવાની તેણે આજ્ઞા આપી અને હુકમ કર્યો કે ગુપ્ત ઇસારો થતાંવેંત તેમણે પોતાની છૂપી જગાએથી નીકળીને એકીસાથે અકબરખાં ઉપર તૂટી પડવું.

જ્યારે મૅકનૉટન અને અકબરખાંની વચ્ચે વાતચીત ચાલુ હતી અને અકબરખાં મૅકનૉટનને તેના દુરંગી પત્રોના સંબંધમાં પૂછપરછ કરતો હતો ત્યારે અચાનક એક અફઘાન દોડતો દોડતો અકબરખાંની સામે આવીને હાજર થયો. આવીને તરત બહાર છુપાઈ રહેલા અંગ્રેજ સિપાઈઓના સમાચાર તેણે અકબરખાંને આપ્યા. આ સાંભળતાં જ અકબરખાં અને મૅકનૉટન બંને ઊભા થઈ ગયા. કંઈક વાતચીત થઈ. પ્રથમ ગોળીબાર મૅકનૉટને કર્યો. ગોળી ખાલી ગઈ. બીજી ગોળી અકબરખાંએ છોડી અને મૅકનૉટન તે જ



મોહમ્મદ અકબરખાં

( From the Life of Amir Dost Mohammad Khan by Mohanlal
Vol 1 London 1846 )



**ડૉક્ટર બ્રાઇડન**

૧૬ હજારની સેનામાંથી જીવતો બચી જલાલાબાદના ફાટક સુધી પહોંચેલો એક અંગ્રેજ
( ચિત્રકાર લેડી બટલર, વિક્ટોરિયા મેમોરિયલ, કલકત્તાના સૌજન્યથી )

તંબૂમાં ઢળી પડયો. પોતાનાં પાપનું યોગ્ય પ્રાયશ્ચિત્ત તેને મળ્યું. ૧૨

આ બધા બનાવો છતાં પણ કેટલાક અંગ્રેજ લેખકો લખે છે કે અકબરખાંએ દગો કરીને મેકનોટનનું ખૂન કર્યું.

**સોળ હજારમાંથી માત્ર એક બચ્યો**

આ રીતે અફઘાનિસ્તાનની ત્રણ રાષ્ટ્રીય આપત્તિઓ—શાહશુજા, બર્ન્સ અને મેકનોટનનો અંત આવ્યો. ત્યાર પછી અસંખ્ય અંગ્રેજો અફઘાન તલવારોનો ભોગ થઈ પડયા. બાકીની અંગ્રેજસેનાએ ભારત પાછા જવા દેવા માટે અકબરખાંને પ્રાર્થના કરી, અને કબૂલાત આપી કે અમે ભારત પહોંચીને તરત જ દોસ્ત મોહમ્મદખાંને પાછો મોકલી આપશું; અકબરખાંએ તેમની પ્રાર્થના સ્વીકારી લીધી; કેટલાક અંગ્રેજ અમલદારોને તેમની સ્ત્રીઓ સહિત જામીન તરીકે કાબુલમાં રાખી લેવામાં આવ્યાં. બાકીની બચેલી સેના ખરે શિયાળે ભારત તરફ પાછી ફરી. આ મુસાફરી તેમને માટે રણમેદાન કરતાં પણ ભયંકર નીવડી. માર્ગના અસંખ્ય અફઘાનો તથા બલૂચી સેના જેઓ બે વર્ષ અગાઉ અંગ્રેજી સેનાનાં અત્યાચારોનો અનુભવ કરી ચૂકયા હતા, તેઓ એ વાત વીસર્યા નહોતા. હવે તેમણે પેટ ભરીને પોતાનું વેર વાળ્યું. રસ્તામાં ટાઢ અને મુસાફરીના થાકને કારણે અનેક અંગ્રેજો તે પહાડોમાં જ કાયમની નિદ્રામાં સૂતા. જેટલા પુરુષો, સ્ત્રીઓ અને બાળકો કાબુલથી નીકળ્યાં હતાં, અથવા બીજી રીતે કહીએ તો અફઘાનિસ્તાનનો વિજય કરવા માટે ભારતમાંથી જે સોળ હજારની વિશાળ સેના રવાના થઈ હતી, તેમાંનો એક જ અંગ્રેજ ડૉકટર બ્રાઇડન થાકેલો અને માંદો એવો જલાલાબાદ સુધી જીવતો પહોંચ્યો.

**લૉર્ડ એલેનબરો**

દરમિયાન લૉર્ડ ઑકલેંડની જગાએ ગવર્નર જનરલ તરીકે ઈ. સ. ૧૮૪૨ના ફેબ્રુઆરીમાં લૉર્ડ એલેનબરો આવી પહોંચ્યો હતો. શાહશુજા, બર્ન્સ અને મેકનોટનની હત્યા લૉર્ડ એલેનબરોના શાસનકાળમાં જ બની.

**એલેનબરોના વિચારો**

શાસનનીતિમાં એલેનબરોએ પોતાના આદર્શ તરીકે માર્કિવસ ઑફ વેલેસ્લી અને જનરલ વેલેસ્લી જેને પાછળથી ડ્યૂક ઑફ વેલિંગ્ટન કહે-

૧૨ *Nairang-i Afghanistan* by Syed Fida Husain, Reviewed in the Modern Review for Feb 1907. p 224.

વામાં આવે છે, અને જેઓ બંને બ્રિટિશ સામ્રાજ્યના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે, તેમને રાખ્યા હતા. અફઘાનયુદ્ધથી જરા વિષયાંતર કરીને એલેનબરોના વિચારોનું દર્શન કરી લઈએ.

ઈ. સ. ૧૮૩૩માં જુલાઈની પમીએ એટલે કે ગવર્નર જનરલ નિમાયા પહેલાં નવ વર્ષે હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં ભાષણ કરતાં તે બોલ્યો હતો:—

"જરા વિચાર કરી શકે તેવો કોઈપણ માણસ રાજનૈતિક તેમ જ લશ્કરી સત્તા હિંદીઓને સોંપવાનો વિચાર નહિ કરે. × × ×

"હિંદવાસીઓને સૈનિક અને રાજનૈતિક અધિકારથી દૂર રાખવામાં આવશે તો જ આપણું અસ્તિત્વ કાયમ ટકી રહેશે. × × × આપણે ભારતીય સામ્રાજ્ય તલવારથી જીત્યું છે, અને તલવારથી જ આપણે ટકાવી રાખવું પડશે. × × ×" ૧૩

આ વાક્યો ઉપરથી અને વેલેસ્લી ભાઈઓ ઉપર લખેલા કાગળો ઉપરથી એલેનબરોના વિચારો સ્પષ્ટ જણાય છે. ઈંગ્લાંડ છોડતા પહેલાં એલેનબરોએ ડ્યૂક ઑફ વેલિંગ્ટન ઉપર કાગળ લખ્યો, જે ઉપરથી જાણી શકાય છે કે તેની નજર પંજાબ અને નેપાળ એ બે રાજ્યો ઉપર હતી. ગમે તે રીતે પણ આ બંને રાજ્યોને બ્રિટિશ સામ્રાજ્યમાં લઈ લેવા તે ઉત્સુક હતો. વળી બીજા અનેક પત્રો ઉપરથી એમ પણ જણાય છે કે બીજા બધા ગવર્નર જનરલોની માફક મરજી પડે ત્યારે ભારતીય રાજાઓની સાથે કરેલી સંધિ તોડવામા જરા પણ ખોટું નથી એવું જ તે માનનારો હતો.

### ખોટાં જાહેરનામાં

અફઘાનયુદ્ધની હાર અને વિપત્તિઓની અસર ભારતીય રાજાઓ અને પ્રજા ઉપર પડે તે અંગ્રેજોને લાભકારક નહોતું; તેથી તેમની પ્રતિષ્ઠાને ધક્કો લાગતો હતો. ઈ. સ. ૧૮૪૨ના મે મહિનાની ૧૭મીએ એલેનબરોએ ડ્યૂક ઑફ વેલિંગ્ટન ઉપર લખેલા પત્રમાં ગર્વથી સ્વીકાર્યું છે કે આ

૧૩ "No man in his senses would propose to place the political and military power in India in the hands of the natives. . . .

"Our very existence in India depended upon the exclusion of the Natives from military and political power in that country. . . . We had won the Empire of India by the sword, and we must preserve it by the same means. . . ."
—Lord Ellenborough in the House of Lords, July 5th, 1833.

અહિતકર પ્રભાવ દૂર કરવા માટે આખા ભારતવર્ષમાં જાહેરાતો કરીને ખોટા સમાચારો ફેલાવવામાં મેં જરા ય સંકોચ કર્યો નથી. ખાસ કરીને આવી ખોટી જાહેરાતો દક્ષિણ હૈદરાબાદમાં, સિંધમાં, નેપાળમાં, સાગર જિલ્લામાં અને બુંદેલખંડમાં પ્રસિદ્ધ કરવામાં આવી હતી.

**મુસલમાનોનો શત્રુ એલેનબરો**

પ્રથમ અફઘાનયુદ્ધની સાથે સંબંધ ધરાવનારી લૉર્ડ એલેનબરોના સમયની બીજી એક ઘટનાનો ઉલ્લેખ કરવા જેવો છે. યુરોપમાં લગભગ એક હજાર વરસથી મુસલમાન અને ઈસાઈઓની વચ્ચે યુદ્ધો ચાલ્યા કરતાં હતાં. લૉર્ડ એલેનબરો મુસલમાનોને અંગ્રેજોના ખાસ દુશ્મન ગણતો હતો; તે માનતો હતો કે મુસલમાનો કદી પણ અંગ્રેજોને મદદ નહિ આપે. આથી તે મુસલમાનો વિરુદ્ધ હિંદુઓને ખુશી રાખીને પોતાના પક્ષમાં લેવા માગતો હતો. અફઘાનયુદ્ધને વખતે હિંદુઓને પ્રસન્ન કરવાનો એક સુંદર અવસર લૉર્ડ એલેનબરોને મળી ગયો.

**સોમનાથનાં કમાડ**

ઈસવી સનના અગિયારમા સૈકામાં સુલતાન મહમૂદ ગઝનવી સોમનાથનાં બે સુંદર કમાડો પોતાની સાથે ગઝની લઈ ગયો હતો. આ કમાડ ઉપરનું કોતરકામ એટલું સુંદર હતું કે પાછળથી મહમૂદના મકબરા ઉપર આ કમાડનો ઉપયોગ કરવામાં આવ્યો. લૉર્ડ એલેનબરોએ હુકમ કર્યો કે આ પુરાતન કમાડ ગઝનીથી ભારતવર્ષમાં લઈ આવવાં, ઠાઠમાઠ સહિત આખા હિંદુસ્તાનમાં ફેરવવાં અને અંતે સોમનાથના મંદિરમાં તેને બેસાડી દેવાં.

એલેનબરોની આજ્ઞાનું પાલન કરવામાં આવ્યું. સોમનાથનાં કમાડ અફઘાનિસ્તાનથી ભારતમાં લાવવામાં આવ્યાં. આખા પંજાબમાં આ કમાડના વરઘોડા કાઢવામાં આવ્યા. ૧૬મી નવેમ્બરે લૉર્ડ એલેનબરોએ બધા હિંદુ સરદારો, રાજાઓ અને પ્રજા જોગ એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું કે અંગ્રેજ સરકાર હિંદુઓ અને હિંદુધર્મની ખાસ સંરક્ષક છે; અને જાહેર કરવામાં આવ્યું કે સોમનાથનાં કમાડ લાવીને પાછાં તેની મૂળ જગાએ જ ગોઠવવામાં આવશે; છતાં પણ જે કમાડ અફઘાનિસ્તાનથી લાવવામાં આવ્યાં હતાં તે આગ્રાથી આગળ ન આવી શક્યા.

આનું કારણ એ હતું કે અંગ્રેજશાસકોમાં બે જાતના વિચારો ધરાવનારા માણસો હતા. એક પક્ષ એલેનબરોની માફક મુસલમાનોની પરવા ન કરતાં હિંદુઓને પોતના પક્ષમાં રાખવા માગતો હતો; બીજો પક્ષ આ

રીતે મુસલમાનોને નારાજ કરવામાં અંગ્રેજી રાજ્યને નુકશાન છે એવું માન-નારો હતો. લૉર્ડ મેકોલે આ બીજા પક્ષમાં હતો. સોમનાથનાં આ કમાડના સંબંધમાં ઈ. સ. ૧૮૪૩ના જાનેવારીની ૧૮મી તારીખે એલેનબરો ડ્યૂક ઑફ વેલિંગ્ટનને લખે છે, કેઃ—

"મારી પૂરી ખાતરી છે કે સોમનાથનાં કમાડ ફરી તેની જગાએ સ્થાપન કરવાની જાહેરાતથી અસંખ્ય હિંદુ લોકો પ્રસન્ન તથા સંતુષ્ટ થયા છે આ બનાવથી મુસલમાનો નારાજ થયાનાં કોઈ ચિહ્નો હું જોઈ શકતો નથી; પરંતુ મુસલમાનો મૂળથી જ આપણા દુશ્મનો છે એ મારી ખાતરીની સામે મારી આંખો હું બંધ કરી શકતો નથી. આથી આપણી ખરી નીતિ તો હિંદુઓને આપણા પક્ષમાં રાખવાની હોવી જોઈએ. × × ×"૧૪

આવી જ જાતના વિચાર તેના બીજા કાગળોમાં પણ પુષ્કળ મળી આવે છે. વળી અનેક કાગળો ઉપરથી એમ પણ માલૂમ પડે છે કે ઔરંગ-ઝેબ જેવા મુસલમાનોની યાદ કરાવીને તેવા રાજાઓ એ હિંદુઓના શત્રુ છે અને અંગ્રેજ સરકાર હિંદુધર્મ અને હિંદુજાતિની રક્ષક છે, એવું તે બતાવવા માગતો હતો.

**મેકોલેનું વ્યાખ્યાન**

હજી તો સોમનાથનાં કમાડ આગ્રા સુધી પણ પહોંચ્યાં નહોતાં, ત્યાં કેટલાય અંગ્રેજોએ એલેનબરોના આ કાર્ય સામે જોરશોરથી વિરોધ ઉઠાવવાનું શરૂ કર્યું. લૉર્ડ મેકોલેએ ઈંગ્લાંડની પાર્લમેન્ટમાં ભાષણ આપતાં જણાવ્યું કે.—૧૫

"મુસલમાનોની સંખ્યા ઓછી છે, પરંતુ તેમનું મહત્ત્વ તેમની

૧૪ "I have every reason to think that the restoration of the gates of the temple of Somnath has conciliated and gratified the great mass of the Hindoo population. I have no reason to suppose that it has offended the Mussalmans, but I can not close my eyesto the belief that, that race is fundamentally hostile to us, and therefore our true policiy is to conciliate the Hindoos, . . . '—Lord Ellenborough to the Duke of Wellington, Janunry 18, 1843.

૧૫ "The Mohammedans are a minority,but their importance is

સંખ્યાના હિસાબ કરતાં ઘણું વધારે છે; કારણ કે મુસલમાન જાતિ સંપીલી, શૂરવીર, મહત્ત્વાકાંક્ષી અને યુદ્ધપ્રેમી છે. × × × જે માણસ હિંદુસ્તાનના મુસલમાનોને થોડાઘણા પણ ઓળખતો હશે તેના મનમાં તો જરા પણ શંકા નહિ રહે કે આ રીતે તેમના ધર્મનું અપમાન કરવાથી તેમનો ક્રોધાગ્નિ એકદમ ભભૂકશે."

### અંગ્રેજ શાસકોની ભારતીય નીતિ

લોર્ડ એલેનબરો ઉપર આરોપ મૂકવામાં આવ્યો કે તેણે મૂર્તિપૂજાનું સમર્થન કરીને ઈસાઈ ધર્મને કલંકિત કર્યો છે. ખરી રીતે એલેનબરોને હિંદુઓની મૂર્તિપૂજા પ્રત્યે કંઈ ખાસ પ્રેમ નહોતો કે મેકોલેને મુસલમાની ધર્મ પ્રત્યે ખાસ પ્રેમ નહોતો. પરંતુ તે કાળથી જ ભારતવર્ષમાં હિંદુ અને મુસલમાનોને એકબીજાની સામે લડાવી મારવાની નીતિ એ અંગ્રેજ લોકોની મુખ્ય નીતિ રહી છે.

લોર્ડ મેકોલે જેવાના વિરોધથી એલેનબરોનું કંઈ ચાલ્યું નહિ. અને ઉપર લખી ગયા તેમ સોમનાથનાં કમાડ આગ્રામાં જ અટકાવવામાં આવ્યાં.

### રાજનૈતિક પ્રપંચ

વાંચકોને આશ્ચર્ય થશે કે જ્યારે અફઘાનિસ્તાન ઉપર હુમલો કરવાવાળી બધી સેનામાંથી ફક્ત એક જ માણસ જીવતો પાછો આવી શક્યો તો આ કમાડ આવ્યાં કઈ રીતે? આમાં સૌથી વિચિત્ર વાત તો એ છે કે જે સોમનાથનાં કમાડનું સરઘસ કાઢવામાં આવ્યું હતું, તે ખરેખરાં સોમનાથનાં કમાડ હતાં જ નહિ આ બધો ઢોંગ અને કમાડનાં સરઘસો એ તો રાજનીતિનો એક દાવ માત્ર હતો. કંપનીના શાસકોની કૂટનીતિનું આથી સુંદર ઉદાહરણ બીજું કયું મળી શકે?

### અફઘાનયુદ્ધનો ખર્ચ

આ પછી પ્રથમ અફઘાનયુદ્ધની બહુ ઓછી હકીકત કહેવાની રહે છે બે વર્ષથી યુદ્ધનો ખર્ચ કંપની સરકારને માટે અસહ્ય થતો જતો હતો.

---

much more than proportioned to their number: for they are an united, a zelous, an ambitious, a war like class. . . . Nobody who knows anything of the Mohammedans of India can doubt that this affront to their faith will excite their fiercest indignation."—Lord Macaulay, March 1843.

ઈ. સ. ૧૮૪૧ના સપ્ટેંબરની ૧૫મીએ એલેનબરોએ મહારાણી વિક્ટોરિયા ઉપર કાગળ લખ્યો છે એમાં જણાવ્યું છે કે આ અફઘાનયુદ્ધનો વાર્ષિક ખર્ચ આ વખતે કંપનીને સાડા બાર લાખ પાઉન્ડ (લગભગ સવા કરોડ રૂપિયા) થયો છે. આ સિવાય તે વખતે સિંધુ નદીની આ બાજુ નવી ફોજો માટે દર વરસે સાડા અગિયાર લાખ પાઉંડ ખરચ કરવા પડતા હતા. બ્રિટિશ ભારતીય સરકારના બજેટમાં ૧૮૩૯–૪૦માં ચોવીશ લાખ પાઉંડની ખોટ આવી, જેમાં બીજે વરસે બીજા વીશ લાખ પાઉંડનો વધારો થયો.

છતાં પણ એશિયામાં કંપનીની સેનાની આ જબરદસ્ત શરમને ધોઈ નાખવાની જરૂર હતી. હજી સુધી દોસ્ત મોહમ્મદખાં ભારતવર્ષમાં કેદમાં હતો, અને અનેક અંગ્રેજ જામીનો અફઘાનિસ્તાનમાં હતા. યુદ્ધ બંધ કરવા માટેની અફઘાનોની સાથે કાયદેસર રીતે એકે સંધિ પણ થઈ નહોતી.

**ફરી ચઢાઈ**

જનરલ પોલાકને નવી વિશાળ સેના સહિત અફઘાનિસ્તાન મોકલવામાં આવ્યો. અંગ્રેજી સેનાનું અફઘાનિસ્તાનની અંદરનું વર્તન ફરી એવું ને એવું કલંકિત બન્યું. કાબુલ પહોંચીને જનરલ પોલાકે પોતાની સેનાને આજ્ઞા કરી કે કાબુલની મુખ્ય બજારને અને ત્યાંની બે સુંદર મસીદોને આગ લગાડવામાં આવે. જનરલ પોલાકની આજ્ઞાનું પાલન કરવામાં આવ્યું. ત્યાર પછી એમ કહેવાય છે કે કંપનીની સેનાએ કાબુલ શહેર લૂંટ્યું અને અનેક ઇમારતો જમીનદોસ્ત કરી.

**યુદ્ધનો અંત**

પરંતુ અંતે ફરી એક વાર અફઘાનોએ અંગ્રેજોને હાર ખવરાવી. અકબરખાં અને તેના સાથી અફઘાનોએ આ વખતે અંગ્રેજો પ્રત્યે પૂરી ઉદારતા બતાવી. સંધિ થઈ. દોસ્ત મોહમ્મદખાં ને તેની સાથેના બીજા અફઘાન કેદીઓને કાબુલ પહોંચાડવામાં આવ્યા. દોસ્ત મોહમ્મદખાં ફરી અફઘાનિસ્તાનના તખ્ત ઉપર બેઠો. યુદ્ધના બધા અંગ્રેજ કેદીઓને છોડવામાં આવ્યા. પોલાકને પોતાના બાકીના માણસો સહિત અફઘાનિસ્તાનની સરહદ છોડીને આવવાની રજા મળી. આ રીતે અફઘાનિસ્તાનની રાષ્ટ્રીય સ્વાધીનતાનું હરણ કરવાનો અંગ્રેજોનો પ્રથમ પ્રયત્ન નિષ્ફળ ગયો. ઇતિહાસલેખક સર જોન કે આ યુદ્ધના પરિણામ વિષે લખે છે, કે:—[૧૬]

"એક મહાન સત્ય વાચકની નજરે પડે છે કે જ્યારે આપણા

---

૧૬ ". . The reader recognises one great truth, that the

કોઈ પાપકર્મ ઉપર ઈશ્વરનો ભારે શાપ ઊતરે છે ત્યારે આપણા રાજનીતિજ્ઞોની બુદ્ધિમત્તા એ મૂર્ખતા હોવાનું સાબિત થાય છે, અને આપણા સેનાઓની શક્તિમત્તા નિર્બળતામાં પરિણમે છે; કારણ કે બધાં જ કર્મોનું ફળ આપનાર પરમાત્મા 'આપણાં કર્મોનું ફળ પણ આપણને જરૂર આપવાનો જ."

---

wisdom of our statesmen is but foolishness, and the might of our armies is but weakness, when the curse of God is sitting heavily upon an unholy cause. 'For the Lord God of recompenses shall surely requite."—Kaye's *History of the Afghan War*

# પ્રકરણ આડત્રીશમું

## સિંધવિજય

### સિંધની રાજકીય પરિસ્થિતિ

સમ્રાટ હુમાયૂના કાળથી ઈ સ ૧૭૪૯ સુધી એટલે લગભગ ૨૦૦ વરસ સુધી સિંધ મુગલસામ્રાજ્યનો એક સૂબો-પ્રાંત હતો ઈ સ ૧૭૪૦મા નાદીરશાહે સિંધ ઉપર હુમલો કર્યો ઈ સ ૧૭૪૯માં સિંધના અમીરો દિલ્હીના બાદશાહને બદલે અફઘાનિસ્તાનના બાદશાહને ખંડણી મોકલવા લાગ્યા ત્યાર પછી લગભગ નેવું વરસ સુધી સિંધના અમીરો પોતાના દેશના સ્વતંત્ર શાસક હતા

### કંપનીની કોઠી અને ઠઠ્ઠાની દુર્દશા

સિંધની સાથે ઈસ્ટ ઇંડિયા કંપનીના સંબંધની શરૂઆત અઢારમી સદીની મધ્યમા થઈ ઈસ ૧૭૫૮મા અમીર ગુલામશાહે કંપનીને ઠઠ્ઠા અને ઔરંગબંદરમા કોઠીઓ બનાવવાની રજા આપી આ વખતે સિંધમા ઠઠ્ઠા કાપડના વેપારનું મુખ્ય કેન્દ્ર હતું સર હેનરી પોટીંજર લખે છે કે તે વખતે ઉમદા કાપડ અને લુંગીઓ વણનારા ૪૦,૦૦૦, કારીગરો ઠઠ્ઠામા રહેતા હતા, ૨૦૦૦૦ અન્ય જાતના કારીગરો હતા, અને તે ઉપરાંત મહાજન શાહુકાર, અનાજના વેપારી તથા બીજા દુકાનદારો મળીને લગભગ ૬૦૦૦૦ બીજા માણસો હતા, પરંતુ કંપનીની કોઠી સ્થપાયા પછી પચાસ વરસની અંદર એટલે કે ઈ સ. ૧૮૦૯મા ઠઠ્ઠાની કુલ વસતી ઘટતા ઘટતા ૨૦,૦૦૦ ઉપર આવીને ઊભી[૧]

### વેપારની સગવડો

અમીર ગુલામશાહે કંપનીને વેપાર માટે અનેક સગવડો આપી હતી પરંતુ કંપનીના એજંટોનું વર્તન એટલું અયોગ્ય થવા લાગ્યું કે ઈ સ

---

૧ Sind Gazetteer, vol A, p 116

૧૭૭૫માં ગુલામશાહના બેટા સરફરાજે કંપનીની બધી કોઠીઓ બંધ કરાવી. ઈ. સ. ૧૭૯૯માં કંપનીનો એક નવો એજન્ટ નાથન ક્રો હૈદરાબાદ પહોંચ્યો. આ માણસની વિનતિ ઉપરથી તે સમયના અમીર ફતહઅલીખાંએ અંગ્રેજોને સિંધમાં વેપાર કરવાની રજા આપી, અને પોતાને માટે કરાંચીમાં એક મકાન બાંધવાની પણ ક્રોને પરવાનગી મળી. પરંતુ સિંધના કારીગરો અને પ્રજાની સાથેનું ક્રો અને તેના ગુમાસ્તાઓનું વર્તન એટલું બધું અસહ્ય થઈ પડ્યું કે ઈ. સ. ૧૮૦૨માં દસ દિવસની અંદર સિંધ છોડી જવાનો ક્રોને હુકમ કરવામાં આવ્યો.

**સિંધમાં કંપનીનો એલચી**

ત્યાર પછી ઈ. સ. ૧૮૦૭માં મુંબઈના ગવર્નરે ફરી પાછો એક એલચીને સિંધ મોકલ્યો. તે સમયે સિંધના શાસક તરીકે અમીર ગુલામઅલી, અમીર કરમઅલી અને અમીર મુરાદઅલી હતા. કેટલાય ભાઈઓ સાથે મળીને સુલેહસંપથી દેશ ઉપર રાજ્ય ચલાવવાની વિચિત્ર પ્રથા લગભગ સિંધમાં ચાલી આવતી હતી. અંગ્રેજ વકીલની પ્રાર્થના ઉપર ધ્યાન આપીને અમીરોએ અંગ્રેજોની સાથે એક નવી સંધિ કરી, જેમાં લખ્યું હતું, કેઃ—

"આ સંધિ પેઢી દરપેઢી કયામતના દિન સુધી ચાલુ રહેશે. અને અંગ્રેજ સરકાર કદી સિંધની એક ફૂટ જમીનની પણ ઇચ્છા નહિ કરે." ૨

**ઈ. સ. ૧૮૦૯ની સંધિ**

આ સંધિમાં લખ્યું હતું કે સિંધની સરકાર અને અંગ્રેજ સરકાર બંને એકબીજાના શત્રુઓ સામે એકબીજાને મદદ કરશે. પરંતુ આ શરત ગવર્નર જનરલને ગમતી નહોતી. આથી હજી તો આ સંધિ થયાને બે વરસ પણ પૂરાં વીત્યાં નહોતાં ત્યાં આ જૂની સંધિ રદ કરીને એક નવી સંધિ કરવા માટે ઈ. સ. ૧૮૦૯માં સ્મિથ નામનો એક અંગ્રેજ આવી પહોંચ્યો.

૨૨મી ઑગસ્ટે અંગ્રેજો અને સિંધના અમીરોની વચ્ચે ફરી એક સંધિ થઈ, જેમાંની ચાર કલમો નીચે મુજબ હતી:—

(૧) અંગ્રેજ સરકાર અને સિંધ સરકાર વચ્ચે કાયમની દોસ્તી (eternal friendship) રહેશે. × × × વગેરે.

(૨) આ બંને બાદશાહતોની વચ્ચે કદી પણ દુશ્મનાવટ ઊભી થશે નહિ.

૨ *Dry Leaves from Young Egypt*, by W. J. Eastwick M. P., p. 334.

(૩) અંગ્રેજ સરકાર અને સિંધ સરકાર બંને એકબીજાને ત્યાં પોતાના વકીલ મોકલશે.

(૪) સિંધ સરકાર સિંધમાં ફ્રેંચ જાતિને કદી વસવા નહિ દે.

સિંધમાં આસિસ્ટંટ રેસિડેન્ટ તરીકે નિમાયેલ કૅપ્ટન ઇસ્ટવિક આ સંધિની બાબતમાં લખે છે, કે:—

"જયારે આપણે આપણી મિત્રતા અને શુભ ઇરાદો દર્શાવવા માટે સિંધના દરબારમાં આપણો રાજદૂત મોકલતા હતા, બરાબર ત્યારે જ આપણો જે રાજદૂત કાબુલ ગયો હતો તે, સિંધને જીતી લેવાની યોજના ગવર્નર જનરલની પાસે મૂકતો હતો. × × ×"[3]

પરંતુ સિંધને અંગ્રેજી રાજ્યમાં ભેળવી લેવાનો સમય હજી આવ્યો નહોતો. ગવર્નર જનરલે પોતાના રાજદૂતની ઉક્ત સલાહનો સ્વીકાર ન કર્યો.

ઈ. સ. ૧૮૨૦ની સંધિ

ઈ. સ. ૧૮૧૬માં અંગ્રેજોએ કચ્છ ઉપર હુમલો કર્યો; ત્રણ વરસ પછી કચ્છ તાબે કર્યું. કચ્છ અને સિંધની સરહદ અડોઅડ છે. આથી ફરી નવી સંધિ કરવાની જરૂર પડી. ઈ. સ. ૧૮૨૦માં ત્રીજી વાર અમીરોની સાથે સંધિ કરવામાં આવી.

આ બધી સંધિઓ અને દરેક વખતે અંગ્રેજોએ એ સંધિના કરેલા ઉલ્લંઘનનું વર્ણન કરવાની જરૂર નથી. કૅપ્ટન ઇસ્ટવિક લખે છે:—

"જ્યાં સુધી દેશને તાબે કરવાનો આપણા દોસ્તોનો નાશ કરવાનો અથવા તો એમને કેદ કરી લેવાનો સગવડ અવસર આપણને ન મળે ત્યાં સુધી જ આપણે ચિરસ્થાયી મૈત્રીના કસમ ખાઈએ છીએ"[4]

3 " . . . at the very moment we were sending an ambassador to the court of Sindh with expressions of friendship and *good will*, our *envoy at Kabul was propo-ing* to the Governor-General *to subjugate the country*, . . . and *incorporate the* territory with the British possessions in India."—*Dry Leaves from Young Egypt*, by an Ex-political, p. 243

4 " . . . we swore perpetual amity until a convenient opportunity for appropriating the country, and the destruction and imprisonment of our allies"—*Dry Leaves from Young Egypt*, p. 244.



સર અલેક્ઝાંડર બર્ન્સ—બુખારાના પોશાકમાં

( From the "Life of Amir Dost Mohammad Khan" by Mohanlal, Vol I., London, 1846 )

**દરિયાનાની સલાહ**

ત્યાર પછી મહારાજા રણજીતસિંને ભેટ આપવા માટે એલેકઝાંડર બર્ન્સ સિંધ આવી પહોંચ્યો. પ્રથમ અફઘાનયુદ્ધમાં એ વસ્તુ બતાવી દેવામાં આવી જ છે કે આ ભેટ લઈ જવાનું તો માત્ર બહાનું જ હતું: મૂળ ઉદ્દેશ તો સિંધ નદીના માર્ગની ભૌગોલિક તપાસ કરીને એ માર્ગ જાણી લેવાનો જ હતો. સર જેમ્સ મેકીન્ટોશ લખે છે, કે દરિયાના નામનો સિંધનો એક વેપારી અંગ્રેજોનો વિશ્વાસ ન કરવા માટે અને તેમને દેશમાં ન ઘૂસવા દેવા માટે સિંધના અમીરોને વારંવાર કહ્યા કરતો હતો. તે અમીરોને કહેતો કેઃ—

"આ જાતિએ જ્યારે જ્યારે કોઈની સાથે પણ દોસ્તી કરી છે ત્યારે અંતે તેઓ તેના દુશ્મન જ બન્યા છે. જે દેશમાં અંગ્રેજો મૈત્રી મૈત્રી કરતા ઘૂસી ગયા છે તે જ દેશને અંતે તેમણે જીતી લીધો છે."[૫]

સર જેમ્સ મેકીન્ટોશ આ હિંદુ વેપારીના સંબંધમાં લખે છે કે તે "એક ચાલાક કૂતરો"[૬] હતો.

**બર્ન્સની સિંધુયાત્રા**

સિંધના અમીરોને પણ બર્ન્સની આ સિંધુયાત્રા ઉપર શક આવ્યો હતો. તેઓ બર્ન્સને રજા આપવાની વિરુદ્ધ હતા; છતાં પણ અમીરોએ એશિયાઈ ઢબે બર્ન્સ તથા તેમના સાથીઓનું ખૂબ સ્વાગત કર્યું. અંતે અમીરોને ઉશ્કેરીને અને ડરાવીને કઈ રીતે રજા મેળવવામાં આવી એ હકીકત પ્રથમ અફઘાનયુદ્ધમાં આવી ગઈ છે. બર્ન્સ પોતાની યાત્રાનું વર્ણન કરતાં લખે છે કે પોતે જ્યારે મહારાજા રણજીતસિંહ માટે ભેટો લઈને પોતાનાં વહાણોમાં બેસી સિંધુ નદીમાં ઉપરવાસ ચાલ્યો જતો હતો ત્યારે નદી ઉપર ઊભેલો એક સિંધી પોતાની પાસે ઊભેલા સાથીને કહેતો હતોઃ "અફસોસ! સિંધ હવે ગયું; કારણ કે અંગ્રેજોએ હવે નદીનો રસ્તો જોઈ લીધો છે; અને સિંધને જીતી લેવાનો આ જ માર્ગ છે." [૭]

કેપ્ટન ઈસ્ટવિક લખે છે, કેઃ—[૮]

"સિંધુ નદી મારફત જહાજો જઈ શકે છે, એ ખબર પડી

---

૫ Sir James Mackintosh in his Journal, dated 9th February, 1812.
૬ "A shrewd dog."
૭ "Alas! Sindh is now lost, since the English have seen the river which is the road to its conquest."—Burnes' *Travels*, vol.iii,
૮ *Dry Leaves from Young Egypt*, p 249.

અનુરાઈવાળાં નદીનાં."

ઈ. સ. ૧૮૩૯ના જાનેવારીમાં હૈદરાબાદના અમીર નૂર મોહમ્મદખાં અને કૅપ્ટન ઈસ્ટવિકની વચ્ચે જે વાતચીત થઈ તેનું વર્ણન પણ પ્રથમ અફઘાનયુદ્ધમાં આવી ગયું છે.

આ વખતે સિંધનું રાજ્ય બે ભાગમાં વહેંચાયેલું હતું. ઉપરના ભાગની રાજધાની ખૈરપૂરમાં હતી અને નીચેનો ભાગ હૈદરાબાદના તાબામાં હતો; બંનેમાં હૈદરાબાદના અમીરો મુખ્ય ગણાતા હતા, છતાં હૈદરાબાદના અમીરો અને ખૈરપૂરના અમીરોમાં પ્રેમ તથા સમાનતાથી વહેવાર ચાલતો હતો; બંનેનાં કુળ એક હતાં. કૅપ્ટન ઈસ્ટવિકની વાતચીત હૈદરાબાદના ત્રણે અમીરોની સાથે થઈ હતી. ત્યાર પછી ખૈરપૂરના અમીર મીર રુસ્તમખાંનો વારો આવ્યો.

**મીર રુસ્તમખાં**

મીર રુસ્તમખાં એંશી વરસનો વૃદ્ધ અને અત્યંત શાંતિપ્રિય બલૂચ નરેશ હતો. તે હૈદરાબાદના અમીરોનો કાકો થતો હતો, અને તેનું બહુ માન જાળવવામાં આવતું હતું. સર એલેકઝાંડર બર્ન્સ પોતાના યાત્રાવૃત્તાંતમાં લખે છે કે અમીર રુસ્તમખાંએ બહુ પ્રેમ અને આદરપૂર્વક બર્ન્સ ને તેના સાથીઓનું સ્વાગત કર્યું. તેણે પોતાના વૃદ્ધ વજીર ફતહ મોહમ્મદખાં ઘોરીને પાલખીઓ, ઘોડા ને નજરાણા સહિત એંશી માઈલ સુધી સામે લેવા મોકલ્યો. ત્રણ અઠવાડિયાં સુધી તેણે અંગ્રેજ એલચીને પોતાની રાજધાનીમાં રોકીને તેની ખૂબ ખાતરબરદાસ કરી. મીર રુસ્તમખાંના ચારિત્ર્યના સંબંધમાં બર્ન્સ લખે છે કે તેની વાતચીત અત્યંત મીઠી હતી અને તેનો સ્વભાવ ઉદાર, સુશીલ અને વિશ્વાસુ હતો. [૧૨]

મીર રુસ્તમખાંને આ પહેલાં અંગ્રેજ કંપનીની સાથે સંધિ થઈ ચૂકી હતી. એમાં સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે સિંધુ નદીની ડાબી કે જમણી બાજુ કોઈ જગાએ અંગ્રેજો કિલ્લો નહિ બાંધે અથવા મુલક તાબે નહિ કરે; પરંતુ હવે અફઘાનયુદ્ધની સફળતા માટે અંગ્રેજોને બક્કરનો કિલ્લો લેવાની જરૂર પડી. આ કિલ્લો સિંધુ નદીની વચ્ચે આવેલા એક ટાપુ ઉપર બાંધેલો હતો. મીર રુસ્તમખાંએ અગાઉની સંધિની યાદ આપી. ગવર્નર-જનરલે લખ્યું કે ફક્ત યુદ્ધ માટે જ બક્કરના કિલ્લાની અમારે જરૂર છે.

૧૨ *Burnes' Travels*, vol. iii.



મીર રૂસ્તમખા

( From " Dry Leaves from Young Egypt " by Eastwick )

ચ ?ત મીરા, ગોરીઆ.

અને યુદ્ધ પૂરું થતાંવેંત આ કિલ્લો મીર રુસ્તમખાંને પાછો સોંપવાનું ગવર્નર જનરલે કબૂલ કર્યું. કેપ્ટન ઈસ્ટવિક લખે છે કે આવી ગંભીર કબૂલાત પછી જ આ કિલ્લો અંગ્રેજોને સોંપવામાં આવ્યો. અને ગવર્નર જનરલે ખૂબ પ્રશંસાપૂર્ણ શબ્દોમાં મીર રુસ્તમખાંને ધન્યવાદ આપ્યો. પરંતુ ત્યાર બાદ ફરી આ કિલ્લો મીર રુસ્તમખાંને પાછો સોંપાયો નહિ.

**રુસ્તમખાં સાથે નવી સંધિ**

ગવર્નર જનરલની આ કબૂલાત પછી જ દસ કલમોવાળી એક સંધિ ઈ. સ. ૧૮૩૮ના ડિસેમ્બરની ૨૪મીએ મીર રુસ્તમખાંની સાથે કરવામાં આવી; અને ખૂબ સમજાવ્યા પછી જ ચૌદ કલમોવાળી એક સંધિ ઈ. સ. ૧૮૩૯ના માર્ચની ૧૧મીએ હૈદરાબાદના અમીરોની સાથે કરવામાં આવી.

જ્યારે આ નવી સંધિ અંગ્રેજો તરફથી મૂકવામાં આવી ત્યારે એક અમીર પાછળની બધી સંધિઓ સામે ધરીને બોલવા લાગ્યો:—

"આ બધાનું શું થશે? જ્યારથી અમે પહેલી સંધિ કરી છે ત્યારથી કોઈ ને કોઈ નવી વસ્તુ અમારી સામે ધરવામાં આવે છે. અમે તમારી સાથે કાયમ મૈત્રી રાખવા માગીએ છીએ, પરંતુ કાયમ અમે ઉપરાઉપરી આવી તકલીફમાં ઊતરવા નથી માગતા. અમે તમારી સેનાને અમારા મુલકમાંથી રસ્તો કરી આપ્યો, ત્યારે હવે તમારી સેનાને તમે અહીં કાયમ રાખવા માગો છો. × × ×" [૧૩]

છતાં બંને સંધિઓ સ્વીકારાઈ ગઈ.

ખૈરપુરની સંધિની મુખ્ય મુખ્ય શરતો નીચે મુજબ હતી:—

(૧) અંગ્રેજ કંપની અને ખૈરપુર દરબાર વચ્ચે મહાને માટે દોસ્તી રહેશે.
(૨) અંગ્રેજો ખૈરપુરના રાજ્યનું રક્ષણ કરશે, અને ખૈરપુર દરબાર દરેક કાર્યમાં અંગ્રેજોને મદદ આપશે.
(૩) બીજી વિદેશી સલ્તનતની સાથે અંગ્રેજ કંપનીની સલાહ સિવાય ખૈરપુરના અમીર કોઈ પણ જાતની સમજૂતી કે પત્રવ્યવહાર ચલાવશે નહિ.
(૪) અંગ્રેજો મીર રુસ્તમખાંની વિરુદ્ધ તેમના કોઈ પણ સગા કે કુટુંબીની એકે ફરિયાદ સાંભળશે નહિ, અને રાજ્યની અંદરની વાતોમાં અંગ્રેજો કોઈ જાતનો હસ્તક્ષેપ નહિ કરે.
(૫) બંને સરકારના વકીલો એકબીજાના દરબારમાં રહેશે...વગેરે.[૧૪]

૧૩ Torrens' *Empire in Asia*, p 295.
૧૪ *Dry Leaves from Young Egypt*, pp. 252-53.

સંધિપત્ર ઉપર બંને પક્ષોની સહીઓ થઈ ગઈ. અંગ્રેજી સેનાએ બક્કરના કિલ્લાનો કબજો લીધો. ઠેરઠેર અંગ્રેજી સેનાની છાવણીઓ નખાઈ ગઈ. અંગ્રેજ રાજદૂતો ખૈરપુરના દરબારમાં પહોંચ્યા. વૃદ્ધ અને ભોળા મીર રુસ્તમખાંની સાથેનું અંગ્રેજોનું વર્તન હવે વધારે ને વધારે સ્પષ્ટ થતું ગયું. ખૈરપુરના વૃદ્ધ અને સમ્માનિત વજીરોનું અપમાન કરવામાં આવ્યું. નવી નવી તાકીદો થવા લાગી, જેનું વિસ્તૃત વર્ણન જરૂરી નથી. ઈસ્ટવિક લખે છેઃ—

"જે કોઈ કાર્ય કે જે કોઈ વધારાની માગણી આપણે વધારે જોખમમાં ઊતર્યા વગર કરી શકતા હતા તે બધી કરવાનું શરૂ કરી દીધું; અને જેમાં સિંધ સાથે કસમયે યુદ્ધમાં ઊતરવું પડે એવો કોઈ વધારે ઉગ્ર અન્યાય જ્યાં સુધી સિંધમાં આપણો પ્રભાવ અને સત્તા કાયમ ન થાય ત્યાં સુધીને માટે મુલતવી રાખવામાં આવ્યો. એટલે કે બીજા શબ્દોમાં બોલીએ તો સિંધ લગભગ આપણને સ્વાધીન ન થઈ જાય ત્યાં સુધી બીજો કોઈ ઉગ્ર અન્યાય મુલતવી રાખવામાં આવ્યો. આને જ આપણે દોસ્તીની સંધિનું નામ આપીએ છીએ."[૧૫]

**મીર અલીમુરાદ**

જુદે જુદે વખતે ભારતની બીજી બધી રિયાસતોમાં જે જાતનાં કાવતરાં કરવામાં આવ્યાં હતાં એવી જ જાતનાં કાવતરાં હવે સિંધમાં જોસભેર શરૂ કરી દેવામાં આવ્યાં. મીર રુસ્તમખાંના નાના ભાઈ મીર અલીમુરાદને ચુપચુપ મીર રુસ્તમખાંની વિરુદ્ધ ફોડવામાં આવ્યો. ભારતવર્ષના મોટા મોટા અભ્યાસી કૂટનીતિજ્ઞ લોકો આ કાર્યને માટે સિંધના દરબારમાં પહોંચી ગયા. ધીરે ધીરે ઈ. સ. ૧૮૩૮ના ડિસેમ્બરની ૨૪મીએ કરેલી સંધિની સ્પષ્ટ વિરુદ્ધ જઈને અંગ્રેજો મીર અલીમુરાદનો પક્ષ લઈને, વાત વાતમાં મીર રુસ્તમખાંની સાથે તકરાર કરવા લાગ્યા.

૧૫ "Every step, *i. e.*, every encroachment that could be made without hazard was made; and the more violent aggressions, which obviously could not be inflicted without risking an inopportune war, were suspended until our own influence should be substituted in Sindh; in other words, until Sindh was reduced to a British dependency. And this is what we call making an alliance."—*Dry Leaves from Young Egypt*, pp. 253–54.

. સિંધના અમીરો ઉપર અનેક નવા નવા આરોપો મૂકવામાં આવ્યા. એમ કહેવામાં આવ્યું કે હૈદરાબાદના અમીર મીર નસીરખાંએ મુલતાનના દીવાન સાવનમલ ઉપર અંગ્રેજોની વિરુદ્ધ કોઈ કાગળ લખ્યો છે. એ જ મુજબ એમ પણ કહેવામાં આવ્યું કે મીર રુસ્તમખાએ લાહોરના શેરસિંહ ઉપર અંગ્રેજોની વિરુદ્ધ કાગળ લખ્યો છે. આ પત્રોના વિસ્તારમાં ઊતરવાની આપણને જરૂર નથી. સિંધની અંદર રમાતી રાજનૈતિક ચાલબાજીનો અભ્યાસી અને અનુભવી કેપ્ટન ઈસ્ટવિક લખે છે:—

"ખરા બપોરના સૂર્યના જેટલો જ આ બધો મામલો સ્પષ્ટ છે! મીર અલીમુરાદે આ બધા બનાવટી પત્રો ઘડી કાઢયા હતા." ૧૬

આ બધા કાગળો બનાવટી હોવાની ઘણી દલીલો ઈસ્ટવિકે આપી છે. આ બધા બનાવટી પત્રો વડે સિંધના અમીરોની ગાદી પડાવી લેવાની યોજના જ હતી એમ તેણે બતાવ્યું છે.

દરમિયાન ઈ. સ. ૧૮૪૦ના ડિસેમ્બરની ૩જીએ હૈદરાબાદનો અમીર નૂર મોહમ્મદખાં મરણ પામ્યો.

**સિંધ જીતવાનાં મુખ્ય કારણો**

સિંધ જીતી લેવા માટેની અંગ્રેજોને પ્રબળ ઉત્કંઠા હતી. તેનાં પાંચ મુખ્ય કારણો હતાં.

પહેલું મુખ્ય કારણ એ હતું, કે આટલા દિવસ સિંધમા રહ્યાથી અંગ્રેજોને ખબર પડી ગઈ હતી કે અમીરોનો ખજાનો સોનું, ચાંદી, ઝવેરાત વગેરેથી છલકાઈ જાય છે. સર ચાર્લ્સ ડિલ્ક લખે છે:—૧૭

"આપણે સ્કેંડીનેવીઆના લૂટારાઓના વંશમાંથી જ ઊતરી આવેલા છીએ એ આપણને હિંદમાં સાંભરી આવે છે. સેંકડો વરસોની કેળવણીએ પણ અંગ્રેજોના રક્તમાંથી એ દોષ દૂર કર્યો નથી. ભારતમાં પહોંચતા જ આ વસ્તુ આપણને યાદ આવે છે. ભારતમા કોઈ દેશી

૧૬ "Why the whole matter is clearer than the Sun at noon! Mir Ali Murad forged those letters . . ."—*Dry Leaves from Young Egypt*, by Eastwick, M. P., p. 259

૧૭ "It is in India . we begin to remember our descent from Scandinavian sea-king robbers Centuries of education have not purified the blood; our man in India can hardly set eyes on a native prince or a Hindoo palace before they

રાજા કે કોઈ હિંદુ મહેલ ઉપર આપણા માણસોની નજર પડે છે કે તરત તેઓ વિવશ થઈને બોલી ઊઠે છે, કે "લૂંટવાની કેવી મજાની જગા છે?" અથવા તો "લૂંટવા માટે કેવો સરસ માણસ છે!"

બીજું કારણ એ હતું કે સિંધ જો કબજે હોય તો જરૂર પડે ત્યારે સિંધુ નદી મારફત ભારતના વાયવ્ય કોણમા સહેલાઈથી લશ્કર મોકલી શકાય. લૉર્ડ એલેનબરોએ ડયૂક ઑફ વેલિંગ્ટન ઉપર લખેલ કાગળમાં આ કારણ સરસ રીતે સમજાવેલું છે.

ત્રીજું કારણ, રશિયા વગેરેના હુમલાથી પોતાના ભારતીય સામ્રાજ્યનો બચાવ કરવાની ચિંતા.

ચોથા કારણ માટે ઇતિહાસલેખક સર જૉન કે નીચેના શબ્દોમાં સ્પષ્ટ કહે છે:—૧૮

"પરંતુ સિંધના અમીરોને આ રીતે દંડવાનું મુખ્ય અને ખરું કારણ તો એ હતું કે હજી હાલમાં જ અફઘાનોએ અંગ્રેજોને હરાવ્યા હતા. અંગ્રેજોની રાજનૈતિક યાત્રાને આ તબક્કે અંગ્રેજો પણ કોઈને કોઈ જાતિને પીટી શકે છે, એ આખી દુનિયાને બતાવવાની જરૂર ખાસ હતી, એ માટે સિંધના અમીરોને દંડવાનું નક્કી કરવામાં આવ્યું. × × × જે અમીરોએ આજથી ૭ માસ પહેલાં ધાર્યું હોત તો અંગ્રેજસેનાને નિર્મૂળ કરી શકત એવી સ્થિતિ હોવા છતાં અંગ્રેજસેનાને જતી કરી હતી, તે જ અમીરોને તેમની આ ઉદાર રાજનીતિનો બરાબર બદલો આપવાનું ગવર્નર જનરલે નક્કી કરી લીધું."

---

ery,.' What a place to break up!' 'What a fellow to loot!'" —*Greater Britain*, by Sir Charles Dilke.

૧૮ "But the real cause of this chastisement of the Amirs consisted in the chastisement which the British had received from the Afgans. It was deemed expedient at this stage of the great political journey, to show that the British could beat some one, and so it was determined to beat the Amirs of Sindh . . . the Governor General resolved, that the Amirs who a few months before had spared our army, when they might have annihilated it, should be the victims of this generous policy."—Sir John Kaye in *the Calcutta Review*, vol. i, p. 232.

ડ્યૂક ઑફ વેલિંગ્ટને ઈ. સ. ૧૮૪૩ના માર્ચની ૩૦મીએ લખેલ એક કાગળમાં લૉર્ડ એલેનબરોને સલાહ આપી કે અફઘાનિસ્તાનનો પરાજય અને નામોશી (કલંકને) દૂર કરવા માટે, કંપનીની પ્રતિષ્ઠા પાછી જમાવવા માટે અને ગયેલી કીર્તિ પાછી મેળવવા માટે હરકોઈ ભારતીય નરેશ ઉપર તરત જ હલ્લો કરવો અને તેનું રાજ્ય ખાલસા કરીને બ્રિટિશ મુલકમાં ભેળવી દેવું.

પાંચમું કારણ એ હતું કે એલેનબરો મુસલમાનોને ધિક્કારતો હતો; તેમના ઉપર તેને વિશ્વાસ નહોતો.

ઈ. સ. ૧૮૪૩ના માર્ચની ૨૨મીએ લૉર્ડ એલેનબરોએ ડ્યૂક ઑફ વેલિંગ્ટન ઉપર લખેલા કાગળમાં સ્પષ્ટ સ્વીકાર કર્યો છે કે સિંધના અમીરો ઉપર પત્રવ્યવહારના સંબંધમાં જે આક્ષેપો કરવામાં આવ્યા હતા તે બધા પાયા વગરના હતા. થોડા દિવસો પછી તો આ બધા કાગળો બનાવટી હોવાનું પાર્લમેંટની અંદર સાબિત થયું.

### કાવતરું પાકું બનાવ્યું

છતાં પણ લૉર્ડ એલેનબરોએ સિંધના અમીરોને શિક્ષા કરવા માટે ઈ. સ. ૧૮૪૨ના ઑગસ્ટની ૨૬મીએ સર ચાર્લ્સ નેપિયરને મોટા સૈન્ય સહિત સિંધ ઉપર રવાના કર્યો. સપ્ટેંબરની ૯મી તારીખે નેપિયર સિંધ પહોંચ્યો. અલીમુરાદની સાથેનું કાવતરું બરાબર પાકું કરવાને માટે તે હૈદરાબાદ થઈને તરત સક્કર પહોંચ્યો. ઈસ્ટવિક લખે છે:—

"તરત જ અંગ્રેજ સેનાપતિએ અલીમુરાદ ઉપર તેની મહત્ત્વાકાંક્ષાઓ વધારવા માટે કાગળ લખ્યો અંગ્રેજ સેનાપતિએ પ્રથમ મીર રસ્તમખાં પાસેથી ગાદી પડાવી લેવાનો સંકલ્પ કર્યો. તેણે × × × અંગ્રેજોના એક વખતના દોસ્ત ૭૯ અમીરને પદચ્યુત કરી તેનું રાજ્ય પડાવી લેવાનો ઇરાદો લીધો."[૧૯]

નેપિયરની સેનાને રસ્તામાં કોઈ જાતની અટકાયત કરવામાં ન આવી તેનું કારણ એ હતું કે તે હજી ઉપર ઉપરથી અમીરોની સાથે મૈત્રીનો ઢોંગ કરતો હતો. અચાનક ઈ. સ. ૧૮૪૨ના ડિસેમ્બરની ૧લી તારીખે સિંધમાં એક જાહેરાત પ્રગટ કરવામાં આવી, જેમાં પૂર્વોક્ત બનાવટી પત્રોની હકીકત ટાંકીને લોકોને જાહેર કરવામાં આવ્યું કે રોહરીથી સબ્ઝલકોટ સુધીનો મીર રસ્તમખાંનો મુલક કંપની સરકારે જપ્ત કરી લીધો છે. કૅપ્ટન ઈસ્ટવિક

---

૧૯ *Dry Leaves from Young Egypt*. p. 264.

અને જનરલ ઔટ્રામ બનેએ આ ઘોર અન્યાયનો પોતપોતાનાં પુસ્તકોમા સ્વીકાર કર્યો છે. મીર રુસ્તમખાં અને બીજા અમીરોને જવાબ આપવાનો પણ વખત આપવામા આવ્યો નહિ, એટલું જ નહિ પણ તેમને તેમના અપરાધની સૂચના પણ આપવામાં ન આવી. અલીમુરાદની સહાયતાથી મીર રુસ્તમખાંની વિરુદ્ધ અનેક સાચીખોટી ફરિયાદો ઊભી કરી એકઠી કરવામાં આવી. કેપ્ટન ઈસ્ટવિક લખે છે:—

"જનરલ નેપિયરે સ્પષ્ટ રીતે પ્રગટ કર્યું કે અમીરોનુ દમન કરવા માટે મારે કોઈક બહાનાની જરૂર છે. એટલે પોતાના રાજાઓના દુર્વ્યવહારની ફરિયાદો કરનારા આવી જાતના અધમ અને નીચ લોકો મળી આવ્યા હોય એમાં શુ આશ્ચર્ય છે? અથવા તો અલીમુરાદના એજંટે જ આ સાર્વજનિક પ્રોત્સાહનનો લાભ લઈને કાવતરાં શરૂ કર્યાં હોય પણ તેમાં શુ આશ્ચર્ય છે.?"[૨૦]

આ રીતે હૈદરાબાદના અમીરોની વિરુદ્ધ ચોવીશ આક્ષેપોની એક નવી યાદી તૈયાર થઈ. ઈસ્ટવિક આ સંબંધમાં લખે છે: "આ બધા આક્ષેપો ખાલી બહાનું બતાવવા માટે જૂઠા ઉપજાવી કાઢવામાં આવેલા હતા."[૨૧]

**મીર રુસ્તમખાં ઉપર જૂઠા આરોપ**

અમીરોની સાથે કશી વાતચીત કર્યા વગર જ સર ચાર્લ્સ નેપિયરે ૭મી ડિસેમ્બરે રોહરીથી સબ્ઝલકોટ સુધીનો મુલક તાબે કરવા માટે પોતાની સેનાને તૈયાર કરવા માંડી. ૧૪મી ડિસેમ્બરે અમીર રુસ્તમખાએ નેપિયરને કાગળ લખ્યો કે આપને જે ફરિયાદો કરવામાં આવી છે તે બધી ખોટી છે, અને હું પૂર્વવત્ અંગ્રેજોની સાથે દોસ્તી રાખવા માટે ઉત્સુક છુ બરાબર આ વખતે મીર રુસ્તમખાએ અંગ્રેજોની ટપાલ લુટાવી દીધી છે

૨૦ "The general openly avowed his anxiety to obtain a pretext for coercing them, and can we wonder that there were found—among the basest and lowest of the people—some to complain of illtreatment at the hands of their rulers, or that the agents of Ali Murad should have taken advantage of such a general encouragement for their fabrications?"—*Dry Leaves from Young Egypt*, p 207.

૨૧ "Frivolous accusations, which were concocted for the simple purpose of making out a case."—Ibid, p. 269

એવી નવી વાત ફેલાવવામાં આવી. કેપ્ટન ઇસ્ટવિક લખે છે કે આ ટપાલ લૂંટવાનું કામ, મીર રુસ્તમખાં ઉપર એક નવો આરોપ મૂકી શકાય એટલા માટે અલીમુરાદ મારફત કરાવવામાં આવ્યું હતું.

"જેઓ પોતાની જાતને અંગ્રેજો કહેવરાવે છે તેઓ આ અસભ્ય અને ખોટી વાતોને સહન કરે છે એ જોઈને આપણે તો શરમ અને ઘૃણાથી ઘેરાઈ જઈએ છીએ." ૨૨

સર ચાર્લ્સ નેપિયરે આ વખતે ગવર્નર જનરલ ઉપર લખેલા કાગળો આવી જાતનાં તિરસ્કારપાત્ર જૂઠાણાંથી ભરેલા છે. કર્નલ ઓટ્રામ લખે છેઃ—

"વૃદ્ધ નરેશ રુસ્તમખાંએ અથવા તો તેના કોઈ ભાઈએ કદી કોઈ અંગ્રેજનો વાળ પણ વાંકો કર્યો નહોતો ઊલટું જ્યારે આપણને ખરેખરી જરૂર હતી ત્યારે તેણે પોતાનો દેશ અને માલ આપણી સેવા માટે ખડો કરી દીધો હતો." ૨૩

**મીર રુસ્તમખાની સુલેહ કરવાની ઇચ્છા**

ફરી મીર રુસ્તમખાંએ શાંતિથી પતાવટ કરવાનો વિચાર કર્યો. તેણે નેપિયરને મળવાની ઘણી વાર ઇચ્છા પ્રગટ કરી, પરંતુ નેપિયરે એનો સ્વીકાર ન કર્યો

અલીમુરાદના વિશ્વાસઘાત અને અંગ્રેજી સેનાની મદદથી હવે બૂઢા અમીર રુસ્તમખાને અનેક પ્રકારની આપત્તિઓમાં નાખવામાં આવ્યો; તેનું દરેક રીતે અપમાન કરવામાં આવ્યું.

દરમિયાન જનરલ નેપિયરે કપ્ટન સ્ટેનલીને એક નવું સંધિપત્ર આપીને સક્કરથી હૈદરાબાદના અમીરોની પાસે મોકલ્યો. આ સંધિની શરતો અત્યંત અપમાનકારક હતી અમીરોએ નવી સંધિ જોઈને વાતચીત કરવા

૨૨ "One feels sick with shame and disgust that such barbarous and malignant falsehoods could be winked at by men calling themselves Englishmen."—*Ibid*, p 271

૨૩ "Neither the venerable Prince, . . nor any of his brethren had ever injured the hair of a head of any British subject; but they had, in the hour of our greatest need, placed their country and its resources at our disposal."—*Conquest of Sindh, a commentary*, by Colonel Outram, voi. i, p 90.

માટે પોતાના દૂતને નેપિયરની પાસે મોકલ્યો. નેપિયરે દૂતની સાથે વાત કરવાનો પણ ઇન્કાર કર્યો. દરમિયાન નેપિયરે પોતાની સેના અને તોપો સહિત અકારણ ખૈરપુર ઉપર ચડાઈ કરી અને વૃદ્ધ અમીર રુસ્તમખાંને કહેવરાવ્યું કે જો તમે તમારો જાન બચાવવા માગતા હો તો તરત જ ખૈરપુર છોડીને હૈદરાબાદ ચાલ્યા જાઓ; હું ત્યાં આવીને બીજા અમીરોની સાથે તમારી સાથે પણ વાતચીત કરીશ. રુસ્તમખાંને ગામ છોડીને પોતાની સ્ત્રીઓ તથા બાળકો સહિત ઊંટો ઉપર બેસીને હૈદરાબાદ તરફ નાસી જવું પડયું.

અમીરો ઉપર જુલમ

આ વખતે મીર રુસ્તમખાંની ઉંમર પંચાશી વરસની હતી. ઈસ્ટવિક દુઃખ સાથે લખે છે:—" આપણે, જેઓ આપણા મિત્ર હતા એવા ખાનદાન રાજાઓ ઉપર ખોટી ખોટી વાતો ફેલાવીને તેને આધારે તેમનું સર્વસ્વ લૂંટી લીધું, ઢેર ઢેર ભગાડયા, તેમને કેદ કર્યા, એટલે સુધી કે મોત સિવાય આ આપત્તિમાંથી છૂટવાનો તેમની પાસે કોઈ ઇલાજ ન રહ્યો."

ખૈરપુર લૂંટયું

નેપિયરની સેનાએ ખૈરપુર લૂંટયું. ત્યાર પછી તેણે ઇમામગઢના કિલ્લા ઉપર ચડાઈ કરી, કિલ્લો તોડયો અને શહેર લૂંટયું ત્યાર બાદ હૈદરાબાદ તરફ આગળ વધવાનું શરૂ કર્યું.

હૈદરાબાદના અમીરો

આ સમાચાર મળતાં જ હૈદરાબાદના અમીરોએ નેપિયરની પાસે ફરી પોતાના દૂતો મોકલ્યા, નવી સંધિ ઉપર સહી કરવાની ઇચ્છા પ્રગટ કરી, અને નેપિયરને વિનતિ કરી કે તમે હૈદરાબાદ તરફ આગળ વધીને વૃથા રક્તપાત કરી દેશને બરબાદ ન કરો. ખૈરપુર અને હૈદરાબાદની વચ્ચે નૌશહરા નામના ગામ પાસે આ દૂતોએ નેપિયરની મુલાકાત લીધી. નેપિયરે જવાબમાં હૈદરાબાદના અમીરો ઉપર એક કાગળ આપ્યો, જેમાં લખ્યું હતું, કે " તમે મીર રુસ્તમખાને હૈદરાબાદ બોલાવો; હું મેજર ઑટ્રામને મોકલું છું. મેજર ઑટ્રામ ત્યાં મીર રુસ્તમખાંની સાથે બધું નક્કી કરશે; અને નવી સંધિ ઉપર તમારી સહીઓ પણ લેશે. હું હવે હૈદરાબાદ તરફ આગળ નહિ વધું."

૮મી ફેબ્રુઆરીએ મેજર ઑટ્રામ હૈદરાબાદ પહોંચ્યો. તેના કહેવા



અમીર નસીરખાં અને તેના બે પુત્રો

( ટૉપ ની ક ટ્રામ યગ ઇન્ડિયા' નામના ઇન્ટવિયન પુસ્ત માંથી )

\ \ I ress Goodm

મુજબ યુદ્ધથી બચવાની ઇચ્છાથી અમીરોએ પોતાની સહીસિક્કો કરવાની મહોરો ઔટ્રામને હવાલે કરી દીધી.

### હૈદરાબાદ તરફ અંગ્રેજી સેના

પરંતુ નેપિયરે પોતાની સેના સહિત હૈદરાબાદ તરફ આગળ વધવાનું ચાલુ જ રાખ્યું. હૈદરાબાદની પાસે બલૂચીઓમાં ખળભળાટ થઈ ગયો. હૈદરાબાદના અમીરોએ આટ્રામને કહેવરાવ્યું કે તમે માણસ મોકલીને નેપિયરને આગળ વધતો અટકાવો; નહિ તો બલૂચી પ્રજા હાથ નહિ રહે. સંધિ માટે અમારી મહોરો તમારા જ હાથમાં છે. ઔટ્રામે સ્વીકાર્યું અને પોતા તરફથી એક અંગ્રેજને મીર નસીરખાંની પાસે મોકલ્યો. મીર નસીરખાંએ ૯મી ફેબ્રુઆરીની રાતે આ અંગ્રેજને એક તેજ ઊંટ ઉપર બેસારીને નેપિયર તરફ રવાના કર્યો. ૧૨મી ફેબ્રુઆરીએ સિંધી ઊંટવાળાએ પાછા આવીને નસીરખાને ખબર આપ્યા કે ઔટ્રામના દૂત અને નેપિયરની મુલાકાત થતા જ નેપિયર આવતો અટકવાને બદલે હૈદરાબાદ તરફ આગળ વધ્યો.

### ઔટ્રામનાં વચનો ઉપર વિશ્વાસ

મીર નસીરખાંએ તરત જ ઔટ્રામને આ ખબર આપ્યા. તે જ દિવસે ત્રીજે પહોરે ઔટ્રામ અમીરોને મળ્યો. ઔટ્રામે કસમ ખાઈને અમીરોને વિશ્વાસ આપ્યો કે જનરલ નેપિયરનો ઇરાદો યુદ્ધ કરવાનો કે તમારું રાજ્ય લઈ લેવાનો નથી. તેણે અમીરોને કહ્યું કે તમે સંધિ ઉપર સહીઓ કરો, એટલે હું તરત જ જનરલ નેપિયર ઉપર એક પત્ર લખીને તમને આપીશ. તમે તમારા માણસ મારફત એ કાગળ નેપિયરને પહોંચાડાવજો, એટલે નેપિયર હૈદરાબાદ આવવાનું માંડી વાળી તરત ઉત્તર તરફ ચાલ્યો જશે.

### વિશ્વાસઘાત

અમીરોએ વાત સ્વીકારી લીધી. તેમણે નેપિયરે મોકલેલા સંધિપત્ર ઉપર સહીઓ કરી દીધી. આ સંધિપત્ર ઉપર અમીરોની મહોરો પણ મારવામાં આવી. ઔટ્રામે નેપિયર ઉપર એક કાગળ લખીને મીર નસીરખાંને હવાલે કર્યો. તરત જ એક તેજ સાંઢણીસવાર મારફત એ કાગળ નેપિયરને પહોંચાડવામાં આવ્યો. સાંઢણીસવારે પાછા આવીને ફરી એ જ આશ્ચર્યજનક સમાચાર આપ્યા કે ઔટ્રામનો કાગળ વાંચ્યા પછી નેપિયરે અગાઉની પેઠે જ પોતાની સેના સહિત હૈદરાબાદ તરફ આગળ વધવાનું જારી રાખ્યું છે.

દરમિયાન વૃદ્ધ મીર રુસ્તમખાં હૈદરાબાદ આવી પહોંચ્યો હતો. તેનાં

દુઃખો જોઈને હૈદરાબાદની પ્રજા અને સેનાનો ક્રોધ વધવા લાગ્યો હતો. એટલામાં હૈદરાબાદ તરફ આવતા હયાતખાં નામના એક વૃદ્ધ બલૂચી સરદારને નેપિયરે રસ્તામાં પકડીને કેદ કર્યો. નગરમાં કેટલાક બલૂચીઓએ મેજર ઑટ્રામ ઉપર આનું વેર વાળવાનો વિચાર કર્યો, પરંતુ અમીર નસીરખાંએ તેમને સમજાવીને ટાઢા પાડયા.

**અમીરોનો નેપિયરને પ્રશ્ન**

હૈદરાબાદના અમીરોએ જનરલ નેપિયર ઉપર ફરી એક કાગળ રવાના કર્યો, જેમા પૂછવામા આવ્યું હતુ કે અમે સંધિપત્ર ઉપર સહીઓ કરી આપી છે છતા તમે સેના લઈને હૈદરાબાદ તરફ કેમ આવો છો ? નેપિયરે કશો જવાબ આપ્યો નહિ; તે તો હૈદરાબાદ તરફ આગળ જ વધતો હતો. નેપિયરની સામે થવા માટે લગભગ ૫૦૦૦ બલૂચીઓ હૈદરાબાદ નગરની બહાર ભેગા થયા અમીર નસીરખાંએ ફરી ૧૫મી ફેબ્રુઆરીએ સવારે પોતાના મહેલમાંથી બહાર નીકળીને આ ક્રુદ્ધ બલૂચીઓને શાંત કરવાનો પ્રયત્ન કર્યો, અને જણાવ્યું કે હું આવતી કાલે આપણો વકીલ નેપિયરની પાસે મોકલીને વગર રક્તપાતે શાંતિથી મામલો પતાવવાનો પ્રયત્ન કરીશ.

**બલૂચીઓ ચિડાયા**

તે જ દિવસે બપોરે મેજર ઑટ્રામના સિપાઈઓની સાથે કેટલાક બલૂચીઓને તકરાર થઈ, જેમાં બે બલૂચી અને એક ઑટ્રામનો સિપાઈ મરાયા. મેજર ઑટ્રામે શહેર છોડીને વહાણનો આશરો લીધો. બલૂચીઓએ બે અંગ્રેજ સિપાઈઓને કેદ કર્યા. મીર નસીરખાં અને મીર મોહમ્મદખાંએ તેમને ખવરાવીપિવરાવીને છોડી મૂકયા.

**મિયાણીનો સંગ્રામ**

મીર નસીરખાનો બીજો વકીલ હજી તો નેપિયરને મળી પણ નહોતો શકયો એટલામાં જે બલૂચીઓ હૈદરાબાદનું રક્ષણ કરવા માટે એકઠા થયા હતા તેમની અને નેપિયરની સેના વચ્ચે મિયાણી નામના નગર પાસે ઈ. સ. ૧૮૪૩ના ફેબ્રુઆરીની ૧૭મીએ સંગ્રામ શરૂ થયો. મીર નસીરખાં કહે છે કે પહેલો ઘા નેપિયરની સેના તરફથી કરવામાં આવ્યો હતો. આ ૫૦૦૦ બલૂચીઓ ઉપરાંત નસીરખાં પાસે તે વખતે કિલ્લાની અંદર લગભગ ૧૨,૦૦૦ બલૂચી સેના હતી પરંતુ ઑટ્રામ વારંવાર નસીરખાંને વિશ્વાસ બતાવતો હતો અને ખાતરી આપતો હતો કે નેપિયરનો ઇરાદો દુશ્મનાવટ કરવાનો કે રાજ્ય લઈ લેવાનો નથી, એટલે નસીરખાંએ આ બધી સેનાને લડતી અટકાવી રાખી.

### બલૂચીઓની વીરતા

છતાં મિયાણીના મેદાનમાં સવારના ચારથી સાંજ સુધી ભયંકર યુદ્ધ થયું. અંગ્રેજો પાસે થોડીક ગોરી અને બાકીની હિંદી પલટનો હતી. બલૂચીઓએ પોતાની બંદૂકો ફેંકીને ઢાલ-એને તલવારથી લડવાનું શરૂ કર્યું. એક પછી એક અનેક અંગ્રેજ અમલદારો અને અંગ્રેજ સિપાઈઓ કપાઈને મરવા લાગ્યા, વારંવાર અંગ્રેજી સેનાને પાછા હઠવું પડયું. બલૂચીઓએ એટલી વીરતાથી અંગ્રેજોની સામે હુમલો કર્યો, અને અંગ્રેજોના પક્ષમાં મરેલાની તથા ઘાયલોની સંખ્યા એટલી બધી વધી પડી કે, મેજર વેલિંગ્ટન જે તે યુદ્ધમાં હાજર હતો તે લખે છે, કે નેપિયર અંગ્રેજી સેનાના વિજય સંબંધે શંકા થઈ પડી.[૨૪]

### અમીરોને લીધે અંગ્રેજોનો વિજય

મિયાણીમાંથી બચેલા અંગ્રેજ અમલદારોએ બલૂચીઓના શરાતનનાં ખૂબ વખાણ કર્યાં છે. કર્નલ વેલિંગ્ટન લખે છે, કે એક જગાએ ફક્ત પચાસ કદમમાં જ ચારસો લાશો પડી હતી, પરંતુ અંગ્રેજી સેનાની સંખ્યા આ બલૂચીઓ કરતા ઘણી વધારે હતી બલૂચીઓમાં કોઈ ખાસ નેતા પણ નહોતો. હૈદરાબાદના અમીરો હજી સુધી કાં તો કાયરતાને લીધે અથવા તો શાન્તિપ્રિયતાને કારણે કિલ્લાની અંદર બેઠા બેઠા શાંતિપૂર્વક બધા મામલાને પતાવવાનાં સ્વપ્નાં સેવતા બેસી રહ્યા હતા; કારણ કે મેજર ઑટ્રામ પોતાની દોસ્તી બતાવીને અમીરોને વારંવાર સમજાવ્યા કરતો હતો કે, જો તમે શાંતિ રાખશો તો તમારું રાજ્ય તમારા હાથમાં પહેલાંની માફક જ રહેશે. મીર નસીરખાં મેદાનમાં પહોંચ્યો ખરો પણ તે પોતાના વીર સૈનિકોને પ્રોત્સાહન આપવા નહિ, પરંતુ તેમને સમજાવીને પાછા લાવવા. ઇતિહાસ-લેખક ટોરેન્સ લખે છે તે મુજબ અને ૧૭મી તારીખે રાતે અંગ્રેજી સેનાએ ૬૦૦૦[૨૫] વીર બલૂચીઓની લાશો ઉપર ચાલીને બીજે દિવસે સવારે હૈદરાબાદમાં પ્રવેશ કર્યો.

### અંગ્રેજોનાં કેટલાં માણસો મરાયા

અંગ્રેજ સેનાપતિઓનાં વર્ણનો અને પ્રગટ થયેલા સરકારી રિપોર્ટોમાં એટલું બધું જૂઠાણું ભર્યું છે કે અંગ્રેજસેનાના મરાયેલાની તથા ઘાયલ

૨૪ *Dry Leaves from Young Egypt*, p. 353

૨૫ Torrens' *Empire in Asia*, etc., on the Amirs of Sindh.

થયેલાની સંખ્યા બરાબર મળતી નથી. જનરલ નેપિયર લખે છે કે અંગ્રેજી સેના કુલ ૧૭૦૦ હતી. મેજર વેડિંગ્ટન તેની વિરુદ્ધ દલીલો દેતાં લખે છે કે અંગ્રેજી સેના ૩૦૦૦ હતી, જ્યારે સરકારી રિપોર્ટ મુજબ મિયાણીના સંગ્રામમાંથી બચેલી જે સેનામાં લૂંટનો માલ વહેંચવામાં આવ્યો તે સંખ્યા જ ૪૮૫૬ની હતી. ગમે તે હોય; એમાં તો શક જ નથી કે કંપનીના હજારો ગોરા તથા હિંદી સિપાઈઓ મિયાણીના મેદાનમાં મરણ પામ્યા.

**અંગ્રેજોને મળેલા વિજયનું રહસ્ય**

મિયાણીના યુદ્ધમાં અંગ્રેજોને મળેલા વિજયના સંબંધમાં સર રિચાર્ડ બર્ટને વળી એક નવું રહસ્ય પ્રગટ કર્યું છે. તે લખે છે:—[૨૬]

"જે અધિકારીના હાથમાં સિંધના અમીરોની તોપો હતી તેને ફોડીને કઈ રીતે તોપોનાં મોઢાં એટલાં ઊંચાં કરવામાં આવ્યાં કે જેથી તેના ગોળા અંગ્રેજી સેનાને બચાવીને તેનાથી દૂર જઈને પડતા હતા, તેમ જ અમીરોની સવારસેનાનો સેનાપતિ તાલપુરનો એ વિશ્વાસઘાતક ખુલ્લી રીતે કેમ કરીને પોતાની સેનાને રણમેદાનમાંથી ખસેડી ગયો અને બીજાને માટે નાસવાનો કઈ રીતે દાખલો બેસાડયો, એ સંબંધે ન તો તે સમયના ઇતિહાસલેખકોના લખાણમાંથી કશું હાથ લાગે છે, કે ન તો સરકારી કાગળોમાંથી હાથ લાગે છે. ગુપ્ત સેવાઓના બદલામાં જેટલું ધન આપવામાં આવ્યું હોય તેની જો કોઈ વાર યાદી તૈયાર કરવાનો દિવસ આવશે તો ઘણી અજાયબ જેવી વાતો પ્રકાશમાં આવશે. દરમિયાન ઇતિહાસ કેમ લખાય છે એ જોવા જેટલું જેઓ જીવ્યા હશે તેઓ તેમની વાતને એક અદ્ભુત નવલકથા કરતાં વધારે

૨૬ "Neither of our authorities tell us, nor can we expect a public document to do so how the mulatto who had charge of the Amirs' guns had been persuaded to fire high and how the Talpur traitor who commanded the cavalry, openly drew off his men and showed the shameless example of flight. When the day shall come to publish details concerning disbur-sement of 'Secret Service money in India' the public will learn stra-nge things. Meanwhile those of us who have lived long enough to see how history is written, can regard it as but little better than a poor romance."—*Life of Sir Richard Burton*, by Lady

મહત્ત્વની નહિ ગણે."

આ હકીકત ઉપરથી જણાય છે કે બીજા ભારતવાસીઓની માફક જ બલૂચી લોકો પણ અંગ્રેજોની દારૂની ગોળીઓની સાથોસાથ ચાંદીની ગોળીઓના પણ શિકાર બનતાં બચ્યા નહોતા !

અમીરો મારફત બલૂચી સેનાને બરખાસ્ત કરી

૧૮મી ફેબ્રુઆરીની સવારે નગરમાં પ્રવેશ કર્યા પછી જનરલ નેપિયરે મેજર ઓટ્રામની હાજરીમાં મીર નસીરખાંને ફરી વિશ્વાસ આપ્યો કે સિંધના અમીરોની સલ્તનત તેમને પાછી સોંપવામાં આવશે, પણ એક જ શરતે કે તમે બલૂચી સેનાને રજા આપી દો અને નગરની બહાર મોકલી દો. એમ જણાય છે કે મીર નસીરખાંને હજી પણ અંગ્રેજોના વચન ઉપર વિશ્વાસ હતો. નસીરખાંએ આ શરત સ્વીકારી લીધી. તેણે પોતાની બલૂચી સેનાને રજા આપી. ત્યાર પછી નેપિયરે મીર નસીરખાં, મીર શહાદાદખાં અને મીર રુસ્તમખાંને કેદ કરી લીધા. ત્રણ દિવસ પછી જનરલ નેપિયરે એક પલટન સવારની, એક પલટન પાયદળની અને બે તોપો તથા કેટલાક અંગ્રેજ અમલદારો સહિત હૈદરાબાદના કિલ્લામાં પ્રવેશ કર્યો.

જનાનખાના ઉપર હુમલો

નેપિયરે કેદી મીર નસીરખાંને અગાઉથી કહેવરાવ્યું હતું કે હું ફક્ત કિલ્લો જોવા જ માગું છું; તમે તમારા કેટલાક આદમીઓ બતાવવા મોકલજો. કિલ્લાની અંદર હવે જે હૃદયવિદારક દેખાવ જોવામાં આવ્યો તેને અમે લગભગ દીવાન મીઠારામના શબ્દોમાં જ નીચે આપીએ છીએ. દીવાન મીઠારામે પોતાના વર્ણનમા જ્યાં જ્યાં અંગ્રેજ અમલદારોનાં નામ લખ્યાં છે ત્યાં ત્યાં કૅપ્ટન ઈસ્ટવિકે ફક્ત 'સાહેબ' એટલુ જ લખ્યું છે. અમે આ વર્ણન કૅપ્ટન ઈસ્ટવિકના પુસ્તકમાંથી જેમનું તેમ ઉતારીએ છીએ. દીવાન મીઠારામ લખે છે:—૨૭

"ત્યાર પછી...સાહેબ બીજા અમલદારો સાથે અને સિપાઈઓ સાથે પરલોકવાસી મીર કરીમઅલીખાંના જનાનખાનામાં ગયો. તેણે મીરજા ખુસરુ બેગનું ગળું પકડીને તેનું અપમાન કર્યું, અને જનાનખાનામાં જે કંઈ ધન અને ઝવેરાત હોય તે બધું દેવાનો તેને

Burton, p. 141.

૨૭ Translated from the English translation of Diwan Mitha-

હુકમ કર્યો. આ ઝવેરાતની કિંમત પંદર લાખ રૂપિયા થતી હતી. મીર કરીમઅલીની બેગમોએ આ દશ્ય જોઈને સાહેબને કહેવડાવ્યું કે આપ અમને પાલખીઓ અપાવો, અને બદલવા માટે ફક્ત ત્રણ ત્રણ જોડી કપડાં દરેકને માટે અપાવો અને પછી અમને શહેરની બહાર નીકળી જવા દો. સાહેબે ઇનકાર કર્યો, ને ગુનશી અલીઅકબરની સાથે જબરદસ્તીથી જનાનખાનામાં ઘૂસી ગયો. ત્યાં સ્ત્રીઓનું ઝવેરાત સોનું, ચાંદી અને સોનાચાંદીનાં વાસણો તથા કપડાં વગેરે જે કંઈ મળ્યું તે બધું લૂટી લીધું; અને સ્ત્રીઓએ જે ઝવેરાત અને દાગીનાં પગ ઉપર અને કમરની નીચે પહેર્યાં હતા તે પણ ખેંચીને કાઢી લીધા. અભાગી સ્ત્રીઓ ભયથી અને લજ્જાથી શહેરમાંથી પગે નાસીને પાંચ ગાઉ દૂર આવેલ કહતર નામના ગામે પહોંચી. ને ... સાહેબ, ...સ હેબ અને...સાહેબે અમીર નૂર મોહમ્મદખાંના જનાનખાનામાં પ્રવેશ કર્યો; તે બેગમોને પણ એવી જ રીતે લૂંટી. એટલે સુધી કે એ સ્ત્રીઓ પણ વિવશ બનીને પગપાળી ઘર છોડીને નાસી છૂટી, અને કેટલેક દિવસે કહતર પહોંચી. ઈ. સ. ૧૮૪૩ના ફેબ્રુઆરીની ૨૨મીએ અમીર મીર મોહમ્મદખાંને કિલ્લામાંથી લાવીને અંગ્રેજી કેમ્પમાં કેદ કરવામાં આવ્યો, અને તેના જનાનખાનામાં પણ એવી જ રીતે જબરદસ્તીથી ઘૂસીને લૂંટ કરવામાં આવી ત્યાર પછી મીર સોબદારની બેગમોને લૂંટવામાં આવી; તેઓ પગપાળી નાસીને હોસરી ચાલી ગઈ. ...સાહેબે મીર સોબદારના પુત્ર ફતહઅલીખાં પાસેથી બે કિંમતી કડાં માગ્યા જે તેને આપવામાં આવ્યાં. મીર સોબદારના જનાનખાનાની એક સ્ત્રીએ કેટલાક રૂપિયા પોતાના કમરપટ્ટામાં બાંધી લીધા હતા. નાસતાં નાસતાં આમાંથી કેટલાક રૂપિયા નીચે પડી ગયા. તરત જ તે સ્ત્રીને પકડવામાં આવી, તેનો કમરપટ્ટો કાપી નાખ્યો અને બધા રૂપિયા લઈ લેવામાં આવ્યા. ત્યાર પછી એક સ્ત્રીને દૂર લઈ જઈને તેના હાથ, પગ, નાક અને કાનનાં બધાં ઘરેણાં ઉતારી લેવામાં આવ્યાં ત્યાર પછી બહારથી કોઈને પણ કિલ્લામાં આવવાની

---

ram's Statement etc., published in, *Dry Leaves from Young Egypt*, by W. J. Eastwick, an ex-political, sometime M. P. pp. 342–14

બંધ કરવામાં આવી. પરલોકવાસી મીર નૂર મોહમ્મદખા અને મીર નસીરખાંની સ્ત્રીઓ ૯૭ સુધી આ સમયે પણ કિલ્લામાં જ હતી. બે દિવસ સુધી તેમને લગભગ વગર પાણીએ જ રાખવામાં આવી. મીર નસીરખાંના પુત્ર મીર હુસેનખાં અને મીર અબ્બાસઅલીખાં કિલ્લામાં જ કેદી હતા તેમણે એક માણસને ..સાહેબ પાસે પાણી માટે મોકલ્યો. જવાબ મળ્યો કે જે કોઈ સ્ત્રી કે પુરુષને પાણી પીવું હોય તે ગાર્ડના કમાંડિંગ અમલદારને બંગલે જઈને પાણી પી આવે, એવો સર ચાર્લ્સ નેપિયરનો હુકમ છે. અમીરોના જનાનખાનામાં બધા મળીને લગભગ પાંચસો માણસો હતાં. અંતે મહા મુશ્કેલીએ આ પાંચસો માણસો માટે એક મશક ભરીને પાણી આપવામાં આવ્યુ, જેનાથી તેમણે પોતાનાં સુકાઈ ગયેલાં ગળા જ માત્ર ભીના કર્યાં, તરસ કોઈની જ ન છીપી. થોડી વાર પછી...સાહેબ અને...સાહેબ કેટલાક સિપાઈઓ લઈ ને જનાનખાનાને દરવાજે પહોચ્યા. દરવાજા બંધ હતા. આ લોકોએ કુહાડા વતી દરવાજા તોડયા ને ત્યાંની સ્ત્રીઓના બધાં જ ઘરેણાં માગ્યાં; સ્ત્રીઓને લાચાર બનીને બધાં ઘરેણાં ઉતારી દેવા પડયા. બીજે દિવસે ...સાહેબે આવીને જનાનખાનાનો બાકીનો બધો સામાન લઈ લીધો. એક સ્ત્રીએ બચીને ભાગી જવાનો વિચાર કર્યો. તેણે ભૂલથી રેશમી પાયજામો પહેર્યો હતો. કિલ્લાના દરવાજા ઉપર સિપાઈઓએ તેને રોકી અને બધાં કપડાં ઉતારી લીધાં. પરલોકવાસી નૂર મોહમ્મદખાની એક બેગમે પોતાની દાસીને કેટલાંક કપડાં વેચવા અને તેમાંથી જે પૈસા મળે તેનાથી કંઈક ખાવાનું લઈ આવવા આપ્યાં....સાહેબના મુનશીએ તેને પકડીને મારી અને બધા કપડા પડાવી લીધાં. ત્યાર પછી કિલ્લાના ફાટક ઉપર બે અંગ્રેજ ઓરતોને બેસારવામાં આવી; અંદરથી જે કોઈ સ્ત્રી બહાર જતી હતી તેની ઝડતી લેવાતી હતી. સારાંશ અમીરોની એકેએક ચીજ લઈ લેવામાં આવી, તેમનું સર્વસ્વ લૂંટી લેવામાં આવ્યુ. ત્યાર પછી મીર સોભદારખાંને બહાર લાવીને અંગ્રેજી કેમ્પમાં કેદ કરવામાં આવ્યો, અને પહેલે દિવસે મીર નસીરખાના પુત્રોને જે તલવારો આપવામાં આવી હતી તે તેમની પાસેથી પડાવી લીધી પછી મીરઝા ખુશરુ બેગનું મકાન લૂટવામાં આવ્યુ, અને તેને પણ પકડી અંગ્રેજી છાવણીમા કેદ કરવામાં આવ્યો. મીરઝા ખુશરુ બેગને ફરી કિલ્લામાં પાછો લાવવામાં આવ્યો. ત્યાં તેને એટલો

બૂરી રીતે માર મારવામાં આવ્યો કે તે ઘણી વાર સુધી તો બેશુદ્ધ રહ્યો. જ્યારે તે હોશમાં આવ્યો ત્યારે તેને બાંધીને ફરી અંગ્રેજી છાવણીમાં પહોંચાડીને કેદ કરવામાં આવ્યો."

ઇતિહાસલેખક જે. પી. ફેરીઅર દીવાન મીઠારામના આ કથનનું સંપૂર્ણ રીતે સમર્થન કરે છે. ૨૮

**મહેલોની લૂંટનું માપ**

એક બીજો અંગ્રેજ અમલદાર જે સત્તાવનના વિદ્રોહમાં લડયો હતો, અને જેનો બાપ એ વખતે સિંધમાં જનરલ નેપિયરની સાથે હતો, તે લખે છે કે વિજયી અંગ્રેજોએ સિંધની બેગમોના કાન તથા નાકનાં ઘરેણાં એટલી ખરાબ રીતે ઉતાર્યાં કે તેમનાં નાક તથા કાન ખરાબ રીતે તૂટી ગયાં.૨૯

મીર નસીરખાં વર્ણવે છે કે હૈદરાબાદના મહેલોની બધી લૂંટની કિંમત લગભગ આઠ કરોડ થાય છે. આ બધું ધન વહાણો ભરી ભરીને મુંબઈ મોકલી દેવામા આવ્યું.

**સિંધવિજય**

સિંધ અંગ્રેજોએ જીતી લીધો. મીર રુસ્તમખાંના રાજ્યનો એક ભાગ વિશ્વાસઘાતી અલીમુરાદને આપવામાં આવ્યો; બાકીનો આખો સિંધ ખાલસા કરીને અંગ્રેજ કંપનીના રાજ્યમાં ભેળવી દેવામાં આવ્યો.

મીર રુસ્તમખાંની વિરુદ્ધ ઈ. સ. ૧૮૪૩માં કાવતરું કર્યું છે એવો આરોપ ત્યાર પછી સાત વરસે મીર અલીમુરાદ ઉપર મૂકીને તેનું અરધું રાજ્ય ખાલસા કરી લેવામાં આવ્યું. ખૈરપુરનું નાનું એવું રાજ્ય આ અલીમુરાદના વંશજોના હાથમાં અત્યારે પણ છે.

**અમીરોનો કરુણાજનક અંત**

એક અલીમુરાદને બાદ કરતાં સિંધના બાકીના બધા અમીરો તથા

૨૮ *History of the Afghans*, by J. P. Ferrier, translated by Captain Jesse, London, John Murray, 1858, p. 287.

૨૯ "The harem ladies were not only plundered of their ornaments they had on their person, but their noses and ears were horribly mutilated"—Captain S... as quoted by a Traveller, in his letter on the *Conquest of Sindh*, in the *Tribune* of Lahore, September, 1893

તેમના પુત્રોને કેદ કરી બેડીઓ પહેરાવીને, જહાજમાં બેસાડીને પોતાના રાજ્ય અને દેશથી દેશનિકાલ કરવામાં આવ્યા. તેમાંના કેટલાકને પૂનામાં અને કેટલાકને કલકત્તા, હઝારીબાગ વગેરે જગાએ કેદમાં રાખવામાં આવ્યા. પુત્રોને તેમના પિતાઓથી અલગ રાખવામાં આવ્યા. કલકત્તામાં જ કેટલાક દિવસ અંગ્રેજોની કેદમાં બીમાર રહીને મીર નસીરખાં મૃત્યુ પામ્યો. તાલપુર કુટુંબના બાકીના માણસો સૂરત તથા બીજાં સ્થળોએ જેલમાં જ રિબાઈ રિબાઈને અંતે મરણ પામ્યા.

મીર રુસ્તમખાંનો એક પુત્ર મીર મોહમ્મદહુસેન પોતાના કુટુંબની કેટલીક વૃદ્ધસ્ત્રીઓ તથા બીજા આશ્રિતોને લઈને ભૂખ્યોતરસ્યો પોતાના દેશમાંથી નિર્વાસિત થઈ ઘરબાર વિનાનો ભટકતો રહ્યો. તેના કેટલાક નાના ભાઈઓ સિંધમાં જ રહ્યા, જેમના સંબંધે કૅપ્ટન ઈસ્ટવિક લખે છે: "તેમને નસીબે ભૂખ અને તરસ, નગ્નાવસ્થા અને ટાઢ આવ્યાં."[૩૦]

### સિંધના રાજકુળની દુર્દશા

હૈદરાબાદ તથા ખૈરપુરની બેગમોની હાલત તો આ કરતાં પણ વધારે હૃદયવિદારક છે. સિંધના રાજકુટુંબની આ દુર્દશાનું વર્ણન કરતાં ઈસ્ટવિક લખે છે:—[૩૧]

> "...આ લોકો આપણા મિત્રો હતા...આપણે તેમની ચારે તરફ કપટનીતિ અને છેતરપીંડીની જાળ પાથરી દીધી, તથા તેમને એવી ખોટી વાતોના પાશમાં ફસાવી રાખ્યા, કે કદાચને જો એ બધી બાબતો પ્રગટ કરવામા આવે તો તે સાંભળીને દિવસે પણ ડર લાગે! ઈંગ્લાંડના પુરુષો! જે સ્વતંત્રતાનું તમને ઘમંડ છે તેનો વિચાર કરો, અને જુઓ કે જે લોકો પોતાના દેશ અને પોતાની સ્વાધીનતાની રક્ષા માટે તમારી તલવારથી કપાઈને મરી ગયા, જેઓ એક વાર તમારા

૩૦ "Hunger and thirst, cold and nakedness, have been their portion." *Dry Leaves from Young Egypt*, p. 298.

૩૧ ". . . our own allies . . . victims, round whom was woven a web of cunning villainy, and who were trapped with falsehoods which now make day hideous by their revelation! Men of England! think of your boasted freedom, and let your pulse beat quick for those who died by your sword in defence of their own liberties and homes, and for that smaller, but

મિત્ર હતા, અને તમારા ઉપર જેમણે એક વાર ઉપકાર પણ કર્યા હતા, અને જેઓ હવે દૂરદૂરના દેશોમાં બહુ દુઃખથી દેશનિકાલના દિવસો કાપે છે, જેમના આતિથ્યસત્કાર અને જેમની દોસ્તીની તમે એક વાર ચાહના કરતા હતા, તેમને કેદમાં રાખવાવાળા જેલરોને આજે તમે પગાર આપો છો. આ બધા લોકો ઉપર તમારા હૃદયમાં સાચી સહાનુભૂતિ પેદા થાય છે કે નહિ? ઇંગ્લાંડની સ્ત્રીઓ! વિચાર કરો કે જેમનાં સમસ્ત ઘરેણાં ઉતારી લેવામાં આવ્યાં છે એવી બાદશાહોની માતાઓ અને બહેનો પોતાના દેશથી દેશવટો પામીને આજે ઘરબાર વિનાની અને અસહાય થઈને ઝેરી દલદલો અને ભયંકર જંગલોમાં ભટક્યા કરે છે!"

સિંધના અમીરો અને તેમનાં બાળબચ્ચાંની સાથે ઈસાઈ વિજેતાઓએ કરેલા ભયંકર વ્યવહારને અને અમાનુષતાને આખી દુનિયાની નજરે ઢાંકી દેવા માટે સર ચાર્લ્સ નેપિયરના ભાઈ સર વિલિયમ નેપિયરે 'સિંધવિજય' નામનું એક પ્રસિદ્ધ પુસ્તક લખી નાખ્યું.[૩૨]

**'આપણો એક રિવાજ'**

પ્રસિદ્ધ ઇતિહાસલેખક સર જૉન કે એક ઠેકાણે લખે છે:—

"આપણો એક રિવાજ છે કે આપણે પ્રથમ કોઈ દેશી રાજાનું રાજ્ય લઈ લઈએ છીએ અને પછી પદચ્યુત રાજા અને તેના વારસને વખોડવા લાગીએ છીએ."[૩૩]

---

far more wretched, band, once your friends, once aye! your benefactors, now lingering out a miserable exile in a distant land, whose jailers you now pay, whose hospitality, whose alliance, you once sought. Women of England! think of the mothers and sisters of princes, stripped of their ornaments torn from their homes, driven to wander houseless and friendless in the wild jungles and poisonous swamps. . . . "—*Dry Leaves from Young Egypt*, by Captain Eastwick, M. P., p 238.

૩૨ *The Conquest of Sindh*,—by Sir William Napier.

૩૩ " . . it is a custom among us . . . to take a native ruler's kingdom and then to revile the deposed ruler or his would be successor."—Sir John Kaye's *History of the Sepoy War*, vol. iii, p 361.

### વિલિયમ નેપિયરના પુસ્તકની જૂઠી હકીકતો

બ્રિટિશ ભારતના ઇતિહાસમાં આવા અનેક કરુણાજનક દાખલાઓ મળી રહે છે. પરંતુ સર વિલિયમ નેપિયરે 'સિંધવિજય'માં જે બનાવો લખ્યા છે તેટલાં કલ્પિત અને લજ્જાસ્પદ જૂઠાણાંથી ભરપૂર ઉદાહરણો બીજા કોઈ અંગ્રેજ ઇતિહાસલેખકે લખેલા ભારતના ઇતિહાસમાં ભાગ્યે જ હાથ આવે. પોતાના ભાઈ સર ચાર્લ્સ નેપિયરને અને તેના કાર્યને ન્યાયી ઠરાવવા માટે વિલિયમ નેપિયરે સિંધના અમીરો તથા ત્યાંની પ્રજા ઉપર અનેક કલ્પિત દોષો ઠોકી બેસાડયા છે. દાખલા તરીકે વિલિયમ નેપિયરે લખ્યું છે કે સિંધના અમીરો બિલકુલ લખીવાંચી શકતા નહોતા, અને તેઓ કેફી પદાર્થોના વ્યસની હતા. વૃદ્ધ મીર રુસ્તમખાં સંબંધે તેણે લખ્યું છે કે તે નિર્બળ, દારૂડિયો અને વ્યભિચારી હતો. પ્રજાની સ્થિતિ સંબંધે તેણે લખ્યું છે કે અમીરો હિંદુઓ સાથે બહુ ખરાબ રીતે વર્તતા હતા; બલૂચી લોકો પોતાના બાળકો પોતાને હાથે મારી નાખે છે;[૩૪] વગેરે વગેરે.

ખરી રીતે આવી જાતનાં ખોટાં કલંકોથી નેપિયર અને તેના સાથીઓનાં કૃત્યોનો બચાવ તો નથી જ થતો, પરંતુ સિંધના અમીરો અને તેની પ્રજાના જખમ ઉપર મીઠાનું કામ સારે છે. અમે આ પૈકી મુખ્ય મુખ્ય આક્ષેપોના રદિયા કેટલાક નિષ્પક્ષ અંગ્રેજ ઇતિહાસલેખકોના જ શબ્દોમાં આપશું.

### સિંધના અમીરોનુ ચારિત્ર્ય

એલેક્ઝાંડર બર્ન્સનો ભાઈ પ્રસિદ્ધ ડૉક્ટર જેમ્સ, જે સિંધના અમીરોની સાથે ઘણો વખત રહ્યો હતો તે લખે છે:—

> "જ્યારે હું હૈદરાબાદ જતો હતો, ત્યારે આખે રસ્તે મીર નસીરખાંના સદ્‌ગુણો અને કવિત્વશક્તિનાં ખૂબ વખાણ થતાં હતાં. મેં વખત મેળવીને મીર નસીરખાંને વિનતિ કરી કે મને કૃપા કરીને તમારી બનાવેલી કવિતાઓનો સંગ્રહ આપવાનો અનુગ્રહ કરો." ૩૫

મીર નસીરખાં 'જાફર' નામથી કવિતા લખતો હતો ઇતિહાસલેખક

૩૪ "And how did these monsters destroy their own children? etc., etc.,"—*Conquest of Sindh*, by Sir William Napier, part ii, p. 284.

૩૫ *Amirs of Sindh*,—by Dr James Burns, F. R. S.

**માદક પદાર્થો પ્રત્યે અમીરોની ઘૃણા**

હવે અમે ફક્ત કૅપ્ટન ગૉર્ડનનો મત આ નીચે આપીએ છીએ. આ માણસ ઘણા દિવસ સુધી અમીરોની સાથે હૈદરાબાદમાં રહ્યો હતો. તે ઑટ્રામને લખે છેઃ—

> "આપના પ્રશ્નના જવાબમાં હું લખું છું કે સિંધના અમીરો ખૂબ જ સંયમી છે. તેઓ શરાબ કે કોઈ પણ જાતના માદક પદાર્થોથી બિલકુલ દૂર રહે છે. તમાકુની તેઓ ખૂબ ઘૃણા કરે છે. તેઓ તેની ગંધ પણ સહન કરી શકતા નથી. આથી જેમને પોતાની ઉચ્ચ સભ્યતા ને વધારે સંયમી સદાચારનો ઘમંડ છે એવા આપણે માટે સિંધના અમીરો તમાકુ અને દારૂની બાબતમાં આદર્શરૂપ છે." ૪૨

**મીર રુસ્તમખાંનું મૃત્યુ**

મીર રુસ્તમખાંના સંબંધમાં ઈસ્ટવિક લખે છેઃ—

> "મીર રુસ્તમખાં પ્રેમ અને આદર કરવા યોગ્ય માણસ હતો. × × × તેનામાં માનવ સહૃદયતા ભરેલી હતી. તે સુશીલ, શાંત સ્વભાવનો, દયાભાવ અને અત્યંત સહનશીલ હતો."

અમીરોના ઉચ્ચ ને આદર્શ ચારિત્ર્યના સંબંધમાં આથી વધારે પ્રમાણો આપવાની જરૂર જણાતી નથી. પૂના જેલની અંદર મીર રુસ્તમખાંના શોકજનક મરણનું વર્ણન કરતાં ઈસ્ટવિક લખે છેઃ

> "જેમના ઉપર મીર રુસ્તમે અનેક ઉપકાર કર્યા હતા તેમણે જ મીર રુસ્તમના જીવનના છેલ્લા દિવસો બહુ જ કડવા કરી મૂક્યા. તરત જ અત્યાચારોના આ ઢગલા નીચે દબાઈ ને મીર રુસ્તમનું જીવન સમાપ્ત થયું."

ઈસ્ટવિક લખે છે કે મીર રુસ્તમના પિતા મીર સોહરાબનું મૃત્યુ સો

૪૨ "I observe, therefore, in reply to your query, that the Amirs are the most temperate of men, rigidly abstaining from wine and every kind of liquor while to smoking also, they have a strong aversion and can not even endure the smell of tobacco In regard, therefore, to smoking and drinking, the Amirs are examples to most of us, who boast a higher civilization, and a more self-denying morality."—*Dry Leaves from Young Egypt*, p. 280

વરસની ઉંમરે થયુ હતુ. મીર સોહરાબ પાણી સિવાય કશુ પીણું પીતો નહિ, અને તે પણ દિવસમાં એક જ વાર. " જરૂર મીર રુસ્તમ પણ એટલી જ આવરદા ભોગવી શકત, પરંતુ અંગ્રેજોને હાથે તેને જે અન્યાય–અત્યાચારો સહન કરવા પડયા, તેનાથી તેનું શરીર તૂટી ગયુ. " છતાં પણ મરતી વખતે મીર રુસ્તમની ઉંમર પંચાશીથી વધારે હતી.

### અમીરોનો શાસનપ્રબંધ

ઇસ્ટવિક લખે છે, કે " પોતાના ન્યાયશાસનમાં અમીરો દયા તરફ વધારે ઢળતા હતા; તેઓ લોહી વહેવડાવવાની બિલકુલ વિરુદ્ધ હતા." ૪૩

હેડલે મુંબાઈ સરકાર ઉપર મોકલેલા પોતાના રિપોર્ટમાં લખ્યું હતું કે સિંધમાં વેપારીઓનું રક્ષણ એટલું સરસ રીતે કરવામાં આવે છે, તેમ જ તેમના વેપારને એટલું ઉત્તેજન આપવામાં આવે છે કે બીજા પ્રાંતો તેમ જ દેશોમાંથી વેપારીઓ આવીને આ અમીરોના રાજ્યમાં વસે છે."૪૪

સિંધનો બધો વેપાર હિંદુઓના હાથમાં હતો, જેમાં કરાંચીનો મોતીનો વેપાર ખૂબ ફાયદાકારક હતો. ઇસ્ટવિક લખે છે:—

> " સિંધના અમીરોના શાસનમાં હૈદરાબાદ નગર અત્યંત ધન-સંપન્ન અને આબાદ થયું. × × × અને જ્યારે ભારતમાં આપણા પ્રાંતોમાં ચારે તરફ લૂંટ અને રક્તપાતનું સામ્રાજ્ય હતુ ત્યારે સિંધમાં શાંતિ અને સુવ્યવસ્થાનું સામ્રાજ્ય હતું."૪૫

### ખેતી અને સિંચાઈ

ઇસ્ટવિકના લખવા મુજબ સિંધના અમીરોની પ્રજા સુખી અને સંતુષ્ટ હતી. ખેડૂતો પાસેથી મહેસૂલમા મોટે ભાગે અનાજ લેવામાં આવતું અને ગલ્લાભાગ કાયમને માટે નક્કી કરવામા આવેલો હતો. આથી જ એ દિવસોમાં સિંધની ભૂમિ લીલીછમ અને ખૂબ પેદાશવાળી હતી. સિંચાઈ માટે સિંધના મુસલમાન અમીરોએ બનાવેલી, સિંધુમાંથી કાઢેલી, ફૂલેલી નામની લાંબી નહેર હજી પણ મોજૂદ છે. આ નહેર એ કાળની કળાનો

૪૩ " In the administration of justice the Amirs erred on the side of clemency. They were most averse to the sheding of blood."—Ibid, p 66.

૪૪ *Amirs of Sindh*, by Dr. J. Burnes, p. 16.

૪૫ *Dry Leaves from Young Egypt*, p. 242.

સરસ નમૂનો છે, આમાં એક ખૂબી એ છે કે તે એવી રીતે બનાવવામાં આવી છે કે બ્રિટિશ ભારતની બીજી નહેરોની માફક એને વારંવાર સાફ કરીને તેમાંથી માટી કઢાવી નાખવાની જરૂર પડતી નથી.

**ધાર્મિક સદ્ભાવના**

અમીરોની હલકામાં હલકી પ્રજા પણ ફરિયાદ લઈને પોતાના રાજા પાસે પહોંચી શકતી હતી. હૈદરાબાદમાં મોટી વસતી મુસલમાનોની હતી, છતાં પણ કચ્છ, ગૂજરાત અને રાજપૂતાનાના અનેક ધનવાન હિંદુ વેપારીઓ હૈદરાબાદમાં વસતા હતા. તે બધા સાથે સારું વર્તન ચલાવવામાં આવતું હતું. દિવાળીના દિવસોમાં આખા હૈદરાબાદ નગરમાં અને દરેક મકબરા અને મસ્જિદમાં પણ, અને સિન્ધુ નદીના બંને કાંઠા ઉપર પણ ખૂબ રોશની કરવામાં આવતી. ઈસ્ટવિક લખે છે કે દિવાળીની રાતે બક્કરના કિલ્લાનું દૃશ્ય અત્યંત મનોરમ લાગતું હતું, અને ચારે બાજુ પાણીમાં દીવા અને લક્ષ્મીની મૂર્તિઓ લાકડા ઉપર વહેતી દેખાતી હતી.[४६]

**કંપનીના શાસનનો આરંભ**

આ બધાથી વિપરીત, કંપનીનું રાજ્ય શરૂ થતાં જ સિંધનો દેખાવ બદલાઈ ગયો. "જમીનની પેદાશ ઘટવા લાગી. ઠેકઠેકાણે ખેતી બંધ થવા લાગી. લશ્કરી રાજ્યનો આરંભ થયો. દરેક વર્ગના લોકોમાં અસંતોષ પેદા થયો. અમીરો જે મહેસૂલ વગર પ્રયત્ને વસૂલ કરતા હતા તે વસૂલ કરવામાં નવા શાસકોને મુશ્કેલી આવવા લાગી." ४७

**વિશ્વાસઘાત અને લૂંટ**

મોટા મોટા સિંધી અમલદારોની જગાએ અંગ્રેજ અમલદારો નીમવામાં આવ્યા. જનરલ નેપિયર સિંધનો પ્રથમ ગવર્નર નિમાયો. ઈસ્ટવિક લખે છેઃ "ચારે બાજુ દગાબાજી અને લૂંટફાટ શરૂ થઈ ગઈ."[४८] પ્રજાના જાનમાલની સલામતી ન રહી. મહેસૂલની પદ્ધતિ અત્યંત બગડી ગઈ. ખેડૂતો ઉપર એટલો બધો બોજો વધારવામાં આવ્યો કે જે મહેસૂલ ઈ. સ. ૧૮૪૩માં ૯,૩૭,૯૩૭ રૂપિયા હતું તે ઈ. સ. ૧૮૪૪માં ૨૭,૪૦,૭૨૨ રૂપિયા થયું

४६ *Dry Leaves from Young Egypt*, p. 89.
४७ Ibid, p. 71.
४८ "Then began a system of universal fraud and peculation." —*Dry Leaves from Young Egypt*, p. 206.

અને ઈ. સ. ૧૮૫૦માં ૨૯,૮૩,૭૫૦ સુધી પહોંચ્યું.

સિંધનો સૌની વધારે પરિચિત એવો સર હેનરી પોટિંજર જે પાછળથી મદ્રાસનો ગવર્નર નિમાયો હતો તે લખે છે:—

"મારા મત પ્રમાણે, આપણે ભલે ગમે તેવી દલીલો કરીએ પણ સિંધના અમીરોની સાથેના આપણા વ્યવહારથી જે કલંક આપણી ઈમાનદારી અને આબરૂ ઉપર ચોંટ્યું છે તે કોઈ રીતે ધોઈ શકાય તેમ નથી." ૪૯

જનરલ નેપિયર પોતે શું કહે છે ?

અંતમાં અમે વિજેતા જનરલ નેપિયરના જ શબ્દો જરા વિસ્તારથી નીચે ટાંકીએ છીએ:—૫૦

"ભારતમાં અંગ્રેજોએ જ આક્રમક ધોરણ ( Aggression ) હાથ ધર્યું. × × × બીજી કોઈ પણ કોમે કદી પણ આથી વધારે અન્યાય અને ક્રૂર નીચતા માટે પોતાની શક્તિનો ઉપયોગ નહિ કર્યો હોય ભારતને (સિંધને?) જીતી લેવામાં આપણું લક્ષ ધન હતું –પૈસો હતું. કહેવાય છે કે પાછલા સાઠ વરસમાં ૧૦,૦૦૦ લાખ પાઉંડ ( લગભગ દસ અબજ રૂપિયા ) જેટલી રકમ ભારતમાંથી ચૂસવામાં આવી છે. આ ધનનો એક એક શિલિંગ લોહીના ટીપાથી ખરડાયેલો વસૂલ કરવામાં આવ્યો છે, ને એને ચોંટેલું લોહી સાફ કરી નાખી હત્યારાઓએ એને પોતાના ખીસામાં મૂકી દીધો છે. પરંતુ આપણે

૪૯ "No reasoning can, in my opinion, remove the fowl stain it (the case of the Amirs) has left on our faith and honour;" —Sir Henry Pottinger's letter to the *Morning Chronicle*, 8th January 1844.

૫૦ "The English were the aggressors in India, . . . and a more base and cruel tyranny never wielded the power of a great nation. Our object in conquering India (Sindh ?), the object of all our cruelties, was money—lucre; a thousand millions sterling are said to have been squeezed out of India in the last sixty years. Every shilling of this has been picked out of blood, wiped, and put into the murderers' pockets; but, wipe and wash the money as you will, the 'damned spot' will

આ ધનને ગમે તેટલું લૂછીએ કે પાણીથી ધોઈએ તો પણ તેના ઉપરના લોહીના ડાઘ નહિ જાય; આ ડાઘ તેના ઉપર કાયમના રહેશે. અને આસમાનમાં જો કોઈ ખુદા હોય (કે જેની સામે કોઈ 'કોમનું વ્યાપારી હિત' જોવામાં આવતું ન હોય) તો આપણે એકાદ દિવસ આ પાપનો દંડ ભોગવવો પડશે; અથવા તો આપણે જેવી આશા રાખીએ છીએ અને માનીએ છીએ એવું આસમાન નહિ હોય—સ્વર્ગ નહિ હોય. 'વેપારી માલ બનાવવાવાળી એક મહાન જાતિ'-ની દૃષ્ટિએ ન્યાય અને ધર્મ મજાકની ચીજો છે. આવી જનતની કોમનો સાચો ખુદા તો 'ધન' છે. સંભવ છે કે મારા વિચારો વિચિત્ર લાગે. પરંતુ ખરી રીતે ઈસ્ટ ઈંડિયા કંપનીના સ્વેચ્છાચારીઓ કરતાં તો હું સ્વેચ્છાચારી નેપોલિયનને વધારે પસંદ કરું છું. જે માણસ ચક્રવર્તી રાજ્ય મેળવવાની આકાંક્ષા ધરાવે છે તે સામાન્ય રીતે પરાજિત કોમોના ભલા માટે શાસનપ્રબંધ કરે છે. પરંતુ જેઓ ચક્રવર્તી લૂંટની આશા રાખે છે, તેઓ કેવળ પોતે જ પૈસાદાર બનવા માટે રાજ્યપ્રબંધ કરે છે તે કરોડો મનુષ્યોનાં સુખનો નાશ કરે છે. પહેલો માણસ સ્વર્ગથી પદચ્યુત થયેલો ફિરસ્તો બની શકે છે; પરંતુ બીજો માણસ નરકમાં પેદા થયેલ સેતાન છે"

---

not 'out.' There it sticks for ever, and we shall yet suffer for the crime, as sure as there is a God in heaven, where the 'commercial interests of the nation' find no place, or, heaven is not what we hope and believe it to be. Justice and religion are mockeries in the eyes of 'a great manufacturing country,' for the true God of such a nation is Mammon. I may be singuler, but, in truth, I prefer the despotic Napoleon to the despots of the East India Company. The man ambitious of universal power generally rules to do good to subdued nations; but the men ambitious of universal peculation rule only to make themselves rich, to the destruction of happiness among a hundred-millions of people. The one may be a fallen angel, the other is a hell born devil!"—*Lights and Shades of Military Life*, edited by Sir Charles Napier, pp 297-298.

ઈસ્ટવિક ચકિત થઈને લખે છેઃ—

"જે માણસ લોહીની નદીઓમાં થઈને હૈદરાબાદના ખજાના સુધી પહોંચ્યો, તેના જ આ શબ્દો હશે!"

### સિંધના સ્વાધીનતાનો અંત

ગમે તે હો, સિંધની સ્વતંત્રતાનો અંત આવી ગયો, તથા અંગ્રેજી માલની ખપત માટે મોટી વિશાળ બજાર અને ઈંગ્લાંડના પુત્રોની આજીવિકા માટેનું નવું ક્ષેત્ર તૈયાર થઈ ગયું.

આ બધાને માટે ઈંગ્લાંડની પાર્લામેંટે ગવર્નર જનરલ એલેનબરો, સર ચાર્લ્સ નેપિયર અને બીજી અંગ્રેજી સેનાને અંગ્રેજ જાતિ તરફથી ધન્યવાદ આપતો ઠરાવ પસાર કર્યો!

# પ્રકરણ ઓગણચાળીશમુ

## એલેનબરો અને અન્ય નરેશો

### સિંધિયા

મરાઠામંડળના પાચ મુખ્ય સ્તંભોમાં સૌથી વિશેષ બળવાન સિંધિયા હતો. માધોજી સિંધિયાના વખતમાં તો એક વાર સમસ્ત મુગલ સામ્રાજ્યના શાસનની લગામ આ વંશના હાથમાં આવી ગઈ હતી. આ રાજ્ય ઉપર કંપનીની હમેશાં નજર રહેતી. માધોજી સિંધિયાના ઉત્તરાધિકારી દૌલતરાવ સિંધિયાને પાંગળો બનાવી દેવાના અનેક પ્રયત્નો કેવી રીતે કરવામાં આવ્યા એની હકીકત પાછળનાં પ્રકરણોમાં આવી ગઈ છે. ગ્વાલિયર રાજ્યની વિરુદ્ધ લોર્ડ એન્ટિંકના વખતમાં પણ શી ખટપટ કરવામાં આવી તે આવી ગયું છે. છતાં ઈ. સ. ૧૮૪૩ સુધી મહારાજા સિંધિયા કંપનીનો ખંડિયો રાજા બન્યો નહોતો. ઈ. સ. ૧૮૩૨ના પાર્લામેંટના એક અહેવાલમાં લખેલુ છે કે "આ દ્વીપકલ્પમાં સિંધિયા જ એક એવો નરેશ છે કે જેણે હજી સુધી પોતાનું સ્વાતંત્ર્ય ખુલ્લી રીતે ટકાવી રાખ્યું છે." [1] એ સમય સુધી મહારાજા સિંધિયા તથા કંપની સરકાર વચ્ચે જે જે સંધિઓ થઈ હતી તે કોઈથી મહારાજા સિંધિયાની સ્વાધીનતામાં કશો તફાવત પડ્યો નહોતો, તેમ કંપની સરકારને મહારાજા સિંધિયાના વહીવટમાં માથું મારવાનો કશો અધિકાર પણ નહોતો.

### ગ્વાલિયરનું સુશાસન

ઈ. સ. ૧૮૪૩ના ફેબ્રુઆરીની છઠ્ઠીએ મહારાજા જનકોજી અચાનક મરણ પામ્યો. જનકોજીને કોઈ સંતાન નહોતું. કહેવાય છે કે વિધવા મહારાણીની ઉંમર કેવળ અગિયાર વરસની હતી. સમસ્ત ગ્વાલિયર દરબારની

1 "Within the Peninsula, Sindhia is the only Prince who preserves the semblance of independence."—*Report of Select Committee of the House of Commons, 1832.*

સંમતિથી મહારાણીએ આઠ વરસની ઉંમરના ભાગીરથરાવ નામના એક સંબંધીને દત્તક લીધો. આ ભાગીરથરાવ જયાજીરાવ સિંધિયાનું નામ ધારણ કરીને ગ્વાલિયરની ગાદીએ બેઠો. જયાજીરાવના પાલક તરીકે મહારાણીને નીમવામાં આવી; પણ મહારાણીની ઉંમર પણ નાની જ હતી, તેથી વહીવટનું બધું કામ દરબારને સોંપવામાં આવ્યું. એ સમયના બધા ઐતિહાસિક ઉલ્લેખો પરથી સ્પષ્ટ જણાય છે અને ખુદ એલેનબરોએ પોતાના પત્રોમાં સ્વીકાર્યું છે કે ગ્વાલિયર દરબારના હાથમાં વહીવટનું કામ યોગ્યતાપૂર્વક અને સફળતાપૂર્વક ચાલતુ હતું.

છતાં ઇતિહાસલેખક જૉન હોપ લખે છે:—[૧]

"લૉર્ડ એલેનબરોએ પ્રથમ સિંધિયાના અધિકારોની અવહેલના કરવાનુ તથા પછી તેની સ્વાધીનતા છીનવી લેવાનુ નક્કી કરી નાખ્યું હોવાથી, મહારાણીની અલ્પાવસ્થાનુ બહાનું કાઢીને એને પાલક તરીકેના અધિકારપદેથી અલગ કરી તેની જગાએ કોઈ એવા પાલકને નીમવો કે જે દરેક બાબતમાં રાજીખુશીથી અંગ્રેજ સરકારની બધી સલાહ સ્વીકારે એ કાર્ય પ્રથમ કરવાની આવશ્યકતા હતી. શરૂઆતમાં એલેનબરોએ પોતાનો આ ઇરાદો બીજાને જણાવ્યો નહિ. પાલક ચૂંટવાનો અધિકાર સિંધિયા દરબારનો હતો. દરબારની કાઉન્સિલમા આ વખતે એક જ માણસ એવો હતો જે પોતાની જાતિ વિરુદ્ધ કે દેશ વિરુદ્ધ કામ કરવા તૈયાર થાય. આ માણસને મામાસાહેબ કહેતા હતા. આજ સુધી એવો રિવાજ હતો કે રિયાસતના આ પ્રકારના મામલામાં

[૧] "As Lord Ellenborough had firmly resolved, though his resolution was not then made known, first to disregard the rights of this state, and afterwards deprive it of its independence, the preliminary step would necessarily be to set aside the Maharanee on the ground of her infancy, and to put up in her place as Regent a person who would cheerfully do the bidding of the British Government. The election was in the hands of the Durbar. Now there was only one individual in that council who would lend himself to carry out an anti-national policy, and he was called the Mama Saheb. Accordingly the Resident laid aside the principle of non-intervention

રેસિડેન્ટ માથુ ન મારે છતા પણ ઉપરોક્ત કારણને લીધે આ ક્રિયાનું ઉલ્લંઘન કરીને મામાસાહેબ પાલક તરીકે ચૂટાય એને માટે એલેનબરોએ પોતાની બધી શક્તિ ખરચવા માડી "

અનુચિત દખલગીરી

મહારાજા જનકોજીના મરણના સમાચાર સાભળીને તરત જ લોર્ડ એલેનબરોએ આગ્રા તરફ પ્રયાણ કર્યું, અને કોઈ પણ કારણ વગર જ ગ્વાલિયર રાજ્યની સરહદ ઉપર આગ્રાની પાસે સેના એકઠી કરી આગ્રામા બેઠા બેઠા લોર્ડ એલેનબરોએ ગ્વાલિયરમા કપટજાળ વિસ્તારવા માડી

દાદા ખાસજીવાલા

બાળમહારાજા તેમ જ રીજન્ટ મહારાણી તરફથી દાદા ખાસજીવાલા નામનો એક માણસ સર્વાનુમતિથી મુખ્ય મત્રી નિમાય એવી ગ્વાલિયર દરબારની ઇચ્છા હતી દાદા ખાસજીવાલા યોગ્ય, ઇમાનદાર અને સર્વપ્રિય હતો પણ જે વખતે ચૂટાવાનો સમય હતો ત્યારે જ બરાબર લોર્ડ એલેનબરોનો એક પત્ર ગ્વાલિયર પહોચ્યો આ પત્રમા લખ્યુ હતુ "જો પાલકનુ પદ મામાસાહેબને આપવામા આવે તો ગવર્નર જનરલ ખુશી થશે "[૩]

અગ્રેજોનો દૂત મામાસાહેબ

રાજ્યની અવસ્થા આ સમયે નિર્બળ હતી દરબારમા કોઈ પ્રૌઢ અને પ્રભાવશાળી નીતિજ્ઞ નહોતો અગ્રેજી સેનાએ સરહદ ઉપર પડાવ નાખ્યો હતો અને દરબારમા અગ્રેજ રેસિડેન્ટની ખટપટો હતી પરિણામે મામાસાહેબ પાલક તરીકે તો ન નિમાયો, પરન્તુ મુખ્ય મત્રી તરીકે નિમાયો, અને એ રીતે રાજ્યની લગામ મામાસાહેબના હાથમા આવી. પણ મામાસાહેબ રાજ્યની લગામ વધારે લાબો કાળ પોતાના હાથમા રાખી શક્યો નહિ અગ્રેજ રેસિડેન્ટની સાથેની તેની ખટપટોને લીધે દરબારના બધા માણસો તેની વિરુદ્ધ થઈ ગયા મહારાણીની ઇચ્છા ન હોવા છતાં કેવળ રેસિડેન્ટના કહેવાથી તેણે પોતાની ૭ વરસની એક ભત્રીજીના વિવાહ મહા

which hitherto had guided his conduct, and strained every nerve to effect this man's election —*Sketch of the House of Sindhia*, by John Hope p 42

૩ "The Governor-General would gladly see the Regency conferred upon the Mama Saheb"—Lord Ellenborough,

રાજા જયાજીરાવની સાથે કરવા ધાર્યું. આ વિષય ઉપર દરબારમાં લગભગ પંદર દિવસ સુધી ચર્ચાઓ ચાલી. આખરે ઈ. સ. ૧૮૪૩ના મે માસની ૨૦મીએ બધા દરબારીઓ તથા મહારાણીની એકમતિથી મામાસાહેબને મંત્રીપદ ઉપરથી પદચ્યુત કર્યો. મહારાણીની આજ્ઞાનુસાર મામાસાહેબને ગ્વાલિયર છોડીને ચાલ્યા જવું પડયું. ઈ. સ. ૧૮૪૩ના મેની ૨૪મીએ મામાસાહેબ ગ્વાલિયરથી રવાના થયા. ૨૬મીએ મહારાણીએ બધા દરબારીઓને તથા સરદારોને નવો મુખ્ય મંત્રી ચૂંટવા માટે કહ્યું. બધા લોકોએ દાદા ખાસજીવાલાને સર્વાનુમતિથી મુખ્ય મંત્રી નીમ્યો.

### એલેનબરોએ નવું બહાનું શોધ્યું

હવે એલેનબરોએ એક નવું જ બહાનું શોધી કાઢયું. તેણે જાહેર કર્યું કે અંગ્રેજ સરકાર તથા ગ્વાલિયરની સરહદો જ્યાં એકઠી થાય છે ત્યાં ઘણી જગાએ વિદ્રોહ થયા કરે છે અને ધાડો પાડવામાં આવે છે, તથા આ બધાનું દમન કરવા ગ્વાલિયર દરબાર અસમર્થ છે. આ બહાનું કેટલું ખોટું હતું અને નજીવું હતું તે ઇતિહાસલેખક જોન હોપે બહુ સુંદર રીતે સાબિત કરી બતાવ્યું છે. તેણે લખ્યું છે કે જે વખતે લોર્ડ એલેનબરોએ સિંધિયાના રાજ્યના વહીવટનો આ દોષ શોધી કાઢયો, બરાબર તે જ વખતે બુંદેલખંડના અંગ્રેજી મુલકમાં, અને સાગર તથા નર્મદાના જે પ્રદેશો સિંધિયાની સરહદ નજીક જ આવેલા હતા તે પ્રદેશોમાં, છેલ્લાં બે વરસથી વિદ્રોહ થયા કરતા હતા, અને ઠેર ઠેર ધાડો પડતી હતી. એટલે સુધી કે સિંધિયાની રાજધાની ગ્વાલિયરથી કેવળ બે માઇલ દૂર ખિમલાસા નામનું એક ધન સંપન્ન નગર અંગ્રેજી મુલકમાં આવેલું હતું તેનો નાશ કરવા માટે કેટલાક લોકો પ્રયત્ન કરતા હતા, અને સિંધિયાની બે હજારની સહાયકારી સેના દ્વારા અંગ્રેજો ખિમલાસાનું રક્ષણ કરવાના પ્રયત્નો કરતા હતા. આ જ વખતે અંગ્રેજી મુલકમાં આવેલું બાલાબેહૂત (?) નામના બીજા એક શહેરને કેટલાક બંડખોરો સળગાવી મૂકવા માગતા હતા, અને ગ્વાલિયરની વિધવા મહારાણીની સેના આ નગરનું સંરક્ષણ કરવામાં રોકાયેલી હતી. બેશક, જો વિદ્રોહીઓ અને ધાડપાડુઓનું દમન કરવાની અશક્તિને કારણે કોઈ રાજ્યના વહીવટમાં પાડોશી રાજ્યને માથું મારવાનો અધિકાર હોય તો એલેનબરો ગ્વાલિયરના રાજ્યવહીવટમાં માથું મારે તેને બદલે ગ્વાલિયર દરબારને કંપનીના વહીવટમાં હસ્તક્ષેપ કરવાનો અધિકાર મળવો જોઈએ. પણ લોર્ડ એલેનબરો માટે તો કોઈ પણ બહાનું પૂરતું હતું.

રેસિડેન્ટ સ્લીમેન

ગ્વાલિયરનો અંગ્રેજ રેસિડેન્ટ કર્નલ સ્પાયર્સ એલેનબરોના વિચારનો ન હતો, આથી સ્પાયર્સની બદલી કરીને તેની જગાએ કર્નલ સ્લીમેનને નીમવામાં આવ્યો. આ સ્લીમેનની બાબતમાં એવી વાત એ વખતે જાણીતી હતી અને ઇતિહાસ ઉપરથી પણ એને સમર્થન મળે છે કે તેનો પ્રભાવ ભારતના ઠગો અને ધાડપાડુઓ ઉપર ઘણો સારો પડતો હતો. આગળ જતાં આ સ્લીમેન અયોધ્યામાં પણ પોતાની કૂટનીતિ માટે જાણીતો થયો.

દાદા ખાસજીવાલાની લોકપ્રિયતા

લૉર્ડ એલેનબરોએ ઈ. સ. ૧૮૪૩ના ઑગસ્ટની ૧૩મીએ મહારાણી વિક્ટોરિયા ઉપર લખેલા એક પત્રમાં સ્વીકાર્યું છે કે દાદા ખાસજીવાલા અત્યંત યોગ્ય શાસક હતો. ગ્વાલિયરની સેનાના પગારો કેટલાક વખતથી ચડેલા હતા; દાદા ખાસજીવાલાએ પાછલા બધા પગારો ચૂકવી આપ્યા અને ભવિષ્યમાં યોગ્ય વખતે બધાને પગારો મળતા રહે એવી વ્યવસ્થા કરી. મામાસાહેબે ઘણા યોગ્ય અમલદારોને લૉર્ડ એલેનબરોની સૂચનાથી રજા આપી હતી; દાદા ખાસજીવાલાએ આ બધાને તેમની મૂળ જગાએ પાછા નીમ્યા. ગ્વાલિયરની સેનામાં એ વખતે કેટલાક યુરોપિયનો અને અરધા યુરોપિયન અમલદારો હતા. આમાના કેટલાક અમલદારોએ પોતાના હાથ નીચેની સેનાને સિંધિયા વિરુદ્ધ ઉશ્કેરવાનું શરૂ કર્યું; ક્યાંક ક્યાંક નાના મોટા બખેડા પણ થયા. દાદા ખાસજીવાલાએ આમાંના કેટલાક અમલદારોને રજા આપીને પોતાના રાજ્યની બહાર કાઢી મૂક્યા. રાજમાતા તથા જયાજીરાવ બંને દાદા ખાસજીવાલા ઉપર પ્રસન્ન હતાં. આ બધી બાબતોને અંગે દાદા ખાસજીવાલા અંગ્રેજોની આંખમાં ખટકતો હતો. લૉર્ડ એલેનબરોએ મહારાણી વિક્ટોરિયા ઉપર લખેલા પૂર્વોક્ત પત્રમાં સૂચન કર્યું હતું કે દાદા ખાસજીવાલા અને ગ્વાલિયર દરબારનું દમન કરવા માટે મેં લગભગ બાર હજારની સેના અને તોપખાનું આગ્રામાં જમાવ્યું છે, અને હજી વધારે સેના જમાવવાનું કાર્ય ચાલુ છે.

દાદા ખાસજીવાલા ઉપર ખોટો આરોપ

હવે દાદા ખાસજીવાલા ઉપર એક નવો આરોપ મૂકવામાં આવ્યો. મહારાણી ઉપર એલેનબરોએ લખેલા એક પત્રને દાદા ખાસજીવાલાએ વચમાં જ અટકાવ્યો છે એવો એક આરોપ ઘડી કાઢવામાં આવ્યો. આ આરોપના સંબંધમાં લૉર્ડ એલેનબરોએ મહારાણી અને ગ્વાલિયર દરબારને લખ્યું,

કે દાદા ખાસજીવાલાને તરત જ અંગ્રેજોને હવાલે કરી દેવા. બેશક એક સ્વાધીન રાજ્યના મુખ્ય મંત્રી ઉપર આવો આરોપ અત્યંત ઘૃણાસ્પદ તથા અર્થ વગરનો કહેવાય. લૉર્ડ એલેનબરોની માગણી પણ ન્યાય, નીતિ અને સંધિની વિરુદ્ધ હતી.

### ખાસજીવાલાની ગિરફતારી

મહારાણી તથા ગ્વાલિયર દરબાર બન્નેએ એકમતે એલેનબરોની આ માગણીનો વિરોધ કર્યો, અને આ બાબત ઉપર ફરી વિચાર કરવાની એલેનબરોને પ્રાર્થના કરી. એલેનબરોએ પોતાની જીદ છોડી નહિ. તેણે સરહદ ઉપર પૂરતી સેના જમાવી દીધી હતી. ખુદ ગ્વાલિયરમા પણ સ્લીમેનની ખટપટો ચાલુ હતી. મહારાણીની પ્રાર્થનાના જવાબમાં એલેનબરોએ યુદ્ધની સ્પષ્ટ ધમકી આપી. ભયભીત બનેલ મહારાણીએ એલેનબરોને સંતુષ્ટ કરવા માટે પોતાના યોગ્ય મંત્રી અને સંરક્ષક નિર્દોષ દાદા ખાસજીવાલાને કેદ પણ કર્યો અને તેની જગાએ રામરાવ ફલકિયાને મંત્રી નીમ્યો, છતાં પણ એલેનબરોને સંતોષ ન થયો. સિંધિયાના રાજ્યની ઉત્તરમાં એક તથા પૂર્વમાં એક એમ બે વિશાળ સેનાઓ તેણે જમાવી. હવે યુદ્ધમાં કંઈ ઊણપ રહી નહોતી. ગ્વાલિયર દરબારની યુદ્ધમાંથી બચવાની ઇચ્છા હતી. લાચાર થઈને આખરે દાદા ખાસજીવાલાને એલેનબરોને સુપરત કરવામાં આવ્યો. એલેનબરોએ દાદાને કેદ કર્યો. દસ વરસ પછી બનારસમાં અંગ્રેજોની કેદમાં જ સિંધિયાનો આ વફાદાર મંત્રી દાદા ખાસજીવાલા મરણ પામ્યો.

### એલેનબરોનો વાસ્તવિક હેતુ

એલેનબરોની માગણી હવે પૂરી થઈ હતી; છતાં પણ એને સંતોષ ન થયો. મહારાણી વિક્ટોરિયા ઉપર ઈ. સ. ૧૮૪૩ના ડિસેમ્બરની ૧૯મીએ તેણે લખેલા પત્ર ઉપરથી જાણી શકાય છે કે શરૂઆતથી જ તેનો વિચાર પંજાબ ઉપર હુમલો કરવાનો હતો; પણ પોતે જ્યારે પંજાબમાં રોકાયો હોય ત્યારે સિંધિયાની સમૃદ્ધ સેના પછવાડેથી અંગ્રેજી સેનાને હેરાન ન કરે એ હેતુથી એલેનબરો પહેલાં જ સિંધિયાની સેનાનો નાશ કરવા માગતો હતો.

એલેનબરોની મુલાકાત લેવા માટે નવા મંત્રી રામરાવ ફલકિયાને આગ્રા મોકલવામાં આવ્યો. એલેનબરોએ રામરાવ પાસે એક નવી જ વાત ઉપાડી. તેણે કહ્યું કે થોડાંક વરસો પહેલાં દોલતરાવ સિંધિયા સાથે અંગ્રેજોને બરહાનપુરમાં એક સંધિ થઈ હતી. આ વખતે નક્કી કરવામાં આવ્યું હતું કે જો કોઈ વાર મહારાજા સિંધિયા પોતાના રાજ્યના કોઈ વિદ્રોહનું

દમન કરવા માટે કે કોઈ શત્રુને હરાવવા માટે અંગ્રેજ સરકારની સેનાની મદદ માગે તો અંગ્રેજોએ મદદ આપવી. આ કલમ પ્રમાણે એલેનબરોએ રામરાવને સૂચવ્યું કે ગ્વાલિયર રાજ્યમાં આ વખતે વિદ્રોહ મોજૂદ છે, આથી અંગ્રેજ સરકારે મહારાજા જયાજીરાવ સિંધિયાની મદદ માટે સેના મોકલવાનો નિરધાર કર્યો છે. વાસ્તવિક રીતે મહારાજા સિંધિયા આ વખતે કોઈ આપત્તિમાં આવી પડયો નહોતો, તેમ મહારાજા જયાજીરાવે કે મહારાણીએ કોઈએ અંગ્રેજ સરકારની મદદ પણ માગી નહોતી આના જવાબમાં એલેનબરોએ રામરાવને સાફ સંભળાવી દીધું, કે મહારાજા સગીર વયના હોવાથી મહારાજાની આવશ્યકતાઓ શી શી છે એ સમજવાનો અધિકાર કેવળ અંગ્રેજ ગવર્નર જનરલનો જ છે. આ જવાબ સાંભળીને રામરાવ ચકિત થઈ ગયો. આનો અર્થ તો સ્પષ્ટ હતો કે અત્યાર સુધીની બધી સંધિઓ અને પ્રતિજ્ઞાપત્રોને રદ્દી કાગળિયાના ટુકડા ગણીને કચરાની ટોપલીમાં ફગાવી એલેનબરો એક સ્વાધીન પણ સગીર વયના નરેશના રાજ્ય ઉપર હુમલો કરવા માટે કટિબદ્ધ થયો હતો અને તેના રાજ્યનો અમુક ભાગ પચાવી જવા માગતો હતો.

ઇતિહાસલેખક લ્યૂપ લખે છે કે એલેનબરોએ બરહાનપુરની જે સંધિની વાત આજે ઉખેળી હતી, એ સંધિ તો અંગ્રેજોની જ ઇચ્છા મુજબ આ પૂર્વે રદ કરવામાં આવી હતી એટલે એલેનબરોનું આ આખું બહાનું બિલકુલ ઉપજાવી કાઢેલું હતુ

ગ્વાલિયર ઉપર ચડાઈ

આ રીતે વિના કારણ લૉર્ડ એલેનબરોએ મહારાજા સિંધિયાના રાજ્યમાં ઘૂસીને તેની રાજધાની ગ્વાલિયર ઉપર હુમલો કર્યો. આ હુમલાની સામે થવાની ગ્વાલિયર દરબારની કશી તૈયારી નહોતી ઈ. સ. ૧૮૪૩માં મહારાજપુર અને પનિયાર નામના સ્થળોએ બે પ્રસિદ્ધ લડાઈઓ થઈ, જેમાં ટૉરેન્સના લખવા મુજબ અંગ્રેજોને અસાધારણ નુકસાન સહન કરવુ પડયું, પણ કંપનીની જૂની નીતિનું અનુસરણ કરીને કંઈક પોતાની સેનાના બળે ને કંઈક પોતાની કૂટનીતિના બળે સિંધિયાની સેના ઉપર આખરે એલેનબરોએ વિજય મેળવ્યો. ઇતિહાસલેખક લ્યૂપ લખે છે, કે સિંધિયાની સહાયકારી સેના આ વખતે પોતાના સ્વામી વિરુદ્ધ અંગ્રેજોને પક્ષે લડી આ સેનામાં ઘણાક સૈનિકો તો જે ગામમાં જયાજીરાવ સિંધિયાનો જન્મ થયો હતો તે જ ગામના હતા. આ બન્ને લડાઈઓ પછી અંગ્રેજોએ સિંધિયાની સેના તથા પ્રજા ઉપર કેવા અત્યાચારો ગુજાર્યા, કઈ રીતે મકાનોમાં

લોકોને પૂરીને એ મકાનોને સળગાવી મૂકવામાં આવ્યાં, અને સિંધિયાના જે અમલદારોએ હાર સ્વીકારી હતી તેમને દગો દઈને કેવી રીતે મારી નાખવામાં આવ્યા, એ બધી હકીકત જૅાન હોપે પોતાના ઇતિહાસમાં આપી છે. આ આખા મામલામાં લૉર્ડ એલેનબરોનું જૂઠાણું, તેની કપટનીતિ અને તેની સ્વાર્થી ભૂપિપાસાને બહુ સુંદર રીતે હોપે ખુલ્લી પાડી છે.

**નવી સંધિ**

ઈ. સ. ૧૮૪૪ના ફેબ્રુઆરીની ૧૬મીએ લખેલા એક પત્રમાં લૉર્ડ એલેનબરોએ બતાવ્યું છે, કે જો આ વખતે સિંધિયાના સમસ્ત રાજ્યને અંગ્રેજી રાજ્યમાં ભેળવી દેવાનો પ્રયત્ન કર્યો હોત તો બીજા ભારતીય રાજાઓ પણ કંપનીની સામે થાય એવો ડર હતો. આથી એક નવી સંધિ કરવામાં આવી. તે મુજબ ગ્વાલિયરની સહાયકારી સેનામાં વધારો કરવામાં આવ્યો; તેના ખરચ પેટે સિંધિયા પાસેથી કેટલોક નવો મુલક પડાવવામાં આવ્યો; વિધવા મહારાણીના હાથમાંથી બધી સત્તા છીનવી લેવામાં આવી; જયાજીરાવ સિંધિયા સગીર વયનો હોય ત્યાં સુધી એક કાઉન્સિલ રાજ્યનો બધો વહીવટ ચલાવે એમ પણ નક્કી કરવામાં આવ્યું; કાઉન્સિલે રેસિડેન્ટની આજ્ઞાઓ માનવી એ આવશ્યક ગણવામાં આવ્યું અને મહારાણીને તેના અધિકારો લઈ લીધાના બદલામાં ત્રણ લાખનું વાર્ષિક પેન્શન બાંધી આપવામાં આવ્યું. આ રીતે ઓછામાં ઓછાં દસ વરસ માટે ગ્વાલિયર રાજ્યનો બધો વહીવટ અંગ્રેજોના હાથમાં આવી ગયો.

**કૈથલ લીધું**

બીજા જે રાજાઓની સાથેના એલેનબરોના વ્યવહારનો ઉલ્લેખ કરવો જોઈએ તેમાં એક કૈથલ રાજ્ય ગણાય. કૈથલ એક શીખ રાજ્ય હતું. તે સતલજની આ બાજુ કર્નાલથી આશરે ત્રીસ માઈલ ઉપર આવેલું હતું. ક્રમભાગ્યે તેણે ઈ. સ. ૧૮૦૯માં કંપની સરકાર સાથે દોસ્તીની સંધિ કરી હતી. કૈથલનો રાજા મરણ પામ્યો; તેને કોઈ પુત્ર નહોતો, પણ દત્તક લેવાનો રાણીનો અધિકાર હતો. પણ લૉર્ડ એલેનબરોએ ત્રણસો સિપાઈઓની એક ટુકડી કૈથલનો કબજો લેવા માટે એકદમ રવાના કરી. એલેનબરો લખે છે કે અંગ્રેજી સેનાને અકસ્માત પોતાની રાજધાનીમાં આવેલી જોઈને લોકો તથા દરબારીઓએ સત્યાગ્રહ શરૂ કર્યો. એટલામાં આસપાસની પ્રજા દરૂઓ લઈને રાજધાનીમાં હાજર થઈ. તેમણે અંગ્રેજી સેનાને હગાવીને પાછી કાઢી. બચેલા અંગ્રેજ સિપાઈઓને કર્નાલ પાછા આવવું પડ્યું.

આ બનાવ ઈ. સ. ૧૮૪૩ના એપ્રિલ માસની ૧૦મીએ બન્યો. ૧૪મી એપ્રિલે થાણેશ્વરમાં ૧૮૦૦ની એક નવી સેના એકઠી કરવામાં આવી. ૧૬મીએ આ સેનાએ કૈથલમાં પ્રવેશ કર્યો. પરંતુ મહારાણી વિક્ટોરિયા ઉપર એલેનબરોએ લખેલા પત્રમાં જણાવ્યું છે કે ૧૫મી એપ્રિલે જ કૈથલની સશસ્ત્ર પ્રજાએ વિધવા મહારાણીનો સાથ છોડી દીધો, અને નગર છોડીને એ પ્રજા ચાલતી થઈ. પછી કૈથલ દરબારના કેટલાક મંત્રીઓ અને નગરના કેટલાક વેપારીઓ અંગ્રેજોને આવીને મળ્યા, અને આ રીતે કૈથલ ઉપર અંગ્રેજોનો અધિકાર જામી ગયો.

### રણજીતસિંહનું મૃત્યુ અને પંજાબમાં અરાજકતા

પંજાબનું રાજ્ય કૈથલ કરતાં ઘણું વિશાળ હતું. આ રાજ્યમાં પણ એલેનબરોએ કાવતરાં શરૂ કર્યાં. ઈ. સ. ૧૮૩૯માં મહારાજા રણજીતસિંહ મરણ પામ્યો. રણજીતસિંહનો એક પુત્ર ખડગસિંહ ગાદીએ બેઠો; પણ રણજીતસિંહના મૃત્યુ પછી પંજાબ આખામાં વિદ્રોહ, ખૂનામરકી અને અરાજકતા વ્યાપી ગયાં. આ અરાજકતાના સંબંધમાં 'બ્રિટિશ ફ્રેંડ ઑફ ઇંડિયા' નામની એક લંડનની પત્રિકા, જે ઈ. સ. ૧૮૪૩ના ડિસેમ્બરમાં પ્રગટ થઈ હતી, તેમાં લખ્યું હતું:—

"× × × અમને ભારે શક છે કે કંપનીએ લાંચો આપી આપીને આ ઉપદ્રવો ઊભા કર્યા છે, અને લોકોને ઉશ્કેર્યા છે. × × × ભાડુતી સૈન્ય રાખવાવાળી એક ધનલોલુપ કંપની લૂંટફાટ કર્યા વગર રહી શકે જ નહિ. × × × આ બધા ઉપદ્રવોના મૂળમાં ઇંગ્લાંડની એક મહાન શક્તિ મોજૂદ છે, એટલે અમને તો દીવા જેવું ચોખ્ખું દેખાય છે કે લાહોર નગર લૂંટવામાં આવશે, અને તે રાજ્ય વીંખી નાખવામાં આવશે." ૪

૪ "... we strongly suspect the Company's corrupt influence has been employed in framing and fomenting these plots, ... a mercenary Company, wielding a hireling army, can not live but by plunder ... we see too clearly, that backed as it necessarily now is, by all the resources of Britain, Lahore will be sacked, the Kingdom rent in pieces."—*The British Friend of India*, December 1843, pp. 247–248.

એલેનબરોની યોજનાઓ

ડ્યૂક ઓફ વેલિંગ્ટન અને લોર્ડ એલેનબરોના અનેક પત્રો ઉપરથી સ્પષ્ટ રીતે જોઈ શકાય છે કે ઘણા દિવસોથી અંગ્રેજોની નજર પંજાબ ઉપર જ હતી. અને એ પ્રમાણે એલેનબરોએ મહારાજા ખડગસિંહ તથા શેરસિંહના અનુયાયીઓ, નોકરો તથા સરદારોને ફોડીને પોતાના પક્ષમાં વાળી લેવાના પ્રયત્નો પણ કર્યા. અફઘાનો તથા શીખોને એકબીજાની વિરુદ્ધ ઉશ્કેરીને લડાવવામાં આવ્યા. એક પત્રમાં એલેનબરોએ લખ્યું છે કે મેં શીખ લોકોને જલાલાબાદનો કબજો મેળવવા દીધો ખરો, પણ એમ કરવાનો મારો હેતુ એ હતો કે જો શીખ લોકોની મુખ્ય સેના લાહોર અને અમૃતસરથી જલાલાબાદ તરફ જાય, તો મને રાજધાની લાહોર જીતી લેવાનો મોકો મળી જાય. જનરલ વેન્ચૂરા નામનો એક અંગ્રેજ આ વખતે પંજાબની સેનામાં ગુપ્તચર તરીકે કામ કરતો હતો. ઈ. સ. ૧૮૪૩ના ઓક્ટોબરની ૨૦મી તારીખે લોર્ડ એલેનબરોએ ડ્યૂક ઓફ વેલિંગ્ટનને લખ્યું, મને આશા છે કે એકબે વરસમાં જ પંજાબ આપણા હાથમાં આવી જશે. ઈ. સ. ૧૮૪૪માં હીરાસિંહ લાહોર દરબારનો મુખ્ય મંત્રી હતો અંગ્રેજોએ શીખ સેનાને હીરાસિંહની વિરુદ્ધ ઉશ્કેરી અને જમ્મુના રાજા ગુલાબસિંહને લાહોર દરબાર વિરુદ્ધ ભંભેર્યો. ઈ. સ. ૧૮૪૫ સુધીમાં લાહોર ઉપર હુમલો કરવાની તક મળી જશે એવી એલેનબરોને આશા હતી. આ સંબંધે લખાયેલા એલેનબરોના કાગળો ખરી રીતે વાંચવા લાયક છે, અને પાશ્ચાત્ય કપટનીતિનો એક સુંદર નમૂનો છે.

દેશદ્રોહીઓનો નિષ્ફળ પ્રયત્ન

ઈ. સ. ૧૮૪૪ના મે માસમાં જ્યારે બાળક દુલીપસિંહ લાહોરની ગાદી ઉપર હતો ત્યારે અંગ્રેજોએ ભાઈ બીમસિંહ, અતરસિંહ અને કાશ્મીરાસિંહની સરદારી તળે થાણેશ્વરમાં એક સેના તૈયાર કરી અને દુલીપસિંહ તથા તેના મંત્રી હીરાસિંહ ઉપર હુમલો કરવા માટે લાહોર મોકલવામાં આવી. ૭મી મેએ ફિરોઝપુર નજીક આ સેના અને લાહોર દરબારની સેના વચ્ચે એક સંગ્રામ થયો, જેમાં બીમસિંહ, અતરસિંહ અને કાશ્મીરાસિંહ ત્રણે દેશદ્રોહીઓ મરાયા. રણજીતસિંહના પુત્ર શેરસિંહનું ખૂન કરનાર અજિતસિંહનો આ અતરસિંહ ભાઈ થતો હતો. અંગ્રેજો હીરાસિંહની જગ્યાએ અતરસિંહને મંત્રી બનાવવા માગતા હતા. કાશ્મીરાસિંહના સંબંધમાં કહેવાય છે કે એ મહારાજા રણજીતસિંહનો દત્તક પુત્ર હતો. સંભવ છે કે તેને દુલીપસિંહની

જગાએ ગાદીએ બેસારવાનો અંગ્રેજોનો ઇરાદો હોય.' અંગ્રેજોનું આ કાર્ય રણજીતસિંહ સાથે થયેલ સંધિના સ્પષ્ટ ઉલ્લંઘનરૂપ હતું. આ પછી પણ લોર્ડ એલેનબરોએ પંજાબમાં આવા ઝઘડાઓ ઊભા કરાવ્યા કર્યા. પણ એણે વાવેલાં બીજનું વૃક્ષ થાય એ પહેલાં જ તેને ભારત છોડીને પાછા જવું પડ્યું. પણ જતા પહેલાં પંજાબની સરહદ ઉપર આગામી યુદ્ધની તૈયારીરૂપ દેશી અને અંગ્રેજી સેના, તોપો, હોડીઓ, પુલ બાંધવાનો સામાન, વગેરે ઘણી તૈયારીઓ કરતો ગયો હતો.

નિઝામ

દક્ષિણના હૈદરાબાદની વિરુદ્ધ એલેનબરોએ ઘણી ખટપટો કરી હતી. તે પોતે મુસલમાનોની વિરુદ્ધ તો હતો જ. નિઝામને આર્થિક મુશ્કેલીઓમાં સપડાવીને, તથા તેને કરજે પૈસા ધીરીને એલેનબરો ધીરે ધીરે તેનું ફળદ્રુપ રાજ્ય ગળી જવા માગતો હતો. હૈદરાબાદના લગભગ અરધા કિલ્લાઓ આ દિવસોમાં વીર અને વફાદાર આરબ સિપાઈઓના સંરક્ષણમાં હતા. એલેનબરો આ આરબોને નિઝામના રાજ્યમાંથી હાંકી મૂકવા માગતો હતો.

મહારાણી વિક્ટોરિયા ઉપર ઈ. સ. ૧૮૪૩ના ઓગસ્ટની ૧૩મીએ એક કાગળમાં એલેનબરોએ લખ્યું છેઃ—

"નિઝામ સરકારની આર્થિક મુશ્કેલીઓને લીધે તેના જૂના મંત્રીએ ગજીનામું આપ્યું છે. આ મુશ્કેલીઓનું પરિણામ એ આવતું જણાય છે કે આપણે નિઝામને દસ લાખ રૂપિયા ધીરશું, અને એમ કરવાથી સદાકાળ માટે નહિ તો પણ અનેક વરસો માટે નિઝામનું રાજ્ય આપણા હાથમાં આવી જશે. આ કરજ તેની ફોજને આપવા માટે અને કેટલાક શાહુકારો તેમ જ બીજા લોકોનાં કરજો ભરપાઈ કરવા માટે આપવું પડશે મેં ઘણી બાબતોમાં નિઝામ પાસે જવાબ માગ્યો છે. થોડા દિવસોમાં જ એનો ફેંસલો થઈ જશે."

પણ લોર્ડ એલેનબરો ઉત્તર ભાગમાં એટલો રોકાઈ રહ્યો હતો કે તે પોતાના અમલ દરમિયાન નિઝામના રાજ્ય સંબંધમાં પોતાની ઇચ્છા પૂરી ન પાડી શક્યો.

જેતપુર

બુંદેલખંડમાં જેતપુર નામનું એક નાનું એવું રાજ્ય હતું. આ રાજ્યના સ્વતંત્ર અસ્તિત્વનો એલેનબરોએ નાશ કર્યો. 'મારે તેની તલવાર' એ ન્યાયે ઈ. સ. ૧૮૪૨ના નવેમ્બરની ૨૭મીએ જેતપુરના બન્ને કિલ્લાઓ જીતી

લેવામાં આવ્યા, અને ૭મી ડિસેમ્બરે જૈતપુરનું આખું રાજ્ય જપ્ત કરીને બુંદેલખંડના જ એક બીજા રાજાને સોંપી દીધું. આ રાજા અંગ્રેજોના પક્ષનો હતો. જૈતપુરનો જૂનો રાજા કેવળ દસ સાથીઓ સહિત રાજ્ય છોડીને નાસી ગયો. આ કાર્યમાં મેજર સ્લીમેને એલેનબરોને સારી મદદ આપી.

**અયોધ્યા**

પોતાના પૂર્વાધિકારી ગવર્નર જનરલોની માફક જ એલેનબરો પણ અયોધ્યાના નવાબ પાસેથી ધન ચૂસતો રહ્યો. ઈ. સ. ૧૮૪૨ના સપ્ટેંબરની ૧૬મીએ એલેનબરોએ ડ્યૂક ઑફ વેલિંગ્ટનને લખ્યુંઃ "મેં અયોધ્યાના નવાબ પાસેથી દસ લાખ વધારે કરજે લીધા છે."

**દિલ્હીના બાદશાહનું નજરાણું બંધ કર્યું**

દિલ્હીસમ્રાટની પ્રાચીન પ્રતિષ્ઠાને લૉર્ડ આમહર્સ્ટના સમયથી લગભગ દરેક ગવર્નર જનરલે ધક્કો માર્યા કર્યો હતો. અંગ્રેજો આ વખતે સારી પેઠે સમજી ગયા હતા કે ભારતની હિંદુ તથા મુસલમાન બંને કોમો જો કોઈ એક વ્યક્તિના ઝંડા નીચે એકત્ર થઈને પોતાની ગુમાવેલી સ્વાધીનતા પાછી મેળવવાનો પ્રયત્ન કરશે તો એવી વ્યક્તિ દિલ્હીના મુગલ બાદશાહ સિવાય બીજી કોઈ તેમને મળી શકે એમ નથી. દિલ્હીસમ્રાટની પ્રતિષ્ઠાનો ભંગ એટલે એ દિવસોમાં સમસ્ત ભારતની રાષ્ટ્રીય પ્રતિષ્ઠાનો ભંગ કરવા સમાન હતું. આ વખતે દિલ્હીના તખ્ત ઉપર સમ્રાટ બહાદુરશાહ હતો. ઈ. સ. ૧૮૪૨ સુધી એવો નિયમ ચાલતો આવતો હતો કે કોઈ અંગ્રેજ જો બાદશાહની મુલાકાતે જતો તો પોતાની પદવી પ્રમાણે તેને નજરાણુ કરવુ પડતું. આ નિયમ મુજબ દરેક ગવર્નર જનરલ બાદશાહની મુલાકાત લેતો ત્યારે બાદશાહને એક સો અશરફીઓનું નજરાણુ કરતો. લૉર્ડ એલેનબરોએ ઈ. સ. ૧૮૪૨મા આ જાતનું નજરાણુ અંગ્રેજો તરફથી કરવાનું બંધ કરી દીધું.

**દિલ્હી કબજે કરવાની ઇચ્છા**

બની શકે તો દિલ્હીનું નગર તથા કિલ્લો બંને ઉપર પોતાનો કબજો જમાવીને તેને બ્રિટિશ ભારતની રાજધાની બનાવવાની એલેનબરોની હાર્દિક ઇચ્છા હતી. પરંતુ ડ્યૂક ઑફ વેલિંગ્ટને ઈ. સ. ૧૮૪૧ના સપ્ટેંબરની ૨૭મીએ લખેલા પોતાના પત્રમાં ચેતવણી આપી કે જો મુગલસમ્રાટ અને તેના વંશની પ્રતિષ્ઠામાં હવે વિરોધ હસ્તક્ષેપ કરવામાં આવશે તો અંગ્રેજી રાજ્ય ઉપર ભારે મોટી આફત આવી પડશે. આ પત્રના જવાબમાં ઈ. સ. ૧૮૪૨ ના ડિસેમ્બરની ૧૮મીએ એલેનબરોએ ડ્યૂક ઑફ વેલિંગ્ટનને લખ્યુંઃ—

"× × × આપની માફક જ હું પણ પહેલેથી જ એ નિર્ણય ઉપર આવી ગયો છું કે આપણે બુઢા સમ્રાટ ઉપર અત્યાચાર કરીએ છીએ એવું બતાવનારું કોઈ પણ કાર્ય હવે કરવુ યોગ્ય નથી. એવો સંભવ છે કે મારો ઉત્તરાધિકારી સમ્રાટના ઉત્તરાધિકારીની સાથે કોઈ એવી સમજણ કરી શકશે કે જેથી દિલ્હીનો કિલ્લો આપણા હાથમા આવી જાય. સામ્રાજ્યની પ્રાચીન રાજધાની આપણા હાથમા આવે અને ત્યાં બેઠાબેઠા આપણે ભારત ઉપર રાજ્ય ચલાવીએ એ મારે મન બહુ મોટી વાત છે." ૫

લૉર્ડ એલેનબરોની રવાનગી

માત્ર અઢી વરસ ગવર્નર જનરલનું પદ ભોગવીને ઈ. સ. ૧૮૪૪ના ઑગસ્ટની ૧૫મીએ લૉર્ડ એલેનબરોએ ગજ્યકારભાર લૉર્ડ હાર્ડિંજને સોંપ્યો. જતા પહેલાં આ દેશની ગરીબ પ્રજા ઉપર એ મીઠાનો કર વધારતો ગયો લશ્કર માટે નવી બરાકો બાંધવા પાછળ તેણે એટલો બધો ખરચ કર્યો કે કંપનીના ડાયરેક્ટરો એનાથી અસંતુષ્ટ થયા એમ કહેવાય છે. તેને આટલો જલદી પાછો બોલાવી લેવાનું આ પણ એક કારણ હતું ડાયરેક્ટરો તેનાથી અસંતુષ્ટ થયા તેનું બીજુ કારણ એ બતાવવામાં આવે છે, કે તે મુસલમાનોને નારાજ કરીને હિંદુઓને રાજી રાખવા માગતો હતો. ડાયરેક્ટરોમાં મોટે ભાગે મેકોલેના વિચારના માણસો વધારે હોય એમ જણાય છે. ખરી રીતે હિંદુમુસલમાનની બાબતમા અંગ્રેજોની નીતિનુ પલ્લું વધારે લાબા કાળ સુધી કોઈ પણ એક પક્ષ તરફ નમેલુ રહ્યુ નથી એલેનબરોના સમયથી આજ સુધીમા આ સબંધમાં બ્રિટિશ રાજનીતિ કોઈ વાર એક પક્ષ તરફ ઝૂકતી તો કોઈ વાર બીજા પક્ષ તરફ ઝૂકતી વારંવાર જોવામાં આવી છે.

---

૫ ". . . I had already come to your conclusion that it would be an unadvisable step to do anything having the appearance of violence towards the old King. With his successor, my successor may be able to make some arrangement for the transfer to us of the citadel. To have in our hands the ancient seat of Empire, and to administer the Government from it, has ever seemed to me to be a very great object"—Ellenborough to the Duke of Wellington. December 18, 1842

## પ્રકરણ ચાળીશમું

## પ્રથમ શીખયુદ્ધ

**યુદ્ધના શ્રીગણેશનું શ્રેય**

મહારાજ રણજીતસિંહના સમયથી જ પંજાબ કંપનીના શાસકોની દાઢમાં હતું. લોર્ડ એલેનબરોએ રણજીતસિંહના મૃત્યુ પછી પંજાબમાં વિદ્રોહ પેદા કરાવવાના અને અગાજકતા ફેલાવવાના ઘણા પ્રયત્નો કર્યા. શીખો સાથે યુદ્ધ કરવાની તૈયારી પણ તેણે કરી લીધી. પણ શીખયુદ્ધની શરૂઆત કરવાનું શ્રેય ગવર્નર જનરલ સર હેનરી હાર્ડિંજને મળ્યું. હાર્ડિંજના શાસનકાળની આ જ મહત્ત્વની ઘટના હતી.

ઈ. સ. ૧૮૪૪ના જૂનની ૧૭મીએ પોતાના મિત્ર મેજર બ્રૉડફૂટને એલેનબરોએ એક પત્ર લખ્યો. આ પત્રમાં તેણે લખ્યું:—

"ડાયરેક્ટરોએ મને પાછો બોલાવી લેવાનું ધાર્યું છે એ તમે સાંભળ્યું જ હશે. મારો ઉત્તરાધિકારી મારી યોજનાઓ પાર પાડશે. તે મારો અત્યંત વિશ્વાસુ મિત્ર છે, અને બધા સાર્વજનિક પ્રશ્નો પર મારે તેની સાથે છેલ્લાં ત્રીશ વરસથી પત્રવ્યવહાર ચાલે છે."

**શીખયુદ્ધની તૈયારી**

ગવર્નર જનરલ હાર્ડિંજે એલેનબરોના આદર્યાં પૂરાં કર્યાં એમાં શક નથી. ગવર્નર જનરલનું પદ હાથમાં લેતાંવેંત જ તેણે પંજાબની સરહદ ઉપર યુદ્ધની તૈયારીઓ પૂરા જોસથી શરૂ કરી દીધી સતલજ નદીની ડાબી બાજુએ એ કાળે મહારાજા રણજીતસિંહના બાળક પુત્ર મહારાજા દુલીપસિંહનું રાજ્ય હતુ; અને જમણી બાજુએ ફિરોઝપુર, લુધિયાણા, અંબાલા અને મેરઠમાં અંગ્રેજોની મુખ્ય છાવણીઓ હતી. એલેનબરોએ હિંદુસ્તાન છોડયું ત્યારે ફિરોઝપુરની છાવણીમાં ૪૫૯૬ સિપાઈઓ અને ૧૨ તોપો હતી; હાર્ડિંજે વધારો કરીને ૧૦૪૭૨ સિપાઈઓ અને ૨૪ તોપો ત્યાં રાખી.

લુધિયાણાની છાવણીમા ૩૦૩૦ સિપાઈઓ હતા; હાર્ડિંજે તેમા વધારો કરીને ૭૨૩૫ રાખ્યા અબાલાની છાવણીમા ૪૧૧૩ સિપાઈઓ અને ૨૮ તોપો હતી, હાર્ડિંજે ૧૨૯૭૨ સિપાઈઓ અને ૩૨ તોપો ત્યા રાખી મેરઠની છાવણીમા ૫૮૭૩ સિપાઈઓ અને ૧૮ તોપો હતી, હાર્ડિંજે હવે તેમા વધારો કરીને ૯૮૪૪ સિપાઈઓ અને ૨૫ તોપો રાખી. આ રીતે આ ચારે છાવણીઓમા મળીને પહેલાના ૧૭,૧૧૨ સિપાઈઓ અને ૬૬ તોપોમા વધારો કરીને ૪૦૫૨૩ સિપાઈઓ તથા ૯૪ તોપોનું સૈન્ય ગોઠવ્યુ. ખાસ કરીને સતલજના કિનારે આવેલ લુધિયાણા અને ફિરોઝપુરની છાવણીઓને તેણે ઘણી મજબૂત કરી. ઈ. સ ૧૮૪૫ના સપ્ટેબરમા તેણે મોટી મોટી ૫૬ હોડીઓ ફિરોઝપુર નજીક એકઠી કરી આ બધી તૈયારી ૧૮૪૫ સુધીમા પૂરી કરી લેવાનો લોર્ડ એલેનબરોનો ઇરાદો હતો હાર્ડિંજે તો આ અવધિ પહેલા જ બધી તૈયારીઓ સપૂર્ણ બનાવી

## દેશદ્રોહી લાલસિંહ

પંજાબ ઉપર હુમલો લઈ જવા માટે કેવળ કોઈ બહાનાની જ જરૂર હતી મહારાજા દુલીપસિંહ સગીર વયનો હોવાથી તેને બદલે રાજ્યકાર ભાર તેની માતા રાણી ઝિંદા ચલાવતી હતી કહેવાય છે કે મુખ્ય મત્રી રાજા લાલસિંહ મહારાણી ઝિંદાનો પ્રેમપાત્ર હતો પોતાની મતલબ સાધવાના હેતુથી કપનીના પ્રતિનિધિઓએ હવે લાહોર દરબારના કેટલાક મુખ્ય મુખ્ય માણસોને મહારાજા દુલીપસિંહ મહારાણી ઝિંદા અને દેશ ત્રણેની વિરુદ્ધ ફોડવાનુ શરૂ કર્યું. આમા સૌથી પ્રથમ મુખ્ય મત્રી લાલસિંહને ફોડ્યો એ દિવસોમાં ફિરોઝપુરની છાવણીમા કેપ્ટન નિકલ્સન નામનો એક માણસ રહેતો હતો ઇતિહાસલેખક કર્નિંગહામ લખે છે —[૧]

'એ દિવસોમા ફિરોઝપુરના અગ્રેજ કેપ્ટન નિકલ્સન સાથે લાલસિંહનો પત્રવ્યવહાર ચાલતો હતો એ વાત દીવા જેવી ચોખ્ખી અને પ્રસિદ્ધ હતી પણ નિકલ્સનના અકાળ મૃત્યુને લીધે લાલસિંહને શા શા વચનો આપવામા આવ્યાં તથા તેને શી શી આશાઓ આપ

૧ "It was sufficiently certain and notorious at the time that Lal Singh was in communication with Captain Nicolson, the British agent at Ferozepur but owing to the untimely death of that officer, the details of the overtures made and expecta-

વામાં આવી હતી તે હવે પાકે પાયે જાણી શકાય એમ નથી."

સંભવ છે કે સ્વાર્થી અને અદૂરદર્શી લાલસિંહને દુલીપસિંહની જગાએ પંજાબની ગાદી આપવાની લાલચ આપવામાં આવી હોય. ગમે તે હો; લાલસિંહના વિશ્વાસઘાતીપણા માટે આથી વિશેષ પ્રમાણો આપવાની જરૂર નથી.

**દેશદ્રોહી તેજસિંહ**

બીજો મુખ્ય માણસ જેને અંગ્રેજોએ ફોડયો, તે સહરાણપુરનો રહેવાસી સરદાર તેજસિંહ નામનો એક બ્રાહ્મણ હતો. બાળક મહારાજા દુલીપસિંહની બધી સેનાઓનો આ તેજસિંહ મુખ્ય સેનાપતિ હતો. ધનની લાલચમાં લપટાઈને આ તેજસિંહ પણ પોતાના સ્વામી તથા દેશનો વિશ્વાસઘાત કરવા તૈયાર થયો.

**દેશદ્રોહી ગુલાબસિંહ**

ત્રીજો મોટો દેશદ્રોહી જમ્મુનો રજપૂત રાજા ગુલાબસિંહ હતો, જેણે પંજાબને વિદેશીઓના હાથમાં સોંપી દીધો. વાસ્તવિક રીતે ઇતિહાસ ઉપર નજર નાખતાં રજપૂત લોકોમા દૂરદર્શિતા ઓછી જોવામાં આવી છે. ઓગણીશમી સદીની શરૂઆત થતાં સુધીમાં તો એશઆરામ અને બદચાલને પરિણામે રજપૂતોના ચારિત્ર્યનુ પૂરી રીતે પતન થઈ ચૂકયું હતું. રાજા ગુલાબસિંહે શીખ કોમ, પોતાનો દેશ તથા પોતાના સ્વામી મહારાજા રણજીતસિંહનો બાળક પુત્ર, ત્રણેને દગો દઈને અંગ્રેજોને સાથ આપ્યો. આ વિશ્વાસઘાતના બદલામા તેને કાશ્મીરની વિશાળ રિયાસત પાછળથી આપવામાં આવી, જે હજુ સુધી તેના વંશજો ભોગવે છે.

**ભારતીય ચારિત્ર્યનું પતન**

ખરી રીતે ભારતીય ચારિત્ર્યના જે પતનને લીધે અંગ્રેજો આપણા દેશમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપી શકયા તે પતન જેટલું વિશેષ પંજાબમાં ઝળકે છે તેટલું બીજા કોઈ પ્રાંતમાં ઝળકતુ જોવામા આવતું નથી. આજથી સો વરસ પહેલાં એક અંગ્રેજ લખે છે:—[૨]

"આપણે બેધડક અને વિના વિલંબે સ્વીકારી લેવું જોઈએ

tion held out, can not now be satisfactorily known."—*History of the Sikhs*, by Captain Cunningham, p. 305.

૨ We must at once admit that our conquest of India was,

કે ભારતમાં આપણને જે ઉપરાઉપરી વિજયો મળ્યા છે, તેનું કારણ જેટલે અંશે એશિયાઈ ચારિત્ર્યની નિર્બળતા છે તેટલે અંશે આપણાં પરાક્રમો નથી જ. × × × આ ઉપરથી આપણે ચોક્કસ સમજી લેવું જોઈએ કે જો કોઈ વાર ભારતની વસતીનો વીશમો ભાગ પણ આપણા જેટલો દૂરદર્શી અને ચાલાક થઈ જશે તો આપણી તરત જ પીછેહઠ થવા લાગશે, અને અગાઉની માફક જ આપણે તુચ્છ બની જઈશું."

પંજાબના રાજનૈતિક પતનનું મુખ્ય કારણ પંજાબના એ સમયના રાજકીય નેતાઓ તથા પ્રભાવશાળી વંશોના ચારિત્ર્યનું આશ્ચર્યજનક પતન હતું એ નિ:શંક વાત છે. ખાસ કરીને મહારાજા રણજીતસિંહના ઉત્તરાધિકારીઓના ચારિત્ર્યનું પૂરી રીતે પતન થઈ ચૂક્યું હતું. આ બાબત ઉપર અમે આથી વિશેષ કહેવા માગતા નથી. રાજવંશથી બીજે નંબરે લાલસિંહ, તેજસિંહ અને ગુલાબસિંહ જેવા શીખ સામ્રાજ્યના ત્રણ મોટા સ્તંભો આવે છે. આ ત્રણે પણ સ્વાર્થ, વિશ્વાસઘાત અને દેશદ્રોહની મૂર્તિ હતા.

મેજર બ્રોડફૂટ

તૈયારી પૂરી થઈ ગયા પછી હવે આક્રમણ કરવા માટે કોઈ બહાનું શોધી કાઢવાની ચિંતા હાર્ડિંજના મનમાં પેઠી. પંજાબ અને બ્રિટિશ રાજ્યની સરહદ ઉપર લુધિયાણા આવેલું હતું. લુધિયાણામાં મેજર બ્રોડફૂટ ગવર્નર જનરલના એજંટ તરીકે રહેતો હતો. શીખોને ઉશ્કેરીને કે બીજી કોઈ પણ રીતે આક્રમણ કરવા માટેનું બહાનું ઊભું કરવાનું કામ મેજર બ્રોડફૂટને સોંપવામાં આવ્યું. એલેનબરો ઇંગ્લાંડમાં બેઠો બેઠો પણ પંજાબની બાબતમાં એટલો બધો રસ લેતો હતો કે ઈ. સ. ૧૮૪૫ના મેની છઠ્ઠીએ તેણે લંડનથી મેજર બ્રોડફૂટને પત્ર લખીને પણ સૂચના આપી, કે "લાહોર

through every struggle more owing to the weakness of the Asiatic character than to the bare effect of our own brilliant achievements; . . on the same principle we may set down as certain, that whenever one twentieth part of the population of India becomes as provident and as soscheming as ourselves, we shall run back again, in the same ratio of velocity, the same course of our original insignificance '—Carnations, in the *Asiatic Journal*, May 1821

દરબારના જુદા જુદા પક્ષોમાં એકતા ન સ્થપાવા દેવા માટે આપ આપનાથી બનતું કરશો. " બ્રૉડફૂટ પોતાના માલિકોની ઇચ્છાઓને સફળતાપૂર્વક પૂરી કરતો હતો.

સતલજ નદીની આ બાજુનો કેટલોક મુલક પતિયાળાના મહારાજા વગેરે કેટલાક શીખ રાજાઓના હાથમાં હતો. અને આ શીખ રાજાઓ અંગ્રેજોના સંરક્ષણ તળે હતા. થોડોક મુલક લાહોર દરબારનો હતો, જેની સાથે અંગ્રેજોનો કોઈ સંબંધ નહોતો. મહારાજા રણજીતસિંહ સાથે અંગ્રેજોએ જે સંધિ કરી હતી એમા અંગ્રેજોએ વચન આપ્યું હતું કે અમે રણજીતસિંહના મુલકમાં કોઈ પણ પ્રકારે દખલ કરશું નહિ. ઇતિહાસલેખક કનિંગહામ લખે છે.—

" મેજર બ્રૉડફૂટે પ્રથમ કાર્ય એક જાહેરાત બહાર પાડવાનું કર્યું. આમાં તેણે જાહેર કર્યું કે જેમ પતિયાળા તથા બીજા શીખ રાજાઓનો મુલક અંગ્રેજોના સંરક્ષણ તળે છે, એની જ રીતે સતલજ નદીની આ બાજુનો લાહોર દરબારનો મુલક પણ અંગ્રેજોના જ સંરક્ષણ તળે છે. અને જો મહારાજા દુલીપસિંહનું મૃત્યુ થાય કે તેને પદભ્રષ્ટ કરવામાં આવે તો આ મુલક જપ્ત કરવાનો અંગ્રેજ કંપનીને અધિકાર છે. આ બાબતની કોઈ વિધિસરની સૂચના શીખ દરબારને આપવામાં ન આવી. પણ બધા આ બાબત જાણતા હતા, અને મેજર બ્રૉડફૂટે આનો જ અમલ કર્યો. × × ×

" ઉપરાંત (સતલજ ઉપર) પુલ બાંધવા માટે જે હોડીઓ મુંબઈમા તૈયાર કરવામાં આવી હતી તે પણ ઈ. સ. ૧૮૪૫ની પાનખરમાં (શરદમાં) ફિરોઝપુર તરફ રવાના કરવામાં આવી. આ હોડીઓ ઉપર સશસ્ત્ર હુમલો થવાનો ડર છે એવું જાહેર કરી મેજર બ્રૉડફૂટે હુકમ કર્યો કે આ હોડીઓનું રક્ષણ કરવા માટે સિપાઈઓની જબરદસ્ત ટુકડીઓ ફિરોઝપુર સુધી સાથે મોકલવી. હોડીઓ ફિરોઝપુર પહોંચી કે તરત જ તેણે પોતાના માણસોને પુલ બનાવવાનું શિક્ષણ આપવા માંડ્યું. આ બધી બાબતો ઉપરથી લગભગ યુદ્ધ શરૂ થઈ ગયું છે એવું જ તેણે જાહેર કર્યું ગણાય. " ૩

સ્પષ્ટ છે કે બ્રૉડફૂટનું ધ્યેય શીખોને ઉશ્કેરીને તેમની તરફથી યુદ્ધની

---

3 Cunningham's *History of the Sikhs*, pp. 297, et seq

શરૂઆત કરનારું જ હતું ગવર્નર જનરલ હાર્ડિંજ પણ યુદ્ધનું બહાનું મળી જાય એ માટે અત્યંત આતુર હતો. ઈ સ ૧૮૪૫ના ઑક્ટોબરની ૨૩મીએ તેણે એલેનબરોને પત્ર લખ્યો —

' પંજાબ કાં તો શીખોના હાથમાં હોવો જોઈએ અથવા તો અંગ્રેજોના હાથમાં હોવો જોઈએ. × × × વિલંબ કરવાનો અર્થ તો આ પ્રશ્નનો નિકાલ થોડા દિવસ આગળ ધકેલવા સમાન જ છે. સાથે આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે તેમના તરફથી યુદ્ધ શરૂ કરવાનું કોઈ બહાનું હજી આપણને મળ્યું નથી. " ૪

બહાનાની શોધ

આ પહેલા નવ મહિના અગાઉ ઈ. સ ૧૮૪૫ના જાનેવારીની ૨૩મીએ તેણે લોર્ડ એલેનબરોને એક કાગળમાં લખ્યું હતું:—૫

' જો કે આપણા મિત્ર (પંજાબ)ને તેની આ વિપત્તિને સમયે પચાવી જવા માટે આપણી પાસે પૂરતું કારણ હોય તો પણ આપણે આ વખતે એને માટે તૈયાર નથી, અને જ્યાં સુધી લૂ વાવા ન લાગે અને સતલજમાં પૂર ન આવે ત્યાં સુધી આપણે તૈયાર થઈ શકીએ એવું નથી × × × પણ જો આ ચાલુ મહિનો ઑક્ટોબરનો હોત અને આપણી સેના બિલકુલ તૈયાર હોત, તો પણ આપણા પાસે પંજાબ ઉપર હુમલો કરવાનું કયું બહાનું છે ?

" આત્મરક્ષણ એમ માગે છે કે આપણે પંજાબની સેનાને વીખેરી

૪ "The Punjab must, however, be Sikh or British, . . . The delay is merely a postponement of the settlement of the question, at the same time we must bear in mind that as yet no cause of war has been given," Sir Henry Harding to Lord Ellenborough, October 23, 1845

૫ "Even if we had a case for devouring our ally in his adversity, we are not ready and could not be ready until the hot winds set in and the Sutlaj becomes a torrent, . . but on what plea could we attack the Punjab, if this were the month of October, and we had our army in readiness?

'Self preservation may require the dispersion of this Sikh army, . . but how are we to justify the seizure of

નાખીએ; પરંતુ × × × આપણા જે મિત્રે આપણી વિપત્તિના સમયમાં આપણી બગડેલી બાજી સુધારવામાં મદદ આપી હતી તેનો પ્રદેશ જીતી લેવા માટે આપણે શું બહાનું બતાવશું ?"

શીખ લોકો યુદ્ધ કરવા ઇચ્છતા નહોતા એ સ્પષ્ટ છે; શીખો નિર્દોષ હતા એ પણ સ્પષ્ટ છે. પણ અંગ્રેજો યુદ્ધ માટે ઉત્સુક હતા, અને તેમના આગામી યુદ્ધનું એક માત્ર કારણ હતુ કંપનીની સામ્રાજ્યપિપાસા

કહેવાય છે કે ઈ. સ. ૧૮૪૫ના માર્ચના અરસામાં શીખોએ પોતાની સરહદ વટાવીને અંગ્રેજી મુલક ઉપર હુમલો કર્યો; એટલે કે શીખ સવારસેના સતલજ નદી પાર કરીને હરીકેપત્તનની પાસે આવેલ તલવંડી નામના ગામમા પહોંચી. આ ઘટનાને શીખોના હુમલા તરીકે અંગ્રેજ અમલદારોએ જાહેર કરી છે; પરંતુ ખરેખર આ ઘટના શી હતી તે સુપ્રસિદ્ધ ઇતિહાસલેખક કનિંગહામના લખાણ ઉપરથી આપણે જાણી શકીએ છીએ.

રજનું ગજ

કનિંગહામ લખે છે કે સતલજની આ બાજુ કોટકપુરા નામનુ એક શહેર લાહોર દરબારના રાજ્યમાં હતું. અહીં આ શહેરનુ રક્ષણ કરવા માટે લાહોર દરબારની એક સવારસેના કાયમ રહેતી હતી. આ સવારસેના જુદે જુદે સમયે બદલાયા કરતી. આ વખતે પણ થોડીક સવારસેના ફિરોઝપુર પાસે નદી ઊતરીને આ સંરક્ષકોની જગા લેવા માટે કોટકપુરા જતી હતી. આ લોકોએ સતલજ ઓળંગવા માટે અગાઉથી અંગ્રેજ અમલદારોની મંજૂરી નહોતી મેળવી કનિંગહામ પોતાનો એવો મત આપે છે કે આવા કાર્યને માટે આટલા થોડા સવારો જાય તો તેને માટે સંધિ મુજબ કોઈ મંજૂરીની જરૂર પણ નહોતી. છતાં મેજર બ્રોડફુટ તો કોઈ પણ રીતે ટંટો ઊભો કરવા માગતો હતો. આથી તેણે આ સવારોને સતલજ વટીને પેલે પાર પાછા ચાલ્યા જવાનું ફરમાન કર્યું. સવારોએ મેજર બ્રોડફુટનું કહેલું માની લીધુ; તેઓ પાછા ગયા. પરંતુ આટલાથી જ મેજર બ્રોડફુટને સંતોષ ન થયો; તે સેના સહિત તેમની પાછળ પડ્યો. જ્યારે શીખ સવારો બરાબર નદી ઓળંગીને પાછા જતા હતા ત્યારે તેમની પછવાડે અંગ્રેજી સેના

---

our friend's territory, who in our adversity assisted us to retrieve our affairs ?"—Harding to Ellenborough, January 23, 1845.

આવી પહોંચી અંગ્રેજી સેનાએ વિના કારણ શીખ સવારો ઉપર ગોળીઓ છોડવા માંડી. પોતાના દરબારને અંગ્રેજો સાથે યુદ્ધમાં અકારણ ઘસડવાના કારણરૂપ પોતે ન બને તેની શીખ સેનાપતિને ચિંતા હતી. આથી અંગ્રેજી સેનામાંથી આવતી ગોળીઓનો સામો જવાબ વાળવાને બદલે શાંતિપૂર્વક નદી ઓળંગીને તે પાછો ચાલ્યો ગયો, અને આ રીતે આ નાનો એવો મામલો અહીં જ સમાપ્ત થયો. તો પણ પોતાની મતલબ સાધવાને માટે આમાથી રજનું ગજ કરવામાં આવ્યું. આ આખી ઘટનાનું વર્ણન કૅપ્ટન કનિંગહામના ઇતિહાસમાંથી લેવામાં આવ્યું છે. [૧]

### સંધિનું ઉપરાઉપરી ઉલ્લંઘન

પોતાની સરહદ ઉપર કંપનીએ કરેલી યુદ્ધની તૈયારીઓ તથા આ બધી ઘટનાઓ તરફ લાહોર દરબારનું ધ્યાન હતું. શીખ લોકો સમજી ગયા કે અંગ્રેજોનો ઇરાદો શાંતિ જાળવી રાખવાનો નથી. ઉપરાંત બીજી પણ કેટલીક તકરારો અંગ્રેજો સામે હતી. એક તકરાર એ હતી કે અંગ્રેજોએ પાછલી સંધિનું ઉલ્લંઘન કર્યું છે બેશક આ તકરાર અત્યંત ગંભીર હતી છતાં તેના વિસ્તારમા ઊતરવાની અહીં આવશ્યકતા નથી. શીખોની બીજી એક તકરાર એ પણ હતી કે ફિરોઝપુર શહેર ખરું જોતાં લાહોરનું જ હતું અને અંગ્રેજોની વિનતિને માન આપીને અમુક શરતોએ તેમને સોંપવામાં આવ્યું હતું આ શરતોમાંની એક એ પણ હતી કે અંગ્રેજોએ નિયત સંખ્યા કરતાં વધારે સેના આ સ્થળે રાખવી નહિ. છતાં લાહોર દરબારની મંજૂરી વગર અંગ્રેજો ફિરોઝપુરની સેનામાં બેહદ વધારો કર્યા કરતા હતા. લાહોર દરબારનું કહેવું હતું કે શીખ નોકરો વગેરે સતલજ નદી ઓળંગે તેમાં સંધિ મુજબ અંગ્રેજોએ કોઈ પણ પ્રકારનો વાંધો લેવો ન જોઈએ. પરંતુ આ બાબતમાં અંગ્રેજો સંધિનું ઉલ્લંઘન સતત કરતા જ રહ્યા અને લાહોરના જે નોકરો સતલજ નદી ઓળંગતા હતા તેમનું અપમાન પણ કરતા જ રહ્યા.

### અંગ્રેજોની કૃતઘ્નતા

એ સમયના સરકારી અને બિનસરકારી લેખકોએ અંગ્રેજો ઉપર મહારાજા રણજીતસિંહે કરેલાં અનેક અહેસાનોનો મુક્તકંઠે સ્વીકાર કર્યો છે. અંગ્રેજોને પ્રસન્ન કરવા માટે રણજીતસિંહે પોતાના દેશવાસીઓનો અને

[૧] Cunningham's *History of the Sikhs*, p. 296.

વિપત્તિમાં સપડાયેલા જસવંતરાવ હોળકરનો વિશ્વાસઘાત કર્યો; અને એ પણ એવે સમયે કે જે કાળે રણજીતસિંહે હોળકરને મદદ આપી હોત તો અંગ્રેજી સામ્રાજ્યના પાયા મૂળમાંથી ચોક્કસ ઊખડી ગયા હોત એવો બહુ સંભવ હતો.[૭] દુલીપસિંહ ગાદી ઉપર આવ્યો ત્યારે ગવર્નર જનરલે તેને રણજીતસિંહના સાચા ઉત્તરાધિકારી તરીકે સ્વીકારી લીધો હતો અને વચન આપ્યું હતું કે અંગ્રેજો બીજા હકદારનો પક્ષ નહિ લે. છતાં રણજીતસિંહનું સામ્રાજ્ય નષ્ટ કરવા માટે, દુલીપસિંહને તેના પોતાના રાજ્યથી વંચિત રાખવા માટે અને પંજાબને અંગ્રેજી સામ્રાજ્યમાં ભેળવી દેવા માટે આ વખતે એક વિશાળ પ્રપંચજાળ બિછાવવામાં આવતી હતી.

**શીખ સેનાને ઉશ્કેરવાના પ્રયત્નો**

ઈ. સ. ૧૮૪૫નો નવેંબર મહિનો નજીક આવતો હતો. લૉર્ડ એલેનબરોના અનુમાન મુજબ અંગ્રેજોની તૈયારી સંપૂર્ણ થઈ હતી. ઈ. સ. ૧૮૪૫ના ઑક્ટોબરમાં સર હેનરી હાર્ડિંજે કલકત્તાથી પંજાબ તરફ પ્રસ્થાન કર્યું. સરહદ ઉપર અંગ્રેજી ફોજો એકઠી થતી હતી અને બીજી બાજુથી ગવર્નર જનરલ એ બાજુ જ પ્રસ્થાન કરતો હતો; આથી અંગ્રેજોની શી મુરાદ છે તે શીખો સારી પેઠે સમજી ગયા. અત્યાર સુધી લાહોર દરબારે આ બધી વાતોને શાંતિ અને ધૈર્યપૂર્વક સહન કરી લીધી હતી, અને એ જ કારણે શીખો ઉપર ખુલ્લી રીતે હલ્લો કરવાનું કોઈ બહાનું અંગ્રેજોને મળતું નહોતું. હવે હાર્ડિંજે લાલસિંહ અને તેજસિંહ ઉપર દબાણ કર્યું કે હરકોઈ ઉપાયે તમે શીખ સેનાને ઉશ્કેરો અને તેમની પાસે અંગ્રેજી મુલક ઉપર ચડાઈ કરાવો, જેથી યુદ્ધ શરૂ કરવાનું બહાનું અંગ્રેજોને મળી શકે. શીખ લોકોને ઉશ્કેરવા માટે સેનામાં અનેક ગુપ્તચરો પણ યોજવામાં આવ્યા. આખરે દેશઘાતી લાલસિંહ અને તેજસિંહને શીખ લોકોને ઉશ્કેરીને તેમની પાસે અંગ્રેજી સરહદ ઉપર હુમલો કરાવવામાં સફળતા મળી. આ વિષયમાં કેપ્ટન કનિંગહામ લખે છે.—[૮]

"જો શીખ સેનાઓના ચતુર પંચોને અંગ્રેજોની એ લશ્કરી તૈયારીઓ દેખાઈ ન હોત તો તેઓ લાલસિંહ અને તેજસિંહ જેવા

---

૭ *The Career of Major Broadfoot*, p. 268.

૮ "Had the shrewd committees of the armies observed no military preparations on the part of the English, they would

વેચાયેલા મનુષ્યોની કપટપૂર્ણ ઉશ્કેરણી ઉપર બિલકુલ ધ્યાન આપતે નહિ શીખ સેનાને તો ટોણા મારીને પૂછવામાં આવ્યુ કે શું તમે ખાલસા રાજ્યની સીમાઓ ટૂંકી થાય અને દૂર આવેલા યુરોપના રહેવાસીઓ લાહોરના મેદાન ઉપર અધિકાર જમાવે તે બેઠા બેઠા જોયા કરશો ? તેમણે જવાબ આપ્યો કે અમે ગુરુ ગોવિંદના રાજ્યની સમગ્ર પ્રજાનું સંરક્ષણ કરવામાં પ્રાણ પાથરશુ, અને આગળ વધીને હુમલો કરનારની સરહદમા જઈ તેમની સાથે યુદ્ધ ખેલશું "

**વીર શીખ સિપાઈઓ સાથે દગાબાજી**

સરલ અને શૂરવીર શીખ સિપાઈઓ સાથે કેટલી નીચ ચાલ ચાલવવામા આવી તે સ્પષ્ટ દેખાય છે. જે લોકોને તેઓ પોતાના નેતા માનતા હતા તેઓ જ તેમના ગળા ઉપર છરી ફેરવવા તૈયાર થયા હતા, અને એવા જ બીજા ઉપાયો યોજતા હતા.

કેપ્ટન નિકલ્સને ઈ. સ. ૧૮૪૫ના નવેમ્બરની ૨૩મીએ મેજર બ્રોડફૂટ ઉપર જે પત્ર લખ્યો છે તેમાં સ્પષ્ટ લખવામા આવ્યુ છે કે અંગ્રેજોની ઇચ્છા અનુસાર રાજા લાલસિંહે શીખ સેનાને ઉશ્કેરીને અંગ્રેજી સેના પર હુમલો કરાવ્યો. એ સમયના લાખો ગરીબ શીખ સિપાઈઓની સાચી વીરતા, તેમનો વધતો જતો ધાર્મિક ઉત્સાહ અને તેમના પ્રાણત્યાગની સરખામણીમા શીખનેતાઓનાં કપટ, નીચ સ્વાર્થ, દેશદ્રોહ અને વિશ્વાસઘાતનુ દૃશ્ય અત્યંત દુઃખદ છે.

**પંજાબ ગળી જવાનું બહાનુ**

મતલબ કે ઈ સ. ૧૮૪૫ ના નવેંબરની અધવચમા લાલસિંહની સરદારી તળે શીખ સેનાએ લાહોરથી કૂચ કરી આ સેનાએ સતલજ નદી ઓળંગી

not have heeded the insidious exhortations of such mercenary men as Lal Singh and Tej Singh, . . the men were tauntingly asked whether they would quietly look on while the limits of the Khalsa dominion were being reduced, and the planes of Lahore occupied by the remote strangers of Europe, they answered that they would defend with their lives all belonging to the Commonwealth of Govind, and that they would march and give battle to the invaders on their own ground" —*History of the Sikhs*, by Cunningham, p. 299

એટલે પંજાબ પચાવી જવાનું બહાનું અંગ્રેજોને હાથ આવ્યું ખરું જોતાં આખું નાટક પ્રથમથી જ યોજેલું હતું.

### રણજીતસિંહના યુરોપિયન નોકરો

હૈદરઅલી, દૌલતરાવ સિંધિયા અને બીજા ભારતીય રાજાઓની માફક જ મહારાજા રણજીતસિંહે પણ અનેક યુરોપિયન અમલદારોને પોતાની સેનામા નોકરીએ રાખ્યા હતા. સામાન્યતઃ આ યુરોપિયન અમલદારોએ સંકટ વખતે પોતાના હિંદુસ્તાની માલિકો પ્રત્યે કદી પણ નિમકહલાલી દાખવી નથી. આવો જ એક અમલદાર જનરલ વેન્ચૂરા આ વખતે લાહોરની સેનામાં અંગ્રેજોના ખાસ જાસૂસ તરીકે કામ કરતો હતો. શીખોની યુદ્ધસમિતિએ પ્રથમ આ જાતના બધા યુરોપિયન અમલદારોને રજા આપવાનું દૂરદેશી ભર્યું કાર્ય કર્યું, પણ પોતાના જ ઘરભેદુઓનો તેમને પત્તો લાગ્યો નહિ.

### યુદ્ધની જાહેરાત

યુદ્ધ કરવા માટે પૂરતુ બહાનું મળી ચૂકયું. ઈ. સ. ૧૮૪૫ના ડિસેમ્બરની ૧૩મીએ ગવર્નર જનરલ સર હેનરી હાર્ડિંજે મહારાજા દુલીપસિંહની સામે યુદ્ધ જાહેર કર્યું, અને સતલજ નદીની આ બાજુ આવેલો દુલીપસિંહનો બધો પ્રદેશ કંપનીના રાજમા ભેળવી લીધાનું પણ જાહેર કર્યું. ગવર્નર જનરલનું આ જાહેરનામુ એવા જ પ્રકારનાં બીજાં જાહેરનામાંની માફક જૂઠાણું અને કપટથી ભરેલું હતું. આ જાહેરનામા દ્વારા પંજાબના જાગીરદારો, સરદારો અને પ્રજાને ભરમાવીને તથા જૂઠી લાલચો આપીને તેમને બાળક દુલીપસિંહની વિરુદ્ધ ઉશ્કેરવાની પૂરતી કોશિશ કરવામાં આવી.

સરકારી ઉલ્લેખો પરથી જણાય છે કે શીખો આ વખતે દિલ્હી ઉપર હુમલો કરશે એવી બીતિ ગવર્નર જનરલને હતી. આથી દિલ્હીની સેનામાં વધારો કરવામાં આવ્યો, અને ચારે તરફની સડકોનું સંરક્ષણ કરવાનો પણ ખાસ પ્રબંધ કરવામાં આવ્યો.

### મુદકીનો સંગ્રામ

જો લાલસિંહ ફૂટેલો ન હોત તો સતલજ ઓળંગ્યા પછી તરત જ શીખ સેનાએ ફિરોઝપુરની અંગ્રેજ છાવણી ઉપર હુમલો કર્યો હોત. પણ લાલસિંહ તો શીખોને મુડકી તરફ આગળ લઈ ગયો. ૧૮મી ડિસેમ્બરે મુડકીમાં બંને સેનાઓ વચ્ચે ઘમસાણ યુદ્ધ થયું. અંગ્રેજ લેખકો લખે છે કે જે ભયંકર વીરતાથી શીખોએ અંગ્રેજ સેનાનો સામનો કર્યો અને જેટલું મારે નુકસાન અંગ્રેજોને સહન કરવું પડ્યું, તે જોતાં જો શીખ સેનામાં

વિશ્વાસઘાત થયો ન હોત તો મુડકીના એ ઐતિહાસિક મેદાનમાંથી અંગ્રેજી સેનાનો એક પણ સિપાઈ જીવતો બચવા પામત નહિ. પણ લાલસિંહ અને તેજસિંહના પ્રતાપે સિપાઈઓને બંદૂકમાં ભરવાના છરાની જગાએ સરસવ અને દારૂની જગાએ રંગેલો લોટ કોથળાઓમાં ભરીને પૂરો પાડવામાં આવ્યો હતો. આ પરિસ્થિતિમાં મુડકીમાં અંગ્રેજોને વિજય મળે એમાં આશ્ચર્ય નથી.

**ફિરોજશહરનો સંગ્રામ**

મુડકીના પરાજય પછી શીખ સેના ત્યાંથી પાછી હઠી ફિરોજશહર પહોંચી. ત્યાં એક ફરી જબરદસ્ત લડાઈ થઈ. અહીં શીખોને વિજય મળ્યો. કહેવાય છે કે જેટલું નુકસાન ફિરોજશહરના આ યુદ્ધમાં અંગ્રેજોને સહેવું પડ્યું તેટલું નુકસાન બીજા કોઈ પણ યુદ્ધમાં અંગ્રેજોને સહેવું પડ્યું નથી. ગવર્નર જનરલ હાર્ડિંજ જાતે સેનાની સાથે હતો. તે પણ એટલો બધો ગભરાઈ ઊઠયો કે તે દિવસે રાતે જ તેણે અંગ્રેજ અમલદારો તથા તેમના બાળબચ્ચાઓને પાછા હઠાવવાનો પૂરતો પ્રબંધ કરી લીધો. બાકીના અંગ્રેજ અમલદારો એથી પણ વિશેષ ગભરાયેલા હતા. જો શીખ સેના આ વખતે આગળ વધી હોત તો અંગ્રેજોનો પત્તો ન ખાત. પરંતુ આ વિજય પછી દેશદ્રોહી લાલસિંહે શીખોને આગળ વધતા અટકાવ્યા. ઇતિહાસલેખક વિલિયમ એડવર્ડ્ઝ આ બાબતમાં લખે છે:—

"જો શીખ સેના રાતે આગળ વધી હોત તો તેનું પરિણામ અમારે માટે બેશક અત્યંત ઘાતક થયું હોત; કારણ કે અમારી યુરોપિયન સેનાની સંખ્યા બહુ ઘટી ગઈ હતી અને તોપો તથા બંદૂકો માટેનો દારૂગોળો લગભગ ખલાસ થવા આવ્યો હતો. શીખોની નવી સેના આ વખતે પોતાના સાથીઓને મદદે આગળ કેમ ન વધી એ વાત તે સમયે અમે સમજી શકયા નહિ; પરંતુ પાછળથી લાહોરમાં મને ખબર પડી કે આજનો દિવસ યુદ્ધ માટે અશુભ છે એવું બહાનું બતાવીને શીખનેતાઓએ તેમને આગળ વધતા અટકાવ્યા હતા. કારણ સ્પષ્ટ છે કે પોતાની સેના વિજય મેળવે એવો પ્રધાન પાલક રાજા લાલસિંહનો બિલકુલ નહોતો. ઊલટું તે તો ઇચ્છતો હતો કે અંગ્રેજો સદાને માટે શીખ સેનાઓનો નાશ કરે"[૯]

લાલસિંહની નીચતા અને વિશ્વાસઘાતનું આથી વિશેષ પ્રમાણ શું

૯ *Reminiscences of a Bengal Civilian*, by William Edwards p 97.

હોઈ શકે ? ફિરોઝશહરમાં પણ અંતે અંગ્રેજોની જ જીત થઈ.

**શીખોને લાલચ**

કનિંગહામ લખે છે કે ગવર્નર જનરલે આ વખતે એક નવી જાહેરાત પ્રગટ કરી. આ જાહેરાત દ્વારા જે જે શીખ સિપાઈઓ અને અમલદારો શીખ સેના છોડીને અંગ્રેજોના પક્ષમાં ભળે તેમને ત્રણ પ્રલોભનો આપવામાં આવ્યાં એક તાત્કાલિક રોકડ ઇનામ; બીજું ભવિષ્યને માટે પેન્શન; અને ત્રીજું અદ્ભુત પ્રલોભન એ હતું કે જે લોકો શીખ સેના છોડીને અંગ્રેજોની તરફ આવી જાય તેમની સામે અંગ્રેજી અદાલતોમાં જો કોઈ મુકદ્દમો રજૂ કરવામાં આવે તો તેનો ફેંસલો તરત જ ( તેમના લાભમાં ? ) કરી આપવામાં આવશે.[૧૦]

ફિરોજશહરની લડાઈમાં જે મોટા મોટા અંગ્રેજ અમલદારો અને સૈનિકો મરણ પામ્યા તેમાં આપણો પરિચિત મેજર બ્રોડફૂટ પણ હતો.

**પતિયાળાના મહારાજાને લાલચ**

આ સમયે પતિયાળાનો રાજા આ ખાલસા સિપાઈઓની સાથે કદાચ ભળી જશે એવો ડર ગવર્નર જનરલને પેઠો; તેથી તેણે પતિયાળાના મહારાજાને પોતાના પક્ષમાં રાખવા માટે વિલિયમ એડવર્ડ્ઝને મોકલ્યો. પૂર્વથી આવતી અંગ્રેજી સેનાનો રસ્તો પણ પતિયાળા રાજ્યમાં થઈને પસાર થતો હતો. જો પતિયાળાનો રાજા શીખો સાથે ભળી જાય તો અંગ્રેજી સેનાને ભાગી જવું અથવા તો પાછળના ભાગ સાથેનો પોતાનો સંબંધ જાળવી રાખવો અશક્ય થઈ પડશે એવો ડર પણ ગવર્નર જનરલને હતો. વિલિયમ એડવર્ડ્ઝે પતિયાળાના મહારાજાને વચન આપ્યું કે જો તમે કંપનીને મદદ આપશો તો યુદ્ધ પૂરું થયા પછી જે મુલક કંપનીના હાથમા આવશે તેમનો એક ભાગ તમને આપવામાં આવશે, તથા તમારી પદવી વધારીને સતલજની આ બાજુની રિયાસતોમાં તમારું પદ સૌથી શ્રેષ્ઠ કરવામાં આવશે; એટલું જ નહિ બલકે હિંદુસ્તાનના મોટામાં મોટા અને પ્રાચીન

૧૦ "The anxiety of the Governor-General may be further inferred from his proclamation encouraging desertion from the Sikh ranks, with the assurance of present rewards and future pensions, and the immediate decision of any law suits in which the deserters might be engaged in the British provinces."—Cunningham's *History of the Sikhs*, page 311.

મહારાજાઓ જેટલું ઉચ્ચ પદ નમારું ગણવામાં આવશે.[11]

વિલિયમ એડવર્ડઝને પોતાના લક્ષમાં પૂર્ણ સફળતા મળી.

અંગ્રેજી સેના સતલજ પાર કરીને લાહોર તરફ આગળ વધી એ પહેલાં અલીવાલ અને સુબરાંવ નામનાં બે સ્થળોએ લડાઈઓ થઈ.

### અલીવાલની લડાઈ

આ બંને લડાઈઓમાં અલીવાલની લડાઈ મોટે ભાગે કપોલકલ્પિત લડાઈ જ ગણાય. બુડીવાલમાં અંગ્રેજી સેનાનો સામાન શીખ સેનાએ છીનવી લીધો હતો. ખેંચીતાણીને પણ આ ઘટનાને અંગ્રેજોના વિજયમાં ગણાવી શકાય એમ નહોતું. આ ઘટના પછી અલીવાલમાં શીખ સિપાઈઓની એક ટુકડી જતી હતી. અંગ્રેજી સેનાના કેટલાક સિપાઈઓએ તેમના ઉપર ગોળીઓ છોડી. બંને પક્ષે થોડી ઝપાઝપી થઈ. ફિરોઝશહરના પરાજયને લીધે એ સમયે અંગ્રેજોના યુદ્ધબળની હાંસી થતી હતી, એટલે આ પરાજયને ધોઈ નાખવા માટે અલીવાલની આ નાની ઘટનાને અંગ્રેજોના એક મહાન વિજયનું સ્વરૂપ આપી દેવામાં આવ્યું, અને એમ જાહેર પણ કરવામાં આવ્યું. એક અંગ્રેજ લેખક જે તે સમયે ત્યાં હાજર હતો, તે લખે છેઃ—

> "અલીવાલની લડાઈ એ તો સરકારી કાગળપત્રોની લડાઈ હતી; કારણ કે અમે સરકારી અહેવાલો વાંચ્યા નહોતા ત્યાં સુધી અમે કોઈ જ જાણતા નહોતા કે અમે લડાઈ લડી લીધી છે." [12]

### સુબરાંવની લડાઈ

સુબરાંવની લડાઈ નીતિની નજરે અંગ્રેજ કોમને માટે વધારે લજ્જાજનક હતી. ઇતિહાસલેખક વિલિયમ એડવર્ડ્ઝ લખે છેઃ—[13]

> 'જ્યારે ગવર્નર જનરલ ફિરોઝપુરમાં હતો ત્યારે રાજા લાલસિંહના ગુપ્તચરોએ શીખ સેનાની હાલત તથા હિલચાલ વગેરેની ઘણી કિંમતી બાતમીઓ ગવર્નર જનરલને પહોંચાડી હતી. શીખોએ

---

11 *Reminiscences of a Bengal Civilian* pp 92–93.

12 "Aliwal was the battle of the despatch, for none of us knew we had fought a battle until the particulars appeared in a document . . . ."— *Wanderings of a Naturalist in India*, by Andrew Leith Adams M. D. etc

13 *Reminicences of a Bengal Civilian*, pp 99–100.

વીરતાપૂર્વક જાનની પરવા કર્યા વગર યુદ્ધ કર્યું, પણ તેમને હોડીઓના પુલ તરફ હઠાવવામાં આવ્યા. સંગ્રામ શરૂ થાય કે તરત જ શીખોના નેતા રાજા લાલસિંહ અને તેજસિંહે પોતે પુલની પેલે પાર જઈને પુલ તોડી નાખવો એમ અગાઉથી નક્કી કરવામાં આવ્યું હતું; અને તેમણે તે પ્રમાણે કર્યું પણ ખરું."

**શીખોના વિશ્વાસઘાતી નેતાઓ**

સુબરાંવના મેદાનમાં શીખ સેનાના સિપાઈઓનો વિશ્વાસઘાત કરનારાઓમાં એકલા લાલસિંહ અને તેજસિંહ જ નહોતા. વિલિયમ એડવર્ડ્ઝ લખે છે:—

"મુડકી, ફિરોઝશહર અને અલીવાલમાં શીખોને પરાજય મળ્યા પછી રાજા લાલસિંહ તેજસિંહ અને બીજા નેતાઓ ઉપરથી શીખ સેનાનો વિશ્વાસ ઊડી ગયો હતો. આ લોકો શીખોનો નાશ કરવાના કાર્યમાં અંગ્રેજોની સાથે ભળી ગયા છે, એવો સૈનિકોએ તેમના ઉપર આરોપ મૂક્યો. સેનાએ હવે જમ્મુના રાજા ગુલાબસિંહને પોતાનો નેતા થવા માટે નિમંત્રણ આપ્યું. ગુલાબસિંહે આ પ્રસ્તાવનો સ્વીકાર કરી લીધો, અને પોતાની મોટી વિશ્વાસુ સેના લઈને લાહોર આવી પહોંચ્યો. લાહોર દરબારને તેણે સમજાવી દીધું કે હું મારી આ સેનાથી લાહોરના કિલ્લાનું રક્ષણ કરીશ; કિલ્લાની શીખ સેનાને સતલજ નદી (સુબરાંવ) તરફ મોકલી આપવી × × × ગુલાબસિંહે આ શીખ સેનાને આગ્રહપૂર્વક વળી એમ પણ કહ્યું કે જ્યાં સુધી હું તમને આવી મળું નહિ ત્યાં સુધી તમારે અંગ્રેજી સેના ઉપર હુમલો કરવાનો પ્રયત્ન કરવો નહિ. આમ કહ્યા પછી કોઈ ને કોઈ બહાનું કાઢીને તે પોતાનું જવું આગળ ને આગળ ઠેલતો ગયો. તે સમજતો હતો કે યોગ્ય અવસર મેળવીને અંગ્રેજો સુબરાંવની લડાઈ જીતશે." ૧૪

ઇતિહાસલેખક કનિંગહામે સ્પષ્ટ લખ્યું છે કે અંગ્રેજો હુમલો કરે એ પહેલાં શીખ નેતાઓએ પોતાની સેના છોડીને દૂર હઠી જવું, ફોજને કપાઈ મરવા દેવી, સતલજ ઓળંગવામાં અંગ્રેજોનો વિરોધ ન કરવો અને લાહોર સુધીનો માર્ગ અંગ્રેજોને માટે મોકળો કરવો, એમ અંગ્રેજો તથા શીખ નેતાઓ વચ્ચે આગળથી નક્કી કરવામાં આવ્યું હતું. ૧૫

---

૧૪ *Ibid*, p. 104.
૧૫ *History of the Sikhs*, p. 324.

### શીખ સૈનિકોની અસીમ વીરતા

સુબરાંવના મેદાનમાં વિશ્વાસઘાતી નેતાઓએ શીખ સેનાને એવે સ્થળે પહોંચાડી કે જ્યાંથી તેઓ નદી પાર ન કરી શકે. આ બધું કેવી રીતે કરવામાં આવ્યું તે કનિંગહામે પોતાના પુસ્તકમાં વિસ્તારપૂર્વક લખ્યું છે. ત્યાં અંગ્રેજી સેનાએ તેમને બંને બાજુએ ઘેરીને હુમલો કર્યો; છતાં એક પણ શીખ સિપાઈ વિદેશીઓને શરણે ન ગયો. નિર્દય નેતાઓએ પોતાની આ વીર સેનાનો નાશ કરવાના ઇરાદાથી તોપખાના સહિત આખી સેનાને નદીમાં આગળ ધપાવી, અને ત્યાં પોતાની નજર સામે અંગ્રેજી સેનાને હાથે તેનો વધ કરાવ્યો; એટલે સુધી કે નદી શબોથી ભરાઈ ગઈ અને નદીનું પાણી લાલ રંગે રંગાયું. આ પ્રકારે સુબરાંવના મેદાનમાં દેશદ્રોહી લાલસિંહ, તેજસિંહ અને ગુલાબસિંહે રણજીતસિંહનું સ્થાપેલ સામ્રાજ્ય, પંજાબની સ્વાધીનતા તથા શૂરવીર તેમ જ અજેય શીખ કોમ ત્રણેનું ખૂન કરાવ્યું.

### શામસિંહ અટારીવાલા

એ કાળના દેશભક્ત અને વફાદાર શીખ સરદારોમાં શામસિંહ અટારીવાલાનું નામ ચિરસ્મણીય રહેશે. કનિંગહામ લખે છે:—

"પરંતુ વૃદ્ધ શામસિંહને પોતાની પ્રતિજ્ઞાનું વિસ્મરણ ન થયું. તેણે શોકનો પોશાક–સફેદ કોરાં વસ્ત્રો પહેર્યાં, અને યુદ્ધમાં મરણ પામવાવાળા વીરોને અનંત સુખનું વચન ગુરુએ આપ્યું છે એ બાબતનું આસપાસના તમામ સિપાઈઓને સ્મરણ કરાવ્યું. વારંવાર તેણે તેમને પોતાની આસપાસ એકઠા કર્યા અને ગુરુના નામ ઉપર પ્રાણ ન્યોછાવર કરી દેવા માટે તેમને પ્રેરણા આપ્યા કરી. આખરે પોતાના દેશબંધુઓની લાશોના ઢગલા ઉપર પોતે પણ શહીદ થઈને ઢળી પડ્યો." ૧૬

### શીખોની તોપો

પ્રથમ શીખયુદ્ધમાં શીખોની ૨૨૦ તોપો અંગ્રેજોના હાથમાં આવી. આમાંથી ૮૦ તોપોના સંબંધમાં ગવર્નર જનરલે લખ્યું છે કે આવડી મોટી તોપો એ કાળે યુરોપમાં કોઈ પણ જગાએ નહોતી. તેમનો મારો અંગ્રેજી તોપોની સરખામણીએ ઘણે દૂર સુધી પહોંચતો હતો; પાછળનો ધક્કો ઓછો લાગતો હશે; અને તોપો જ્યારે ફોડવામાં આવતી ત્યારે અંગ્રેજી તોપો જેટલી

૧૬ Ibid, p. 327.

જલદીથી આ તોપો ગરમ પણ થતી નહિ.

## લાહોર દરબાર સાથે સંધિ

સુબરાંવની લડાઈ પછી ઈ. સ. ૧૮૪૬ના ફેબ્રુઆરીની ૧૨મીએ ગવર્નર જનરલ હાર્ડિંજ સતલજ ઓળંગીને લાહોર તરફ આગળ વધ્યો. મેજર બ્રોડફૂટની જગાએ હવે મેજર લૉરેન્સ આવ્યો હતો. જે પાછળથી સર હેનરી લૉરેન્સના નામથી પ્રખ્યાત થયો. લાહોરમાં દેશદ્રોહી રાજા ગુલાબસિંહે એટલી સુંદર વ્યવસ્થા કરી રાખી હતી કે માર્ગમાં અંગ્રેજી લશ્કર ઉપર કોઈએ એક પણ ગોળી ચલાવી નહિ. છતાં વિલિયમ એડવર્ડ્ઝ લખે છે કે પંજાબ ઉપર અધિકાર જમાવવા માટે પોતાની સેના ઘણી અધૂરી છે એમ ગવર્નર જનરલને જણાયું. શીખોની વીરતા તેણે જોઈ લીધી હતી; આથી આખા દેશની શીખ કોમ સહેલાઈથી અંગ્રેજોનું આધિપત્ય સ્વીકારી લે એવી તેની ખાતરી નહોતી. આથી તેણે લાહોર દરબાર સાથે સંધિ કરી લેવાનું જ ઉચિત ધાર્યું.

ઈ. સ. ૧૮૪૬ના માર્ચમાં પહેલી સંધિ કરવામાં આવી. લાહોર દરબાર અને બાળક દુલીપસિંહના અધિકારમાથી પંજાબનો થોડો થોડો મુલક છીનવીને અંગ્રેજી મુલકમાં ભેળવવામાં આવ્યો, અને બાકીના મુલક ઉપર દેશદ્રોહી લાલસિંહને વજીર તરીકે શાસક નીમવામાં આવ્યો.

## દેશદ્રોહીઓને ઇનામ

પરંતુ આ સંધિને બદલે બીજી નવી સંધિ કરવાની તરત જ જરૂર પડી. એમ જણાય છે કે લાલસિંહને આ કરતાં વિશેષ ઇનામની આશા હતી. કાશ્મીરનું વિશાળ રાજ્ય શેખ ઇમામુદ્દીન પાસેથી પડાવીને લાલસિંહનો અસંતોષ આ કારણથી પણ વધ્યો. કહેવાય છે કે કાશ્મીરનો કબજો મેળવતાં તેણે ગુલાબસિંહના માર્ગમાં અનેક વિઘ્નો ઉપસ્થિત કર્યાં. આખરે લાહોરમાં જ બીજી સંધિ કરવામાં આવી, જેને ભૈરોવાલની સંધિ તરીકે ઓળખવામાં આવે છે. આ સંધિ ઈ. સ. ૧૮૪૬ના ડિસેમ્બરની ૨૬મી તારીખે કરવામાં આવી. આ સંધિ મુજબ રાણી ઝિંદાંને પંદર હજાર પાઉંડ એટલે દોઢ લાખનું સાલિયાણું બાંધી આપીને રાજ્યકારભારથી અલગ કરવામાં આવી. લાલસિંહની સત્તાનો પણ અંત કરવામાં આવ્યો; પછી તેને કેદ કરીને દેહરાદૂન મોકલવામાં આવ્યો. દુલીપસિંહ સગીર વયનો હોય ત્યાં સુધી વહીવટ ચલાવવા માટે આઠ સરદારોની એક સમિતિ નીમવામાં

આવી. તેજસિંહ આ સમિતિનો સભ્ય થયો. એમ પણ ઠરાવવામાં આવ્યું કે આ સમિતિએ અંગ્રેજ રેસિડેન્ટની સૂચના અનુસાર રાજ્યનો બધો કારભાર ચલાવવો. યુદ્ધદંડ તરીકે મોટી રકમ લાહોર દરબાર પાસેથી પડાવવામાં આવી; સેનાના એક મોટા ભાગને બરખાસ્ત કરવામાં આવ્યો, અને તેની જગાએ કંપનીની એક સેના પંજાબમાં રાખવામાં આવી જેનો ખરચ લાહોર દરબાર ઉપર નાખવામાં આવ્યો.

### હાર્ડિંજને ઇનામ

પંજાબની સ્વાધીનતાનો આટલે અંશે અંત કરવાના ઇનામ તરીકે ગવર્નર જનરલ હાર્ડિંજને લોર્ડ બનાવવામાં આવ્યો, અને ભારતવાસીઓના જ પૈસામાંથી તેને ત્રણ હજાર પાઉંડનું સાલિયાણું બાંધી આપવામાં આવ્યું.

### જમ્મુનું નામ લેવું એ અપશુકન

આ યુદ્ધમાં રાજા ગુલાબસિંહે કરેલા વિશ્વાસઘાતના સ્મરણમાં આજ સુધી પંજાબના લોકો જમ્મુ શહેરનું નામ લેવામાં અપશુકન ગણે છે, અને તેથી તેને 'બડા શહર' તરીકે સંબોધે છે.

### હાર્ડિંજના શાસનકાળની અન્ય ઘટનાઓ

ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંજના અમલની બાકીની મુખ્ય મુખ્ય ઘટનાઓને ટૂંકમાં વર્ણવી શકાય એમ છે. શિવાજીના વંશજ સાતારાના નિર્દોષ છતાં પદચ્યુત રાજા પ્રતાપસિંહને બનારસમાં એવી બૂરી હાલતમાં રાખવામાં આવ્યો કે રાજા પ્રતાપસિંહની ગણી માંદી પડીને મરણ પામી, ને પ્રતાપસિંહની તબિયત પણ અત્યંત ખરાબ થઈ ગઈ. તેના અંગ્રેજ જેલર મેજર કાર્પેન્ટરે પણ તેની નિર્દોષતા પુરવાર કરતાં ગવર્નર જનરલને દયા માટે પ્રાર્થના કરી, છતાં લોર્ડ હાર્ડિંજે તેની પરવા ન કરી. અંતે ઈ. સ. ૧૮૪૭ના ઑક્ટોબરમાં રાજા પ્રતાપસિંહ રિબાઈ રિબાઈને મરણ પામ્યો. અંગ્રેજ ઇતિહાસલેખક લડલો લખે છે, કે " આ પાપકર્મ લોર્ડ હાર્ડિંજના નામની સાથે જ વળગેલું રહેશે. " ૧૭ શીખ યુદ્ધ પહેલાં જેમ પંજાબમાં અરાજકતા, ખૂનામરકી અને પ્રપંચ વ્યાપી ગયાં હતાં એવી જ સ્થિતિ લગભગ નેપાળની પણ કરવામાં આવી હતી ત્યારથી જ નેપાળીઓમાં એક કહેવત ચાલતી આવે છે, કે "સોદાગરની સાથે સાથે બંદૂક ચાલે છે,

---

૧૭ " With this evil deed Lord Harding's name is inseparably connected,"—*British India*, by Ludlow, vol ii, p. 151.




ई० स० १८४८

डेलहाउसीये हिंदुस्थाननो कारभार संभाळ्यो त्यारनी परिस्थिति आ नकशो दर्शावे छे. सिंध हवे अंग्रेजोए खालसा करी दीधो छे. प्रथम शीखविग्रह पूरो थाय छे, अने जालंधर दोआबनो मुलक कंपनीने मळे छे पंजाब उपर कंपनीनो प्रभाव शरू थाय छे.

અને ફોસની સાથે સાથે સંગીન ચાલે છે. " પરંતુ નેપાળનું ક્ષેત્ર એટલું સહેલાઈથી તૈયાર થઈ શક્યું નહિ. અયોધ્યાના બાદશાહને પણ દબાવવા માટે લૉર્ડ હાર્ડિંજ લખનૌ પહોંચ્યો, પરંતુ ત્યાં પણ પરિસ્થિતિ પરિપક્વ થતાં જરા વાર લાગે એવું હતું.

હાર્ડિંજની ધર્મનિષ્ઠા

લૉર્ડ હાર્ડિંજ પોતાની જાતને ધર્મનિષ્ઠ ઈસાઈ કહેવડાવનો હતો. ઈ સ. ૧૮૪૬ના ઑક્ટોબરમાં તેણે રવિવારની રજા પાળવાનો ઠરાવ પસાર કર્યો. યુરોપિયન સિપાઈઓ માટે તેણે હિંદુસ્તાનમાં અનેક નવી સગવડો ઊભી કરી આપી. આખરે ઈ. સ ૧૮૪૮ના જાન્યુઆરીની ૧૮મીએ તેણે ભારતમાંથી પ્રસ્થાન કર્યું, અને તેની જગાએ લૉર્ડ ડેલહાઉઝીની નિમણૂક કરવામાં આવી.

## પ્રકરણ એકતાળીશમું

# બીજું શીખયુદ્ધ

### લૉર્ડ ડેલહાઉઝીની નિશ્ચિત નીતિ

ભારતમાં અંગ્રેજી સામ્રાજ્યનો વિસ્તાર કરનારાઓમાં છેલ્લું નામ લૉર્ડ ડેલહાઉઝીનું આવે છે; એનો અર્થ એમ કે ડેલહાઉઝીની પછી ભારતના નકશામાં રાતા રંગનો વધારો થયો નથી. અગાઉ લખવામાં આવ્યું છે કે લૉર્ડ ઑકલૅંડના સમયમાં ઈંગ્લાંડમાં લૉર્ડ લેન્સડાઉનના મકાનમાં ત્યાંના મંત્રીઓ અને ખાસ રાજપુરુષોની એક સભા થઈ હતી. આ સભામાં ઠરાવવામાં આવ્યું કે આપણે ભારતમાં આપણા મિત્ર દેશી રાજાઓનાં રાજ્યો જેમ બને તેમ આપણા મુલકમાં ભેળવીને આપણી વાર્ષિક આવક વધારવી જોઈએ.[1] આ નિશ્ચિત કરેલી નીતિ અનુસાર લૉર્ડ ડેલહાઉઝીએ ભારતનાં બાકી રહેલાં દેશી રાજ્યોને ખાલસા કરવાનું શરૂ કર્યું. આ રાજ્યોમાં પંજાબ અને બરમા બે મોટાં રાજ્યો હતાં. પહેલાં અમે પંજાબની હકીકત ટૂંકામાં આપવા માગીએ છીએ.

### પંજાબમાં અસંતોષ

લૉર્ડ હાર્ડિંજ પંજાબની પરિસ્થિતિ જોયા પછી તેને બ્રિટિશ સામ્રાજ્યમાં પોતાના જ અમલ દરમિયાન ભેળવવાનું સાહસ ન કરી શક્યો, છતાં ઈ. સ. ૧૮૪૬ના ડિસેમ્બરની ૧૬મીની ભૈરોંવાલની સંધિનો જે રીતે અમલ થતો હતો તેના ઉપરથી જણાતું હતું કે પંજાબના શીખોને ઉશ્કેરીને બીજા શીખયુદ્ધ માટેનાં બહાનાં ઊભાં કરવાના પ્રયત્નો ચાલી રહ્યા હતા, જેથી વખત આવતાં પંજાબની સ્વાધીનતાનો અંત આણી શકાય. ફ્રેડરિક કરી લાહોરનો રેસિડેન્ટ હતો. તેના પત્રો ઉપરથી દેખી શકાય છે કે તે શરૂઆતથી જ દુલીપસિંહ અને શીખ રાજ્ય બંનેનો શત્રુ હતો, અને બંનેનો

---

1 *Memoir of General John Briggs*, p. 279.

સમૂળ નાશ કરવા માગતો હતો. લૈરોવાલની સંધિ મુજબ રેસિડેન્ટ તરીકે કૅરી જ પંજાબનો વાસ્તવિક શાસક હતો. રાજ્યનાં મોટાં મોટાં ખાતાંઓની જવાબદારી ભરેલી જગાએથી એક પછી એક અમલદારો ખસેડી તેમને સ્થાને વિદેશીઓને ગોઠવવાનું શરૂ થઈ ગયું. પંજાબીઓમાં અસંતોષ વધવા લાગ્યો. તેમને સંદેહ પેદા થયો કે મહારાજા ઉંમરલાયક થયા પછી પણ કદાચ અંગ્રેજો સંધિ મુજબ દુલીપસિંહને ગાદી આપવા માગતા નથી; ઊલટું તેઓ પોતે જ પંજાબ સર કરી લેવા માગે છે. રેસિડેન્ટના સમસ્ત વ્યવહારથી તો આ સંદેહને વધારે પુષ્ટિ મળતી ગઈ.

**સાવનમલનું યોગ્ય શાસન**

આ સમયની પંજાબની ઘટનાઓમાં મુખ્ય ઘટના મુલતાનની હતી. અને આ જ ઘટનાને બીજા શીખયુદ્ધના કારણ તરીકે ગણાવવામાં આવે છે.

મહારાજા રણજીતસિંહે મુલતાનનો પ્રદેશ ઈ. સ. ૧૮૧૮માં પોતાના સામ્રાજ્યમાં ભેળવી લીધો હતો. લાહોર દરબાર તરફથી ત્યાંના શાસક તરીકે દીવાન સાવનમલને નીમવામાં આવ્યો હતો. એ વખતે મુલતાનની વાર્ષિક ઊપજ આશરે ૩૫ લાખ રૂપિયા જેટલી હતી, જેમાંથી વાર્ષિક ૧૭½ લાખ રૂપિયા લાહોરના ખજાનામાં ભરવી પડતા હતા; પોતાના પ્રાંતના બાકીના બધા વહીવટમા સાવનમલ સ્વતંત્ર હતો. કંપનીના સરકારી અહેવાલોમાં લખેલું છે કે સાવનમલના સુયોગ્ય શાસન દરમિયાન મુલતાનની ભૌતિક તથા આર્થિક સ્થિતિમાં ઘણી ઉન્નતિ થઈ હતી. તેણે ઘણી નહેરો ખોદાવી, ઉજ્જડ મુલકને ફળદ્રુપ બનાવ્યો, ખેતી, વેપાર અને કારીગરીને ખૂબ ઉત્તેજન આપ્યું, અને આ બધાને પરિણામે આસપાસના ભાગોની વસતી પણ મુલતાનમાં આવીને વસવા લાગી. એ પ્રાંતનો વૈભવ આ રીતે દિનપ્રતિદિન વધતો ગયો.

**દીવાન મૂળરાજ**

સાવનમલના મૃત્યુ પછી તેનો પુત્ર મૂળરાજ મુલતાનનો શાસક બન્યો. આ વખતે દેશદ્રોહી લાલસિંહ મહારાજા દુલીપસિંહની વતી લાહોરમાં રાજ-કાજ ચલાવતો હતો. તેણે મૂળરાજ પાસેથી બાપની ગાદીએ બેસવા બદલ ૧૮ લાખ રૂપિયા નજરાણું માગ્યું. મૂળરાજે અમુક નિયત સમયમાં એ રકમ ભરી આપવાનું કબૂલ કર્યું. પણ ત્યાર પછી થોડા સમયમાં જ અંગ્રેજોના પ્રતાપે લાહોર દરબારમાં રોજ નવા નવા ઉપદ્રવો ઊભા થવા લાગ્યા. રાજ્યની લગામ અંગ્રેજોના હાથમાં છે કે શીખોના હાથમા, એ પણ કેટલાક દિવસ સુધી તો સમજી શકાયું નહિ. આવી સ્થિતિમાં નજરાણાના ૧૮ લાખ

રૂપિયા મોકલવાનું મૂળરાજને ઉચિત ન જણાયું. પ્રથમ શીખયુદ્ધ અને લાહોરની સંધિ પછી લાલસિંહે પોતાના ભાઈ ભગવાનસિંહની સરદારી તળે મૂળરાજને જેર કરવા એક સેના મુલતાન મોકલી. એમ જણાય છે કે અંગ્રેજો તથા લાલસિંહ અને દીવાન મૂળરાજને હટાવીને તેની જગ્યા આ ભગવાનસિંહને આપવા માગતા હતા પણ ભગવાનસિંહની સેના મૂળરાજને હાથે હાર ખાઈને પાછી આવી. છતાં ઝુંગ (?) નામનું મુલતાનનું એક પ્રગણું મૂળરાજ પાસેથી પડાવીને ભગવાનસિંહને આપવામાં આવ્યું. આ પ્રગણાની વાર્ષિક ઊપજ ૮ લાખ રૂપિયા હતી.

થોડા દિવસો પછી હિસાબ ચોખ્ખો કરવાને માટે દીવાન મૂળરાજને લાહોર બોલાવવામાં આવ્યો. મૂળરાજને શક પેઠો, છતાં તે લાહોર આવ્યો. બધી વાતોનો નિકાલ આવ્યો. મૂળરાજને તેના પદ ઉપર બહાલ રાખવામાં આવ્યો, અને તે મુલતાન પાછો ફર્યો.

**મૂળરાજના શાસનમાં અંગ્રેજોનો હસ્તક્ષેપ**

ત્યાર પછી ભૈરોવાલની સંધિ થઈ. હજી આ સંધિ થયાને થોડા મહિના પણ નહોતા થયા ત્યાં દીવાન મૂળરાજને ફરી તેના સ્થાનેથી ખસેડીને તેની જગાએ પોતાના આજ્ઞાધારી અનુચરને નીમવો જોઈએ એમ અંગ્રેજોને લાગ્યું. આથી હવે નાનીમોટી દરેક બાબતમાં એવી રીતે તેને કનડગત કરવામાં આવી કે જેથી તે પોતાની મેળે રાજીનામું આપે. મુલતાનની ઊપજ આ વખતે ૩૬½ લાખ રૂપિયાની હતી, જેમાંથી ૧૭½ લાખ રૂપિયા લાહોર દરબારને ખંડણીના ભરવાના હતા. હવે આ ખંડણી વધારીને ૧૯½ લાખ કરવામાં આવી; સાથોસાથ એમ પણ ઠરાવવામાં આવ્યું કે બે વરસ પછી ૧૯½ લાખના ૨૫ લાખ કરવા, અને ત્યાર પછીનાં ત્રણ વરસે ૩૦ લાખ કરવા.[૨] એટલેથી જ મામલો અટક્યો નહિ, પણ મુલતાન પ્રાંતના વહીવટમાં દીવાન મૂળરાજને મદદ કરવા માટે જબરદસ્તીથી બે અંગ્રેજ કમિશ્નરો, નવ અંગ્રેજ કલેક્ટરો અને સાત અંગ્રેજ ન્યાયાધીશો નીમીને મુલતાન મોકલવાની તજવીજ કરવામાં આવી. મૂળરાજનો વહીવટ એટલો સુંદર હતો, અને તેની પ્રજા એટલી સુખી, સમૃદ્ધ અને સંતુષ્ટ હતી કે એ સમયના અનેક અંગ્રેજ લેખકોએ પણ એ હકીકતનો સ્વીકાર કર્યો છે. મૂળરાજ શૂરવીર હતો, સ્વાભિમાની હતો; ગૌરવ શું છે તે તે સમજતો

૨ *Notes on the Revenues and Resources of the Punjab, by* Elliot, p. 41.

હતો; પોતે પ્રજાપાલક હતો. આવો માણસ પોતાના શાસનમાં થતી આ પ્રકારની દખલ કેમ સહન કરે ? વિવશ બનીને તે ઈ. સ. ૧૮૪૭માં લાહોર પહોંચ્યો. દીવાનપદેથી તેનું રાજીનામું સ્વીકારી લેવા માટે તેણે અંગ્રેજ રેસિડેન્ટને વિનતી કરી. આ સમયે લાહોરનો રેસિડેન્ટ જોન લૉરેન્સ હતો. હજી સુધી અંગ્રેજો મૂળરાજ પાસેથી મુલતાનનો વહીવટ પડાવીને પોતાના હાથમાં લઈ લેવા જેટલા તૈયાર થયા નહોતા. આથી દીવાન મૂળરાજને સમજાવી પટાવીને પાછો મુલતાન રવાના કરી દીધો.

## મૂળરાજને સત્તા ઉપરથી ખસેડ્યો

ત્યાર પછી સર ફ્રેડરિક કરી રેસિડેન્ટ તરીકે લાહોર પહોંચ્યો. તેણે મૂળરાજને ફરી સતાવવાનું શરૂ કર્યું ખરી રીતે મુલતાનનો ધનવૈભવ તે વખતે ઘણો વધી ગયો હતો. પંજાબના બધા પ્રાંતો કરતાં આ પ્રાંત ઉપર અંગ્રેજોની ખાસ દાઢ હતી. હવે જેમ બને તેમ દીવાન મૂળરાજને ઝપટમાં ઉતારવા માટે રેસિડેન્ટ કરીએ નિશ્ચય કરી લીધો. આ બધી હકીકત રેસિડેન્ટ કરી તથા તે સમયના બીજા અંગ્રેજોના પત્રવ્યવહાર ઉપરથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે. કરીએ હવે લાહોર દરબાર દ્વારા મૂળરાજને રાજીનામુ આપવા માટે દબાણ કર્યું, અને આ વખતે મૂળરાજનુ રાજીનામુ સ્વીકારી લેવામાં આવ્યું મૂળરાજની જગાએ કહાનસિંહ ( ખાનસિંહ ) નામના એક માણસને ત્રીસ હજાર રૂપિયાના વાર્ષિક વેતનથી મુલતાનનો શાસક નીમવામા આવ્યો. વળી એમ પણ ઠરાવવામાં આવ્યુ કે એગ્ન્યૂ અને એન્ડરસન નામના બે અંગ્રેજ અમલદારોએ પણ કહાનસિંહની સાથે જવુ, અને કહાનસિંહે આ બંનેની સલાહથી કારભાર ચલાવવો.

## મુલતાનનો સંગ્રામ

કહાનસિંહ, એગ્ન્યૂ અને એન્ડરસન થોડી સેના લઈને ઈ. સ. ૧૮૪૮ના એપ્રિલની ૧૮મીએ મુલતાન પહોંચ્યા. ૧૯મી એપ્રિલે દીવાન મૂળરાજે રાજ્યશાસનનો ભાર વિધિસર કહાનસિંહને સોંપી દીધો; એગ્ન્યૂએ તરત જ નગરના બધા દરવાજા ઉપરની ચોકીએ અંગ્રેજોને ગોઠવી દીધા. તે જ દિવસે શહેરના બધા મુલતાની સિપાઈઓને રજા આપીને તેમની જગાએ ગોરાઓને નીમી દીધા. મુલતાની લોકો સમજી ગયા કે કારભાર કહાનસિંહના હાથમાં નહિ પણ વાસ્તવિક રીતે વિદેશીઓના હાથમા ચાલ્યો ગયો છે. આખા પંજાબમાં જ આ વિદેશીઓની વિરુદ્ધ અસંતોષ વધતો જતો હતો. ૧૯મી એપ્રિલે જ જ્યારે એગ્ન્યૂ પોતાના ઘોડા ઉપર સવાર થઈ જતો હતો ત્યારે,

જેમને તેણે સવારે જ રજા આપી હતી એવા બે મુલતાની સિપાઈઓએ આવીને એગ્ન્યૂ ઉપર ઘા કર્યો. એગ્ન્યૂ ભયંકર રીતે ઘાયલ થયો, પણ ખ્હાન-સિંહે તરત જ વચ્ચે પડીને તેને મરતો બચાવી લીધો.

એગ્ન્યૂ અને ઍન્ડરસનને રહેવા માટે નગર બહાર એક ઈદગાહમાં વ્યવસ્થા કરવામાં આવી હતી મૂળરાજ નગર છોડીને ચાલતો થયો પણ ૧૯મી તારીખે જે મુલતાની સિપાઈઓને રજા આપવામાં આવી હતી, તેમાંના અનેક જણાએ ૨૦મીએ સવારે ઈદગાહને ઘેરી લીધી ગોરી સેના ઉપરાંત ખ્હાનસિંહની સાથે એક હિંદુસ્તાની સેના પણ હતી આ સેનાના બધા સિપાઈઓ હવે મુલતાનીઓને જઈ મળ્યા, પણ તેમના સરદારો તો મોટે ભાગે ખ્હાનસિંહ તથા વિદેશીઓની બાજુમાં જ રહ્યા એ દિવસના સંગ્રામમાં એગ્ન્યૂ તથા ઍન્ડરસન બંને મરાયા, ખ્હાનસિંહ જખમી થઈને કેદ પકડાયો આ દુર્ઘટનાનું મૂળ કારણ મુલતાનની સ્વાધીનતા ઉપર હુમલો કરવામાં આવ્યો તથા તેમનામાંના ઘણા નિરપરાધીઓની આજીવિકા છીનવી લેવામાં આવી, એ જ હતું એમાં શક નથી

**મહારાણી ઝિંદાકુંવરને અન્યાય**

પંજાબને ગળી જવા માટે આથી પણ વધારે સંગીન કારણોની જરૂર હતી. લાહોરમાં બેઠા બેઠાં રેસિડેન્ટ કેરીએ દુલીપસિંહની માતા મહારાણી ઝિંદાકુંવર ઉપર એવો વિચિત્ર આરોપ મૂક્યો કે મુલતાનના આ વિદ્રોહ પાછળ મહારાણીનો હાથ હતો રેસિડેન્ટ કેરીએ જાતે જ કબૂલ કર્યું છે કે મહારાણીની વિરુદ્ધ આ આરોપ પુરવાર કરવા માટે તેની પાસે કોઈ પ્રમાણ નહોતું આ સંબંધમાં કશી તપાસ કરવામાં આવી નહિ, તેમ લાહોર દરબાર કે કાઉન્સિલ સમક્ષ પણ આ બાબત લાવવામાં આવી નહિ કેવળ અંગ્રેજ રેસિડેન્ટના હુકમથી જ ઈ સ ૧૮૪૮ના મેની ૧૫મીએ મહારાજા રણજીતસિંહની વિધવા મહારાણી અને મહારાજા દુલીપસિંહની માતા ઝિંદાકુંવરને શેખપુરાના મહેલમાંથી કેદ કરીને બનારસ મોકલી દેવામાં આવી એવો પણ હુકમ કરવામાં આવ્યો કે મહારાણીએ પોતાના અંગ્રેજ પહેરેગીરની રજા સિવાય કોઈની સાથે પત્રવ્યવહાર કરવો નહિ તેમ કોઈની સાથે સંબંધ પણ રાખવો નહિ

સમસ્ત પંજાબ અને ખાસ કરીને સમસ્ત શીખ જાતિ ઝિંદાકુંવરને પોતાની માતા સમજતી હતી વિધવા મહારાણીને થયેલા આ અન્યાયથી આખી શીખ જાતિ સળગી ઊઠી

### મહારાણીની ગિરફતારી

૧૫મી મેએ મહારાણીને કેદ કરવામાં આવી. ૨૫મીએ રેસિડેન્ટ કેરીએ ગવર્નર જનરલને લખ્યું કે ખાલસા સેના મહારાણી ઝિંદાંની ગિરફતારીના સમાચાર સાંભળીને ભભૂકી ઊઠી છે. શીખ સિપાઈઓ કહેવા લાગ્યા: "મહારાણી ઝિંદાંકુંવરને અગારાથી અલગ કરવામાં આવ્યાં; બાળક દુલીપસિંહ અંગ્રેજોના જ હાથમાં છે. હવે અમે કોને માટે લડીએ અને કોના ઝંડા નીચે એકત્ર થઈએ ?" બધા શીખ લોકો દીવાન મૂળરાજ તથા તેના બંડખોર સિપાઈઓ પ્રત્યે સહાનુભૂતિ બતાવવા લાગ્યા.

### શીખોમાં અસંતોષ

લાહોરના શીખ સરદારો પણ આ અત્યાચારથી ગુસ્સે થયા. લાહોર કાઉન્સિલના પ્રમુખ સભ્ય રાજા શેરસિંહે પંજાબભરમાં એક જાહેરાત કરી. આ જાહેરાતની શરૂઆતમાં લખ્યું હતુ:—

"પંજાબના બધા વસનારાઓ, તમામ શીખો અને ખરી રીતે તમામ દુનિયાને ખબર છે કે ફિરંગીઓએ સ્વર્ગવાસી મહાન મહારાજા રણજીતસિંહની વિધવા મહારાણી પ્રત્યે કેટલું જુલમ અને જબરદસ્તીભર્યું વર્તન કર્યું છે. લોકોની માતા મહારાણીને કેદ કરીને તથા હિન્દુસ્તાન (અયોધ્યા તરફનો ભાગ) તરફ રવાના કરીને ફિરંગીઓએ બધી સંધિઓ તોડી છે" વગેરે.

### અમીર દોસ્ત મોહમ્મદની સહાનુભૂતિ

અફઘાનિસ્તાનના અમીર દોસ્ત મોહમ્મદખાંની સહાનુભૂતિ પણ આ વખતે પંજાબીઓ તરફ હતી. દોસ્ત મોહમ્મદે કેપ્ટન એબટ ઉપરના એક પત્રમાં લખ્યું, કેઃ—

"શીખોમાં દિનપ્રતિદિન અસંતોષ વધતો જાય છે એમાં કાંઈ શક નથી. કેટલાકને નોકરીએથી રજા આપવામાં આવી છે, કેટલાકને દેશપાર કરીને હિન્દુસ્તાન મોકલી આપવામા આવ્યા છે, ખાસ કરીને મહારાજા દુલીપસિંહની માતાને કેદ કરવામા આવી છે અને તેની સાથે અનુચિત વ્યવહાર કરવામાં આવ્યો છે. તમામ ધર્મોના લોકો આ પ્રકારના વર્તનને અનુચિત ગણે છે, અને બધા જ નાનામોટા લોકો આના કરતાં મરવું વધારે સારું સમજે છે" વગેરે.

મહારાણી ઝિંદાંકુંવરને કરવામાં આવેલો આ અન્યાય બીજા શીખયુદ્ધનાં મુખ્ય કારણોમાંનું એક જરૂર હતું.

છત્રસિંહ અટારીવાલા

આખા શીખસામ્રાજ્યમાં આ વખતે જે સરદારો સૌથી વિશેષ સ્વતંત્રતાપ્રિય અને પ્રભાવશાળી હતા એક મુલતાનનો દીવાન મૂળરાજ, અને બીજો હજારા પ્રાતનો નાઝમ સરદાર છત્રસિંહ અટારીવાલા જેવી રીતે દીવાન મૂળરાજને હેરાન કરવામાં આવતો હતો એવી જ રીતે વૃદ્ધ સરદાર છત્રસિંહને પણ હેરાન કરવામાં આવતો હતો

હજારા પ્રાત પહેલાં કાશ્મીરમાં ભળેલો હતો, અને રાજા ગુલાબસિંહને સોંપવામાં આવ્યો હતો પાછળથી કેટલોક બીજો ભાગ આપીને આ હજારા પ્રાત ગુલાબસિંહની પાસેથી લઈને મહારાજા દુલીપસિંહને સોંપી દીધો હતો લાહોર કાઉન્સિલના પ્રસિદ્ધ સભ્ય રાજા શેરસિંહના પિતા સરદાર છત્રસિંહને આ પ્રાતનો નાઝીમ નીમવામાં આવ્યો હતો આ સમયે સરદાર છત્રસિંહની પ્રતિષ્ઠા પંજાબમાં ઘણી વધારે હતી

દુલીપસિંહના વિવાહમાં દખલ

સરદાર છત્રસિંહની પુત્રીની સગાઈ મહારાજા દુલીપસિંહની સાથે થઈ હતી ઈ સ ૧૮૪૮ના જુલાઈમાં વિવાહની વાતચીત થવા લાગી રેસિડેન્ટ કરીએ તિરસ્કારપૂર્વક છત્રસિંહને લખી નાખ્યુ કે "રેસિડેન્ટની મજૂરી સિવાય" વિવાહ થઈ શકશે નહિ ! રેસિડેન્ટની તરફથી છત્રસિંહને સલાહ આપવા માટે કેપ્ટન એબટ નામનો એક અંગ્રેજ હજારામાં રહેતો હતો કેપ્ટન એબટે છત્રસિંહની સાથે એટલુ ખરાબ વર્તન ચલાવવા માડ્યુ કે એવુ વર્તન કોઈ પણ સ્વાભિમાની માણસ સહન કરી શકે નહિ ખુદ રેસિડેન્ટ કરીએ પણ કેપ્ટન એબટના અનુચિત વ્યવહારનો તથા છત્રસિંહની નિર્દોષતાનો સ્વીકાર કર્યો છે

એબટની ધાર્મિક ઉશ્કેરણી

કેપ્ટન એબટની ઉદ્ધતાઈ તથા કપટ બેહદ વધી ગયા હજારા પ્રાંતમાં મોટા ભાગની વસતી મુસલમાનોની હતી આ લોકોમાં કેપ્ટન એબટે પુષ્કળ પૈસા વેરવાનું શરૂ કર્યું, અને શીખ લોકો સના મુસલમાનોના શત્રુ છે એમ સમજાવવાનું શરૂ કર્યું, તેણે આ ભોળા પણ યુદ્ધપ્રેમી મુસલમાનોને ઉશ્કેરીને તેમને વચન આપ્યુ કે જો તમે શીખ રાજનો અંત આણવામાં અંગ્રેજોને મદદ આપશો તો શીખોના બદલો વાળવાનો પૂરતો અવસર તમને આપવામાં આવશે ! સરદાર છત્રસિંહ હરિપુરમાં રહેતો હતો કેપ્ટન એબટની ઉશ્કેરણીથી કેટલાક મુસલમાનોએ ઈ સ ૧૮૪૮ના ઓગસ્ટની છઠ્ઠી તારીખે

હરિપુરને ઘેરી લીધું. નગરનાં સંરક્ષણ માટે કેટલીક સેના અહીં રહેતી હતી. કેપ્ટન કેનોરા નામનો એક અંગ્રેજ આ વખતે આ સેનાનો અમલદાર હતો. આ કેપ્ટન કેનોરાને હરિપુરનું રક્ષણ કરવાનો આદેશ છત્રસિંહે આપ્યો. કેનોરાએ હુકમ પાળવાની ના સંભળાવી એટલું જ નહિ, પણ તેણે પોતાની તોપોમાં દારૂગોળો ભરીને પોતે જાતે બને સૈન્યની વચ્ચે ઊભો રહ્યો તથા બોલ્યો, કે 'જો છત્રસિંહનો કોઈ માણસ નજીક આવશે તો હું તેનો જાન લઈશ.' સરદાર છત્રસિંહે કેનોરા પાસેથી તોપો ઝૂંટવી લેવા માટે થોડાએક પાયદળ સિપાઈઓ મોકલ્યા. આ સિપાઈઓ ઉપર ગોળીઓ છોડવા માટે કેનોરાએ પોતાના એક હવાલદારને હુકમ કર્યો, પણ પંજાબી હવાલદારે હુકમ માન્યો નહિ. બંડખોર કેનોરાએ હવાલદારની કતલ કરી. એટલામા તો પાયદળ સિપાઈઓએ પોતાની બંદૂકોથી નિમકહરામ કેનોરાને ફૂંકી દીધો.

હવે કેપ્ટન એબટને વિશેષ બહાનું મળ્યું. તેણે છત્રસિંહ વિરુદ્ધ મુસલમાનોની એક સેના જમાવવાનું શરૂ કર્યું. રેસિડેન્ટ કેરીએ કેપ્ટન એબટ ઉપર એક કાગળ લખ્યો છે, તેમા છત્રસિંહને નિર્દોષ ગણ્યો છે અને કેનોરાને જ આ મામલા માટે દોષિત ગણ્યો છે, છતાં એબટ અને કેરી બંને અંદર ખાનેથી છત્રસિંહ તથા શીખોનો નાશ કરવાનો સંકલ્પ કરી ચૂક્યા હતા.

### સરહદના મુસલમાનોને શીખો વિરુદ્ધ ઉશ્કેર્યા

કેપ્ટન એબટે હજારા પ્રાંતના બધા મુસલમાન સરદારોને એકત્ર કર્યા જૂના ધાર્મિક યુદ્ધોનું તેમને સ્મરણ કરાવ્યું તથા શીખ રાજ્યનો નાશ કરવાના કાર્યમા તેમની મદદ માગી. આખા પ્રાંતમા તેણે આ બાબતમાં ખુલ્લી જાહેરાતો કરવા માંડી. કેપ્ટન એબટે પૂર્વે આ રીતે જ દીવાન જવાલામહાય, ઝંડાસિંહ વગેરે પ્રાંતિક શાસકોનો નાશ કરેલો હતો, એટલે તે અનુભવી હતો.

સરદાર છત્રસિંહે વારંવાર લાહોર દરબાર તથા રેસિડેન્ટ કેરીને કેપ્ટન એબટ વિરુદ્ધ ફરિયાદો કરી, પણ તેનું કોઈએ કાંઈ સાંભળ્યું નહિ. અંતે લાચાર રીતે તેને પોતાનો દેશ, ધર્મ તથા ખાલસા રાજ્યની રક્ષા માટે તૈયાર થવું પડ્યું.

### રેસિડેન્ટ કેરીની ખરી ઇચ્છા

હવે આપણે ફરી મુલતાન તરફ વળીએ છીએ. દરબારી સેના મોકલીને દીવાન મૂળરાજ પાસેથી દંડ વસૂલ કરવા માટે રેસિડેન્ટ કેરીએ લાહોર દરબાર ઉપર દબાણ કરવા માંડ્યું હતું પણ ભૈરોવાલની સંધિ મુજબ દરબારની મોટા ભાગની સેનાને તો રજા આપી દેશમા આવી હતી, ને તેની બદલે લાહોર, જલંધર અને ફિરોઝપુરમાં કંપનીની સેનાઓ

રહેતી હતી. આ અંગ્રેજી સેનાનો ખરચ લાહોર દરબાર પાસેથી લેવામા આવતો હતો, અને સંધિમા ઠરાવવામા આવ્યુ હતુ કે દેશમા વિદ્રોહનુ દમન કરવા માટે તથા શાંતિ સાચવી રાખવા માટે આ સેનાએ લાહોર દરબારને મદદ આપવી આવા પ્રકારની મદદના બદલામા જ લાહોર દરબારે આ સેનાઓનો ખર્ચ આપવાનુ કબૂલ કર્યું હતુ હવે આ અવસરે લાહોર દરબારે રેસિડેન્ટને વિનંતિ કરી કે આ સેનાઓમાથી જેટલી જરૂર હોય તેટલી સેના મુલતાનનો વિદ્રોહ શમાવવા માટે મોકલવામાં આવે રેસિડેન્ટે આ સેનાનો એક પણ સિપાઈ મોકલવાની ચોખ્ખી ના સુણાવી, ખરુ જોતા ભૈરોવાલની સંધિ પ્રમાણેની જ આ માગણી હતી પણ રેસિડેન્ટે આ સંધિનું સ્પષ્ટ ઉલ્લંઘન આ રીતે કર્યું અને મદદ ન આપી. સાથે જ તેણે દરબારને ધમકી પણ આપી કે જો દરબારની પોતાની સેના આ વિદ્રોહને શમાવી નહિ શકે તો પંજાબનુ રાજ્ય ખાલસા કરવામાં આવશે ખરી રીતે ડેલહાઉઝીની ઇષ્ટ સિદ્ધિ અર્થે મુલતાનના આ બહાના કરતા વિશેષ મજબૂત કયુ બહાનુ રેસિડન્ટ કેરીને મળી શકે ? ખરુ જોતા લાહોર, જાલંધર અને ફિરોઝપુરની ફોજો લાહોર દરબારને મદદ આપવા માટે હતી જ નહિ, તે તો તેનો નાશ કરવા માટે જ રાખવામા આવી હતી

**લાહોર દરબારની લાચારી**

રેસિડેન્ટ કેરીની હઠને લીધે લાહોર દરબારે સરદાર છત્રસિંહના પુત્ર રાજા શેરસિંહને દરબારની સેના સહિત મૂળરાજનુ દમન કરવા મોકલ્યા રેસિડેન્ટની આજ્ઞાથી મેજર એડવર્ડ્ઝ શેરસિંહની સાથે ગયો મેજર એડવર્ડ્ઝે સરહદના હિંદુઓ તથા મુસલમાનોને શીખો વિરુદ્ધ ઉશ્કેરીને તેમની એક નવી સેના જમાવી ભાવલપુરના નવાબની સેના પણ આ વખતે એડવર્ડ્ઝને આવી મળી રસ્તામા એડવર્ડ્ઝે સરદાર ફતહખા તવાનાને એક પત્ર લખ્યો, કે તમે તમારા માણસોને એકત્રિત કરીને ડેરાગાઝીખા અને બન્નુના શીખોને લૂટી લો અને તેમને મારી નાખો ફતહખા અને મૂળરાજને પહેલેથી જ કંઈક વેર ચાલ્યો આવતો હતો, તેણે એડ્વર્ડ્ઝની સૂચનાનો સ્વીકાર કર્યો એડવર્ડ્ઝે ફતહખાને ડેરાગાઝીખા તથા બન્નુનો શાસક નીમ્યો. પણ ફતહખાએ શીખોને લૂટવા માટે આદમીઓ એકઠા કર્યા ત્યા જ શીખોએ તેમને કાપી નાખ્યા

**મૂળરાજ સાથે સંગ્રામ**

દીવાન મૂળરાજની સેના સાથે એડવર્ડ્ઝ તથા શેરસિંહની સેનાના



દીવાન મૂળરાજ

( By courtesy of the Curator, Victoria Memorial, Calcutta )

વિ. વિ. પ્રેસ મોંઘવા

વરસનો કર માફ કરવામાં આવશે. પરિસ્થિતિ એટલી નાજુક થઈ કે શેર સિંહને મુલતાન છોડીને પોતાના પિતાની મદદે ઉત્તર તરફ જવું પડ્યું. મુલતાનનો કિલ્લો સારી પેઠે મજબૂત હતો, તેને જીતવો સહેલું નહોતું. ઈ. સ. ૧૮૪૮ના ઑગસ્ટમાં સર ચાર્લ્સ નેપિયરે પોતાના ભાઈ ઉપરના પત્રમાં લખ્યું છેઃ—

"જો એડવર્ડ્ઝ મૂળરાજને હરાવશે તો તેને કશું જોખમ નથી, પણ જો મૂળરાજ જીતી જશે તો એડવર્ડ્ઝ પૂરો ભયમાં આવી પડશે. × × × જો મૂળરાજના માણસો વફાદાર રહેશે તો એડવર્ડ્ઝને જીત મળી શકવાની નથી, અને જો બેવફા નીવડશે તો મુલતાન શહેર આપોઆપ આપણા હાથમાં આવી પડશે.",[૪]

બીજા શીખયુદ્ધનો આરંભ

મુલતાનના ઘેરામાં અંગ્રેજોને નિષ્ફળતા મળવાથી શીખો હિંમતવાન બની ગયા. પંજાબમાં અંગ્રેજો વિરુદ્ધ અસંતોષ ફેલાયેલો તો હતો જ, એટલે હવે બધા લોકો ખાલસા રાજ્યના રક્ષણ અર્થે છત્રસિંહના ઝંડા નીચે એકત્ર થવા લાગ્યા. આ જ બીજા શીખયુદ્ધની શરૂઆત હતી

પ્રથમ શીખયુદ્ધમાં લાલસિંહ, તેજસિંહ અને ગુલાબસિંહ જેવા વિશ્વાસઘાતીઓ–દેશદ્રોહીઓની મદદથી અંગ્રેજોને સફળતા મળી હતી પણ આ વખતે શીખ સરદારોને અંગ્રેજોની આ બેવડી રમતનો એટલો અનુભવ મળી ચૂક્યો હતો કે હવે આવી જાતના દેશદ્રોહીઓ શીખ લોકોમાં મળવા મુશ્કેલ હતા જે મુસલમાન લેખક વિષે અમે અગાઉ સૂચન કરી ગયા છીએ તે જ લેખક સર ચાર્લ્સ નેપિયર ઉપરના પોતાના પત્રમાં લખે છે.—[૫]

"ઈ સ. ૧૮૪૬ની સરખામણીએ આ વખતે પંજાબને વશ રાખવો મુશ્કેલ છે. × × × એ વખતે × × × શીખ સરદારોએ

૪ "If he (Lt, H B Edwardes) beats Mool Raj he will be safe, but if Mool Raj gets an advantage Edwardes position will be dangerous, If Mool Raj's men are true Edwardes can not take Multan, if they are false the town will open its gates"—Ibid, vol IV, p 106

૫ "It is now many more times more difficult to subdue Punjab than 1846 , then the Sirdars accepted promises,

આપણાં વચનો ઉપર વિશ્વાસ મૂક્યો હતો, બલ્કે આપણી પાસેથી લાંચ પણ લીધી હતી, પરંતુ હવે તેઓ લાંચ લેશે નહિ. આપણે તેમની સાથે જે જાતનો વ્યવહાર કર્યો છે તેનાથી તેમના મનમા આપણા પ્રત્યે ભારે તિરસ્કાર પેદા થયો છે. જો શીખોને રોકનારી કોઈ અસાધારણ ઘટના નહિ બને (જે બનવાની મને આ વખતે આશા નથી.) તો એકેએક શીખ આપણી સામે મેદાને પડશે."

### મુસલમાનોને ઉશ્કેર્યા

અંગ્રેજોએ હવે પંજાબ અને સરહદના મુસલમાનોને શીખો વિરુદ્ધ ઉશ્કેરવાનો પ્રારંભ કરી દીધો. શીખ અને મુસલમાનોના જૂના આપસ-આપસના ઝઘડાઓના સાચાખોટા કિસ્સાઓ તેમને સંભારી દેવામાં આવ્યા. ફકીર અઝીઝુદ્દીન રણજીતસિંહનો અત્યંત વિશ્વાસુ મંત્રી હતો. આ અઝીઝુદ્દીનનો ભાઈ નૂરુદ્દીન લાહોરની પાલકસમિતિનો એક સભ્ય હતો. આ નૂરુદ્દીન અંગ્રેજોની વાતોમાં ભરમાયો અને તેમના પક્ષમાં ભળી ગયો. નૂરુદ્દીનનો પુત્ર શમ્સુદ્દીન ગોવિંદગઢના કિલ્લાનો થાણેદાર હતો. તેણે શીખ રાજ્યનો વિશ્વાસઘાત કરીને બીજા શીખયુદ્ધમાં ગોવિંદગઢનો એવે સમયે કિલ્લો અંગ્રેજોને હવાલે કરી દીધો, કે એ સમયે જો શમ્સુદ્દીને દગો ન દીધો હોત તો કદાચ અંગ્રેજોને વિજય મળવો જ અસંભવિત બનત[૧] કહેવાય છે કે બીજા શીખયુદ્ધમા અંગ્રેજોને વિજય મળવામાં મુસલમાનોનો હિસ્સો ઘણો મોટો હતો

### શેરસિંહની વીરતા

આ યુદ્ધના અનેક સંગ્રામોના વિસ્તારમા ઊતરવાની જરૂર નથી. મૂળરાજે ૭ મહિના સુધી અંગ્રેજોનો સામનો કરવામા સફળતા મેળવી એટલે ઈ. સ. ૧૮૪૮ના ઓક્ટોબરમા પંજાબના શીખ સરદારોએ છત્તરસિંહના ઝંડા નીચે એકત્ર થઈને પંજાબને વિદેશીઓના પંજામાથી મુક્ત કરવાના પ્રયત્નો આરંભ્યા. અંગ્રેજોએ તો અગાઉથી જ યુદ્ધ માટે ફોજ એકત્ર કરી

may took bribes too, but now they will not take bribes, and animated with great Hatre for the way they were treated, . the Sikhs will turn out to a man, unless something extraordinary may happen to prevent, which I can not roach for at present"—H.I.S, vol. iv, p. 125.

[૧] *The Punjab Chiefs* (New Edition) 1890, vol. 1, p 1109.

રાખી હતી. મુલતાનનો ઘેરો ફરી શરૂ થયો. એ જ જૂની કપટનીતિનો ઉપયોગ કરવામાં આવ્યો. પ્રખ્યાત સંગ્રામો ગમનગર, ચિલિયનવાલા અને ગુજગતના હતા. રાજા શેરસિંહે પોતાની વીરતા અને યુદ્ધકુશળતા દ્વારા અંગ્રેજ કમાંડર-ઇન-ચીફ લોર્ડ ગફને તોબા પોકરાવી

**ચિલિયનવાલાનો સંગ્રામ**

ઈ. સ. ૧૮૪૯ના જાનેવારીમાં ચિલિયનવાલાના મેદાનમાં બંને સૈન્યોનો ભેટો થયો. આ વખતે શીખ સેનાની સંખ્યા અંગ્રેજો કરતાં ઓછી હતી; છતાં પણ અંગ્રેજોને નામોશી સાથે હાર ખાઈને પાછા હઠવું પડ્યું. અંગ્રેજોના પક્ષે ૨૩,૦૦૦ કરતાં વધારે માણસો ચિલિયનવાલાના મેદાનમાં મરણ પામ્યા; ૨૬ અંગ્રેજ અમલદારો મરાયા અને ૬૬ ઘાયલ થયા. કંપનીની કેટલીય પાયદળ રેજિમેન્ટો નિરુપયોગી બની ગઈ; તેમના વાવટા પણ તેમની પાસેથી છીનવી લેવામાં આવ્યા. પણ ચિલિયનવાલાનો વિજય એ શીખજાતિનો હિંદુસ્તાનની ભૂમિ ઉપરનો અંતિમ વિજય હતો. અનેક અંગ્રેજ ઇતિહાસલેખકોએ આ વખતના યુદ્ધમાં શીખોએ બતાવેલી વીરતા અને યુદ્ધકુશળતાની મુક્તકંઠે પ્રશંસા કરી છે, અને આ બંને ગુણોમાં અંગ્રેજો કરતાં શીખો ક્યાંયે ચડિયાતા હોવાનું પણ સ્વીકાર્યું છે. કોણ જાણે કેમ પણ ચિલિયનવાલાના વિજય પછી તરત જ શેરસિંહ તથા અન્ય શીખ સરદારોમાં ભારે મતભેદ ઊભો થયો. શેરસિંહે ધાર્યું હોત તો તે દિવસે ગફ અને તેની સેનાનો તે સંપૂર્ણ નાશ કરી શકત. પણ એમ કરવાને બદલે તે લાહોર તરફ આગળ વધ્યો.

**ગુજરાતનો સંગ્રામ**

રસ્તામાં ગુજરાત નામના સ્થળે ફરી બંને બાજુની સેનાઓ વચ્ચે ઘમસાણ યુદ્ધ થયું. દરમિયાન કંપનીને પોતાની કપટનીતિનો પ્રયોગ કરવાની પૂરતી તક મળી ચૂકી હતી. ગુજરાતના મેદાનમાં જ પંજાબની સ્વાધીનતા અને શીખોની રાજસત્તા બંનેનો અંત આવ્યો. બીજી બાજુ નવ માસ સુધી મુલતાનનો બચાવ કર્યા પછી મૂળરાજ પણ આખરે અંગ્રેજોને શરણે ગયો. કહે છે કે કોઈએ દગો દઈને મૂળરાજના દારૂગોળામાં આગ લગાવી દીધી હતી

**પંજાબની સ્વાધીનતાનો અંત**

ઈ. સ. ૧૮૪૯ના માર્ચની ૨૯મીએ ગવર્નર જનરલ લોર્ડ ડેલહાઉઝીએ એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. આ જાહેરનામા દ્વારા શીખોની સ્વાધીનતાનો

હવે પછીથી અંત થયેલો જાહેર કરવામાં આવ્યો. પંજાબ ઉપર અંગ્રેજોનો અમલ સ્થપાઈ ચૂક્યો, અને તે બ્રિટિશ ભારતનો એક પ્રાંત બની ગયો.

**રાષ્ટ્રીયત્વની ભાવનાનો અભાવ**

અહીં એક બાબત ધ્યાન ખેંચે તેવી છે કે જ્યારે પંજાબના મુસલમાનો આ યુદ્ધમાં અંગ્રેજોને મદદ કરતા હતા ત્યારે અફઘાનિસ્તાનનો અમીર દોસ્ત મોહમ્મદખાં શીખો અને લાહોર દરબાર પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ કરતો હતો. એટલું જ નહિ, બલકે દોસ્ત મોહમ્મદખાં તથા તેના પઠાણો શીખોને મદદ આપતા હતા એમ લૉર્ડ ડેલહાઉઝી કહે છે. વળી આપણે એ પણ સ્મરણ રાખવું ઘટે કે ભાવલપુર તથા અન્ય સ્થાનોના હજારો મુસલમાનો દીવાન મૂળરાજના ઝંડા નીચે એકત્રિત થતા હતા. છતાં પણ જો પહેલા યુદ્ધમાં લાલસિંહ અને તેજસિંહ હતા, તો બીજા યુદ્ધમાં શમ્સુદ્દીન અને નૂરદ્દીન પણ હતા. ભારતનાં અન્ય સ્થાનોની માફક પંજાબમાં પણ હિંદુ કે મુસલમાન કોમના પંજાબીઓનું અને તેમાં પણ ખાસ કરીને ઉચ્ચ તથા મધ્યમ વર્ગના પંજાબીઓનું ચારિત્ર્ય અત્યંત નીચું પડી ગયું હતું; રાષ્ટ્રીયતાનો લગભગ અભાવ હતો અને આ જ કારણથી શાસનની યોગ્યતા અપૂર્વ વીરતા, યુદ્ધકૌશલ અને સાહસ હોવા છતાં પણ અલ્પ સંખ્યાવાળા, કાયર, અકુશળ પરંતુ ચાલાક વિદેશીઓના એકએ ઝપાટાની સામે જ પંજાબીઓ નિઃસત્ત્વ થઈને ઢળી પડ્યા.

**મેજર ઈવાન્સ બેલના વિચારો**

મેજર ઈવાન્સ બેલ મત આપે છે કે જો કંઈ ઉપદ્રવો પેદા થઈ ગયા હતા તેમને શમાવ્યા પછી પંજાબને કંપનીના રાજ્યમાં ખાલસા કરી લેવા માટે ગવર્નર જનરલને કોઈ અધિકાર નહોતો. તે કહે છે:—૭

"ઈ. સ. ૧૮૪૯ના યુદ્ધ પછી પંજાબનો સંબંધ બ્રિટિશ ભારત સાથે ભવિષ્યમાં કેવો હોવો જોઈએ એ બાબત નક્કી કરવામાં ડેલહાઉઝીનું કાર્ય આ જાતનું હતું. કોઈ આદમી રૂપિયાના બદલામાં એક કષ્ટકર અને જોખમવાળી જાગીરની વ્યવસ્થા કરવાની

"૭ Lord Dalhousie's procedure in settling the future relations of the Panjab with British India after the Campaign of 1849, just amounts to this: a guardian, having undertaken for a valuable consideration, a troublesome and dangerous

જવાબદારી કોઈ સગીર માલિક વતી પોતાને માથે લે છે. એ આદમીને પ્રથમથી જ કહી દેવામાં આવે છે કે આ જાગીરનો વહીવટ ચલાવવામાં તમારે અમુક અમુક મુશ્કેલીઓ અને આપત્તિઓનો સામનો કરવો પડશે છતાં એ મુશ્કેલીઓ અને આપત્તિઓ આવી પડે છે કે તરત જ જાહેર કરે છે કે હવે પછીથી મારા પ્રયત્નો અને સંરક્ષણના બદલામાં સગીર માલિકની આખી જાગીર અને માલમિલકત ઉપર મારો અધિકાર જમાવું છું. અને આ બધું એવી પરિસ્થિતિમા કે સંરક્ષકને પોતાની ફરજ અદા કરવામાં જે કંઈ ખરચ થાય અથવા નુકસાન સહન કરવું પડે તે બધાના બદલામાં બાહેધરી તરીકે સંરક્ષકને અગાઉથી જ પૂરતી વ્યવસ્થા કરી આપવામાં આવી હોય."

આ જ વિદ્વાન લેખકે વિસ્તારપૂર્વક બતાવી આપ્યું છે કે લૉર્ડ ડેલહાઉઝીનું ૨૯ માર્ચવાળું જાહેરનામું કલ્પિત અને જૂઠી વાતોથી ભરેલું હતું. લાહોર દરબારે સંધિનું અથવા તો પોતાનાં વચનોનું કદી પણ ઉલ્લંઘન કર્યું નહોતું. અને સગીર વયના મહારાજા દુલીપસિંહનું રાજ્ય તેમની પાસેથી છીનવીને અંગ્રેજી રાજ્યમાં ભેળવી લેવામાં લૉર્ડ ડેલહાઉઝીએ જબરદસ્ત રાજનૈતિક અન્યાય કર્યો હતો.[૮] પણ રાજનીતિમા અને ખાસ કરીને પાશ્ચાત્ય રાજનીતિમાં આ જાતના ન્યાયઅન્યાયના વિચારને કદાચ કોઈ સ્થાન નહિ હોય.

---

trust, declares, on the first occurrence of those troubles and dangers, of which he had full knowledge and forewarning, that as a compensation for his exertions and a protection for the future, he shall appropriate his ward's estate and personal property to his own purposes And this, although the guardian holds ample security in his own hands for the repayment of any outlay, and the satisfaction of any damages to might have incurred, in executing the conditions of the trust—*"Retrospects and Prospects of Indian Policy*, by Major Evans Bell, p 142.

૮ Ibid, chapter vi.

## પ્રકરણ બેંતાળીશમું

## બીજું બરમાયુદ્ધ

લોર્ડ ડેલહાઉઝીના શાસનકાળની ઘટનાઓમા બરમા સાથેનુ કંપનીનુ બીજુ યુદ્ધ પણ છે. આ યુદ્ધને માટેનું બહાનુ ન્યાયની દૃષ્ટિએ કશુ જ નહોતુ.

**કેપ્ટન શેફર્ડનો મુકદ્દમો**

ઈ. સ. ૧૮૫૧ના જૂનમા 'મોનર્ક' નામનું એક અંગ્રેજી વહાણ મોલમીન બંદરેથી રંગૂન પહોચ્યું. વહાણના અગ્રેજ કેપ્ટનનુ નામ શેફર્ડ હતુ. રંગૂનનુ બંદર બરમાના ગજ્યમા હતુ રંગૂન પહોચ્યા પછી રંગૂનની અદાલતમાં કેપ્ટન શેફર્ડ વિરુદ્ધ બે મુકદ્દમા રજૂ કરવામા આવ્યા. પહેલો. મુકદ્દમો ચિત્તાગોગના રહેવાસી હાજીમ નામના એક માણસે રજૂ કર્યો. એની ફરિયાદ એવી હતી કે કેપ્ટન શેફર્ડે મોલમીન અને રંગૂન દરમિયાન પોતાના એક ભાઈ યુસુફ ખલાસીને સમુદ્રમાં ફેંકી દીધો છે. બીજો મુકદ્દમો યુસુફના એક બીજા ભાઈ દીવાનઅલીએ રજૂ કર્યો. દીવાનઅલીની ફરિયાદ એવી હતી કે જ્યારે યુસુફને સમુદ્રમાં ફેંકી દેવામા આવ્યો ત્યારે તેની પાસે ૫૦૦ રૂપિયા રોકડા હતા, અને કેપ્ટન શેફર્ડે તેને સમુદ્રમાં ફેંકતા પહેલા આ પૈસા તેની પાસેથી પડાવી લીધા છે.

બરમી અદાલતમાં કેપ્ટન શેફર્ડ ઉપર નરહત્યા અને લૂંટ બંને આરોપ બદલ કેસ ચલાવવામા આવ્યો. વહાણના બીજા લોકોની જુબાની લેવામાં આવી. અંતે શેફર્ડ બંને માટે ગુનેગાર ઠર્યો. અદાલતે નરહત્યાને માટે ૪૬ પાઉન્ડનો દંડ કર્યો અને દીવાનઅલીને તેની પાસેથી ૫૫ પાઉંડ અપાવ્યા. આ રીતે પોતાના બંને અપરાધના બદલામાં કેપ્ટન શેફર્ડ ફક્ત ૧૦૧ પાઉન્ડ એટલે લગભગ ૧૦૦૦ રૂપિયા આપીને છૂટો થયો.

**કેપ્ટન લુઈનો મુકદ્દમો** .

તે જ વરસના ઑગસ્ટ માસમા બીજો એક બનાવ બન્યો. 'ચેમ્પીઅન' નામનું બીજું એક અંગ્રેજી વહાણ મોરીશિયસથી રંગૂન પહોચ્યુ.

જવાબદારી કોઈ સગીર માલિક વતી પોતાને માથે લે છે. એ આદમીને પ્રથમથી જ કહી દેવામાં આવે છે કે આ જાગીરનો વહીવટ ચલાવવામાં તમારે અમુક અમુક મુશ્કેલીઓ અને આપત્તિઓનો સામનો કરવો પડશે છતાં એ મુશ્કેલીઓ અને આપત્તિઓ આવી પડે છે કે તરત જ જાહેર કરે છે કે હવે પછીથી મારા પ્રયત્નો અને સંરક્ષણના બદલામાં સગીર માલિકની આખી જાગીર અને માલમિલકત ઉપર મારો અધિકાર જમાવું છું. અને આ બધું એવી પરિસ્થિતિમાં કે સંરક્ષકને પોતાની ફરજ અદા કરવામાં જે કંઈ ખરચ થાય અથવા નુકસાન સહન કરવું પડે તે બધાના બદલામાં બાહેધરી તરીકે સંરક્ષકને અગાઉથી જ પૂરતી વ્યવસ્થા કરી આપવામાં આવી હોય."

આ જ વિદ્વાન લેખકે વિસ્તારપૂર્વક બતાવી આપ્યું છે કે લૉર્ડ ડેલહાઉઝીનું ૨૯ માર્ચવાળું જાહેરનામું કલ્પિત અને જૂઠી વાતોથી ભરેલું હતું. લાહોર દરબારે સંધિનું અથવા તો પોતાનાં વચનોનું કદી પણ ઉલ્લંઘન કર્યું નહોતું અને સગીર વયના મહારાજા દુલીપસિંહનું રાજ્ય તેમની પાસેથી છીનવીને અંગ્રેજી રાજ્યમાં ભેળવી લેવામાં લૉર્ડ ડેલહાઉઝીએ જબરદસ્ત રાજનૈતિક અન્યાય કર્યો હતો.[૮] પણ રાજનીતિમાં અને ખાસ કરીને પાશ્ચાત્ય રાજનીતિમાં આ જાતના ન્યાયઅન્યાયના વિચારને કદાચ કોઈ સ્થાન નહિ હોય.

trust, declares, on the first occurrence of those troubles and dangers, of which he had full knowledge and forewarning, that as a compensation for his exertions and a protection for the future, he shall appropriate his ward's estate and personal property to his own purposes And this, although the guardian holds ample security in his own hands for the repayment of any outlay, and the satisfaction of any damages to might have incurred, in executing the conditions of the trust—"*Retrospects and Prospects of Indian Policy*, by Major Evans Bell, p 142.

૮ Ibid, chapter vi

વામાં આવ્યો અને લેમ્બર્ટને સૂચના અપાઈ કે જો કદાચ રંગૂનનો બરમી ગવર્નર કંપનીની માગણી પૂરી ન કરે તો આ કાગળ મહારાજાને મોકલવો. આ યુદ્ધના સંબંધમાં પાર્લામેંટરી કાગળોમાં સ્પષ્ટ લખેલું છે કે લૉર્ડ ડેલહાઉઝીએ કમાંડર લેમ્બર્ટને પ્રગટ સૂચનાઓ જુદી આપી હતી, તેમ જ ખાનગી સૂચનાઓ પણ જુદી જ આપી હતી.

### અંગ્રેજ રહેવાસીઓની તકરાર

ઈ. સ. ૧૮૫૧ના નવેમ્બરના અંતમાં લેમ્બર્ટ બંને વહાણો સાથે રંગૂન પહોંચ્યો. ત્યાં પહોંચતાં જ રંગૂનમાં જે અંગ્રેજો વસતા હતા, અને જેમાં ઘણા તો વેપારીઓ જ હતા, તેમની પાસેથી બરમા દરબારની વિરુદ્ધ અનેક ફરિયાદો તેણે એકઠી કરી. ૨૭મી નવેમ્બરે રંગૂનના બરમી ગવર્નર ઉપર એક ઉદ્ધતાઈભર્યો કાગળ મોકલ્યો, અને ૨૮મી નવેમ્બરે તેણે રંગૂનના ગવર્નરની મારફત કંપનીનો કાગળ બરમાના મહારાજા ઉપર રવાના કરાવ્યો. એમ કહેવાય છે કે બરમા દરબારની વિરુદ્ધ અંગ્રેજ રહેવાસીઓ પાસેથી જે ફરિયાદો લેમ્બર્ટે એકઠી કરી હતી, તે બધી થઈને લગભગ આડત્રીશ જેટલી હતી. કોઈ પણ નિષ્પક્ષ મનુષ્ય એ ફરિયાદોને કોડી જેટલી પણ કિંમત ન આપે. આ ફરિયાદો ઉપર કોઈની સહીઓ પણ નહોતી; મોટા ભાગની ફરિયાદોની તો તારીખો પણ નહોતી. પ્રસિદ્ધ અંગ્રેજ રાજનીતિજ્ઞ કૉબ્ડને પાર્લામેન્ટના સરકારી કાગળો ઉપરથી બીજા બરમાયુદ્ધનો એક નિષ્પક્ષ ઇતિહાસ લખ્યો છે. તેમાં તેણે એ આડત્રીશ ફરિયાદોને બેહૂદી (absurd) ગણાવી છે. લૉર્ડ એલેનબરોએ પણ ૬ઠ્ઠી ફેબ્રુઆરી ૧૮૫૨ના રોજ પાર્લામેંટ પાસે કહ્યું કે જે જાતના લોકોએ લેમ્બર્ટની પાસે ફરિયાદો રજૂ કરી છે એ લોકો વિશ્વસનીય નથી. આ બેહૂદી ફરિયાદોની કોઈ જાતની તપાસ કરવામાં ન આવી. કમાન્ડર લેમ્બર્ટને ખાતરી હતી કે બરમા દરબાર આ ફરિયાદો મંજૂર નહિ રાખે અને નુકસાની પણ આપશે નહિ. આમ લેમ્બર્ટને આશા હતી કે લૉર્ડ ડેલહાઉઝીને બરમાની સામે યુદ્ધ જાહેર કરવાનું બહાનું સહેલાઈથી મળી જશે. તેણે બરમા દરબારને લખી દીધું હતું કે પાંચ અઠવાડિયાંમાં આનો જવાબ મળવો જોઈએ.

### બરમા દરબારની શાંતિપ્રિયતા

પરંતુ કમાન્ડર લેમ્બર્ટના મનની મુરાદ પૂરી ન થઈ. પાંચ અઠવાડિયા પહેલાં જ ઈ. સ. ૧૮૫૨ના જાનેવારીની ૧લીએ લેમ્બર્ટને બરમા દરબારનો જવાબ મળી ગયો. બરમાનો બૌદ્ધ મહારાજા અંગ્રેજોની સાથે

લડવા ઇચ્છતો નહોતો. તેણે તપાસ કર્યા વગર જ લેમ્બર્ટની બધી ફરિયાદોને સાચી માની લીધી, ગવર્નરથી નુકસાન ભરી આપવાની કબૂલાત આપી, અને પોતાની સચ્ચાઈ અને મિત્રતા પ્રગટ કરવા માટે તેણે રંગૂનના ગવર્નરને તરત બદલીને નવો ગવર્નર મોકલ્યો. ૧લી જાનેવારીએ લેમ્બર્ટે ભારત સરકાર ઉપર લખેલા કાગળમાં લખ્યુ કે—

"બરમા સરકારે રંગૂનના ગવર્નરને રજા આપી છે, અને કંપનીની માગણીઓ પૂરી પાડવાની કબૂલાત આપી છે. મારા મત મુજબ બરમાનો બાદશાહ સાચો છે, અને તેની સરકાર પોતે આપેલા વચનો બરાબર પાળશે."

**રંગૂનનો નવો ગવર્નર**

ઈ. સ. ૧૮૫૨ના જાનેવારીની ૪થીએ નવો ગવર્નર રંગૂન પહોંચ્યો. કમાન્ડર લેમ્બર્ટને હવે ગમે તે રીતે નવા ગવર્નરની સાથે તકરાર ઊભી કરવાની ચિંતા પેઠી.

૫મી જાનેવારીએ લેમ્બર્ટે એડવર્ડ્ઝ નામના પોતાના એક માણસને આ નવા ગવર્નરની પાસે મોકલીને તપાસ કરાવી કે લેમ્બર્ટ ભારત સરકારની બધી ફરિયાદો અને માગણીઓનો રીતસરનો વિગતવાર પત્ર આપને મોકલવા માગે છે, આપ એ પત્રનો સ્વીકાર કયારે કરશો ? જવાબમાં બરમી ગવર્નરે કહેવરાવ્યુ કે આવતી કાલે જ કાગળ તમે મોકલી શકો છો, અથવા તો કમાન્ડર લેમ્બર્ટને જયારે સગવડ હોય ત્યારે મોકલી શકે છે એડવર્ડ્ઝે કેટલીક વાતો મોઢેથી જ કહેવાથી નવા ગવર્નરે નાની નાની ફરિયાદો તો ત્યાં ને ત્યાં પતાવી દીધી.

**યુદ્ધ માટે પૂરતું બહાનું મળ્યું**

બીજે દિવસે કાગળ મોકલવાને બદલે પાંચ લશ્કરી અમલદારોનું એક ડેપ્યુટેશન બરાબર બપોરને વખતે રંગૂનના ગવર્નરની પાસે મળવા મોકલ્યુ. બરમી ગવર્નરની સાથેની વાતચીત તો એક કાગળ મોકલવાની જ થઈ હતી; આવે કવખતે ડેપ્યુટેશનની મુલાકાત લેવા તે તૈયાર પણ નહોતો. છતાં તેણે મુલાકાત માટે તેમને બોલાવ્યા. ત્યાર બાદ કમાન્ડર લેમ્બર્ટે ડેલહાઉઝીને ફરિયાદ કરી, કે "ડેપ્યુટેશનને પૂરી પંદર મિનિટ તડકામાં રાહ જોવી પડી" બસ, બરમા સાથે યુદ્ધ કરવા માટેનું પૂરતુ બહાનું મળી ચૂક્યુ !

**બરમી વહાણ કબજે કર્યું**

કમાન્ડર લેમ્બર્ટે હવે રંગૂનના નવા ગવર્નર પાસેથી કોઈ જાતનો જવાબ

માગવાની જરૂરિયાત ન જોઈ, અને બરમા દરબારને કોઈ જાતની સૂચના પણ ન આપી લેમ્બર્ટે તરત જ રંગૂનના અંગ્રેજ રહેવાસીઓને બાળબચ્ચાં તથા સ્ત્રીઓને લઈને સાંજ સુધીમાં નગર છોડીને અંગ્રેજી વહાણો ઉપર આવી જવાના ખબર આપી દીધા. બરમા મહારાજાનું એક વહાણ બંદરમાં જરા દૂર નાંગર્યું હતું. લેમ્બર્ટે તે જ દિવસે સાંજે એ બરમી જહાજને પકડી લીધું; તે જ દિવસે લેમ્બર્ટે અંગ્રેજ સરકાર તરફથી બરમા દરબારની સાથે યુદ્ધ પણ જાહેર કર્યું. અને રંગૂનને ઘેરો ઘાલ્યો. બરમી જહાજને પકડવાનું કામ જ ખરી રીતે યુદ્ધની શરૂઆત હતી. કૉબ્ડન લખે છે:—

"આ પછી રંગૂનના ગવર્નરનું વર્તન બહુ ઓછા મહત્ત્વનો વિષય બની જાય છે. રાજનીતિજ્ઞ લોકો, ઈતિહાસલેખકો અને ધર્મઅધર્મની વિવેચના કરવાવાળા લોકો માટે પ્રશ્ન તો એ ઊભો થાય છે, કે બરમાના ગવર્નરનું વર્તન ભલે ગમે તે પ્રકારનું હોય, પણ જ્યારે આપણે જાણતા હતા કે બરમાના મહારાજાનો ઇરાદો આપણી સાથે દોસ્તી જાળવવાનો છે, તો પછી બરમી જાતિ સાથે યુદ્ધનો આરંભ કરવો એ આપણા માટે યોગ્ય હતું ખરું?" [૧]

**રાજ્યના અમલદારોની વિનતિ**

લેમ્બર્ટનું આ જાતનું વર્તન જોઈ એ રંગૂનના રહેવાસીઓ તથા રાજ્યના અમલદારો તો ચકિત થઈ ગયા. અમલદારોએ ખૂબ નમ્રતાથી વારંવાર લેમ્બર્ટને વિનતિ કરી કે આપ બરમાના સરકારી જહાજને છોડી દો, અને બરમા દરબારની સામે તમારે જે કંઈ ફરિયાદો હોય તેને મિત્રભાવે પતાવવા માટે અમને વખત આપો.

**તોપોનો મારો શરૂ**

પણ કમાન્ડર લેમ્બર્ટે કશું સાંભળ્યું નહિ. ફરી જાનેવારીએ 'બરમી જહાજ પકડાયું'. ત્રણ દિવસ સુધી લેમ્બર્ટના માણસોએ તેને બંદરમાં જ રોકી રાખ્યું. આ ત્રણ દિવસ દરમિયાન પણ બરમી અમલદારોએ યુદ્ધની

૧ "The conduct of the Governor of Rangoon is now a subject of minor importance-the question for the statesman, the historian and the moralist is were we justified, whatever his behaviour was, with the known friendly disposition of the King, in commencing war with the Burmese nation?"—*How Wars are Got up in India*, by Cobden, p. 65.

કશી તૈયારી ન કરી. ૧૦મી જાનેવારીએ લેમ્બર્ટે આ બરમી જહાજને બંદર માંથી બહાર લઈ જવાનો મનસૂબો કર્યો. લાચાર થઈ બરમી અમલદારોએ લેમ્બર્ટને સૂચના કરી કે જો એ બરમી જહાજને બંદરની બહાર લઈ જવાનો પ્રયત્ન કરવામાં આવશે તો ન છૂટકે ગોળીઓ ચલાવવી પડશે. છતાં પણ ૧૦મી જાનેવારીએ સવારે સાડા અગિયાર વાગે અંગ્રેજી જહાજ ફૉક્સ બરમાં જહાજને પોતા સાથે બાંધીને બંદર બહાર નીકળ્યું. બંદરના બરમી સંરક્ષકોને આખરે ગોળીઓ ચલાવવી પડી. જવાબમાં 'ફૉક્સ' ઉપ-રથી રંગૂન ઉપર ગોળા વરસાવવામાં આવ્યા. અંગ્રેજોના સરકારી કાગળોમાં લખેલું છે કે આ ગોળાના મારાથી હજારો નિરપરાધી બરમીઓ મરાયા. કૉબ્ડન લખે છે:—

> "એમ મનાતું હતું કે એક યુદ્ધના જહાજને લઈ જઈને અને અસંખ્ય બરમીઓની હત્યા કરીને ૯૧૦ પાઉન્ડના દાવાની નુકસાની અંગ્રેજોને મળી ચૂકી હતી. પરંતુ યુદ્ધ તો ચાલુ જ રહ્યું."

**નવી માગણી**

કૉબ્ડને સાબિત કર્યું છે, કે આ વખતે અંગ્રેજો અને બરમીઓની વચ્ચે જે પત્રવ્યવહાર ચાલ્યો હતો તે બધામાં બરમીઓને પક્ષે ન્યાય, નિષ્કપટતા અને સુરજનતા તથા અંગ્રેજોને પક્ષે એથી તદ્દન ઊંધો ગુણ નજરે પડતા હતા. છતાં પણ ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉઝીએ આ મામલાના સમાચાર મળતાં જ એક મોટી સેના બરમા તરફ રવાના કરી, અને પાછળની માગણીઓ ઉપરાંત આ વખતે નુકસાની બદલ દસ લાખ રૂપિયા રોકડા માગ્યા. આ સમયે ડેલહાઉઝીએ જે પત્ર બરમા દરબાર ઉપર મોકલ્યો તેને કૉબ્ડને "રાજનીતિ, ધર્મ અને તર્ક ત્રણેથી વિરુદ્ધ" ૨ ગણાવ્યો છે.

**બરમાના મહારાજાનો નમ્ર પત્ર**

જે વખતે લૉર્ડ ડેલહાઉઝી રંગૂન મોકલવા માટે નવી સેના રવાના કરવાની તૈયારી કરતો હતો, બરાબર તે જ સમયે લેમ્બર્ટના ૭મી જાનેવારીના કાગળના જવાબમાં રંગૂનના બૌદ્ધ મહારાજાનો એક અત્યંત શાંત, નમ્ર અને દોસ્તી બતાવનારો ડેલહાઉઝી ઉપર લખેલો કાગળ રંગૂનથી કલકત્તા તરફ જતો હતો. પરંતુ ડેલહાઉઝીને આ કાગળના ખબર ક્યાંથી મળે! ઈ. સ. ૧૮૫૨ના એપ્રિલની ૧૧મીએ ઈસ્ટરના રવિવારને દિવસે અંગ્રેજી

૨ "An unstatesman like, immoral, and illigical production."
—Ibid, p. 78.

લડાયક જહાજોએ રંગૂન તથા ડાલાના કિનારા ઉપર ગોળીબાર શરૂ કર્યો.

**વિધ્વંસ અને કત્લેઆમ**

બીજા બરમાયુદ્ધની અનેક લડાઈઓના વિસ્તારમાં ઊતરવાની જરૂર નથી. બરમી લોકો આ યુદ્ધ માટે બિલકુલ તૈયાર નહોતા. કોબ્ડન લખે છે :–

"આને યુદ્ધ નહિ કહી શકાય. યુદ્ધને બદલે તેને વિધ્વંસ, અથવા કત્લેઆમ કહેવું જ ઠીક પડશે." ૩

યુદ્ધ દરમિયાન નિરપરાધી બરમી પ્રજાનો ખૂબ સંહાર કરવામાં આવ્યો અને લૂંટફાટ પણ ખૂબ થઈ. અંતે બરમી સામ્રાજ્યનો સૌથી વધારે ફળદ્રુપ પ્રાંત પેગૂ બરમાના બૌદ્ધ મહારાજા પાસેથી પડાવીને કંપનીના ભારતીય સામ્રાજ્યના મુલકમાં જોડી દેવામાં આવ્યો. આ પેગૂને પ્રાચીન પુસ્તકમાં 'સ્વર્ણભૂમિ' કહેવામા આવ્યો છે; અને આની ધરતી ઉપર ધન જ ધન ભર્યું છે, અને નીચે સોનાની ખાણો છુપાયેલી પડી છે. લૉર્ડ ડેલહાઉઝી અને તેના સાથીઓની મનકામના આ જ હતી. ઈ. સ. ૧૮૫૨ના ડિસેમ્બરમાં આ પ્રાંત અંગ્રેજી સત્તા નીચે આવ્યો. પચાસ વરસના અંગ્રેજી શાસનના પ્રતાપે તેને પૃથ્વીના સૌથી વધારે ધનસંપન્ન દેશોની ગણતરીમાંથી હડાવીને ગરીબ દેશોની હરોળમાં મૂકી દીધો છે.

**કોબ્ડનના વિચારો**

કોબ્ડને આ યુદ્ધનાં કારણો, પ્રગતિ તથા તેના પરિણામના વિષયમાં બહુ માર્મિક શબ્દોમાં લખ્યું છે:— ૪

"આ યુદ્ધો હિંદવાસીઓના ખર્ચે જ ચલાવાય છે. × × × કેપ્ટન શેફર્ડ તથા કેપ્ટન લુઈના દાવાની વસૂલી કરવા માટે બરમાની સાથે જે યુદ્ધ કરવામા આવ્યું તેનો બધો ખર્ચ બંગાળાના ખેડૂતો ઉપર નાખવામા આવ્યો. આ દાવાની વસૂલીથી બંગાળાના અર્ધનગ્ન કંગાળ ખેડૂતને શો વધારે લાભ મળ્યો કે આ લડાઈનો ખર્ચ એ

૩ "A war it can hardly be called. A rout, a massacre, or a visitation, would be a more appropriate term."—Ibid, p. 98.

૪ "These wars are carried on at the expense of the people of India. . . . What exclusive interest had the half naked peasant of Bengal in the settlement of the claims of Captains Shepperd and Lewis, that he should alone be made to bear

બિચારા ઉપર લાદવામા આવ્યો ?

" શરૂઆતમા લોર્ડ ડેલહાઉઝીએ ૧૦૦૦ પાઉન્ડ કરતા ઓછા પૈસા બરમી લોકો પાસે માગ્યા, ત્યાર પછી રંગૂનના ગવર્નરે આપણા અધિકારીઓનુ જે અપમાન કર્યું તેની માફી માગવાનું કહેવામા આવ્યુ, ત્યાર પછી ગવર્નર જનરલે પોતાની માગણી વધારીને એક લાખ રૂપિયા રોકડા માગ્યા, અને બરમાના મહારાજાના વજીરોને માફી માગવાનું કહેવામા આવ્યુ, પછી બરમાના રાજ્ય ઉપર હુમલો કરવામા આવ્યો, ત્યાર પછી રોકડ રકમ ની માગણી અને માફીની માગણીઓ અચાનક બંધ થઈ ગઈ અને લોર્ડ ડેલહાઉઝીએ અગાઉની બધી બાબતો અને નુકસાનીના બદલામા તથા દંડ તરીકે પેગૂ પ્રાંત ખુશીથી સ્વીકારી લીધો "

બરમાયુદ્ધ સબધે અમેરિકન સેનેટરનો મત

ઈ સ ૧૮૫૨ના ડિસેમ્બરમા અમેરિકાની સેનેટ સમક્ષ ભાષણ કરતા એક સભાસદ જનરલ કેસે આ યુદ્ધના સબંધમા કહ્યુ હતું —[૫]

' વળી એક હિંદુસ્તાનની દેશી રિયાસત એક અગ્રેજ વેપારી મડળીની કૂચકદમનો શિકાર બની ગઈ, ને તેના એંશી લાખ કે એક કરોડ માણસો અગ્રેજી રાજ્યની અસખ્ય પ્રજામા સામેલ થઈ ગયા

the expense of the war which grew out of them?

"Lord Dalhousie begins with a claim on the Burmese for less than a thousand pounds, which is followed by the additional demand of an apology from the Governor of Rangoon for the insult offered to our officers, next his terms are raised to one hundred thousand pounds and an apology from the King's ministers then follows the invasion of the Burmese territory, when suddenly, all demands for pecuniary compensation and apologies cease and His Lordship is willing to accept the cession of Pegu as a 'compensation' and 'reparation' for the past"—Ibid, by Cobden, pp 101–104

૫ ' Another of the native Powers of Hindostan has fallen before the march of a great commercial corporation and its 8,000,000 or 10 000 000 of people have gone to swell the im

અને આપ એવું કયું કારણ કલ્પી શકો છો કે જેને પરિણામે અંગ્રેજો તાજેતરમાં જ બરમાના રાજ્યને ગળી ગયા? × × × જો આપણી પાસે ચોકસ અને ખોટી ન ઠરે એવી જુબાની ન હોત તો આ સાચી લૂંટના કિસ્સાને માનવાનો ઇન્કાર કરત. પરંતુ એ બિના નિર્વિવાદ છે કે બરમાએ ૯૧૦ પાઉંડની એક વિવાદાસ્પદ રકમ આપી નહિ એટલા ખાતર જ ઈંગ્લાંડ બરમા સાથે યુદ્ધમાં ઊતર્યું અને બર્માનું રાજનૈતિક અસ્તિત્વ સમાપ્ત કરી દીધું. × × × બીજી કોમોને સંયમ અને નિસ્વાર્થતાનો ઉપદેશ આપવો આ કોમને હવે શોભે છે ખરું?"

## પેગૂ પ્રાંત અંગ્રેજોના અધિકાર તળે

લૉર્ડ ડેલહાઉઝીના આ યુદ્ધની હકીકત કૉબ્ડનના પુસ્તકમાંથી લીધી છે. કૉબ્ડને પોતાના પુસ્તકની પ્રસ્તાવનામાં લખ્યું છે કે બધી હકીકતો પાર્લમેંટના સરકારી કાગળો ઉપરથી જ લેવામાં આવી છે. કૉબ્ડને પ્રસ્તાવનામાં એમ પણ લખ્યું છે, કે " મને શક છે બીજા બરમાયુદ્ધના કાગળોમાં સુધારોવધારો કરવામાં આવ્યો છે." જરૂર, જો આ યુદ્ધની સાચી હકીકતો બરમી લોકોને સંભળાવવામાં આવે તો વધારે ભયંકર અને અન્યાયપૂર્ણ થાય. ઇતિહાસલેખક લડલો લખે છે કે પેગૂ ઉપર કબજો મેળવવો એ અંગ્રેજો માટે સહેલું નહોતું. ઈ. સ. ૧૮૫૫ના એપ્રિલ સુધી બરમી લોકો અને અંગ્રેજોની વચ્ચે ઝઘડાઓ થયા કરતા હતા. અંતે બરમાની રાજધાની આવામાં કોઈ પ્રકારની ક્રાંતિ (?) થઈ, એક બીજો મહારાજા ગાદી ઉપર બેઠો અને પેગૂ પ્રાંત અંગ્રેજ કંપનીએ પચાવી લીધો.

---

mense congregation of British subjects in India. And what do you think was the cause of the war which has just ended in the swallowing up of the Kingdom of Burmah? . . . Had we not the most irrefragable evidence we might well refuse credence to this story of real repacity. But the fact is indisputable that England went to war with Burmah, and annihilated its political existence, for the nonpayment of the disputed demand of £s. 910. . . . Well does it become such a people to proach homilies to other nations upon disinterestedness and *moderation*."–Speech by *General Class in the* Senate of the United States, December, 1852.

રાવ પેશવાનો નાશ કર્યો પાછળથી સાતારાના રાજાને આપેલા વચનો તથા જાહેરનામામા આપેલા બીજા વચનો તોડવામા આવ્યા રૉબર્ટ નાઈટ નામનો એક અંગ્રેજ લખે છે —

" જાહેરનામામા આપેલા વચનો તથા સાતારાના રાજાની પુન સ્થાપના, આ બે બાબતોએ મળીને પેશવાનો નાશ કર્યો, અને હવે આપણે જાણીબૂઝીને જે એ આપેલા વચનોને પાળીએ નહિ તો કોઈ પણ ઈમાનદાર માણસ આપણા આ ફેરને નિંદા કર્યા વગર રહેશે નહિ, પછી ભલે આપણે આ વચનભંગને માટે ઉપર ઉપરની ગમે તેટલી દલીલો આપીએ." [3]

રાજાનુ નામ પ્રતાપસિહ હતુ એ વખતે તે સગીર ઉમરનો હતો યુદ્ધ પૂરુ થયા પછી પ્રતાપસિહનો મહારાજા તરીકે સ્વીકાર કરવામાં આવ્યો, અને તે જ્યા સુધી ઉમરલાયક ન થાય ત્યા સુધી રાજકાજ ચલાવવા માટે કૅપ્ટન ગ્રાંટ ડફને રેસિડેન્ટ બનાવીને સાતારા મોકલ્યો ઉમરલાયક થયા પછી પ્રતાપસિહ બુદ્ધિમાન અને યોગ્ય શાસક નીવડ્યો પોતાની આ બુદ્ધિમત્તા અને યોગ્યતાને કારણે જ હવે તે અંગ્રેજ મિત્રોની નજરમા વિશેષ ખટકવા લાગ્યો પ્રતાપસિહને કચડી નાખવાનો નિર્ણય મુબઈના ગવર્નર સર રૉબર્ટ ગ્રાંટે કરી લીધો કાવતરુ રચવામા આવ્યુ નિરપરાધી પ્રતાપસિહને કેદ કરીને બનારસ મોકલવામા આવ્યો, અને તેની જગાએ તેના ભાઈને ગાદી આપવામા આવી

હૉબહાઉસના ઉદ્ગાર

ઈ સ ૧૮૪૮ની આસપાસમા આ બન્ને ભાઈઓ મરણ પામ્યા બનેમાથી એકેને પુત્ર નહોતો, પણ બનેને દત્તક પુત્રો હતા પ્રતાપસિહના મૃત્યુ પછી ઈ સ ૧૮૪૭ના ડિસેમ્બરની ૨૪મીએ ઇંગ્લડના ભારતમત્રી હૉબહાઉસે લૉર્ડ ડેલહાઉઝીને લખ્યુ —

3 "The assurances of the proclamation, and the reinstatement of the Raja of Satara, ruined the Peshwa, and our deliberate withdrawal now from the pledges then given, merits the reprobation of every conscientious man, however specious the arguments upon which the withdrawal has been recommended" —*The Inam Commission Unmasked*, by Robert Knight pp 45-46

રાજા પ્રતાપસિંહની યોગ્યતા

" બેશક, સાતારાના રાજાનું મરણ બહુ સુંદર અવસરે થયું છે. મેં સાંભળ્યું છે કે વર્તમાન રાજાની તબિયત પણ બહુ ખરાબ રહે છે; અને આપણે એના રાજ્યનો નિકાલ તરતમાં જ કરવાનો વારો આવે એમાં પણ બિલકુલ શંકા નથી. મારો ખાસ અભિપ્રાય છે કે રાજા પુત્રવિહીન મરી જતાં તેના દત્તક પુત્રનો સ્વીકાર ન કરવો, અને આ નાના રાજ્યને બ્રિટિશ મુલકમાં ભેળવી લેવું. જો હું મંત્રીપદ ઉપર છું તે દરમિયાન જ આ પ્રશ્નનો નિકાલ આવી જાય તો આ કાર્ય પૂર્ણ કરવામાં હું કોઈ વાતે ખામી નહિ રાખું." ૪

સાતારા ખાલસા કર્યું

આ જ આદેશ અનુસાર સાતારાના રાજાનું મૃત્યુ થતાં જ, પાછલી બધી સંધિઓનુ છડે ચોક ઉલંઘન કરીને, રાજા અપુત્ર હોવાનું બહાનું બતાવી તથા દત્તક લેવાની પ્રાચીન પ્રથાને ગેરકાયદે ઠરાવી લોડ ડેલહાઉઝીએ જબરદસ્તીથી સાતારાનુ રાજ્ય ખાલસા કરી લીધું.

વિપ્લવ પછી સત્તર વરસે ઈ સ. ૧૮૭૪મા સાતારાની વિધવા રાણીએ આ અન્યાયની વિરુદ્ધ દાદ માગવા માટે મહારાણી વિક્ટોરિયા ઉપર એક અરજી મોકલી. પણ એનું પરિણામ શુ આવે ?

નાગપુરનો અંતિમ રાજા

નાગપુરના અંતિમ રાજા ત્રીજા રાઘોજી ભોંસલેનું મરણ ઈ. સ. ૧૮૫૩ના ડિસેંબરની ૧૧મીએ થયું. ઇતિહાસથી જાણી શકાય છે કે રાજા સમજુ અને ઇમાનદાર હતો. તેનો રાજ્યવહીવટ પ્રશસનીય હતો. પણ રાજાના

૪ "The death of the Ex-Raja of Satara certainly comes at a very oppertune moment. The reigning Raja is, I hear, in very bad health, and it is not at all impossible we may soon have to decide upon the fate of his territory I have a very strong opinion that on the death of the present prince without a son, and no adoption should be permitted, this petty principality should be mergel in the British Empire; and if the question is decided in my "day of sextonship," "I shall leave no stone unturned to bring about that result"–Letter from Hobhouse to Lord Delhousie, 24th December, 1847.

મૃત્યુ પછી લોર્ડ ડેલહાઉઝીએ તેના ચારિત્ર્ય ઉપર અનેક ખોટા તેમ જ લજ્જાજનક આરોપો મૂકવાનું શરૂ કર્યું.

**રાજાનો દત્તક પુત્ર**

રાઘોજીને એક પુત્ર નહોતો, વિધવા મહારાણીએ યશવંતરાવના નામનો પોતાના એક નજીકના સગાને વિધિસર દત્તક લીધો. યશવંતરાવે જ પુત્રની માફક પરલોકવાસી રાજાનું શ્રાદ્ધ કર્યું.

**નાગપુરનું રાજ્ય ખાલસા કર્યું**

લોર્ડ ડેલહાઉઝીએ ઈ સ ૧૮૨૬ની સંધિની અવગણના કરીને ઈ સ ૧૮૫૪ના જાનેવારીની ૨૮મીએ એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું કે નાગપુરના રાજાનો કોઈ હકદાર ન હોવાથી આખું રાજ્ય અંગ્રેજ કંપની ખાલસા કરી લે છે.

**અંગ્રેજ શાસકોના સિદ્ધાંતમાં પરિવર્તન**

મેજર ઈવાન્સ બેલે આ અન્યાયનું વર્ણન કરતા લખ્યું છે કે કેવળ દસ વરસ પૂર્વે જ એટલે ઈ સ ૧૮૪૪મા નાગપુરના રસિડેન્ટના એક કાગળના જવાબમાં, રાજા અપુત્ર મરણ પામે તો તેના કુટુંબીઓને દત્તક લેવાનો એને પૂરો અધિકાર છે એવી સ્પષ્ટ ખાતરી ગવર્નર જનરલે આપી હતી. પરંતુ કેવળ દસ વરસમા જ અંગ્રેજોની નીતિએ પલટો ખાધો રાઘોજીના કુટુંબીજનો તથા વિધવા રાણીઓનો કોઈ અભિપ્રાય લેવામા આવ્યો નહિ તેમ તેમને કશી પૂછપરછ પણ કરવામા આવી નહિ કયા કારણોથી અંગ્રેજ સરકારે તેમના તથા તેમના કુળના પૈતૃક અધિકારો એક ક્ષણમા પડાવી લીધા એ પણ તેમને કહેવામા આવ્યું નહિ તમારું રાજ્ય હવેથી અંગ્રેજી રાજ્યમાં ભેળવી લેવામા આવ્યું છે એટલી સૂચના જ માત્ર તેમને આપવામા આવી

ઈ સ ૧૮૫૪ના જાનેવારીની ૨૮મીના જાહેરનામામા લોર્ડ ડેલહાઉઝીએ એવું જૂઠાણું પણ જાહેર કર્યું, કે—

"દત્તક યશવંતરાવને ગાદી મળે એ રાણીઓને પસંદ નહોતું, આથી યશવંતરાવને ગાદી ન આપવામા અંગ્રેજ સરકારે રાણીઓ ઉપર ઉપકાર કર્યો છે!"

**ઇંગ્લાંડમા ડેલહાઉઝીની પ્રશંસા**

ગવર્નર જનરલની કાઉન્સિલનો જનરલ લો નામનો સભ્ય કોઈ કારણસર આ અત્યાચારની વિરુદ્ધ હતો, ભોંસલે કુળને લોર્ડ ડેલહાઉઝીએ ભારે

અન્યાય કર્યો છે એ વાત તેણે જોરદાર શબ્દોમાં જાહેર કરી છે. પણ ઈંગ્લાંડના ઉદારમા ઉદાર નીતિજ્ઞોએ પણ આ કાર્ય માટે લોર્ડ ડેલહાઉઝીનાં વખાણ કર્યાં છે.

આ પહેલાં જ નાગપુર રાજ્યનો એક ભાગ તો અંગ્રેજી મુલક સાથે જોડી દેવાયો હતો. બાકીનો ભાગ હવે કંપનીના રાજ્યમા સામેલ થઈ ગયો.

નાગપુરના મહેલો લૂંટયા

પરંતુ લોર્ડ ડેલહાઉઝી અને તેના અંગ્રેજ સાથીઓની ધનલોલુપતાનો આટલેથી અંત આવ્યો નહિ ઇતિહાસલેખક સર જોન કે લખે છે કે નાગપુરના રાજમહેલનો બધો સામાન, ઘોડા, હાથી, ઊંટ, ગાય, બળદ તથા રાણીઓનુ બધું ઝવેરાત, ઘરનો સામાન, વાસણ અને પહેરવાનાં કપડા પણ જબરદસ્તીથી પડાવીને તેનું લીલામ કરવામા આવ્યુ ! સર જોન કે લખે છે કે તે દિવસે સીતાબાલડીમા બાદશાહી હાથી, ઘોડા અને સવારીના બળદ માંસને ભાવે વેચાયા. એંશી વરસની વૃદ્ધ રાજપિતામહી બંકાબાઈ આ અપમાનથી એટલી બધી દુ:ખી થઈ કે જો મહેલનો સામાન બહાર કાઢવામા આવશે તો પોતે મહેલને સળગાવી દેશે, એમ પણ તેણે જાહેર કર્યું. છતા પણ સામાન તો બહાર કાઢવામા જ આવ્યો. મહેલની લાદી પણ ઉખેડી નાખવામા આવી રાણીઓનુ ઝવેરાત, ઘરેણું, સોનાચાંદીના વાસણો વગેરે ઘણો કિમતી માલ કલકત્તામા લઈ જઈ ત્યા લીલામ કરવામા આવ્યો. નાગપુરમા લગભગ ૬૦૦ હાથી, ઘોડા, ઊંટ અને બળદ ૧૩,૦૦૦ રૂપિયામાં હરરાજ થયા. આ હરરાજી ખાસ કરીને ૪થી સપ્ટેમ્બરે થઈ. આ હરરાજી કરવાનો ઇજારો કલકત્તાની 'હેમિલ્ટન એન્ડ કંપની' નામની એક અંગ્રેજ કંપનીને આપવામાં આવ્યો હતો. એક જોડ બળદની તથા બાદશાહી ઘોડાની એક એક જોડ પાચ પાચ રૂપિયામા વેચાઈ; હાથીના સો રૂપિયા; કરોડનું ઝવેરાત લાખો અને હજારોમા વેચી નાખવામા આવ્યુ

પાપનુ પ્રાયશ્ચિત્ત

નાગપુરનો રાજવંશ છત્રપતિ શિવાજીના વંશમાંથી ઊતરી આવેલ હતો. જે સમયે નાના ફડનવીસ તથા હૈદરઅલી જેવા દેશભક્ત નીતિજ્ઞો વિદેશીઓને દેશમાથી હાંકી કાઢી દેશને સ્વાધીન રાખવાના ભારે પ્રયત્નો કરતા હતા ત્યારે આ જ વંશે વિદેશીઓને મદદ આપીને ભારતીય સામ્રાજ્યના કોમળ અંકુરોનો નાશ થતો અટકાવ્યો હતો. આ જ પાપના પ્રાયશ્ચિત્ત રૂપે આ વંશના એક રાજાને આજે પોતાના દેશમાંથી દેશનિકાલ થઈને

દેશદેશ અને જંગલજંગલ ભટકવું પડ્યું, અને બીજા કુટુંબીઓ, રાણીઓ તથા ઉત્તરાધિકારીને આ જાતનું અપમાન સહન કરવું પડ્યું.

નાગપુરનો કપાસ

એક ઇતિહાસલેખક લખે છે કે નાગપુરના રાજ્યમાં કપાસનો પાક ઉત્તમ થાય છે. ઈંગ્લાંડને પોતાના વધતા જતા કાપડના ઉદ્યોગને કપાસની જરૂર હતી; આથી આ વખતે નાગપુર છીની લેવાની આવશ્યકતા હતી. એ જ ઇતિહાસલેખક એમ પણ લખે છે કે નાગપુર ઉપર અધિકાર જમાવતા પહેલાં રાજ્યના અનેક નોકરોને અંગ્રેજોએ લાંચ આપીને ફોડવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એમાં તેમને "સહેલાઈથી સફળતા ન મળી શકી." [૫]

ઝાંસીનું રાજ્ય

પેશવાનો અમલ ચાલતો હતો એ દિવસોમાં પેશવાનો એક સૂબેદાર ઝાંસીનું રાજ્ય ચલાવતો હતો. આસ્તે આસ્તે આ સૂબેદારોનું પદ વંશપરંપરા બની ગયું; પરંતુ પેશવાનું આધિપત્ય ચાલુ જ હતું.

ઈ. સ. ૧૮૧૭માં કંપનીએ ઝાંસીના રાજા રામચંદ્રરાવ સાથે મિત્રતાની સંધિ કરી હતી. આ સંધિમાં કંપનીએ ખાતરી આપી હતી કે ઝાંસીનું રાજ્ય 'સદાય' "રાજા રામચંદ્રરાવ, તેમના ઉત્તરાધિકારીઓ તથા તેમના વંશજોના હાથ નીચે વંશપરંપરા રહેવા દેવામાં આવશે." [૬]

ઈ. સ. ૧૮૫૩ના નવેંબરની ૨૧મીએ રાજા ગંગાધરરાવનું મૃત્યુ થયું. મરતી વખતે ગંગાધરરાવની ઉંમર ઘણી નાની હતી. મરતી વખતે તેણે દામોદરરાવ નામના એક બાળકને વિધિસર દત્તક લીધો હતો. દામોદરરાવ ગંગાધરરાવના જ કુળનો હતો.

મેજર ઈવાન્સ બેલ લખે છે:—

"× × × દત્તવિધાન બરાબર હિંદુ ધર્મશાસ્ત્ર અનુસાર કરવામાં આવ્યું. આ વિધિ વખતે અંગ્રેજ અમલદારો હાજર હતા, અને રાજાએ પોતાના મૃત્યુ પહેલાં આ દત્તવિધાનના ખબર અંગ્રેજ સરકારને પહોંચાડ્યા હતા." [૭]

---

૫ ". . . They were not easily seduced . . . ."—*Calcutta Review*, vol 38, 1863, pp 230 31.

૬ Aitchison's *Treaties*, etc, revised edition

૭ *Empire in India*,—by Major Evans Bell, pp.212-13.

### ઝાંસીનું રાજ્ય ખાલસા કર્યું

છતાં ઈ. સ. ૧૮૫૪ના ફેબ્રુઆરીની ૨૭મીએ લૉર્ડ ડેલહાઉઝીએ ફેંસલો આપ્યો કે દત્તક પુત્રનો રાજ્ય ઉપર કશો અધિકાર નથી. ઈ. સ. ૧૮૫૪ના માર્ચની ૧૩મીના જાહેરનામા દ્વારા જબરદસ્તીથી ઝાંસીનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું. ઇતિહાસલેખક મેજર ઈવાન્સ બેલે 'ધી એમ્પાયર ઇન ઇંડિયા' નામના પોતાના પુસ્તકમાં લૉર્ડ ડેલહાઉઝીના અન્યાયનું બહુ સ્પષ્ટ શબ્દોમાં અને વિસ્તૃત વર્ણન આપ્યું છે.

ઝાંસીની પ્રજા અને રાજકુળ સાથે કરેલા આ ઘોર અન્યાયને પરિણામે જ ઈ. સ. ૧૮૫૭-૫૮ના વિપ્લવમાં ઝાંસીની પ્રસિદ્ધ રાણી લક્ષ્મીબાઈએ શસ્ત્રો ધારણ કરીને અદ્ભુત વીરતાથી અંગ્રેજોનો સામનો કર્યો. પણ રાણી લક્ષ્મીબાઈની હકીકત હવે પછીના પ્રકરણોમાં આગળ ઉપર આવવાની જ છે એટલે અહીં આપતા નથી.

### સંબલપુર તથા જૈતપુર ખાલસા કર્યાં

સંબલપુરનો કિલ્લો જે આજે ઓરિસ્સા પ્રાંતમાં છે તે એ કાળે મધ્યપ્રાંતમાં હતો. 'લેપ્સ'ની નીતિ અનુસાર લૉર્ડ ડેલહાઉઝીએ ઈ. સ. ૧૮૪૯માં સંબલપુરનું સ્વતંત્ર પણ નિર્બળ રાજ્ય ખાલસા કરી લીધું.

જૈતપુરનું નાનું રાજ્ય બુંદેલખંડમાં હતું. ઈ. સ. ૧૯૪૯માં આ રાજ્ય પણ ખાલસા કરવામાં આવ્યું.

### તાંજોર ખાલસા કર્યું

આ જ નીતિ અનુસાર તાંજોરનો રહેલો બાકીનો ભાગ પણ ઈ. સ. ૧૮૫૫માં કંપનીના રાજ્યમાં સામેલ કરવામાં આવ્યો. તાંજોરની વિધવા રાણી કામાક્ષીબાઈએ મદ્રાસ સરકારની સામે મદ્રાસની સુપ્રીમ કોર્ટમાં દાવો માંડ્યો, કે મદ્રાસ સરકારે મારા પતિની વ્યક્તિગત મિલકત પણ જપ્ત કરી લીધી છે જે મને પાછી મળવી જોઈએ. મદ્રાસની પ્રિવિ સુપ્રીમ કોર્ટે રાણીના પક્ષમાં નિકાલ આપ્યો. મદ્રાસ સરકારે પ્રિવિ કાઉન્સિલમાં અપીલ કરી. પ્રિવિ કાઉન્સિલના વિદ્વાન ન્યાયાધીશોએ નિકાલ આપ્યો કે તાંજોર ઉપર કબ્જો લઈ લેવાનો કંપનીને કોઈ અધિકાર નથી, છતાં આ મામલો રાજનૈતિક છે અને તેથી અદાલતને આમાં માથું મારવાનો હક નથી; આથી સુપ્રીમ કોર્ટનો ફેંસલો રદ સમજવામાં આવે છે, અને રાણીનો દાવો પણ રદ ગણવામાં આવે છે.

કર્ણાટક ખાલસા કર્યું

મદ્રાસ શહેર અને તેની આસપાસનો બધો પ્રદેશ એક કાળે કર્ણાટકની મુસલમાન સલ્તનતના હાથ નીચે હતો. સૌથી પ્રથમ કંપનીએ કર્ણાટકના નવાબ પાસેથી મદ્રાસ અને કડલોર લીધાં; ત્યાર પછી નવાબ મોહમ્મદઅલી વાલાજાહે પૂનામાલી તથા બીજા થોડાક તાલુકા કંપનીને આપ્યા. ઈ. સ. ૧૭૬૩માં નવાબે ૧૮ લાખ રૂપિયાની વાર્ષિક આવકવાળી ચિંગલપુરની જાગીર પોતાના અંગ્રેજ-મિત્રોને આપી. આ બધા પ્રદેશની સનદો રીતસર નવાબ તરફથી કંપનીને આપવામાં આવી. ત્યાર પછી ઘણાં વરસો સુધી અંગ્રેજો આ મુલકને માટે કર્ણાટકના નવાબને ખંડણી ભરતા હતા, અને ત્યાંના અંગ્રેજ રહેવાસીઓ પોતાને નવાબની પ્રજા કહેવડાવતા હતા. નવાબ મોહમ્મદઅલીએ અન્ય ભારતીય રાજાઓ વિરુદ્ધ અંગ્રેજોને સદા મદદ આપી હતી. છતાં પણ મોહમ્મદઅલીના પુત્ર ઉમદતુલઉમરાના મૃત્યુ પછી કર્ણાટકનો ઘણો મુલક તથા નવાબના ઘણા અધિકારો જબરદસ્તીથી કંપનીએ પોતાના હાથમાં લઈ લીધા. છતાં ઈ. સ. ૧૮૦૧ની સંધિમાં પણ કંપની તથા કર્ણાટકનો આ નામમાત્રનો સંબંધ ટકાવી રાખવામાં આવ્યો. ઈ. સ. ૧૮૫૫ના ઑક્ટોબરમાં નવાબ મોહમ્મદ ગૌસખાંનું મૃત્યુ થયું. અને તેના ઉત્તરાધિકારી અઝીમજાહને નવાબ તરીકે સ્વીકારવાની જ અંગ્રેજોએ ના પાડી. મદ્રાસના ગવર્નર લૉર્ડ હેરીસે લૉર્ડ ડેલહાઉઝીને લખ્યું, કે:—

"કર્ણાટકના નવાબની સત્તા એ તો એક નાટક છે, છતાં પણ કોઈ કાળે તે આપણા વિરુદ્ધના વિદ્રોહના આંદોલનનું કેન્દ્ર બની શકે છે. આથી આ નાટકને હવે ચાલુ રાખવામાં ડહાપણ નથી." વગેરે.

ડેલહાઉઝીએ હેરીસનો અભિપ્રાય સ્વીકાર્યો. કર્ણાટકનો બાકીનો બધો મુલક અંગ્રેજી રાજ્યમાં ભેળવી લેવામાં આવ્યો, અને ભારતના એક અત્યંત પ્રાચીન રાજકુલનો અંત આવ્યો. ઇતિહાસલેખક લડલો લખે છે:—[૮]

"જ્યારથી ગવર્નર જનરલે પોતાની આ અપહરણનીતિની જાહેરાત કરી ત્યારથી જ ભારતીય રાજાઓમાં અપુત્ર મરણો એટલાં બધાં થવા લાગ્યાં કે જે જોઈને કોઈ પણ માણસને આશ્ચર્ય થયા

૮ 'One can not fail to be struck with the frequency of death without heirs among Indian sovereigns from the moment when the policy of annexation is proclaimed by a Governor-General." —Ludlow's *British India*, vol. ii, p. 190.

વગર રહે નહિ."

એ સમગ્રની ભારતીય રિયાસતો તથા તેમાં અંગ્રેજોએ કરેલાં કારસ્થાનોનો સાચો ઇતિહાસ કોઈ ભારતવાસીને હાથે લખાયેલો મળતો નથી. આથી ઈતિહાસલેખક લડલોના આશ્ચર્યની વિશેષ તપાસ અશક્ય બને છે.

મુસલમાન રાજ્યો.

હિંદુ, શીખ, બૌદ્ધ કે મુસલમાન કોઈ પણ ધર્મનો ભારતીય રાજા લોર્ડ ડેલહાઉઝીના ઝપાટામાંથી બચવા પામ્યો નહિ. તે ભારત આવ્યો ત્યારે બે મોટાં મુસલમાન-રાજ્યો હયાતી ધરાવતાં હતાં: ઉત્તરમાં અયોધ્યાનું રાજ્ય અને દક્ષિણમાં નિઝામનું રાજ્ય. આમાંના દરેકની આવક કેટલા ય કરોડ રૂપિયાની હતી. હિંદુસ્તાનના ફળદ્રુપ પ્રદેશોમાં અયોધ્યાની ગણતરી થતી હતી, અને વરાડમાં ધાતુઓની ખાણો હતી.

રોબર્ટ નાઈટે ઈ. સ ૧૮૮૦માં લખ્યું હતું કે ઈ. સ. ૧૮૫૧ના અરસામાં અંગ્રેજોની પ્રધાનનીતિ જ્યારે અવસર મળે ત્યારે બને તેટલાં દેશી રાજ્યોની સંખ્યા ઘટાડતા જવી એ હતી; અને હૈદરાબાદ તથા અયોધ્યાનો નાશ કરવામાં વિલંબ થયો તેનું કારણ પંજાબ અને બરમાનાં યુદ્ધો હતાં. ૯

સહાયકારી સૈન્ય આપવાની ના

ઈ. સ. ૧૮૦૦ની સંધિ મુજબ હૈદરાબાદના નિઝામને સહાયકારી સેનાના ખરચ પેટે દર વર્ષે ઘણી મોટી રકમ કંપનીને આપવી પડતી હતી. બીજા મરાઠાયુદ્ધ પછી વરાડ પ્રાંત નાગપુરના રાજા પાસેથી પડાવીને નિઝામને સોંપવામાં આવ્યો હતો. ત્યારથી વરાડમાં નિઝામ વિરુદ્ધ નિરંતર વિદ્રોહ થયા કરતા હતા. કહેવાય છે કે વરાડના હિંદુ દેશમુખો સામાન્યત: નિઝામની વિરુદ્ધ વિદ્રોહ કર્યા કરતા હતા. ઇતિહાસલેખક લાયલ લખે છે કે વરાડનાં શહેરોમાં વારવાર હિંદુમુસલમાનના ઝઘડાઓ થયા કરતા હતા, પણ નિઝામના બાકીના રાજ્યમાં આ ઝઘડાઓનું નામનિશાન પણ નહોતું. આ ઉપદ્રવોને શાંત કરવા માટે સહાયકારી સેનાની સહાય આપવાનો ગવર્નર જનરલે ઇનકાર કર્યો. જો કે આ સેના નિઝામની જ ગણવામાં આવતી હતી અને નિઝામના જ પૈસે પોષાતી હતી, તથા જે સંધિ મુજબ આ સેના નિઝામ રાજ્યમાં રાખી હતી તેમાં સ્પષ્ટ લખવામાં આવ્યું હતું કે નિઝામના મુલકમાં શાંતિ ટકાવી રાખવી અને નિઝામને દરેક પ્રકારની મદદ કરવી એ

૯. the statesman July I, 440, p. 162.

### ડેલહાઉઝીની માતા અને અયોધ્યાનો નવાબ

લોર્ડ ડેલહાઉઝીએ છેલ્લું અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું. આ કાર્યનું વર્ણન કરતા પહેલાં કેટલાંક વરસ પૂર્વેની હાસ્યજનક ઘટનાનું વર્ણન કરવું અપ્રાસંગિક નહિ ગણાય. ડેલહાઉઝીનો પિતા એક વાર કંપનીની ભારતીય સેનાનો મુખ્ય સેનાપતિ હતો. એ જમાનાના બીજા અંગ્રેજ અમલદારોની માફક જ એ પણ એક વાર લખનૌ નવાબની મુલાકાતે ગયો. મુખ્ય સેનાપતિએ પોતાની પત્નીનો પરિચય નવાબને કરાવી આપ્યો. આ રીતે પોતાની પત્નીને નવાબના મહેલમાં મોકલીને બેગમો પાસેથી કંઈક નજરાણાં મેળવવાનો ઇરાદો સેનાપતિનો હોય એ સંભવિત છે. પુરુષો સાથે આ રીતે સ્ત્રીઓનો પરિચય કરવાનો રિવાજ ભારતમાં નહોતો. મુખ્ય સેનાપતિનો હેતુ અયોધ્યાનો નવાબ સમજી શક્યો નહિ; તે તો એમ સમજ્યો કે સેનાપતિ સાહેબ પોતાની બીબી નવાબને વેચવા માગે છે! નવાબને આ જાતનો સોદો પસંદ નહોતો. થોડા સમય પછી તેણે પોતાના નોકરોને કહ્યું, કે "બહુ થયું! હવે આ ઓરતને અહીંથી હટાવો."[૧૦]

### અયોધ્યાના નવાબ વજીર

પાછલાં અનેક પ્રકરણોમાં અંગ્રેજો તથા અયોધ્યાના સંબંધનો ઇતિહાસ આપવામાં આવ્યો છે; તેને ફરીથી અહીં સંક્ષિપ્તરૂપે આપવો અપ્રાસંગિક નહિ ગણાય. શરૂઆતમાં અયોધ્યાનું રાજ્ય એ વિશાળ મુગલસામ્રાજ્યનું એક અંગ હતું. અયોધ્યાના નવાબો દિલ્હીના મુગલ સમ્રાટના વંશપરંપરાગત વજીર ગણાતા આવતા હતા. ધીરે ધીરે મુગલસામ્રાજ્યની નિર્બળતાના અંતિમ દિવસોમાં અયોધ્યાના નવાબો આ મુગલસામ્રાજ્યથી સ્વતંત્ર થવા લાગ્યા.

### કંપની અને નવાબ વજીરનો સંબંધ

અયોધ્યાનો કંપની સાથેનો સંબંધ ઈ. સ. ૧૭૬૪થી શરૂ થયો. શરૂઆતમાં પોતાની સલ્તનતનું સંરક્ષણ કરવા માટે સલ્તનતની અંદર જ કંપનીની સેના રાખવાની સલાહ અયોધ્યાના નવાબને આપવામાં આવી. આ સેનાના ખરચ પેટે નવાબ પાસેથી વાર્ષિક સોળ લાખ રૂપિયા કંપની લેવા લાગી. ધીરે ધીરે આ સહાયકારી સેનાની સંખ્યામાં વધારો થવા લાગ્યો;

૧૦ *The Life and Opinions of General Sir Charles James Napier, G. C. B.*,—by Lieutenant-General Sir W. Napier, K. C B, 2nd Edition 1857, vol. iv, p. 296.

**અયોધ્યાના અસહાય નવાબો**

એક તરફથી જ્યારે અયોધ્યાના રાજકારભારમાં પગલે પગલે હસ્તક્ષેપ કરવામાં આવતો હતો, ત્યારે બીજી તરફથી અયોધ્યાના નવાબને દિલ્હીના દરબારથી અલગ કરવાની કોશિશો ચાલતી હતી. અયોધ્યાના રાજાઓ દિલ્હીથી સંપૂર્ણ સ્વતંત્ર બને એની અંગ્રેજ કંપનીના પ્રતિનિધિઓને ખાસ ચિંતા હતી! આ ચિંતા એટલી હદ સુધી હતી કે માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સે અયોધ્યના 'નવાબ વજીર 'ને ' અયોધ્યાના બાદશાહ 'ની ઉપાધિ આપી હતી, અને ત્યાર પછીથી અયોધ્યાના નવાબ માટે આ જ ઉપાધિ વાપરવામાં આવતી હતી. પણ જેમ જેમ મુગલસમ્રાટથી અયોધ્યાના નવાબ સ્વતંત્ર થતા ગયા તેમ તેમ અંગ્રેજ કંપની ઉપરની તેમની પરાધીનતા પણ વધતી ગઈ. એટલે સુધી કે અયોધ્યાના અદૂરદર્શી રાજાઓ કંપનીની મૈત્રીમાં સપડાઈને થોડા જ દિવસોમાં પાંગળા બની ગયા.

**અયોધ્યાવાસીઓમાં અસંતોષ**

તમારો રાજ્યવહીવટ બરાબર ચાલતો નથી, તમારી પ્રજા અસંતુષ્ટ છે વગેરે આરોપો વારંવાર નવાબ ઉપર મૂકવામાં આવ્યા. ખરું જોતાં એ સમયે જે કંઈ કુપ્રબંધ અને અસંતોષ હતો તે તો અંગ્રેજોએ જ જાણીબૂઝીને પેદા કરેલો હતો. લોર્ડ હેસ્ટિંગ્સ લખે છે:—

> " ખરું જોતાં, પ્રજા સુખી થાય એવા પ્રકારનો વહીવટ ચલાવવાનો એક માત્ર સાચો અને સફળ ઉપાય એ જ હતો કે અંગ્રેજ રેસિડેન્ટને પાછો બોલાવી લેવો અને નવાબને તેના રાજ્યનાં વહીવટ ચલાવવા માટે સ્વતંત્રતા આપવી. ખરી રીતે આ ઇલાકાના અસંતોષનું બધું પાપ કંપનીને માથે છે." ૧૨

ઈ. સ. ૧૮૩૭માં નવાબની સાથે એક નવી સંધિ કરી, જેને પરિણામે નવાબને વળી વધારે જકડવામાં આવ્યો.

---

૧૨ " As a matter of fact, the true and effectual way of introduction of an administration which would render the people happy would have been to call British Resident back and to give the Nabob a free hand in the administration of his dominion. Thus the whole guilt of unrest in his territory rests on the head of the Company."—Charles Ball's *History of the Indian Mutiny*, vol. i, p. 162.

**નવાબ વાજીદઅલીશાહનું શાસન**

ઈ. સ. ૧૮૪૭માં નવાબ વાજીદઅલીશાહ ગાદીએ બેઠો. આ નવાબ નવજુવાન, ઉત્સાહી અને સમજુ હતો. તેણે અયોધ્યાના વહીવટમાં સુધારા કર્યા. અયોધ્યાની સલ્તનતનો ખરો રોગ કયો છે તે એ સારી પેઠે સમજી ગયો. જે અભાગી વાજીદઅલીશાહ ઉપર વિષયલોલુપતાના અસંખ્ય દ્વેષપૂર્ણ આરોપો મૂકવામાં આવ્યા તેણે ગાદીનશીન થતાં જ પોતાની રેઢેલી સેનાને ફરી વ્યવસ્થિત કરીને મજબૂત બનાવવાનો પ્રયત્ન સૌથી પ્રથમ કરવા માંડ્યો. સેના માટે તેણે અનેક નવા કડક નિયમો બનાવ્યા; તેણે પોતે ફોજની કવાયત લેવાનું શરૂ કર્યું.

**સેનાનું સંગઠન**

લખનૌ દરબારની બધી પલટનોને સૂર્યોદય થતા પહેલાં જ કવાયતના મેદાનમાં હાજર થઈ જવું પડતું. નવાબ વાજીદઅલીશાહ પોતે પણ સૂર્યોદય પહેલાં જ સેનાપતિનો પોશાક પહેરીને અને ઘોડા પર સવાર થઈને કવાયતના મેદાનમાં હાજર થતો. જો કોઈ પલટનને આવતાં વિલંબ થતો તો તેનો બે હજાર રૂપિયા દંડ થતો. ઇતિહાસલેખક મેટકાફ લખે છે કે નવાબ પોતે પણ પોતાના નિયમોને એટલો ચુસ્તપણે વળગી રહેતો કે કોઈ કારણસર તેને પોતાને વિલંબ લાગતો તો તે પણ બે હજારનો દંડ ભરી દેતાં અચકાતો નહિ.[13] પણ સામાન્યતઃ વાજીદઅલીશાહને કદી વિલંબ થતો જ નહિ બપોર સુધી બધી પલટનોની કવાયત ચાલતી અને આ બધો વખત નવાબ ત્યાં હાજર જ રહેતો.

**વાજીદઅલીશાહ ઉપર જબરદસ્તી**

નવાબની આ બધી બાબતો કંપનીના પ્રતિનિધિઓ કેમ સાખી શકે? અનેક રીતે દબાવીને નવાબને આ કાર્યમાંથી પરાવૃત્ત કરવામાં આવ્યો, અને આખરે લાચાર થઈને કવાયતના મેદાનમા જવાનુ તેણે બંધ કર્યું.

**અયોધ્યાની ધરતી**

ત્યાર પછી ડેલહાઉઝીનું શાસન શરૂ થયું. અયોધ્યાની લીલીછમ ધરતીનું પ્રલોભન તેને માટે નાનુંસૂનુ નહોતું પાર્લામેંટના અહેવાલોમાં અયોધ્યાના સંબંધમાં લખેલું છે, કે—

"આ સુંદર ભૂમિની નીચે ૨૦ ફીટ કે કેટલીક જગાએ તો ૧૦

13. Native Narrative of the mutiny, by Met Calf, p. 32-33

ફીટ ઉપર જ પાણી ભરેલું છે. આ પ્રદેશ અત્યંત મનોરમ અને વૈભવપૂર્ણ છે. તેમાં લાંબા અને ઊંચા વાંસનાં જંગલોનાં જંગલો આવેલાં છે. મેદાનમાં આંબાનાં વૃક્ષોની શીતળ છાયા છે. ખેતરો પાકથી ભરપૂર છે. ખુદ પ્રકૃતિએ જ ત્યાંની ભૂમિને અત્યંત સુંદર બનાવી છે. ઉપરાંત આંબલીનાં વૃક્ષોની ગાઢ છાયા, સંતરાંના બગીચાઓની સુગંધ, અંજીરનાં વૃક્ષોનો ઘાટો રંગ અને ફૂલોના પરાગની સુંદર ને વ્યાપક સુગંધ ત્યાંના દશ્યને વિશેષ મનોહર બનાવે છે અને ત્યાંના વૈભવમાં વધારો કરે છે."

ડેલહાઉઝીનો લોભ

બેશક અયોધ્યાનો ધનવૈભવ તે વખતે કલ્પનાતીત હતો. આથી જ આ પ્રલોભનને જીતવાનું ડેલહાઉઝી માટે અસંભવિત બન્યું. પરંતુ નાગપુર, સાતારા કે ઝાંસી માટે જે બહાનું મળ્યું એટલું બહાનું પણ અયોધ્યાને માટે મળી શક્યું નહિ. અયોધ્યાના નવાબોએ સદા અંગ્રેજોને મદદ કરી હતી. સદા તેઓએ સંધિનું ઈમાનદારીથી પાલન કર્યું હતું. વાજીદઅલીશાહ પોતાના પૂર્વાધિકારીનો ઔરસ પુત્ર હતો, અને તેના પોતાના ય અનેક પુત્રો લખનૌમાં હતા; છતાં પણ લોર્ડ ડેલહાઉઝીએ ઈ. સ. ૧૮૫૬માં પોતાનો નિશ્ચય જાહેર કર્યો કે અયોધ્યાની સત્તનત કંપનીના રાજ્યમાં જોડી દેવામાં આવશે. કારણ એ બતાવવામાં આવ્યું કે નવાબ પોતાના કારભારમાં યોગ્ય સુધારા કરતો નથી, અથવા કરવા માટે અયોગ્ય છે!

બેશક ડેલહાઉઝીનું આ કાર્ય ઈ. સ. ૧૮૦૧ તથા ૧૮૩૭ની સંધિનું સ્પષ્ટ ઉલંઘન હતું.

અયોધ્યાનું રાજ્ય ખાલસા કર્યું

લોર્ડ ડેલહાઉઝીની આજ્ઞાથી લખનૌનો રેસિડેન્ટ ઔટ્રામ મહેલમાં વાજીદઅલીશાહને મળવા ગયો. તેણે નવાબ સમક્ષ એક પત્ર રજૂ કર્યો, જેમાં લખ્યું હતું કે હું રાજીખુશીથી મારી સલ્તનત કંપનીને સોંપી દેવા તૈયાર છું. નવાબે પત્ર વાંચીને સહી કરવાની સ્પષ્ટ ના કહી. લાંચરુશવતો અને ધમકીઓના જોરે સહી કરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. આમ ને આમ ત્રણ દિવસો વીતી ગયા; છતાં પણ સહી કરવા માટે વાજીદઅલીશાહ તૈયાર થયો નહિ. આથી બધી સંધિઓને ધૂળભેગી કરીને કંપનીની સહાયકારી સેનાએ લખનૌના રાજમહેલમાં પ્રવેશ કર્યો. કંપનીના રિવાજ પ્રમાણે મહેલો લૂંટવામાં આવ્યા, બેગમોનું અપમાન કરવામાં આવ્યું, વાજીદઅલીશાહને

કેદ કરીને કલકત્તા મોકલી દેવામાં આવ્યો. અને આખું અયોધ્યા ખાલસા કરીને કંપનીના રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું.

**વાજીદઅલીશાહ ઉપર ખોટાં કલંકો**

આ જ સમયમાં વાજીદઅલીશાહનું શાસન તથા તેના ચારિત્ર્યને કલંકિત કરનારાં પુસ્તકો લખાવવામા આવ્યાં. આમાંનું એક પ્રસિદ્ધ પુસ્તક લોર્ડ ડેલહાઉઝીના જીવનચરિત્રના લેખક આર્નોલ્ડે લખેલું છે. આપણે આ રદ્દી પુસ્તકો તથા તેમાં મૂકવામાં- આવેલા આક્ષેપોની ચર્ચા કરવાનુ અહીં પ્રયોજન નથી. સર જોન કેના શબ્દોમાં બોલીએ તો જે દેશી રાજાનું રાજ્ય છીનવી લેવામાં આવતું હતું તેને સામાન્ય જનતાની દૃષ્ટિમાં હલકો પાડવા માટે તેના ચારિત્ર્ય ઉપર અનેક જૂઠાં આળ ચડાવવાં એ તો કંપનીની એક સામાન્ય નીતિ હતી. પણ દુર્ભાગ્યે આર્નોલ્ડ જેવાનાં પુસ્તકોને આધારે અનેક નવલકથાઓ રચવામાં આવી છે. વાજીદઅલીશાહનાં કલ્પિત પાપો એક ઇતિહાસમાંથી બીજા ઇતિહાસમાં લેવામાં આવ્યાં છે અને આજ સુધી વાજીદઅલીશાહના અસંખ્ય દેશનિવાસીઓ પણ આ ગંદા આક્ષેપોને સાચા માનતા આવ્યા છે.

**વાજીદઅલીશાહનું ચારિત્ર્ય**

અમે એમ કહેવા માગતા જ નથી કે વાજીદઅલીશાહના જીવનમાં એશઆરામ કે વિલાસ બિલકુલ હતો જ નહિ, અથવા તો એમ પણ અમારો કહેવાનો અર્થ નથી કે તેનું વ્યક્તિગત ચારિત્ર્ય આદર્શરૂપ હતું; પરંતુ અમે તો કેવળ એ ભારતીય નરેશને ન્યાય આપવાની ખાતર તથા સત્ય તારવી કાઢવા ખાતર નીચેની બાબતોનું પ્રતિપાદન કરીએ છીએ:—

(૧) જ્યારથી અંગ્રેજ ગવર્નર જનરલે વાજીદઅલીશાહને પોતાની ફોજને કવાયત કરાવવામાંથી જબરદસ્તીથી રોકી દીધો ત્યારથી જ નવાબ ભોગવિલાસી બન્યો. એ જમાનાની પણ નવાબની વિલાસિતા સંબંધે જે જે વાતો કહેવામા આવે છે, તેમાંની ૯૦ ટકા જેટલી હકીકતો તો કેવળ કલ્પિત અને જૂઠી છે. અને દુનિયાના ૯૦ ટકા રાજાઓના જીવનમાં જે વિલાસિતા જોવામાં આવે છે તે કરતાં વિશેષ સત્યનો અંશ નવાબની વિલાસિતામાં જોવામાં આવતો નથી. વળી કલાઈવ કે વોરન હેસ્ટિંગ્સ જેવા અનેક ગવર્નર જનરલોના જીવનમાં તો આ વિલાસિતા નવાબના કરતાં વધારે પતિત અને અસભ્ય રૂપમાં નજરે પડતી હતી. વળી અંગ્રેજોનો આ હસ્તક્ષેપ થયો એ પહેલાંનું વાજીદઅલીશાહનું જીવન એક રાજાની દૃષ્ટિએ

અસાધારણ સંયમવાળું હતું.

(૨) શુજાઉદ્દૌલા પછી વાજીદઅલીશાહ જ એવો બીજો અયોધ્યાનો નવાબ હતો કે જેણે પોતાની સલ્તનતને અંગ્રેજોના પ્રભાવમાંથી મુક્ત કરવાનો વિચાર કર્યો અને આ જ તેની આપત્તિઓ તથા દુઃખ કષ્ટોનું મૂળ કારણ હતું.

(૩) ઈ. સ. ૧૮૫૭ના વિપ્લવે પૂરી રીતે સાબિત કરી આપ્યું કે વાજીદઅલીશાહ પોતાની હિંદુ તેમ જ મુસલમાન પ્રજામાં અત્યંત પ્રિય હતો, અને અયોધ્યાના રાજ્યવહીવટમાં અંગ્રેજોએ કરેલો હસ્તક્ષેપ કોઈ રીતે અયોધ્યાનિવાસીઓને ગમતો નહોતો.

### તાલુકદારો ઉપર જુલમ

અયોધ્યાના નવાબોના હાથ નીચે મોટા ભાગના જમીનદારો તથા તાલુકદારો હિંદુઓ હતા. કંપનીની સત્તા જામતાં જ આમાંના ઘણાની જમીનો છીનવી લેવા માટી તેમના ગામો જપ્ત કરવા માંડયા. સર જોન કે લખે છે કે આ પ્રાચીન વંશપરંપરાના જમીનદારોને ઘોર અન્યાય (a cruel wrong) કરવામા આવ્યો હતો. આખા અયોધ્યામા જે જબરદસ્તી અને બરબાદી શરૂ કરવામા આવી તેનું પરિણામ ઈ. સ ૧૮૫૭ના વિપ્લવમા દેખાયું

અયોધ્યાના નવાબને અને તેની પ્રજાને જે આ જબરદસ્ત અન્યાય લોર્ડ ડેલહાઉઝીએ કર્યો તેની યોગ્યતાનો મોટા ભાગના અંગ્રેજ ઇતિહાસલેખકોએ અત્યંત સ્પષ્ટ શબ્દોમા સ્વીકાર કર્યો છે

### ઇનામ કમિશન

ભારતની બાકીની નાની મોટી જાગીરો માટે લોર્ડ ડેલહાઉઝીએ એક તપાસમિતિ નીમી, જેને ઇનામ કમિશનના નામથી ઓળખવામાં આવે છે. આ સમિતિએ આખા હિંદુસ્તાનની લગભગ ૩૫ હજાર જેટલી જાગીરોની તપાસ કરી અને દસ વરસની અવધિમા આમાની આશરે ૨૧ હજાર જાગીરો જપ્ત કરીને કંપનીના રાજ્યમાં ભેળવી લીધી

ત્યાર પછી ૨૩ વરસે થયેલ બીજું અફઘાનયુદ્ધ ને ૩૦ વર્ષ પછીના ત્રીજા બરમાયુદ્ધની પહેલા કોઈ મુલક બ્રિટિશ ભારતમાં ઉમેરાયો નહિ ખરી રીતે લોર્ડ ડેલહાઉઝીના અંતિમ દિવસોમાં "કંપનીના રાજ્યની સીમાઓ એટલી હદ સુધી વધી ગઈ કે જ્યાથી નિકટવર્તી મહાન આપત્તિની ઝાંખી દૂરદર્શી લોકોને થવા લાગી અને આ આપત્તિ આવ્યા પછી તરત જ કંપનીની આ અપહરણનીતિમાં એક જબરદસ્ત પરિવર્તન થઈ ગયું




ई० स० १८५६

डेलहाउसीनी कारकिर्दीनो अंत : विप्लव पहेलांनी परिस्थिति बतावतो नकशो. डेलहाउसीनी खालसानीतिने परिणामे शीखोनुं राज्य खतम थाय छे अने पंजाब प्रांत तैयार थाय छे. संयुक्त प्रांतो पण तैयार थाय छे. मध्यप्रांतो पण तैयार थाय छे. आखा हिंदुस्थाननी स्वतंत्र रियासतोनो अंत आवे छे.

માંડીને ડેલહાઉઝીના સમય સુધીમાં કંપનીના પ્રતિનિધિઓએ પોતે આપેલાં ગંભીર વચનો અને સંધિપત્રોની બિલકુલ પરવા ન કરતાં ભારતનાં અગણિત ગાજકુળોને કઈ રીતે પદદલિત કર્યાં અને તેમનાં રાજ્યો એક પછી એક કઈ રીતે કંપનીના રાજ્યમાં ભેળવી લીધાં, દેશના પ્રાચીન ઉદ્યોગધંધાનો નાશ કરીને કઈ રીતે ભારતના લાખો કારીગરોની આજીવિકા છીનવી લીધી, અસહાય બેગમો ને રાણીઓના મહેલોમાં ઘૂસીને કઈ રીતે તેમને લૂંટી લીધી તથા અપમાન કર્યું, જમીનદારોની જમીનદારીઓ જપ્ત કરીને કઈ રીતે અસંખ્ય પ્રાચીન કુટુંબોનો નાશ કર્યો, તેમ જ ગોરખપુર તથા બનારસની જેમ કઈ રીતે લાખો ભારતીય કિસાનોને તેમની વંશપરંપરા ચાલતી આવતી જમીનો પડાવી ઘરબાર વગરના બનાવી મૂક્યા, એ બધી આપત્તોની શોકજનક કહાણી પાછલાં પ્રકરણોમાં આપવામાં આવી છે. બેશક આ બધાં કારણોને લીધે ભારતીય રાજાઓ તથા ભારતીય પ્રજા બંનેના દિલમાં અંગ્રેજોની વિરુદ્ધ અસંતોષની આગ ભભૂકતી હતી. ઈ. સ. ૧૭૮૦ના અરસામાં પૂના દરબારના મુખ્ય મંત્રી નાના ફડનવીસ તથા મ્હૈસૂરના ધણી હૈદરઅલી બંનેએ મળીને દિલ્હીસમ્રાટ તથા બીજા ભારતીય રાજાઓને પોતાના પક્ષમાં લઈને ભારતમાંથી અંગ્રેજોને હાંકી મૂકવા માટે જે પ્રયત્ન કર્યો એ આ જ અસંતોષના અગ્નિનું એક રૂપ હતું, અને ભાવિ સત્તાવનના વિપ્લવની આગાહી હતી. ઈ. સ. ૧૮૦૬નો વિદ્રોહ પણ આ જ વ્યાપક અસંતોષાગ્નિનું એક નાનું સ્વરૂપ હતું.

**રાજવંશો સાથેનું ડેલહાઉઝીનું વર્તન**

ત્યાર પછી ડેલહાઉઝીનો શાસનકાળ આવ્યો. ડેલહાઉઝીના સમયમાં કંપની તથા ઈંગ્લાંડના નીતિજ્ઞોની સામ્રાજ્યપિપાસા છેલ્લી હદે પહોંચી ડેલહાઉઝીએ મહારાજા રણજીતસિંહની સાથે કરેલી સંધિની અવગણના કરીને પંજાબ ઉપર હુમલો કર્યો, લાહોર દરબારમાં કુસંપ ઉત્પન્ન કર્યો, દુલીપસિંહ તથા તેની માતા મહારાણી ઝિંદાંને પંજાબ તથા ભારત બંનેમાંથી દેશવટો આપ્યો, અને પંજાબનો ફળદ્રુપ પ્રાંત કંપનીના મુલક સાથે જોડી દીધો. ડેલહાઉઝીએ નિર્દોષ બ્રમ્હા સાથે યુદ્ધ કરીને પેગૂ પ્રાંત પડાવી લીધો ને કંપનીના મુલકમાં ભેળવી લીધો. ભારતીય રાજાઓમાં દત્તક લેવાની પ્રાચીન પ્રથાનો તિરસ્કાર કરીને ડેલહાઉઝીએ સાતારા, ઝાંસી, નાગપુર વગેરે અનેક રિયાસતોનો અંત આણીને અંગ્રેજી રાજ્યમાં લઈ લીધી. નવાબના 'કુશાસન'ને બહાને ઈ. સ. ૧૮૫૬માં અયોધ્યાની ધનધાન્યથી પરિપૂર્ણ

સલ્તનત કંપનીએ કબજે કરી લીધી અને નવાબ વાજીદઅલીશાહને કેદ કરી કલકત્તા મોકલી દીધો; અને અંતે ભારતના સેંકડો નાના પ્રાચીન તાલુકદારો તથા જમીનદારોની વંશપરંપરાથી ચાલી આવતી જાગીરો છીનવી લઈ તેમને કંગાલ બનાવી દીધા.

**સામાન્ય જનતા પ્રત્યેનું અંગ્રેજોનું વર્તન**

આ બધો વ્યવહાર તો ભારતીય રાજાઓ તથા સરદારો સાથેનો હતો. પણ સાધારણ પ્રજા પ્રત્યેનો તેમનો વ્યવહાર પણ દિવસે દિવસે વધારે ને વધારે ધૃષ્ટ તથા અસહ્ય થતો જતો હતો. સ્થળે સ્થળે અંગ્રેજ અમલદારો પોતાની પડખેથી ઘોડા ઉપર સવાર થઈને પસાર થતા કોઈ પણ હિંદીને ઘોડેથી ઊતરીને પગપાળો ચાલવા માટે ફરજ પાડતા હતા. તેમના સામાજિક તથા ધાર્મિક રિવાજોની પણ પરવા કરવામા આવતી નહોતી.

**સહરાણપુરની અંગ્રેજી ઇસ્પિતાલ**

લૉર્ડ ડેલહાઉઝીના સમયમાં સહરાણપુરમા એક નવી ઇસ્પિતાલ ખોલવામાં આવી જેમાં દરેક ધર્મનાં પુરુષ તથા સ્ત્રીઓને આવવાની રજા આપવામા આવી. સહરાણપુરના અગ્રેજ અમલદારોએ જાહેર કર્યું કે દરેક જાતના રોગી પુરુષ કે સ્ત્રીઓ, અને પરદાનશીન સ્ત્રીઓ પણ દવા લેવા માટે આ ઇસ્પિતાલમાં આવી શકશે, અને કોઈ દેશી હકીમ કે વૈદ્યે કોઈ રોગોની દવા કરવી નહિ, તેમ જ બીજો કોઈ ઇલાજ પણ કરવો નહિ.

**અંગ્રેજોના અયોગ્ય વ્યવહારના દાખલા**

આ જાહેરાતની પ્રસિદ્ધિ થતાં સહરાણપુરની જનતામાં ખળભળાટ થઈ ગયો. લોકો એટલા બધા ઉશ્કેરાઈ ગયા કે અમલદારોને પોતાની જાહેરાત પાછી ખેંચી લેવી પડી.[1] આ જાતના અનુચિત વ્યવહારનાં બીજાં પણ અનેક ઉદાહરણો આપી શકાય.

ઝ્યાં વિપ્લવનાં પાંચ મુખ્ય કારણો ગણાવી શકાય:—

(૧) દિલ્હીસમ્રાટ સાથેનો અંગ્રેજોનો અનુચિત વ્યવહાર
(૨) અયોધ્યાનો નવાબ તથા તેની પ્રજા પરનો જુલમ
(૩) ડેલહાઉઝીની અપહરણનીતિ
(૪) છેલ્લા પેશવા બાજીરાવના દત્તક પુત્ર નાનાસાહેબને કરેલો અન્યાય
(૫) ભારતવાસીઓને ઈસાઈ બનાવવાની ઇચ્છા તથા ભારતીય સેનામાં ઈસાઈ મતપ્રચાર.

1 *Narrative of the Indian Revolt*, p. 359.

આમાંના દરેક કારણને થોડું થોડું સમજાવવાની આવશ્યકતા છે.

દિલ્હીસમ્રાટ અને અંગ્રેજો

ઈ. સ. ૧૭૫૯થી ૧૮૦૬ સુધી દિલ્હીના તખ્ત ઉપર સમ્રાટ શાહઆલમ હતો. તેના જીવતા સુધી ભારતમાં વસતા અંગ્રેજો પોતાને દિલ્હીસમ્રાટની પ્રજા ગણતા હતા. સમ્રાટનાં ફરમાનો દ્વારા જ અંગ્રેજ કંપનીને પોતાની વ્યાપારી કોઠીઓ નાખવા માટે કલકત્તા, મદ્રાસ, સૂરત વગેરે જગાએ જાગીરો મળી. આ જાગીરો માટે અંગ્રેજો દિલ્હી દરબારને રીતસર ખંડણી ભરતા હતા, ને ગવર્નર જનરલથી માંડીને નાનામાં નાનો કોઈ પણ અંગ્રેજ અમલદાર જ્યારે બાદશાહની મુલાકાતે જતો ત્યારે તે બીજા દરબારીઓની જેમ જ તેની અદબ રાખતો, સમ્રાટને નજરાણું ધરતો અને પોતાના સ્થાને અદબથી ઊભો રહેતો. દરેક ગવર્નર જનરલના સિક્કામાં "દિલ્હીકે બાદશાહકા ફિદવી ખાસ (એટલે કે ખાસ નોકર) આવા શબ્દો કોતરેલા હતા. શાહઆલમે ઈ. સ. ૧૭૬૫માં પ્રથમ ક્લાઈવને બંગાળા તથા બિહારની દીવાની આપી.

શાહઆલમ અને માધોજી સિંધિયા

ત્યાર પછી દિલ્હી દરબારમાં પ્રપંચ અને ગૃહકલહ વધવા લાગ્યાં; દિલ્હીસમ્રાટનું બળ ઘટતું ગયું અને અંગ્રેજ કંપનીનું બળ વધતું ગયું. માધોજી સિંધિયાએ દિલ્હી પર ચડાઈ કરીને ભારતસમ્રાટના બળને ફરી થોડુંઘણું સ્થાપ્યું, અને બાદશાહ, તેની રાજધાની તથા આજુબાજુના પ્રદેશનું રક્ષણ કરવાનો ભાર પોતાને માથે લઈ લીધો. સમ્રાટ શાહઆલમની લખેલી એક ફારસી કવિતા હજુ પણ પ્રચલિત છે, જેમાં બાદશાહે માધોજી સિંધિયાને પોતાનો 'ફર્ઝંદ જિગરબંદે મન' કહ્યો છે, અને અંતઃકરણપૂર્વક તેની પ્રશંસા કરી છે. [૨] ભારતમાં પોતાની સત્તા જમાવવા માટે કંપનીને મરાઠાઓની વધતી જતી સત્તાને કચડી નાખવાની જરૂર જણાઈ. આ કાળ બીજા મરાઠાયુદ્ધનો હતો.

જનરલ લેકનું કબૂલાતનામું

જનરલ લેકે પોતાના હસ્તાક્ષરવાળું એક કબૂલાતનામું લખીને સમ્રાટ શાહઆલમ સમક્ષ રજૂ કર્યું, જેમાં કંપનીએ શાહઆલમને ખાતરી આપી કે અમે આખા દેશ ઉપર આપનું પ્રાચીન આધિપત્ય ફરી સ્થાપશું, વગેરે.

२ माधोजी सिंधिया फरजन्द जिगरबन्दे मन,
हस्त मसरूफ तलाफीए सितमगारि-ए-मा ।

અભાગી, નિર્બળ અને અદૂરદર્શી શાહઆલમ ફરી અંગ્રેજોની નાતોમા ફસાયો, શાહઆલમની જ મદદથી ઈ સ ૧૮૦૪મા અંગ્રેજોએ મરાઠાને દિલ્હીમાથી કાઢ્યા, પોતે સમ્રાટની વફાદાર અને આજ્ઞાધારક પ્રજા છે એમ જાહેર કર્યુ, સમ્રાટના પોતાના ખર્ચ માટે વાર્ષિક બાર લાખ રૂપિયાની વ્યવસ્થા કરી અને રાજધાનીનુ રક્ષણ કરવાનો ભાર પોતાને માથે ઉપાડી લીધો મરાઠાઓ તથા અફઘાનોનુ જોર તેમ જ પોતાની નિર્બળતાને કારણે દિલ્હીસમ્રાટનુ દેશવ્યાપી માન જાળવી રાખવુ જરૂરી છે એમ તે સમય સુધી અંગ્રેજો માનતા હતા

**લૉર્ડ વેલેસ્લીની યોજના**

૧ લુ લૉર્ડ વેલેસ્લીએ જ્યારે શાહઆલમ તથા તેના દરબારને દિલ્હીના લાલ કિલ્લામાથી ખસેડીને મુંગેરના કિલ્લામા રાખવાની તજવીજ કરી, ત્યારે જ પહેલી વાર અંગ્રેજોના હેતુ સબંધે ભારતસમ્રાટ તથા તેના હિતચિંતકોના મનમા સદેહ ઉત્પન્ન થયો લખે છે કે વેલેસ્લીની આ યોજના સાભળીને વૃદ્ધ બાદશાહ અત્યત ક્રોધે ભરાયો ને લૉર્ડ વેલેસ્લીને પોતાની યોજના પાછી ખેચી લેવામા ડહાપણ જણાયુ પણ આ સમયથી અનેક દિલ્હી નિવાસીઓના મન અંગ્રેજો પ્રત્યે સાશક બની ગયા દિલ્હીના ૧૮૫૭ના વિપ્લવનુ એક રીતે આ બીજારોપણ હતુ ત્યાર પછી ઈ સ ૧૮૦૬મા શાહઆલમ મરણ પામ્યો

**સમ્રાટ અકબરશાહ**

શાહઆલમ પછી અકબરશાહ દિલ્હીના તખ્ત ઉપર બેઠો આ પૂર્વે દિલ્હીમા કપનીના રેસિડેન્ટ તરીકે સીટન કામ કરતો હતો સીટન જ્યારે જ્યારે દરબારમા હાજર થતો ત્યારે ત્યારે નીચના દરજ્જાના એક ભારતીય અમીરની માફક સમ્રાટની સામે રીતસર 'તસલીમ કોરનિશ અને મુજરો' કરતો અને સમ્રાટના વશના નાનામા નાના માણસનુ પણ યથોચિત માન સાચવતો પણ સીટન પછી ચાર્લ્સ મેટકાફ રેસિડેન્ટ તરીકે નિમાયો પોતાના માલિકની આજ્ઞાથી મેટકાફે બાદશાહ પ્રત્યેનું પોતાનું વર્તન તરત જ બદલી નાખ્યુ અને સમ્રાટ તથા તેના દરબારનુ અપમાન થાય એવી અનેક હકીકતો ઊભી કરવાનુ શરૂ કર્યુ અંગ્રેજો પ્રત્યેનો તિરસ્કાર આ બનાવથી વળી વધવા લાગ્યો દિલ્હીના લોકોમા અંગ્રેજો પ્રત્યે અસતોષ ફેલાવાનુ આ બીજુ કારણ હતુ

સમ્રાટ અકબરશાહે મિરજા સલીમ નામના પોતાના એક પુત્રને યુવ-

રાજ બનાવવાનો વિચાર કર્યો. આ પુત્રને મિરજા જહાંગીર પણ કહેતા હતા. કહેવાય છે કે મિરજા સલીમ અંગ્રેજો પ્રત્યે તિરસ્કાર દર્શાવતો હતો. અંગ્રેજોએ કોઈક બહાને મિરજા સલીમને અલાહાબાદ મોકલીને ત્યાંના કિલ્લામાં નજરકેદ કરી લીધો. બાદશાહના દરબારની શક્તિ અનેક આંતરિક કારણોને લીધે પહેલેથી જ ઘટવા લાગી હતી. આ બનાવ પછી બાદશાહે મિરજા નીલી નામના પોતાના એક બીજા પુત્રને યુવરાજ બનાવવાનું ધાર્યું. અંગ્રેજોએ એનો પણ વિરોધ કર્યો. ઈ. સ. ૧૮૩૭માં અકબરશાહનું મરણ થયું અને આખરે સમ્રાટ બહાદુરશાહ પોતાના પિતાના સિંહાસન બેઠો.

### રાજા રામમોહનરાય

જનરલ લેકે સમ્રાટ શાહઆલમને જે કબૂલાતનામું લખી આપ્યું હતું તેનું હજી પૂરું પાલન થયું નહોતું. સમ્રાટ અકબરશાહે આ કબૂલાત નામાની શરતો પૂરી કરાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેને પણ સફળતા ન મળી. આથી અકબરશાહે રાજા રામમોહનરાયને પોતાનો વકીલ બનાવીને ઈંગ્લાંડ મોકલ્યો. ત્યાં પણ રાજા રામમોહનરાયને કોઈએ દાદ આપી નહિ, અને ઈંગ્લાંડના શાસકોએ પણ કંપનીના સહીસીક્કાવાળા કબૂલાતનામાને એક રદ્દી કાગળ સમજીને કચરાની ટોપલીમાં પધરાવવા જેટલી જ તેની કિંમત આંકી. આ સમાચાર જ્યારે દિલ્હી પહોંચ્યા ત્યારે અંગ્રેજોની હયાતી દરમિયાન દિલ્હીનો બાદશાહ તથા તેના કુટુંબનું ભવિષ્ય કેવું થશે એ સંબંધમાં લોકોને ભારે સંદેહ પેદા થયો.

### સમ્રાટ બહાદુરશાહ અને અંગ્રેજો

સમ્રાટ બહાદુરશાહે પણ આ કબૂલાતનામાની એક કલમ મુજબ પોતાના ખર્ચની રકમમાં વધારો કરાવવાનો પ્રયત્ન કર્યો. દરમયાન દિલ્હી તથા તેની આસપાસનો મુલક કંપનીના સકંજામાં જકડાવા લાગ્યો હતો, અને થોડા સમય પૂર્વે જે બાદશાહ ભારતના સમસ્ત ખજાનાનો સ્વામી ગણાતો હતો તેને હવે પોતાના હજારો કુટુંબીઓ તથા આશ્રિતો સહિત અનેક આર્થિક મુશ્કેલીઓમાં પોતાના દિવસો દિલ્હીના કિલ્લામાં ગુજારવા પડતા હતા. સમ્રાટે જવાબ મળ્યો કે જો આપ આપના તથા આપના વંશજોના બાકીના બધા અધિકારો કંપનીને સોંપી દો તો ખર્ચની રકમમાં વધારો થશે. બહાદુરશાહે આ વાતનો સ્વીકાર ન કર્યો. દિલ્હીમાં અંગ્રેજો વિરુદ્ધ અસંતોષ વધવાનું આ ત્રીજું જબરદસ્ત કારણ હતું.

સમ્રાટ ને આપાતું નજરાણું બંધ કર્યું

દરેક ઈદ ઉપર, નવરોજના તહેવારે તથા બાદશાહની વર્ષગાંઠને દિવસે ગવર્નર જનરલ અને મુખ્ય સેનાપતિ બંને સમ્રાટના દરબારમાં હાજર થતા અને જાતે નજરાણું ધરતા, અથવા તો રેસિડેન્ટ દ્વારા બાદશાહને નજરાણું ધરતા. ઈ. સ. ૧૮૩૭માં જ્યારે બહાદુરશાહ તખ્તનશીન થયો ત્યારે પણ આ રીતે નજરાણું ધરવામાં આવ્યું હતું, પરંતુ ત્યાર પછી કેટલાંક વરસે જ્યારે લોર્ડ એલેનબરો ગવર્નર જનરલ થયો ત્યારે આ નજરાણું આપવાની પ્રથા બંધ કરવામાં આવી. અસંતોષનું આ ચોથું કારણ ગણાવી શકાય. આવા પ્રકારની અનેક વાતોમાં ડગલે ને પગલે અંગ્રેજોએ દિલ્હીના સમ્રાટનું અપમાન શરૂ કર્યું.

જવાંબખ્તને યુવરાજ બનાવવાનો પ્રશ્ન

ઈ. સ. ૧૮૩૯માં સમ્રાટ બહાદુરશાહના પુત્ર યુવરાજ દારાબખ્તનું મરણ થયું. તેના મરણ પછી બેગમ જિન્નતમહલના પુત્ર શાહજાદા જવાંબખ્તને બાદશાહ યુવરાજ નીમવા માગતો હતો. ઈ. સ. ૧૮૫૭માં સાબિત થયું કે બેગમ જિન્નતમહલની યોગ્યતા અને સંગઠનશક્તિ બંને અસાધારણ હતાં અને જવાંબખ્ત પણ આશાજનક યુવક હતો. અંગ્રેજો જિન્નતમહલ તથા તેનો પુત્ર બંનેની વિરુદ્ધ હતા. રેસિડેન્ટ તથા ગવર્નર જનરલ બંનેના પત્રો ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે કે તેઓ ભવિષ્યમાં ભારતના 'બાદશાહ'ની પદવીને જ ઉડાવી દેવા માગતા હતા. ગવર્નર જનરલે ખાનગી પ્રપંચ દ્વારા બહાદુરશાહના બીજા એક પુત્ર મિરજા ફખરુ પાસે એક પ્રતિજ્ઞાપત્ર લખાવી લીધું. આ પ્રતિજ્ઞાપત્રમાં એક શરત એ હતી કે જો પોતાને યુવરાજ બનાવવામાં આવે તો તખ્ત ઉપર બેસતાં જ પોતે દિલ્હીનો લાલ કિલ્લો છોડીને જ્યાં અંગ્રેજો કહેશે ત્યાં જઈને રહેશે. બહાદુરશાહને જ્યારે આ બાતમી મળી ત્યારે તેણે સખત વિરોધ ઉઠાવ્યો. છતાં કહેવાય છે કે બહાદુરશાહની ઇચ્છા વિરુદ્ધ મિરજા ફખરુને જ યુવરાજ તરીકે દિલ્હીમાં જાહેર કરવામાં આવ્યો. આ કાળે લોર્ડ ડેલહાઉઝીનો અમલ ચાલતો હતો. રાજધાનીમાં અંગ્રેજો પ્રત્યે ઊંડા અસંતોષ થવાનું આ પાંચમું કારણ હતું.

ઈ. સ. ૧૮૫૪માં મિરજા ફખરુનું મરણ થયું. રેસિડેન્ટ ટોમસ મેટકાફ બહાદુરશાહને મળવા માટે દરબારમાં ગયો. આ વખતે બહાદુરશાહને નવ પુત્રો હતા, જેમાં સૌથી વધારે કોઈ તરફથી આશા રાખી શકાય એવું કોઈ હોય તો તે શાહજાદા જવાંબખ્ત હતો. બહાદુરશાહે રેસિડેન્ટને એક

કાગળ આપ્યો તેમાં તેણે જવાંબખ્તને યુવરાજ બનાવવામાં આવે એવી ઇચ્છા વ્યક્ત કરી હતી. આ પત્રની સાથે જ એક બીજો પત્ર હતો, જેના ઉપર બાકીના આઠે શાહજાદાઓની સહીઓ હતી, જેમાં તેમણે કબૂલ કર્યું હતું કે જવાંબખ્તને યુવરાજ બનાવવામાં અમે રાજી છીએ, ને એ જ ઇચ્છીએ છીએ.

મિરજા કોયાશ કાવતરું

છતાં આમાંથી ફરી મિરજા કોયાશ નામના એક શાહજાદાને અંગ્રેજોએ ફોડયો. મિરજા કોયાશ પાસે ગવર્નર જનરલ ઉપર એક ગુપ્ત કાગળ લખાવવામાં આવ્યો. આ વખતે ગવર્નર જનરલે રેસિડેન્ટને લખ્યું:—

"સમ્રાટનાં ઉપર ઉપરનાં વૈભવ તથા ઐશ્વર્યનાં અનેક આભૂષણો તો ઊતરી ચૂકયાં છે, જેનાથી હવે પહેલાંના એ વૈભવની ચમક રહી નથી અને જે અધિકારો ઉપર તૈમૂરના કુળવાળાને ઘમંડ હતું એ બાદશાહના અધિકારો પણ એક પછી એક છીનવી લેવામાં આવ્યા છે. આથી હવે સમ્રાટ બહાદુરશાહનાં મૃત્યુ પછી માત્ર કલમના એક ગોદાથી જ 'બાદશાહ'ની ઉપાધિનો અંત લાવવો કઠિન નથી. ગવર્નર જનરલ તથા કમાંડર-ઇન-ચીફ જે નજરાણું બાદશાહને ધરતા હતા એ નજરાણું આપવાનું બંધ થયું છે. કંપનીના સિક્કાઓ બાદશાહના નામથી પાડવામા આવતા હતા તે પણ હવે બંધ કરવામાં આવ્યા છે. ગવર્નર જનરલની મહોરમાં પહેલાં 'બાદશાહકા ફિદવી ખાસ' ( બાદશાહનો ખાસ નોકર ) એ શબ્દો રહેતા હતા તે પણ કાઢી નાખવામાં આવ્યા છે, તેમ હિંદુસ્તાનના બીજા રાજાઓને પણ આવા પ્રકારના બાદશાહ પ્રત્યેના કોઈ શબ્દો વાપરવાની મનાઈ કરવામાં આવી છે. આ બધી હકીકતો પછી અંગ્રેજ સરકારે નિશ્ચય કરી લીધો છે કે આપણી સરકાર બાદશાહને અધીન છે એવું બતાવનારી એક પણ બાબત હવે બાકી રહેવી જોઈએ નહિ. આથી દિલ્હી 'બાદશાહ' ની ઉપાધિ એક એવી ઉપાધિ છે, જેને જારી રાખવી કે કેમ એ અંગ્રેજ સરકારની ઇચ્છા ઉપર નિર્ભર છે." [૩]

કોયાશ સાથેની શરતો

ગવર્નર જનરલે શાહજાદા જવાંબખ્તની સામે મિરજા કોયાશનો યુવરાજ તરીકે સ્વીકાર કર્યો. બાદશાહને આ હકીકતથી વાકેફ કરવામાં આવ્યો

૩ ખ્વાજા હસન નિઝામી 'દેહલીકી જાંકની.'

અને યુવરાજ મિરઝા કોયાશની સાથે ત્રણ શરતો નક્કી કરવામાં આવી: (૧) તમને 'બાદશાહ'ને બદલે કેવળ 'શાહજાદા' કહેવામાં આવશે; (૨) તમારે દિલ્હીનો લાલ કિલ્લો છોડવો પડશે; અને (૩) માસિક રૂપિયા એક લાખને બદલે માત્ર માસિક પંદર હજાર રૂપિયા આપવામાં આવશે.

આ સમાચાર મળતાં જ સમ્રાટ્ બહાદુરશાહ તથા દિલ્હીનિવાસીઓનાં દિલમાં ક્રોધાગ્નિ ભભૂકી ઊઠ્યો. આ છઠ્ઠું અને છેલ્લું કારણ હતું જેણે દિલ્હીના લોકોને વિપ્લવ માટે તૈયાર કરી દીધા, ને તેઓ કંપનીના પંજામાંથી દેશને આઝાદ બનાવવાના વિચારો તથા યોજનાઓ ઘડવા લાગ્યા. આ ઘટના ઈ. સ. ૧૮૫૬માં બની. તે પછીના બીજે જ વરસે ભારતના એક છેડાથી બીજા છેડા સુધી વિદ્રોહનો દાવાનળ ફાટી નીકળ્યો.

### અયોધ્યા ઉપર અત્યાચાર

અયોધ્યાનો નવાબ તથા અયોધ્યાની પ્રજાને કરવામાં આવેલો અન્યાય એ વિપ્લવનું બીજું મુખ્ય કારણ હતું. વિપ્લવની પહેલાં એક વરસે જ અયોધ્યાના રાજ્યને કશાય કારણ વગર ખાલસા કર્યાની હકીકત તથા નવાબ વાજીદઅલીશાહને કેદ કરીને કલકત્તા મોકલી દીધાની હકીકત પાછલા પ્રકરણમા આપી છે. કંપનીની સેનાએ કઈ રીતે જબરદસ્તીથી લખનૌ ઉપર કબજો કરી લીધો, ને કઈ રીતે મહેલોને લૂંટીને બેગમોનું અપમાન કરવામાં આવ્યું એ હકીકત પણ આપી દીધી છે. અયોધ્યાના મુસલમાન નવાબને તાબે ઘણા હિંદુ જમીનદારો અને તાલુકદારો હતા. આ અસંખ્ય જમીનદારો તથા તાલુકદારોની જાગીરો કોઈ કારણ વગર જ છીનવી લેવામા આવી, અને તેમને ઘેરઘેર બટકું રોટલો માગતા ભટકતા ભિખારી બનાવી મૂકવામા આવ્યા. ઇતિહાસલેખક કે લખે છે કે આ અન્યાયમાથી ઘણા ઓછા જૂના તાલુકદારો તથા જમીનદારો બચ્યા. ઇતિહાસ પરથી જણાય છે કે નવાબ વાજીદઅલીશાહ તથા તેના કુટુંબીજનોની આ વિપત્તિના સમાચાર સાભળતા અયોધ્યાનાં હજારો ગામડાંના લાખો કિસાનો કકળી ઊઠતા હતા, અને હજારો ગ્રામનિવાસીઓ પોતાના ગૃહવિહીન તાલુકદારો તથા જમીનદારોને જોઈને સહાનુભૂતિ પ્રગટ કરતા હતા. નવાબથી માંડીને નાનામાં નાના કિસાન સુધી બધા લોકોને પણ અંગ્રેજોના આ નવા અમલથી દુઃખ થતું હતું. કંપનીની ફોજના મોટા ભાગના હિંદી સિપાઈઓની ભરતી અયોધ્યામાંથી જ કરવામાં આવતી હતી; આથી અયોધ્યાનિવાસીઓને લોર્ડ ડેલહાઉઝીએ કરેલા આ અન્યાયથી આખો અયોધ્યા પ્રાંત તથા

કંપનીની ફોજ બંનેમાં ઊંડા અસંતોષનાં બીજ વવાયાં હતાં.

### ડેલહાઉઝીની અપહરણનીતિ

ડેલહાઉઝીની વ્યાપક અપહરણનીતિ એ ત્રીજું મુખ્ય કારણ હતું. સાતારા, પંજાબ, ઝાંસી, નાગપુર, પેગૂ, સિક્કિમ, સંબલપુર વગેરે એક પછી એક રિયાસતોને કેમ ખાલસા કરવામાં આવી તેની હકીકત પાછલાં પ્રકરણોમાં આપવામાં આવી છે આ ભારતીય રિયાસતોને કેવી રીતે કંપનીના રાજ્ય સાથે જોડી દેવામાં આવતી હતી અને તેમ કરવાનાં પરિણામો શાં આવતાં હતા એ સંબંધમાં મદ્રાસ કાઉન્સિલનો જોન સલીવાન નામનો એક સભ્ય લખે છે:—

"જ્યારે કોઈ દેશી રિયાસતને ખાલસા કરવામાં આવે છે ત્યારે ત્યાંના દેશી રાજાને દૂર કરીને તેની જગાએ એક અંગ્રેજને બેસાડવામાં આવે છે. આ અંગ્રેજ કમિશ્નર કહેવાય છે. ત્રણ કે ચાર ડઝન ખાનદાન દેશી દરબારીઓ તથા મંત્રીઓની જગાએ કમિશ્નરને સલાહ આપવા માટે ત્રણ કે ચાર સલાહકારો રાખવામાં આવે છે. દરેક દેશી રાજા જે હજારો સૈનિકોને પોષણ આપતો હતો તેને બદલે આપણી સેનાના થોડાક સો સિપાઈઓ રાખવામાં આવે છે. એ જૂનો નાનો દરબાર અસ્ત પામે છે, ત્યાંનો વેપાર મોળો પડી જાય છે, રાજધાની ભાંગવા માંડે છે, ને લોકો દરિદ્ર દશાને પામતા જાય છે. બદલામાં અંગ્રેજો ધનાઢ્ય થાય છે, જામી પડે છે અને વાદળાની માફક ગંગાના કિનારાનું ધન ચૂસીને ટેમ્સ નદીને કિનારે ઠાલવે છે." ૪

૪ "Upon the extermination of a Native state, an Englishman takes the place of the sovereign under the name of commissioner; three are four of his associates displace as many dozen of the native official aristocracy, while some hundreds of our troops take the place of the many thousands that every native chief supports. The little court disappears, trade languishes, the capital decays, the people are impoverished, the Englishman flourishes, and acts, like a sponge, drawing up riches from the banks of the Ganges, and squeezing them down upon the banks of the Thames."—*A plea for the Princes of India*, By John Sullivan, member of the Madras Council, p 67.

આ રિયાસતોને પડાવી લીધાનું વર્ણન આપતાં ઇતિહાસલેખક લડલો લખે છેઃ—

"બેશક, આ પરિસ્થિતિમાં જે રાજાઓની રિયાસતો અંગ્રેજી મુલકમાં ભેળવી લેવામાં આવી, તેમના પક્ષમાં ભળી જઈ ભારતવાસીઓ જો અંગ્રેજો વિરુદ્ધ ઉત્તેજિત ન થયા હોત તો તેઓમાં મનુષ્યત્વ રહ્યું નથી એમ જ કહેવાત. જરૂર, એક પણ સ્ત્રી એવી નહિ હોય જેને આપણે આ રિયાસતોના અપહરણથી શત્રુ બનાવી નહિ હોય; એક પણ બાળક એવું નહિ હોય જેને આપણાં આ કાર્યોને લીધે શરૂઆતથી જ ફિરંગી રાજ્યની વિરુદ્ધ ઘૃણાની કેળવણી મળી નહિ હોય." [૫]

અલબત્ત, ઈ. સ. ૧૮૫૭ સુધી ભારતવાસીઓમાં મનુષ્યત્વ હતું.

જે ઇનામ કમિશનને પરિણામે દસ વરસમાં ભારતની ૨૧ હજાર પ્રાચીન જાગીરો જપ્ત કરવામાં આવી અને સમસ્ત ભારતમાં આ જૂના વંશોનો નાશ કરવામાં આવ્યો, એ લોર્ડ ડેલહાઉઝીના ઇનામ કમિશનની હકીકત પણ પાછલા પ્રકરણમાં આવી ગઈ છે.

અંગ્રેજોનાં આ બધાં કાર્યોને પરિણામે દેશ આખામાં લાખો ભારતવાસીઓ દુઃખી અને હેરાન હેરાન થઈ ગયા હતા એ નિઃસંદેહ છે.

### નાનાસાહેબને અન્યાય

પેશવા બાજીરાવના દત્તક પુત્ર નાનાસાહેબને કરવામાં આવેલો અન્યાય એ ચોથું કારણ હતું. ઈ. સ. ૧૮૫૧માં છેલ્લા બાજીરાવ પેશવાનું મૃત્યુ થયું. બાજીરાવને રાજ્યના બદલામા ઈ. સ. ૧૮૧૮માં તેના કુટુંબીઓના તથા આશ્રિતોના પોષણ માટે વાર્ષિક આઠ લાખ રૂપિયા આપવાનું કંપનીએ વચન આપ્યું હતું. ઈ. સ. ૧૮૨૭માં બાજીરાવે નાનાસાહેબને દત્તક લીધો. આ સમયે નાનાની ઉંમર ત્રણ વરસની હતી. કાનપુરની પાસે આવેલા બિઠૂરમાં પેશવા સાથે આ સમયે લગભગ આઠ હજાર સ્ત્રી, પુરુષ અને બાળકો

૫ "Surely, the natives of India must be less than men if their feelings could not be moved under such circumstances in favour of the victims of annexation, and against the annexer. Surely there was not a woman whom such annexations did not tend to make our enemy, not a chiled whom they did not tend to train up in hatred to the *Firangee rule*."–Ludlow's *Thoughts on the Policy of the Crown*, pp. 35–36.

આશ્રયે રહેતા હતાં. આ બધાનું પોષણ આ વાર્ષિક આઠ લાખના સાનિયાણામાંથી થતું હતું બાજીરાવના મૃત્યુ સાથે ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉઝીએ આ પેન્શન બંધ કર્યું. બાજીરાવના મરતા પહેલા કંપની તરફથી પેન્શનના બાસઠ હજાર રૂપિયા આપવાના બાકી હતા; ડેલહાઉઝીએ આ ચડેલું પેન્શન આપવાની પણ ના પાડી. નાનાસાહેબને એવી પણ નોટિસ આપવામાં આવી કે બિઠૂરની જાગીર પણ મરજી પડે ત્યારે તમારી પાસેથી લઈ લેવામાં આવશે.

બધા ઇતિહાસલેખકો સ્વીકારે છે કે આ પૂર્વેનું જુવાન નાનાસાહેબનું અંગ્રેજો પ્રત્યેનું વર્તન સારું હતું સર જોન કે લખે છે કે નાના "શાંત સ્વભાવનો આડંબર વગરનો યુવક હતો, તેને કોઈ ખરાબ વ્યસન નહોતું અને અંગ્રેજ કમિશનરની સલાહ માનવા તે હમેશાં તત્પર રહેતો હતો"[૧]

## નાનાસાહેબનું આતિથ્ય

કાનપુરના બધા અંગ્રેજો તથા તેમની મડમો નાનાસાહેબને ત્યાં રહેતા નાના કાયમ તેમનું ખૂબ આતિથ્ય કરતો અને જતી વખતે કિંમતી દુશાલા અને ઘરેણા ભેટ આપતો. નાનાના હાથી, ઘોડા, ગાડીઓ વગેરે અંગ્રેજોની સેવામાં હાજર રહેતું, છતા પણ લૉર્ડ ડેલહાઉઝીએ બાજીરાવના મૃત્યુ સાથે નાનાસાહેબનું પેન્શન બંધ કર્યું નાનાસાહેબે પોતાનો ખર્ચ, સુબેદારીઓ અને કંપનીએ કરેલી સંધિઓના આધારે આપીને પેન્શન ફરી ચાલુ કરવા માટે ડેલહાઉઝી ઉપર ગેર પ્રાર્થનાપત્ર મોકલ્યો નાના પે ઇંગ્લાંડના શાસકોને પણ અપીલ કરી અને અઝીમુલ્લાખાં નામના પોતાના એક યોગ્ય વકીલને આ કાર્ય માટે વિલાયત પણ મોકલ્યો પરંતુ ત્યાં પણ નાનાને કોઈએ ન્યાય આપ્યો નહિ સર જોન કે, ચાર્લ્સ બોલ, ટ્રેવિલ્યન અને માર્ટિન ચારે પ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસલેખકો સ્વીકારે છે કે નાનાને પક્ષે ન્યાય હતો પરિણામ એ આવ્યું કે એ સમયથી નાનાના મનમાં અંગ્રેજો પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઈ અને તે પોતાને તથા પોતાના દેશને અંગ્રેજોના પંજામાંથી છોડાવવાની તદબીરો વિચારવા લાગ્યો.

---

૧ "Quiet, unostentatious young man, not at all addicted to any extravagant habits, and invariably showing a ready disposition to attend to the advice of the British Commissioner."—*History of the Sepoy War*, by Sir John Kaye, vol 1, p. 101

**ભારતવાસીઓને ઈસાઈ બનાવવાની આકાંક્ષા**

ભારતવાસીઓને ઈસાઈ બનાવવાની આકાંક્ષા તથા ભારતીય સેનામાં અંગ્રેજી અમલદારો તરફથી કરવામાં આવતો ઈસાઈ મતપ્રચાર એ વિપ્લવનું પાંચમું કારણ હતું. ભારતવાસીઓ બધા ઈસાઈ બની જાય એમાં જ પોતાના રાજ્યની સ્થિરતા છે, એમ ઈ. સ. ૧૮૫૭ પહેલાંના ઘણા મોટા મોટા અંગ્રેજ નીતિજ્ઞો માનતા હતા. ઈસ્ટ ઇંડિયા કંપનીના અધ્યક્ષ મિસ્ટર મેંગલ્સે ઈ. સ. ૧૮૫૭માં પાર્લામેંટ સમક્ષ કહ્યું હતું:—

> "પરમાત્માએ ભારતનું વિશાળ સામ્રાજ્ય ઈંગ્લાંડને સોંપ્યું છે, તે એટલા માટે કે ભારતના એક છેડાથી બીજા છેડા સુધી ઈસાઈ મતનો વિજયી ઝંડો ફરકે. આપણામાંના દરેકે આ કાર્ય માટે પોતાની બધી શક્તિ ખરચવી જોઈએ, જેથી આખા ભારતને ઈસાઈ બનાવવાના કાર્યમાં કોઈ પણ કારણે બિલકુલ ઢીલ ન થાય."[૭]

બ્રિટિશ ભારતીય રાજનીતિની દૃષ્ટિએ એ કાળના વધારેમાં વધારે જવાબદાર અંગ્રેજ નીતિજ્ઞનું આ વાક્ય છે. એ જ અરસામાં રેવરન્ડ કેનેડી નામના એક વિદ્વાન અંગ્રેજે લખ્યું છે:—[૮]

> "આપણા ઉપર ભલે ગમે તેટલી આફતો આવી પડે, તો પણ ભારતમાં આપણું રાજ્ય કાયમ છે ત્યાં સુધી એ દેશમાં ઈસાઈ મતનો પ્રચાર કરવો એ આપણું મુખ્ય કર્તવ્ય છે, એ બાબત આપણે કદી ભૂલવી ન જોઈએ. જ્યાં સુધી કન્યાકુમારી ભૂશિરથી હિમાલય સુધીનો

૭ "Providence has entrusted the extensive Empire of Hindustan to England in order that the banner of Christ should wave triumphant from one end of India to the other. Every one must exert all his strength that there may be no dilatoriness on any account in continuing in the country the grand work of making all India Christian."—Mr. Mangles, Chairman of the Directors of the East India Company, in the House of Commons, 1857.

૮ "Whatever misfortunes come on us, as long as our Empire in India continues, so long let us not forget that our chief work is the propagation of Christianity in the land until Hindostan, from Cape Comorin to the Himalayas, embraces the

આખો હિંદુસ્તાન ઈસાઈ મત ન સ્વીકારે અને હિંદુ તથા મુસલમાન ધર્મની નિંદા કરવા ન લાગે, ત્યાં સુધી આપણે આપણા પ્રયત્નો સતત ચાલુ રાખવા જોઈએ. આ કાર્ય માટે આપણે જેટલા પ્રયત્નો કરી શકીએ એ બધા કરવા જોઈએ, અને આપણા હાથમાં જેટલી સત્તા અને જેટલો અધિકાર છે તે બધાનો આપણે આ કાર્ય માટે ઉપયોગ કરવો જોઈએ."

એ જમાનાના અનેક અંગ્રેજ નીતિજ્ઞો, શાસકો અને વિદ્વાનોનાં આ પ્રકારનાં પુષ્કળ વાક્યો અહીં ઉતારી શકાય એમ છે. લૉર્ડ મૅકોલેના લેખોમાં આ જ વિચાર તરી આવે છે, અને ભારતની કેળવણીના મૂળમાં પણ અમુક અંશે આ જ વિચાર રહેલો છે.

**ધાર્મિક લાગણીઓ પર આઘાત**

કારણ સ્પષ્ટ છે. અંગ્રેજ નીતિજ્ઞો સમજતા હતા કે કોઈ પણ જાતિને વધારે લાંબા કાળ સુધી પરાધીન રાખવી હોય તો તેનામાં કોઈ પણ પ્રકારનું રાષ્ટ્રાભિમાન, પોતાની શ્રેષ્ઠતા કે પોતાના પ્રાચીનતત્વનું ગૌરવ વગેરેના ખ્યાલો રહેવા દેવા ન જોઈએ; અને ઓછામાં ઓછું એ સમયના ભારતવાસીઓના મનમાં વધારે અભિમાન પોતાના ધર્મ માટે હતું; ધર્મ જ તેમની મોટામાં મોટી આબરૂ હતી. આથી ભારતવાસીઓનો ધર્મ નષ્ટ કરવો એ તેમના રાષ્ટ્રીયત્વનો અને મહત્ત્વાકાંક્ષાઓનો લાંબા કાળ માટે અંત લાવવા બરાબર હતું. તેમને અનંત કાળ સુધી વિદેશી રાજ્યના ભક્તો તથા તેમની વિનીત પ્રજા બનાવવાનો આ જ સારામાં સારો ઉપાય શક્ય હતો.

**ઈસાઈ મતપ્રચાર**

લૉર્ડ વિલિયમ બેન્ટિક જ્યારે મદ્રાસનો ગવર્નર હતો ત્યારે તેણે પોતાના પ્રાંતમાં અને ખાસ કરીને ત્યાંની સેનામાં ઈસાઈ મતનો પ્રચાર કરવામાં મદદ આપી તથા ઉત્તેજન આપ્યું, જેનું પરિણામ ઈ. સ. ૧૮૦૬ના વેલોરના બંડમાં આવ્યું, એ હકીકત પાછળ આવી ગઈ છે. ગવર્નર જનરલ થયા પછી પણ તેણે આ નીતિ ચાલુ રાખી. ઈ. સ. ૧૮૩૨માં એક નવો કાયદો

religion of Christ and until it condemns the Hindoo and the Moslem religions, our efforts must continue persistently. For this work, we must make all the efforts we can and use all power and all the authority in our hands; . . ."—Rev Kennedy, M. A.

પસાર કર્યો, જેનો અર્થ એવો હતો કે જે કોઈ ભારતવાસી ધર્માંતર કરીને ઈસાઈ બને તેનો તેના બાપદાદાની સંપત્તિ ઉપરનો વારસાહક નાબૂદ ન થાય. અંગ્રેજી રાજ્ય સ્થપાયા પછી અનેક પ્રાચીન મંદિરો તથા મસ્જિદોની માફી જાગીરો જપ્ત કરવામાં આવી. જેલખાનાના નિયમો એવી જાતના કરવામાં આવ્યા કે જેથી કેદીઓ જેલખાનામાં પોતાનો ધર્મ પાળી ન શકે. લોર્ડ ડેલહાઉઝીએ દત્તક લેવાની પ્રાચીન પ્રથાને ગેરકાયદે ઠરાવી, ને બીજા પણ એવા કેટલાક નિયમો કર્યા જે ભારતવાસીઓની ધાર્મિક માન્યતા તથા સામાજિક રૂઢિઓની સ્પષ્ટ રીતે વિરુદ્ધ હતા. ખુદ લૉર્ડ કેનિંગે ઈસાઈ ધર્મનો પ્રચાર કરવા પાછળ લાખો રૂપિયા ખરચ્યા. પાદરી બિશપો અને આર્કબિશપોને ભારતવર્ષની તિજોરીમાંથી મોટા મોટા પગારો મળવા લાગ્યા. કચેરીઓમા અંગ્રેજ અમલદારો પોતાના હાથ નીચેના હિંદી નોકરોને ઈસાઈ થવા માટે આગ્રહ કરવા લાગ્યા.

અનેક અંગ્રેજ પાદરીઓ પોતાનાં વ્યાખ્યાનોમાં અને પત્રિકાઓમાં હિંદુ તથા મુસલમાન ધર્મોની છડેચોક નિંદા કરવા લાગ્યા, અને બંને ધર્મોના પૂજ્ય પુરુષો માટે અનુચિત શબ્દો વાપરવા લાગ્યા.

ઈ.સ. ૧૮૩૨ના માર્ચની ૨૨મીએ પાર્લામેંટની સિલેક્ટ કમિટી સમક્ષ જુબાની આપતાં કેપ્ટન ટી. મેકને વર્ણન કર્યું.—

"× × × ઘણા યોગ્ય ભારતીય મુસલમાનોએ મને કહ્યું છે કે સરકાર ઈસાઈ પાદરીઓને ઘણી સગવડો આપે છે, અને આ પાદરીઓ હિંદુસ્તાનના ધાર્મિક રિવાજોની ભૂલો કાઢતાં કાઢતાં નિંદા કરવાની હદ સુધી પહોંચી જાય છે. આમાનો એક પાદરી હિંદુ તથા મુસલમાન જનતા સમક્ષ વ્યાખ્યાન આપતા કહેતો હતો: 'તમે લોકો મોહમ્મદની મારફત તમારાં પાપોની માફી મેળવવાની આશા સેવો છો, પરંતુ મોહમ્મદ તો આ વખતે દોજખમાં છે; એટલે જો તમે મોહમ્મદના સિદ્ધાંતો ઉપર વિશ્વાસ રાખશો તો તમે પણ દોજખમાં જશો. ૯

ઈસાઈ પાદરીઓ સામેની આ જાતની ફરિયાદો તો એ જમાનામાં બહુ સાધારણ બાબત હતી.

**પંજાબને ઈસાઈ બનાવવાની કોશિશ**

ઈ. સ. ૧૮૪૯માં કંપનીએ પંજાબ ઉપર અધિકાર જમાવ્યો. ત્યાર

૯ Evidence by Captain T. Macan, before the Commons Committee, 22nd March, 1832.

પછી પંજાબને એક આદર્શ ખ્રિસ્તી પ્રાંત બનાવવાની ખાસ કોશિશો કરવામાં આવી. સર હેનરી લૉરેન્સ, સર જૉન લૉરેન્સ, સર રૉબર્ટ મૉન્ટગૂમરી, ડૉનાલ્ડ મૅક્લીઑડ, કર્નલ એડવર્ડ્ઝ વગેરે પંજાબના પ્રસિદ્ધ શાસકોનો પણ આવો જ અભિપ્રાય હતો. આમાંના અનેક અંગ્રેજોનો તો એવો પણ અભિપ્રાય હતો કે પંજાબના શિક્ષણકાર્યનો બધો ભાર ઈસાઈ પાદરીઓને માથે મૂકવામાં આવે, સરકાર આ ઈસાઈ મદરેસાઓને પૂરતી ધનની સહાયતા આપે, અને અંગ્રેજ સરકાર પોતાની શાળાઓ બંધ કરે. ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉઝી તથા કંપનીના ડાયરેક્ટરો પણ આ બાબતમાં સહમત હતા. આમાંના કેટલાક તો એવા મતના પણ હતા કે સરકારી શાળા તથા મહાશાળાઓમાં બાઈબલ તથા ઈસાઈ ધર્મનું શિક્ષણ આપવું, અંગ્રેજ સરકારે હિંદુ ધર્મ કે ઇસ્લામને કોઈ પ્રકારે મદદ કે ઉત્તેજન આપવું નહિ, સરકારી કચેરીઓમાં હિંદુ કે મુસલમાન ધાર્મિક તહેવારોની રજા ન પાળવી, ન્યાય કચેરીઓમાં અંગ્રેજ સરકારે હિંદુ કે મુસલમાન ધર્મશાસ્ત્રોને કોઈ સ્થાન આપવું નહિ, હિંદુ તેમ જ મુસલમાનોના ધાર્મિક કીર્તનો બંધ કરવાં, વગેરે.[૧૦]

લશ્કરમાં ઈસાઈ મતનો પ્રચાર

સ્પષ્ટ છે કે ભારતની એ વિચિત્ર પરિસ્થિતિમાં કંપનીની આ નીતિ ખુલ્લી રીતે ઝાઝો કાળ ચાલી શકી નહિ. પણ ઈસાઈ ધર્મનો પ્રચાર કરવાના પક્ષના પ્રયત્નો તો ચાલુ જ રહ્યા. ધીરે ધીરે આ ધર્મઘેલા શાસકોની નજર સિપાઈઓ તરફ વળી. ઇતિહાસલેખક નૉલેન લખે છે કે અંગ્રેજ સરકાર સિપાઈઓની ધાર્મિક માન્યતાઓની અવગણના કરવા લાગી અને વાતવાતમાં તેમના ધાર્મિક નિયમોનું ઉલ્લંઘન થવા લાગ્યું, એટલે સુધી કે કંપનીની સેનાના અનેક અંગ્રેજ અમલદારો ખુલ્લી રીતે પોતાના હાથ નીચેના સિપાઈઓને ઈસાઈ બનાવવાના કાર્યમાં લાગી ગયા. બંગાળાની પાયદળ સેનાના એક અંગ્રેજ કમાન્ડરે પોતાના સરકારી અહેવાલમાં લખ્યું છે કે "હું બરાબર ૨૮ વરસથી ભારતીય સિપાઈઓને ઈસાઈ બનાવવાની નીતિનો અમલ કરતો આવ્યો છું; અને ગેરઈસાઈઓના આત્માને સેતાનથી બચાવવા એ મારા ફોજી કર્તવ્યનું એક વિશેષ અંગ છે એમ માનતો આવ્યો છું." 'કૉઝીઝ ઑફ ધી ઈંડિયન રિવોલ્ટ' નામની પત્રિ-

૧૦ *Memorandum on The Elimination of All Un Christian Principles from the Government of British India*, by Sir Herbert Edwardes.

કનો ભારતીય લેખક લખે છે:—૧૧

"ઈ. સ. ૧૮૫૭ની શરૂઆતમાં હિંદુસ્તાનની સેનાના ઘણા કર્નલો સેનાને ઈસાઈ બનાવવાના ઘોર અને દુષ્કર કાર્ય પાછળ પડેલા માલૂમ પડતા હતા. ત્યાર પછી એમ જણાયું કે આ ઉત્સાહી અમલદારોમાંના અનેક × × × તો આજીવિકા મેળવવાના હેતુથી સેનામાં નહોતા દાખલ થયા કે લડાયક ધંધો તેમની પ્રકૃતિને અનુકૂળ છે એ ખ્યાલથી પણ લશ્કરમાં ભરતી નહોતા થયા; પરંતુ તેઓ તો આ રીતે લોકોને ઈસાઈ બનાવી શકાશે એ ખ્યાલથી જ ભરતી થયા હતા. આ કાર્ય માટે તેમણે લશ્કરનું ક્ષેત્ર પસંદ કર્યું, કારણ કે શાંતિના સમયમાં ફોજના સિપાઈઓ તથા અમલદારોને ફુરસદનો સમય ઘણો મળે છે, અને ત્યાં વગર ખરચે, ઓછે પરિશ્રમે અને ગામેગામ ભટકયા વિના જ ગૈરઈસાઈ લોકોની ઘણી મોટી સંખ્યા મળી રહે છે. × × × આ લોકોએ હિંદુ તથા મુસલમાન અમલદારો અને સિપાઈઓમાં પ્રચાર કરવાનું, અને ઈસાઈ પુસ્તકોના અનુવાદો તથા પત્રિકાઓ વહેંચવાનું શરૂ કર્યું. શરૂઆતમાં કોઈ વાર તિરસ્કાર સાથે તો કોઈ વાર ઉદાસીનતાથી સિપાઈઓએ આ બધું સહન કર્યું. પણ

૧૧ "At the beginning of the present year (1357) a great many colonels in the Indian army were detected in a task not less monstrous and arduous than *that of Christianizing it. It has afterwards transpired that some of these earnest* . . . worthies . . . entered the army; not as a means of subsistence, not as the theatre of exertion most congenial to their temperament, but solely and wholly for the purpose of conversion. The army was specially selected, as in times of peace it affords the utmost leisure to both soldiers and commanders. And as there heathens may be found in great abundance on all sides, without the trouble and expence, and other et cetras, or scampering from village to village. . . . they began Preaching and distributing *tracts and translations* among the Hindoo and Mohammedan officers and soldiers. In the beginning they were tolerated, sometimes with disgust, and sometimes with

જ્યારે આ લોકોનું કાર્ય સતત ચાલુ રહ્યું, જ્યારે લોકોને ઇસાઈ બનાવવાના તેમના પ્રયત્નો દિન પ્રતિદિન વધારે ને વધારે ઉગ્ર તથા કલેશકર થવા લાગ્યા, ત્યારે બન્ને ધર્મોના સિપાઈઓ ચોંકી ઊઠયા, × × × આ વખતે આ વિચિત્ર અમલદારો જેમને 'મિશનરી કર્નલ' અથવા 'પાદરી લેફ્ટેનન્ટ' કહેવામા આવતા હતા, તેઓ શાંત ન રહ્યા સિપાઈઓએ બતાવેલી સહનશીલતાને લીધે આ લોકોનું સાહસ વધી ગયુ અને પહેલાની અપેક્ષાએ તેઓ વધારે જોશ બતાવવા લાગ્યા તેઓ હવે હિંદુ ધર્મ તથા ઇસ્લામની નિંદા વિશેષ જોરદાર શબ્દોમા કરવા લાગ્યા પહેલા કરતા વધારે જોરથી તેઓ હવે અવિશ્વાસીઓને આગ્રહ કરવા લાગ્યા કે તમારા તેત્રીસ કરોડ કુરૂપ દેવદેવીઓને છોડીને એક સાચા પરમાત્માની તેના પુત્ર ઇશુના સ્વરૂપમાં પૂજા કરો, આજ સુધી તેઓ મોહમ્મદ તથા રામને એક સાધારણ મનુષ્ય તરીકે ગણાવતા હતા; હવે તેઓ તેમને દગાબાજ અને ધૂર્ત ગણાવવા લાગ્યા. × × × ધીરે ધીરે આ ધર્મપ્રચારક કર્નલોએ સિપાઈઓને લાંચ આપી આપીને ઇસાઈ બનાવવાના પ્રયત્નો શરૂ કર્યા, તેમ જ ઇસાઈ થનારાઓને ઊંચી પદવીઓ તથા ઇનામોની લાલચ બતાવવા લાગ્યા

---

indifference When, however, the thing continued, when the evangelizing endeavours became more serious and troublesome day by day, the Sepoys of either presuation felt alarmed . In the meantime, the 'Missionary Colonels,' and 'Padre Lieutenants,' as the e curious Militaries were called, were not inactive Emboldened by the toleration of the Sepoys they grew more violent than ever They were louder in their denunciations of Hinduism and Islam. They were warmer in their exhortations to the unbelievers, to substitute the worship of the one true God in his son Jesus, or the thirty three millions of their hindeous deities, Mohammed and Rama, hither to mere so so beings, turned sublime imposters and unmitigated black guards By and by the proselytizing Colonels tempted the Sepoys to Christianity with bribes and offered promotions and other rewards to converts They unblushingly

આ નાપાક કાર્યમાં તેમણે પોતાના અમલદારી પ્રભાવનો નિર્લજ્જ થઈને ઉપયોગ કર્યો. સિપાઈઓ સાશંક બન્યા; તેમના યુરોપિયન અમલદારોએ વચન આપ્યું કે જે સિપાઇ પોતાનો ધર્મ છોડી દેશે અને ઈસાઈ બનશે તે દરેકને હવાલદાર બનાવવામાં આવશે, દરેક હવાલદારને સૂબેદાર મેજર બનાવવામાં આવશે વગેરે. પરિણામ એ આવ્યું કે ભારતીય સિપાઈઓમા ભારે અસંતોષ પ્રસરવા લાગ્યો."

વિપ્લવ પછી પૂર્વોક્ત પત્રિકા લંડનમાંથી પ્રસિદ્ધ કરવામાં આવી હતી ત્યાર પછી વિપ્લવ ઉપર અને તેનાં કારણો ઉપર અસંખ્ય પુસ્તકો તથા પત્રિકાઓ લખાઈને ઈંગ્લાંડ તથા ભારતમા પ્રસિદ્ધ કરવામાં આવ્યાં; છતાં કોઈ પણ લેખક ઉપરોક્ત પત્રિકામાં લખેલા ગંભીર આક્ષેપોને અસત્ય ઠરાવવાનું સાહસ કરી શક્યો નહિ.

**અંગ્રેજ શાસકોનું વર્તન**

આ જ પત્રિકાનો અંગ્રેજ સંપાદક માલ્કમ લુઈન મદ્રાસની સુપ્રીમ કોર્ટનો ન્યાયાધીશ હતો, તથા મદ્રાસની કાઉન્સિલનો એક સભ્ય પણ થયેલો હતો. તે ભારતવાસીઓ પ્રત્યેના અંગ્રેજોના તે સમયના વર્તનનુ પોતાના અનુભવ ઉપરથી વર્ણન કરતા આ પત્રિકાની ભૂમિકામા લખે છે —[૧૨]

> "સમાજના સભ્ય તરીકે આપણે બને એટલે કે હિંદી તથા અંગ્રેજ એકબીજાથી અજાણ્યા છીએ; માલિક અને ગુલામો વચ્ચે જે સબંધ હોય છે તેવો સબંધ આપણા વચ્ચે છે. જેનાથી દેશવાસીઓનુ જીવન સુખમય બને એવી દરેક ચીજ ઉપર આપણે અધિકાર કરી લીધો છે, જે વસ્તુથી દેશવાસીઓ સમાજમા ઉન્નત

---

used their influence as officers in this unholy affair The Sepoys protested, and their European officers promised to make every Sepoy that forsook his religion a Havildar, every Havildar a Subedar Major, and so on! Great discontent was the consequence"—*Causes of the Indian Revolt*, by A Hindoo of Bengal, Dated Calcutta the 18th August, 1857, published from London, by Edward Stanford, 6 Charing Cross

૧૨ "We are ignorant of each other, as members or society; the bond of union has been that of Spartan and Helot Grasping everything that could render life desirable, we have denied

થઈ શકે, મનુષ્ય તરીકે માથું ઊંચું રાખીને ફરી શકે, એવી દરેક ચીજ આપણે તેમની પાસેથી પડાવી લીધી છે. આપણે તેમને જાતિભ્રષ્ટ બનાવ્યા છે. તેમના ઉત્તરાધિકારના નિયમને આપણે રદ કર્યા છે, અને તેમની વિવાહસંસ્થાને આપણે બદલી નાખી છે. તેમના ધર્મના પવિત્રતમ નિયમોની આપણે અવગણના કરી છે. તેમનાં મંદિરોની જમીનો આપણે જપ્ત કરી લીધી છે. આપણા સરકારી ઉલ્લેખોમાં તેમને કાફર ( હીધન ) કહીને તેમને કલંકિત કર્યા છે. તેમના દેશી રાજાઓનાં રાજ્યો આપણે ખાલસા કર્યાં છે, અને તેમના અમીરો તથા ઉમરાવોની જાગીરો જપ્ત કરી છે. આપણી લૂંટફાટથી દેશને બરબાદ કર્યો છે, અને લોકોને સતાવી સતાવીને તેમની પાસેથી મહેસૂલ વસૂલ કર્યું છે, આપણે દુનિયાનાં પ્રાચીન ઉચ્ચ કુટુંબોનો નાશ કરવાના તથા તેમને હલકાં પાડીને અસ્પૃશ્ય જેવાં બનાવી દેવાના પ્રયત્નો કર્યા છે."

### ભારતના ધર્મોની શ્રેષ્ઠતા

ત્યાર પછી ભારતવાસીઓને ઈસાઈ બનાવવાના પ્રયત્નોનું અનૌચિત્ય અને ભારતીય ધર્મ તથા ભારતીય સંસ્કૃતિની શ્રેષ્ઠતાનું વર્ણન કરતાં માલ્કમ લુઈન લખે છે:—

" × × × નહિ; જો વૃક્ષની પારખ તેનાં ફળો પરથી થઈ શકતી

---

to the people of the country all that could raise them in society all that could elevate them as men; we have insulted their caste; we have abrogated their laws of inheritance; we have changed their marriage institutions; we have ignored the most sacred rites of their religion; we have delivered up their pagoda-property to confiscation; we have branded them in our official records as 'heathens'; we have seized the possessions of their native princes, and confiscated the estates of their nobles; we have unsettled the country by our exactions, and collected the revenue by means of torture; we have sought to uproot the most ancient aristocracy of the world, and to the condition of pariahs.

* * *

હોય; જો ઈંગ્લાંડ અને ભારતના જુદા જુદા સદાચારોને તેમના ધર્મની કસોટી જેવા માનવામાં આવે, તો ભારતનું મસ્તક ઈંગ્લાંડની સરખામણીએ સદા ઉન્નત રહેશે."

**સૈનિકો સાથેનું વર્તન**

કંપની તથા કંપનીના અમલદારોનો ભારતીય સિપાઈઓ સાથેનો વ્યવહાર પણ એટલો સારો નહોતો. સામાન, પગાર, રહેવાનાં મકાનો વગેરે સંબંધે આજ સુધીમાં અનેક ફરિયાદો કરવામાં આવી હતી, પણ તેના તરફ કદી પૂરતું ધ્યાન આપવામાં આવ્યું નહોતું. પરિણામ એ આવ્યું કે હિંદી સિપાઈઓના દિલમાં અંગ્રેજો પ્રત્યે અંદરઅંદર અસંતોષ ધૂંધવાવા લાગ્યો. ઈ. સ. ૧૮૫૭ના વિપ્લવનું આ પાંચમું અને મહત્ત્વનું કારણ હતું.

**તણખાની પ્રતીક્ષા**

ઉપરોક્ત પાંચ કારણોને લીધે અંગ્રેજોની વિરુદ્ધ સમસ્ત ભારતમાં દરેક વર્ગનાં લોકોમાં દારૂગોળો ભરાઈ ચૂક્યો હતો. હવે માત્ર આ સામગ્રીનો બરાબર ઉપયોગ કરીને આખા દેશને સ્વાધીનતાના મહાન સંગ્રામ માટે તૈયાર કરી શકે, અને સો વરસથી જામી પડેલા વિદેશી શાસનને ઉખેડીને ફેંકી દઈ શકે એવા કોઈ યોગ્ય નેતાની જરૂર હતી; અથવા તો એવા કોઈ એક તણખાની જરૂર હતી જે આ ભારોભાર ઠાંસવામાં આવેલ દારૂગોળામાં અકસ્માત પડીને આખા દેશમાં ભયંકર આગ સળગાવી દે, પછી પરિણામ ભલે ગમે તે આવે.

**વિપ્લવનું સાચું સ્વરૂપ**

ઈ સ. ૧૮૫૭નો વિપ્લવ એ ભારતના હિંદુ તથા મુસલમાન રાજાઓ અને પ્રજાએ મળીને વિદેશીઓની પરાધીનતામાંથી દેશને મુક્ત કરવા માટે કરેલો મહાન અને વ્યાપક પ્રયત્ન હતો. લંડન 'ટાઈમ્સ'ના પ્રતિનિધિ સર વિલિયમ હાવર્ડ રસલ આ વિપ્લવ વખતે ભારતમાં હાજર હતો. તે આ વિપ્લવના સંબંધમાં લખે છે:—૧૩

" તે એક એવું યુદ્ધ હતું જેમાં લોકો ધર્મને નામે અને પોતાની

"...Nay, if a tree be known by its fruits, if the moral of England and of India are to be held as the tests of their respective creeds, India would not loose by the comparison" —Malcolm Lewin in the Preface to *Causes of Indian Revolt.*

૧૩ "...we had a war of religion, a war of race, and a

કામને નામે બદલો લેવા તથા પોતાની આશાઓ પૂરી કરવા તત્પર થયા હતા. એ યુદ્ધમાં આખા રાષ્ટ્રે પોતાના ઉપરની વિદેશી ધૂંસરીને ફગાવી દઇને તેની જગ્યાએ દેશી રાજાઓની પૂર્ણ સત્તા તથા દેશી ધર્મોના પૂરા અધિકારને ફરી વાર સ્થાપવાનો સંકલ્પ કર્યો હતો."

**વિપ્લવની યોજના**

આ રાષ્ટ્રીય પ્રયત્નની પાછળ એટલી જ ઊંડી યોજના અને એટલું જ વ્યાપક અને ગુપ્ત સંગઠન હતું. આ મહાન વિપ્લવનો સૂત્રપાત કાં તો કાનપુરની નજીક બિઠૂરમાં થયો હોય કે પછી ઇંગ્લાંડની રાજધાની લંડનમાં થયો હોય એવો સંભવ છે.

**અઝીમુલ્લાખાં અને રંગો બાપૂજી લંડનમાં**

છેલ્લા પેશવા બાજીરાવનો દત્તક પુત્ર નાનાસાહેબ આ વિપ્લવના મુખ્ય નેતાઓમાંનો એક હતો. અગાઉ લખવામાં આવ્યું છે કે પોતાના પેન્શન સંબંધે અપીલ કરવા માટે નાનાસાહેબે અઝીમુલ્લાખાને ઇંગ્લાંડ મોકલ્યો હતો. આ અઝીમુલ્લાખાં નાનાસાહેબનો વિશ્વાસુ સલાહકાર તથા વિપ્લવનો બીજો મુખ્ય નેતા હતો. અઝીમુલ્લાખાં યોગ્ય રાજનીતિજ્ઞ હતો. તે અંગ્રેજી તથા ફ્રેંચ બંને ભાષાઓનો સારો જાણકાર હતો. વિલાયતમાં તે હિંદી પોશાકમાં જ રહેતો. તે અત્યંત સ્વરૂપવાન હતો. લંડનના ઉચ્ચ સમાજમાં તેની રીતભાત એટલી આકર્ષક હતી કે ઉચ્ચ વર્ગની અનેક અંગ્રેજ સ્ત્રીઓ સુધ્ધાં તેના ઉપર મુગ્ધ થઈ હતી. છતાં અઝીમુલ્લાખાંને તેના મુખ્ય હેતુમા સફળતા ન મળી શકી. નાનાસાહેબના પેન્શન સંબંધે ત્યાંના નીતિજ્ઞોએ અને શાસકોએ બિલકુલ દાદ આપી નહિ.

લગભગ એ જ દિવસોમાં સાતારાના પદચ્યુત રાજા તરફથી અપીલ કરવા માટે રંગો બાપૂજી નામનો મહારાષ્ટ્રીય નીતિજ્ઞ ઇંગ્લાંડ ગયો હતો. તેને પણ પોતાના કાર્યમાં સફળતા મળી શકી નહિ, લંડનમાં અઝીમુલ્લાખાં તથા રંગો બાપૂજીની મુલાકાત થઈ. ઈ. સ. ૧૮૫૭ના વિપ્લવનો સૂત્રપાત અઝીમુલ્લાખાંએ ભારત છોડયું તે પહેલાં બિઠૂરમાં જ થયો હોવાનો સંભવ

war of revenge, of hope, of national determination to shake off the yoke of a stranger and to reestablish the full power of native Chiefs and the full sway of native religions"—*My Diary in India in the Year 1858–59*, by Sis William Howard Russell, p. 164

છે; પણ લંડનમાં બેઠાં બેઠાં અજીમુલ્લાખાંએ અને રંગો બાપૂજીએ આ રાષ્ટ્રીય યોજનાને રંગરૂપ આપ્યાં એમાં સંદેહ નથી. ત્યાર પછી દક્ષિણ ભારતના રાજાઓને આ યોજનામાં ભેળવવા માટે રંગો બાપૂજી પાછો સાતારા આવ્યો, અને ચતુર અજીમુલ્લાખાં યુરોપમાં અંગ્રેજોનું બળ તથા પ્રભાવ કેટલો છે તેનો તાગ લેવા તથા ભારતના ભાવિ સ્વાધીનતાના સંગ્રામમાં અન્ય રાષ્ટ્રોની મદદ ને સહાનુભૂતિ મેળવવા માટે યુરોપના જુદાજુદા દેશોમાં ઘૂમવા લાગ્યો.

### યુરોપના બીજા દેશોમાં અજીમુલ્લાખાં ગયો

બીજા દેશોમાં ફરતો ફરતો અજીમુલ્લાખાં તુર્કીની રાજધાની કોન્સ્ટાન્ટીનોપલમાં પહોંચ્યો. એ દિવસોમાં રશિયા તથા ઇંગ્લાંડ વચ્ચે યુદ્ધ ચાલતું હતું. અજીમુલ્લાખાંએ સાંભળ્યું કે હમણા જ સેબાસ્તોપોલના સંગ્રામમાં રશિયાએ ઇંગ્લાંડને હરાવ્યું. અજીમુલ્લાખાં રશિયા પહોંચ્યો. કેટલાક અંગ્રેજ ઇતિહાસલેખકોએ શંકા ઉઠાવી છે કે અંગ્રેજો વિરુદ્ધ રશિયાની મદદ મેળવવા માટે નાના તરફથી અજીમુલ્લાખાં રશિયા ગયો હતો. લંડનના પ્રસિદ્ધ વર્તમાનપત્ર 'ટાઇમ્સ'ના ખબરપત્રી અંગ્રેજ વિદ્વાન રસલની સાથે રશિયામાં અજીમુલ્લાખાંની મુલાકાત થઈ. એક દિવસે રસલની સાથે બેઠાંબેઠાં અજીમુલ્લાખાંએ આખો દિવસ અંગ્રેજો તથા રશિયનોની લડાઈ પ્રસન્નતાપૂર્વક જોઈ. રસલ લખે છે કે રશિયન તોપોનો એક ગોળો જ્યાં અજીમુલ્લાખાં બેઠો હતો ત્યાં જ બરાબર આવીને ફૂટયો, છતાં અજીમુલ્લાખાં પોતાની જગાએથી બિલકુલ વિચલિત થયો નહિ. રશિયા છોડયા પછી અજીમુલ્લાખાં ક્યા ક્યાં ગયો તે જાણી શકાતુ નથી. પણ તેણે ઇટાલી, રશિયા, તુર્કી, મિસર વગેરે દેશોની સહાનુભૂતિ પોતાના ભાવિ સ્વાધીનતાના સંગ્રામ પ્રત્યે મેળવી લેવાનો પ્રયત્ન કર્યો હતો એમા શંકા નથી, લોર્ડ રોબર્ટ્સે 'ફોર્ટી ઈયર્સ ઇન ઇંડિયા' નામના પોતાના પુસ્તકમા લખ્યું છે કે અજીમુલ્લાખાંએ તુર્કીના સુલતાન અને ઉમરપાશા ઉપર આ સબંધે લખેલા ઘણા પત્રો તેણે પોતે જોયા છે, જેમાં ભારતમાં અંગ્રેજોએ કરેલા અત્યાચારોના વર્ણનો લખ્યાં હતાં.

### ગેરીબાલ્ડી અને ભારતનો વિપ્લવ

આ પ્રયત્નોમાં અજીમુલ્લાખાંને કેટલી સફળતા મળી એ પણ ખબર નથી. પણ બે બાબતો ધ્યાન ખેંચે છે. એક તો એ કે નાનાસાહેબે અંગ્રેજો વિરુદ્ધ રશિયાના ઝાર સાથે સંધિ કરી છે એવી એક અફવા એ દિવસોમાં સમસ્ત ભારતમાં ઊડી હતી. બીજી વાત એ કે જે દિવસોમાં ભારતમાં વિપ્લવ ચાલતો હતો તે દિવસોમાં ઇટાલીનો સુપ્રસિદ્ધ દેશભક્ત ગેરીબાલ્ડી ભારત-

વાસીઓને સહાય આપવા માટે પોતાના દેશમાંથી સેનાસામગ્રી લઈને ઊપડવાની તૈયારી કરતો હતો, પણ ઇટાલીની આંતરિક મુશ્કેલીઓ અને વિદ્રોહોને લીધે તે તત્કાલ દેશમાંથી નીકળી ન શક્યો; અને પાછળથી જ્યારે તે પોતાની સેના તથા સામાન લઈને ભારતવાસીઓને મદદ આપવા માટે નીકળવાની તૈયારીમાં હતો ત્યાં તો વિપ્લવ શમી ગયાના સમાચાર મળ્યા. ગેરીબાલ્ડીએ દુઃખી થઈને પોતાની સેનાને જહાજોમાંથી પાછી ઉતારી.

**બિઠૂરમાં વિપ્લવની યોજના**

યુરોપ તથા એશિયાના બીજા દેશોમાં ભ્રમણ કર્યા પછી અઝીમુલ્લાખાંએ ભારત પાછો ફર્યો, હવે રંગો બાપૂજી દક્ષિણમાં બેઠો બેઠો ત્યાંના રાજાઓ તથા લોકોને તૈયાર કરવા લાગ્યો, અને બીજી બાજુએ નાનાસાહેબ તથા અઝીમુલ્લાખાં બિઠૂરમાં બેઠા બેઠા આગામી વિપ્લવની યોજનાને સંપૂર્ણ રૂપ આપવા લાગ્યા.

વિપ્લવની યોજના કરવાવાળાઓનો મુખ્ય વિચાર એવો હતો કે ભારતના બધા હિંદુ તથા મુસલમાનો વૃદ્ધ બાદશાહ બહાદુરશાહના ઝંડા નીચે એકત્રિત થાય, અંગ્રેજોને દેશમાંથી બહાર હાંકી મૂકે અને ફરી દિલ્હીના બાદશાહના જ ઝંડા નીચે પોતાના દેશના સુશાસનનો નવેસરથી પ્રબંધ કરે. આ કાર્ય માટે વિશાળ છતાં ગુપ્ત સંગઠનની પ્રથમ આવશ્યકતા હતી, અને સંગઠન થયા પછી સમસ્ત ભારતમાં એકીસાથે એક જ દિવસે અંગ્રેજો વિરુદ્ધ વિદ્રોહનો વાવટો ફરકાવવામાં આવે એ બીજી આવશ્યકતા હતી.

**ગુપ્ત સંગઠન અને તૈયારી**

આ વિશાળ અને ગુપ્ત સંગઠનનો પાયો બિઠૂરમાં જ નાખવામાં આવ્યો હોય એમ જણાય છે. સંગઠન આટલું વિશાળ હોવા છતાં એટલું તો સંપૂર્ણ, સુવ્યવસ્થિત અને સુંદર હતું કે અંગ્રેજો જેવી સદા જાગ્રત કોમથી બહુ આબાદ રીતે અનેક વરસો સુધી તે ગુપ્ત રાખવામાં આવ્યું. આ માટે અનેક અંગ્રેજ ઇતિહાસલેખકોએ વિપ્લવના પ્રવર્તકો તથા સંચાલકોની મુક્તકંઠે પ્રશંસા પણ કરી છે ખાસ કરીને અંગ્રેજોના જ પુસ્તકોમાંથી આપણને આ સંગઠનના સંબંધમાં જે કંઈ માહિતી મળે છે તે પરથી જાણી શકાય છે. કે ઈ સ ૧૮૫૬ પહેલાં જ નાનાસાહેબે બિઠૂરમાં બેઠા બેઠા સમસ્ત ભારતમાં ચારે દિશાએ પોતાના ગુપ્ત દૂતો તેમ જ પ્રચારકો મોકલવાનું શરૂ કરી દીધું હતું. નાનાના ખાસ દૂતો દિલ્હીથી માંડીને મ્હૈસૂર સુધીના બધા દેશી રાજાઓના દરબારમાં પહોંચ્યા, ને તેના ગુપ્ત પ્રચારકો

કંપનીની બધી દેશી ફોજો તથા જનતાને પોતાના પક્ષમાં લેવા માટે નીકળી પડયા. આ વખતે નાનાએ ભારતીય રાજાઓ ઉપર જે ગુપ્ત પત્રો લખ્યા તેમાં અંગ્રેજોએ કઈ રીતે એક પછી એક ભારતીય રિયાસત ગળી જઈ આખા ભારતને પરાધીન બનાવ્યું ને હજી પણ એ જ પ્રયત્નો પાછળ તેઓ કઈ રીતે પડેલા છે એ લખ્યું હતું. થોડા સમય પછી મ્હૈસૂર દરબારમાં નાના તરફથી ગયેલા એક ગુપ્ત દૂતને અંગ્રેજોએ પકડયો, અને આ પ્રકારના કેટલાય પત્રો નાનાસાહેબ તરફથી અનેક રાજાઓ ઉપર લખાયા છે એ હકીકત આ દૂત મારફત અંગ્રેજોએ જાણી. ઇતિહાસલેખક સર જોન કે લખે છેઃ—

> "મહિનાઓ થયાં, બલ્કે વર્ષો થયાં આ લોકો પોતાના કાવતરાની જાળ આખા દેશમા પાથરી રહ્યા હતા. આ વિશાળ ભારતીય મહાદ્વીપના એક છેડાથી બીજા છેડા સુધી ને એક દેશી દરબારમાંથી બીજા દરબાર સુધી નાનાસાહેબના દૂતો પત્રો લઈને ઘૂમી વળ્યા હતા. આ પત્રોમાં બહુ હોશિયારીથી અને કદાચ રહસ્યમય શબ્દોમાં ભિન્ન ભિન્ન જાતિઓ અને ભિન્ન ભિન્ન ધર્મોના રાજાઓ તથા સરદારોને આગામી યુદ્ધમાં ભાગ લેવા માટે સલાહ આપવામા આવી હતી તેમ જ નિમંત્રણ આપવામાં આવ્યું હતું." ૧૪

આ રાષ્ટ્રીય યોજનાના વૃક્ષને ફૂલવાફાલવા માટે સૌથી સારું સ્થાન દિલ્હીનો લાલ કિલ્લો હતો આ સ્થળની પસંદગીનાં કારણોનું વર્ણન અગાઉ આપવામાં આવ્યું છે. બાદશાહ બહાદુરશાહ, બેગમ જિન્નતમહાલ અને તેમના સલાહકારોએ દેશ ને નાનાસાહેબને પૂરો સાથ આપવાનો નિશ્ચય કરી લીધો, હતો. એમ પણ લખેલું છે કે આ સંબંધમાં દિલ્હીના બાદશાહ તથા ઇરાનના શાહ વચ્ચે કંઈક પત્રવહેવાર પણ થયો હતો. દિલ્હી શહેરમા પણ ગુપ્ત સભાઓ ભરાવા લાગી અને યોજનાઓ ઘડાવા લાગી.

---

૧૪ "For months, for years indeed, they had been spreading their net-work of intrigues all over the country From one native court to another, from one extremity to another of the great continent of India, the agents of the Nana Saheb had passed with overtures and invitations discreetly, perhaps mysteriously, worded to princes and chiefs of different races and religions."—Kaye's *India Mutiny*, vol, i, p. 24

## અયોધ્યા અને વિપ્લવ

એટલામાં અયોધ્યાનું રાજ્ય અંગ્રેજોએ ખાલસા કર્યું. સર જોન કે લખે છે કે, આ ઘટનાથી નાનાસાહેબનું કાર્ય ઘણું સરળ બન્યું. તે લખે છે:—

"અંગ્રેજોના આ અંતિમ રાજ્યઅપહરણનો એટલો પ્રબળ પ્રભાવ પડયો કે લોકો એકબીજાને પૂછવા લાગ્યા કે હવે કોણ સુરક્ષિત રહી શકે એમ છે? જે અયોધ્યાના નવાબે કટોકટીના પ્રસંગોએ અંગ્રેજ સરકારને મદદ આપી હતી એના જેવા પોતાના વફાદાર દોસ્ત અને મદદગારનું રાજ્ય પણ જો અંગ્રેજ સરકારે ખાલસા કર્યું તો પછી અંગ્રેજોને વફાદાર રહેવામાં લાભ શો? કહેવાય છે કે તે વખત સુધી જે રાજાઓ અને નવાબો (વિપ્લવથી) અલગ રહ્યા હતા તેઓ હવે આગળ આવ્યા, ને પરિણામે નાનાસાહેબને પોતાના પત્રોના મનમાન્યા જવાબો મળવા લાગ્યા."

લખનૌનો નિર્વાસિત નવાબ વાજીદઅલીશાહ, તેનો હોશિયાર વજીર અલીનકીખાં, અયોધ્યાના બધા તાલુકાદારો તથા જમીનદારો અને અયોધ્યાની સઘળી પ્રજા આ રાષ્ટ્રીય વિપ્લવને સફળ બનાવવા માટે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરવા માટે તૈયાર થઈ ગઈ.

વાજીદઅલીશાહની બેગમ હઝરતમહલ અને વજીર અલીનકીખાં બન્નેની ગણના વિપ્લવના મુખ્ય પ્રવર્તકોમાં કરવામાં આવે છે. વજીર અલીનકીખાંએ કલકત્તા રહ્યાં રહ્યાં હિંદુ સાધુઓ તથા મુસલમાન ફકીરોના વેશમાં પોતાના અનેક ગુપ્ત દૂતોને ઉત્તર ભારતની બધી દેશી ફોજોમાં મોકલવાનું શરૂ કર્યું, અને એ ફોજોના ભારતીય અમલદારો સાથે ગુપ્ત પત્રવ્યવહાર ચાલુ કરી દીધો. બેગમ હઝરતમહલે અયોધ્યાના બધા જમીનદારો તથા લોકોને રાષ્ટ્રીય વિપ્લવ માટે તૈયાર કરવાનું શરૂ કર્યું. ઇતિહાસલેખક કે લખે છે કે, વજીર અલીનકીખાંના નિમંત્રણને માન આપીને હજારો હિંદુ સિપાઈઓ તથા તેમના અમલદારોએ હાથમાં ગંગાજળ લઈને તથા મુસલમાનોએ હાથમાં કુરાન લઈને રાષ્ટ્રીય સંગ્રામમાં ભાગ લેવાના તથા અંગ્રેજોને દેશની બહાર હાંકી મૂકવાના કસમ ખાધા.

## ધનની મદદ

આ વિશાળ સંગઠન માટે ધનની પણ તાણ ન પડી. હજારો જમીનદારો તથા શાહુકારોએ પોતાની થેલીઓ રાષ્ટ્રીય નેતાઓના ચરણમાં ધરી દીધી. બરાકપુરથી પેશાવર સુધી અને લખનૌથી સાતારા સુધી હજારો રાષ્ટ્રીય

ફકીરો અને સંન્યાસીઓ ગામડે ગામડે અને પલટનેપલટને ઘૂમીને સ્વાધીનતાના સંગ્રામનો પ્રચાર કરવા લાગ્યા. હજારો મૌલવીઓ અને પંડિતો સ્થળે સ્થળે વિપ્લવની સફળતા માટે પ્રાર્થના કરવા લાગ્યા.

### વિપ્લવનાં કેન્દ્રો

આ વખતે વિપ્લવનાં મુખ્ય પાંચ કેન્દ્રો હતાં : દિલ્હી, બિઠૂર, લખનૌ, કલકત્તા અને સાતારા. બેશક જે શીઘ્રતાથી સમસ્ત ભારતમાં અને ખાસ કરીને ઉત્તર ભારતમાં વિપ્લવનો પ્રચાર કરવામાં આવ્યો એ શીઘ્રતા આશ્ચર્યજનક હતી. અને ખૂબી તો એ હતી કે ઠેઠ સુધી આ તૈયારીની અંગ્રેજોને પણ બિલકુલ ખબર પડી નહિ.

### આશ્ચર્યજનક ગુપ્ત સંગઠન

ઈ. સ. ૧૮૫૭ના ગુપ્ત સંગઠનના સંબંધમાં જેકબ નામનો એક અંગ્રેજ લેખક લખે છે:—

"જે આશ્ચર્યજનક ગુપ્તતાથી આખું ષડ્યંત્ર રચવામાં આવ્યું જેટલી દૂરદર્શિતાથી બધી યોજનાઓ ઘડવામાં આવી, અને જે સાવધાનીથી આ સંગઠનના જુદા જુદા સમૂહો જે રીતે એકબીજા સાથે કામ કરતા હતા, જેમાં એક સમૂહનો બીજા સમૂહ સાથે સંબંધ રાખવાવાળા લોકોની કોઈને ખબર પડતી નહોતી, અને કાર્ય કરવા માટે જેટલી આવશ્યક હોય તેટલી જ સૂચનાઓ મળતી હતી, તે બધી બાબતોનું વર્ણન કરવું મુશ્કેલ છે. વળી આ લોકો એકબીજા સાથે આશ્ચર્યજનક વફાદારીથી વહેવાર ચલાવતા હતા."[૧૫]

### વિપ્લવ અને સરકારી નોકરો

આમ થવાનું એક કારણ એ પણ હતું કે મોટા ભાગના અંગ્રેજી થાણાંઓના પોલીસો, અનેક સરકારી નોકરો અને અંગ્રેજોના બબરચીઓ તેમ જ ભિસ્તીઓ પણ આ રાષ્ટ્રિય યોજનામાં સામેલ થયા હતા. કોઈ કોઈ જગાએ અંગ્રેજોએ કોઈ કોઈ પ્રચારકોને પકડ્યા પણ ખરા. એક અંગ્રેજ ઇતિહાસ-

૧૫ "But it is difficult to describe the wonderful secrecy with which the whole conspiracy was conducted and the forethought supplying the schemes, and the caution with which each group of conspirators worked apart, concealing the connecting links, and instructing them with just sufficient information for the purpose in view. And all this was equalled only by the fidelity

લેખક લખે છે, કે એક વાર મેરઠની છાવણી પાસે કોઈ ફકીર ધામા નાખીને વિપ્લવનો પ્રચાર કરતો હતો અંગ્રેજોએ તેને ત્યાંથી કાઢી મૂક્યો તે ફકીર પોતાના હાથી ઉપર બેસીને નજીકના ગામમા ગયો અને ત્યાથી પોતાનું કાર્ય ચલાવવા લાગ્યો [૧૬] આ ગજદારી ફકીરોને સવારી કરવા માટે હાથી અને સંરક્ષણ કરવા માટે સશસ્ત્ર સિપાઈઓ મોટે ભાગે મળતા. કાશી પ્રયાગ અને હરદ્વારમાં તો અંગ્રેજી ગજ્યના નાશ માટે ખુલ્લી રીતે પ્રાર્થનાઓ થવા લાગી અને હજારો યાત્રાળુઓ આવી વિપ્લવમા ભાગ લેવાનો સંકલ્પ કરવા લાગ્યા. તમાશા, પોવાડા, લાવણીઓ, કઠપૂતળીના ખેલો, ગમતીનાઓ, નાટકો વગેરેનો પણ પૂરો લાભ વિપ્લવના સચાલકોએ ઉઠાવ્યો [૧૭] આ જાતનુ વ્યાપક પ્રચારકાર્ય આશરે એક વરસ સુધી જારી હતુ

દિલ્હી દરબારના રાજકવિએ એક રાષ્ટ્રીય ગીત પણ તૈયાર કર્યું હતું જે દેશભરમા સ્થળે સ્થળે ગવાવા લાગ્યુ

વિપ્લવની જાહેરાત

ધીરે ધીરે સગઠનના કેન્દ્રોની સખ્યા વધવા લાગી આ કેન્દ્રો અરસપરસ ગુપ્ત પત્રવ્યવહાર શરૂ થયો ઠેરઠેર વિપ્લવની જાહેરાતો પ્રગટ થવા લાગી જે દ્વારા લોકોને દેશ તથા ધર્મને માટે શહીદ થવાનુ કહેવામા આવ્યુ આ જાતની એક જાહેરાત ઈ સ ૧૮૫૭ની શરૂઆતમા મદ્રાસ શહેરમા પણ ચોડવામાં આવી હતી ઠેરઠેર ગુપ્ત સભાઓ ભરાવા લાગી, જે સભાઓમા દસ દસ હજાર માણસો ભાગ લેતા હતા પત્રવહેવાર ચલાવવા માટે ગુપ્ત લિપિઓ તૈયાર થઈ ગઈ.[૧૮]

નાના સાહેબની તીર્થયાત્રા

આખરે આ ગુપ્ત સગઠનના અનેક કેન્દ્રોને એક સૂત્રમા બાધવા માટે અને દેશસમસ્તમા વિપ્લવ જગવવાનો એક દિવસ નક્કી કરવા માટે ઈ સ ૧૮૫૭ના માર્ચની શરૂઆતમા નાનાસાહેબ તથા અઝીમુલ્લાખાએ તીર્થયાત્રાને બહાને બિઠૂરથી પ્રસ્થાન કર્યું. નાનાસાહેબનો ભાઈ બાલાસાહેબ

with which they adhered to each other" *Western India*, by Sir George Le Grand Jacob, K C S L C B

૧૬ *The Meerut Narrative*

૧૭ Trevelyan's *Cawnpore*.

૧૮ Innes' *Sepoy Revolt*, p 65

પણ તેમની સાથે હતો. પ્રથમ તેઓ દિલ્હી પહોંચ્યા. લાલ કિલ્લાના દીવાને-ખાસમાં બાદશાહ બહાદુરશાહ, બેગમ જિન્નતમહલ તેમ જ દિલ્હીના બીજા મુખ્ય મુખ્ય નેતાઓ સાથે આ લોકોએ ગુપ્ત મંત્રણાઓ કરી. ત્યાંથી નાના અંબાલા ગયો. બીજાં પણ અનેક સ્થાનોએ ઘૂમીને એપ્રિલની ૧૮મીએ નાના અને તેના સાથીઓ લખનૌ પહોંચ્યા. ત્યાં ભારે દબદબાથી નાનાનું સરઘસ કાઢવામાં આવ્યું. નાના જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાંના અંગ્રેજ અમલદારોને મળીને અને હોંશિયારીથી તેમની સાથે વાતચીત કરીને તેમના મનમાં પોતાના સંબંધે કશી:પણ શંકા ઉત્પન્ન થવા ન દેવાની તે કાયમ ખબરદારી રાખતો. ત્યાંથી કાલ્પી વગેરે સ્થળે થઈને એપ્રિલના અંતમાં નાના બિઠૂર પાછો આવ્યો. રસલ લખે છે કે આ યાત્રામાં નાના અને અઝીમુલ્લાખાં રસ્તામાં જે જે છાવણીઓ આવતી તે દરેકની મુલાકાત લેવાનું ભૂલતા નહિ.

### વિપ્લવનો પ્રચારક મૌલવી અહમદશાહ

ઠેરઠેર ઘૂમીવળીને સામાન્ય જનતાને વિપ્લવમાં જોડાવાનું કાર્ય કરનારા હજારો પ્રચારકોમાં ફૈઝાબાદના એક જમીનદાર મૌલવી અહમદશાહનું નામ મોખરે આવે છે. લખનૌ અને આગ્રામાં મૌલવી અહમદશાહનું વ્યાખ્યાન સાંભળવા માટે એકીસાથે દસદસ હજાર આદમીઓની મેદની એકઠી થતી. સો વરસની પરાધીનતાની કથની મૌલવી અહમદશાહના વ્યાખ્યાન દ્વારા સાંભળ્યા પછી આગામી સ્વાધીનતાના સંગ્રામમાં જીવનનો જુગાર ખેલવાના શપથ લઈને જ હિંદુ તથા મુસલમાન લોકો ઊઠતા હતા. આ મૌલવી અહમદશાહની હકીકત આગળ ઉપર આપવામાં આવશે.

### વિપ્લવનાં ચિહ્નો-કમળ અને રોટી

સન સત્તાવનના આ અદ્ભુત સંગઠનનું વર્ણન સમાપ્ત કરતાં પહેલાં બીજી બે હકીકતોનું વર્ણન આપવું જરૂરી છે. વિપ્લવના નેતાઓએ બે ચિહ્નો પોતાના સંગઠન માટે નિયત કર્યાં હતાં: કમળનું ફૂલ અને રોટી. જે પલટનો આ વિપ્લવની યોજનામાં ભળતી તે બધી પલટનોમાં કમળનું ફૂલ ફેરવવામાં આવતું. આ ફૂલ આખી પલટનમાં દરેકના હાથમાં થઈને પસાર કરવામાં આવતું જે છેલ્લા માણસના હાથમાં આ ફૂલ આવતું તે માણસે બીજી પલટનમાં આ ફૂલને પહોંચાડવું એવી તેની ફરજ ગણવામાં આવતી હતી. આનો ગુપ્ત અર્થ એ હતો કે એ પલટનના બધા સિપાઈઓ આ વિપ્લવમાં ભાગ લેવા માટે તૈયાર છે. આ રીતે બરાકપુરથી

પેશાવર સુધીના પલટનોમાં આવાં દરેક કમળના ફૂલોએ મુસાફરી કરી હતી

એક ગામનો ચોકીદાર બીજા ગામના ચોકીદાર પાસે રોટી લઈ જતો આ રોટીમાંથી થોડો ભાગ ચોકીદાર જાતે ખાતો બાકીનો ભાગ ગામના બીજા લોકોને ખવરાવતો, અને પછી ઘઉં કે એવી જ જાતના લોટની બીજી નવી રોટી બનાવીને નજીકના ગામે પહોંચાડતો આનો અર્થ એવો થતો હતો કે એ ગામના લોકો વિપ્લવમાં ભાગ લેવા તૈયાર છે ચમત્કાર તો એ હતો કે બહુ જ થોડા દિવસોમાં ભારત જેવા વિશાળ દેશના એક છેડાથી બીજા છેડા સુધીના લાખો ગામડાંઓમાં આ રોટીઓ પહોંચી ગઈ હતી, રક્તવર્ણું કમળ સિપાઈઓ માટે અને રોટી ગ્રામવાસીઓ માટે ગંભીર અર્થસૂચક ચીજો હતી

**૩૧મી મે, ઈ સ ૧૮૫૭, રવિવાર**

નાના સાહેબની આ યાત્રા દરમિયાન જ ૧૮૫૭ના મેની ૩૧મીનો રવિવાર સમસ્ત ભારતમાં એકીસાથે વિદ્રોહનો વાવટો ફરકાવવા માટે નક્કી કરવામાં આવ્યો[૧૯] પણ આ તારીખની ખબર માત્ર દરેક કેન્દ્રના મુખ્ય નેતાઓ તથા દરેક પલટનના ત્રણ ત્રણ અમલદારોને જ આપવામાં આવી બાકીના લોકોનું કામ તો નેતાઓની આજ્ઞાનું પાલન કરવાનું જ હતું

**પલટનોમાં અંદર અંદર પત્રવહેવાર**

વિવિધ પલટનોમાં આ સમયે ખૂબ પત્રવહેવાર ચાલતો હતો આવો એક પત્ર અંગ્રેજોના હાથમાં આવ્યો હતો, જેમાં લખ્યું હતું "ભાઈઓ! આપણે જાતે જ વિદેશીઓની સરકારથી આપણા ગળા કાપીએ છીએ જો આપણે જાગ્રત થઈ જઈએ તો સફળતા નિશ્ચિત છે. કલકત્તાથી પેશાવર સુધીનું આખું મેદાન આપણા હાથમાં આવી જશે" ઇતિહાસ લેખક કે લખે છે કે સિપાઈઓ રાતે પોતાની ગુપ્ત સભાઓ ભરતા હતા, જેમાં બોલવાવાળાઓના મોં ઉપર બુરખો રાખવામાં આવતો હતો

૧૯ 'From the available evidence I am quite convinced that the 31st of May 1857, had been decided on as the date for simultaneous rising —J C Wilson's *Offical Narrative* and White's *Complete History of the Great Sepoy War* p 17

## પ્રકરણ પિસ્તાળીશમું

## ચરબીવાળી કારતૂસો, અને વિપ્લવનો આરંભ

**દમદમની ઘટના**

કોઈ પણ વિપ્લવ કે ક્રાંતિને સફળ બનાવવી હોય તો તેની એક શરત એ છે કે વિપ્લવ બરાબર નિયત વખતે અને નિયત રીતે થાય. ઈ. સ. ૧૮૫૭ના જાનેવારીમાં કલકત્તાની પાસેના દમદમ નામના ગામમાં અકસ્માત એક નાનીશી ઘટના બની, જેનાથી સન સત્તાવનના વિપ્લવ માટે ઉપરોક્ત શરત પૂરી પડવામાં હરકત ઊભી થઈ.

કંપનીએ પોતાની ભારતીય સૈના માટે ઈ. સ. ૧૮૫૩માં નવી જાતની કારતૂસો પ્રચલિત કરી હતી. આ કારતૂસો બનાવવા માટે અનેક જગાએ કારખાનાં ખોલવામા આવ્યાં. આ પહેલાંની કારતૂસો હાથ વતી તોડવી પડતી હતી; હવે આ નવી કારતૂસોને દાંત વતી તોડવાની હતી. શરૂઆતમાં તો આનો કેવળ એક બે પલટનમાં જ પ્રચાર કરવામાં આવ્યો. ભારતીય સિપાઈઓના અજ્ઞાનને લીધે કેટલી યે જગાએ નવી કારતૂસો દાંત વતી તોડવાનું સિપાઈઓએ સ્વીકારી પણ લીધુ હતુ ધીરેધીરે નવી કારતૂસોનો ઉપયોગ વધારવામાં આવ્યો.

આ કારતૂસો બનાવવાનું એક ,કારખાનું બરાકપુરની નજીક ખોલવામાં આવ્યું હતું. એક દિવસે દમદમનો એક બ્રાહ્મણ સિપાઈ પાણીનો લોટો હાથમા લઈને પોતાની બરાક તરફ જતો હતો, એટલામા એક મહેતરે આવીને સિપાઈ પાસે પાણી પીવાનો લોટો માગ્યો. સિપાઈએ હિંદુ રિવાજ પ્રમાણે લોટો આપવાની ના પાડી એટલે મહેતરે કહ્યું: "હવે તમારી નાત-જાતનું ઘમંડ છોડી દેજો. શું તમને ખબર નથી કે તરતમા જ તમારે તમારા દાંત વતી ગાયનું માંસ અને સુવ્વરની ચરબીવાળા કારતૂસ તોડવી પડશે? જે નવી કારતૂસો બનાવવામાં આવે છે તેની અને બાજુએ જાણી

ખૂઝીને આ બંને ચીજો લગાડવામાં આવે છે." બ્રાહ્મણ સિપાઈ આ સાંભળતાં જ ક્રોધથી ધૂંવાંપૂંવાં થતો છાવણીમાં ગયો. બીજા સિપાઈઓએ જ્યારે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેઓ પણ રાતાપીળા થઈ ગયા, તેમને લાગ્યુ કે અંગ્રેજો જાણીજોઈને આ રીતે આપણને ધર્મભ્રષ્ટ કરવા માગે છે. તેમણે પોતાના અંગ્રેજ અમલદારને પૂછ્યું. અંગ્રેજોએ સ્પષ્ટ જવાબ આપ્યો કે આ અફવા જૂઠી છે, અને નવી કારતૂસોમાં આવી કોઈ ચીજ છે જ નહિ. સિપાઈઓને તેમના કથન પર વિશ્વાસ ન બેઠો. તેમણે બરાકપુરના કારખાનામાં કામ કરતા હલકી જાતના હિંદુ મજૂરો પાસેથી આ બાબતની બાતમી મેળવી. તેમને માલૂમ પડ્યું કે જે ચીજો હિંદુ તથા મુસલમાન ધર્મોમાં નિષિદ્ધ ગણવામાં આવી છે એ બંને ચીજો આ કારતૂસને લગાડવામાં આવે છે. આ રીતે પોતાની ખાતરી કરી લીધા પછી બરાકપુરના સિપાઈઓએ આ સમાચાર આખા હિંદુસ્તાનમાં ફેલાવી દીધા. લખવામાં આવ્યું છે કે આ ઘટના પછી બે મહિનામાં જ બરાકપુરથી પેશાવર અને મહારાષ્ટ્ર સુધીમાં આ સંબંધના હજારો કાગળો રવાના કરવામાં આવ્યા, અને ચરબીવાળી કારતૂસોના સમાચાર વીજળી વેગે ભારતના દરેકે દરેક હિંદી સિપાઈને કાને પહોંચી ગયા. દરેક હિંદુ તથા મુસલમાન સિપાઈ તેનો બદલો અંગ્રેજો ઉપર લેવા માટે તલપાપડ થઈ ગયો પણ તેમના નેતાઓએ તેમને ૩૧મી મે સુધી અટકાવી રાખવાના પ્રયત્નો કર્યા

**ચરબીવાળી કારતૂસો**

આ નવી કારતૂસોમા ગાય તથા સુવ્વરની ચરબીનો ઉપયોગ કરવાની બિના કેટલે અંશે સાચી છે તે હવે આપણે તપાસવાનું છે. આજકાલના લગભગ બધા જ અંગ્રેજ લેખકો અને સરકારી શાળાઓ માટે ઇતિહાસ લખનારા ભારતીય લેખકો આ બિનાને ખોટી અફવા ગણે છે, અને એ અફવા ઉપર વિશ્વાસ રાખનારા સિપાઈઓને પાગલ ગણે છે. ઈ. સ ૧૮૫૭માં ગવર્નર જનરલ લોર્ડ કેનિંગથી માંડીને નાનામા નાના અંગ્રેજ અમલદાર સુધીના બધાએ ગંભીરતાપૂર્વક જાહેર કર્યું અને એમ કરીને સિપાઈઓને આશ્વાસન આપ્યું કે કારતૂસોમા આ ચરબીનો ઉપયોગ કરવાની વાત બિલકુલ જૂઠી છે, અને ફોજમાં અસંતોષ ફેલાવવા માટે બદમાસોએ ઉપજાવી કાઢેલી છે. ઈ. સ. ૧૮૫૭ના વિપ્લવ માટે સર જોન કેના ઇતિહાસને સૌથી વિશેષ પ્રામાણિક માનવામા આવે છે. તે લખે છે—

"આ ચીકણો મસાલો બનાવવામાં ગાયની ચરબીનો ઉપયોગ

કરવામાં આવતો હતો તેમાં બિલકુલ સંદેહ નથી."[૧]

વળી એ હકીકત પર સર જોન કે લખે છે કે ઈ. સ. ૧૮૫૩ના ડિસેંબરમાં કર્નલ ટકરે સ્પષ્ટ શબ્દોમાં લખ્યું હતુ કે આ નવી કારતૂસોમાં ગાય અને સુવ્વર બંનેની ચરબીનો ઉપયોગ કરવામાં આવ્યો છે. દમદમના કારખાના માટે જે ઇજારદારને કારતૂસો માટેની ચરબીનો ઇજારો આપવામાં આવ્યો હતો, તે ઇજારાના લખતમાં પણ સ્પષ્ટ લખવામાં આવ્યું છે કે "હું ગાયની ચરબી લાવી આપીશ." અને આ ચરબીનો ભાવ ચાર આને શેર ગખવામાં આવ્યો હતો. લોર્ડ રૉબર્ટ્સ વિપ્લવ વખતે ભારતમાં હાજર હતો તે લખે છેઃ—

"મિસ્ટર ફોરેસ્ટે હમણાં જ ભારત સરકારના કાગળપત્રોની તપાસ કરી છે. આ તપાસ ઉપરથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે કે કારતૂસો તૈયાર કરવામાં જે મસાલાનો ઉપયોગ કરવામાં આવતો તે મસાલો ગાય અને સુવ્વરની ચરબી મેળવીને તૈયાર કરવામાં આવતો હતો; અને આ કારતૂસો બનાવવામાં સિપાઈઓની ધાર્મિક લાગણીઓ તરફ એટલી બધી બેપરવાઈ બતાવવામાં આવતી હતી કે જેના ઉપર વિશ્વાસ પણ ન બેસે!"[૨]

પ્રસિદ્ધ ઇતિહાસલેખક વિલિયમ લેકી લખે છેઃ—[૩]

"આ એક લજ્જાજનક અને ભયંકર સત્ય છે કે સિપાઈઓ પોતાની માન્યતામાં બિલકુલ સાચા હતા. × × × આ ઘટના તરફ

---

૧ "There is no question that beef fat was used in the composition of this tallow."—Kaye's Indian Mutiny, vol 1, p 381.

૨ "The recent researches of Mr. Forrest in the records of the Government of India prove that the lubricating mixture used in preparing the cartridges was actually composed of the objectionable ingredients, cows' fat and lard and that incredible disregard of the soldier's religious prejudices was displayed in the manufacture of these cartridges"—*Forty Years in India*, by Lord Roberts, p. 431.

૩ "It is a shameful and terrible truth that as far as the fact was concerned, the Sepoys were perfectly right in their belief. . but in looking bach upon it, English writers must ac-

ફરી નજર નાખતાં અંગ્રેજી લેખકોએ શરમથી સ્વીકારવું જોઈએ કે ભારતવાસીઓએ જે કારણોથી વિદ્રોહ કર્યો, તે કરતાં વધારે જબરદસ્ત કારણો કોઈપણ વિદ્રોહને ન્યાયી ઠરાવવા માટે હોઈ શકે નહિ."

**સિપાઈઓ ઉપર જબરદસ્તી**

સિપાઈઓમાં આ અસંતોષ ફેલાયા પછી થોડા દિવસોમાં કંપની સરકાર તરફથી એક જાહેરાત પ્રસિદ્ધ કરવામાં આવી કે આવી જાતની એક પણ કારતૂસ હજી ફોજમાં વહેંચવામાં આવી નથી. પરંતુ એ અરસામાં જ અંબાલાના ડિપોમાથી સાડી બાવીસ હજાર અને શિયાલકોટના ડિપોમાંથી ચૌદ હજાર કારતૂસો એટલે કે એ ડિપોમાંથી જ સાડીછત્રીસ હજાર કારતૂસો ફોજમાં વહેંચવામાં આવી હતી. હવે ઘણી પલટનોમાં અંગ્રેજ અમલદારોએ દેશી સિપાઈઓને ધમકાવવાનું શરૂ કર્યું કે તમારે આ નવી કારતૂસો વાપરવી જ પડશે. એકએ જગાએ જ્યારે સિપાઈઓએ હઠ પકડી ત્યારે આખી રેજિમેન્ટને કડક સજાઓ કરવામાં આવી.

**વિપ્લવની ચિનગારી**

આ રીતે ગાય અને સુવ્વરની ચરબીની બનેલી કારતૂસોએ તે સમયની ભારતની ફોજમા જે અસંતોષનો દારૂગોળો ભારેલો હતો તેમાં ચિનગારીનું કામ કર્યું. કેટલાક અંગ્રેજ ઇતિહાસલેખકો તો આ કારતૂસોના કારણને જ વિપ્લવનું મુખ્ય કારણ ગણાવે છે. આ લેખકોના જવાબમાં અમે માત્ર બે ત્રણ પ્રામાણિક ઇતિહાસલેખકોના અભિપ્રાયો અહીં ટાંકીએ છીએ જસ્ટિન મેકાર્થી લખે છે.—૪

"સાચી વાત તો એ છે કે ઉત્તરના અને વાયવ્યના મોટા ભાગની દેશી પ્રજાઓ અંગ્રેજ પ્રજાની સામે ઉઠી ગઈ હતી ચરબીવાળી કારતૂસોનો ઝઘડો એ તો એક માત્ર ચિનગારી હતી, જે અકસ્માત આ

---

knowledge with humiliation that, if mutiny is ever justifiable, no stronger justification could be given than that of the Sepoy troops."—*The Map of Life*, by W E H Lecky, pp 103–104.

૪ "The fact was that throughout the greater part of the northern and north-western provinces of the Indian peninsula, there was a rebellion of the native races against the English Power. . . . The quarrel about the greased cartridges was but the chance spark flung in among all the combustible ma-

સળગી ઊઠે એવા સ્ફોટક મસાલામાં આવી પડી. × × × એ એક રાષ્ટ્રીય અને ધાર્મિક યુદ્ધ હતું."

મેડલે નામનો બીજો ઇતિહાસ લખે છેઃ—

"પરંતુ જમીનની અંદર જ અનેક દિવસોથી અનેક કારણોને લીધે દારૂગોળો તો ભરાવા લાગ્યો હતો. એમાં ચરબીવાળી કારતૂસોએ તો કેવળ દીવાસળીનું કામ કર્યું." ૫

ચાર્લ્સ બૉલે પોતાના વિપ્લવના ઇતિહાસમાં લખ્યું છે કે ડિઝરાયલી જે પાછળથી ઇંગ્લાંડનો વડો પ્રધાન થયો હતો, તે કહેતો હતો કે કોઈ માણસ ચરબીવાળી કારતૂસને વિપ્લવનું સાચું કારણ માનતો નથી.

એક ઇતિહાસલેખક લખે છે કે જે કારતૂસો સંબંધે ભારતીય સિપાઇઓ સાશંક બન્યા હતા, એ જ કારતૂસોનો ઉપયોગ અનેક સિપાઈઓએ વિપ્લવના દિવસોમા વિના સંકોચે કર્યો હતો.

**બરાકપુરમાં આરંભ**

અમે અગાઉ લખી ગયા છીએ કે આ નવી કારતૂસોને કારણે વિપ્લવ નક્કી કરેલા સમય કરતાં વહેલો શરૂ થઈ ગયો. સન સત્તાવનના વિપ્લવનો આરંભ એક રીતે બરાકપુરથી જ થયો ગણી શકાય. ઈ. સ. ૧૮૫૭ના ફેબ્રુઆરીમા ૧૯ નંબરની પલટનને ઉપયોગ કરવા માટે નવી કારતૂસો આપવામાં આવી. સિપાઈઓએ આ કારતૂસો વાપરવાની સ્પષ્ટ ના સંભળાવી. આખા બંગાળામાં એ વખતે એક પણ ગોરી પલટન નહોતી. આથી અંગ્રેજોએ બર્માથી તરત જ એક ગોરી પલટન મગાવીને ૧૯ નંબરની પલટનનાં હથિયારો લઈ લેવાનો તથા સિપાઈઓને રજા આપી દેવાનો વિચાર કર્યો. સિપાઈઓએ જ્યારે આ જાણ્યું ત્યારે તેમનામાંના કેટલાકોએ ચૂપચાપ હથિયાર છોડી દેવાને બદલે તત્કાળ વિપ્લવની શરૂઆત કરી દેવાનો વિચાર કર્યો; તેમના હિંદી અમલદારોએ તેમને ૩૧મી મે સુધી અટકી જવાની સલાહ પણ આપી, પણ ૧૯ નંબરની પલટનનો મંગળ પાંડે

terial. . . . a national and religious war!"—*History of Our own Times*, by Justin Mc. Carthy, vol iii.

૫ "But, in fact, the greased cartridge was merely the match that exploded the mine which had, owing to a variety of causes been for a long time preparing."—Medley's *A Year's Campaigning in India from March 1857 to March 1858.*

આવી છે એમ પણ તેમને અહીં કહેવામાં આવ્યું. ત્યાર પછી તેમને જેલખાના તરફ લઈ ગયા તેમની સાથેના બીજા હજારો હિંદી સિપાઈઓ મનમાં ને મનમાં ક્રોધથી સળગી ઊઠયા, કારણ કે, તેઓ આ લોકોને નિર્દોષ ગણતા હતા. પરંતુ હજી તેમને ત્રણ અઠવાડિયાં શાંત રહેવાનું હતું. તેઓ પોતાના ક્રોધને ગળી જઈને બરાકો તરફ પાછા આવ્યા.૭

આ ઘટના સવારમાં બની. સાંજે મેરઠના આ સિપાઈઓ શહેરમાં ગયા. સ્થળે સ્થળે શહેરની સ્ત્રીઓએ તેમને મહેણા માર્યાં કે "તમારા ભાઈઓ જેલખાનામાં છે ને તમે અહીં બજારમાં માખીઓ મારો છો! ધિક્કાર છે તમારા જીવતરને!"૮

અત્યાર સુધી સિપાઈઓએ ધીરજ જાળવી રાખી હતી, પણ મેરઠની સ્ત્રીઓના આ શબ્દો તેમને હાડોહાડ લાગી ગયા. રાતે બગીચામાં ગુપ્ત સભાઓ ભરાઈ. અને ૩૧મી તારીખ સુધી ચૂપકીદી ધારણ કરીને શાંત બેસી રહેવું હવે અશક્ય છે એમ ઠરાવવામાં આવ્યું.

૯મી મેની રાતે જ સિપાઈઓએ દિલ્હીના નેતાઓને ખબર પહોંચાડયા કે અમે કાલ અથવા પરમ દિવસે ત્યાં આવી પહોંચશું તૈયાર રહેજો.૯

### મેરઠમાં વિપ્લવનો પ્રથમ દિવસ

બીજે દિવસે ૧૦મી તારીખે રવિવાર હતો. મેરઠ શહેરમાં શહેરનિવાસીઓ તથા હજારો સશસ્ત્ર ગ્રામવાસીઓ બહારથી આવીને એકઠા થવા લાગ્યા હતા. અહીં છાવણીમાં પૂરજોસમાં તૈયારીઓ થઈ રહી હતી. પ્રથમ ઘોડાક સવારો જેલખાના તરફ ગયા. જેલરો પણ વિપ્લવકારીઓ સાથે ભળેલા હતા. જેલખાનાની દીવાલો તોડી પાડવામાં આવી. બધા કેદીઓની બેડીઓ તોડી નાખવામાં આવી. પાયદળ, સવાર અને તોપખાનાના હિંદુ તથા મુસલમાન સિપાઈઓ મેરઠના તમામ અંગ્રેજો કાપી નાખવા માટે આમતેમ દોડાદોડી કરવા લાગ્યા. અનેક અંગ્રેજો મરાયા; બંગલા, કચેરીઓ અને હોટેલોને આગ લગાડવામાં આવી. 'દીન દીન!' 'હરહર મહાદેવ!' અને 'મારો ફિરંગીકો' ના અવાજો ચારે બાજુથી ઊઠવા લાગ્યા. શહેર અને છાવણી આ અવાજથી ગાજવા માંડી. નક્કી કર્યા મુજબ તારનાં દોરડાં

૭ Kaye's *History of the Sepoy War*, book iv, chap. ii.
૮ J. C. Wilson's *Official Narrative*.
૯ *The Red Pamphlet*, by G. B Malleson.

કાપી નાખવામાં આવ્યાં અને રેલવે લાઈન વિપ્લવકારીઓએ પોતાના હાથમાં લઈ લીધી. જે અંગ્રેજો બચ્યા તેમનામાંના કેટલાક ઘોડારમાં તેમ જ ઘરનાં છજાંમાં સંતાયા અને બાકીનાઓએ પોતાના હિંદી નોકરોના ઘરોનો આશરો લીધો. શહેર અને છાવણી બંનેમાં વિદ્રોહનો અગ્નિ ભભૂકી ઊઠયો હતો. તેથી જે થોડીઘણી અંગ્રેજ સેના મેરઠમાં હતી તે પણ કર્તવ્યમૂઢ બની ગઈ; અનેક અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકો બંગલાઓમાં જ બળીને ખાખ થઈ ગયાં. ૧૦મી તારીખે રાતે જ મેરઠના વિદ્રોહી સિપાઈઓએ દિલ્હી તરફ કૂચ કરી.

### દિલ્હીમાં વિપ્લવકારી સિપાઈઓનો પ્રવેશ

માલેસન, વ્હાઇટ અને વિલ્સન ત્રણે ઇતિહાસલેખકો સ્વીકાર કરે છે કે નિયત કરેલા સમય પહેલાં જ મેરઠમાં વિપ્લવની શરૂઆત થવાથી અંગ્રેજોને લાભ થયો અને ભારતીય વિપ્લવકારીઓને નુકશાન થયું. માલેસન સ્પષ્ટ લખે છે કે જો પૂર્વે કરેલા નિશ્ચય મુજબ એકીસાથે એક જ તારીખે આખા ભારતમાં વિપ્લવ સળગ્યો હોત તો એક પણ અંગ્રેજ બચ્યો જીવતો બચી શક્યો ન હોત, અને એ જ વખતે ભારતમાં અંગ્રેજી રાજ્યનો અસ્ત થઈ ગયો હોત.[૧૦]

જે. સી. વિલ્સન લખે છે કે ખરી રીતે મેરઠ શહેરની સ્ત્રીઓએ ત્યાંના સિપાઈઓને ટોણા મારીને સમય પહેલા વિદ્રોહ શરૂ કરાવી અંગ્રેજી રાજ્યનો નાશ થતો અટકાવ્યો.[૧૧] પરંતુ મેરઠમાં વિદ્રોહની શરૂઆત થતાં જ ભારતના એક છેડાથી બીજા છેડા સુધી એક પ્રચંડ દાવાનળ સળગી ઊઠયો. બે હજાર સશસ્ત્ર હિંદી સવારો મેરઠથી નીકળીને ૧૧મી મેએ સવારે આઠ વાગે દિલ્હી પહોંચી ગયા. તેઓના આવવાની બાતમી અગાઉથી જ દિલ્હીના નેતાઓને મળી ચૂકી હતી; પણ અંગ્રેજોને તો તેની બિલકુલ ખબર નહોતી. દિલ્હીની ફોજનો રિપલે નામનો અંગ્રેજ અમલદાર આ સમાચાર મળતાં જ પોતાની ૫૪ નંબરની દેશી પલટનને એકઠી કરી મેરઠના વિદ્રોહી સિપાઈઓને અટકાવવા સામો ગયો. બંને સેનાઓ સામસામે આવતાં મેરઠના વિદ્રોહી સિપાઈઓએ 'અંગ્રેજી રાજ્યનો ક્ષય' અને 'સમ્રાટ બહાદુરનો જય' પોકાર્યો. આથી દિલ્હીના સિપાઈઓ હુમલો કરવાને બદલે મેરઠના વિદ્રોહી સિપાઈઓને ભેટવા લાગ્યા. કર્નલ રિપલે ગભરાયો. તેને

૧૦ Malleson, vol. ૪.
૧૧ J. C. Wilson's *Official Narrative*.

ત્યાં જ પૂરો કરવામાં આવ્યો. દિલ્હીની સેનાના બધા અંગ્રેજ અમલદારોને મારી નાખવામાં આવ્યા આ સંયુક્ત સેનાએ કાશ્મિરી દરવાજેથી હવે દિલ્હીમાં પ્રવેશ કર્યો દરિયાગંજના બધા અંગ્રેજી બંગલાઓ બાળી મૂકવામાં આવ્યા કેટલાક અંગ્રેજો બંગલામાં જ બળીને ખાખ થઈ ગયા, અને બાકીનાઓને તલવારની ધારે કાપી નાખવામાં આવ્યા દિલ્હીનો કિલ્લો તરત જ વિપ્લવકારીઓના હાથમાં આવ્યો. બાદશાહ બહાદુરશાહ અને બેગમ જિનત મહલે વિચાર્યું કે ૩૧મી મે સુધી હવે રાહ જોવી એ મૂર્ખાઈ છે

દરમિયાન મેરઠની પાયદળ સેના તથા તોપખાનું પણ દિલ્હી આવી પહોંચ્યું મેરઠના તોપખાનાએ લાલ કિલ્લામાં પ્રવેશ કરતી વખતે બાદશાહ બહાદુરશાહને ૨૧ તોપોની સલામી આપી. ચાર્લ્સ બૉલ લખે છે કે વિદ્રોહી સેનાના ભારતીય અમલદારોએ બાદશાહની મુલાકાત લઈને તેને સલામ કરી અને મેરઠની બધી હકીકત કહી સંભળાવી આ અમલદારોમાં હિંદુ તથા મુસલમાન બંને સામેલ હતા. મેટકાફના કથન પ્રમાણે બાદશાહે તેમને કહ્યું "મારી પાસે કંઈ ખજાનો નથી, હું આપને પગાર ક્યાંથી ચૂકવીશ?" સિપાઈઓએ જવાબ આપ્યો "અમે આખા હિંદુસ્તાનના અંગ્રેજી ખજાના લૂંટીલૂંટીને આપના ચરણોમાં ધરી દઈશું" વૃદ્ધ સમ્રાટે વિપ્લવનું નેતૃત્વ સ્વીકાર્યું અને આખો કિલ્લો સમ્રાટના જયજયકારથી ગાજી ઊઠ્યો

દિલ્હીના હજારો નગરવાસીઓ વિપ્લવકારીઓને મળી ગયા જ્યાં જ્યાં અંગ્રેજ દેખાયો ત્યાં ત્યાં તેને ઠાર કરવામાં આવ્યો લખેલું છે કે જ્યારે મેરઠની ફોજ દિલ્હી પહોંચી ત્યારે દિલ્હીના હજારો મુસલમાનો તેની આસપાસ એકઠા થઈ ગયા અને હિંદુ વસતીએ સ્થળે સ્થળે મેરઠના સિપાઈઓને ઠંડું શરબત પાયું અંગ્રેજી બેંક લૂંટી લીધી અને સળગાવી દીધી, બીજી અંગ્રેજી ઇમારતોની પણ એ જ દશા થઈ

**દિલ્હીના દારૂગોળાનો ભંડાર**

આ વખતે દિલ્હીમાં એક ગોરી પલટન નહોતી કિલ્લાની નજીકમાં જ અંગ્રેજોનો જબરો દારૂગોળાનો ભંડાર હતો આ ભંડારમાં આશરે નવ લાખ કારતૂસો, દસ હજાર બંદૂકો અને પુષ્કળ દારૂગોળો ભરેલો હતો વિદ્રોહી સેના આ ભંડાર તરફ આગળ વધી તેમણે દિલ્હીના બાદશાહને નામે ભંડારના અંગ્રેજ અમલદાર લેફ્ટેનન્ટ વિલોબીને સંદેશો મોકલ્યો કે દારૂગોળાનો ભંડાર અમારે હવાલે કરી દો વિલોબીએ આ વાતનો અસ્વીકાર કર્યો ભંડારમાં નવ અંગ્રેજો તથા થોડાક હિંદી લોકો હતા હિંદી સિપાઈઓએ જ્યારે





દિલ્હીનો અંતિમ સમ્રાટ બહાદુરશાહ અને બેગમ ઝિન્નતમહલ

( દિલ્હીના શાહી ચિત્રકારે હાથીદાંત ઉપર દોરેલાં બે ચિત્રો; તે સમયની ભારતીય ચિત્રકળાના બે સુંદર નમૂના: મૉડર્ન રિવ્યુ, ડિસેમ્બર, ૧૯૧૧ )

ત્યાં જ પૂરો કરવામાં આવ્યો. દિલ્હીની સેનાના બધા, અંગ્રેજ અમલદારોને મારી નાખવામાં આવ્યા. આ સંયુક્ત સેનાએ કાશ્મિરી દરવાજેથી હવે દિલ્હીમાં પ્રવેશ કર્યો. દરિયાગંજના બધા અંગ્રેજી બંગલાઓ બાળી મૂકવામાં આવ્યા. કેટલાક અંગ્રેજો બંગલામાં જ બળીને ખાખ થઈ ગયા, અને બાકીનાઓને તલવારની ધારે કાપી નાખવામાં આવ્યા. દિલ્હીનો કિલ્લો તરત જ વિપ્લવકારીઓના હાથમાં આવ્યો. બાદશાહ બહાદુરશાહ અને બેગમ જિન્નત મહલે વિચાર્યું કે ૩૧મી મે સુધી હવે રાહ જોવી એ મૂર્ખાઈ છે.

દરમિયાન મેરઠની પાયદળ સેના તથા તોપખાનું પણ દિલ્હી આવી પહોંચ્યું. મેરઠના તોપખાનાએ લાલ કિલ્લામાં પ્રવેશ કરતી વખતે બાદશાહ બહાદુરશાહને ૨૧ તોપોની સલામી આપી. ચાર્લ્સ બોલ લખે છે કે વિદ્રોહી સેનાના ભારતીય અમલદારોએ બાદશાહની મુલાકાત લઈને તેને સલામ કરી અને મેરઠની બધી હકીકત કહી સંભળાવી. આ અમલદારોમાં હિંદુ તથા મુસલમાન બંને સામેલ હતા. મેટકાફના કથન પ્રમાણે બાદશાહે તેમને કહ્યું: "મારી પાસે કંઈ ખજાનો નથી; હું આપને પગાર કયાંથી ચૂકવીશ ?" સિપાઈઓએ જવાબ આપ્યો: "અમે આખા હિંદુસ્તાનના અંગ્રેજી ખજાના લૂંટીલૂંટીને આપના ચરણોમાં ધરી દઈશું." વૃદ્ધ સમ્રાટે વિપ્લવનું નેતૃત્વ સ્વીકાર્યું અને આખો કિલ્લો સમ્રાટના જયજયકારથી ગાજી ઊઠયો.

દિલ્હીના હજારો નગરવાસીઓ વિપ્લવકારીઓને મળી ગયા. જ્યાં જ્યાં અંગ્રેજ દેખાયો ત્યાં ત્યાં તેને ઠાર કરવામાં આવ્યો. લખેલું છે કે જ્યારે મેરઠની ફોજ દિલ્હી પહોંચી ત્યારે દિલ્હીના હજારો મુસલમાનો તેની આસપાસ એકઠા થઈ ગયા અને હિંદુ વસતીએ સ્થળે સ્થળે મેરઠના સિપાઈઓને ઠંડું શરબત પાયું. અંગ્રેજી બેંક લૂંટી લીધી અને સળગાવી દીધી, બીજી અંગ્રેજી ઇમારતોની પણ એ જ દશા થઈ.

**દિલ્હીના દારૂગોળાનો ભંડાર**

આ વખતે દિલ્હીમાં એક ગોરી પલટન નહોતી. કિલ્લાની નજીકમાં જ અંગ્રેજોનો જબરો દારૂગોળાનો ભંડાર હતો. આ ભંડારમાં આશરે નવ લાખ કારતૂસો, દસ હજાર બંદૂકો અને પુષ્કળ દારૂગોળો ભરેલો હતો. વિદ્રોહી સેના આ ભંડાર તરફ આગળ વધી. તેમણે દિલ્હીના બાદશાહને નામે ભંડારના અંગ્રેજ અમલદાર લેફ્ટેનન્ટ વિલોબીને સંદેશો મોકલ્યો કે દારૂગોળાનો ભંડાર અમારે હવાલે કરી દો. વિલોબીએ આ વાતનો અસ્વીકાર કર્યો. ભંડારમાં નવ અંગ્રેજો તથા થોડાક હિંદી લોકો હતા. હિંદી સિપાઈઓએ જ્યારે

દિલ્હીના બાદશાહનો લીલો અને સોનેરી ઝંડો લાલ કિલ્લા ઉપર ફરકતો જોયો ત્યારે તેઓ પોતાના ભાઈઓને આવીને મળ્યા. આખા વિપ્લવ દરમિયાન આ લીલો ઝંડો જ વિપ્લવકારીઓનો રાષ્ટ્રીય ઝંડો હતો. નવ અગ્રેજોએ થોડી વાર સુધી તો વીરતાથી શત્રુનો સામનો કર્યો, આખરે દારૂગોળાના ભંડારને બચાવવાનું અશક્ય જણાયાથી તેમણે જ તેને આગ લગાડી. લખવામાં આવ્યું છે કે એક હજાર તોપો એકી સાથે ફૂટવાથી જેવડો મોટો અવાજ થયો એવો મોટો ધડાકો થયો, જેનાથી દિલ્હીનાં બધાં મકાનો પણ હચમચી ગયાં નવ અંગ્રેજ વીરો એ જગાએ જ સમાપ્ત થઈ ગયા, અને સાથોસાથ ૨૫ હિંદી સિપાઈઓ તેમજ આસપાસની ગલીઓમાં રહેનારા લગભગ ૩૦૦ શહેરીઓ ટુકડેટુકડા થઈ ઊડી ગયા. બધી બંદૂકો વિપ્લવકારીઓના હાથમાં આવી અને દરેક સિપાઈને ભાગે ચાર બંદૂકો મળી. છાવણીના બધા અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા. તા. ૧૧મીથી તા. ૧૬મી સુધી આખા શહેરમાં અંગ્રેજોની કત્લેઆમ ચાલી. આ કાળ દરમિયાન સેંકડો અંગ્રેજો જીવ લઈ ને નાસી છૂટયા. અનેકોએ પોતાનાં મોં કાળા રંગે રંગી લીધા અને હિંદી ફકીરો જેવો પોશાક પણ પહેરી લીધો. અનેક ગરમીથી અને માર્ગની મુશ્કેલીઓથી મરણ પામ્યા, અને અનેકને આજુબાજુના ગામવાળાઓએ પૂરા કરી નાખ્યા, કેટલાકને દયાળુ ગ્રામવાસીઓએ આશરો પણ આપ્યો અને પોતાને ત્યા છુપાવી રાખ્યા.

### દિલ્હીની સ્વાધીનતા

ઈ. સ. ૧૮૫૭ના મેની ૧૬મીએ ભારતની પ્રાચીન રાજધાની દિલ્હી કંપનીના હાથમાંથી સંપૂર્ણ રીતે મુક્ત થઈ, અને સમ્રાટ બહાદુરશાહ ફરીથી ભારતના સાચા સમ્રાટ તરીકે ગણાવા લાગ્યો, બાકીના ભારત ઉપર આનો પ્રભાવ ભારે થયો. નાનાસાહેબ તથા વિપ્લવના બીજા નેતાઓએ બહાદુરશાહના નામે જ ભારત આખાના રાજાઓ, સૈનિકો અને પ્રજાને અંગ્રેજો વિરુદ્ધ યુદ્ધ કરવાનું આહ્વાન આપ્યું હતું. બહાદુરશાહનો ઝંડો જ એ વખતે વિપ્લવકારીઓનો ઝંડો હતો

એક બાબત અહીં ધ્યાન ખેંચવાની જરૂર છે કે મેરઠ, - દિલ્હી અને આસપાસનાં ગામોના એકેએક અંગ્રેજને વીણી વીણીને મારી નાખવામાં આવ્યો એ સાચું. પણ વિપ્લવકારીઓ તરફથી એક પણ અંગ્રેજ સ્ત્રીનું અપમાન કરવામાં આવ્યું નથી. આના પ્રમાણ તરીકે અમે કંપનીની ગુપ્ત-પોલીસના મુખ્ય અમલદાર ઓનરેબલ સર વિલિયમ મ્યોર કે. સી. આઈ. ઈ.

નું વર્ણન જ નીચે ઉતારીએ છીએ. તે લખે છેઃ—

"બીજો ગમે તેટલો રક્તપાત તથા અત્યાચાર થયો હશે, પરંતુ અંગ્રેજ સ્ત્રીઓની બેઇજ્જતી કર્યાના જે જે કિસ્સાઓ ફેલાવવામાં આવ્યા છે, તે બધા મેં જેટલી તપાસ કરી છે ત્યાં સુધી તો બિલકુલ પાયા વગરના હતા." ૧૨

**અલીગઢની સ્વાધીનતા**

દિલ્હીની સ્વાધીનતાના સમાચાર વીજળી વેગે આખા હિંદુસ્તાનમાં પ્રસરી ગયા. અનેક સ્થળોના નેતાઓ નક્કી ન કરી શક્યા કે હવે આજે જ વિપ્લવની શરૂઆત કરી દેવી કે નિયત તારીખ સુધી રાહ જોવી; પણ ૧૧મી મેથી ૩૧મી મે સુધીમાં સમસ્ત ઉત્તર ભારતમાં ઠેરઠેર વિદ્રોહનો અગ્નિ ભભૂકી ઊઠયો. કંપનીની ૯ નંબરની પલટન અલીગઢ, મૈનપુરી, ઇટાવા અને બુલંદશહરમાં વહેંચાઈ ગઈ હતી. મેની શરૂઆતમાં એક બ્રાહ્મણ પ્રચારક વિપ્લવનો પ્રચાર કરવા માટે બુલંદશહરની છાવણીમાં પહોંચ્યો. પલટનના ત્રણ સિપાઈઓએ ચાડી ખાઈ ને તે બ્રાહ્મણને પકડાવી દીધો. પલટનનું મુખ્ય સ્થાન અલીગઢ હતું. એ બ્રાહ્મણને ફાંસી આપવા માટે અલીગઢ લાવવામાં આવ્યો. ૨૦મી મેની સાંજે બધા દેશી સિપાઈઓની સમક્ષ તેને ફાંસીએ લટકાવ્યો. બ્રાહ્મણને ફાંસીને દોરડે લટકતો જોઈને સિપાઈઓનું લોહી ઊકળવા લાગ્યું લખે છે કે એક સિપાઈ તરત જ પોતાની હારમાંથી આગળ આવી પોતાની તલવારથી એ બ્રાહ્મણના શબ તરફ ધ્યાન ખેંચીને બોલ્યો "ભાઈઓ! આ શહીદ આપણી ખાતર રક્તસ્નાન કરે છે." હવે ૩૧મી મે સુધી રાહ જોવાનું સિપાઈઓ માટે મુશ્કેલ હતું, આખી ૯ નંબરની પલટન વિફરી. પણ આ પલટનના સિપાઈઓએ શાંતિપૂર્વક પોતાના અંગ્રેજ અમલદારોને કહ્યું કે જો તમે તમારા જાન બચાવવા માગતા હો તો અલીગઢનો ત્યાગ કરો. એ જ વખતે બધા અંગ્રેજો પોતાની સ્ત્રીઓ તથા બાળકોને લઈ ને અલીગઢ છોડીને ચાલી નીકળ્યા, અને ૨૦મી તારીખની મધરાત પહેલાં અલીગઢના કિલ્લા ઉપર લીલો ઝંડો ફરફરવા લાગ્યો. સિપાઈઓ

૧૨ "However much of cruelty and bloodshed there was, the tales which gained currency of dishonour to ladies were, so far as my observation and enquiries went, devoid of any satisfactory proof."—Hon. Sir Wm Muir, K. C. S. I., Head of the Intelligence Dept.

પુષ્કળ ખજાનો તથા અસ્ત્રશસ્ત્રો લઈને દિલ્હી તરફ રવાના થયા.

**મૈનપુરીની સ્વાધીનતા**

અલીગઢના આ સમાચાર ૨૨મી તારીખે મૈનપુરી પહોંચ્યા તે જ દિવસે ત્યાંના સિપાઈઓ પણ વીફર્યા આ લોકોએ પણ બધા અંગ્રેજોને જીવનદાન આપ્યું અને અલીગઢના સિપાઈઓની માફક જ દારૂગોળો અને હથિયારો ઊંટ ઉપર ચડાવીને તેઓ ૨૩મી મેએ રાજધાની તરફ રવાના થયા. સ્વાધીનતાનો ઝંડો મૈનપુરી ઉપર પણ ફરકવા લાગ્યો.

**ઈટાવાની સ્વાધીનતા**

ઈટાવાની પણ આ જ સ્થિતિ હતી. ઈટાવાના કલેક્ટર મિ. હ્યૂમે પોલીસ તથા જનતાની મદદ માગી, પરંતુ આ બંનેએ ખુલ્લી રીતે વિપ્લવકારીઓને સાથ આપ્યો. આસીસ્ટંટ મેજિસ્ટ્રેટ ડેનિયલ લડાઈમાં મરાયો. ૨૩મી મેએ સિપાઈઓએ ખજાનો લૂંટયો, જેલખાનું તોડયું અને અંગ્રેજોને પોતાનાં બાળબચ્ચાં સહિત નાસી જવાનો તક આપી. લખ્યું છે કે હ્યૂમ સાહેબ હિંદી સ્ત્રીનાં કપડાં પહેરીને ઈટાવાથી ભાગ્યો.[૧૩] શહેરમાં સ્વાધીનતાનો ઢંઢેરો પીટવામાં આવ્યો. આ રીતે ૯ નંબરની પલટનના બધા સિપાઈઓ અલીગઢ, બુલંદશહર, મૈનપુરી, ઈટાવા અને આજુબાજુના પ્રદેશને સ્વતંત્ર બનાવીને કંપનીના ખજાના લૂંટતા, અંગ્રેજોને જીવનદાન આપતા, રસદ અને હથિયારો લઈને દિલ્હી તરફ ઊપડયા, આ શહેરનો વહીવટ તે તે નગરનિવાસીઓને સોંપવામાં આવ્યો હતો.

**નસીરાબાદમાં વિપ્લવ**

અજમેર નજીક નસીરાબાદમાં કંપનીની એક દેશી પાયદળ પલટન ગોરાની એક કંપની અને થોડું તોપખાનું રાખવામાં આવતા આ સમય દરમિયાન મેરઠના સિપાઈઓ દૂર દૂર સુધી પહોંચી ગયા હતા. જેમાંના થોડાક નસીરાબાદ પણ આવી પહોંચ્યા. ત્યાંની હિંદી સેના ૨૮મીએ વીફરી ગોરાની કંપની સાથે તેમનો સંગ્રામ થયો થોડાક અંગ્રેજો મરાયા, અને બાકીના જીવ લઈને નાઠા. દિલ્હીના બાદશાહને નામે નગરનો વહીવટ શરૂ કરીને ખજાનો, હથિયાર અને હજારો સિપાઈઓ પોતાની સાથે લઈને દેશી સિપાઈઓના નેતા દિલ્હી તરફ ચાલવા લાગ્યા,

**રોહિલખંડનો નેતા ખાનબહાદુરખાં**

રોહિલખંડમાં થોડાં વરસો પૂર્વે પઠાણો સ્વતંત્ર રાજ્ય ચલાવતા હતા;

૧૩ *The Red Pamphlet*, Part II. p. 70.

બરેલી ત્યાંની રાજધાની હતી. છેલ્લા રોહિલા નવાબનો વંશજ ખાનબહાદુરખાં આ વખતે કંપનીને ન્યાયાધીશ તરીકે કામ કરતો હતો. આ ખાનબહાદુરખાં જ રોહિલખંડમાં વિપ્લવનો મુખ્ય નેતા હતો.

## રોહિલખંડની પલટનોને અપીલ

બરેલીમાં કંપનીની ૮ નંબરની દેશી સવાર પલટન, ૧૮ અને ૬૮ નંબરની પાયદળ પલટનો તથા થોડી તોપો રહેતાં હતાં. ત્યાંનો સેનાપતિ જનરલ સિબલ્ડ હતો. મેરઠનાં વિપ્લવના સમાચાર ૧૪મી મેએ બરેલી પહોંચ્યા. મેરઠના વિપ્લવ પછી તરત જ અંગ્રેજ કમાંડર ઇન ચીફે હિંદુસ્તાન આખાની સેનાઓમાં જાહેર કર્યું હતું કે નવી કારતૂસો વાપરવાનું બંધ કરવામાં આવે છે, ને બધા સિપાઈઓએ હવે જૂની કારતૂસોનો જ ઉપયોગ કરવો. પરંતુ આ જાહેરાતની અસર હવે વિપ્લવ ઉપર થઈ શકે એમ નહોતું. રોહિલખંડની પલટનો ઉપર દિલ્હીથી નીચેનો કાગળ પહોંચ્યો:–

"દિલ્હીની સેનાના સેનાપતિ તરફથી બરેલી અને મુરાદાબાદની પલટનોના સેનાપતિઓ જોગ—હાર્દિક આલિંગન. ભાઈઓ! દિલ્હીમાં અંગ્રેજો સાથે જંગ મંડાયો છે, ઈશ્વરની કૃપાથી આપણે અંગ્રેજોને પ્રથમ જે પરાજય આપ્યો છે, તેનાથી તેઓ એટલા બધા ગભરાયા છે કે તેટલા બીજા એક પણ પરાજયથી કદાચ ગભરાયા નહિ હોય. અગણિત હિંદી બહાદુરો દિલ્હીમાં આવીને એકઠા થાય છે. આવે વખતે જો તમે ત્યાં ખાણું ખાતા હો તો હાથ અહીં આવીને ધોશો. શાહોના બાદશાહ, જહાંપનાહ, આપણા દિલ્હીસમ્રાટ આપનું સ્વાગત કરશે, અને આપની સેવાઓનો બદલો આપશે. રોજા રાખવાવાળાના કાન જે આતુરતાથી અઝાન તરફ માંડેલા હોય છે એટલી જ આતુરતાથી અમારા કાન તમારા સમાચાર તરફ માંડેલાં છે. અમે તમારી તોપોના અવાજ સાંભળવા તલપાપડ થઈ રહ્યા છીએ. જેમ કોઈ કાસદની આંખો મંડાઈ રહે તેમ તમારા દીદારની પ્યાસી અમારી આંખો સડક તરફ નોંધાઈ રહી છે, આવો; આપની ફરજ છે કે તત્કાળ આવો. અમારું ઘર આપનું જ ઘર છે. ભાઈઓ! આવો, આપના આગમન રૂપી વસંત વગર ગુલાબના ફૂલો ખીલતાં નથી. વરસાદ વગર કળી ખીલી શકતી નથી. દૂધ વગર બાળક જીવી શકતું નથી." ૧૪

૧૪ *Narrative of the India Revolt*, p. 83

**પૂર્વયોજનાને વળગી રહેવાનો નિશ્ચય**

છતાં પણ બરેલીના નેતા ખાનબહાદુરખાંએ પૂર્વનિશ્ચય અનુસાર ૩૧ મી મે સુધી રાહ જોવાનું નક્કી કર્યું. ખાનબહાદુરખાં તથા બરેલીની બધી દેશી પલટનોએ અંગ્રેજો સાથે એવું સુંદર વર્તન રાખ્યું કે અંત સુધી તેમની વફાદારીના સંબંધમાં અંગ્રેજોને બિલકુલ સંદેહ પેદા થયો નહિ

**બરેલીમાં સ્વાતંત્ર્યનો ઝંડો**

બરોબર ૩૧મી મેની સવારે પ્રથમ કેપ્ટન બ્રાઉનલોનો બંગલો જલાવી દેવામાં આવ્યો. બરાબર અગિયાર વાગે બપોરે અચાનક એક તોપનો ધડાકો થયો. વિપ્લવની શરૂઆતનું આ ચિહ્ન હતું. બરેલીનું સંગઠન સુંદર હતું. ૬૮ નંબરની પલટને અંગ્રેજોના બંગલાઓ સળગાવવાનું અને અંગ્રેજોને મારી નાખવાનું શરૂ કરી દીધું. અંગ્રેજો નૈનિતાલ તરફ નાસવા લાગ્યા. જનરલ સિબલ્ડ તથા બીજા અનેક અમલદારો માર્યા ગયા. કેવળ ૩૨ અંગ્રેજો બચીને નૈનિતાલ પહોંચ્યા. છ કલાકમાં બરેલી ઉપર સ્વાધીનતાનો લીલો ઝંડો ફરકવા લાગ્યો. જ્યારે અંગ્રેજી ઝંડો ઉતારીને તેની જગાએ લીલો ઝંડો ફરકાવવામાં આવ્યો ત્યારે તોપખાનાના સૂબેદાર બખ્તખાંએ વિપ્લવકારી સેનાનું સેનાપતિ પદ લીધું. ઇતિહાસલેખક ચાર્લ્સ બોલ લખે છે કે સ્વાધીનતા માટે શાંતિ અને ન્યાય જાળવવાં જોઈએ એવો ઉપદેશ બખ્તખાંએ પોતાની સેનાને આપ્યો. બધી પ્રજાએ ખાનબહાદુરખાને બાદશાહ તરફથી રોહિલખંડના સૂબેદાર તરીકે સ્વીકાર્યો, તે જ દિવસે સૂર્યાસ્ત થતા પહેલાં જ ખાનબહાદુરખા તરફથી એક દૂતને રોહિલખંડની સ્વાધીનતાના સમાચાર બાદશાહને આપવા માટે દિલ્હી મોકલવામાં આવ્યો.

**શાહજહાંપુરની સ્વાધીનતા**

બરેલીથી ૪૭ માઈલ દૂર આવેલ શાહજહાપુરમાં ૨૮ નંબરની પાયદળ પલટન હતી. બરેલીની માફક આ પલટનની મદદથી શાહજહાપુર પણ ૩૧મા મેની સાંજ પડતા પહેલાં સ્વાધીન થઈ ગયું.

**મુરાદાબાદની સ્વાધીનતા**

બરેલીની બીજી બાજુ મુરાદાબાદ છે. ત્યાં ૨૯ નંબરની દેશી પલટન હતી. ૧૮મીએ અંગ્રેજ અમલદારોને બાતમી મળી કે મેરઠના કેટલાક વિદ્રોહી સિપાઈઓ મુરાદાબાદ નજીક આવીને રોકાયા છે. રાતે ૨૯ નંબરની પલટનના સિપાઈઓને હુકમ મળ્યો કે મેરઠના સિપાઈઓ ઉપર હુમલો કરો. આ પ્રમાણે સિપાઈઓએ હુમલો કર્યો, ને લડાઈ પછી તેમણે પોતાના

અંગ્રેજ અમલદારોને સમાચાર આપ્યા કે એક સિવાય બાકીના બધા મેરઠવાળા નાસી ગયા છે, કેટલાક દિવસો પછી માલૂમ પડ્યું કે આ મેરઠવાળા સિપાઈઓ તો મુરાદાબાદના સિપાઈઓની સાથેજ બરાકોમાં આવ્યા હતા, ને આખી રાત ખાઈપીને તથા વાતચીત કરીને ત્યાં જ સૂઈ રહ્યા હતા !

૩૧મીએ સવારમાં ૨૯ નંબરની પલટનના બધા સિપાઈઓ કવાયતના મેદાન ઉપર હાજર થયા. તેમણે પોતાના અંગ્રેજ અમલદારોને નોટિસ આપી, કે કંપનીનું રાજ્ય ખતમ થયું તમે બધા બે કલાકમાં મુરાદાબાદ છોડી દો, નહિ તો બધાને મારી નાખવામાં આવશે. મુરાદાબાદની પોલીસ તથા જનતા પણ વિપ્લવકારીઓના સાથમાં જ હતી. ત્યાંનો જજ, કલેકટર, સિવિલ સર્જન તથા બીજા કેટલાક અંગ્રેજો પોતાનાં બાળબચ્ચાં લઈને મુરાદાબાદથી નાસી છૂટ્યા. મુરાદાબાદનો કમિશનર પોવેલ તથા તેના કેટલાક અંગ્રેજ સાથીઓ મુસલમાન થઈ ગયા. તેમને જીવનદાન આપવામાં આવ્યું. સિપાઈઓએ ખજાનો તથા બધો સરકારી માલ કબજે કરી લીધો. સૂર્યાસ્ત થતાંથતાં તો મુરાદાબાદ ઉપર પણ લીલો ઝંડો ફરફરવા લાગ્યો

**બદાયૂંની સ્વાધીનતા**

બરેલી, શાહજહાંપુર અને મુરાદાબાદ સિવાય બદાયૂં નામનું એક બીજું શહેર પણ રોહિલખંડમાં છે. પહેલી જૂનની સાંજે બદાયૂંમાં વિપ્લવનો પ્રારંભ થયો. સિપાઈઓ, મુખ્ય મુખ્ય શહેરીઓ તથા ત્યાંની પોલીસે મળીને શહેરમાં ઢંઢેરો પિટાવ્યો કે અંગ્રેજી રાજ્યનો અંત આવ્યો છે, અને ખાનબહાદુરખાંનું શાસન શરૂ થઈ ચૂક્યું છે બદાયૂંના અંગ્રેજો જંગલમાં નાસી ગયા. એમાંના ઘણા તો દુ:ખો વેઠીવેઠીને જંગલમાં જ મરણ પામ્યા. આ રીતે બે દિવસમાં આખો રોહિલખંડ કંપનીના હાથમાંથી નીકળી ગયો. ખાનબહાદુરખાએ નવી ફોજ તૈયાર કરી આખા રોહિલખંડમાં શાંતિ તથા સુશાસનની સ્થાપના કરી મોટા ભાગની કચેરીઓના હિંદી નોકરોને પૂર્વવત બહાલ રાખવામાં આવ્યા, અને દિલ્હીના બાદશાહને નામે કરની વસૂલાત થવા લાગી. ખાનબહાદુરખાએ સ્વહસ્તે રોહિલખંડની સ્વાધીનતાની હકીકત બાદશાહને લખી મોકલી

**ખાનબહાદુરખાંની જાહેરાત**

વળી તેણે રોહિલખંડમાં એક જાહેરાત પણ પ્રસિદ્ધ કરી, જેમાંનાં કેટલાંક વાક્યો નીચે પ્રમાણે હતાં:—

" હિંદુસ્તાનના રહેવાસીઓ! ઘણા સમયથી જે દિવસની રાહ

જોવાતી હતી તે સ્વરાજ્યનો પવિત્ર દિવસ આવી પહોંચ્યો છે. તમે એનો સ્વીકાર કરશો કે ઇન્કાર કરશો ? તમે આ તકનો ફાયદો ઉઠાવશો કે તકને હાથથી જવા દેશો ? હિંદુ અને મુસલમાન ભાઈઓ ! તમારે દરેકે સમજવું જોઈએ કે જો આ અંગ્રેજો હિંદુસ્તાનમાં રહ્યા તો બધાની કતલ કરશે અને તમારા ધર્મનો નાશ કરશે. હિંદુસ્તાનના રહેવાસીઓ આટલા દિવસ સુધી ભરમાયા, અને પોતાની જ તલવારો વડે પોતાનાં જ ગળાં કાપ્યાં. હવે મુલ્કફરોશીના આ પાપનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. અંગ્રેજો હજી પણ પોતાની જૂની દગલબાજીનો ઉપયોગ કરશે; તેઓ હિંદુઓને મુસલમાનો વિરુદ્ધ અને મુસલમાનોને હિંદુઓ વિરુદ્ધ લડાવી મારવાની કોશિશ કરશે. પરંતુ હિંદુ ભાઈઓ ! તેમની જાળમાં ફસાતા નહિ. અંગ્રેજો પોતાનાં વચનો કદી પાળતા નથી, એ હકીકત અમારે અમારા હિંદુ ભાઈઓને સમજાવવાની જરૂર નથી. આ લોકો ચાલ અને છળકપટમાં પૂરા છે ! તેઓ હમેશા પોતાના ધર્મ સિવાયના બીજા ધર્મોને પૃથ્વીના પટ ઉપરથી ભૂંસી નાખવાની કોશિશ કરે છે. શુ તેમણે દત્તક બાળકોના હક્કો છીનવી લીધા નથી ? શું તેમણે આપણા રાજાઓનાં રાજ્યો પડાવી લીધાં નથી ? નાગપુરનું રાજ્ય કોણે લીધુ ? લખનૌની બાદશાહત કોણે છીનવી લીધી ? હિંદુ તથા મુસલમાન બંનેને કોણે પગ તળે છૂંદ્યા ? મુસલમાનો ! જો તમે કુરાનની ઇજ્જત કરતા હો, અને હિંદુઓ ! જો તમે ગોમાતાની ઇજ્જત કરતા હો, તો તમારા નાના ભેદો ભૂલી જાઓ અને આ પવિત્ર જંગમાં ઝુકાવો. યુદ્ધના મેદાનમા ઊતરી પડીને એક જ ઝંડા નીચે લડો અને ભારતમાથી અંગ્રેજોનુ નામ લોહીની નદીઓથી ધોઈ નાખો ! × × × ગાયનો વધ બંધ કરવામા આવે. આ પાક જંગમા જે આદમી પોતે જાતે લડશે, અથવા તો લડવાવાળાઓને પૈસાની મદદ આપશે, તે બંનેને આ લોકમાં તથા પરલોકમા બંને સ્થળે મોક્ષ મળશે. પણ જો કોઈ આ દેશની લડતનો વિરોધ કરશે તો તે પોતાને જ હાથે પોતાનું ગળું કાપશે, અને આત્મહત્યાના પાપનો ભાગી બનશે ! ”

#### બખ્તખાં દિલ્હી તરફ

બરેલી, શાહજહાપુર, મુરાદાબાદ અને બદાયૂંની કંપનીની બધી સેના કંપનીનો ખજાનો, તોપો તેમ જ બીજો સામાન તથા હથિયારો લઈ ને બખ્ત-

ખાંની સરદારી તળે દિલ્હી જવા માટે રવાના થઈ.

ખાનબહાદુરખાં તથા બખ્તખાંની ગણના વિપ્લવના સૌથી વિશેષ લાયક નેતાઓમા કરવામાં આવે છે.

રોહિલખંડ પછી લખનૌ તથા કાનપુરને થોડો કાળ વચમાં પડતાં મૂકીને આપણે બનારસ તથા અલાહાબાદ તરફ નજર દોડાવવી પડશે.

**આજમગઢ અને ગોરખપુરની સ્વાધીનતા**

બનારસમાં કંપનીની ૩૭ નંબરની પાયદળ પલટન, લુધિયાણાની એક શીખ પલટન તથા એક સવાર પલટન હતી ત્યાંનું તોપખાનું ગોરાઓના હાથમાં હતું. આગ્રાથી કલકત્તા સુધીમાં એ કાળે ફક્ત દાનપુરમાં જ એક પૂરી ગોરી રેજિમેન્ટ હતી. એટલે એકીસાથે વિપ્લવ થયો હોત તો ઓછામાં ઓછું ઉત્તર ભારતમાં તો અંગ્રેજોને રહેવું અસંભવિત બનત.

૩૧મી મેએ બનારસની બરાકોમાં આગ લાગી. ૩જી જૂને ગોરખપુર તથા આજમગઢના ખજાનામાંથી સાત લાખ રૂપિયા રોકડા બનારસ આવતા હતા. તે જ દિવસે રાતે આજમગઢની ૧૭ નંબરની પલટનને બળવો શરૂ કરી દીધો. કેવળ બે જણા બાદ કરતાં બાકીના બધા અંગ્રેજ અમલદારોને જીવતા જવા દેવામાં આવ્યા; ઉપરાંત તેમને તથા તેમના બાળબચ્ચાંને બનારસ જવા માટે ગાડીઓનો પણ પ્રબંધ કરી આપવામાં આવ્યો પરંતુ સાત લાખના એ ખજાના ઉપર, કંપનીના દારૂગોળા ઉપર તેમ જ જેલ અને કચેરીઓ વગેરે ઉપર વિપ્લવકારીઓએ પોતાનો અધિકાર જમાવી લીધો. આજમગઢની પોલીસે વિપ્લવકારી સિપાઈઓને પૂરતો સાથ આપ્યો તે જ દિવસે રાતે આજમગઢના નગર ઉપર લીલો ઝંડો ફરફરવા લાગ્યો.

**જનરલ નીલ**

આ સમય સુધીમા ગવર્નર જનરલે મેરઠના વિદ્રોહના તથા દિલ્હીની સ્વાધીનતાના સમાચાર મળતાં જ મુંબઈ, મદ્રાસ અને રંગૂનની ગોરી સેના મગાવીને બંગાળમાં એક ગોરી સેના જમા કરી. લગભગ આ દિવસોમાં જ અંગ્રેજોનું ઇરાન સાથેનું યુદ્ધ પુરું થયુ હતું, અને અંગ્રેજો ચીન ઉપર હુમલો કરવાનો વિચાર કરતા હતા ભારતના વિપ્લવને કારણે ચીન ઉપરના હુમલાનો વિચારતો પડતો મૂકવો પડ્યો એક વિશાળ ગોરી સેના ઇરાનથી ચીન તરફ જતી હતી; લોર્ડ કેનિંગે આ આખી સેનાને ભારતમાં જ રોકી લીધી આમાંની ઘણી સેના લઈને સુપ્રસિદ્ધ જનરલ નીલ બનારસ પહોંચ્યો. તે જ દિવસે સાંજે બનારસના અંગ્રેજ અમલદારોએ દેશી

સિપાઈઓનાં હથિયારો લઈ લેવાનો નિશ્ચય કર્યો.

**શીખો અને હિંદુઓ સાથે લડયાનો એક જ પ્રસંગ**

કવાયતના મેદાન ઉપર જ્યારે હથિયાર છોડી દેવાનો હુકમ દેશી સિપાઈઓને આપવામાં આવ્યો ત્યારે હથિયારો છોડી દેવાને બદલે તેઓ અંગ્રેજોનો દારૂગોળો તથા અંગ્રેજ અમલદારો ઉપર તૂટી પડયા. તરત જ તેમનો સામનો કરવા માટે શીખ પલટન ખડી થઈ ગઈ. હજી લડાઈની શરૂઆત થઈ હતી, ત્યાં જ અંગ્રેજી તોપખાનાએ બધા ઉપર ગોળા વરસાવવાનું શરૂ કર્યું. જો કે શીખો અંગ્રેજોને મદદ આપતા હતા છતા એ સમયના ગભરાટમાં તોપખાનાના અંગ્રેજ અમલદારો હિંદુ અને શીખોમાં તફાવત ન જોઈ શકયા. તેમણે બંને ઉપર ગોળા વરસાવવાનું શરૂ કરી દીધું. લાચાર થઈ ને શીખોએ વિપ્લવકારીઓને સાથ આપવો પડયો. સન સત્તાવન–અઠ્ઠાવનના આખા વિપ્લવમાં કદાચ આ જ એક એવો અવસર હતો જ્યારે શીખ સેનાએ મુસલમાન તથા હિંદુઓને સાથ આપ્યો.

**બનારસમાં વિપ્લવકારીઓની નિષ્ફળતા**

બનારસની જનતા વિપ્લવકારીઓના પક્ષમાં હતી. પરંતુ શીખોએ ત્યાંના કેટલાક ઉમરાવોએ તેમ જ રાજા ચૈતસિંહના વંશજ બનારસના માત્ર નામના રાજાએ એ સમયે અંગ્રેજોને પૂરી મદદ આપી. વિપ્લવકારીઓએ હાર સ્વીકારી નહિ. તેઓ શહેર છોડીને લડતાલડતા આસપાસના પ્રાંતમાં ફેલાઈ ગયા.

**જોનપુરની સ્વાધીનતા**

પમી જૂને જોનપુરમાં વિપ્લવનો પ્રારંભ થયો. કેટલા ય અંગ્રેજો મગાયા; બાકીનાને શહેર છોડી જવાની આજ્ઞા ફરમાવવામાં આવી. વિપ્લવકારીઓએ ખજાનો કબજે કરી લીધો. જોનપુરના બચેલા અંગ્રેજો કિસ્તીઓમાં બેસીને બનારસ તરફ ચાલી નીકળ્યા.

આજમગઢ તથા જોનપુરના સિપાઈઓ પોતપોતાનાં નગરો સ્વાધીન બનાવ્યા પછી ફૈઝાબાદ તરફ ગયા. બંને શહેરો ઉપર લીલો ઝંડો ફરકવા લાગ્યો. જો કે બનારસનું શહેર કંપનીના હાથમાં જ રહ્યુ, તોપણ આજુબાજુનો મોટા ભાગનો પ્રદેશ વિપ્લવકારીઓના હાથમાં આવી ગયો. સ્થળે સ્થળે અંગ્રેજોએ નવા નીમેલા જમીનદારોને હાંકીને જૂના વંશપરંપરાના જમીનદારોને ફરી નીમવામાં આવ્યા; સ્થળે સ્થળે અંગ્રેજી અદાલતો, અંગ્રેજી જેલો અને અંગ્રેજી કચેરીઓને તોડી પાડવામાં આવી; તારનાં દોરડાં કાપી

નાખવામાં આવ્યાં, રેલવેના પાટા ઉખેડી નાખવામાં આવ્યા, અને ગામેગામમાં લીલો ઝંડો ધારણ કરનારા સ્વયંસેવકો ચોકી કરવા લાગ્યા

આખા બનારસ પ્રાંતમાં વિપ્લવકારીઓએ એક પણ સ્ત્રીને મારી નથી. અને જે જે અંગ્રેજ અમલદારોએ હથિયારો નીચે મૂકી દીધાં તેમણે ગાડીઓમાં બેસાડીને નગરમાંથી ચાલ્યા જવાની રજા આપવામાં આવી.

### અલાહાબાદનું મહત્ત્વ

વિપ્લવકારીઓ તથા અંગ્રેજો બંનેની દૃષ્ટિએ અલાહાબાદ નગર બનારસ કરતાં વિશેષ મહત્ત્વનું હતું. કલકત્તાથી વાયવ્ય તરફ જનારી બધી સડકો અલાહાબાદ પાસે એકઠી થતી હતી. અલાહાબાદનો કિલ્લો ભારતના મજબૂત કિલ્લાઓમાંનો એક હતો. કિલ્લામાં દારૂગોળાનો તથા અસ્ત્રશસ્ત્રોનો મોટો સંગ્રહ હતો કહેવાય છે કે પ્રયાગના પંડાઓ આસપાસની હિંદુ જનતામાં સ્વાધીનતાના યુદ્ધનો પ્રચાર કરવામાં ઘણો મોટો ફાળો આપતા હતા. મુસલમાનોમાં હિંદુઓ કરતાં પણ વિશેષ જોસ હતું ચાર્લ્સ બોલ લખે છે કે અંગ્રેજ સરકારના મોટા ભાગના નાના મોટા દેશી નોકરો આ સંગઠનમાં સામેલ હતા.

### અલાહાબાદ શહેર સિપાઈઓના કબજામાં

જ્યારે મેરઠના સમાચાર અલાહાબાદ પહોંચ્યા, ત્યારે અલાહાબાદમાં એક પણ અંગ્રેજ સિપાઈ નહોતો ત્યાં ૬ નંબરની દેશી પલટન, લગભગ ૨૦૦ શીખ સિપાઈઓ તથા મૂઠીભર અંગ્રેજ અમલદારો હતા. દેશી સવારોની એક વિશેષ પલટન અયોધ્યાથી મંગાવવામાં આવી ૬ નંબરની પલટને પોતાના અંગ્રેજ અમલદારો તરફ એટલું સુંદર વર્તન રાખ્યું કે અંત સમય સુધી પણ અંગ્રેજોને કશો સંદેહ પેદા થયો નહોતો દિલ્હીના સમાચાર સાંભળીને તેમણે પોતાના અમલદારોને કહ્યું: " આપ અમને દિલ્હી મોકલી દો, અમે વિદ્રોહીઓના કટકે-કટકા કરી નાખીશું " આથી ગવર્નર જનરલ લોર્ડ કેનિંગે પણ ૬ નંબરની પલટનને શાબાશી આપી. લખવામાં આવ્યું છે કે ૬ઠ્ઠી જૂનને દિવસે જ્યારે અંગ્રેજ અમલદારો બરાકોમાં સિપાઈઓને મળવા ગયા ત્યારે કેટલાક સિપાઈઓ પોતાની વફાદારી દર્શાવવા માટે અમલદારોને ભેટ્યા અને તેમના બંને ગાલોએ ચૂમી લીધી. પરંતુ વિદ્રોહ માટે એ જ રાત નક્કી કરવામાં આવી હતી ૬ નંબરવાળી પલટનની બરાકો કિલ્લાની બહાર હતી જ્યારે અંગ્રેજ અમલદારો ખાણું લેતા હતા ત્યારે સિપાઈઓએ બ્યૂગલ ફૂંક્યું અનેક અંગ્રેજો માર્યા ગયા; બાકીના કિલ્લામાં છુપાયા.

અંગ્રેજોએ સવાર પલટનને પોતાની મદદ માટે બોલાવી. સવારો એકઠા થયા, પરંતુ વિપ્લવકારીઓ ઉપર હુમલો કરવાને બદલે તેઓ મેદાનમાં પહોંચતાં જ તેમનામાં ભળી ગયા. બંને પલટનોના મોટા ભાગના અમલદારો મરાયા. અંગ્રેજોના બંગલાઓને આગ લગાડવામાં આવી.

**જો શીખોએ સાથ આપ્યો હોત**

આ સમયે શીખ પલટન કિલ્લાની અંદર હતી. જો કિલ્લાના શીખોએ આ સમયે વિપ્લવકારીઓને સાથ આપ્યો હોત તો અર્ધા કલાકમાં જ અલાહાબાદનો કિલ્લો તથા તેમાંનો બધો સામાન વિપ્લવકારીઓના હાથમાં આવી જાત. પણ બરાબર એ સંકટને સમયે શીખોએ અંગ્રેજોને મદદ આપી. અલાહાબાદના કિલ્લા ઉપર અંગ્રેજી ઝંડો ફરકયા કર્યો.

**કોટવાળી ઉપર સ્વાતંત્ર્યનો ઝંડો**

શહેરના લોકોએ વિપ્લવકારીઓને સારો સાથ આપ્યો. અંગ્રેજોનાં બધાં મકાનો બાળી મૂકવામાં આવ્યાં. જેલખાનાના કેદીઓને છોડી મૂક્યા. ખજાનો લૂંટી લીધો. રેલવેના પાટા તથા તારનાં દોરડાં કાપી નાખ્યાં. અલાહાબાદના ખજાનામાંથી આશરે ૩૦ લાખ રૂપિયા વિપ્લવકારીઓના હાથમાં આવ્યા. ૭મી તારીખની સાંજે શહેર તથા છાવણીમાં લીલા ઝંડાનું સરઘસ કાઢવામાં આવ્યું. નગરનિવાસીઓ તથા સિપાઈઓએ આ લીલા ઝંડાને સલામી આપી. શહેરની કોટવાળી ઉપર લીલો ઝંડો ફરકવા લાગ્યો.

**લીલા ઝંડાનું સરઘસ**

અલાહાબાદની આજુબાજુનાં સેંકડો ગામોમાં હિંદુ તથા મુસલમાન, રૈયત અને જમીનદારો બધાએ મળીને અંગ્રેજી રાજ્ય ખતમ થયાની જાહેરાત કરી અને અલાહાબાદની માફક જ દરેક ગામે લીલો ઝંડો ફરકવા લાગ્યો. સ્થળે સ્થળે અંગ્રેજોએ નીમેલા નવા જમીનદારોને હઠાવવામાં આવ્યા અને તેને સ્થાને જૂના જમીનદારોને ફરી કાયમ કરવામાં આવ્યા. લખવામાં આવ્યું છે કે દસ બાર વરસના નાના છોકરાઓ પણ હાથમાં લીલો ઝંડો ધારણ કરીને શહેરમાં સરઘસાકારે ફરવા લાગ્યા. ઇતિહાસલેખક સર જૅન કે લખે છે:—

> " કેવળ ગંગાની પેલી બાજુના જ પ્રદેશોમાં નહિ, બલકે ગંગા તથા જમનાની વચ્ચેના પ્રદેશમાં પણ ગામડાંની જનતા વીફરી. × × × થોડા વખતમાં જ એવો એક પણ હિંદુ કે મુસલમાન બાકી

ન રહ્યો જે આપણી સામે ન થઈ ગયો હોય "[૧૫]

**મૌલવી લિયાકતઅલી**

અલાહાબાદ સ્વાધીન થયા પછી બેચાર દિવસ થોડીઘણી અરાજકતા ચાલુ રહી. ત્યાર પછી શહેરના લોકો તથા આસપાસના કેટલાક જમીનદારોએ ભેગા થઈને મૌલવી લિયાકતઅલી નામના એક યોગ્ય માણસને સમ્રાટ બહાદુરશાહ તરફથી અલાહાબાદનો સૂબેદાર નીમ્યો, લિયાકતઅલી અસાધારણ યોગ્યતાવાળો આદમી હતો તેના નિષ્કલંક ચારિત્ર્યને લીધે બધા લોકો તેને આદર આપતા હતા, તેણે ખુસરોબાગને પોતાનું કેન્દ્ર બનાવ્યું, શહેરમા પૂરતી શાંતિ સ્થાપી અને દિલ્હી દરબારને અહીંની હાલતના સમાચાર આપવાનુ ચાલુ કર્યું, ત્યાર પછી મૌલાવી લિયાકતઅલીએ કિલ્લા ઉપર કબજો મેળવવાનો પ્રયત્ન કર્યો, કિલ્લાની અંદરના શીખોને આ સ્વાધીનતાના યુદ્ધમાં ભાગ લેવા માટે નિમંત્રણ પણ આપવામાં આવ્યું. પરંતુ શીખો કોઈ વાતે પલળ્યા નહિ.

જો કે વિપ્લવકારીઓના વિશેષ મહત્ત્વનાં કાર્યોની હકીકત આપવાની હજી બાકી છે, છતા આ વખતથી જ અંગ્રેજો તરફથી પ્રતિકારની આગ ભભૂકવાની શરૂઆત થઈ ગઈ.

---

૧૫ "For not only in the districts beyond the Ganges but in those lying between the two rivers, the rural population had risen . . and, soon there was scarcely a man of either faith who was not arrayed against us."—Kaye's *Indian Mutiny*, vol ii, p 195

## પ્રકરણ છેંતાળીશમું

## પ્રતિકારનો આરંભ

### જનરલ નીલની દમનયોજના

લૉર્ડ કેનિંગે જનરલ નીલને એક વિશાળ સેના સહિત બનારસ તરફ રવાના કર્યો. આ સેનામાં પુષ્કળ ગોરા અને થોડાક શીખો તથા મદ્રાસીઓ હતા. બનારસ શહેર અંગ્રેજોના હાથમાં હતું. જનરલ નીલ બનારસ પહોંચ્યો કે તરત જ પ્રથમ તો તેણે શહેરમાં ધરપકડો શરૂ કરી. પછી આસપાસના પ્રદેશને ફરી વાર જીતી લેવા માટે જનરલ નીલે પોતાના લશ્કરની ટોળીઓ પાડી દીધી. જનરલ નીલની આજ્ઞાથી આ વખતે તેની સેનાએ હિંદી પ્રજા ઉપર જે ભયંકર અત્યાચારો કર્યા એ બધાની હકીકત અમે અંગ્રેજ ઇતિહાસ લેખકોના જ આધારે અહીં આપીએ છીએ.

### ફાંસીના અનેક પ્રકારો

જનરલ નીલના સિપાઈઓ દરેક ગામડામાં ઘૂસતા હતા. રસ્તામાં જે જે માણસો તેમને મળતા તેમને કોઈ પ્રકારનો વિચાર કર્યા વગર જ કાપી નાખવામા આવતા કે ગોળાથી ઉડાવી દેવામાં આવતા અથવા ફાંસીએ લટકાવવામાં આવતા. સ્થળે સ્થળે અનેક ફાંસીના માંચડા ઊભા કરવામાં આવ્યા જેના ઉપર ફાસી આપવાનુ કામ બરાબર ચોવીશ ચોવીશ કલાક ચાલ્યા કરતું હતું. જ્યારે આમ પણ કાર્ય પૂરું ન થયું ત્યારે તેમણે ફાંસીને માટે ઝાડોની ડાળીઓનો ઉપયોગ કર્યો. જે માણસને ફાંસી દેવાની હોય તેને મોટે ભાગે હાથી ઉપર બેસારવામા આવતો; હાથીને કોઈ ઊંચી ડાળી પાસે લઈ જવામાં આવતો; માણસની ગરદન દોરી વતી એ ડાળી સાથે બાંધી દેવામાં આવતી: પછી હાથીને ત્યાંથી હઠાવી લેવામાં આવતો અને માણસની એ લટકતી લાશને ત્યાં જ રાખી મૂકવામાં આવતી. ૧

---

૧ *Narrative of the India Revolt*, p. 69

### નરસંહાર અને અગ્નિકાંડ

કે અને માલેસને પોતાના વિપ્લવના ઇતિહાસમાં લખ્યું છે કે જે લોકોને અંગ્રેજો ફાંસીએ લટકાવતા તેમને વિનોદની ખાતર અંગ્રેજો આંકડા અને નવડાની ( 8 અને 9 ) માફક તેમના હાથપગ બાંધીને લટકાવતા હતા. જ્યારે આ ઉપાયો પણ અધૂરા જણાયા ત્યારે તેમણે ગામોનાં ગામો સળગાવવાનું શરૂ કર્યું. ગામની બહાર તોપો ખડી કરવામાં આવતી અને બધા પુરુષો, સ્ત્રીઓ, બાળકો અને બૂઢાં સમેત આખા ગામને સળગાવી મૂકવામાં આવતું. આ હૃદયવિદારક દૃશ્યોનાં વર્ણનો અનેક અંગ્રેજોએ અત્યંત હર્ષપૂર્વક પોતાનાં સગાસંબંધીઓ ઉપર લખેલા કાગળોમાં કર્યાં છે. એટલી હોશિયારીથી આગ લગાવવામાં આવતી કે એક પણ ગ્રામવાસીને નાસી છૂટવાનો લાગ ન મળે. ચાર્લ્સ બૉલ પોતાના ઇતિહાસમાં લખે છે કે પોતાનાં ધાવણાં બાળકો સહિત માતાઓને અને જેઓ પોતાની જગાએથી હલીચલી શકતાં નહિ એવાં વૃદ્ધ સ્ત્રીપુરુષોને તેમના બિછાનામાં જ સળગાવીને ખાખ કરી દેવામાં આવ્યાં. ૩

### નાસતા લોકો પર ગોળીબાર

એક અંગ્રેજ પોતાના એક કાગળમાં લખે છે —

"અમે એક મોટા ગામને સળગાવ્યું. ગામમાં લોકો પુષ્કળ હતા. અમે તેમને ઘેરી લીધા અને જ્યારે તેઓ આગની જ્વાળાઓથી બચવા તેમાંથી બહાર નીકળી ભાગવા લાગ્યા ત્યારે અમે તે બધાને ગોળીઓથી વીંધી નાખ્યા." ૪

### પ્રતિકારની પહેલી ભરતી

વિપ્લવકારીઓએ અનેક સ્થળે અંગ્રેજ પુરુષો, સ્ત્રીઓ તથા બાળકોના જાન બચાવ્યા હતા. લોકોએ નાસતા અંગ્રેજોને અસંખ્ય ગામોમાં આશરો આપ્યો હતો છતાં મેરઠ, દિલ્હી વગેરે સ્થળોએ વિપ્લવકારીઓએ કરેલો અંગ્રેજોનો સંહાર એ તેમને માથે સદાનું કલંક ગણાશે પણ સાથોસાથ

૨ Kaye & Malleson's *History of the Indian Mutiny*, vol. ii, p 177.

૩ Charles Ball's *Indian Mutiny*, vol i, pp 243 44

૪ "We set fire to a large village which was full of them We surrounded them, and when they came rushing out of the flames, we shot them!"—Charles Ball's *Indian Mutiny*, vol. i, pp. 243–44

લખતાં અત્યંત દુઃખ થાય છે કે નિર્દોષ જનતાના સંહારમાં સત્તાવનના અંગ્રેજો વિપ્લવકારીઓ કરતાં ક્યાંય આગળ વધી ગયા હતા ! એટલે સુધી કે જનરલ નીલના જ અત્યાચારો સંબંધે લખતાં એક અંગ્રેજ ઇતિહાસ-લેખક શરમ સાથે લખે છેઃ—

"જનરલ નીલે કરેલા પ્રતિકાર સંબંધે કશું ન લખવું એ જ બહેતર છે!"[૫]

ઇતિહાસલેખક સર જ્હોન કે લખે છેઃ—[૬]

"ફોજી તેમ જ મુલકી બંને પ્રકારના અંગ્રેજ અમલદારો પોતપોતાની ખૂની અદાલતો ભરતા હતા; અથવા તો મુકદ્દમાનો કશો ઢોંગ કર્યા વગર જ, તેમ જ પુરુષ કે સ્ત્રી, નાના કે મોટાનો જરા પણ ખ્યાલ કર્યા વગર જ ભારતવાસીઓનો સંહાર કરતા હતા. ત્યાર બાદ તેમની રક્તપિપાસા એથી પણ આગળ વધી. ભારતના ગવર્નર જનરલે જે કાગળો ઇંગ્લાંડ મોકલ્યા અને જે પાર્લામેંટના કાગળોમા હજી મોજૂદ છે તેમા લખેલું છે કે, 'જાણે કે વિપ્લવનાં અપરાધી હોય એ રીતે જ વૃદ્ધ સ્ત્રીઓ તથા બાળકોનો વધ કરવામાં આવ્યો છે.' ઇરાદાપૂર્વક આ લોકોને ફાંસી આપવામાં આવી નથી. બલ્કે એમને તેમના ગામમાં ને ગામમાં જ સળગાવીને ખાખ કરી દેવામાં આવ્યાં, અથવા કદાચ ક્યાંઈક ક્યાંઈક અકસ્માત તેઓ ગોળાથી વીંધાઈ ગયાં હશે. અમે એક પણ હિંદીને જીવતો જવા દીધો નથી, અને કાળા હિંદીઓને ગોળાથી વીંધી નાખવામાં અમને ખૂબ મજા આવતી

૫ "It is better not to write anything about General Neill's revenge!"

૬ "Soldiers and civilians alike were holding Bloody Assizes, or slaying Natives without any assize at all, regardless of sex or age. Afterwords the thirst for blood grew stronger still. It is on the records of our British Parliament, in papers sent home by the Governor-General of India in Council that 'the aged women, and children, are sacrificed, as well as those guilty of rebellion.' They were not deliberately hanged, but burnt to death in their villages, perhaps now and then accident by shot, Englishmen did not hesitate

તેમ જ આશ્ચર્યજનક આનંદ થતો હતો, એમ ગર્વથી કહેતાં કે કાગળોમાં લખતાં અગ્રેજોને જરા પણ સંકોચ થયો નહિ. મોટા મોટા અંગ્રેજોએ જે પુસ્તકનું સમર્થન કર્યું છે એવા એક પુસ્તકમાં લખ્યું છે, કે સડકોના ચોકમાં અને બજારોમાં જે લાશો ટાંગવામાં આવી હતી તેમને ઉતારવામાં અને લઈ જવામાં મુડદાં ખેંચવાવાળી આઠ આઠ ગાડીઓ બરાબર ત્રણ ત્રણ મહિના સુધી સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી કામ કર્યા કરતી હતી, અને આ રીતે (એક સ્થળે) ૭ હજાર માણસોને ઝટપટ ખતમ કરીને પરલોક રવાના કરવામાં આવ્યા.××× જ્યારે કોઈ અંગ્રેજ વાંચે છે કે સાંભળે છે કે કોઈ કાળા રંગના બદમાશે કોઈ મિસ્ટર ચેમ્બર્સ કે કોઈ મિસ જેનિંગ્સને કાપી નાખી છે તો ક્રોધથી તે ગૂંગળાવા લાગે છે; પરંતુ ભારતવર્ષના ઇતિહાસોમાં, અને ઇતિહાસમાં નહિ તો તેમના પરંપરાથી ચાલતા આવેલા વૃત્તાંતોમાં આપણી જાતિ વિરુદ્ધ લોકો સદા યાદ કર્યા કરવાના છે કે જેમના નામો આપણે બરાબર જાણતા પણ નથી એવી ભારતની માતાઓ, પત્નીઓ અને બાળકોનો અગ્રેજોના પ્રતિકારની પ્રથમ ભરતીમાં નિર્દયતાપૂર્વક શિકાર કરવામાં આવ્યો હતો."

---

to boast or record their boasting in writing, that they had pared no one, and that peppering away at niggers wos very, pleasant pastime, enjoyed amazingly. And it has been stated, in a book prarronised by official authorities that 'for three months eight dead carts daily went their rounds from sunrise to sunset to take down the corpses which hung atathe cross road and market places' and that six thousand beings had been thus 'summarily disposed off and launched into eternity.' . . . An Englishman is almost suffocated with indignation when he reads that Mr. Chambers or Miss Jennings was hacked to death by a dusky ruffian, but in Native histories or, history being wanting, in Native legends and traditions,

may be recorded against our people, that mothers and wives and children, with less familier names, fell miserable victims to the first swoop of English vengeance . . ."— Kaye's *History of the Sepoy War*, vol. ii.

આ દશા થોડાંક ગામોની જ કરવામાં આવી હતી એવું પણ નથી. જનરલ નીલે પોતાની ફોજને અનેક ટોળીઓમાં વહેંચી નાખી હતી. દરેક ટોળીમાં કેટલાય અમલદારો હતા. તેમાંના એક અમલદારે પોતાના કેવળ એક દિવસના પરાક્રમનું અભિમાનપૂર્વક વર્ણન કરતાં પોતાના કોઈ અંગ્રેજ મિત્રને લખ્યું છેઃ—

"પરંતુ આપ જાણીને સંતોષ પામશો કે મેં વીસ ગામોને જમીનદોસ્ત કરી દીધાં છે."

જનરલ નીલ બનારસથી પોતાની વિજયી સેના સહિત અલાહાબાદ તરફ આગળ વધ્યો. બનારસથી અલાહાબાદ સુધીના રસ્તામાં તેણે હજારો ગામડાંઓ ગ્રામવાસીઓ સહિત સળગાવીને ખાખ કર્યાં.

**અલાહાબાદ વાસીઓ ઉપર વેર વાળ્યું**

૧૧મી જૂને જનરલ નીલ અલાહાબાદ પહોંચ્યો. જો આ પહેલાં કિલ્લાના શીખ સિપાઈઓ વિપ્લવકારીઓને મળી ગયા હોત, અને અંદરની અસંખ્ય બંદૂકો તથા યુદ્ધસામગ્રી વિપ્લવકારીઓના હાથમાં આવી ગઈ હોત તો જનરલ નીલને અલાહાબાદ ફરી જીતી લેવું લગભગ અશક્ય બનત. લખવામાં આવ્યું છે કે અલાહાબાદના કિલ્લા ઉપર હજી પણ અંગ્રેજી ઝંડાને દૂરથી જ ફરફરતો જોઈને જનરલ નીલ ચકિત થઈ ગયો. છતાં પણ અલાહાબાદ જેવા કિલ્લા માટે તે ભારતવાસીઓનો વિશ્વાસ કરી શકયો નહિ. આવતાવેંત જ તેણે કિલ્લાની અંદરના શીખ સિપાઈઓને આસપાસનાં ગામો બાળવા માટે બહાર મોકલી દીધા, અને કિલ્લો ગોરા સિપાઈઓને સોંપી દીધો શીખોએ નીલની આજ્ઞાનું હર્ષપૂર્વક પાલન કર્યું. કિલ્લો તથા કિલ્લાના સામાનની મદદથી અંગ્રેજોએ ૧૭મી જૂને ખુસરોબાગ ઉપર હુમલો કર્યો. આખો દિવસ ધમસાણ મચ્યું. વિપ્લવકારીઓએ વીરતાપૂર્વક શત્રુનો સામનો કર્યો; પણ આખરે મૌલવી લિયાકતઅલીએ જોઈ લીધું કે નીલની વિશાળ સેના સામે ટકવું અસંભવિત છે. વળી લિયાકતઅલી પાસે એ સમયે ૩૦ લાખનો ખજાનો પણ હતો, જે શત્રુના હાથમાં જાય એવી તેની ઇચ્છા નહોતી. આથી લિયાકતઅલી પોતાના સાથીઓ તથા ખજાના સહિત ૧૭મી જૂનની રાતે કાનપુર તરફ રવાના થયો. ૧૮મી જૂનની રાતે અંગ્રેજોએ શીખોની સહાયથી અલાહાબાદ નગરમાં પ્રવેશ કર્યો.

**નાનાં બાળકોને ફાંસી**

આ અવસરે જનરલ નીલે અલાહાબાદના રહેવાસીઓનો જે ભયંકર

રીતે બદલો લીધો તેની ઝાંખી કલ્પના એક નાની એવી ઘટનાથી આવી શકે છે. કેટલાક નાના બાળકો હાથમા લીલો ઝડો લઈને સરઘસ રૂપમા શહેરમા ઘૂમતા હતા, એ અપરાધના દંડ તરીકે આ બધા બાળકોને ફાંસીએ લટકાવવામાં આવ્યાં હતા.[૭]

લેણદારોને ફાંસી

લંડન 'ટાઇમ્સ'ના ખબરપત્રી સર વિલિયમ રસલને માઉન્ટ ક્નિ ચીફ સર કોલીન કેમ્પબેલે કહ્યું હતુ કે એ દિવસોમાં અલાહાબાદના એક અંગ્રેજ વેપારીને વિદ્રોહીને શોધી કાઢવા માટે ખાસ કમિશનર તરીકે નીમવામા આવ્યો હતો તે અનેક હિંદી વેપારીઓનો દેવાદાર હતો તેણે પહેલુ કામ પોતાના બધા લેણદારોને વીણી વીણીને ફાંસીએ ચડાવવાનું કર્યુ'।[૮]

અલાહાબાદના ચોકનાં લીમડાનાં વૃક્ષો

કહેવાય છે કે અલાહાબાદના ચોકના સાત લીમડાના વૃક્ષોની ડાળીઓ ઉપર થોડા દિવસોમા જ લગભગ ૮૦૦ નિર્દોષ શહેરીઓને ફાંસી આપવામા આવી આમાના ત્રણ લીમડા હજી મોજૂદ છે. આ ફાંસી કેમ આપવામા આવતી હતી તેનું વર્ણન એક પ્રસિદ્ધ વિદ્વાન પંડિત બાલકૃષ્ણ ભટ ઘણી વાર કરે છે. આ વખતે તેની ઉમર આશરે ૧૫ વરસની હતી. તે કહે છે કે ફાંસીના સમાચાર સાભળીને તે જોવા માટે અહિયાપુર મોહલ્લાનો એક માણસ ચોકમા ગયો જે અંગ્રેજ ફાંસી આપવાનુ કામ કામ કરતો હતો તેણે પૂછ્યુ 'તુ કેમ ઊભો છે?" તેણે જવાબ આપ્યો "અહી ફાંસી દેવામા આવે છે એમ સાભળ્યુ, તેથી હું માત્ર જોવા આવ્યો છુ.", તેને પણ ફાંસીએ લટકાવી દેવાનો સાહેબે આજ્ઞા આપી પેલો માણસ તો આશ્ચર્યચકિત થઈ ગયો તે નિર્દોષ પ્રેક્ષકને એક લીમડા ઉપર તરત જ આજ્ઞા મુજબ લટકાવી દેવામા આવ્યો જે કાર્ય અલ્લાહાબાદના આ ચોકમાં ચાલતું હતુ, એવુ જ કાર્ય અલાહાબાદની આસપાસના ગામડાઓના લીમડા તથા આંબાઓ ઉપર પણ ચાલુ હતુ.

હોડીઓ ઉપર ગોળીબાર

શહેરના કેટલાક લોકોએ બચવા માટે કિસ્તીઓમા બેસીને નાસી જવાનો વિચાર કર્યો પરતુ કિનારાની બહાર તોપો ગોઠવવામા આવી હતી,

૭ Kaye's *Indian Mutiny*, Book v, chap ii

૮ Sir W H Russell's private letter to John Delane, Editor of the *London Times*, written from Lucknow.



અલ્લાહાબાદથી કિશ્તીઓમાં બેસીને નાસતાં હિંદીઓ ઉપર અંગ્રેજ સેના ગોળા વરસાવે છે.

From History of the Indian Mutiny" by Charles Ball)

અને કિનારા ઉપર અંગ્રેજી સેના ઊભી હતી કિશ્તીઓમા નાસતા લોકો ઉપર કિનારા ઉપરથી ગોળીઓ તથા ગોળાઓનો વરસાદ વરસાવવામાં આવ્યો, અને ત્યાં જ બધાને ખતમ કરી દેવામાં આવ્યા

**ફાંસીના વિધવિધ પ્રકારો**

અલાહાબાદના એક દિવસના કૃત્યનું વર્ણન કરતાં એક અંગ્રેજ અમલદાર લખે છે :—૯

"એક કૃચમાં મને અદ્‌ભુત આનંદ આવ્યો. અમે એક તોપ લઈને એક સ્ટીમર ઉપર ચડ્યા. શીખ અને ગોરા સિપાઈઓ શહેર તરફ આગળ વધ્યા. અમારી કિશ્તી ઉપરવાસ ચાલી જતી હતી, અને અમે અમારી તોપમાંથી જમણી તથા ડાબી તરફ ગોળાઓ ફેંકયે જતા હતા એટલે સુધી કે અમે ખરાબમાં ખરાબ ગામોમાં પહોચ્યા. કિનારા ઉપર જઈને અમે અમારી બંદૂકોમાંથી ગોળીઓ છોડવાનું શરૂ કર્યું. મારી જૂની બે નાળવાળી બંદૂકે અનેક કાળા આદમીઓને માર્યા. હું બદલો લેવા માટે એટલો તલસનો હતો કે અમે જમણી તથા ડાબી બાજુનાં ગામોમાં આગ લગાડવાનુ શરૂ કરી દીધું. અગ્નિની જ્વાળાઓ આસમાન સુધી પહોંચી અને ચારે બાજુ પ્રસરી ગઈ. હવાએ આગને મદદ કરી, એથી એમ લાગતું હતું કે દગાબાજ બદમાશોનું વેર વાળવાનો દિવસ આવી ચૂકયો છે વિદ્રોહી ગામોને સળગાવી મૂકવા તથા જમીનદોસ્ત કરવા અમે હમેશા નીકળતા હતા, અને અમે પૂરતો બદલો લઈ લીધો છે. × × × લોકોના જાન

૯ "One trip I enjoyed amazingly; we got on board a steamer with a gun, while the Sikhs and the fusiliers marched up to the city. We steamed up throwing shots right and left till we got up to the bad places, when we went on the shore and peppared away with our guns, my old double barrel bringing down several niggers. So thirsty for vengeance I was We fired the places right and left and the flames shot up *to the heavens as they spread*, fanned by she breeze, showing that the day of vengeance had fallen on the treacherous villains Everyday, we had expeditions to burn and destroy disaffected villages we have taken our revenge. . . . We have

અમારા હાથમાં છે, અને હું તમને ખાતરી આપું છું કે અમે કોઈને છોડતા નથી. × × × અપરાધીને એક ગાડીમાં બેસાડીને કોઈ ઝાડ નીચે લાવવામાં આવે છે, તેની ડોકમાં દોરીનો ગાળિયો નાખવામાં આવે છે, ને પછી ગાડી હટાવી લેવામાં આવે છે. તે માણસ ત્યાં જ લટકતો રહી જાય છે !"

**અલાહાબાદનો ભયંકર સંહાર**

અલાહાબાદના આ સર્વવ્યાપી સંહારમાંથી માતા, બાળક, વૃદ્ધ અથવા અપંગ કોઈ બચી શક્યું નહિ. ઇતિહાસલેખક હોમ્સ દુઃખપૂર્વક લખે છે:–

"બુઢ્ઢા માણસોએ અમારું કશું નુકસાન કર્યું નહોતું; જેમના ખોળામાં ધાવણાં બાળકો હતાં એવી સ્ત્રીઓ ઉપર પણ અમે ક્રૂરમાં ક્રૂર અપરાધી જેવો બદલો લીધો."૧૦

ચાર્લ્સ બોલના પૂર્વોક્ત અવતરણમાં જે સ્થાનની હકીકત આવે છે, તે જ એક સ્થાનના સંબંધમાં ઇતિહાસલેખક કે સ્વીકારે છે કે કેવળ એ એક જ સ્થળમાં ૭ હજાર મનુષ્યોનો સંહાર કરવામાં આવ્યો. એકલા અલાહાબાદ પ્રાંતમાં જ જનરલ નીલે એટલા ભારતવાસીઓનો સંહાર કર્યો છે જેટલા માણસોનો સંહાર અંગ્રેજ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો મળીને સત્તાવનઅઠ્ઠાવનના આખા વિપ્લવ દરમિયાન પણ વિપ્લવકારીઓએ કર્યો નથી.

સર જૉર્જ કૅમ્પબેલ લખે છે:—૧૧

"અને હું જાણું છું કે અલાહાબાદમાં વિના સંકોચે કત્લેઆમ ચલાવવામાં આવી ××× અને ત્યાર પછી જનરલ નીલે જે કાર્ય કર્યું

the power of life in our hands and, I assure you we spare not. . . . The condemned culprit is placed under a tree, with a rope round his neck, on the top of carriage, and when it is pulled off he swings"—Charles Ball's *Indian Mutiny*, vol 1, p. 257

૧૦ "Old men had done us no harm; helpless women, with suckling infants at their breasts, felt the weight of our vengeance no less than the vilest malefactors"—Holmes, *Sepoy War*, pp. 229-30

૧૧ " . and I know that at Allahabad there were far too whole-sale executions . . . And afterwards Neill did things almost more than the massacre, putting to death with delibe

તે કત્લેઆમ કરતાં પણ વધારે ખરાબ હતું. તેણે જાણી જોઈને લોકોને એવી ભયંકર યાતનાઓ આપીઆપીને માર્યા કે જેવી યાતનાઓ અમારી પાસે જેટલા પ્રમાણો છે તે ઉપરથી કદી કોઈ ભારતવાસીએ આપ્યાનું જાણવામાં નથી."

**અંગ્રેજો સાથે અસહકાર**

બનારસની માફક અલાહાબાદ નગર ઉપર પણ ફરી અંગ્રેજોનો અધિકાર જામી ગયો. જોકે જનરલ નીલ અને તેના સાથીઓએ અલાહાબાદના લોકો ઉપર બદલો વાળવામાં જરા પણ આઘુંપાછું જોયું નથી, ત્યાં ચાર્લ્સ બોલ લખે છે કે શહેર તથા આસપાસનાં ગામડાંઓના લોકોએ અંગ્રેજોનો પૂરતો બહિષ્કાર કરેલો હતો. પોતાની લાશો તથા જખમીઓને લઈ જવા માટે તેમને ડોળીઓ કે ગાડીઓ પણ મળતી નહોતી. કોઈપણ ગ્રામવાસી તેમને સામાન આપવા તૈયાર થતો નહોતો. ચાર્લ્સ બોલ લખે છે કે જો કોઈ માણસ અંગ્રેજોનું કામ કરી દેતો તો ગામડિયા લોકો તેના હાથ અને નાક કાપી નાખતા હતા અથવા તેને મારી નાખતા હતા. ઉપરાંત ગરમીની ગરમી. પરિણામ એ આવ્યું કે અંગ્રેજ કેમ્પમાં કોલેરા ફાટી નીકળ્યો.

**કાનપુર તથા નાના સાહેબ**

હવે અમે અલાહાબાદથી દૂર જઈને સત્તાવનની રાષ્ટ્રીય યોજનાના કેન્દ્રસ્થાન કાનપુર તરફ વળીએ છીએ. નાનાસાહેબ, લાલાસાહેબ તથા બાબાસાહેબ નામના તેના બે ભાઈઓ, નાનાસાહેબનો ભત્રીજો રાવસાહેબ, અને ચતુર અઝીમુલ્લાખાં કાનપુરના ખાસ નેતાઓ હતા. ઉપરાંત પ્રસિદ્ધ મરાઠા સેનાપતિ તાત્યા ટોપે પણ બિઠૂરમા હાજર હતો. તાત્યાના અદ્ભુત પરાક્રમોનું વર્ણન આગળ ઉપર આપવામાં આવશે. સર હ્યુ વ્હીલર કાનપુરની અંગ્રેજી સેનાનો સેનાપતિ હતો; તેના હાથ નીચે ત્રણ હજાર દેશી સિપાઈઓ હતા. દિલ્હીની સ્વાધીનતાના સમાચાર નાનાસાહેબને ૧૫મીએ મળ્યા જ્યારે વ્હીલરને ૧૮મીએ મળ્યા. આ સંબંધમાં એક અંગ્રેજ લખે છે.—

"બેશક, વિપ્લવની કેટલીક આશ્ચર્યજનક બાબતોમા એક એ પણ છે કે દૂરદૂરના સ્થળોની મહત્ત્વની ઘટનાના સમાચારો ભારતવાસી-

rate torture, in a way that has never been proved against the natives."—Sir George Campbell, Provisional Civil Commissioner in the Mutiny, as quoted in *The Other Side of the Medal*, by Edward Thompson, p. 81.

એમને અત્યંત શીઘ્ર અને સાચા સ્વરૂપમાં મળ્યા કરે છે. ખબર લઈ જનારા હલકારા અસાધારણ વેગથી એક સ્થળેથી બીજે સ્થળે સંદેશાઓ પહોંચાડી દે છે."[૧૨]

**શહેરમાં મિજલસો**

દિલ્હીના સમાચાર મળતાં જ કાનપુરમાં હિંદુ તેમજ મુસલમાન બંનેની મોટી મોટી મિજલસો થવા લાગી. છાવણીમાં સિપાઈઓની ગુપ્ત સભાઓ ભરાવા લાગી. શાળાઓ, બજારો અને સાર્વજનિક સ્થળોએ આગામી સ્વાધીનતાના સંગ્રામની જ વાતો થવા લાગી. છતાં પણ નાનાસાહેબે ૩૧મી મે સુધી શાંત રહેવાનો નિશ્ચય કર્યો અને વ્હીલરે ગંગાની દક્ષિણે આવેલા એક નવા સ્થળની કિલ્લેબંદી શરૂ કરી, જેથી જરૂર પડતા કાનપુરના અંગ્રેજો ત્યાં આશરો લઈ શકે.

**નાનાસાહેબ ઉપર અંગ્રેજોનો વિશ્વાસ**

લખનૌથી કેટલીક વધારે સેના વ્હીલરની મદદ માટે આવી પહોંચી. આશ્ચર્ય તો એ છે કે એ સમય સુધી પણ અંગ્રેજોને નાનાસાહેબ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. વ્હીલરે નાનાસાહેબને સંદેશો મોકલ્યો કે આપ આવીને કાનપુરનું રક્ષણ કરવામાં અંગ્રેજોને મદદ કરો. ઈ. સ. ૧૮૫૭ના મેની ૨૨મીએ નાનાસાહેબે થોડીક સેના તથા બે તોપો સહિત બિઠૂર છોડ્યું અને કાનપુર શહેરમાં પ્રવેશ કર્યો. વ્હીલરે કંપનીનો ખજાનો નાનાસાહેબના હાથમાં સોંપી દીધો. નાનાએ પોતાના બસો સૈનિકો ખજાનાની ચોકી માટે નીમ્યા.

સૂબેદાર ટીકાસિંહ અને સૂબેદાર શમ્સુદ્દીનખાં કંપનીના દેશી સેનાના બે મુખ્ય નેતાઓ હતા; જ્વાલાપ્રસાદ અને મોહમ્મદઅલી બે નાનાસાહેબના વિશ્વાસુ સહાયકો હતા. આ ચારે, તથા નાનાસાહેબ અને અજીમુલ્લાખાં બધા ગંગા નદી ઉપર હોડીઓમાં એકત્ર થઈને બબ્બે કલાક વાટાઘાટો ચલાવ્યા કરતા હતા. સર હ્યુ વ્હીલરે કંપનીનો દારૂગોળો પણ રક્ષણ માટે નાનાસાહેબને સોંપ્યો હતો.

**અંગ્રેજોની ભીતિ**

૨૪મીની મેનો દિવસ રમજાન પછીની ઈદનો દિવસ હતો. તે જ દિવસે મહારાણી વિક્ટોરિયાની વર્ષગાંઠ હતી. કાયમ આ દિવસે વર્ષગાંઠ નિમિત્તે તોપોની સલામી આપવામાં આવતી, પરંતુ કાનપુરના અંગ્રેજો એટલા બધા ડરી ગયેલા હતા કે ૧૮૫૭ના મેની ૨૪મીએ તોપોની સલામી

૧૨ *Narrative of the Indian Revolt*, p. 83.

આપવામાં ન આવી. એમ કરવાથી કદાચ હિંદી સિપાઈઓ ભડકી ઊઠે એવો તેમને ડર હતો. એક અંગ્રેજ અમલદાર લખે છે કે જ્યારે વિપ્લવની કોઈ ખોટી અફવા શહેરમાં ઊડતી કે તરત જ બધા અંગ્રેજો પોતાનાં બાળબચ્ચાંને લઈને વ્હીલરના કિલ્લામાં ભરાઈ જતા.

**કાનપુરની સ્વાધીનતા**

૪થી જૂનની મધરાતે અચાનક કાનપુરની છાવણીમાં ત્રણ ધડાકા થયા. વિપ્લવની શરૂઆત કરવા માટેની આ સૂચના નક્કી કરવામાં આવી હતી. સૌથી આગળ સરદાર ટીકાસિંહ ઘોડા ઉપર સવાર થઈને કૂદ્યો. તેની પાછળ પાછળ તેના સેંકડો સવારો અને હજારો પાયદળ સૈનિકો મેદાનમાં આવી પહોંચ્યા અગાઉ નક્કી કર્યા મુજબ કેટલાકે અંગ્રેજી ઇમારતો બાળી, કેટલાક બીજાને ખબર આપવા ગયા અને કેટલાકે દરેક સ્થળેથી અંગ્રેજી ઝંડા ઉતારીને તેની જગાએ લીલા ઝંડા ફરકાવવાનું શરૂ કરી દીધું. નવાબગંજમાં નાનાનો તંબૂ હતો; નાનાના સિપાઈઓ વિપ્લવકારીઓને મળી ગયા. ૫મી જૂનની સવાર સુધીમાં અંગ્રેજી ખજાનો તથા દારૂગોળાનો ભંડાર વિપ્લવકારીઓના હાથમાં આવ્યા. ભારતીય સેના તથા નગરનિવાસીઓએ ભેગા થઈને દિલ્હીસમ્રાટને અધીન નાનાસાહેબને પોતાનો રાજા બનાવ્યો ફોજના અમલદારો તથા શહેર માટે શાસકોની પણ નિમણૂંક કરવામા આવી ૫મી જૂનને દિવસે જ દિલ્હીસમ્રાટના લીલા ઝંડાનુ હાથી ઉપર ઠાઠમાઠથી સરઘસ કાઢવામાં આવ્યું. નગરનિવાસીઓએ હર્ષપૂર્વક નાનાની બધી આજ્ઞાઓનુ પાલન કર્યું.

**અંગ્રેજી કિલ્લાને ઘેરો**

૬ઠ્ઠી જૂને સવારે નાનાએ વ્હીલરને ચેતવણી આપી કે તમે તમારો કિલ્લો અમને સોંપી દો, નહિ તો સાંજે હુમલો કરવામાં આવશે. તે જ દિવસે સાંજે વિપ્લવકારીઓએ અંગ્રેજી કિલ્લાનો ઘેરો શરૂ કર્યો. કાનપુરના લગભગ બધાં જ અંગ્રેજ સ્ત્રીઓ, પુરુષો તથા બાળકો આ કિલ્લામાં આવીને રહેલાં હતાં.

નોટિસ આપ્યા પછી કોઈ પણ કારણે જે અંગ્રેજો કિલ્લાની બહાર અથવા શહેરમા રહી ગયા તેમને મારી નાખ્યા. નાના પાસે તોપોની તાણ નહોતી, નાનાની તોપોએ હવે કાનપુરના કિલ્લામાં ગોળા વરસાવવાનું શરૂ કર્યું. કિલ્લામા અંગ્રેજો એટલા ઝંપાટાબંધ મરવા લાગ્યા કે તેમને દફનાવવાની પણ મુશ્કેલી પડવા લાગી. કિલ્લામાં માત્ર એક જ કૂવો હતો. આ

કૂવા ઉપર જ બરાબર નાનાએ પોતાના ગોળા ફેંકવા માંડયા જેથી કૂવાનું પાણી ભરી ન શકવાથી અગ્રેજ સ્ત્રીઓ, પુરુષો, તથા બાળકો તરસે તડફડવા લાગ્યાં. ૨૧ દિવસ સુધી આ તોપોનો મારો ચાલુ હતો. જે અનેક ગોળાના મારામાંથી બચી ગયા તેઓ તાવ, કૉલેરા વગેરે રોગના ભોગ થવા. કિલ્લાની દીવાલો ઉપરથી કંપનીની તોપો પણ સાહસ અને ધૈર્યપૂર્વક પોતાનું કામ કર્યે જતી હતી વિપ્લવકારીઓના કડક જાપ્તાને લીધે કિલ્લામાથી બહાર કોઈ સંદેશો મોકલવાનું પણ મુશ્કેલ હતુ. છતા કંપનીનો એક વફાદાર હિંદી નોકર જનરલ વ્હીલરનો સંદેશો લઈને લખનૌ પહોંચ્યો. આ સદેશો એક પક્ષીને પગે બાધેલો હતો, ભાષામા અંગ્રેજી, ફ્રેન્ચ અને લેટિનનું મિશ્રણ હતુ. પત્રનો શબ્દાર્થ આવો હતો—

"Help! Help! Help! Send us help or we are dying! If we get help. we will come and save Lucknow!" એટલે કે " મદદ ! મદદ ! મદદ !!! અમને મદદ મોકલો, નહિ તો અમે મરવા પડયા છીએ ! જો અમને મદદ મળી જશે તો અમે આવીને લખનૌ બચાવશું ! "

આ સંદેશા ઉપરથી કિલ્લાના અંગ્રેજોની શી સ્થિતિ હતી તેનો સારો ખ્યાલ આવી શકે છે. ઉપગત નાનાના ગુપ્તચરો બહુ કુશળતાપૂર્વક અંગ્રેજી કિલ્લાની અંદરની બાતમી મેળવીને નાનાને પહોંચાડતા હતા.

**નાના સાહેબને મળતી મદદ**

જ્યારે અંગ્રેજી કંપની આ હાલત હતી ત્યારે ચારે તરફના જમીનદારો તરફથી પૈસા અને માણસોની મદદ નાનાની પાસે રોજેરોજ આવવા લાગી હતી. નાના અને તેના સાથીઓનો ઉત્સાહ ખૂબ વધ્યો હતો. આ વખતે નાના પાસે લગભગ પાંચ હજારની સેના હતી

**કાનપુરની સ્ત્રીઓનો ફાળો**

એક જગાએથી બીજી જગાએ દારૂગોળો પહોંચાડવામાં, અને બરાબર અંગ્રેજી કિલ્લાની નીચેના તોપચીઓને મદદ આપવામા તથા સૈનિકોને ભોજન પહોંચાડવામાં કાનપુરની હિંદુ તથા મુસલમાન સ્ત્રીઓ પણ કામ કરતી હતી આ બધી સ્ત્રીઓમાં અઝીઝન નામની કાનપુરની એક વેશ્યાનું નામ બહુ જાણીતું છે. એક ઇતિહાસલેખક લખે છે કે આ અઝીઝન હથિયાર બાંધીને અને ઘોડેસવાર થઈને વીજળીની માફક શહેરની ગલીઓમાં તથા છાવણીઓમા ઘૂમતી હતી કોઈ વાર તે ગલીઓમાં થાકેલા તથા ઘાયલ થયેલા સૈનિકોને મીઠાઈ વહેંચતી હતી અને દૂધ પાતી હતી. તો કોઈ વાર

અંગ્રેજી કિલ્લાની બરાબર નીચે લડવાવાળા સૈનિકોને ઉત્સાહિત કરતી હતી.

**નાનાનો શાસનપ્રબંધ**

જ્યારે એક તરફથી અંગ્રેજી કિલ્લાનો ઘેરો ચાલુ હતો ત્યારે બીજી તરફથી નાનાએ શહેરના શાસનની પૂરતી વ્યવસ્થા કરી હતી. શહેરના પ્રમુખ માણસોને એકઠા કરીને તે બધાની અનુમતિથી હુલાસસિંહ નામના એક માણસને મુખ્ય ન્યાયાધીશ બનાવવામાં આવ્યો; ફોજને રસદ પહોંચાડવાનું કામ મુલ્લા નામના એક માણસને સોંપવામાં આવ્યું; દીવાની મુકદ્દમા માટે જ્વાલાપ્રસાદ, અઝીમુલ્લાખાં તથા બાબાસાહેબની એક અદાલત નીમવામાં આવી. ઇતિહાસલેખક ટોમસન લખે છે કે અપરાધીઓને કડક સજા થતી હતી અને નગરમાં પૂરતી સુલેહશાંતિ જળવાઈ રહી હતી.[૧૩]

**અંગ્રેજી કિલ્લા ઉપર સુલેહનો ઝંડો**

૧૮મી જૂને અને ૨૩મી જૂને બે ભયંકર સંગ્રામ થયા. આખરે નિરુપાયે વ્હીલરે ૨૫મી જૂને કિલ્લાની દીવાલ ઉપર સુલેહનો સફેદ વાવટો ચડાવ્યો. નાનાસાહેબે તત્કાળ યુદ્ધ બંધ કરાવ્યું. તેની સાથે જ નાનાએ જનરલ વ્હીલર ઉપર એક પત્ર મોકલ્યો જેમાં લખ્યું હતું કે:—

> "મહારાણી વિક્ટોરિયાની પ્રજા જોગ—ડેલહાઉઝીની નીતિ સાથે જે લોકોનો સંબંધ રહ્યો નથી અને જેઓ હથિયાર છોડી દેવા તથા શરણે આવવા તૈયાર હશે તે બધાને સુરક્ષિત અલાહબાદ પહોંચતા કરવામાં આવશે."

૨૬મી તારીખે બંને બાજુના પ્રતિનિધિઓની વાટાઘાટના સંબંધમાં એક નાની એવી બિના ધ્યાન ખેંચે છે. અઝીમુલ્લાખાં અંગ્રેજી ભાષાથી બહુ સારી રીતે પરિચિત હતો, છતાં પણ જ્યારે વાટાઘાટ શરૂ કરવામાં આવી અને અંગ્રેજ પ્રતિનિધિએ અંગ્રેજીમાં બોલવાનું શરૂ કર્યું ત્યારે અઝીમુલ્લાખાંએ વિરોધ કર્યો બધી વાતચીત હિંદી ભાષામાં જ કરવાની તેણે અંગ્રેજોને ફરજ પાડી, અને પછીની બધી વાતચીત હિંદુસ્તાની ભાષામાં થઈ

આખરે કિલ્લાના બધા અંગ્રેજો નાનાને શરણે આવ્યા. કિલ્લો, તોપખાનું અને અંદરનો બધો અસ્ત્રશસ્ત્રનો ભંડાર તથા ખજાનો નાનાને હવાલે કરવામાં આવ્યો. નાનાએ વચન આપ્યું કે બધા અંગ્રેજોને હોડીઓમાં બેસારીને ખાવાપીવાનો સામાન આપી અલાહાબાદ મોકલી આપવામાં આવશે.

૧૩ *The Story of Cawnpore*, by M. Thompson.

સતીચૌરાઘાટનો હત્યાકાંડ

તે જ રાતે ૪૦ હોડીઓનો પ્રબંધ કર્યો; તેમાં રસદનો સામાન ભર્યો. ૨૭મીએ સવારે કિલ્લા પરથી અંગ્રેજી ઝંડો ઉતારીને સમ્રાટ બહાદુરશાહનો લીલો ઝંડો ચડાવ્યો. અને બધા અંગ્રેજોને હાથી પર તથા પાલખીઓમા બેસાડીને કિલ્લાથી દોઢ માઈલ દૂર આવેલા સતીચૌરાઘાટ પહોંચતા કર્યા.

દરમિયાન અલાહાબાદ તથા આજુબાજુના પ્રદેશમાંથી જનરલ નીલના અત્યાચારોમાંથી નાસી નાસીને અસંખ્ય મનુષ્યો કાનપુરમાં આવ્યાં હતાં. જનરલ નીલના માણસોએ આ અભાગી મનુષ્યોનાં ઘરબાર સળગાવી દીધા હતાં, અને ઘરની સાથે જ તેમનાં સગાંસંબંધીઓ તથા બાળબચ્ચાંઓને જલાવી દીધાં હતાં. આ લોકોએ કરેલાં વર્ણનો અને અલાહાબાદમા કંપનીના સિપાઈઓએ કરેલા અત્યાચારોની હકીકતો સાંભળીને કાનપુરના લોકો તથા સિપાઈઓના દિલમાં ક્રોધાગ્નિ ભભૂકવા લાગ્યો હતો. ૨૭મી જૂનની સવારે દસ વાગે સતીચૌરાઘાટ ઉપરથી અંગ્રેજોથી ભરેલી હોડીઓ ઊપડવાની હતી નાના આ વખતે પોતાના મહેલમાં હતો. ઘાટ ઉપર સિપાઈઓ તથા લોકોની ભીડ થઈ હતી. કહેવાય છે કે ક્રોધથી ઉન્મત્ત થયેલા એ સિપાઈઓમાંના એકે પ્રથમ કર્નલ ઇવાર્ટ ઉપર હુમલો કર્યો. તરત જ કાપાકાપી શરૂ થઈ. લગભગ બધા અંગ્રેજ લેખકો કબૂલ કરે છે કે આ કતલના સમાચાર જેવા નાનાને મળ્યા કે તરત જ તેણે હુકમ મોકલ્યો: "અંગ્રેજ પુરુષોને મારો પણ બચ્ચાં અને સ્ત્રીઓને જરા પણ હાથ અડાડો નહિ."[૧૪] નાનાની આજ્ઞા મળતાં જ ૧૨૫ અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોને કેદ કરીને સૌદાકોઠીમાં પહોચતા કર્યાં અંગ્રેજ પુરુષોને હારબંધ સતીચૌરાઘાટ ઉપર જ ઊભા રાખવામાં આવ્યા. એમાના એકે વિનતિ કરી કે મરતા પહેલાં હું મારા ભાઈઓને બાઈબલમાથી કંઈક પ્રાર્થના સંભળાવું, કદાચ આ માણસ પાદરી હશે તેની વિનતિ માન્ય રાખવામાં આવી.[૧૫] ઈશ્વરપ્રાર્થના પૂરી થઈ રહી એટલે હિંદી સિપાઈઓએ બધા અંગ્રેજોને તલવારથી કાપી નાખ્યા. પુરુષોમાથી ફક્ત ચાર જણા હોડીમા બેસીને નાસી છૂટ્યા આ રીતે જે કાનપુરમાં ૭મી જૂને લગભગ હજાર અંગ્રેજો હતા, ત્યાં ૨૭મી જૂનની સાંજે ચાર પુરુષો પોતાની ચાલાકીથી અને ૧૨૫ સ્ત્રીઓ

૧૪ Forrest's *State Papers*; also Kaye and Malleson's *Indian Mutiny*, vol ii p 258

૧૫ Kaye and Malleson's *Indian Mutiny*, vol. ii, p 263.

તથા બાળકોની નાનાની ઉદારતાથી જીવતા બચ્યાં.

સતીચૌરાઘાટનો આ હત્યાકાંડ કોઈ પણ રીતે યોગ્ય નથી એ નિઃશંક વાત છે. નિઃશસ્ત્ર લોકો ઉપર ઘા કરવો એ યુદ્ધના સદાચારમાં પણ ક્ષતવ્ય ગણાતુ નથી, વળી નાનાએ આ લોકોને જીવનદાન આપ્યુ હતું. પણ બીજી બાજુથી આપણે એ પણ ધ્યાનમાં રાખવુ ઘટે કે સતીચૌરાઘાટના હત્યાકાંડની જવાબદારી અમુક અંશે જનરલ નીલ અને તેના સાથીઓના આ કરતા પણ ચઢી જાય એવા ભયંકર અત્યાચારો ઉપર છે. કારણ કે આ અત્યાચારોની હકીકતો સાંભળીને જ કાનપુરના હિંદી સિપાઈઓએ પોતાના મગજનું સમતોલપણું ખોયુ હતુ.

અંગ્રેજ સ્ત્રીઓ સાથે નાનાસાહેબનો વ્યવહાર

નાનાએ કેદી સ્ત્રીઓ તથા બાળકો પ્રત્યે જે જાતનુ વર્તન રાખ્યુ એ સંબંધે ઘણી જૂઠી અફવાઓ એ દિવસોમા ભારત તથા ઇંગ્લાંડમા ફેલાવવામાં આવી હતી અમે આ અફવાઓને અહીં ફરી કહેવા માગતા નથી. એટલું જ અમે તો કહીએ છીએ કે પાછળથી આ આરોપોની તપાસ કરવા માટે અંગ્રેજોનુ જ બનેલુ એક કમિશન નિમાયુ આ કમિશને પૂરતી તપાસ કરીને નિકાલ આપ્યો કે આ અફવાઓ બિલકુલ પાયા વગરની હતી. ૧૬

જસ્ટિન મેક્કાર્થી આ અફવાઓ સબંધમા લખે છે.—૧૭

"સામાન્યતઃ સ્ત્રીઓની આબરૂ લૂટવામા આવી છે અને નિર્દયતા પૂર્વક તેમના અંગો કાપી નાખવામા આવ્યા છે એવા પ્રકારની અફવાઓ ફેલાવીને લોકોના ક્રોધાગ્નિને પ્રજ્વલિત કરવામા આવ્યો. સદ્ભાગ્યે આ અફવાઓ જૂઠી હતી × × × સાચી હકીકત તો એ છે કે અંગ્રેજ સ્ત્રીઓ પાસે દળણુ દળાવવાનુ કામ લેવા સિવાય કોઈ પણ જાતનું તેમનું અપમાન કરવામા આવ્યુ નથી × × × અત્યાચારનો જે સામાન્ય અર્થ કરવામા આવે છે એવો અત્યાર કોઈ પણ સ્ત્રી

---

૧૬ Muir's Report and Wilson's Report Also Kaye and Malleson's *Indian Mutiny*, vol ii p 267.

૧૭ "The elementary passions of manhood were inflamed by the stories, happily not true, of the wholesale dishonour and barbarous mutilation of women . As a motter of fact, no indignities, other than that of the compulsory corn grinding, were put upon the English ladies . . There were no

ઉપર ગુજારવામાં આવ્યો નથી કોઈ પણ અંગ્રેજ સ્ત્રીના કપડાં ઉતારવામાં આવ્યાં નથી, કોઈ સ્ત્રીની લાજ લૂંટાઈ નથી, તેમ જ જાણી જોઈ ને કોઈના અંગો કાપી નાખવામાં આવ્યા નથી. ''

એટલું જ નહિ પણ સતીચૌરાઘાટના હત્યાકાંડની શરૂઆતની ધાંધલમાં કેટલાક હિંદી સિપાઈઓ ચાર અંગ્રેજ સ્ત્રીઓને ઉપાડી ગયા હતા નાનાને આ સમાચાર મળતા જ તેણે તેમને કડક સજા આપી અને અંગ્રેજ સ્ત્રીઓને તેમના હાથમાંથી છોડાવી

કેદી સ્ત્રીઓ તથા બાળકો સાથે નાનાએ ઘણી ઉદારતા ભરેલું વર્તન રાખ્યું હતું તેમને ખાવા માટે રોટલી અને ગોશ્ત આપવામાં આવતું. કોઈ સખત મજૂરી તેમની પાસે કરાવાતી નહિ બાળકોને દૂધ મળતું, અને દિવસમાં ત્રણ વાર હવા ખાવા માટે બહાર નીકળવાની રજા હતી ખુદ નીલ પોતાના અહેવાલમાં લખે છે —

" શરૂઆતમાં તેમને ખરાબ ખાણું ખાવા આપ્યું. પણ પાછળથી તેમને સારું ખાણું મળતું હતું, સારા કપડાં પહેરવા મળતાં હતાં અને ખિદમત માટે નોકરો પણ આપવામાં આવ્યા હતા. " ૧૯

આમાંથી કેટલીક સ્ત્રીઓને પોતાના ખાવાનો આટો પીસવો પડતો હતો. હવે અમે આ કેદીઓની હકીકત અહીં બંધ કરીને કાનપુરની બાકીની હકીકત ઉપર આવીએ છીએ

**પેશવા નાનાસાહેબનો દરબાર**

કાનપુર શહેર, છાવણી તથા આસપાસના ભાગમાંથી કંપનીના રાજ્યના બધા ચિહ્નોનો નાશ કર્યા પછી ૨૮મી જૂને નાનાસાહેબે એક દરબાર ભર્યો આ દરબારમાં ૭ પાયદળ પલટનો, બે સવાર પલટનો, અનેક જમીનદારો તથા અસંખ્ય પ્રજાજનો હાજર હતા. પ્રથમ સમ્રાટ બહાદુરશાહને ૧૦૧

outrages, in the common acceptation of the term, upon women No English women were stripped or dishonoured, or purposely mutilated "—*History of Our Times* vol. iii, by Justin McCarthy

૧૮ Sir George Trevelyan's *Cawnpore*, p 299

૧૯ "At first they were badly fed, but afterwards they got better food and clean clothing and servants to wait upon"—General Neill's Report

તોપોની સલામી આપવામાં આવી. પછી નાનાસાહેબને ૨૧ તોપોની સલામી આપવામાં આવી. નાનાસાહેબે સિપાઈઓ તથા પ્રજાની પ્રશંસા કરી; ઇનામ તરીકે એક લાખ રૂપિયા ફોજમાં વહેંચવામાં આવ્યા. દરબાર થયા પછી નાનાસાહેબ બિઠૂર ગયો. ત્યાં ઈ. સ. ૧૮૫૭ના જુલાઈની ૧લીએ નાનાસાહેબ વિધિસર પેશવાની ગાદી ઉપર બેઠો. આ રીતે ઈ. સ. ૧૮૫૭માં એકક્ષણ તો પેશવાની મૃતપ્રાય સત્તા ફરી પુનર્જીવિત થતી હોય એવું જણાયું.

**ઝાંસી અને રાણી લક્ષ્મીબાઈ**

ડેલહાઉઝીએ ગંગાધરરાવના દત્તક પુત્ર બાળક દામોદરરાવનો ઉત્તરાધિકાર હક્ક છીનવી લઈને કઈ રીતે ઝાંસીનું રાજ્ય ખાલસા કર્યું હતું, એ હકીકત અગાઉના એક પ્રકરણમાં આવી ગઈ છે.

ગંગાધરરાવના મૃત્યુ પછી ઈ. સ. ૧૮૫૪ના માર્ચની ૧૩મીએ એક જાહેરાત દ્વારા ઝાંસીનું રાજ્ય કંપનીના રાજ્યમાં ખાલસા કરી લીધું. બધી પ્રજામાં આથી અસંતોષ ફેલાઈ ગયો. વિધવા રાણી લક્ષ્મીબાઈની ઉંમર આ વખતે કેવળ અઢાર વરસની હતી. તેણે પોતાના બાળક પુત્ર વતી આશ્ચર્યજનક યોગ્યતાથી રાજ્યકારભાર સંભાળ્યો હતો. તેણે આ ખાલસા હુકમનો વિરોધ કર્યો, પણ તેનું કંઈ ચાલ્યું નહિ. વળી રાજા ગંગાધરરાવ મરતી વખતે લગભગ સાડાચાર લાખનું ઝવેરાત અને અઢી લાખ રૂપિયા રોકડા મૂકતો ગયો હતો. લોર્ડ ડેલહાઉઝીએ આ બધી સંપત્તિ પણ છીનવી લીધી અને કંપનીના ખજાનામાં ભેળવી દીધી; તથા આશ્વાસન આપ્યું કે દામોદરરાવ જ્યારે ઉંમરલાયક થશે, ત્યારે આ સંપત્તિ તેને પાછી મળશે. ડેલહાઉઝીએ સ્પષ્ટ લખ્યું હતું કે દત્તક પુત્ર જ્યારે ઉમરલાયક થશે ત્યારે પિતાની પોતાની સંપત્તિ મેળવવાનો તેનો અધિકાર રહેશે, પણ ગાદી ઉપર તેનો અધિકાર રહેશે નહિ. ૨૦

**રાણી લક્ષ્મીબાઈ ઉપર આરોપ**

આ બધી સંપત્તિ અને રાજ્યના બદલામાં રાણી લક્ષ્મીબાઈને પાંચ હજાર રૂપિયા માસિક પેન્શન આપવાનું વચન આપવામાં આવ્યું. રાણીએ તિરસ્કારપૂર્વક આ વાતનો અસ્વીકાર કર્યો. વિધવા રાણીને બીજો પણ એક અન્યાય કરવામાં આવ્યો. ઇતિહાસલેખક સર જૉન કે લખે છે:-૨૧

" તેના ઉપર દોષારોપણ કરવામાં આવ્યું. કારણ કે આપણો એક

૨૦ *Jhansi Papers 1858* p. 31

૨૧ "Evil thigs were said of her, for it is a custom among

રિવાજ છે કે × × × પહેલાં કોઈ દેશી રાજાનું રાજ્ય છીનવી લઈએ છીએ અને પછી પદચ્યુત રાજા અથવા તેના ઉત્તરાધિકારીના દોષો બતાવવાનું શરૂ કરીએ છીએ. કહેવામાં આવ્યું કે રાણી લક્ષ્મીબાઈ કેવળ બાળક છે, અને બીજાના પ્રભાવ તળે રહે છે; એમ પણ કહેવામાં આવ્યું કે રાણીને નશો કરવાનું વ્યસન છે; રાણી બાળક નથી એ તો તેની વાતચીત ઉપરથી જ સાબિત થાય છે; અને તે નશો કરતી હતી એ વાત બિલકુલ કલ્પનામાંથી ઉપજાવી કાઢેલી જૂઠી છે '

**રાણી લક્ષ્મીબાઈનું ચારિત્ર્ય**

કોઈ પણ મનુષ્યને અને તેમાં પણ ખાસ કરીને કોઈ સ્ત્રીને આ કરતાં મોટો અન્યાય કરી શકાય નહિ. રાણીના વ્યક્તિગત ચારિત્ર્યના સંબંધમાં અમે કેવળ એક વિદ્વાન અંગ્રેજનો અભિપ્રાય ટાંકીએ છીએ. આ લેખક એ વખતે રાણીની રહેણીકરણીથી સારી પેઠે પરિચિત હતો. ઈ સ. ૧૮૫૫ના માર્ચની ૧૬મીએ મેજર માલ્કમે ગવર્નર જનરલ ઉપરના એક સરકારી કાગળમાં લખ્યું હતુ. " રાણીનું ચારિત્ર્ય અત્યંત ઉચ્ચ છે અને ઝાંસીમાં દરેક માણસ તેના તરફ આદરથી જુએ છે. " [૨૨]

એ વખતના સઘળા ઇતિહાસો ઉપરથી સાબિત થાય છે કે લક્ષ્મીબાઈ અત્યંત શીલવતી, વીર અને અસાધારણ બુદ્ધિમાન હતી. [૨૩]યુદ્ધવિદ્યામાં તે અત્યંત નિપુણ હતી. તેના માતાપિતા બિઠૂરમાં પેશવાના દરબારમાં રહેતાં હતાં. લખવામાં આવ્યું છે કે બિઠૂરના દરબારમાં કુમારી લક્ષ્મીબાઈ અત્યંત પ્રિય થઈ પડી હતી. નાની વયમાં જ નિશાનબાજીમાં તથા શસ્ત્રોના ઉપયોગમાં તેણે અત્યંત નિપુણતા પ્રાપ્ત કરી હતી. સાત વરસ જેટલી ઉંમરે

---

us odiese quero *caeseris*—to take a Native ruler's kingdom and then to revile the deposed ruler or his would be successor. It was alleged that the Rani was a mere child under the influence of others, and that she was much given to intemperance. That she was not a mere child was demonstrated by her conversation; and her intemperance seems to be a myth '—Sir John Kaye's *History of the Sepoy War*, vol. iii, pp 361-62

૨૨ ". . bears a very high character and is much respected by every one at Jhansi "—*Jhansi Papers*, p. 28.

૨૩ D. B Parasnis *Life of Lakshmi Bai*

તો તે ઘોડેસવારીમાં અત્યંત દક્ષ બની ગઈ હતી, અને મોટે ભાગે નાના સાહેબ તથા તેના ભાઈઓ સાથે શિકારે પણ જતી હતી.

### ઝાંસીની સ્વાધીનતા

ઝાંસીની ગાદીનું આ અપમાન અને ઝાંસીની પ્રજાને કરેલો આ અન્યાય વીર લક્ષ્મીબાઈ સહી શકી નહિ. સત્તાવનના વિપ્લવની તે એક મુખ્ય નેતા હતી. અગાઉ નક્કી કર્યા પ્રમાણે ૪થી જૂને ઝાંસીમાં પણ વિપ્લવનો પ્રારંભ થયો ઈ. સ. ૧૮૫૪ પછી કંપનીની સેનાએ જબરદસ્તીથી ઝાંસીમાં પ્રવેશ કર્યો હતો. અને અધિકાર જમાવી લીધો હતો. ૪થી જૂને પ્રથમ ૧૨ નંબરની દેશી પલટનના હવાલદાર ગુરુબખ્શસિંહે કિલ્લાનો દારૂગોળાનો ભંડાર તથા ખજાનો પોતાના હાથમાં લઈ લીધો, ત્યાર પછી વીર રાણી લક્ષ્મીબાઈએ મહેલમાંથી બહાર નીકળી શસ્ત્ર ધારણ કરી વિપ્લવકારી સેનાનું સેનાપતિપદ લીધું. આ વખતે તેની ઉંમર કેવળ ૨૧ વરસની હતી. ૭મી જૂને રિસાલદાર કાલેખાં તથા તહસીલદાર મોહમ્મદહુસેને રાણી તરફથી કિલ્લા ઉપર હુમલો કર્યો. કિલ્લાની અંદરની હિંદી સેના પણ વિપ્લવમાં ભળી ગઈ. કહેવાય છે કે કિલ્લાની અંદરના ૬૭ અંગ્રેજો જેમાં પુરુષો, સ્ત્રીઓ તથા બાળકોનો પણ સમાવેશ થતો હતો, તેમને રિસાલદાર કાલેખાંના હુકમથી ૮મી જૂને કતલ કરવામાં આવ્યાં. ઇતિહાસલેખક સર જોન કે લખે છે કે આ હત્યાકાંડની સાથે રાણી લક્ષ્મીબાઈ ને કોઈ સંબંધ નહોતો, તેમ તેનો કોઈ આદમી પણ આ વખતે હાજર નહોતો; તેમ જ રાણીએ કતલ કરવાની રજા પણ આપી નહોતી.[૨૪] અંતે એ જ દિવસે કિલ્લા ઉપરથી કંપનીનો વાવટો ઉતારવામા આવ્યો. બાળક દામોદરરાવના વાલી તરીકે રાણી લક્ષ્મીબાઈ ફરી ઝાંસીની ગાદીએ બેઠી. કંપનીના ઝંડાની જગાએ ઝાંસીના કિલ્લા ઉપર દિલ્હીસમ્રાટની પતાકા ફરકાવા લાગી. આખી રિયાસતમાં ઢંઢેરો પીટવામાં આવ્યો કે " ખલક ખુદાકા, મુલ્ક બાદશાહ કા (દિલ્હીના બાદશાહ) ઔર હુકમ રાણી લક્ષ્મીબાઈકા, " (અર્થાત્ દુનિયા ઇશ્વરની, દેશ બાદશાહનો અને હુકમ રાણી લક્ષ્મીબાઈનો. )

### અયોધ્યાની તૈયારી

સત્તાવાન–અઠ્ઠાવનની અંદર લડાઈઓ અયોધ્યાની ભૂમિ ઉપર લડાઈ હતી. અયોધ્યાની સલ્તનત ખાલસા થયાની હકીકત તથા અયોધ્યાવાસીઓનાં

૨૪ *History of the Sepoy War*, by Sir John Kaye, vol. ii, p. 365.

દુઃખો તેમ જ ફરિયાદની હકીકત પાછલા પ્રકરણમાં આપી છે. અયોધ્યાના જમીનદારો, ત્યાંની પોલીસ, ત્યાંની ફોજ અને લગભગ આખી પ્રજાએ સ્વાધીનતાના આ મહાયુદ્ધની સફળતા માટે સર્વસ્વ ન્યોછાવર કરવાનો નિર્ણય કર્યો હતો. ખરું જોતાં અયોધ્યામાં વિપ્લવની જેટલી તૈયારી થઈ હતી તેટલી બીજે કોઈ સ્થળે થઈ નહોતી. હજારો મૌલવીઓ અને હજારો પંડિતો ગામેગામ અને બરાકેબરાકે આગામી યુદ્ધ માટે લોકોને તથા સૈનિકોને તૈયાર કરવા માટે ઘૂમતા હતા.

**૭ નંબરની પલટનનાં હથિયારો લઈ લીધાં**

સર હેનરી લૉરેન્સ અયોધ્યાનો ચીફ કમિશનર હતો. લખનૌ છાવણીના કેટલાક સિપાઈઓ મંગળ પાંડેને ફાંસી દેવાયા પછી પોતાની જાતને રોકી શક્યા નહિ. મેની શરૂઆતમાં ત્યાં અંગ્રેજોનાં કેટલાંક મકાનોને આગ લગાડવામાં આવી. ચાર્લ્સ બોલ લખે છે કે ૩જી મેએ ૭ નંબરની પલટનના સાત ઉચ્છૃંખલ સિપાઈઓ લેફ્ટેનન્ટ મીકમના તંબૂમાં પહોંચ્યા અને કહેવા લાગ્યા: "અમારે આપની સાથે કોઈ વ્યક્તિગત ઝઘડો નથી, પણ આપ ફિરંગી છો એટલે અમે મારી નાખશું" ભયભીત પણ ચતુર લેફ્ટેનન્ટે તેમની પાસે દયાની ભીખ માગી અને કહ્યું: "મારી જેવા એક ગરીબને મારવાથી તમને શો લાભ થશે? તમારે દુશ્મનાવટ તો આ રાજ્ય સાથે છે!" સિપાઈઓને દયા આવવાથી તેમણે તેને જવા દીધો. પણ આ સમાચાર તરત જ હેનરી લૉરેન્સ સુધી પહોંચી ગયા. તેણે એક ચાલબાજી ગોઠવીને ૭ નંબરની પલટનના હથિયારો લઈ લીધા.

**હેનરી લૉરેન્સનો દરબાર**

૧૨મીએ હેનરી લૉરેન્સે એક મોટો દરબાર ભર્યો. દરબારમાં તેણે હિંદી ભાષામાં એક જોરદાર ભાષણ આપ્યું. આ ભાષણમાં તેણે હિંદુ તથા મુસલમાન સિપાઈઓને કંપની સરકારની વફાદારીનું મહત્ત્વ સમજાવ્યું. પંજાબમાં મહારાજા રણજીતસિંહે ઇસ્લામ ધર્મનું કેવું અપમાન કર્યું હતું તે તેણે મુસલમાન સિપાઈઓને કહ્યું, અને ઔરંગઝેબે હિંદુ ધર્મ ઉપર કેવો જુલમ કર્યો હતો તેનું હિંદુઓને સ્મરણ કરાવી આપ્યું; તથા અંગ્રેજો જ આ બંને કોમનું એકબીજાથી રક્ષણ કરી શકે છે એ બાબત બંનેને સમજાવી. ત્યાર પછી તેણે પોતાના શુભચિંતક સિપાઈઓને દુશાલા તલવારો અને પાઘડીઓ ભેટ આપ્યા. પરંતુ આ બધાની અસર ઊલટી ખરાબ થઈ. હિંદુ તથા મુસલમાનોના જૂના ઝઘડાનુ સ્મરણ કરાવીને

અંગ્રેજો કઈ રીતે તેમને અંદર અંદર લડાવી મારવા તેમ જ પરાધીન રાખવા માગે છે એ બંને બાબત લોકો સારી રીતે સમજી ગયા.

### લૉરેન્સની કિલ્લેબંધી

૧૩મી મેએ મેરઠના વિપ્લવના સમાચાર લખનૌ પહોંચ્યા; ૧૪મી મેએ દિલ્હીની સ્વાધીનતાના સમાચાર આવ્યા. સર હેનરી લૉરેન્સે હવે લખનૌ શહેર નજીક બે સ્થાન ઉપર ખાસ કિલ્લેબંદી શરૂ કરી, જેથી જરૂર પડતાં અંગ્રેજો તેનો આશરો લઈ શકેઃ એક મચ્છીભવન અને બીજું રેસિડન્સી. લખનૌની બધી અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોને અહીં પહોંચાડવામાં આવ્યાં અને બધા અંગ્રેજ પુરુષોને લશ્કરી તાલીમ લેવાનો હુકમ કરવામા આવ્યો.

### નેપાળની મદદ માગી

અયોધ્યાની સરહદ નેપાળ સાથે અડકેલી છે. સર હેનરી લૉરેન્સે ખાસ દૂત મોકલીને નેપાળના મુખ્ય પ્રધાન સેનાપતિ જંગબહાદુરને પ્રાર્થના કરી કે આ આપત્તિમાં સેના મોકલીને અગ્રેજોને મદદ કરો.

### વિપ્લવનો પ્રારંભ

બરાબર ૩૦મી મેની રાતે નવ વાગે છાવણીમાં તોપનો ધડાકો થયો. વિપ્લવની શરૂઆતની આ નક્કી કરેલી નિશાની હતી. પ્રથમ ૭૧ નંબરની પલટનની બંદૂકોના અવાજ સંભળાવા લાગ્યા. અંગ્રેજોના બંગલા સળગાવી દેવામાં આવ્યા. જે જે અંગ્રેજ મળ્યો તેને ત્યાં જ ઠાર કરવામાં આવ્યો. ૩૧મી મેએ સવારે હેનરી લૉરેન્સે થોડી ગોરી સેના તથા ૭ નંબરની સવાર પલટન સહિત વિપ્લવકારીઓ ઉપર હુમલો કર્યો. હજી સુધી ૭ નંબરની પલટન અંગ્રેજોના પક્ષમાં હતી. પણ રસ્તામાંજ આ પલટને કંપનીનો વાવટો ફેંકી દઈને લીલો વાવટો હાથમાં લઈ લીધો. તેમને હવે પડતા મૂકીને પોતાના થોડા ગોરા સૈનિકો સહિત લૉરેન્સને રેસિડન્સીનો આશરો લેવો પડ્યો ૩૧મીની સાંજ સુધીમાં ૪૮ તથા ૭૧ નંબરની પાયદળ પલટનમાં તથા ૭ નંબરની સવાર પલટનમા તેમ જ બીજી પણ દેશી પલટનોમાં સ્વાધીનતાનો લીલો વાવટો ફરકવા લાગ્યો.

### સીતાપુરની સ્વાધીનતા

લખનૌથી આશરે ૫૦ માઇલ વાયવ્યમાં સીતાપુર છે. ત્યાં કંપનીની ત્રણ દેશી પલટનો હતી. ૩જી જૂને આ પલટનોએ કંપનીનો વાવટો ફેંકીને લીલો વાવટો હાથમા લઈ લીધો. તેમણે ખજાનો કબજે કરી લીધો અને જે અંગ્રેજ મળ્યો તેને ત્યાં જ પૂરો કર્યો. કહેવાય છે કે સીતાપુરમાં ૨૪

આ બન્ને રાજાઓએ આશ્રિત અંગ્રેજો તથા તેમનાં બાળબચ્ચાઓ પ્રત્યે અસાધારણ ઉદારતા બતાવી હતી.'

**રાજા હનુમંતસિંહ**

રાજા હનુમંતસિંહના સંબંધમાં ઇતિહાસલેખક માલેસન લખે છે.—

"આ ઉદાર રાજપૂતની મોટા ભાગની જાગીર અંગ્રેજોની નવી મહેસૂલપદ્ધતિને લીધે કંપનીએ જપ્ત કરી લીધી હતી. આ અન્યાય અને અપમાન તેના દિલમા ખટકતાં હતા છતાં સ્વભાવે તે એટલો ઉદાર હતો કે જે કોમે તેને બરબાદ કરી મૂકયો હતો તે જ કોમના ભાગતા ફરતા અફસરો સાથે કોઈ દુઃખી માણસ પ્રત્યે જેવું વર્તન રાખવામાં આવે તેવું જ વર્તન તેણે રાખ્યું હતું. તેમને સંકટ સમયે તેણે સહાય આપી તથા તેમને તેમનાં સ્થાનોએ સુરક્ષિત પહોંચાડયા પણ જ્યારે વિદાય થતી વખતે કેપ્ટન બેરોએ રાજા હનુમંતસિંહને કહ્યું: 'મને આશા છે કે આપ આ વિપ્લવ શમાવવામાં અંગ્રેજોને મદદ આપશો.' ત્યારે એ સાંભળતાં જ હનુમંતસિંહ ઊભો થઈ ગયો ને બોલ્યો.' સાહેબ! તમારા મુલકના લોકો અમારા મુલકમાં ઘૂસી ગયા અને તેમણે અમારા બાદશાહ (વાજીદઅલીશાહ)ને કાઢી મૂકયો. જૂના જમીનદારો અને તાલુકદારોની સનદોની તપાસ કરવા માટે તમે તમારા અમલદારોને મોકલ્યા જે જમીનો અનંત કાળથી મારા વંશમાં ચાલી આવતી હતી તે તમે ઘડીકમાં મારી પાસેથી છીનવી લીધી. મેં એ બધુ સહન કર્યું. તમારા ઉપર અચાનક આફત આવી પડી. તમે મને બરબાદ કર્યો હતો, છતાં તમે મારી પાસે જ આવ્યા. મેં તમને બચાવ્યા. પણ હવે–હવે હું મારી સેના જમાવીને લખનૌ જાઉં છું અને તમને મારા દેશમાંથી બહાર હાંકી મૂકવાની પૂરી કોશિશ કરવાનો છું."[૨૬]

ઇતિહાસનાં પાનાં ફેરવતા જણાય છે કે તે સમયે અયોધ્યામાં આવા અનેક હિંદુ તથા મુસલમાન હનુમંતસિંહો હતા. તેમનામાં સ્વાધીનતા માટે જેટલો જબરદસ્ત પ્રેમ હતો તેટલી જ વીરોચિત ઉદારતા પણ હતી

**અયોધ્યાવાસીઓની ઉદારતા**

ટૂંકમા ૩૧મી મે અને ૧૦મી જૂન દરમિયાન કેવળ લખનૌ શહેરનો થોડોક ભાગ બાદ કરતાં આખો અયોધ્યા પ્રાંત અંગ્રેજી રાજ્યના પંજામાંથી નીકળી ગયો. પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા ફોરેસ્ટ લખે છેઃ—

---

૨૬ Malleson's *Indian Mutiny*, vol iii, p. 273. (footnote)

"આ રીતે દસ દિવસમાં અયોધ્યામાંથી અંગ્રેજી રાજ્ય સ્વપ્નની માફક ખલાસ થઈ ગયું; તેનો કોઈ અવશેષ પણ બાકી ન રહ્યો. ફોજે આપણી સામે બળવો કર્યો, જનતાએ પરાધીનતાની બેડીઓ તોડીને ફગાવી દીધી. પરંતુ તેમાંથી કોઈએ બદલો ન લીધો, કોઈએ અન્યાય ન કર્યો. એક બે અપવાદો બાદ કરતાં બાકીની બધી વીર અને વિદ્રોહી જનતાએ નાસભાગ કરતા અંગ્રેજો પ્રત્યે દયાભર્યો વ્યવહાર રાખ્યો. અયોધ્યાવાસીઓના જે શાસકોએ (એટલે અંગ્રેજોએ) પોતાની સત્તાના દિવસોમાં અત્યંત શુભ (?) હેતુથી અનેક લોકોને ઘોર અન્યાય કર્યો હતો, એ શાસકોનું જ્યારે પતન થયું ત્યારે અયોધ્યાવાસીઓએ તેમની સાથેના પોતાના વ્યવહારમાં કુલીન વર્ગને શોભે એવી ઉદારતા અને દયા બતાવ્યા. અયોધ્યાવાસીઓના આ ઊજળા ગુણો સ્પષ્ટ તરી આવતા હતા."[૨૭]

### વાજીદઅલીશાહની લોકપ્રિયતા

લૉર્ડ ડેલહાઉઝી વર્ણન કરે છે કે વાજીદઅલીશાહના અત્યાચારોથી અયોધ્યાની પ્રજા પીડાતી હતી! પરંતુ સત્તાવનના વિપ્લવ દરમિયાન અયોધ્યાના બધા જમીનદારો, જાગીરદારો, રાજાઓ, સિપાઈઓ, કિસાનો, સોદાગરો, ટૂંકમાં બધા હિંદુ અને મુસલમાનોએ મળીને વાજીદઅલીશાહને ફરીથી અયોધ્યાની ગાદી ઉપર બેસારવા માટે માત્ર દસ દિવસમાં જ જે રીતે અંગ્રેજી રાજ્ય જડમૂળમાંથી ઉખેડીને ફેંકી દીધું, તે ઉપરથી વાજીદઅલીશાહની લોકપ્રિયતા અને કંપનીના શાસનની અપ્રિયતા બંને સ્પષ્ટતાથી

૨૭ "Thus in the course of ten days, the English administration in Oudh vanished like a dream and left not a wreck behind The troops mutinied, the people threw off their allegiance. But there was no revenge, no cruelty. The brave and turbulent population, with a few exceptions, treated the fugitives of the *ruling race* with marked kindness, and the high courtesy and chivalry of the people of Oudh was conspicuous in their dealings with their fallen masters who, in the days of their power, had, from the best (?) of motives, inflicted on many of them a *grave wrong*."—Sir George W. Forrest's *State Papers*, vol. ii, p. 37.

દેખાઈ આવે છે. અયોધ્યામાં એ દિવસોમાં એક પણ ગામ એવું નહોતું જેણે કંપનીના ઝંડાને ઉખેડીને ફેંકી દીધો ન હોય.

### લખનૌ શહેરની સ્થિતિ

અયોધ્યાના જુદા જુદા ભાગોમાંથી જમીનદારોના સિપાઈઓ તથા સ્વયંસેવકો હજારોની સંખ્યામાં અયોધ્યાની બેગમ હઝરતમહલના ઝંડા નીચે આવીને એકત્ર થવા લાગ્યા હતા. અયોધ્યાવાસીઓના આ આઝાદીના યુદ્ધમા બેગમ હઝરતમહલને અધીન રહીને અયોધ્યાની અનેક સ્ત્રીઓ પણ પુરુષના પોશાકમા હથિયારો સજી સ્વતંત્ર ટુકડી બનીને લડતી હતી.[૨૮] લખનૌ શહેરનો એક ભાગ હજી સુધી અંગ્રેજોના હાથમા હતો. આ વખતે લૉરેન્સ પાસે શીખોની બે પલટનો, એક ગોરી પલટન તથા થોડીક તોપો હતી. કાનપુરના અંગ્રેજી કિલ્લાનો ઘેરો હજુ ચાલુ હતો. કાનપુરમાં અંગ્રેજોનો પરાજય થયાના સમાચાર ૨૮મી જૂને લખનૌ પહોચ્યા લખનૌના વિપ્લવકારીઓએ અંગ્રેજો ઉપર હુમલો કરવા માટે ચિનહટ નામના સ્થાન ઉપર ચડાઈ કરી. કાનપુરના પરાજયના સમાચાર સાભળીને હેનરી લૉરેન્સ હિંમત હારી ગયો ૨૯મી જૂને લોખંડના પુલ પાસે કંપનીની સેના જમા થઈ. એક ભારે ઘમસાણ સગ્રામ થયો. આખરે હારીને લૉરેન્સને પાછા હઠવુ પડ્યું. અંગ્રેજોની ત્રણ તોપો મેદાનમાં રહી ગઈ. સર હેનરી લૉરેન્સે પાછા હઠીને રેસિડન્સીનો આશરો લીધો. ત્યાર પછી વિપ્લવકારીઓએ મચ્છીભવન તથા રેસિડન્સી બંને ઘેરી લીધા અંગ્રેજોએ મચ્છીભવનના દારૂગોળાના ભડારને સળગાવી મૂકયો. મચ્છીભવન પણ વિપ્લવકારીઓને હાથ પડ્યું.

### બેગમ હઝરતમહલનું શાસન

લખનૌની બધી અંગ્રેજી સત્તા હવે કેવળ રેસિડન્સીના મકાનમાં કેદ થઈ ગઈ એમા આશરે હજાર અંગ્રેજો તથા આટલો હિંદુસ્તાનીઓ હતા હથિયાર તથા રસદનો સામાન પૂરતા પ્રમાણમાં હતો. વિપ્લવકારીઓએ ચારે બાજુએથી રેસિડન્સીને ઘેરી લીધી લખના શહેર તથા અયોધ્યાના બાકીના બધા ભાગ ઉપર વાજીદઅલીશાહના પુત્ર બિરજિસકદર તરફથી બેગમ હઝરતમહલનું શાસન સ્થપાયુ

એક અગ્રેજ ઇતિહાસલેખક લખે છે:—[૨૯]

૨૮ *Narrative of the Indian Revolt* George Vickers, 1858.
૨૯ *Red Pamphlet*, by G B Malleson.

“ આખો અયોધ્યા પ્રાંત આપણી સામે હથિયાર લઈ ને ઊઠ્યો હતો. કેવળ રીનસગ્ની ફોજ નહિ, બલકે પદભ્રષ્ટ નવાબની ફોજના સાઠ હજાર આદમીઓ, જમીનદારો, તેમના સિપાઈઓ, અઢીસો કિલ્લાઓ—જેમાંના ઘણા ઉપર તો ભારેભારે તોપો ગોઠવાયેલી હતી, બધા જ આપણી સામે થઈ ગયા. આ લોકોએ કંપનીના શાસનને પોતાના નવાબના શાસન સાથે સરખાવી જોયું હતું, અને લગભગ એકમતે ફેંસલો કર્યો હતો કે નવાબનું શાસન કંપનીના શાસન કરતાં સારું હતું. જે પેન્શનરો આપણી સેનામાં કામ કરી ચૂક્યા હતા તેમણે પણ આપણા રાજ્ય વિરુદ્ધ સ્પષ્ટ ફેંસલો આપી દીધો હતો, અને તેમાંનો દરેક જણ વિપ્લવમા સામેલ હતો. ”

# પ્રકરણ સુડતાળીશમું

## દિલ્હી, પંજાબ અને બીજી ઘટનાઓ

### દિલ્હીનું મહત્ત્વ

સત્તાવનના મહાન વિપ્લવની યોજના કરવાવાળાઓની દૃષ્ટિમાં દિલ્હી એ વખતે આખા મહાયુદ્ધનું મર્મસ્થાન હતું. વિપ્લવનો પ્રારંભ સમ્રાટ બહાદુરશાહના નામે કરવામાં આવ્યો હતો. સમ્રાટ બહાદુરશાહ જ વિપ્લવકારીઓની આશાઓનું કેન્દ્ર હતો, અને દિલ્હીની સફળતા ઉપર સમસ્ત ભારતની સ્વાધીનતાનો ઘણે અંશે આધાર હતો. આથી બધા ભારતના અંગ્રેજોનું તથા વિપ્લવકારીઓનું ધ્યાન દિલ્હી તરફ ખેંચાયેલું હતું. સમસ્ત ભારતમાંથી વિદ્રોહી સેનાઓ આવીઆવીને દિલ્હીમાં એકઠી થવા લાગી હતી, અને સ્થળે સ્થળેથી આ સેનાઓ કંપનીનો ખજાનો લાવીને બાદશાહના ચરણોમાં ધરી દેતી હતી. આ જ રીતે અંગ્રેજો પણ દિલ્હી ફરી જીતી લેવા માટે પોતાની પૂરતી શક્તિ એકઠી કરવા લાગ્યા હતા. પણ દિલ્હીના મહત્ત્વના સંગ્રામોનું વર્ણન કરતા પહેલાં દિલ્હીની વાયવ્યે આવેલ પંજાબ ઉપર એક નજર નાખવી પડશે. ખાસ તો એટલા માટે કે અંગ્રેજોએ એ બાજુથી જ દિલ્હી ઉપર હુમલો કર્યો.

### લૉર્ડ કેનિંગની તૈયારી અને જાહેરનામું

લૉર્ડ કેનિંગને મેરઠ અને દિલ્હીના અશુભ સમાચાર મળતાં જ તેણે કલકત્તા, રંગૂન, મદ્રાસ વગેરે સ્થળેથી એક સેના એકઠી કરીને જનરલ નીલની સરદારી નીચે બનારસ અને અલાહાબાદ તરફ મોકલી; અને બીજી બાજુથી કમાંડર ઈન ચીફ એન્સન આ વખતે સિમલામાં હતો તેને પંજાબમાંથી સેના એકઠી કરીને તરત જ દિલ્હી ઉપર ચડાઈ કરીને ફરી જીતી લેવાની આજ્ઞા આપી. ઉપરાંત ભારતીય સિપાઈઓને શાંત પાડવા માટે લૉર્ડ કેનિંગે સમસ્ત ભારતમાં એક જાહેરાત પ્રગટ કરી. આ જાહેરાતનો

સાર એ હતો કે કોઈના ધર્મમાં હસ્તક્ષેપ કરવાનો કંપની સરકારનો વિચાર નહોતો અને નથી; સિપાઈઓ જો ધારે તો પોતાની કારતૂસો પોતે જાતે બનાવી શકશે; જે લોકોએ કંપનીનું લૂણ ખાધું છે તેઓએ વિપ્લવમાં ભાગ લેવો એ પાપ છે; વગેરે. પણ આ પ્રકારની જાહેરાતનો હવે કયાં પ્રભાવ પડવાનો હતો ?

**પંજાબે સાથ આપ્યો હોત તો !**

દિલ્હી ફરી વાર જીતી લેવા માટે જનરલ ઍન્સન કેવળ પંજાબમાંથી જ સેના મેળવી શકે એમ હતું. જે રીતે અયોધ્યા અને રોહિલખંડે વિપ્લવને સાથ આપ્યો એ જ રીતે જો પંજાબે પણ સાથ આપ્યો હોત તો દિલ્હી કે ભારત ફરી જીતવું અંગ્રેજોને માટે સર્વથા અસંભવિત હતું. પંજાબનો ચીફ કમિશનર સર જૉન લૉરેન્સ આ સારી પેઠે સમજતો હતો. આથી પંજાબને અને તેમાં પણ ખાસ કરીને શીખોને અંગ્રેજ સરકારને વફાદાર રાખવા માટે તેણે જે જે ઉપાયો લીધા તે બહુ મહત્ત્વના હતા.

**શીખોને ભંભેર્યા**

મુસલમાન બાદશાહો શીખ ધર્મ ઉપર કેવી રીતે હુમલો કરે છે અને ઔરંગઝેબ બાદશાહે દિલ્હીમાં ગુરુ તેગબહાદુરની કેવી રીતે કતલ કરાવી હતી એ શીખોને સમજાવવામાં આવ્યું. શીખોને બતાવવામાં આવ્યું કે હવે અંગ્રેજોને મદદ આપીને શીખ ધર્મના શત્રુઓ ઉપર બદલો લેવાની તથા દિલ્હી શહેરને જમીનદોસ્ત કરવાની તેમને સુંદર તક મળી છે. એટલું જ નહિ પણ બાદશાહ બહાદુરશાહના નામની એક બનાવટી જાહેરાત પણ સ્થળે સ્થળે દીવાલો ઉપર ચોંટાડેલી જોવામાં આવી, જેમાં શીખોને મારી નાખવા એ બાદશાહનું પ્રથમ ફરમાન છે એમ લખવામાં આવ્યું હતું. ઇતિહાસ-લેખક મેટકાફ લખે છે કે જે સમયે આ જૂઠી જાહેરાત પ્રસિદ્ધ કરવામાં આવી, તે જ વખતે બરાબર બૂઢો બહાદુરશાહ હાથી ઉપર બેસીને દિલ્હીના રસ્તાઓ ઉપર જાહેર કરતો ફરતો હતો કે આ યુદ્ધ કેવળ ફિરંગીઓની સાથે જ છે, અને બીજા કોઈ પણ ભારતવાસીને કોઈ પણ જાતનું નુકસાન કરવામાં આવશે નહિ.

**શીખ સરદારોની સુસ્તી અને કાયરતા**

સર જૉન લૉરેન્સની આ ચાલની જે અસર થવાની તે થઈ. સમ્રાટ બહાદુરશાહ અને વિપ્લવના બીજા નેતાઓએ શીખ પ્રજા તથા શીખ રાજાઓને પોતાના પક્ષમાં લેવાના ભરપૂર પ્રયત્નો કર્યા, પણ તેમને સફળતા ન

મળી. તાજુદ્દીન નામના પોતાના એક ખાસ દૂતને બાદશાહે પતિયાળા, નાભા અને ઝિંદના રાજાઓ તથા બીજા શીખ સરદારો પાસે મોકલ્યો. શીખ રાજાઓને મળ્યા પછી તાજુદ્દીને સમ્રાટને એક કાગળ લખ્યો, જેમાંનાં કેટલાંક વાક્યો આ પ્રમાણે હતાં:—

" પંજાબના શીખ સરદારો બધા સુસ્ત અને કાયર છે. તેઓ વિપ્લવકારીઓને સાથ આપે એવી બહુ ઓછી આશા છે. આ લોકો ફિરંગીઓના હાથનાં રમકડાં બન્યા છે. હું જાતે તેમને એકાંતમાં મળ્યો. મેં તેમની સાથે વાતચીત કરી અને મારું દિલ તેમની પાસે ઠાલવ્યું મેં તેમને કહ્યું: 'તમે ફિરંગીઓને કેમ સાથ આપો છો? અને મુલ્કની આઝાદીનો વિશ્વાસઘાત કેમ કરો છો? શું સ્વરાજ્યમાં અત્યાર કરતાં તમે વધારે સારી રીતે નહિ રહી શકો? આથી ઓછામાં ઓછું તમારા પોતાના લાભ ખાતર પણ તમારે દિલ્હીસમ્રાટને સાથ આપવો જોઈએ.' તેમણે જવાબ આપ્યો: 'જુઓ, અમે બધા તકની રાહ જોઈએ છીએ. બાદશાહનો હુકમ મળતાં જ અમે તત્કાળ, એક દિવસમાં આ કાફરોને કાપી નાખશું' × × × પરંતુ મારા માનવા મુજબ તેમના ઉપર વિશ્વાસ રાખી શકાય એમ નથી."

### શીખ રાજાઓનો વિશ્વાસઘાત

કેટલાક દિવસો પછી થોડાએક સવારો બાદશાહનો સંદેશો લઈને આ શીખ રાજાઓ પાસે પહોંચ્યા. દરમિયાન સર જૉન લૉરેન્સ તથા લૉર્ડ કેનિંગના તીર પણ આ શીખ રાજાઓના દિલ અને દિમાગમાં ઘુસી ગયાં હતા શીખ રાજાઓએ દિલ્હી સમ્રાટના સંદેશાનો તિરસ્કાર કર્યો અને પત્ર લાવવાવાળા સવારોને મારી નાખ્યા.

### કંપનીના અમલમાં જ શાહુકારોનું હિત

પંજાબની પ્રજાને પોતાના પક્ષમાં રાખવા માટે સર જૉન લૉરેન્સે બીજો એક નાનો ઉપાય યોજ્યો હતો. તેણે શરૂઆતથી જ પંજાબના જુદા જુદા જિલ્લાઓમાંથી ૭ ટકાને વ્યાજે લોકોના પૈસા કરજે લેવા માંડ્યા. આમ કરવાના બે પરિણામો આવ્યાં; એક તો એ કે સંકટ વખતે આ રકમ કંપનીના ઉપયોગમાં આવી, અને બીજું એ કે પંજાબના જે હજારો શાહુકારો તથા જમીનદારોએ કંપનીને કરજે પૈસા ધીર્યા હતા તેમને કંપનીનું શાસન ટકી રહે એમાં જ પોતાનું હિત દેખાવા લાગ્યું.

**સરહદમાં કંપનીએ ફેરવેલા મુલ્લાંઓ**

આ વખતે કાબુલના અમીર દોસ્ત મોહમ્મદખાં સાથે લખનૌના વિપ્લવકારી નેતાઓનો થોડો પત્રવ્યવહાર ચાલતો હતો. આની સામે અફઘાનિસ્તાનમાં અંગ્રેજોએ શાં પગલાં લીધાં તે જણાયું નથી, પરંતુ સરહદની મુસલમાન કોમને પોતાના પક્ષમાં રાખવા માટે સર જોન લોરેન્સે પુષ્કળ ધન ખરચ્યું, તથા તેમનામાં પ્રચાર કરવા માટે અનેક મુલ્લાંઓ નોકરીએ રાખ્યા.

**દેશી પલટનો પાસેથી હથિયારો મુકાવ્યાં**

પંજાબમાં શીખ અને ગોરી પલટનો ઉપરાંત હિંદુ તથા મુસલમાન સિપાઈઓની પણ અનેક પલટનો હતી. આ લોકોએ રાષ્ટ્રીય વિપ્લવમાં ભાગ લેવા માટે કસમ ખાધા હતા; ઉપરાંત પંજાબનાં અનેક શહેરોની હિંદુ અને મુસલમાન જનતા પણ વિપ્લવ પ્રત્યે પૂરતી સહાનુભૂતિ ધરાવતી હતી. આ બધા પ્રયત્નોને વિફળ બનાવવા માટે અંગ્રેજ અમલદારોએ શા શા ઉપાયો લીધા તથા તેમાં તેમને કેટલે અંશે સફળતા મળી એ હવે આપણે જોઈશું.

**રૉબર્ટ મૉન્ટગૂમરી**

એ દિવસોમાં પંજાબની સૌથી મોટી છાવણી લાહોર પાસે મિયાંમીરમાં હતી મિયાંમીરમા ગોરા સિપાઈઓ કરતાં ચારગણા હિંદી સિપાઈઓ હતા પંજાબની હિંદુસ્તાની સેનાએ નક્કી કરી રાખ્યું હતું કે પ્રથમ મિયાંમીરના સિપાઈઓએ લાહોર ઉપર ચડાઈ કરીને તેનો કબજો લેવો, અને પછી પેશાવર, અમૃતસર, ફિલૌર તથા જાલંધરની પલટનોએ એકી સાથે વિપ્લવ શરૂ કરી દેવો મિયામીરની દેશી પલટનો રૉબર્ટ મૉન્ટગૂમરીના હાથ નીચે હતી. મેરઠના સમાચાર મળતાં જ રૉબર્ટ મૉન્ટગૂમરી ચેતી ગયો. તેને પોતાના એક ગુપ્તચર મારફત બાતમી મળી કે મિયાંમીરના સિપાઈઓ પણ વિપ્લવ માટે તૈયાર છે. ૧૩મી મેએ સવારે મૉન્ટગૂમરીએ આશરે એક હજાર હિંદુસ્તાની સિપાઈઓને કવાયતના મેદાન ઉપર હાજર કર્યા; ગોરા સવારોને તેમના તોપખાના સહિત તેમની ચોતરફ ગોઠવી દેવામાં આવ્યા હતા. સિપાઈઓને હથિયાર હેઠાં મૂકી દેવાનો હુકમ થયો, અને બીજો કોઈ માર્ગ ન દેખાવાથી તેમણે હથિયારો મૂકી દીધા. ત્યાર બાદ તેઓ ચૂપચાપ પોતાની બરાકોમાં ચાલ્યા ગયા.

એ જ વખતે એક ગોરી પલટનને લાહોરના કિલ્લામાં મોકલી. તેણે ત્યાં પહોંચીને તોપખાનાની મદદથી કિલ્લાની અંદરના દેશી સિપાઈઓનાં

હથિયારો પડાવી લીધાં, તેમને કિલ્લાની બહારની બરાકોમાં મોકલી આપ્યા અને લાહોરના કિલ્લા ઉપર ગોરી પલટનનો ચોકીપહેરો બેસી ગયો.

**પંજાબ કંપનીએ ગુમાવ્યો હોત તો!**

બેશક, મૉન્ટગૂમરીના બરાબર યોગ્ય વખતના સાહસ તથા તેની ચપળતાથી પંજાબ અંગ્રેજોના હાથમાંથી સરકી જતાં રહી ગયો, જેની અસર આખા વિપ્લવની ભાવિ પ્રગતિ ઉપર ભારે જબરી થઈ.

સર જોન લૉરેન્સ લખે છે:—

"જો પંજાબ હાથમાંથી નીકળી ગયો હોત તો આપણે જરૂર નાશ પામત. ઉત્તર ભારતમાંથી ત્યાં મદદ પહોંચે એ પહેલાં તો અંગ્રેજોનાં હાડકાં ત્યાં પડ્યાં પડ્યાં સૂકાઈ ગયાં હોત. આ આફતમાંથી ઇંગ્લાંડ કદી ફરી ઊઠી શકત નહિ, તેમ એશિયામાં ફરી પોતાની સત્તા પણ જમાવી શકત નહિ."[૧]

**ફિરોજપુરમાં વિપ્લવ**

ફિરોજપુરમાં કંપનીના દારૂગોળાનો એક મોટો ભંડાર હતો. ત્યાંના સિપાઈઓના મનોભાવ જાણવા માટે ૧૩મી મેએ તેમને અંગ્રેજોએ કવાયત માટે એકઠા કર્યા. સિપાઈઓ એટલી સુંદર રીતે વર્ત્યા કે અંગ્રેજોને તેમના ઉપર જરા પણ શક ન આવ્યો. પરંતુ એ જ દિવસે થોડા કલાક પછી જ ફિરોજપુરના સિપાઈઓએ વિપ્લવ શરૂ કરી દીધો. અંગ્રેજોએ દારૂગોળાને સળગાવી મૂક્યો. નગરવાસીઓએ વિપ્લવને પૂરો સાથ આપ્યો અંગ્રેજોનાં મકાનો બાળી મૂક્યાં. જે અંગ્રેજ મળ્યો તેને ઠાર કરી નાખ્યો. ત્યાર પછી ત્યાંની ભારતીય સેના દિલ્હી તરફ રવાના થઈ. ગોરી પલટને થોડે દૂર સુધી તેનો પીછો પકડ્યો, પરંતુ આખરે નિષ્ફળ થઈ તેને ફિરોજપુર પાછા આવવું પડ્યું.

**પેશાવરની હિંદી પલટનો**

પેશાવરના સંબંધમાં કહેવાય છે કે ત્યાંની ૨૪, ૨૭ અને ૫૧ નંબરની

૧ "Had the Punjab gone, we must have been ruined. Long before reinforcements could have reached the upper provinces, the bones of all Englishmen would have been bleaching in the sun England could never have recovered from the calamity and retrieved her power in the East"—*Life of Lord Lawrence*, vol. II, p 335.



જુન ૧૮૫૭માં રાજદ્રોહના સંશયથી હિંદુસ્તાની સિપાઇઓને તોપને મોંએ ઉડાવે છે.
( જ્યોર્જ વિકર્સ દ્વારા પ્રકાશિત 'નેરેટીવ ઓફ ધી ઇન્ડિયન રિવોલ્ટ'માંથી )

પાયદળ પલટનો અને ૫ નંબરની સવાર પલટન એમ ચાર પલટનોએ ૨૨મી મેએ વિપ્લવનો પ્રારંભ કરવાનું નક્કી કરી રાખ્યું હતું. આ ચારે પલટનો પેશાવરની આજુબાજુ જુદી જુદી છાવણીઓમાં હતી. મિયાંમીરથી સમાચાર મળતાં જ પેશાવરના અંગ્રેજ અમલદારોએ આસપાસની ગોરી સેના તથા વિશ્વાસપાત્ર હિંદુસ્તાની પલટનોને ઝેલમમાં એકઠી કરી. ૨૨મી મેએ સવારે થોડી થોડી ગોરી સેના અને થોડી થોડી તોપો આ ચારે સ્થાનોએ મોકલી દેવામા આવ્યાં, અને ઉપરોક્ત ચારે પલટનોને માત્ર સંદેહ ઉપરથી જ ઘેરીને તેમનાં હથિયારો પડાવી લેવામા આવ્યાં.

### તોપને મોંએ ઉડાડયા

આ નિઃશસ્ત્ર સિપાઈઓને તેમની બરાકોમાં રહેવાનો હુકમ આપવામાં આવ્યો. લખવામાં આવ્યું છે કે આમાંના કેટલાકે તે જ દિવસે રાતે નગર તરફ જવાની ઇચ્છા કરી. નગરમાં કે આજુબાજુના પ્રદેશમાં વિપ્લવ શરૂ થઈ જવાનો ભય હતો તેથી તેમને રોકવામાં આવ્યા, અને બીજાને બોધપાઠ મળે એ હેતુથી તેમાંના તેરચૌદ જણાને ફાંસી દેવામાં આવી.[૨] બરાકો ઉપર બહારથી તોપો નોધવામાં આવી, એટલે તેમાંનો કોઈ બહાર નીકળવાનું સાહસ ન કરી શકયો. છતાં પાછળથી આમાંના ઘણાને ફાંસી આપી અને અનેકને તોપને મોંએ બાંધીને ઉડાવી દીધા.

### કર્નલ સ્પૉટિસ વૂડની આત્મહત્યા

પેશાવર નજીક હોતી મરદાનમાં ૫૫ નંબરની પાયદળ પલટન હતી. આ પલટનના અમલદાર કર્નલ સ્પૉટિસ વૂડને પૂરી ખાતરી હતી કે પોતાની પલટન બળવો નહિ કરે. પંજાબના બીજા અંગ્રેજોએ આગ્રહ કર્યો કે એ પલટનના હથિયાર પણ લઈ લેવા; કર્નલે આનો વિરોધ કર્યો પંજાબ સરકારે હથિયારો પડાવી લેવાના પક્ષમાં ફેંસલો આપ્યો. આથી કહેવાય છે કે કર્નલ સ્પૉટિસ વૂડે પોતાના ઓરડામાં જઈને આત્મહત્યા કરી.

### હોતી મરદાનની સેનાનો નાશ

આ પલટન પાસેથી હથિયારો પડાવી લેવા માટે પેશાવરથી ગોરી સેના અને તોપો મોકલવામા આવ્યા. આ સમાચાર મળતા જ ૫૫ નંબરની પલટનના કેટલાક સિપાઈઓએ હોતી મરદાનના કિલ્લામાંથી નીકળીને નાસી જવાનું ધાર્યું, પરંતુ કંપનીની સેના સંખ્યામા પણ વધારે હતી, તેમ જ

૨ *Narrative of the Indian Revolt*, p. ૩૫.

તેની પાસે ભારે તોપો પણ હતી તેથી તેમને ઘેરી લેવામાં આવ્યા. તે જ સ્થળે ૧૫૦ને મારી નાખ્યા, કેટલાક ભાગી છૂટયા અને બાકીનાને ગિરફ્તાર કરી લીધા.' લખવામાં આવ્યું છે કે:—

"૫૫ નંબરની પલટનના કેદીઓ સાથે બહુ ભયકર વર્તન ચલાવવામાં આવ્યું, જેથી બીજાને ધડો મળે. તેમને કોર્ટ-માર્શલ કરવામાં આવ્યા, અને તેમાંથી દરેક ત્રીજા માણસને તોપને મોંએ ઉડાવી દેવા માટે ચૂંટી કાઢવામાં આવ્યો."૩

**બીભત્સ દૃશ્ય**

આ લોકોને જ્યારે તોપને મોંએ ઉડાવી દેવાનું કાર્ય ચાલતું હતુ ત્યારે હાજર રહેલા એક અંગ્રેજ અમલદારે આ દશ્યનુ વર્ણન કરતાં લખ્યુ છે:—૪

"એ દિવસે કવાયતનું દૃશ્ય વિચિત્ર હતું. મેદાનમા આશરે નવ હજાર સિપાઈઓ હતા. × × × એક ચોરસ મેદાનની ત્રણે બાજુએ ફોજ ખડી કરવામા આવી; ચોથી બાજુએ દસ તોપો ગોઠવાઈ. × × × પહેલાં દસ કેદીને તોપના મોંએ બાંધી દેવામાં આવ્યા; ત્યાર પછી તોપખાનાના અમલદારે પોતાની તલવાર હલાવી તત્કાળ તોપોની ગર્જના સંભળાઈ અને ધુમાડા ઉપર હાથ, પગ, માથાં વગેરે ચારે બાજુએ હવામાં ઊડતાં દેખાવા લાગ્યા. આ દૃશ્યની ચાર આવૃત્તિ કરવામાં આવી. દરેક વખતે આખી સેનામાંથી એક તીણી ચીસ સંભળાતી હતી, જે આ દશ્યની બીભત્સતાને કારણે લોકોના હૃદયમાંથી

૩ "Of the prisoners of the 55th a more aweful example was made. They were tried, condemned, and every third man was selected to be blown away from guns."—Ibid, p. 36.

૪ "That parade was a strange scene. There were about nine thousand men on parade; . The troops were drawn up on three sides of a square, the fourth side being occupied by ten guns. . . . The first ten of the prisoners were then lashed to the guns, the artillery officer waved his sword, you heard the roar of the guns, and above the smoke you saw legs, arms, and heads,—flying in all directions. There were four of these salvoes, and at each a sort of buzz went through the whole mass of the troops, a sort of murmur of



**१० मी जून १८५७ ना रोज पेशावरमां हिंदी सिपाईओने तोपने मोढे उडावे छे.**

'तोपोना अवाजनी साथोसाथ धुमाडा उपर चारे कोर पग, हाथ अने माथां ऊडतां देखाय छे '—एक अंग्रेज साक्षी

( 'हीस्ट्री ऑफ इन्डीअन म्युटिनी' चार्ल्स बोल्कृतमांथी )

त्रि. त्रि. प्रेस गोंदिया

### ક્રૂર યાતનાઓ

પેશાવર તથા તેની આજુબાજુના પ્રદેશમાં વિપ્લવકારીઓને તથા વિપ્લવનો જેના ઉપર સંદેહ હતો તેમને સહુને ભયંકર યાતનાઓ આપીને મારી નાખ્યા જેના વિષયમાં ઇતિહાસલેખક કે લખે છે:—

"આપણા અમલદારોએ કેવી ત્રાસજનક અને ક્રૂર યાતનાઓ લોકોને આપી એનું વર્ણન કરતા અનેક પત્રો મારી પાસે જો કે મોજૂદ છે, છતાં હું આ વિષે એક શબ્દ પણ લખતો નથી. કારણ કે હવે આ વિષય દુનિયાની નજરે ન આવે એ જ ઉત્તમ છે."[૭]

### જાલંધર, ફિલૌર અને લુધિયાણામાં ક્રાંતિ

જાલંધર દોઆબમાં શું બન્યું તે હવે જોઈએ. જાલંધર, ફિલૌર અને લુધિયાણાની દેશી પલટનો ચૂપચાપ પણ દૃઢતાપૂર્વક વિપ્લવની તૈયારી કરતી હતી. ૯મી જૂને અચાનક રાતે જાલંધરની ફોજે વિપ્લવ શરૂ કર્યો. ગોરી સેના જાલંધરમાં મોજૂદ હતી, પણ દેશી ફોજ એવી અચાનક વીફરી કે ગોરી સેના કિંકર્તવ્યમૂઢ બની ગઈ. જાલંધરના સિપાઈઓએ ત્યાંના અંગ્રેજોનો સંહાર કરવા પોતાનો સમય બગાડયો નહિ. તેઓ તરત જ દિલ્હી તરફ રવાના થઈ ગયા.

જાલંધરના સિપાઈઓએ એક સવારને ફિલૌરના સિપાઈઓને સૂચના આપવા મોકલ્યો. તે જ વખતે ફિલૌરની દેશી પલટનો પણ વીફરી. ત્યાર પછી જાલંધરના સિપાઈઓ ફિલૌર પહોંચ્યા. બંને જગાની પલટનો એક-બીજાને ભેટી અને પછી દિલ્હી તરફ રવાના થઈ. રસ્તામાં સતલજ નદી આવતી હતી. આ નદી ઉપર લુધિયાણા આવેલું હતું. અહીંના દેશી સિપાઈ-ઓને વિપ્લવના ખબર પડે એ પહેલાં જ અંગ્રેજ અમલદારોને બાતમી મળી ગઈ. આ અંગ્રેજ અમલદારોએ સતલજ ઉપરનો હોડીઓનો પૂલ તોડી પાડયો. ફિલૌરથી આવનારી વિદ્રોહી પલટનોને અટકાવવા માટે ગોરી તથા શીખ પલટનો તેમ જ નાભાના મહારાજાની કેટલીક પલટનો સતલજ ઉપર ખડી થઈ. વિપ્લવકારીઓએ જ્યારે આ જાણ્યું ત્યારે રાતે છાનામાના ચાર

૭ Though I have plenty of letters with me describing the terrible and cruel tortures committed by our officers, I do not write a word about it, so that this subject should be no longer before the world!"—Kaye's *Sepoy War*, book vi, chap. Iv.

માઈલ દૂરથી સતલજ પાર કરવાનો તેમણે વિચાર કર્યો. હજી તેમાંના થોડાક જ સામે પાર પહોંચી શકયા એટલામાં તો અંગ્રેજો અને શીખોએ તેમના પર તોપોના ગોળા વરસાવા માંડયા. રાતના લગભગ દસ વાગ્યા હતા; ચંદ્ર ઊગવાને હજી બે કલાકની વાર હતી. અંધારામાં શત્રુની સેના કઈ બાજુએ છે એ પણ વિપ્લવકારીઓ શોધી શકતા નહોતા; તેમની તોપો પણ હજી નદી પાર કરી શકી નહોતી. છતાં આ હાલતમાં પણ તેમણે બે કલાક સુધી શત્રુનો મુકાબલો કર્યો. એટલામાં કોઈ સિપાઈની ગોળી અંગ્રેજી સેનાના કમાંડર વિલિયમ્સની છાતીમાં ઘૂસી ગઈ; તે ત્યાં જ ઢળી પડયો. સવાર સુધી યુદ્ધ ચાલ્યા કર્યું. અંગ્રેજો તથા શીખોને આખરે પાછા હઠવું પડયું.

વિજયી વિપ્લવકારીઓએ બપોરે લુધિયાણામા પ્રવેશ કર્યો. લુધિયાણા શહેર પંજાબના વિપ્લવનું ખાસ કેન્દ્ર હતું. આખા શહેરમાં એ દિવસે વિપ્લવ શરૂ થઈ ગયો. જેલની દીવાલો તોડી નાખવામાં આવી, અંગ્રેજી મકાનો બાળી મૂકવામાં આવ્યાં અને સરકારી ખજાનો લૂંટવામા આવ્યો. ત્યાર પછી જાલંધર, ફિલૌર અને લુધિયાણાની પલટનોએ સ્વાતંત્ર્યસંગ્રામમાં ભાગ લેવા દિલ્હી તરફ કૂચ કરી.

સત્તાવનના વિપ્લવ દરમિયાન પંજાબમાંથી વિપ્લવને મળેલી મુખ્ય મદદ ફક્ત આ જ હતી.

### 'હિંદોસ્તાનીઓ'ને કાઢી મૂકયા

પંજાબના શાસકોને આ વખતે પંજાબના પૂર્વના પ્રાંતોનો સૌથી વધારે ડર હતો. આ પ્રાંતોના રહેવાસીઓને પંજાબમાં 'હિંદોસ્તાની' કહે છે. આથી વિપ્લવની શરૂઆતના દિવસોમાં પંજાબનાં અનેક શહેરો તથા ગામડાંઓમાંથી હજારો નિર્દોષ 'હિંદોસ્તાની' લોકોને જબરદસ્તીથી સતલજની આ પાર મોકલી આપવામાં આવ્યા. આટલું કર્યા પછી દિલ્હી જીતવા માટે પોતાને ત્યાંની ગોરી તથા શીખ સેનાઓ મોકલવાનું પંજાબના શાસકો માટે સરળ બન્યું.

### ઍન્સન સાથે હિંદી જનતાનો અસહકાર

વિપ્લવનું મુખ્ય કેન્દ્ર દિલ્હી હતું. અગાઉ લખી ગયા છીએ કે દિલ્હીના સમાચાર સાંભળતાં જ ત્યાં તત્કાળ હુમલો લઈ જઈને તે જીતી લેવા માટે લૉર્ડ કૅનિંગે કમાંડર-ઇન-ચીફ ઍન્સનને હુકમ કર્યો હતો. જનરલ ઍન્સન સિમલાથી અંબાલા આવ્યો. અહીં પહોંચ્યા પછી તેણે દિલ્હી ઉપર ચડાઈ કરવાની તૈયારી કરવા માંડી. આ કાર્યમાં ઍન્સનને બહુ મુશ્કેલી ભોગવવી

પડી, અને વિલંબ પણ ઘણો થયો; કારણ કે અંબાલા તથા તેની આજુબાજુનો કોઈ હિંદી અંગ્રેજોને કશી મદદ આપવા તૈયાર નહોતો. ઍન્સનને ન તો ગાડીઓ મળતી હતી કે મજૂર મળતો હતો; ન તો રસદ મળતી હતી કે ન ચારો મળતો હતો. ઇતિહાસલેખક કે લખે છે:—

"દરેક વર્ગના ભારતવાસીઓ આપણાથી અળગા રહ્યા. પરિસ્થિતિ કઈ તરફ ઝૂકે છે તે આ લોકો બેઠાબેઠા જોતા હતા. પૂંજીપતિઓથી માંડીને કૂલી સુધી બધા જ માણસો એક સરખી રીતે આપણને સહાય આપવામાં સંકોચ કરતા હતા; કારણ કે આપણી સત્તા કદાચ એક જ દિવસમાં ઊખડી જાય એવો તેમને સંભવ જણાતો હતો."[૮]

## શીખ રાજાઓનો દેશદ્રોહ

ઍન્સનને બીજી એક મુસીબતનો પણ સામનો કરવાનો હતો. અંબાલા અને દિલ્હી દરમિયાન પતિયાળા, નાભા અને ઝિંદ, એ ત્રણ શીખ રિયાસતો આવેલી હતી. જો આ ત્રણે રિયાસતોએ વિપ્લવમાં સાથ આપ્યો હોત તો અંગ્રેજો માટે દિલ્હી ફરી જીતી લેવું સર્વથા અસંભવિત બન્યું હોત એમાં લેશમાત્ર પણ શંકાને સ્થાન નથી. અને તો એ સમયે જ ભારતવર્ષમાંથી અંગ્રેજી રાજ્યનું મૂળ ઊખડી ગયું હોત. જો પતિયાળા, નાભા અને ઝિંદ તટસ્થ રહ્યા હોત તો પણ અંગ્રેજી રાજ્ય માટે તો એનું પરિણામ કદાચ એટલું જ અહિતકર આવત. પરંતુ જનરલ ઍન્સન અને અંગ્રેજી રાજ્યના સુભાગ્યે આ ત્રણે રિયાસતોએ વિપ્લવકારીઓની વિરુદ્ધ અંગ્રેજોને ધન, માલ અને માણસો ત્રણેની પૂરતી મદદ આપી. સર જૉન લૉરેન્સ તથા તેના સાથીઓની રાજનીતિજ્ઞતા અને સમયસૂચકતાને લીધે પંજાબમાંથી પણ પૂરતી સેના ઍન્સનને મળી શકી.

અંબાલાથી દિલ્હીનો માર્ગ હવે નિર્ભય થઈ ગયો. વિપ્લવકારીઓને પંજાબમાંથી વધારે મદદ મળવાનું પણ હવે અસંભવિત બની ગયું.

પતિયાળાના રાજાએ પોતાની સેના તથા તોપો મોકલીને થાણેશ્વરનું રક્ષણ કરવાનું માથે લીધું. તેમ જ ઝિંદના રાજાએ પાણીપતનું રક્ષણ કરવાનું પોતાના હાથમાં લીધું.

## કમાંડર-ઇન-ચીફ ઍન્સનનું મૃત્યુ

ત્યાર પછી કમાંડર-ઇન-ચીફ જનરલ ઍન્સન અંગ્રેજી અને શીખ

૮ Ibid, vol. ii.

સેના સહિત ૨૫મી મેએ અંબાલાથી દિલ્હી જવા રવાના થયો. પણ આ વિકટ પરિસ્થિતિમાં જનરલ ઍન્સનનું હૃદય ફફડતું હતું. માર્ગમાં ૨૭મી મેએ કર્નાલમાં ઍન્સન કૉલેરાથી મરણ પામ્યો. સર હેનરી બર્નાર્ડ હવે તેની જગાએ નિમાયો.

### અંગ્રેજી સેનાના અકથ્ય અત્યાચારો

અંબાલાથી દિલ્હી સુધીની કૂચમાં અંગ્રેજી ફોજે જે અકથ્ય અત્યાચારો કર્યા તે જનરલ નીલના અત્યાચારો કરતાં બિલકુલ ઊતરતા નહોતા. પંજાબથી દિલ્હી તરફ જતા અસંખ્ય માણસો વિપ્લવકારીઓને મદદ આપવા જાય છે એવા સંદેહ માત્રથી જ પકડી લેવામાં આવ્યા, ને તેમને બધાને મારી નાખવામાં આવ્યા. આ લોકોને મારી નાખવાનું પણ ક્ષમ્ય ગણી શકાત, પણ આ કૂચમાં જે સાથે હતો એવા એક અંગ્રેજ અમલદારના લખવા મુજબ અંબાલાથી દિલ્હી સુધીના માર્ગમાં લોકોને દબાવવાના હેતુથી અને અંગ્રેજી સત્તાનો પ્રભાવ કાયમ છે એ દર્શાવવાના ઇરાદાથી સેંકડો ગામડાંના હજારો ગ્રામવાસીઓને તીવ્ર યાતનાઓ આપીને મારી નાખ્યા. તેમના માથાનો એકએક વાળ ખેંચવામા આવતો હતો; તેમનાં શરીરો સંગીનથી વીંધવામાં આવતાં હતાં, અને મરતા પહેલાં એ ગ્રામવાસીઓના મુખમાં સંગીનો તથા ભાલા વતી ગાયનું માંસ નાખવામાં આવતું હતું.[૯]

એક તરફથી જ્યારે તેમને આવી યાતનાઓ આપવામાં આવતી હતી, ત્યારે તેમની નજર સમક્ષ બીજી બાજુએ ફાંસીના માચડા તૈયાર કરવામાં આવતા હતા. ફાંસીઓ તૈયાર થયા પછી તેમને એ અધમૂઈ અવસ્થામાં ફાંસીએ લટકાવી દેવામા આવતા હતા.

### લશ્કરી અદાલતનો ઢોંગ

આમાંના મોટા ભાગના ગ્રામવાસીઓએ તો અંગ્રેજો વિરુદ્ધ કદી પણ હથિયાર ઊંચક્યું નહોતું. પરંતુ લોકોને સજા કરતા પહેલાં તમાશો કરવા ખાતર ફોજી અદાલત બેસારવામાં આવતી હતી. જે લશ્કરી અમલદારો આ ફોજી અદાલતના ન્યાયાધીશ નિમાતા હતા, તેઓ ન્યાયાધીશ થતા પહેલાં કસમ ખાતા હતા કે અમે એક પણ કેદીને ફાંસીમાંથી બચાવશું નહિ.[૧૦] ત્યાર પછી ગ્રામવાસીઓની કતારની કતાર તેમની સામે દૂર સુધી ખડી

૯ *History of the Siege of Delhi*, by an Officer who served there.

૧૦ Holmes' *History of the Sepoy War*, p. 124.

કરવામાં આવતી, અને તત્કાળ ફેંસલો આપવામાં આવતો

### એક અજ્ઞાત સિપાઈ

મેરઠની જે ગોરી સેના ૧૦મી મેએ કર્તવ્યમૂઢ થઈ ગઈ હતી તે હવે જનરલ બર્નાર્ડની સેના સાથે મળી જવા મેરઠથી ઊપડી. આ બંને સેનાઓ એકત્ર થાય તે પહેલાં દિલ્હીની વિપ્લવકારી સેનાએ આગળ આવીને મેની ૩૦મીએ હિંદન નદી ઉપર મેરઠની અંગ્રેજી સેના ઉપર હુમલો કર્યો. સંગ્રામમાં વિપ્લવકારી સેનાની ડાબી બાજુ નબળી પડી ગઈ. એ બાજુ તેમની પાંચ તોપો હતી; અંગ્રેજી સેનાએ આ તોપો હાથ કરવાનો ઇરાદો કર્યો. વિપ્લવકારી સેના એ બાજુથી ખસી ગઈ હતી, કેવળ એક જ સિપાઈ તોપોની વચ્ચે છુપાઈ રહ્યો હતો. જે સમયે અંગ્રેજ અમલદારો અને સિપાઈઓ તોપો હાથ કરવા ત્યાં પહોંચ્યા, બરાબર તે જ વખતે આ ભારતીય સિપાઈએ દારૂગોળામાં આગ મૂકી. એ ભારતીય સિપાઈની સાથે જ કેટલાય અંગ્રેજો ત્યાં જ સળગીને ખાખ થઈ ગયા. ઇતિહાસલેખક કે આ અજ્ઞાત સિપાઈની સૂઝ અને વીરતાની પ્રશંસા કરતાં લખે છે :—

"આ ઘટનાએ અમને સમજણ પાડી કે રાષ્ટ્રના હિત ખાતર તત્ક્ષણ પ્રાણાર્પણ કરવા તૈયાર હોય એવા ઘણા વીર અને સાહસિક લોકો વિદ્રોહી સેનામાં મોજૂદ છે."૧૧

### અંગ્રેજી સેના તથા વિપ્લવકારીઓ વચ્ચે સંગ્રામ

તે દિવસે દિલ્હીની સેના પાછી હટી. બીજે દિવસે ૩૧મી મેએ મેરઠની સેનાનો સામનો કરવા માટે ફરી એ સેના નગરમાંથી બહાર આવી. બન્ને બાજુએ ગોળાઓનો મારો ચાલ્યો. લખવામાં આવ્યું છે કે આ દિવસે અંગ્રેજોના પક્ષના ઘણા મરાયા. સાંજે ફરી વાર અંગ્રેજી સેનાને છિન્નભિન્ન કરીને દિલ્હીની સેના દિલ્હી તરફ પાછી ફરી.

### ગુરખાઓનો દેશદ્રોહ

બીજે દિવસે ૧લી જૂને મેજર રીડની સરદારી તળે એક ગુરખા સેના મેરઠની અંગ્રેજી સેનાની મદદ માટે બરાબર વખતસર આવી પહોંચી. અંબા-

૧૧ "It taught us that, among the mutineers, there were brave and desperate men who were ready to courti nstant death for the sake of the national cause!"—Kaye's *History of the Sepoy War*, vol ii, p. 135

લાથી જનરલ બર્નાર્ડની સરદારી નીચેની ગોરી અને શીખ સેના પણ આ સેનાને ૭મી જૂને આવી મળી. દિલ્હીના ઘેરા માટે નાભાના મહારાજા તરફથી ઘણો સામાન પણ આવી ગયો. ત્યાર પછી આ વિશાળ સેના દિલ્હી નજીક અલીપુર સુધી પહોંચી ગઈ.

### બુંદેલાની સરાઈનો ભીષણ સંગ્રામ

દિલ્હીની સેના ફરી એક વાર આ સેનાનો મુકાબલો કરવા કિલ્લામાંથી બહાર નીકળી. બુંદેલાની સરાઈ નજીક ૮મી જૂને સવારથી સાંજ સુધી ભીષણ સંગ્રામ થયો. બાદશાહ બહાદુરશાહનો પુત્ર મિરઝામુગલ આ વખતે વિપ્લવકારી સેનાનો સેનાપતિ હતો. તેણે કદાચ જીવનમાં પહેલી જ વાર લડાઈનું મેદાન જોયું હશે. બીજી તરફ યોગ્યમાં યોગ્ય સેનાપતિ, ઉપરાંત શીખો તથા ગુરખાની મદદ હતી. સાંજ થતાં સુધીમાં દિલ્હીની સેનાએ ફરી શહેર તરફ પાછા ફરવું પડયું, તેમની ઘણી તોપો શત્રુના હાથમાં પડી, અને કંપનીની સેના દિલ્હીની દીવાલો નીચે આવી પહોંચી.

### દિલ્હીમાં અદમ્ય ઉત્સાહ

દિલ્હી શહેરમાં આ વખતે અદમ્ય ઉત્સાહ હતો. પ્રાંતપ્રાંતમાંથી ખજાનો અને પલટનો આવીને એકઠી થતી જતી હતી. સ્થળે સ્થળેથી બહાદુરશાહ ઉપર વફાદારીના પત્રો આવતા હતા. શહેરમાં દારૂ બનાવવાના અને હથિયારો બનાવવાનાં કારખાનાં શરૂ થયાં હતાં. આ કારખાનામાં રોજ અનેક તોપો ઢાળવામાં આવતી હતી અને હજારો મણ દારૂ રોજ તૈયાર થતો હતો. બાદશાહનો એક જહીર નામનો ખિદમતગાર 'દાસ્તાને ગદર' નામના પોતાના પુસ્તકમાં લખે છે કે ચૂડીવાલા મહોલ્લાના એક કારખાનામાં ૭૪ રોજનો સાતસો મણ દારૂ તૈયાર થતો હતો.

### ગોવધની કડક બંધી

સમ્રાટ બહાદુરશાહ ઘણુંખરું હાથી ઉપર બેસીને રોજ નગરમાં નીકળતો હતો અને પ્રજા તથા સિપાઈઓને પ્રોત્સાહન આપતો હતો. જે માણસ ગોવધ કરશે તેના હાથ કાપી નાખવામાં આવશે અથવા ગોળીથી ઠાર કરવામાં આવશે, એવી જાહેરાત પણ કરવામાં આવી હતી. ખરું જોતાં ગોવધની બાબતમાં આ જાતનો હુકમ તો બાદશાહ બાબરના વખતથી જ જારી થયેલો હતો; ધર્માંધ અને અદૂરદર્શી બાદશાહ ઔરંગઝેબે પણ આ હિતકારક આજ્ઞાને ઉથાપી નહોતી. પરંતુ દિલ્હી તથા તેની આજુબાજુના ઇલાકામાં કંપનીનો અમલ શરૂ થયા પછી ગોરી સેનાના ભોજન માટે

ગોવધ શરૂ થયો હતો. અગાઉ એક પ્રકરણમાં અમે લખી ગયા છીએ કે આ કારણને લીધે મથુરા તથા રોહિલખંડમાં ભારે અસંતોષ પ્રસરેલો હતો; અને આ જ કારણને લીધે સત્તા પોતાના હાથમાં લેતાં જ સમ્રાટ બહાદુર-શાહને આ ત્રણસો વરસની આજ્ઞાને ફરી વાર જાહેર કરવી પડી હતી

**સમ્રાટ બહાદુરશાહનાં જાહેરનામાં**

વિપ્લવની શરૂઆતમા દિલ્હી સ્વતંત્ર થયા પછી તરત જ સમ્રાટ બહાદુરશાહ તરફથી એક ઢંઢેરો સમસ્ત ભારતમા જાહેર કરવામાં આવ્યો, જેનાં કેટલાંક વાક્યો નીચે મુજબ હતાઃ —

" હિંદુસ્તાનનાં સંતાનો ! જો આપણે ધારીએ તો વાતવાતમાં જ દુશ્મનને ખતમ કરી શકીએ છીએ. આપણે દુશ્મનનો નાશ કરશુ અને આપણને પ્રાણથી પ્યારા આપણા ધર્મ તથા દેશને આપણે આફત-માંથી ઉગારી લેશું. "[૧૨]

થોડા સમય પછી બાદશાહ તરફથી એક બીજો ઢંઢેરો જાહેરકર વામાં આવ્યો, જેની પ્રતો આખા ભારતમાં અને દક્ષિણની બજારો તથા છાવણીઓમાં પણ વહેંચવામાં આવી હતી. આ ઢંઢેરામાં લખ્યુ હતુંઃ—

" તમામ હિંદુઓ અને મુસલમાનો જોગ—અમે કેવળ અમારો ધર્મ સમજીને જનતાની સાથે સામેલ થયા છીએ આ અવસરે જે કોઈ કાયરતા દર્શાવશે અથવા ભોળપણને લીધે દગાબાજ ફિરંગીઓનાં વચનોનો વિશ્વાસ કરશે, એને ટૂંક સમયમા જ શરમાવુ પડશે, અને લખનૌના નવાબોને અંગ્રેજોની વફાદારીનો જેવો બદલો મળ્યો તેવો બદલો ઈંગ્લાંડ પ્રત્યે વફાદાર રહેવાથી મળશે. ઉપરાંત એ પણ જરૂરી છે કે આ જંગમા તમામ હિંદુ અને મુસલમાન એક સાથે મળીને કામ કરે, અને કોઈ પ્રતિષ્ઠિત નેતાની સલાહ અનુસાર એવો વહેવાર રાખે કે શાંતિ જળવાઈ રહે અને ગરીબો સંતુષ્ટ રહે, તથા તેમની પદવી ઊંચી થાય તેમ જ આબરૂ વધે. બની શકે તેણે આ ઢંઢેરાની નકલો કરીને જાહેર સ્થળોએ ચોડવી. × × × "

બાદશાહ બહાદુરશાહ તરફથી એક ત્રીજો ઢંઢેરો બરેલીમાં જાહેર કર-વામાં આવ્યો, જેમા લખ્યું હતુંઃ—

" હિંદુસ્તાનના હિંદુઓ તેમ જ મુસલમાનો—ઊઠો, ભાઈઓ !

૧૨ Leckey's *Fictions Exposed and Urdoo Works*



सम्राट बहादुरशाह

( From T Native Nar of th M y Delhi )

रि नि. प्रेस गोंदिया

ઊઠો. ખુદાએ ઇન્સાનને જે જે કિંમતી બક્ષિશો આપી છે તેમાં એક આઝાદી છે. જે નીચ જાલિમે આપણને વારંવાર ખોટાં વચનો આપીને ને દગો દઈને આ બક્ષિશ આપણી પાસેથી છીનવી લીધી છે તે શું હવે વધારે વાર આપણને એ બક્ષિશથી વંચિત રાખી શકશે? શું આવી જાતનું કાર્ય ખુદાની મરજી વિરુદ્ધ કાયમ માટે ચાલ્યા કરશે? નહિ. ફિરંગીઓએ એટલા બધા જુલમો કર્યા છે કે તેમના ગુનાઓનો ઘડો પૂરેપૂરો ભરાઈ ચૂકયો છે. એટલે સુધી કે હવે આપણા પાક ધર્મનો નાશ કરવાની નાપાક ઇચ્છા તેમના દિલમાં પેદા થઈ છે! શું હજી તમે છાના બેસી રહેશો? ખુદાની એ ઇચ્છા નથી કે તમે ખામોશ પકડો, કારણ કે તેણે હિંદુ તથા મુસલમાન બંનેનાં દિલમાં આ અંગ્રેજોને દેશમાંથી હાંકી મૂકવાની ઇચ્છા પેદા કરી છે. અને ખુદાની કૃપા તથા તમારી બહાદુરીને પ્રતાપે ટૂંક વખતમાં જ અંગ્રેજોની એટલી સખત હાર થશે કે આપણા મુલક હિંદુસ્તાનમાં તેમનું નામનિશાન પણ રહેશે નહિ. અમારી આ ફોજમાં નાનામોટાનો ભેદભાવ ભૂલી જવામાં આવશે, અને બધા સાથે સમાન વર્તન રાખવામાં આવશે; કારણ કે આ પાક જંગમા જે કોઈ માણસો તલવાર ખેંચશે તે બધા એક સરખા યશભાગી થશે. તેઓ બધા ભાઈ ભાઈ છે; તેમનામાં નાનામોટાનો કોઈ ભેદ નથી. આથી હું ફરી મારા બધા હિંદી ભાઈઓને કહું છું કે ઊઠો, અને ઈશ્વરના બતાવેલા પરમ કર્તવ્યને પૂરું કરવા માટે મેદાનેજંગમાં કૂદી પડો." ૧૩

### દિલ્હી નજીકની ટેકરી અંગ્રેજોના હાથમાં

દિલ્હી શહેર પૂરી રીતે વિપ્લવકારીઓના હાથમાં હતું. કંપનીની સેનાએ બુંદેલાની સરાઈની લડાઈ પછી દિલ્હીની પશ્ચિમે આવેલી ટેકરીનો કબ્જો લઈ લીધો દિલ્હી ઉપર હુમલો કરવા માટે આ સ્થાન સગવડવાળું હતું. હુમલાની મસલતો ચાલવા લાગી, પરંતુ અંગ્રેજ સેનાપતિઓ હુમલો કરવાનું સાહસ કરી ન શક્યા. દરમિયાન દિલ્હીની વિપ્લવકારી સેનાએ વારંવાર બહાર નીકળીને કંપનીની સેના ઉપર હુમલા કરવાનું જારી રાખ્યું

૧૩ બાદશાહનું આ અસલ જાહેરનામું ઉર્દૂમાં હતું. અમને એની ઉર્દૂ પ્રત મળી શકી નથી એથી દુઃખ થાય છે. વિપ્લવના આ જાતના બધા કાગળો અને જાહેરનામાઓના અંગ્રેજી અનુવાદોમાંથી જ આ અનુવાદ ઉતારવો પડયો છે.—લેખક

હતું. પ્રથમ ૧૨મી જૂને દિલ્હીની સેનાએ હુમલો કર્યો. ઇતિહાસલેખક કે "લખે છે કે આ દિવસની લડાઈમાં કંપનીના હિંદી સિપાઈઓની એક ખાસ વફાદાર ટુકડી વિપ્લવકારીઓને મળી ગઈ. અંગ્રેજી સેનાને પૂરતું નુકસાન કર્યા પછી દિલ્હીની સેના પાછી ગઈ.

## વિપ્લવકારી પલટનોનો નિયમ

ત્યાર પછી અંગ્રેજો દિલ્હી શહેરમા પ્રવેશ કરવાનુ સાહસ કરવાને બદલે ભારતીય સેના લગભગ રોજ સવારે શહેરમાંથી બહાર નીકળીને અંગ્રેજી સેના ઉપર હુમલો કરતી, અને સાંજ સુધી સારી રીતે નુકસાન કરીને પાછી શહેરમાં ચાલી જતી. દિલ્હીમાં એ દિવસોમા એક રિવાજ થઈ ગયો હતો કે જે કોઈ નવી સેના બહારથી દિલ્હીમાં આવતી તે બીજે દિવસે એક વાર અંગ્રેજી સેના ઉપર હુમલો કરતી. આ લડાઈઓમાં ૧૭,૨૦ અને ૨૩મી જૂનની લડાઈઓ વિશેષ ભયંકર હતી. જે વીરતાપૂર્વક આ વિપ્લવકારી સેનાએ આ લડાઈઓ દરમિયાન અંગ્રેજ, શીખ અને ગુરખાની સંયુક્ત સેના ઉપર હુમલા કર્યા, તેમને વારંવાર તેમની જગાએથી પાછળ ધકેલ્યા અને તેના અમલદારો તથા સૈનિકોને મારી નાખ્યા એ વીરતાની પ્રશંસા લોર્ડ રૉબર્ટ્સ તથા બીજા અંગ્રેજ અમલદારોએ પોતાના અહેવાલોમા મુક્તકંઠે કરી છે કમાંડર-ઇન-ચીફ બર્નાર્ડે હવે નિશ્ચય કરી લીધો કે પંજાબમાંથી જ્યા સુધી બીજી વધારે સેના મદદ માટે આવે નહિ ત્યા સુધી દિલ્હી ઉપર હુમલો કરીને તે જીતી લેવુ અશક્ય છે .

## પ્લાસીની શતાબ્દી

૨૩મી જૂન પ્લાસીની શતાબ્દીનો દિવસ હતો તે દિવસના હુમલા માટે દિલ્હીમા ખાસ તૈયારીઓ ચાલી રહી હતી સવારે પ્રાત કાળે શહેરની દીવાલ ઉપરની તોપોએ અંગ્રેજી સેના ઉપર ગોળા વરસાવવાનુ શરૂ કર્યું. વિપ્લવકારી સેના શહેરમાંથી બહાર નીકળી, અને સંયુક્ત બ્રિટિશ સેના ઉપર તૂટી પડી. ઘમસાણ યુદ્ધ થયુ એ દિવસના સંગ્રામ વિષે મેજર રીડ લખે છે —૧૮

"આશરે બાર વાગે વિપ્લવકારીઓએ અમારી આખી સેના ઉપર ભયંકર હુમલો કર્યો. વિપ્લવકારીઓ જેટલી કુશળતાથી લડયા એવું તો કોઈ ભાગ્યે જ લડી શકે. તેમણે અમારી બધી પલટનો

૧૮ Major Reid's *Siege of Delhi*

ઉપર વારંવાર હુમલા કર્યા, અને એક વાર તો એમ પણ લાગ્યું કે અમે હારી જઈશું. ”

**અંગ્રેજોની મદદે નવી સેના**

પરંતુ અંગ્રેજોના સદ્‌ભાગ્યે બરાબર અણીને વખતે પંજાબથી નવી સેના કંપનીની મદદ માટે આવી પહોંચી. વિપ્લવકારીઓનું કાર્ય હવે એટલું સરળ ન રહ્યું, છતાં પણ તેઓએ સાંજ સુધી યુદ્ધક્ષેત્ર છોડયું નહિ. આખરે બંને સેનાઓ યુદ્ધક્ષેત્રમાંથી પાછી ગઈ. ખરી રીતે બંને બાજુ લડાઈમાં બરાબર સરખી ઊતરી અને એકબીજાની વીરતા માટે બંનેને માન ઊપજ્યું

જો શીખોએ અંગ્રેજોને મદદ ન આપી હોત, તથા નવી પંજાબી સેના જો આવી પહોંચી ન હોત તો ૧૮૫૭ના જૂનની ૨૩મીએ જ દિલ્હીની દીવાલો નીચે કંપનીની સેનાનો નાશ થયો હોત. અને પછી ભારતમાં પોતાની સત્તા ટકાવી રાખવી અંગ્રેજો માટે અશક્ય બનત.

**સેનાપતિ બખ્તખાંની સેના**

૨જી જુલાઈએ મોહમદ બખ્તખાંની સરદારી નીચે રોહિલખંડની સેનાએ દિલ્હીમાં પ્રવેશ કર્યો. શહેરવાસીઓ અને બાદશાહે આ સેનાનું સારું સ્વાગત કર્યું. બખ્તખાંએ બાદશાહની મુલાકાત લીધી. દરમિયાન દિલ્હીમાં જુદાં જુદાં સ્થળોની સેના એકઠી થવાથી વ્યવસ્થામાં શિથિલતા દેખાવા લાગી હતી. સેનાપતી મિરજામુગલમા સુશાસન સ્થાપવાની યોગ્યતા જણાતી નહોતી. અનેક ફરિયાદો બાદશાહના કાન સુધી પહોંચી વૃદ્ધ બાદશાહે પોતાના પુત્રને સેનાપતિના પદ પરથી દૂર કરીને તેની જગાએ મોહમ્મદ બખ્તખાંને દિલ્હીની બધી સેનાનો મુખ્ય સેનાપતિ તથા શહેરનો 'ગવર્નર' નીમ્યો. બખ્તખાં યોગ્ય અને વીર હતો. તેણે બાદશાહને કહ્યુ કે જો કદી કોઈ શાહજાદો પણ શહેરની વ્યવસ્થામાં દખલ કરશે અથવા તો પ્રજાને અન્યાય કરશે તો તેનાં નાકકાન કાપી નાખીશ. સમ્રાટે એ સ્વીકારી લીધું.

**બખ્તખાંનો શાસનપ્રબંધ**

બખ્તખાંની નિમણૂકની જાહેરાત આખા શહેરમા કરવામાં આવી. બખ્તખાંની સાથે આશરે ૧૪,૦૦૦ પાયદળ, ત્રેણ સવાર પલટનો અને અનેક તોપો હતી.[૧૫] તેણે પોતાની સેનાને ૭ મહિનાનો પગાર અગાઉથી જ ચૂકવી દીધો હતો. ઉપરાંત તેણે ચાર લાખ રૂપિયા રોકડા બાદશાહને

---

૧૫ 'દાસ્તાને ગદર'—લેખક જહીર.

મારી નાખ્યા. તેમણે પોતાના હિંદુસ્તાની નોકરોની વફાદારી તથા તેમની સેવાનો બિલકુલ ખ્યાલ ન કર્યો, કારણ કે " આ ગોરા સિપાઈઓના હૃદયમાં બધા કાળા એશિયાવાસીઓ પ્રત્યે પ્રચંડ ઘૃણાની આગ ભડકી ઊઠી હતી. " [૧૭]

### અંગ્રેજી સેનામાં નિરાશા

૧૪મી જુલાઈના આક્રમણમાં અંગ્રેજોની આ કરતાં પણ ખરી હાલત થઈ. જનરલ રીડ પણ ગભરાયો. માંદો પડીને અને રાજીનામું આપીને તે ૧૫મી જુલાઈએ હવા ખાવા પહાડ ઉપર ચાલ્યો ગયો. તેની જગાએ જનરલ વિલ્સન આવ્યો. અંગ્રેજી સેનાનો આ ચોથો કમાંડર–ઇન–ચીફ હતો. દિલ્હીના મિનારા ઉપર બે મહિનાથી સ્વાધીનતાની પતાકા ફરકતી હતી. સમસ્ત ભારતમાં અંગ્રેજો કહેવા લાગ્યા હતા, કે " જે સેના દિલ્હીને ઘેરો નાખીને પડી છે તે પોતે જ ઘેરાઈ ગઈ છે. " અહીં અમે સ્મરણ આપવા માગીએ છીએ કે અંગ્રેજી સેના કેવળ દિલ્હીની પશ્ચિમની દીવાલની નીચે જ હતી; બાકીની ત્રણે બાજુએ વિપ્લવકારીઓને માટે તથા તેમના શુભચિંતકોને આવવાજવા માટે માર્ગ મોકળો હતો. અંગ્રેજી સેનામાં કેટલાય માણસો ગંભીરતાપૂર્વક વિચાર કરી રહ્યા હતા કે હાલ તરત દિલ્હી જીતવાનું મોકૂફ રાખીને બીજી બાજુ ધ્યાન આપવું.

### ભારતીય રાજાઓની અનિશ્ચિતતા

હવે થોડો સમય આપણે દિલ્હીની વાત પડતી મૂકીને વિપ્લવનાં બીજાં કેન્દ્રોની હકીકત તપાસીએ. શીખોએ કંપનીને મદદ આપીને જે રીતે ભારતની સ્વાધીનતાના પ્રયત્નોએ ઘણું નુકસાન પહોંચાડ્યું. એવી જ રીતે અનેક રજપૂત તથા મરાઠા રાજાઓએ પણ પોતાની અનિશ્ચિતતાથી ભાર-તની સ્વાધીનતાના પ્રયત્નોને ઘણું નુકસાન કર્યું.

આ વખતે ગ્વાલિયરની ગાદીએ જયાજીરાવ સિંધિયા હતો. તેની અત્યંત સમૃદ્ધ સેના આ રાષ્ટ્રીય યોજનામાં ભળેલી હતી. ૧૪મી જૂને ગ્વાલિયરની સેનાએ કંપની વિરુદ્ધ વિદ્રોહનો વાવટો ફરકાવ્યો. તેણે ગ્વાલિયરના અંગ્રેજોનાં મકાન બાળી મૂક્યાં અને પોતાના અંગ્રેજ અમલદારો તથા શહેરના બીજા અંગ્રેજોને મારી નાખ્યા; પણ અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોને તેમણે આંગળી પણ અડાડી નહિ. [૧૮] આ બધાંને તેમણે માત્ર કેદ કરી લીધાં.

૧૭ Kaye and Malleson's *Indian Mutiny*, vol. ii. p. 438.
૧૮ Mrs. Coopland's Narrative.

કેટલાક અંગ્રેજો આગ્રા તરફ નાસી છૂટયા. ગ્વાલિયરની સામન્ત રિયાસતમાંથી કંપનીનો પ્રભાવ અને પ્રભુત્વ બંનેનો અસ્ત થયો. છતાં મહારાજા સિંધિયા સંદેહમાં રહ્યો. બેશક જો આ વખતે મહારાજ સિંધિયાએ કંપની સાથેની મૈત્રી જાળવી રાખવાને બદલે ખુલ્લી રીતે વિપ્લવકારીઓને સાથ આપ્યો હોત અને નેતાના અભાવે નકામી પડેલી પોતાની વિશાળ સેના સહિત દિલ્હી ઉપર ચઢાઈ કરી હોત, તો દિલ્હીની અંદરની વિપ્લવકારી સેના અને બહારની સિંધિયાની સેનાની વચ્ચે બીંસમાં કંપનીની સેના ત્યાં જ સમાપ્ત થઈ હોત, અને વિપ્લવકારીઓનો પક્ષ ઘણો બળવાન બનત.

### ઈંદોર અને મધ્યહિંદની સ્થિતિ

ઈંદોરના મહારાજાની સ્થિતિ પણ લગભગ આ જાતની જ હતી. ૧લી જુલાઈએ ઈંદોરની સેનાએ સઆદતખાંની સરદારી તળે રેસિડેન્સી ઉપર હુમલો કર્યો. ત્યાંના બધા અંગ્રેજોને જીવતા જવા દેવામાં આવ્યા; તેઓ બધા ઈંદોર છોડીને નાઠા. પણ હોળકરની સહાનુભૂતિ, વિપ્લવકારીઓના પક્ષમાં હતી કે અંગ્રેજોના, એનો નિર્ણય અંગ્રેજ ઇતિહાસલેખકો પણ કરી શક્યા નથી. એક હકીકત ધ્યાનમાં રાખવાની છે કે જ્યાં જ્યાં આવા પ્રસંગોએ ભારતીય રાજાઓ આખર સુધી નિર્ણય નથી કરી શક્યા ત્યાં ત્યાં રાજ્યની સેનાઓ તથા સહાયકારી સેનાઓએ વિપ્લવકારીઓને જ મદદ આપી છે. કચ્છ તથા રજપૂતાનાની રિયાસતોની પણ આ જ હાલત હતી ઇતિહાસલેખક માલેસન લખે છે કે જયપુર અને જોધપુરના રાજાઓએ અંગ્રેજોને મદદ કરવાની પોતાની સેનાઓને આજ્ઞા આપી, પણ સિપાઈઓ તથા સમરદારોએ આ આજ્ઞા પાળવાનો સ્પષ્ટ ઇનકાર કર્યો ૧૯

### આગ્રાની સ્વાધીનતા

ભરતપુર તથા બીજી કેટલીય રિયાસતોની પણ આ જ હાલત હતી. ૫મી જુલાઈએ વિપ્લવકારી સેનાએ આગ્રા ઉપર હુમલો કર્યો. આગ્રામાં થોડીક ગોરી સેના મોજૂદ હતી. ભરતપુરના રાજાએ પોતાની સેના અંગ્રેજોની મદદે મોકલી. ખરે વખતે ભરતપુરની સેનાએ જવાબ આપ્યો કે અમે અમારા દેશભાઈઓ સામે લડશું નહિ જનરલ પૉવેલની ગોરી સેના તથા વિપ્લવકારીઓ વચ્ચે સંગ્રામ થયો. આખા દિવસની આ લડાઈમાં આખરે ગોરી સેનાને હારીને પાછા હઠવું પડ્યું. ૬ઠ્ઠી જુલાઈએ આગ્રા શહેર ઉપર

Malleson's *Indian Mutiny*, vol III, p 172

લીલી પતાકા ઊડવા લાગી. તે જ દિવસે તે શહેરનો કોટવાળ, સઘળા પોલીસો તથા હિંદુ અને મુસલમાનોએ મળીને લીલા વાવટાનું એક મોટું સરઘસ કાઢયું અને જાહેર કર્યું કે આજથી આગ્રા ઉપર અંગ્રેજી રાજ્યને બદલે દિલ્હીના બાદશાહનું આધિપત્ય સ્થપાઈ ગયું છે.

બેશક, ભારતીય રાજાઓની આ અનિશ્ચિતતાએ વિપ્લવને ઘણું નુકસાન કર્યું છે.

### અલાહાબાદમાં અંગ્રેજોની રાજધાની

હવે આપણે ફરી કાનપુર અને અલાહાબાદ ઉપર આવીએ અલાહાબાદનું શહેર તથા કિલ્લો બંને અંગ્રેજોના હાથમાં આવી ગયાં હતાં. ઉત્તર ભારતના વિપ્લવનું દમન કરવાની દૃષ્ટિએ અલાહાબાદ અત્યંત મહત્ત્વનું સ્થાન હતું. આથી લોર્ડ કેનિંગ હવે કલકત્તાથી અલાહાબાદ આવ્યો અને વિપ્લવ શાંત થતાં સુધી એ શહેરને જ પોતાની રાજધાની બનાવી.

### અંગ્રેજી સેનાની કાનપુર તરફ કૂચ

કાનપુરના અંગ્રેજોની મુસીબતોના સમાચાર અલાહાબાદ પહોંચ્યા એટલે જનરલ નીલે અલાહાબાદનું રક્ષણ કરવા માટે થોડી સેના રાખીને બાકીની સેના મેજર રીનોડની સરદારી નીચે કાનપુરના અંગ્રેજોની મદદ માટે મોકલી. એ સેના જનરલ નીલે ચાલુ કરેલા રિવાજ મુજબ બન્ને બાજુનાં ગામોને સળગાવતી સળગાવતી કાનપુર તરફ આગળ વધી.

જનરલ હેવલોક જૂનના અંતમાં અલાહાબાદ પહોંચ્યો. દરમિયાન કાનપુરમાં અંગ્રેજોના પરાજયના તથા સતીચૌરાઘાટના હત્યાકાંડના સમાચાર પણ અલાહાબાદ પહોંચ્યા હતા. જનરલ હેવલોક પણ હવે અંગ્રેજ અને શીખ સેના તથા તોપો સહિત કાનપુર તરફ આગળ વધ્યો.

આગળ જતાં હેવલોક તથા રીનોડની સેનાઓ મળી ગઈ. રસ્તામાં ગ્રામવાસીઓ સહિત ગામડાંઓ બાળી મૂકવાનો કાર્યક્રમ ચાલુ જ હતો. કંપનીની સેનાની આ કૂચ સંબંધે ઇતિહાસલેખક સર ચાર્લ્સ ડિલ્ક લખે છે:—૨૦

> "ઈ. સ. ૧૮૫૭માં જે કાગળો ઈંગ્લાંડ પહોંચ્યા તેમા કાનપુરની કૂચ વખતે એક ઉચ્ચ વર્ગનો અમલદાર લશ્કરની સાથે હતો તે લખે છે કે: 'મેં આજે એક ભારે પરાક્રમ કર્યું'; વિદ્રોહીઓને ઉડાવી

---

૨૦ ". . . letters which reached home in 1857, in which an officer in high command during the march upon Cawnpore,

દીધા.' યાદ રાખવું ઘટે કે આ રીતે જે લોકોને ફાંસી આપવામાં આવી હતી કે તોપને મોઢે કરવામાં આવ્યા હતા, તેઓ કોઈ સશસ્ત્ર 'વિદ્રોહીઓ' નહોતા, બલકે ગામડાંના રહેવાસીઓ હતા, જેમને માત્ર 'સંદેહ ઉપરથી' જ પકડવામાં આવતા હતા. આ કૂચ દરમિયાન ગામોનાં ગામો જે ક્રૂરતાથી બાળી મૂકવામાં આવ્યાં તેમ જ નિર્દોષ ગ્રામવાસીઓને જે ક્રૂરતાથી મારી નાખવામાં આવતા હતા તે જોઈને એક વાર તો મોહમ્મદ તુઘલખને પણ શરમાવું પડે."

## ફતહપુર લૂંટ્યું તથા બાળ્યું

નાનાસાહેબે જ્વાલાપ્રસાદ અને ટીકાસિંહની સરદારી તળે થોડીક સેના કંપનીની સેનાનો સામનો કરવા મોકલી. ૧૨મી જુલાઈએ ફતહપુર પાસે બન્ને સેનાઓ વચ્ચે ભયંકર યુદ્ધ થયું, જેમાં કાનપુરની વિપ્લવકારી સેનાને હારીને પાછા હઠવું પડ્યું. ત્યાર પછી અંગ્રેજોએ ફતહપુરમાં પ્રવેશ કર્યો.

ફતહપુરે પોતાની સ્વાધીનતા જાહેર કરી દીધી હતી. કેટલાક અંગ્રેજ અમલદારો ત્યાં પણ માર્યા ગયા હતા. પરંતુ ત્યાંના મેજિસ્ટ્રેટ શેરરને વિપ્લવકારીઓએ જીવતો જવા દીધો હતો અને ફતહપુરથી નાસી જવાની રજા આપી હતી. શેરર આ વખતે હેવલોકની સેના સાથે હતો. હેવલોક અને શેરરે શહેર ઉપર પૂરું વેર વાળ્યું. પ્રથમ કંપનીના સિપાઈઓને શહેર લૂંટવાની આજ્ઞા આપવામાં આવી. લખવામાં આવ્યું છે કે પછી અંગ્રેજ સેનાપતિના હુકમથી ફતહપુર શહેર તથા શહેરીઓને સળગાવીને ખાખ કરી દેવામાં આવ્યા.

## બીબીગઢનો હત્યાકાંડ

આ રોમાંચક અત્યાચારના સમાચાર નાનાને કાને પહોંચ્યા. કાનપુરના નેતાઓ તથા નગરવાસીઓનો ક્રોધ પરાકાષ્ઠાએ પહોંચ્યો. નાનાસાહેબે જાતે સેના સહિત આગળ વધવાનો નિશ્ચય કર્યો. આ વખતે અંગ્રેજોના કેટલાક

---

reported, 'good bag to day, polished off rebels,' it being borne in mind that the 'rebels' thus hanged or blown from guns were not taken in arms, but villagers apprehended 'on suspicion.' During this march atrocities were committed in the burning of villages and massacre of innocent inhabitants at which Mohammad Tuglak himself would have stood ashamed, . . ."—*Greater Britain*, by Sir Charles Dilke



કાનપુર (જહાંગી) અંગ્રેજી લશ્કરના સિપાઈઓ એક ગામને આગ લગાડે છે.
ગામનાં સ્ત્રીપુરુષો ભાગી નીકળે છે.
( જ્યોર્જ ડિટ્સના 'નેરેટીવ ઓફ ધી ઈન્ડિયન રિવોલ્ટ' માંથી )

જાસૂસોને ગિરફતાર કરીને નાનાની સમક્ષ લાવવામાં આવ્યા. આ જાસૂસો મારફત જણાયું કે જે અંગ્રેજ સ્ત્રીઓને બીબીગઢની કોઠીમાં નજરકેદ રાખવામાં આવી હતી તેમાંની કેટલીક અલ્લાહાબાદના અંગ્રેજો સાથે નાના વિરુદ્ધ પત્રવહેવાર ચલાવતી હતી.[૨૧]

બીજે દિવસે સાંજે એક એવી ઘટના બની જે સત્તાવનના વિપ્લવકારીઓના નામ ઉપર સદાને માટે કલંકરૂપ રહેશે. કહેવાય છે કે કાનપુરમાં ૧૨૫ અંગ્રેજ કેદી સ્ત્રીઓ તથા બાળકોની કતલ કરવામાં આવી, અને વળતે દિવસે સવારે એમની લાશોને એક કૂવામાં નાખી દેવામાં આવી.

કાનપુરની આ હૃદયવિદારક ઘટનાના સંબંધમાં અનેક અંગ્રેજ ઇતિહાસલેખકોએ અનેક પ્રકારની ટીકા કરી છે. આ જ ઘટનાને આધારે નાનાસાહેબને નિર્દય હત્યારો ઠરાવવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે. અમને દુઃખ થાય છે કે શાળામહાશાળાઓમાં ચલાવવામાં આવતાં ઇતિહાસનાં જે પાઠ્યપુસ્તકોમાં જનરલ નીલ, જનરલ હેવલોક, જનરલ એન્સન, જનરલ બર્નાર્ડ વગેરેએ ભારતીય પ્રજા પર કરેલા ભયંકર અમાનુષી અત્યાચારોનું વર્ણન આપવામાં આવતું નથી, તેમાં કાનપુરની આ બીભત્સ હત્યા અને કાનપુરના કૂવાનુ વર્ણન જરૂર આવે છે. અમે આ સંબંધમાં માત્ર એક બે બાબતો કહેવા માગીએ છીએ.

પહેલી બાબત તો એ કે જે અંગ્રેજી પુસ્તકોમાં આ ઘટનાનું વર્ણન કરવામા આવેલું છે તેમાં મોટે ભાગે બીજી પણ અનેક વિશેષ ભયંકર અને અમાનુષી વાતો પણ ભેળવવામાં આવી છે. દાખલા તરીકે અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોની હત્યા કરવા માટે શહેરના કસાઈઓને બોલાવી લાવવામાં આવ્યા હતા; હત્યા કરતા પહેલાં આ લોકોનાં અંગો એક પછી એક નિર્દયતાપૂર્વક કાપવામાં આવ્યાં હતાં, અને સ્ત્રીઓની હત્યા કરતા પહેલાં તેમની આબરૂ લેવામાં આવી હતી વગેરે. આ બધી રોમાંચક હકીકતોના સંબંધમાં અમે સૌથી વિશેષ પ્રામાણિક ઇતિહાસલેખક સર જોન કેનાં થોડાંક વાક્યો નીચે ટાંકીએ છીએ તે લખે છેઃ—[૨૨]

"એ સમયના ઘણા ઇતિહાસોમાં વર્ણન કરવામાં આવ્યું છે

---

૨૧ *Narrative of the Indian Revolt*, p 113. One of the Christian prisoners in the prison of Nana Saheb told the same thing and an Ayah also corroborated it.

૨૨ "The refinements of cruelty—the unutterable shame with

કે આ બીષણ હત્યાકાંડની સાથે જ અનેક બીષણ ક્રૂરતા તથા કહેતાં પણ શરમ ઊપજે એવી ઘણી વાતો કરવામાં આવી હતી. ખરું જોતાં આ ક્રૂરતા તથા અકૃત્ય લજ્જાજનક હકીકતો તો કેટલાક લોકોએ ક્રોધના આવેશમાં આવી જઈને કેવળ કલ્પનામાંથી ઉપજાવી કાઢેલી હતી. બીજા લોકોએ કશી તપાસ કર્યા વગર આ હકીકતોને સાચી માની લીધી અને વગર વિચાર્યે એને ફેલાવવાનું શરૂ કર્યું. × × × જૂન અને જુલાઈના હત્યાકાંડ સંબંધમાં સરકારી કમિશનના સભ્યોએ દરેક હકીકતની પરિશ્રમપૂર્વક તપાસ કરી ને અત્યંત સ્પષ્ટ શબ્દોમાં પોતાનો અભિપ્રાય આપ્યો કે કોઈનાં અંગો કાપી નાખવામાં આવ્યા નથી તેમ કોઈની લાજ પણ લૂંટવામાં આવી નથી.”

લંડન ‘ટાઇમ્સ’નો ખબરપત્રી સર વિલિયમ રસલ વિપ્લવસમયે ભારતમા હતો. તે કાનપુરના આ હત્યાકાંડના સંબંધમાં લખે છે:—

“અનેક પ્રપંચી અને અત્યંત નીચ બદમાશોએ સતત કોશિશ કરીને આ હત્યાકાંડની સાથે અનેક બીષણ ઘટનાઓને જોડી દીધી છે. આ કલ્પિત ઘટનાઓ કેવળ એ આશાથી ઉપજાવી કાઢવામા આવી હતી કે જે સાંભળીને અંગ્રેજોના મનમાં ક્રોધ અને વૈરવૃત્તિ પ્રજ્વલિત થાય. કેવળ ઘૃણા આ ક્રોધ અને આ વૈરવૃત્તિ પ્રજ્વલિત કરવાને માટે પૂરતાં નહોતા એમ તેમને લાગ્યું હશે.”૨૩

---

which, in some chronicles of the day, this hideous massacre was attended, were but fictions of an excited imagination, too readily believed without enquiry, and circulated without thought. None were mutilated, none were dishonoured. . . . This is stated, in the most unqualified manner, by the official functionaries, who made the most diligent enquiries into all the circumstances of the massacres in June and in July.'—Kaye and Malleson's *History of the Indian Mutiny*, p 281

૨૩ " . . the incessant efforts of a gang of forgers and utterly base scoundrels have surrounded it with horrors that have been vainly invented in the hope of adding to the indignation and burning desire for vengeance which hatred failed to arouse.'—Russell's *Diary*, p 164

બીજી બાબત એ છે કે ઐતિહાસિક ઘટનાઓનું સંશોધન કરવાનો શોખીન એક સજ્જન પ્રસ્તુત પુસ્તકના લેખકને મળ્યો હતો. તેણે કાનપુરના કસાઈઓના મહોલ્લામાં જઈને પૂછપરછ કરી તો ત્યાંના વૃદ્ધ કસાઈઓ પાસેથી જાણવા મળ્યું કે બીબીગઢની કતલ માટે કસાઈઓને બોલાવી ગયાની વાત તો બિલકુલ ગલત છે.

કલકત્તાની કાળી કોટડીનો બિલકુલ ખોટો કિસ્સો ઇતિહાસનાં અસંખ્ય પુસ્તકોમાં જોવામાં આવે છે, અને કલકત્તામાં એ જગા પણ ખાસ સાચવી રાખવામાં આવી છે; છતાં આપણે જાણીએ છીએ કે આ કિસ્સો બિલકુલ જૂઠો છે. એમ જ કાનપુરમાં એક 'કૂવો' હોય તો તેનાથી એ બનાવ સાચો હતો એમ સાબિત થઈ શકતું નથી.

ઈંગ્લાંડની પાર્લામેંટનો લેયાર્ડ નામનો એક સભ્ય એ દિવસોમાં જાતે આ બધા બનાવોની તપાસ કરવા ભારતમાં આવ્યો હતો. તપાસ કર્યા પછી તે લખે છે:—

"બહુ જ કાળજીપૂર્વક તપાસ કર્યા પછી, અને સારામાં સારાં અને અધિક વિશ્વાસપાત્ર સાધનો દ્વારા મને જે માલૂમ પડ્યું છે તેના ઉપરથી મારી ખાતરી થઈ છે કે દિલ્હી, કાનપુર, ઝાંસી વગેરે સ્થળે અનેક અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકો ઉપર જે ભયંકર જુલમ ગુજાર્યાનું કહેવામાં આવે છે તે બધી હકીકતો મોટે ભાગે કલ્પનામાંથી ઉપજાવી કાઢેલી છે, જેની ઉપજાવનારાઓને ખરી રીતે શરમ આવવી જોઈએ."[૨૪]

બીજા નિષ્પક્ષ અંગ્રેજોનાં આ કરતાં પણ વિશેષ જોરદાર વાક્યો ટાંકી શકાય એમ છે. સ્પષ્ટ છે કે બીબીગઢની કતલ ઉપર પૂરતો વિશ્વાસ મૂકી શકાય નહિ. સાથોસાથ હજી અમે આ કતલને બિલકુલ અસત્ય તેમ જ કલ્પિત માની લેવા પણ તૈયાર નથી. ખરું જોતાં હજી આ સંબંધે વધારે

---

૨૪ "From the information I received from the very best and most trustworthy sources, after the most careful inquiries, I am convinced that the series of horrible cruelties alleged to have been committed upon English women and children at Delhi, Cawnpore, Jhansi and elsewhere were almost without exception shameful fabrications." —Mr Layard M. P. in *The Times*, 25th August, 1858.

નિષ્પક્ષ તપાસ થવી જરૂરી છે.

અમે એ પણ જાણીએ છીએ કે જો કાનપુરમાં ૧૨૫ નિર્દોષ અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોને મારી નાખવામાં આવ્યાં, તો જનરલ નીલના પોતાના જ કથન મુજબ તેણે ઓછામાં ઓછાં હજારો હિંદી સ્ત્રીઓ તથા બાળકોને જીવતાં બાળી મૂક્યાં છે. પરંતુ એક અત્યાચાર બીજા અત્યાચારને ન્યાયી ઠરાવી શકતો નથી. બીબીગઢના અત્યાચારમાં કંઈક સત્ય જરૂર છે એવું અમે હજી પણ અનુમાન કરી શકીએ છીએ, એ સ્વીકારવું જોઈએ. જો આ ઘટના સત્ય હોય તો જેટલે અંશે તેનામાં સચ્ચાઈ હોય તેટલે અંશે વિપ્લવકારીઓના નામ ઉપર એ સદાનું કાળું કલંક રહેશે.

### નાનાસાહેબની જવાબદારી કેટલી ?

એક એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે જો બીબીગઢની ઘટના સત્ય હોય તો પણ તેને માટે નાનાસાહેબને કેટલે અંશે જવાબદાર ગણી શકાય ? સર જૉર્જ ફૉરેસ્ટ લખે છે:—

"જુબાનીઓ ઉપરથી જાણી શકાય છે કે જે પહેરેગીરો આ કેદીઓ ઉપર પહેરો ભરતા હતા તેમણે આ કતલ કરવાની ના પાડી. આ ગંદું કાર્ય કેવળ એક વેશ્યાની ઉશ્કેરણીથી નાનાના અંગરક્ષકો પૈકી પાંચ બદમાશોએ કર્યું. આ ક્રૂર કતલ માટે આખી કોમને અપરાધી ઠરાવવી એ અનુદાર પણ છે અને અસત્ય પણ છે."[૨૫]

ઇતિહાસલેખક સર જૉર્જ કૅમ્પબેલ લખે છે:—[૨૬]

"કાનપુરની કતલ તથા કૂવા ઉપરના એ ભયંકર દૃશ્યના પાપને ઓછું કરવાવાળી કોઈ પણ હકીકત કહેવી મુશ્કેલ છે. છતાં આપણે એ બાબતો યાદ રાખવી ઘટે. પહેલી તો એ કે આ કતલ પ્રથમથી

૨૫ "The evidence proves that the sepoy guard placed over the prisoners refused to murder them. The foul crime was perpetrated by five ruffians of the Nana's guard at the instigation of a courtesan It is as ungenerous as it is untrue to charge upon a nation that cruel deed."—*History of the Mutiny*, by Sir George Forrest, Introduction, p iv.

૨૬ "It is difficult to say anything in extenuation of the Cawnpore massacre and the terrible scene at the well, and yet we must remember two things; first, that it was done, not

યોજનાપૂર્વક કોઈએ ગોઠવી નહોતી, બલકે જ્યારે હેવલોક વિપ્લવકારીઓને મારતો ચાલ્યો આવતો હતો ત્યારે ક્ષણિક ક્રોધ અને નિરાશાને વશ થઈ ને આ કાર્ય કરવામાં આવ્યું છે. બીજી બાબત એ કે આપણી સેનાએ કાનપુર તરફ આગળ વધતાં જે જે અત્યાચારો કર્યા એ દ્વારા આપણે જ આ લોકોને આવાં ભયંકર કાર્ય કરવા માટે પૂરતા ઉત્તેજિત કરી મૂક્યા હતા. થોડા સમય પછી આ હત્યાકાંડ સંબંધીની બધી પરિસ્થિતિની બહુ સાવધાનીપૂર્વક તપાસ કરવામાં આવી, અને આ તપાસ ઉપરથી અમને એવી એક પણ હકીકત મળી શકતી નથી, જેના ઉપરથી આ કતલ કરવાનું કોઈએ અગાઉથી નક્કી કરી રાખ્યાનું કે કોઈએ આ કતલ કરવાની આજ્ઞા આપ્યાનું સાબિત થઈ શકે × × ×"

સર જ્યોર્જ કેમ્પબેલનાં આ વાક્યો ઉપરથી સ્પષ્ટ થાય છે કે હેવલોકના અત્યાચારોથી દુઃખિત થયેલા કેટલાક વિપ્લવકારીઓએ ક્ષણિક ક્રોધના આવેશમાં આવીને અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોની કતલ કાનપુરમાં કરી. એમ કરવા માટે કોઈએ તેમને આજ્ઞા આપી નહોતી, તેમ જ નાનાસાહેબને આ કતલ માટે જવાબદાર ગણવો એ પણ ભૂલ છે.

### જનરલ હેવલોકનો કાનપુરપ્રવેશ

૧૦મી જુલાઈએ જનરલ હેવલોક પોતાની વિશાળ સેના સહિત કાનપુર નજીક પહોંચ્યો. નાનાસાહેબે જાતે તેનો સામનો કર્યો. બન્ને બાજુની તોપોએ ગોળા વરસાવવાનું શરૂ કર્યું, પણ આખરે નાનાસાહેબની સેનાને પાછા હઠવું પડ્યું. નાનાસાહેબે ફરી એક વાર પોતાની સેનાને પ્રોત્સાહિત કરીને આગળ વધારવાનો પ્રયત્ન કર્યો એક અંગ્રેજ ઇતિહાસલેખક લખે છે

---

in cold, blood, but in the moment of rage and despair when Havelock had beaten the rebels and was coming in; and second, that we had done much to provoke such things by the severities of which our people were guilty as they advanced. At a later time a careful investigation was made into the circumstances of the massacre and we failed to discover that there was any premeditation or direction in the matter."—Sir George Campbell, Provisional Civil Commissioner in the Mutiny, as quoted in *The Other Side of the Medal*, by E. Thompson pp. 79-80.

કે ફરી એક વાર ભયંકર યુદ્ધ થયું. પરંતુ આખરે બીજીવાર પણ હેવલોકની વિશાળ સેના સામે પરાજિત થઈને નાનાસાહેબની સેનાને બિઠુર તરફ પાછા હઠવું પડયું.

૧૭મી જુલાઈએ હેવલોકની વિજયી સેનાએ કાનપુરમાં પ્રવેશ કર્યો. હેવલોકનું નામ અંગ્રેજી રાજ્યના ઇતિહાસમાં અમર થઈ ગયું.

**કાનપુરમાં અંગ્રેજી સેનાના અત્યાચારો**

ચાર્લ્સ બૉલ લખે છે કે નગરમાં પ્રવેશ કર્યા પછી:—

"જનરલ હેવલોકે સર હ્યૂ વ્હીલરના મૃત્યુનો ભયંકર બદલો લેવાનું શરૂ કર્યું! હિંદુસ્તાનીઓના જથ્થાના જથ્થા ફાંસીને માંચડે લટકાવવામાં આવ્યા. મૃત્યુ વખતે કેટલાક વિપ્લવકારીઓએ જે જાતની ચિત્તની શાંતિ દર્શાવી તથા પોતાના વ્યવહારમાં જે ઓજસનો પરિચય કરાવ્યો તે તેમના જેવા સિદ્ધાંત ખાતર શહીદ બનનારા લોકો માટે સર્વથા યોગ્ય હતું."[૨૭]

એક વ્યક્તિનું ઉદાહરણ ટાંકતાં ચાર્લ્સ બૉલ લખે છે કે તે "જેમ કોઈ યોગી પોતાની સમાધિમાં પ્રવેશ કરે તેમ જરા પણ ગભરાયા વગર ફાંસીના તખ્તા ઉપર ચઢી ગયો."[૨૮]

**બ્રાહ્મણો પાસે લોહી ચટાવ્યું**

પ્રથમ ગોરા તથા શીખ સિપાઈઓને શહેર લૂંટવાની આજ્ઞા આપી. પછી ફાંસીનું કામ પૂરા જોસમાં ચાલ્યું. લખે છે કે બીબીગઢમાં જમીન ઉપર લોહીનું એક ધાબું હતું. સંદેહ હતો કે આ લોહી ગોરી સ્ત્રીઓ તથા બાળકોનું હશે. આથી શહેરમાં જે બ્રાહ્મણોએ વિપ્લવમાં ભાગ લીધો છે એવો સંદેહ હતો તેમને પકડી લાવીને આ લોહી પોતાની જીભ વતી

૨૭ "General Havelock began to wreck a terrible vengeance for the death of Sir Hugh Wheeler. Batch upon batch of natives mounted the scaffold. The calmness of mind and nobility of demeanour which some of the revolutionaries showed at the time of death was such as would do credit to those who martyred themselves for devotion to a principle"—Charles Ball's *Indian Mutiny*. vol, i. p. 388.

૨૮ "Without the least agitation, he mounted the scaffold even as a Yogi enters Samadhi!" Ibid.

ચાટવાની તથા પછી ઝાડુથી તે ભાગ સાફ કરવાની ફરજ પાડવામાં આવી. ત્યાર પછી આ લોકોને ફાંસીએ લટકાવવામાં આવ્યા. તે વખતના અમલદારે આ વિચિત્ર શિક્ષાનું કારણ આ જાતનું બતાવ્યું છે.—

"હું જાણું છું કે ફિરંગીઓના રક્તનો સ્પર્શ કરવામાં અને પછી ભંગીના ઝાડુથી એને સાફ કરવામાં ઉચ્ચ જાતિના હિંદુઓ પોતાની જાતને ધર્મથી પતિત થયાનું માને છે. માત્ર આટલુ જ નહિ, પરંતુ હું એ પણ જાણું છું માટે મે એ પ્રમાણે તેમની પાસે કરાવ્યું. તેમને ફાંસીએ ચડાવતા પહેલાં જ્યાં સુધી તેમની બધી ધાર્મિક લાગણીઓને આપણે પગ તળે છૂંદી નાખીએ નહિ ત્યાં સુધી આપણે પૂરો બદલો લઈ શકશુ નહિ, કારણ કે તો જ એઓ પોતાનો હિંદુધર્મ સાચવીને મર્યા એ બાબતનો સંતોષ તેમને ન થાય."૨૯

સતીચૌરાઘાટ ઉપર જેમની કતલ કરવામાં આવી હતી તેમને ઓછામાં ઓછી એટલી રજા તો આપવામાં આવી જ હતી કે તેઓ પોતાની ધાર્મિક પ્રાર્થના કરે!

### ત્યાર પછીનો કાર્યક્રમ

ત્યાર પછી થોડા દિવસોમાં જનરલ નીલ કાનપુર પહોંચ્યો. હેવલોક ૯૫ ૫ હજારની અંગ્રેજી સેના અને દસ તોપો લઈને ૨૫મી જુલાઈએ કાનપુરથી લખનૌ તરફ ગયો. કાનપુરના રક્ષણ માટે જનરલ નીલ રહ્યો.

નાનાસાહેબ બિઠૂરનો ત્યાગ કરીને પોતાનો ખજાનો તથા થોડીક સેના સહિત ગંગા ઊતરીને ફતેહગઢ તરફ ચાલ્યો ગયો.

### પંજાબનો બ્લેક હોલ

નાનાસાહેબ અને હેવલોકની હકીકત હવે અહીં અટકાવીને અમે દિલ્હીની હકીકત ઉપર આવવા માગીએ છીએ. પણ એ હકીકત આપતા પહેલા પંજાબની એક નાની ઘટનાનું વર્ણન આપવું આવશ્યક જણાય છે. દિલ્હીના

૨૯ "I know that the act of touching Feringhi blood and washing it with a sweeper's broom degrades a high caste Hindoo from his religion Not only this, but I make them do it because I know it. We could not wreck a true revenge unless we trample all their religious instincts under foot, before we hang them, so that they may not have the satisfaction of dying as Hindoos."—Ibid

ચેગના દિવસોમાં પંજાબીઓને 'ડગાવવા' અને તેમના ઉપર ધાક બેસાડવા માટે,[30] પંજાબના અંગ્રેજ શાસકોએ શા શા ઉપાયો યોજ્યા હતા તેની કંઈક ઝાંખી આ ઘટના ઉપરથી થશે

૨૬ નંબરની પલટન

મે માસમાં લાહોરની ચાર પલટનો પાસેથી હથિયારો લઈ લીધાં હતાં. આ લોકો ઉપર શીખો તથા ગોરાઓનો પહેરો હતો, અને તેમને છાવણીની બહાર જવાની મંજૂરી નહોતી. ૩૦મી જુલાઈની રાતે આમાંના ૨૬ નંબરની પલટનના મોટા ભાગના સિપાઈઓ છાવણી છોડીને ચાલતા થયા. આ લોકો પાસે હથિયારો નહોતાં, તેમ તેમણે વિદ્રોહમાં કશો ભાગ લીધો નહોતો. બીજે દિવસે તેમણે રાવી ઓળંગીને ચાલ્યા જવાનું ધાર્યું. તેમને અટકાવવામાં આવ્યા. તેઓ રાવીને કિનારે કિનારે, અમૃતસર તરફ આગળ વધ્યા. તેમની પાછળ પડવાનો સર રોબર્ટ મૉન્ટગૂમરીએ હુકમ કર્યો. અમૃતસરનો ડેપ્યૂટી કમિશ્નર ફ્રેડરિક કૂપર મૉન્ટગૂમરીનો ખાસ માણસ હતો.

અજનાલાની ઘટના

૨૬ નંબરની પલટનના આ નિઃશસ્ત્ર હિંદી સિપાઈઓ થાક્યાપાક્યા અને ભૂખ્યા અમૃતસરની એક અજનાલા નામની તહસીલથી ૭ માઈલ દૂર રાવી નદીને કિનારે પડાવ નાખીને પડ્યા હતા. અજનાલા અમૃતસરથી ૧૬ માઈલ દૂર આવેલું છે ત્યાર પછી જે બન્યું તે ફ્રેડરિક કૂપરે "ધી ક્રાઈસીસ ઇન ધી પંજાબ" નામના પોતાનાં પુસ્તકમાં અભિમાનપૂર્વક વર્ણવ્યું છે. અમે પણ એ ઘટનાની હકીકત બરાબર કૂપરના જ વર્ણન મુજબ અને લગભગ એના જ શબ્દોમાં પણ થોડી ટૂંકામાં આપીએ છીએ.

રાવીતટનો હત્યાકાંડ

૩૧મી જુલાઈએ બપોરે સમાચાર મળ્યા કે આ લોકો રાવીને કિનારે કિનારે આગળ વધે છે. થોડાક સશસ્ત્ર શીખ સિપાઈઓ લઈને અજનાલાના તહસીલદારને તેમને રોકવા માટે મોકલવામાં આવ્યો. લગભગ સાંજના ચાર વાગે કૂપર જાતે ૮૦ થી ૯૦ સવારો સહિત બરાબર વખતસર પહોંચ્યો. પેલા થાકેલા અને ભૂખ્યા સિપાઈઓ ઉપર ગોળીઓ છોડવામાં આવી. સિપાઈઓની સંખ્યા આશરે ૫૦૦ જેટલી હતી; તેમાંના લગભગ ૧૫૦

30 "Overawing" and "Striking terror into"—*The Crisis in the Punjab*, pp. 151–52



પોલીસ ચોકી, અજનાલા

( જ્ઞાની હીરાસિંહજી સંપાદક 'ફુલવાડી', અમૃતસર, ના સૌજન્યથી )



'काल्यां-दा-बुर्ज', अजनाला

आ मकानना ओक नाना बुरजमां सन सत्तावनमां ६६ माणसोने पूरवामां आव्या हता, जेमाथी ४५ जणा हवा न मळवाने कारणे बीजे दिवसे सवारे मरण पामेला हाथ आव्या.

( ज्ञानी हीरासिंहजी, संपादक, 'कुहाडो', अमृतसर, ना सौजन्यथी )

वि. त्रि प्रेस, गोंदिया

ગોળીઓથી ઘાયલ થઈને પાછા હઠયા અને ગવીમાં ડૂબીને મરણ પામ્યા. કૂપર લખે છે કે ભૂખ અને થાકને લીધે તેઓ એટલા નિર્બળ બની ગયા હતા કે વહેણમાં ટકી શકયા નહિ. રાવીનું પાણી તેમના લોહીથી રક્તવર્ણું બની ગયું. બાકીના લોકોએ પાણીમાંથી નીકળીને ભાગતાં ભાગતાં અને કેટલાક નદીમાં તરતાં તરતાં લગભગ એક માઈલ દૂર આવેલા એક ટાપુનો આશરો લીધો. આ અવસરે બે હોડીઓ હાજર હતી. આ હોડીઓમાં લગભગ ૩૦ સશસ્ત્ર સવારો આ લોકોને ગિરફતાર કરવા માટે મોકલવામાં આવ્યા. લગભગ ૬૦ બંદૂકોની નાળો તેમના તરફ નોંધવામાં આવી. દૂરથી આ બંદૂકો પોતાના તરફ-નોંધાયેલી જોઈને મુસીબતમાં સપડાયેલા આ લોકોએ હાથ જોડી પોતાની નિર્દોષતા પ્રગટ કરી અને પ્રાણદાન માગ્યું. આ જ વખતે આમાંના ૫૦ જેટલા તો નિરાશાને લીધે પાણીમાં કૂદી પડ્યા અને ફરી પાછા દેખાયા નહિ.

બાકીનાને ગિરફતાર કરવામાં આવ્યા, અને થોડા થોડાને હોડીઓમાં બેસાડીને કિનારે પહોંચાડવામાં આવ્યા. કિનારે પહોંચ્યા પછી તેમના ગળાની માળા વગેરે ધાર્મિક ચિન્હો કાઢી નાખવામાં આવ્યાં, તેમને અલગ અલગ ટુકડીઓમાં સારી રીતે બાંધી લેવામાં આવ્યા, અને શીખ સવારોની દેખરેખ નીચે અજનાલા સુધી પહોંચતા કરવામાં આવ્યા. આ વખતે જોરથી વરસાદ વરસતો હતો.

**અજનાલાની કાળી કોટડી**

અધરાતે કુલ ૨૮૨ સિપાઈઓ (જેમાં કેટલાક અમલદાર પણ હતા) અજનાલાના થાણે પહોંચ્યા આ બધાને ફાંસી આપવાને માટે રસ્સીઓ તથા ગોળીઓથી ઉડાવી દેવા માટે પચાસ સશસ્ત્ર સિપાઈઓની વ્યવસ્થા કૂપરે અગાઉથી જ કરી રાખી હતી; પરંતુ વરસાદ વરસતો હોવાથી આ કાર્ય સવાર ઉપર રાખવામાં આવ્યું આ બધા લોકો પોલીસના મકાનોમાં સમાઈ શકે એવું નહોતું. પાસે જ તહસીલની નવી ઇમારત બંધાઈ હતી મોટા ભાગના સિપાઈઓને સવાર સુધી પોલીસથાણામાં પૂરવામાં આવ્યા, અને ૬૬ જણાને નવી ઇમારતના નાના ગુંબજમાં ગોંધવામાં આવ્યા.

આ ગુંબજ બહુ નાનો હતો. તેના દરવાજા ચારે બાજુથી બંધ કરવામાં આવ્યા હતા.

**બકરી ઈદનો તહેવાર**

બીજે દિવસે ૧લી ઑગસ્ટે બકરી ઈદ હતી. સવારમાં આ અભાગી

લોકોને દસ દસના જથ્થામાં બહાર કાઢવામાં આવ્યા. કૂપર થાણાની સામે બેઠો હતો. એક બાજુ દસ શીખ સિપાઈઓ બંદૂકો લઈને ઊભા હતા; બાકીના ચાળીશ તેમને મદદ આપવા માટે આમપાસ ઊભા હતા. દસ જણની ટુકડી સામે આવતાં જ, તેમને ગોળીથી ઉડાવી દેવામાં આવતા હતા.

ગૂંગળાઈને મરી ગયા

આમાંના મોટા ભાગના સિપાઈઓ હિંદુ હતા. લખે છે કે આમાંના કેટલાકે મરતી વખતે શીખોને ગંગાજીની દોહાઈ દઈને મહેણાંટોણાં માર્યાં. જ્યારે થાણાના કેદીઓને મારી નાખવાનું કાર્ય ખતમ થયું ત્યારે ગુંબજમાંથી કેદીઓને બહાર કાઢવાનું શરૂ થયું. પણ હજી જ્યારે ૨૩૭ સિપાઈઓને જ ગોળીથી ઠાર કરવામાં આવ્યા હતા, એટલે કે ગુંબજમાથી કુલ ૨૧ સિપાઈઓને જ બહાર કાઢવામાં આવ્યા હતા, ત્યારે કૂપરને જણાવવામાં આવ્યું કે બાકીના કેદીઓ ગુંબજમાંથી બહાર આવવાનો ઇનકાર કરે છે.

કૂપર લખે છે કે પ્રથમ તેમને સીધા કરવાનો પ્રબંધ કરવામાં આવ્યો. પણ અંદર જઈને જોયું તો બાકીના ૪૫ સિપાઈઓની લાશો પડેલી હતી સંભવ છે કે તેમાંના કેટલાક હજી ઊંડે ઊંડેથી શ્વાસ લેતા હોય. કૂપર લખે છે, "અજાણતાં જ હૉલવેલના બ્લૅક હોલના હત્યાકાંડની પુનરાવૃત્તિ થઈ ગઈ!" ૩૧

અહીં એ યાદ આપવાની જરૂર નથી કે હૉલવેલ બ્લૅક હોલનો કિસ્સો બિલકુલ જૂઠો હતો, કૂપરના અજનાલાનો બ્લૅક હોલ તો સત્ય ઘટના હતી!

ગતે પાણી અને હવા માટે આ લોકોએ બૂમો પાડી હશે, પણ કૂપર લખે છે કે બહારના ઘોંઘાટને લીધે તેમની બૂમો સંભળાઈ નહિ!

થાક, ગરમી, અને ઓછી હવાને લીધે ગૂંગળાઈને મરણ પામેલા આ ૪૫ માણસોની લાશો ઘસડીને બહાર કાઢવામાં આવી.

અજનાલાનો કૂવો

હજી એક મુશ્કેલી બાકી હતી. આ ૨૮૨ લાશોને દફનાવવા માટે શું કરવું? અજનાલાના થાણાથી લગભગ ૧૦૦ વાર દૂર એક જૂનો ઊંડો કૂવો હતો. આ બધી લાશો ભંગીઓ પાસે ઘસડાવી ઘસડાવીને એ કૂવામાં નાખ-

૩૧ "Unconsciously the tragedy of Holwell's Black Hole had been re-enacted."—*The Crisis in the Punjab*, by Frederick Cooper.



'काल्यां-दा-खूह'—अजनाला

( ज्ञानी हीरासिंहजी, संपादक 'कुलवाडी', अमृतसर, ना सौजन्यथी )

बि. वि प्रेस, गोंदिया

જો દુશ્મનને હાંકી મૂકવા માટે આપની તલવારો ખેંચવા તૈયાર હો તો મારા બધા બાદશાહી હક્કો છોડી દેવા અને તમે બધા ચૂંટી કાઢો એવી દેશી રાજાઓની કોઈ સમિતિને સોંપી દેવા હું ખુશી છું."[૩૩]

અલબત્ત, આ દર્દભર્યો પત્ર દિલ્હીના અંતિમ બાદશાહ બહાદુરશાહની ભારતવર્ષ પ્રત્યેની શુભેચ્છા અને તેની ઉદારતા બંનેનો નિદર્શક છે એમાં શક નથી. પણ શંકિત હૃદયવાળા ભારતીય રાજાઓ ઉપર આ કાગળની જોઈએ તેવી અસર ન થઈ.

**કંપનીને નવી મદદ**

દરમિયાન પંજાબમાંથી કંપનીની નવી સેના જનરલ નિકલ્સનની સરદારી તળે આવી પહોંચી અને કંપનીની સેનામાં નવો પ્રાણ આવ્યો. એ યાદ રાખવું જોઈએ કે આ વખતે કંપનીની જે સેના દિલ્હીની દીવાલોની બહાર હતી તેમાં અંગ્રેજો કરતાં હિંદુસ્તાનીઓની સંખ્યા જ વિશેષ હતી. આ હિંદુસ્તાનીઓમાં શીખો, ગુરખા તથા થોડાક પંજાબીઓ હતા.[૩૪] છતાં ઓગસ્ટના અંત સુધી વિપ્લવકારી સેનાએ કંપનીની સેના ઉપર વારંવાર હુમલા કર્યા, અને કંપનીની સેના શહેરની દીવાલની નજીક આવવાની હિંમત કરી શકી નહિ.

**નીમચની સેના**

સિપાહસાલાર બખ્તખાંએ ફરી એક વાર પોતાની બધી શક્તિ એકઠી કરીને અંગ્રેજી સેના ઉપર હુમલો કર્યો. દિલ્હીમાં આ વખતે બે મુખ્ય સેના હતી; એક બરેલીની અને બીજી નીમચની. વિપ્લવકારીઓના કમભાગ્યે આ બંને સેનાઓમાં વૈમનસ્ય અને સ્પર્ધા ઉત્પન્ન થયાં. બખ્તખાંએ આ બંને સેનાઓમાં મેળ રાખવાનો યથાશક્તિ પ્રયત્ન કર્યો. ૨૫મી ઓગસ્ટે જ્યારે બખ્તખાંએ આ બંને સેનાને લઈને અંગ્રેજોના મુખ્ય સ્થાન નજફગઢ ઉપર હુમલો કર્યો ત્યારે નીમચની સેનાએ તેની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું. આ લોકોને અમુક જગાએ રહેવાનું બખ્તખાંએ કહ્યું હતું, પણ તેને બદલે સેના બીજા જ ગામમાં તેમણે પોતાનો પડાવ નાખ્યો. આ લોકો બાકીની વિપ્લવકારી સેનાથી છૂટા પડી ગયા. જનરલ નિકલ્સનને જ્યારે આ બાતમી

૩૩ The Autograph letter,—*Native Narratives*, by Sir T. Metcalfe, p. 226.

૩૪ *History of the Siege of Delhi*, by an Officer who served there.

મળી ત્યારે તેણે તત્કાળ તેમના ઉપર હુમલો કર્યો અને ભયંકર યુદ્ધ થયા પછી કંપનીની સેનાને વિજય મળ્યો તથા નીમચની સેનાનો એકેએક સિપાઈ કપાઈ ગયો. બખ્તખાંને પોતાની બાકીની સેના સહિત પાછા ફરવું પડ્યું.

અંગ્રેજ ઇતિહાસ-લેખકોએ નીમચની સેનાની બહાદુરીની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. પરંતુ સેનાપતિના અનન્ય આજ્ઞાપાલન વગર દુનિયાની કોઈ સેના વિજય મેળવી શકતી નથી. યુદ્ધક્ષેત્રમાં સફળતા મેળવવાનું મોટામાં આવશ્યક સાધન શિસ્ત છે. ૧૬મી મે પછીનો આ પહેલો જ એવો દિવસ હતો કે જે દિવસે નગરમાં નિરાશાનું વાદળ છવાયું અને કંપનીની સેનાનો ઉત્સાહ બમણો થઈ ગયો.

### કંપનીની સેના

આ સમયે કંપનીની પાસે સાડા ત્રણ હજાર અંગ્રેજો, પાંચ હજાર શીખ, ગુરખા તથા પંજાબી, અઢી હજાર કાશ્મીરી અને ઝિંદનો મહારાજા તથા તેની પોતાની સેના હતાં. નગરમાં અવ્યવસ્થા વધવા લાગી. સપ્ટેમ્બરની શરૂઆતમાં અંગ્રેજી સેના નગર ઉપર આક્રમણ કરવાનું સાહસ ધીરે ધીરે કરવા લાગી. ઇતિહાસ-લેખક ફોરેસ્ટ લખે છે, કે કંપનીના પક્ષના ભારતીય સિપાઈઓ આ વખતે પ્રાણની પણ પરવા કર્યા વગર અસાધારણ વીરતાપૂર્વક પોતાના સેનાપતિઓની આજ્ઞાનું પાલન કરતા હતા.

### ગુપ્તચરોનું ખાતું

દરમિયાન કંપની તરફનું ગુપ્તચરોનું ખાતું પણ પોતાનું કામ સુંદર રીતે બજાવવા લાગ્યું હતું. આ ખાતાનો મુખ્ય માણસ હડસન હતો. શહેરમાં અનેક વિશ્વાસઘાતીઓ ઊભા કરવામા આવ્યા હતા, જેમાંના મુખ્ય વિશ્વાસઘાતીનું નામ મિરઝા ઇલાહીબખ્શ હતું. તે સમ્રાટ બહાદુરશાહનો સંબંધી હતો. મિરઝા ઇલાહીબખ્શ મોટે ભાગે બાદશાહની સાથે જ રહેતો અને મહેલની બધી બાતમી તથા મંત્રણાઓની સૂચના મેજર હડસનને પહોંચાડતો હતો.

### સપ્ટેંબરનું બીજુ અઠવાડિયું

૭મી સપ્ટેંબરથી કંપનીની સેનાએ નગરમાં પ્રવેશ કરવાના તનતોડ પ્રયત્નો શરૂ કર્યા. ૭મીથી ૧૩મી સુધી તો તેને દરરોજ પોતાના અનેક માણસો મેદાનમાં મૂકીને પાછા હઠવુ પડ્યું હતું. પણ આ કાળ દરમિયાન શહેરની દીવાલમાં કંપનીની તોપોએ ઠેરઠેર ગાબડાં પાડ્યાં હતાં. ૧૪મી સપ્ટેમ્બરે કંપનીની સેનાએ નગરમાં પ્રવેશ કરવાનો ફેંસલો અને

જબરદસ્ત પ્રયત્ન કર્યો. ખરું જોતાં એ દિવસનો દિલ્હીનો સંગ્રામ વિપ્લવના બધા સંગ્રામોમાં વિશેષ ભયંકર હતો.

### ૧૪મી સપ્ટેંબરનો સંગ્રામ

પ્રાતઃકાળમાં જનરલ વિલ્સને પોતાની સેનાને પાંચ ભાગમાં વહેંચી નાખી. એકની સરદારી બ્રિગેડિયર જનરલ નિકલ્સનને આપી, બીજાની સરદારી કર્નલ કેમ્પબેલને આપી, ત્રીજાની બ્રિગેડિયર જોન્સને, ચોથાની મેજર રીડને અને પાંચમાની સરદારી બ્રિગેડિયર લોંગફીલ્ડને આપી. પહેલા ત્રણ વિભાગોએ જનરલ નિકલ્સનની સંયુક્ત સરદારી નીચે કાશ્મીરી દરવાજેથી નગરમાં પ્રવેશ કરવાનું ધાર્યું અને ચોથા વિભાગે મેજર રીડની સરદારી નીચે કાબુલી દરવાજેથી તથા સબ્જી મંડી તરફથી આગળ વધવાનો વિચાર કર્યો. સૂર્યોદય પછી થોડી વારે પ્રથમ નિકલ્સન પોતાની સેના સહિત દીવાલ તરફ ધસ્યો. અંદરથી વિપ્લવકારીઓની તોપોએ ગોળા વરસાવવાનું શરૂ કર્યું. દીવાલની નીચે અંગ્રેજો તથા શીખોની લાશોનો ગંજ ખડકાવા લાગ્યો. પણ છતાં આ બધી લાશોને ખૂંદતો ખૂંદતો જનરલ નિકલ્સન પોતાના થોડાક સાથીઓ સાથે દીવાલ સુધી પહોંચી ગયો. પાછલા સાત દિવસોના પ્રયત્નથી દીવાલનો થોડો ભાગ તૂટયો હતો; આ તૂટેલા ભાગ પાસે સીડી મૂકવામાં આવી. નિકલ્સન પ્રથમ અંગ્રેજ વીર હતો, જેણે ગોળીઓ તથા ગોળાની ઝડીમાં પણ કાશ્મીરી દરવાજાની પાસે દીવાલ ઉપર ચડીને વિજયનું બ્યૂગલ ફૂંક્યું.

### દિલ્હીમાં કંપનીની સેનાનો પ્રવેશ

આ રીતે મરતાં તથા મારતાં બીજા પણ એક વિભાગે બીજી બાજુથી દીવાલ ઉપર ચડીને અંદર પ્રવેશ કર્યો. ત્રીજો વિભાગ કાશ્મીરી દરવાજે ધસ્યો. કેટલાક અમલદારોએ આગળ વધીને દરવાજાને દારૂથી ઉડાવી દેવાનો વિચાર કર્યો. દીવાલો અને બારીઓમાંથી ગોળીઓની ઝડી વરસવા લાગી. કેટલાય અંગ્રેજ તથા દેશી અમલદારો આ પ્રયત્નમાં મરાયા. અંતે એક જણે દરવાજા સુધી દારૂ પહોંચાડ્યો અને બીજા કેપ્ટન બર્ગેસે મરતાં મરતાં ને કાકડો ચાંપી દીધો. કાશ્મીરી દરવાજાનો એક ભાગ ઊડી ગયો. કર્નલ કેમ્પબેલે પોતાની સેનાને આગળ ધસવાની આજ્ઞા આપી, અને ગોળીઓની ઝડીમાંથી પસાર થઈને કેમ્પબેલ તથા કેટલાક સાથીઓ કાશ્મીરી દરવાજાની અંદર પહોંચી ગયા.

મેજર રીડની સરદારી નીચેના ચોથા વિભાગે, કાબુલી દરવાજેથી

આગળ જવાનો વિચાર કર્યો. સબ્જી મંડી પાસે દિલ્હીની સેના સાથે આ સેનાનો ભેટો થયો. પહેલે ઘાએ જ મેજર રીડ ઘાયલ થયો ને નીચે પટ-કાયો. એક વાર તેની સેના પાછી હઠી. આ પછી હોપ ગ્રાન્ટ થોડાએક સવારો સહિત આગળ ધસ્યો. બંને પક્ષે લોહીની નદીઓ વહેવા લાગી. હોપ ગ્રાન્ટના મોટા ભાગના સવાર હિંદુસ્તાનીઓ હતા સંગ્રામમાં બંને પક્ષના સિપાઈઓએ અપૂર્વ વીરતાનો પરિચય કરાવ્યો. અંતે અંગ્રેજી સેનાને ફરી એકવાર પાછા હઠવું પડ્યું.

ચોથા વિભાગે આ રીતે હાર ખાધી. બાકીના ત્રણ વિભાગોએ નિક-લ્સન, કેમ્પબેલ અને જોન્સની સરદારી તળે કાશ્મીરી દરવાજેથી અંદર ઘૂસીને શહેર ઉપર ચડાઈ કરી. જે જે મકાન અને મિનારા અંગ્રેજો સર કરતા હતા, તેના ઉપર નિશાની દાખલ અંગ્રેજી વાવટો ચડાવવામાં આવતો હતો. એકેએક મકાન સામે સંગ્રામ થતો હતો. આ રીતે લડતાં લડતાં આ ત્રણે વિભાગો કાબુલી દરવાજા તરફ આગળ વધ્યા.

**અમર ગલી**

બર્ન બેસ્ટિયન પાસે પહોંચ્યા પછી આ લોકોને બહુ સાંકડી ગલીમાંથી પસાર થવાનું હતું. આ ગલીની બંને બાજુએ આવેલી બારીઓ, છજાં અને અગાશીઓ પરથી ગોળાઓની ભયંકર ઝડી વરસવા લાગી. ગલીમાંથી અક્ષરશઃ લોહીની નદી વહેવા લાગી. અંગ્રેજી સેનાને હતાશ થઈને પાછા હઠવું પડ્યું. આ હાલત જોઈને નિકલ્સન એક સાચા વીરની જેમ પોતે આગળ વધ્યો. આ ગલી આશરે બસો વાર લાંબી હતી. પણ આ નાની ગલીએ પણ ૧૪મી સપ્ટેમ્બરે અદ્ભુત કાર્ય દેખાડી આપ્યું. વીર નિકલ્સનને પણ પાછા હઠવું પડ્યું. પછી મેજર જેકબ આગળ થયો, અને તત્કાળ ઘાયલ થઈને નીચે પડ્યો. નિકલ્સન વળી બીજી વાર આગળ ધસ્યો, પરંતુ આ વખતે આગળ ધસતાં જ ઘાયલ થઈને પડ્યો. આખરે ગલી છોડીને અંગ્રેજી સેનાને પાછા હઠવું પડ્યું, ગલી લાશોથી ભરાઈ ગઈ. કંપનીની સેનાને અહીંથી પાછા હઠીને ફરી કાશ્મીરી દરવાજે આવવું પડ્યું.

**જુમામસીદની લડાઈ**

જ્યારે નિકલ્સન બર્ન બેસ્ટિયન તરફ આગળ વધતો હતો ત્યારે કર્નલ કેમ્પબેલના વિભાગને જુમામસીદ તરફ રવાના કરવામાં આવ્યો હતો. મસીદ સુધી પહોંચતાં તો આ લોકોને બહુ અડચણ નડી નહિ. મસીદમાં આ વખતે હજારો મુસલમાનો એકઠા થયા હતા. તેમને એવા ખબર

મળ્યા કે અંગ્રેજો મસીદને દારૂથી ફૂંકી દેવા માગે છે. આ બધા લોકો પાસે તલવારો હતી, બંદૂકો નહોતી. બધા પોતપોતાની તલવારો લઈને મસીદમાંથી નીકળી પડ્યા. પ્રથમ તેમણે પોતાની તલવારોના મ્યાન તોડીને ફગાવી દીધાં. તેમને મસીદમાંથી બહાર નીકળતા જોતા જ અંગ્રેજી સેનાએ તેમના ઉપર એકીસાથે ગોળીમાર કર્યો. તરત જ મસીદનાં પગથિયાં ઉપર બસો લાશો ઢળી પડી, પણ બાકીના મુસલમાનો પોતાની તલવાર સહિત એટલી ચપળતાથી આગળ વધ્યા કે અંગ્રેજી સેનાને પોતાની બંદૂકો ફરી વાર ભરવાનો કે સાચવવાનો પણ અવસર મળી ન શક્યો. બંદૂકો પડતી મૂકીને બને બાજુએ તલવારોથી જ લડવાનું શરૂ થયું, કેમ્પબેલ ઘાયલ થયો. અંગ્રેજી સેનાના આ વિભાગને પણ આખરે લાચાર થઈને કાશ્મીરી દરવાજે પાછા ફરવું પડ્યું. કેમ્પબેલે પાછળથી જણાવ્યું હતું કે જો મને સમયસર મદદ પહોંચી હોત અને મારી પાસે દારૂના કોથળાઓ આવી ગયા હોત તો તે દિવસે દિલ્હીની જુમામસીદને જરૂર ફૂંકી દેત.

### મરેલા તથા ઘાયલની સંખ્યા

આ રીતે ૧૪મી સપ્ટેમ્બરની લડાઈ પૂરી થઈ. દિલ્હીમાં અંગ્રેજ સેનાએ પ્રવેશ કર્યાનો આ પહેલો જ દિવસ હતો. સંગ્રામ અત્યંત ભયંકર હતો. બને પક્ષોએ એક એક તસુ ભૂમિ માટે પોતાના તેમ જ શત્રુના લોહીને પાણીની માફક વહેવડાવ્યુ હતું અંગ્રેજોના ચાર મુખ્ય સેનાપતિઓમાંથી ત્રણ ઘાયલ થયા, જેમાનો વીર સેનાપતિ નિકલ્સન ૨૩મી સપ્ટેમ્બરે ઇસ્પિતાલમાં જ મરણ પામ્યો એ દિવસના સંગ્રામમાં કંપનીના ૬૬ અમલદારો તથા ૧૧૦૪ સિપાઈઓ માર્યા ગયા. કહેવાય છે કે વિપ્લવકારીઓના આશરે ૧૫૦૦ માણસો મરાયા. ચાર મહિનાના ઘેરા પછી આખરે કંપનીની સેનાએ દિલ્હીમાં પ્રવેશ કર્યો.

### તસુ તસુ જમીન માટે યુદ્ધ

ત્યાર પછીના દિલ્હીના સંગ્રામોનું વિસ્તૃત વર્ણન આપવાની આવશ્યકતા નથી. વિપ્લવકારીઓના પક્ષે અવ્યવસ્થા વધવા માંડી. કેટલીક સેના તો તરત જ દિલ્હી છોડીને ચાલતી થઈ ગઈ, અને કેટલીક સેનાએ દિલ્હીની એક એક તસુ માટે ૧૫મી સપ્ટેમ્બરથી ૨૪મી સપ્ટેમ્બર સુધી યુદ્ધ કર્યું. આ લડાઈઓમાં કંપનીના આશરે ચાર હજાર માણસો મરાયા. વિપ્લવકારીઓને પક્ષે મરેલાની સંખ્યા વધારે હોવાનું ગણાવવામાં આવે છે.

બાદશાહને બખ્તખાંનું આશ્વાસન

ધીરે ધીરે નગરનો પોણો ભાગ અંગ્રેજોના હાથમાં ચાલ્યો ગયો. આથી ૧૯મીએ રાતે બખ્તખાં બહાદુરશાહની મુલાકાતે ગયો. તેણે સમ્રાટને હિંમત આપી અને કહ્યું કે દિલ્હી આપણા હાથમાંથી ચાલ્યું જાય તો પણ આપણને નુકસાન નથી. આખા દેશમાં આગ સળગી છે. આપ પરાજય સ્વીકારી લેશો નહિ. આપ મારી સાથે દિલ્હી છોડીને ચાલી નીકળો. દિલ્હી કરતાં અનેક સ્થળો લડાયક દૃષ્ટિએ વધારે સારાં છે. તેમાંના કોઈ એકાદ સ્થળે રહીને આપણે જંગ ચાલુ રાખવો જોઈએ. મને ખાતરી છે કે આખરે વિજય આપણો જ છે.

બખ્તખાં અને મિરઝા ઇલાહીબખ્શ

સમ્રાટ બહાદુરશાહને બખ્તખાંની સલાહ ગમી ગઈ, અને વળતે દિવસે સવારમાં મળવા માટે પાછો બોલાવ્યો. બીજી તરફથી અંગ્રેજોએ પોતાના ગુપ્ત સહાયક મિરઝા ઇલાહીબખ્શને આગ્રહ કર્યો કે ગમે તેમ કરીને બાદશાહને દિલ્હી છોડતો રોકવો જોઈએ. મિરઝા ઇલાહીબખ્શને આ કાર્ય કરવા માટે ઇનામની લાલચ આપવામાં આવી હોવી જોઈએ, કારણ કે તેના વંશજોને આજે પણ માસિક બારસો રૂપિયાનું પેન્શન મળ્યા કરે છે.

બખ્તખાંના ચાલ્યા ગયા પછી મિરઝા ઇલાહીબખ્શે બાદશાહને સમજાવ્યું કે—

"વિપ્લવ સફળ થવાની હવે કોઈ આશા નથી. બખ્તખાંની સાથે જવામાં આપને કષ્ટ અને નુકસાન સિવાય કશું મળવાનું નથી. અને જો આપ અહીં રહેશો તો હું અંગ્રેજોને મળીને બધું ઠીક કરી આપીશ; તથા આપને અને આપના કુટુંબીઓને બિલકુલ આંચ ન આવવા દેવાની ખાતરી આપું છું."

બીજે દિવસે સવારે બહાદુરશાહ હુમાયૂંના મકબરામાં ગયો. બખ્તખાંને અહીં જ મળવા માટે બોલાવવામાં આવ્યો. મકબરાની પૂર્વે જમના નદીની રેતીમાં બખ્તખાંની ફોજનો પડાવ હતો. પૂર્વ તરફના દરવાજેથી જ બખ્તખાં બહાદુરશાહને મળવા માટે મકબરામાં દાખલ થયો. બખ્તખાંએ બહાદુરશાહને ફરી સમજાવ્યો. લખે છે કે બખ્તખાં બહાદુરશાહને પોતાની સાથે લઈ જવા માગતો હતો, બહાદુરશાહ બખ્તખાંની સાથે જવા ખુશી હતો, પણ મિરઝા ઇલાહીબખ્શ બહાદુરશાહને જતો રોકવા માટે દાવપેચ ખેલી રહ્યો હતો અંતે મિરઝા ઇલાહીબખ્શે જ્યારે જોયું કે હવે કશું

ચારે નેગ નથી, ત્યારે તેણે બખ્તખાં ઉપર આરોપ મૂકયો કે બખ્તખાં પઠાણ હોવાથી મુગલો ઉપર તે પોતાનું જૂનું વેર વાળવા માગે છે, અને કપટથી બાદશાહને ફસાવવા માગે છે. આ વાત એટલી બધી વધી પડી કે નિર્દોષ બખ્તખાંએ ઇલાહીબખ્શ ઉપર તલવાર ઉગામી, પણ ખુદ બહાદુરશાહે તેનો હાથ પકડયો. મિરઝા ઇલાહીબખ્શનું ત્રાંકિ તીર તો અકસીર બાદશાહ બહાદુરશાહને એવું સચોટ વાગ્યું કે આખરે બાદશાહે બખ્તખાંને કહ્યું:—

"બહાદુર ! મને તારી દરેક વાત ઉપર વિશ્વાસ છે, અને હું તારા દરેક અભિપ્રાયને દિલથી પસંદ કરું છું. પણ મારું દિલ ભાંગી ગયું છે. આથી હું મારો મામલો કિસ્મતને સોંપી દઉં છું. મને મારા કિસ્મત ઉપર છોડી દો, અને બિસ્મિલ્લા કરો. અહીંથી જાઓ અને કંઈક કરી બતાવો. હું હિંદુસ્તાનની લાજ ન રાખી શક્યો, મારા કુટુંબમાંથી પણ કોઈ એ કામ ન કરી શક્યું, તો ખેર, કંઈ નહિ. તમે કે તમારામાંનો કોઈ હિંદુસ્તાનની લાજ રાખો. અમારી ફિકર ન કરો. તમારી ફરજ અદા કરો." ૩૫

### બખ્તખાંની નિરાશા

દિલ્હીના સ્વતંત્રતાના સંગ્રામનો મુકુટમણિ જો બહાદુરશાહ હતો, અને હાથપગ હિંદુ તથા મુસલમાનો હતા તો હૃદય બખ્તખાં હતો. બહાદુરશાહના આ જવાબથી બખ્તખાંનું દિલ ભાંગીને ભુક્કો થઈ ગયું. ગરદન નીચી નમાવીને મકબરાના પૂર્વને દરવાજેથી તે બહાર ચાલ્યો ગયો.

### બાદશાહ બહાદુરશાહની ગિરફતારી

બીજી બાજુ વિશ્વાસઘાતી મિરઝા ઇલાહીબખ્શે પશ્ચિમ દરવાજે બહાર નીકળી તરત જ અંગ્રેજોને સૂચના આપી કે પશ્ચિમ દરવાજેથી અત્યારે જ અંદર ઘૂસીને બહાદુરશાહને કેદ કરી લેવો. તત્કાળ કેપ્ટન હડસન પચાસ સવાર લઈને મકબરાને પશ્ચિમ દરવાજે પહોંચ્યો. લખે છે કે જ્યારે બહાદુરશાહને ખબર પડી કે હડસન કેદ કરવા આવ્યો છે ત્યારે તેણે એક વાર મિરઝા ઇલાહીબખ્શ તરફ જોઈને કહ્યું: "તેં જ મને બખ્તખાંની સાથે જતો રોક્યો. × × ×" ઇલાહીબક્ષ નીચું માથું કરીને ચૂપચાપ ઊભો રહ્યો. એમ પણ લખે છે કે બખ્તખાને બોલાવી લાવવાનો બાદશાહે વિચાર કરી

૩૫ "દેહલીકી જાંકની"—લેખક ખ્વાજા હસન નિઝામી



अंतिम बादशाह बहादुरशाहनी गिरफतारी

( From an old steel engraving The Modern Review, December 1911 )

ति ति प्रस, गोंदिया



बेगम जिनतमहल

दिल्ही ना पतन पछी केदखानामां लीधेला फोटोग्राफ उपरथी

( From "Two Native Narratives of the Mutiny in Delhi" )

જોગો પણ હવે બાજી હાથથી ચાલી ગઈ હતી.

સમ્રાટ બહાદુરશાહ, બેગમ ઝિન્નતમહલ અને શાહજાદા જવાંબખ્તને પૂર્વ દરવાજેથી કેદ કરીને લાલ કિલ્લામાં લાવીને રાખવામાં આવ્યાં, અને ૧૩૪ દિવસના કઠિન પરિશ્રમ પછી દિલ્હી શહેર સંપૂર્ણ રીતે અંગ્રેજોના હાથમાં આવ્યું.

### બખ્તખાંનો અંત

ત્યાર પછી બખ્તખાં પોતાની બધી સેના સહિત જમના પાર કરીને કોઈક બાજુ ચાલ્યો ગયો. તે ક્યાં ગયો તેનો પછી પત્તો લાગ્યો નહિ.

જનરલ વિલ્સન અને કેપ્ટન હડસનનો અભિપ્રાય હતો કે બાદશાહ બહાદુરશાહને તત્કાળ મારી નાખવો. પરંતુ હજી સુધી મોટા ભાગનું વિદ્રોહી ભારત અંગ્રેજોના હાથમાં આવ્યું નહોતું. આથી બીજા અનેક અંગ્રેજ અમલદારો આ અભિપ્રાયની વિરુદ્ધ હતા. આખરે બહાદુરશાહને માત્ર કેદ કરવામાં આવ્યો.

### શાહજાદાઓની હત્યા

સમ્રાટ બહાદુરશાહને કેદ કર્યા પછી મિરજામુગલ અને મિરજા અખ-જરસુલતાન નામના બે દીકરા તથા મિરજા અબુબકર નામનો એક પૌત્ર હુમાયુંના મકબરામાં રહી ગયા હતા. કેટલાક અંગ્રેજ ઇતિહાસ-લેખકો લખે છે કે વિપ્લવના શરૂઆતના દિવસોમાં આ લોકોએ અંગ્રેજ ઓરતો તથા બાળકોની કતલ કરવામાં ભાગ લીધો હતો. મિરજા ઇલાહીબખ્શે હડસનને સમજાવ્યું કે આ લોકો હજી મકબરામાં જ છે. તત્કાળ હડસન પાછો મકબરે આવ્યો; ત્રણે શાહજાદાઓને કેદ કર્યા. આ કાર્યમાં મિરજા ઇલાહીબખ્શે શાહજાદાઓને સમજાવીને મદદ આપી. શાહજાદાઓને રથમાં બેસારીને હડસન પોતાના સવારો, મિરજા ઇલાહીબખ્શ અને તેના બે મુસાહિબો સહિત શહેર તરફ વળ્યો. જ્યારે શહેર એક માઈલ છેટું રહ્યું ત્યારે હડસને રથોને રોક્યા, ત્રણે શાહજાદાઓને રથમાંથી નીચે ઊતરવાનું કહ્યું, તેમના કપડાં ઉતરાવ્યા અને પોતાની પડખેના એક સિપાઈના હાથમાંથી બંદૂક લઈને અચાનક ત્રણે શાહજાદાઓને ગોળાથી વીંધી નાખ્યા ત્રણે શાહજાદાની છાતીમાં ગોળીઓ લાગી અને "હાય, દગો!" બોલતા તેઓ ત્યાં જ સ્વધામ પહોંચી ગયા. હું તમને ત્રણેને જનરલ પાસેથી પ્રાણદાન અપાવીશ એવી જાતની ખાતરી મિરજા ઇલાહીબખ્શે તેમને આપી હતી.

**શાહજાદાઓનાં કપાયેલાં માથાં**

શાહજાદાઓનાં માથાં ધડથી જુદાં કરીને બાદશાહ બહાદુરશાહ સમક્ષ લાવવામાં આવ્યાં. માથાં રજૂ કરતાં હડસને બાદશાહને કહ્યું:—

"કંપની તરફથી આ આપને માટે નજરાણું છે, જે વરસો થયાં બંધ હતું."

ખ્વાજા હસન નિઝામીએ લખ્યું છે કે જુવાન પુત્રો અને પૌત્રોનાં કાપેલાં મસ્તક સામે જોઈને આશ્ચર્યજનક ધૈર્યથી બાદશાહે કહ્યું:—

"ખુદાની તારીફ છે! તૈમૂરની ઓલાદ આ જ રીતે મુખ ઉજ્વલ કરીને બાપની સામે આવતી હતી!"

ત્યાર પછી શાહજાદાઓનાં માથાં ખૂની દરવાજાની સામે લાવીને લટકાવવામાં આવ્યાં અને ધડ કોટવાળીની સામે ટાંગવામાં આવ્યાં. બીજે દિવસે ત્રણે લાશોને જમનામાં ફેંકી દેવામાં આવી.

**હડસને શાહજાદાઓનું લોહી પીધું**

શાહજાદાના ખૂનના સંબંધે આથી એક વિશેષ ભયંકર વાત દિલ્હીમાં પ્રચલિત હતી. એ વાત એ હતી કે જે શાહજાદાઓને હડસને છેતરીને મારી નાખ્યા એમની સંખ્યા ચારની હતી; તેમાં એક શાહજાદો અબ્દુલ્લા પણ હતો. બીજી વાત એ કે હડસને શાહજાદાને મારીને તરત જ પોતાના ખોબામાં તેમનું ધગધગતું ઊનું લોહી ભર્યું, પીધું અને પછી જાહેર કર્યું કે જો હું લોહી ન પીત તો પાગલ થઈ જાત.

આ વાત કોઈ અંગ્રેજી ઇતિહાસમાં મળતી નથી, પણ ખ્વાજા હસન નિઝામીએ 'દેહલીકી ઝાંકની' નામના પોતાના પુસ્તકમાં લખી છે. ખ્વાજા સાહેબ કહે છે કે આ ઘટના બિલકુલ સાચી છે. ખ્વાજા હસન નિઝામી લખે છે:—

"મેં આ વાત દિલ્હીના સેંકડો માણસોને મુખેથી સાંભળી છે. અને મિરઝા ઇલાહીબખ્શના જે બે મુસાહિબો આ વખતે હડસનની સાથે જ હતા, અને જેમણે આ આખી ઘટના પોતાની નજરે જોઈ હતી, તે પૈકી એક મારા પિતા પાસે આવીને આ બધી હકીકત કહી હતી."૩૬

**ઘાયલ થયેલાની હત્યા**

કંપનીએ દિલ્હીનો કબજો લઈ લીધો. હવે દિલ્હીનિવાસીઓ ઉપર

૩૬ "દેહલીકી ઝાંકની"—લેખક ખ્વાજા હસન નિઝામી, પૃષ્ઠ ૫૨-૫૩.

કંપનીની સેનાએ શા શા અત્યાચારો કર્યા તે ટૂંકમાં બતાવવાનું રહે છે. આ અત્યાચારો સંબંધે લૉર્ડ એલ્ફિન્સ્ટને સર જૉન લૉરેન્સને લખ્યું હતુંઃ–

"ઘેરો પૂરો થયા પછીથી આપણી સેનાએ જે અત્યાચારો કર્યા છે તે સાંભળતાં હૃદય ફાટી જાય છે. શત્રુ અને મિત્રનો ભેદ રાખ્યા વગર આ લોકો એક સરખો બદલો લેવા લાગ્યા છે. લૂંટમાં તો આપણે ખરી રીતે નાદીરશાહને પણ વટી ગયા છીએ."૩૭

ઘેરો ચાલુ હતો તે દિવસોમાં કિલ્લાના એક ભાગમાં ઘાયલ સિપાઈઓની એક ઇસ્પિતાલ હતી. કંપનીની સેના જ્યારે કિલ્લામાં ઘૂસી ત્યારે આ દવાખાનામાં જેટલા ઘાયલ અને બીમાર સિપાઈઓ નજરે પડ્યા તે બધાને પોતાની ગોળીઓથી અંગ્રેજોએ સદાને માટે રોગમુક્ત કરી દીધા. આ જ રીતે બીજાં પણ અનેક સ્થળોએ ઘાયલ અને બીમાર નજરે પડ્યા ત્યાં તેમની કતલ કરવામાં આવી.૩૮

દિલ્હીવાસીઓની કત્લેઆમ

મૉન્ટગૂમરી માર્ટિન લખે છેઃ—૩૯

"જ્યારે આપણી સેનાએ શહેરમાં પ્રવેશ કર્યો ત્યારે જેટલા નગરવાસીઓ દીવાલોની અંદર નજરે પડ્યા તેમને ત્યાં જ સંગીનોથી વીંધી નાખવામાં આવ્યા; જો હું આપને કહું કે એક એક મકાનમાં ચાળીશ ચાળીશ અને પચાસ પચાસ આદમીઓ સંતાયા હતા, તો આપ સમજી શકશો કે આવા લોકોની સંખ્યા કેટલી વધારે હશે. આ લોકો વિદ્રોહી નહોતા, બલકે શાંત રહેવાસીઓ હતા, જેમને

૩૭ "After the siege was over, the outrages committed by our army are simply heart rending A wholesale vengeance is being taken without distinction of friend and foe. As regards the looting, we have indeed surpassed Nadirshah!
—*Life of Lord Lawrence*, vol. ii, p. 262.

૩૮ "તારીખ હિંદ"—લેખક શમ્સુલ ઉલમા મુંશી ઝકાઉલ્લાખાં, પૃષ્ઠ ૬૪૬.

૩૯ "All the city people found within the walls when our troops entered were bayonetted on the spot; and tne number was considerable, as you may suppose, when I tell that in some houses forty or fifty persons were hiding. These were not mutineers, but residents of the city, who trusted to our well-known mild rule for pardon. I am glad to say they

આપણી દયાળુતા અને ક્ષમાશીલતા ઉપર ભરોંસો હતો. મને આનંદ થાય છે કે તેમનો આ ભ્રમ દૂર થયો."

બીજો એક અંગ્રેજ ઇતિહાસલેખક લખે છે:—

"દિલ્હીના રહેવાસીઓની કત્લેઆમ ચલાવવાનો હુકમ આપવામાં આવ્યો, જો કે અમે જાણતા હતા કે એમાંના કેટલાક તો આપણો વિજય થાય એમ ઇચ્છતા હતા."૪૦

## એક દિવસનું દૃશ્ય

આ ભયંકર કતલના દિવસોમાંના કેવળ એક દિવસનું વર્ણન કરતાં લૉર્ડ રૉબર્ટ્સ લખે છે:—

"અમે સવારમાં લાહોરી દરવાજાથી ચાંદની ચોકમાં ગયા, તો શહેર જાણે કે મુડદાંથી ભરેલું હોય એવું જ જણાતું હતું. અમારા ઘોડાના ડાબલાઓના અવાજ સિવાય બીજો કોઈ અવાજ સંભળાતો નહોતો. કોઈ જીવતો માણસ નજરે પડતો નહોતો. બધે મુડદાંઓની પથારી પથરાયેલી હતી, જેમાંનાં કેટલાંક તો મરતા પહેલાં પડ્યાં પડ્યાં કણસતાં હતાં.

"કદાચ અમારી વાતોના અવાજથી મુડદાં ચોંકી ન જાય, માટે અમે ચાલતી વખતે બહુ જ ધીમે ધીમે વાતો કરતા હતા. x x x એક બાજુ લાશોને કૂતરા ચૂંથતા હતા, તો બીજી બાજુ લાશોની આસપાસ ગીધડાં એકઠાં થઈ લાશોને ટોલીટોલીને આનંદથી મહેફિલ ઉડાવતાં હતાં, અને અમારા અવાજથી ઊડી ઊડીને થોડે દૂર જઈ બેસતાં હતાં. x x x

"મતલબ, આ લાશોની હાલતનું વર્ણન થઈ શકતું નથી. જે રીતે અમને આ દેખાવ જોઈને ડર લાગતો હતો તેવી જ રીતે અમારા ઘોડા પણ ડરતા હતા અને હણહણતા હતા. લાશો પડી પડી સડતી હતી. એમના સડવાથી હવામાં રોગ ઉત્પન્ન કરવાવાળી દુર્ગંધ

were disappointed."—Letter in the *Bombay Telegraph*, by Montgomery Martin.

૪૦ "A general massacre of the inhabitants of Delhi a large number of whom were known to wish us success was openly proclaimed."—The Chaplain's *Narrative of the siege of Delhi*, quoted by Kaye



कॅप्टन हडसन शाहजादाओनुं खून करे छे.
अे समयना अेक अंग्रेज़ कॅप्टन जी. अेफ. अेट्‌किन्सनना हाथनुं दोरेलुं चित्र. आमां कॅप्टन हडसन शाहजादाओनुं खून करे छे अे बतावबामां आव्युं छे.
( By courtesy of the Curator, Victoria Memorial, Calcutta. )

ફેલાયેલી હતી."[૪૧]

હસન નિઝામી લખે છે કે આ કત્લેઆમમાં ઓરત, મરદ કે નાના-મોટાનો કોઈ ભેદભાવ ગણવામાં નહોતો આવ્યો.

**ક્રૂર યાતનાઓથી માર્યા**

આમાંના અનેક લોકોને યાતનાઓ આપીને ક્રૂરતાથી માર્યા હતા.

લેફ્ટેનન્ટ મજેન્ડીએ પોતે નજરે જોયેલી એક ઘટના વર્ણવી છે. કેટલાક શીખો અને ગોરાઓએ મળીને એક ઘાયલ માણસના ચહેરાને પ્રથમ સંગીનો વતી વારંવાર વીંધ્યો અને પછી ધીમી આંચ ઉપર એને જીવતો શેક્યો—"તેનું માંસ દાઝ્યું, જ્વાળામાં કાળું થઈ ગયું, અને બળતા માંસની ભયંકર દુર્ગંધે આજુબાજુની હવાને પણ ઝેરી બનાવી દીધી."[૪૨]

'ટાઇમ્સ' પત્રના ખબરપત્રી સર વિલિયમ રસલે લખ્યું છે કે મેં "આ માણસના બળી ગયેલાં હાડકાં ઘણા દિવસો પછી મેદાનમાં પડેલાં જોયાં."[૪૩]

મૅાબરે ટૉમસને સર હેનરી કૉટનને કહ્યું હતું કે દિલ્હીમાં કેટલાક મુસલમાનોને નગ્ન કરીને જમીન સાથે જકડી રાખીને પગથી માથા સુધી ધગધગતા તાંબાના ટુકડાઓથી સારી રીતે ડામ દીધા હતા.[૪૪]

**ધર્મભ્રષ્ટ કર્યા પછી હત્યા**

આ લોકોને મારી નાખતા પહેલાં કોઈ કોઈ વાર ધર્મભ્રષ્ટ કરવાની ઘૃણિત ક્રિયા પણ કરવામાં આવતી. એક અંગ્રેજ પાદરીની વિધવાએ લખ્યું છે કે ઘણા લોકોને પકડી પકડી પહેલાં સંગીનોના બળે પ્રથમ દેવળોમાં ઝાડુ કઢાવવામાં આવ્યું અને પછી તેમને ફાંસીએ ચડાવ્યા.[૪૫]

રસલ લખે છે કે કોઈ કોઈ વાર "મુસલમાનોને મારતા પહેલાં તેમને સુવ્વરના ચામડામાં સીવી લેવામાં આવતા, તેમના ઉપર સુવ્વરની ચરબી

૪૧ *Forty one Years in India*, by Lord Roberts, as quoted by Hasan Nizami in *Delhi-ki-Jankani*, pp. 66-67.

૪૨ "... the horrible smell of his burning flesh as it cracked and blackened in the flames, rising up and poisoning the air."—Lieut. Majendie. *Up Among the Pandies*, p. 187.

૪૩ *My Diary in India in the year 1858-59* vol. i, p. 301-2.

૪૪ *Indian and Home Memories*, by Sir Henry Cotton p. 143.

૪૫ *A Lady's Escape from Gwalior*, p. 243.

ચોપડવામાં આવતી, અને પછી તેમને જીવતા બાળી મૂકવામાં આવતા. અને હિંદુઓને જબરદસ્તીથી ધર્મભ્રષ્ટ કરવામાં આવતા."૪૬

## વેરાન અને સૂમસામ દિલ્હી

આ રુંવાડા ઊભાં કરે તેવી ઘટનાઓના વધારે દાખલા આપવા દુઃખકર છે. પરિણામ એ આવ્યું કે એક વાર સમસ્ત દિલ્હી ખાલી અને વેરાન બની ગયું એટલું જ નહિ, પણ સરકારને મદદ આપનારાં ગણ્યાંગાંઠ્યાં કુટુંબો બાદ કરતાં બાકીના લોકોમાંથી જેટલા જેટલા કતલ કે ફાંસીમાંથી બચ્યા તેમને જબરદસ્તીથી શહેર બહાર હાંકી મૂકવામાં આવ્યા. ઇતિહાસલેખક હોમ્સ લખે છે:—

> "દિલ્હીના રહેવાસીઓએ વિપ્લવકારીઓના અપરાધોનું અનેકગણું પ્રાયશ્ચિત્ત ભોગવ્યું. હજારો મરદો, ઓરતો અને બાળકો ઘરબાર વગરનાં એ ઇલાકામાં આમતેમ ભટકતાં હતાં, અને આ બધાંએ કશો અપરાધ કર્યો નહોતો. પોતાનો જે કંઈ માલઅસબાબ તેઓ શહેરમાં મૂકી ગયા હતા તેના સંબંધે તો તેમણે હાથ ધોઈ નાખ્યા; કારણ કે સિપાઈઓએ ગલીએ ગલી અને ઘરેઘર ઘૂમી વળીને કિંમતી ચીજો શોધીશોધીને લૂંટી લીધી હતી, અને જે કંઈ માલ સિપાઈઓ લઈ જઈ શક્યા નહિ તેમણે ફોડીતોડી નાખ્યો હતો."૪૭

## 'પ્રાઇઝ એજન્સી'

શહેર ઉપર કબજો મેળવ્યા પછી ત્રણ દિવસ સુધી તો કંપનીની

૪૬ " . . sowing Mohammedans in pig-skins, smearing them with pork-fat before execution and burning their bodies, and forcing Hindoos to defile themselves. . . ."—Russell's *Diary*, vol. ii, p 43

૪૭ "The people of Delhi had expiated, many times over, the crimes of the mutineers Tens of thousands of men, and women, and children, were wandering, for no crime, homeless over the country. What they had left behind was lost to them for ever; for the soldiers, going from house to house and from street to street, ferreted out every article of value, and smashed to pieces whatever they could not carry away." —Holmes' *A History of the Indian Mutiny*, p. 386.



कॅप्टन जी. अेफ. अेटकिन्सनना हाथनुं अेक व्यंगचित्र

आमां 'प्राईझ अेजन्सी'वाळा अंग्रजो मकानो खोदीने दाटेलुं धन बहार काढे छे.

સેનાના સિપાઈઓ લૂંટ કરે તો તેનો ગુનો માફ કરવામાં આવ્યો હતો. ત્યાર પછી 'પ્રાઇઝ એજન્સી' નામનું એક ખાતું ખોલવામાં આવ્યું હતું. આ ખાતાનું કામ એ હતું કે શહેરનાં બધાં ઘરોનો દરેક જાતનો સામાન એક જગાએ એકઠો કરવો, તેની હરરાજી કરવી કે ગોદામોમાં ભરી રાખવો અને રૂપિયા ફોજમાં વહેંચી દેવા. મકાનની અંદરની ચોપડીઓ, વાસણો, ખાટલા, ચક્કી, દાટેલું ધન અને મકાનોના કમાડ તથા લોખંડ અને પીતળ જેવી એક પણ ચીજ આ ખાતાએ છોડી નહિ.

ખ્વાજા હસન નિઝામી લખે છેઃ—

"કર્નલ બર્નને શહેરનો લશ્કરી ગવર્નર નીમવામાં આવ્યો. તેણે ફોજના એક વિભાગને કામ સોંપ્યું કે જ્યાં વસતી જોવામાં આવે ત્યાંથી મરદો, ઓરતો અને બાળકોને તેમના સરસામાન સહિત ગિરફતાર કરીને લઈ આવો. આગળ માથે સામાનના પોટલા ઉપાડીને મરદો ચાલતા હતા, અને પાછળ ઓરતો રોતીરોતી પગપાળી બાળકોને લઈને ચાલતી હતી. જે ઓરતોને કદી પગપાળા ચાલવાની ટેવ નહોતી તેઓ ઠોકરો ખાઈને પડતી હતી. બાળકો ખોળામાંથી નીચે પડી જતાં હતાં ને સિપાઈઓ ક્રૂરતાથી ધક્કા મારી તેમને આગળ ધકેલતા હતા.

"જ્યારે આ બધા લોકોને કર્નલ બર્ન પાસે રજૂ કરવામાં આવતા ત્યારે તેમના સામાનની બધી ઉપયોગી ચીજો જપ્ત કરવાનો તથા નકામી ચીજો પાછી સોંપી દેવાનો હુકમ કરવામાં આવતો. આ પછી બીજો એ હુકમ કરવામાં આવતો કે એ લોકોને સિપાઈઓની દેખરેખ નીચે લાહોરી દરવાજા સુધી લઈ જવા, અને શહેર બહાર કાઢી મૂકવા. આ પ્રમાણે જ કરવામાં આવતું અને બધાને લાહોરી દરવાજેથી ધક્કા મારી મારીને કાઢી મુકવામા આવતા.

"આ રીતે દિલ્હી શહેરની બહાર હજારો મરદો, ઓરતો અને બાળકો અસહાય, ઉઘાડે પગે અને ઉઘાડે માથે, ભૂખ્યા–તરસ્યા ભટક્યા કરતાં હતાં. × × × સેંકડો બાળકો ભૂખભૂખ કરતાં માતાની ગોદમાં જ મરણ પામ્યાં. સેંકડો માતાઓ બાળકોનું આ દુઃખ જોઈ અથવા સહી ન શકવાથી તેમને પડતાં મૂકીને કૂવી મરી.

"નગરમાં હજારો ઓરતો એવી હતી જે કંપનીની ફોજના આવવાના સમાચાર સાંભળીને બેઆબરૂ તથા મુસીબતોમાંથી બચવા માટે કૂવામાં પડવા લાગી. અને એટલી બધી ઓરતો આ રીતે કૂવામાં

પડવા લાગી કે કૂવામાં ડૂબવા જેટલું પણ પાણી ન રહ્યું. અનેક કૂવા ઓરતોની લાશોથી ભરાઈ ગયા.

"સેનાનો એક અમલદાર વર્ણન કરે છે, કે 'અમે આ રીતે સેંકડો સ્ત્રીઓને કૂવામાંથી કાઢી, જે લાશોના ઢગલાને લીધે ડૂબી શકી નહોતી અને કૂવામાં જીવતી પડી હતી કે બેઠી હતી. જ્યારે અમે તેમને બહાર કાઢવા માંડ્યા ત્યારે તેઓ કરગરવા લાગી, કે 'ખુદા ખાતર અમને હાથ ન અડકાડો, અમને ગોળીએ વીંધી નાખો, અમે શરીફ વહુબેટીઓ છીએ; અમારી આબરૂ ન લૂંટો.' × × × ".

લાજ લૂંટાવાનો દિલ્હીની સ્ત્રીઓનો ડર પાયા વગરનો નહોતો.

"ફરાસખાનાના કોઈ એક કૂવામાંથી બે ઓરતોને જીવતી બહાર કાઢવામાં આવી. એક જુવાન પણ આંધળી હતી, અને બીજી વૃદ્ધ હતી. વૃદ્ધ ઓરતે કહ્યું કે મારે એક જ પુત્ર હતો જેને સિપાઈઓએ ઘરમાં ઘૂસીને કતલ કર્યો. જ્યારે તેની કતલ ચાલતી હતી ત્યારે કેટલાક સિપાઈઓએ તેની આંધળી બહેનના સતીત્વ ઉપર હુમલો કરવાનો વિચાર કર્યો. પણ તે પોતાના ઘરના કૂવાથી પરિચિત હતી તેથી દોડીને તેમાં પડી, અને તેની સાથે જ હું પણ કૂવામાં કૂદી પડી. અમે બંને પાણીમાં ડૂબકી ખાતી હતી ત્યારે કોઈકે આવીને અમને બહાર કાઢી.

"દિલ્હીમાં એવા પણ કેટલાક લોકો હતા કે જ્યારે તેમની સ્ત્રીઓની આબરૂ ઉપર હુમલો થવા લાગ્યો ત્યારે તેમણે પોતે હાથે પોતાની વહુદીકરીઓને મારી નાખી અને પછી પોતે પણ આત્મહત્યા કરી."[૪૮]

મંદિરો તથા મસીદોનું અપમાન

દિલ્હીવાસીઓની ધાર્મિક લાગણીને કઈ રીતે દૂભવવામાં આવી હતી તે સંબંધે ખ્વાજા હસન નિઝામી લખે છેઃ—

"અંગ્રેજી સેનાના મુસલમાન સિપાઈઓ હિંદુઓનાં મંદિરોમાં ઘૂસી ગયા અને તેને ભ્રષ્ટ કર્યાં, જ્યારે અનેક હિંદુ સિપાઈઓએ મસીદોને ભ્રષ્ટ કરી. દિલ્હીની મોટી જુમામસીદને શીખ સિપાઈઓની બરાક બનાવવામાં આવી; પાયખાનાં અને પેશાબઘર પણ આ મસી-

૪૮ પૂર્વોક્ત પુસ્તક, પૃષ્ઠ ૬૭.

દમાં જ બનાવવામાં આવ્યાં. મિનારાની નીચે હલવો પકવવામાં આવતો અને સુવ્વર પણ કાપીને પકવવામાં આવતાં હતાં. અંગ્રેજોની સાથેના કૂતરાઓ અંદર ફરતા હતા. જીનતુલમસ્જિદ નામની એક મસીદમાં ગોરાઓનું રસોડું બનાવવામાં આવ્યું અને નવાબ હામીદઅલીખાંની મશહૂર મસીદમાં ગધેડાં બાંધવામાં આવ્યાં. અકબરાબાદી નામની એક આલેશાન મસીદ કિલ્લાની નીચે જ હતી જેને જમીનદોસ્ત કરી દેવામાં આવી. આ રીતે બીજી અનેક નાનીમોટી મસીદોનો પણ નાશ કરવામાં આવ્યો."[૪૯]

નવેસરથી દિલ્હી આબાદ થયું

પછી નવેસરથી દિલ્હી શહેર આબાદ બન્યું. પ્રથમ કેટલાક હિંદુઓને ભારે દંડ લઈને મોહલ્લામાં વસવાની રજા આપવામાં આવી. ત્યાર બાદ ઈ. સ. ૧૮૫૮ના માર્ચમાં મુસલમાનોને પાસ લઈને નગરમાં વસવાની રજા આપી. છતાં ઈ. સ. ૧૮૫૯ સુધી મુસલમાનોનાં ખાસ મકાનો ઉપર સરકારી જપ્તી હતી ને મુસલમાનો કોઈ અમલદારના પરવાના વગર છૂટથી શહેરમા હરીફરી શકતા નહોતા.

દિલ્હીના રાજકુટુંબનો અંત

દિલ્હીની હકીકત પૂરી કરતા પહેલાં એક બાબતનું વર્ણન કરવાનું જ હવે બાકી રહે છે. આ બાબતને તે દિલ્હીના રાજવંશનો એટલે કે સમ્રાટ બાબર તથા સમ્રાટ અકબરના વંશજોનો કેવો અંત આવ્યો તે વિપ્લવની શરૂઆતમાં દિલ્હીના લાલ કિલ્લામાં સમ્રાટ બહાદુરશાહના કુટુંબીઓની ઘણી મોટી સંખ્યા રહેતી હતી. આમાના અનેક શાહજાદાઓને પકડી પકડીને ફાંસીએ ચડાવ્યા. શાહજાદો મિરજાકૈયર બાદશાહ શાહઆલમનો પુત્ર હતો, અને એટલો બધો વૃદ્ધ હતો કે વિપ્લવમાં ભાગ લેવાનું તેને માટે અશક્ય હતું. છતાં તેને પણ પકડીને ફાંસીએ લટકાવી દીધો. શાહજાદો મિરજા મોહમ્મદશાહ બાદશાહ અકબરશાહનો પૌત્ર હતો અને આજીવન રોગી હોવાથી સીધો ચાલી પણ શકતો નહિ, છતાં તેને પણ એવી જ રીતે ફાંસીએ લટકાવ્યો. કેટલાક શાહજાદાઓને જેલમાં રાખ્યા; તેમની પાસે ચક્કી પિસાવવામા આવી. જો તેઓ પોતાને સોંપેલું કામ પૂરું કરી શકતા નહિ તો તેમની પીઠ પર કોરડાનો માર પડતો હતો. બિચારા થોડા દિવસોમાં જ

૪૯ પૂર્વોક્ત પુસ્તક, પૃષ્ઠ ૮૪.

માર ખાઈ ખાઈને જીવનની કેદમાંથી મુક્ત થઈ ગયા. બહાદુરશાહનો એક પુત્ર મિરજાકોયાશ દિલ્હીની આસપાસનાં જંગલોમાં એક વાર ઘોડા ઉપર સવાર ચયેલો ફરતો દેખાયો; માથે ટોપી નહોતી અને ચહેરો ધૂળથી રોળાગેલો હતો. હડસન તેની શોધમાં ઘૂમતો હતો. પણ ત્યારથી આજ સુધી મિરજાકોયાશનું શું થયું એ જાણી શકાયું નથી. અનેક શાહજાદાઓ અને શાહજાદીઓ દિલ્હીની બહાર ઘરબાર ભટકતાં ફરતાં હતાં. બહાદુરશાહની એક બેટી ગમેયાબેગમે ભૂખનું દુખ સહન ન થવાથી લાચાર બનીને આખરે દિલ્હીના એક હુસેની બખરચી સાથે શાદી કરી લીધી. ફાતમાસુલતાન નામની બહાદુરશાહની બીજી બેટી ઈસાઈ પાદરીઓની એક જનાના સ્કૂલમાં નોકરી કરવા લાગી. જે શાહજાદીઓ એક વાર પોતાના ઘરમાં બેઠી બેઠી હજારોની ખેરાત કરતી હતી તે હવે થોડા મહિનામાં જ ઘેરઘેર રોટલાના ટુકડા માટે ભીખ માગતી ભટકવા લાગી.

### બાદશાહ બહાદુરશાહનો અંત

બાદશાહ બહાદુરશાહ, બેગમ જિન્નતમહલ અને શાહજાદા જવાંબખ્તને કેદ કરીને રંગૂન મોકલી આપ્યા. રંગૂનમાં અંગ્રેજોની કેદમાં જ ઈ. સ. ૧૮૬૩માં બાદશાહ બહાદુરશાહ મરણ પામ્યો, અને તેની સાથે જ દિલ્હીના પ્રસિદ્ધ રાજકુળનું છેલ્લું ચિહ્ન દુનિયા પરથી ભૂંસાઈ ગયું.

# પ્રકરણ અડતાળીશમું

## અયોધ્યા અને બિહાર

### બેગમ હઝરતમહલ

હવે આપણે લખનૌ તરફ વળીએ. ખરું જોતાં સત્તાવન-અઠ્ઠાવનના સ્વાતંત્ર્યસંગ્રામ દરમિયાન વીરતા અને બલિદાન બન્નેમાં દિલ્હી કરતાં અયોધ્યાનું સ્થાન વધારે ચડિયાતું દેખાય છે. દિલ્હી પડયા પછી ૭ મહિના સુધી અયોધ્યા અને લખનૌમાં સ્વાધીનતાનો વાવટો ફરકતો રહ્યો હતો.

ચિનહટના વિજય પછી અયોધ્યાની પ્રજાએ કેદી નવાબ વાજીદઅલીશાહના પુત્ર બિરજીસકદરને લખનૌના સિંહાસને બેસાર્યો, અને નવાબ બિરજીસકદર સગીર વયનો હોવાથી તેની માતાના હાથમાં શાસનની લગામ સોંપવામાં આવી. અયોધ્યાના બધા જમીનદારો તથા પ્રજાએ હર્ષપૂર્વક બેગમ હઝરતમહલને પોતાના અધિરાજ તરીકે સ્વીકારી લીધી.

બેગમ હઝરતમહલની પ્રશંસા કરતાં રસલ લખે છે :—

"બેગમમાં ભારે પરાક્રમશીલતા અને યોગ્યતા દેખાય છે. × × × બેગમે આપણી સાથે અણનમ યુદ્ધની ઘોષણા કરી દીધી છે. આ રાણીઓની તથા બેગમોની પરાક્રમશીલતા જોઈને લાગે છે કે જનાનખાનામાં રહી રહી પણ તેઓ પુષ્કળ સાચેસાચી માનસિક શક્તિ પોતાનામાં પેદા કરી લે છે."[1]

બેગમે પ્રથમ નવાબ બિરજીસકદર તરફથી અયોધ્યાની સ્વાધીનતાનો

---

[1] "The Begum exhibits great energy and ability. . . . The Begum declares undying war against us. It appears from the energetic characters of these Ranees and Begums that they acquire in their Zenanas and Harems a considerable amount of actual mental power. . . ."—Russell's *Diary*, p. 275.

શુભ સંદેશ અનેક ભેટો સહિત સમ્રાટ બહાદુરશાહની સેવામાં દિલ્હી મોકલ્યો. ત્યાર પછી તેણે રાજા બાલકૃષ્ણસિંહને પોતાનો મુખ્ય મંત્રી બનાવ્યો, અને આ કઠિન સમયમાં પણ રાજ્યનાં બધા ખાતાંઓની નવેસરથી વ્યવસ્થા કરીને એકવાર સમસ્ત અયોધ્યામાં શાંતિ અને સુશાસનની સ્થાપના કરી.

**લખનૌની રેસિડેન્સી**

અયોધ્યાના અંગ્રેજો તથા ત્યાંનું અંગ્રેજી રાજ્ય આ વખતે લખનૌની રેસિડેન્સીમાં સમાઈ ગયું હતું, એ હકીકત અગાઉ આપવામાં આવી છે. રેસિડેન્સીની બહાર સમસ્ત અયોધ્યામાં કોઈ જગાએ અંગ્રેજોના રાજ્યનું નામનિશાન નહોતું. રેસિડેન્સીનો ઘેરો ચાલુ હતો.

ઈ. સ. ૧૮૫૭ના જુલાઈની ૨૦મીએ લખનૌની વિપ્લવકારી સેનાએ રેસિડેન્સી ઉપર હુમલા કરવાનું શરૂ કર્યું. કેટલા ય દિવસો સુધી બંને પક્ષે તોપોનો મારો ચાલુ હતો. કેટલી ય વાર રેસિડેન્સી ઉપરનો અંગ્રેજી વાવટો તૂટીને નીચે પડ્યો, પણ દરેક વાર તેને સ્થાને નવો વાવટો ચડાવવામાં આવતો હતો. રેસિડેન્સીમા શીખ સિપાઈઓ અંગ્રેજોને તનતોડ સહાય આપતા હતા. બહારના ભારતીય સૈનિકોએ આ શીખોને સમજાવીને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ.

અયોધ્યાનો ચીફ કમિશ્નર સર હેનરી લૉરેન્સ પંજાબના ચીફ કમિશ્નર સર જૉન લૉરેન્સનો ભાઈ હતો. તે આ સગ્રામોમાં એક દિવસ વિપ્લવકારીઓની ગોળીથી વીંધાયો; મેજર બેંક્સે તેનું સ્થાન લીધુ. થોડા દિવસો પછી મેજર બૅંકસને પણ ગોળી લાગી અને મરણ પામ્યો. હવે તેનું સ્થાન બ્રિગેડિયર ઇંગ્લિસે સંભાળ્યું. લખે છે કે આ દરમિયાન વિપ્લવકારીઓએ રેસિડેન્સીની દીવાલનો કેટલોક ભાગ તોડી નાખ્યો હતો; અંદરનાં કેટનાં ય મકાનો પણ વિપ્લવકારીઓના ગોળાથી ભસ્મીભૂત થઈ ગયા.

રેસિડેન્સીની અંદરની હાલત સારી પેઠે નિરાશાજનક હતી. તેમણે મદદ માટે વારંવાર પોતાના ગુપ્ત દૂતો કાનપુર મોકલ્યા, જેમાના ઘણા પકડાઈ ગયા અને માર્યા ગયા. ૨૫મી જુલાઈએ બ્રિગેડિયર ઇંગ્લિસને સમાચાર મળ્યા કે જનરલ હેવલૉક કાનપુરથી મદદ માટે રવાના થઈ ચૂક્યો છે અને પાચ–છ દિવસમાં લખનૌ આવી પહોંચશે. પરંતુ પાચ–છ દિવસ પછી હેવલૉક તો ન આવ્યો, પણ વિપ્લવકારીઓનો ફરી વારનો એક જોરદાર હુમલો રેસિડેન્સી ઉપર આવ્યો. રેસિડેન્સીની દીવાલનો એક મોટો ભાગ તૂટી પડ્યો. દીવાલ ઉપર સંગીનો અને તલવારોની લડાઈ શરૂ થઈ. લખે

છે કે એ દિવસે વિપ્લવકારીઓએ કેટલાય અંગ્રેજ સિપાઈઓની સંગીનો પણ છીનવી લીધી. પણ આખરે તેઓ નગર તરફ પાછા ફર્યા.

ત્યાર બાદ ૧૮મી ઓગસ્ટે ત્રીજી વાર વિપ્લવકારીઓએ રેસિડેન્સી ઉપર હુમલો કર્યો. હજી સુધી હેવલોક તથા તેની સેનાનું કશું ઠેકાણું નહોતું. એટલામાં બ્રિગેડિયર ઇંગ્લિસને હેવલોકનો એક પત્ર મળ્યો, જેમાં લખ્યું હતું કે "હું હજુ ઓછામાં ઓછા પચીસ દિવસ સુધી તો લખનૌ પહોંચી શકીશ નહિ." રેસિડેન્સીના અંગ્રેજો બહુ જ ગભરાઈ ગયા, તથા મૂંઝાયા. રસદનો સામાન એટલો બધો ઘટી ગયો કે દરેકને અર્ધા ભોજન જેટલો જ ખોરાક મળવા લાગ્યો.

છતાં લખનૌના વિપ્લવકારીઓ આ કાળ દરમિયાન રેસિડેન્સીને પૂરી રીતે જીતીને ત્યાંના અંગ્રેજોને કેદ ન કરી શક્યા કે તેમને પૂરા ન કરી શક્યા. આનું કારણ એ હતું કે દિલ્હી પ્રમાણે જ લખનૌમાં પણ કોઈ એક પ્રભાવશાળી અને યોગ્ય નેતાની ખામી હતી. અથવા તો કદાચ તેઓ એવા ભરોસે રહ્યા હોય કે રસદની તંગી તથા ગોળાથી ગભરાઈને જાતે જ અંગ્રેજો આત્મસમર્પણ કરી દેશે. બીજી બાજુથી અંગ્રેજો હેવલોક અને તેની સેનાને માટે આતુર થઈ રહ્યા હતા. આથી હવે અમે રેસિડેન્સીની વાત અહીં અટકાવીને હેવલોક તરફ વળીએ છીએ.

**જનરલ હેવલોકની લખનૌ તરફ કૂચ**

સત્તાવનના જુલાઈની ૨૯મીએ હેવલોકે કાનપુરથી નીકળીને ગંગા વટાવી. તે આ વખતે લખનૌના અંગ્રેજોને મદદ પહોંચાડવા બહુ આતુર હતો. કાનપુરથી લખનૌનું અંતર આશરે ૪૫ માઈલથી થોડુંક ઓછું છે; ચાર દિવસમાં લખનૌ પહોંચી જવાનો હેવલોકને વિશ્વાસ હતો. તેની સાથે દોઢ હજારની ફોજ તથા તેર તોપો હતી

પરંતુ ગંગા નદી ઓળંગીને હેવલોકે જેવો અયોધ્યાની ભૂમિ ઉપર પગ મૂક્યો કે તરત જ તેને સમજાયું કે લખનૌ પહોંચવું એટલું સરળ નથી. અયોધ્યાની તસુ તસુ જમીનમાં સ્વાધીનતાની આગ સળગતી હતી. એક એક જમીનદારે પોતાની પાસે સો સો બસો બસો માણસો જમાવીને હેવલોકની સેનાને ખાળવાનો નિશ્ચય કરી લીધો. માર્ગમાં આવતા દરેક ગામ ઉપર સ્વાધીનતાનો લીલો વાવટો ઊડતો હતો. હેવલોકને પહેલી લડાઈ ઉન્નાવમાં લડવી પડી. ત્યાંથી જેમતેમ કરીને હેવલોક આગળ વધ્યો. બીજો સંગ્રામ બશીરતગંજમાં થયો. આ બન્ને સંગ્રામો ૨૯મી જુલાઈએ જ

થયા. આ લડાઈઓમાં હેવલોકની સેનાનો છઠ્ઠો ભાગ ખલાસ થઈ ગયો. ૩૦મી જુલાઈએ હેવલોકને બશીરતગંજથી પાછા હઠીને પોતાની સેના સહિત મંગળવારમાં રોકાવું પડ્યું.

આ તરફ હેવલોક લખનૌ તરફ ગયાના સમાચાર જ્યારે નાનાને મળ્યા ત્યારે તેણે ફરી એક વાર કાનપુર ઉપર હુમલો કરવાની તૈયારી કરી. લાચાર થઈને હેવલોકને જ્યાં આગસ્ટ સુધી મંગળવારમાં રોકાઈ રહેવું પડ્યું.

ત્યાર પછી હેવલોક ફરી લખનૌ તરફ આગળ વધ્યો. બશીરતગંજમાં જ ફરી તેને વિપ્લવકારીઓ સાથે યુદ્ધ કરવું પડ્યું. આ દિવસના સંગ્રામમાં હેવલોકના ત્રણસો આદમીઓ માર્યા ગયા. તેના દોઢ હજાર સિપાઈઓમાંથી હવે માત્ર સાડા આઠસો બાકી રહ્યા હતા. લાચાર બનીને હેવલોકને બીજી વાર ગંગા તરફ પાછા હઠવું પડ્યું.

અયોધ્યાની ગ્રામજનતાનું આ વીર પરાક્રમ જોઈને ઇતિહાસલેખક ઇન્સ લખે છેઃ "ઓછામાં ઓછું અયોધ્યાનિવાસીઓના સંગ્રામને તો આપણે સ્વાધીનતાનું યુદ્ધ માનવું પડશે."[૨]

૧૧મી ઓગસ્ટે હેવલોક ત્રીજી વાર બશીરતગંજ તરફ આગળ વધ્યો. ત્રીજી વાર તેને ગ્રામવાસીઓ સાથે યુદ્ધમાં ઊતરવું પડ્યું અને ત્રીજી વાર પણ જનરલ હેવલોકને પાછા હઠીને મંગળવારમાં જ રોકાવું પડ્યું.

### નાનાસાહેબના મનસૂબા

દરમિયાન નાનાસાહેબને સાગર, ગ્વાલિયર વગેરે સ્થળેથી પૂરતી મદદ મળી ચૂકી હતી. નાનાએ ફરી એક વાર કોઈ બીજે સ્થળેથી ગંગા પાર કરીને કાનપુર ઉપર હુમલો કર્યો. જનરલ નીલ કાનપુરમાં હતો; તેની પાસે નાનાની સામે થવા પૂરતી સેના નહોતી. તેણે તરત જ હેવલોકને સમાચાર આપ્યા. હેવલોક માટે હવે લખનૌ તરફ આગળ જવાનું અસંભવિત થઈ ગયું. ૧૨મી ઓગસ્ટે ફરી ગંગા પાર કરીને હેવલોકને કાનપુર તરફથી પાછા ફરવું પડ્યું.

### અયોધ્યાવાસીઓની હિંમત

હેવલોકે ગંગા પાર કરતાં જ અયોધ્યાવાસીઓની હિંમત બમણી વધી ગઈ. ઇતિહાસલેખક ઇન્સ લખે છેઃ—

૨ "At least the struggle of the Oudhians must be characterised as a War of Independence."—Innes' *Sepoy Revolt*.

"અયોધ્યાથી આપણી સેના પાછી ફરી તેનું પરિણામ એ આવ્યું કે જેની કલ્પના પણ કદાચ હેવલૉકે નહિ કરી હોય. તાલુકદારોએ આ પાછા હઠવાનો સ્પષ્ટ અર્થ એ કર્યો કે અંગ્રેજોએ અયોધ્યાનો પ્રદેશ ખાલી કરી દીધો છે. હવે તેમણે લખનૌ દરબારને ખુલ્લી રીતે પોતાના શિરતાજ તરીકે સ્વીકારી લીધો. અને જો કે એ સરકારને મદદ કરવા માટે તેઓ લખનૌ ગયા નહિ, પણ લખનૌની જે આજ્ઞાઓ તેમણે હજુ સુધી નહોતી માની તે માનવાનું તેમણે શરૂ કરી દીધું. લખનૌ દરબારે એમની પાસે જેટલું જેટલું સૈન્ય માગ્યું તેટલું બધું લખનૌ પહોંચતું કરવામાં આવ્યું." ૩

આ આશ્ચર્યજનક પ્રભાવ ઉત્પન્ન થવાનું કારણ ખરી રીતે ઉન્નાવ અને બશીરતગંજના ગ્રામવાસીઓની વીરતા હતી.

### હેવલૉકની ગભરામણ

કાનપુર પહોંચતાં જ હેવલૉકને સમાચાર મળ્યા કે નાનાસાહેબે બિઠૂર ફરી કબજે કરી લીધું છે. ૧૭મી ઑગસ્ટે હેવલૉકે નાનાની સેના ઉપર ચડાઈ કરી. એક ભયંકર સંગ્રામ લડાયા પછી બંને પક્ષોની સેનાઓને પાછા હઠવું પડ્યું. હવે હેવલૉકે જાણ્યું કે નાનાએ એક આથી પણ વધારે વિશાળ સેના જમનાને કિનારે કાલ્પીમાં એકઠી કરી રાખી છે. જો હેવલૉક લખનૌ તરફ આગળ વધત તો નાના તત્કાળ આવીને કાનપુર ફરી જીતી લેત. ગભરાઈને હેવલૉકે કલકત્તા સંદેશો મોકલ્યો:—

"અમે ભયંકર સંકટમાં સપડાયા છીએ. જો મદદ માટે વધારે સેના નહિ આવે તો અંગ્રેજી સેનાને લખનૌનો વિચાર પડતો મૂકીને અલાહાબાદ પાછા આવવું પડશે. આ ભયંકર આપત્તિનો બીજો કોઈ ઇલાજ નથી."૪

### નવી અંગ્રેજી સેના

નાના હજી કાલ્પીમાં તૈયારી કરતો હતો ત્યાં જ હેવલૉકના સંદેશા

---

૩ *The Sepoy Revolt*, by Innes.

૪ "We are in a terrible fix. If now reinforcements do not arrive, the British army can not escape the terrible fate of abandoning Lucknow and retreating to Allahabad."—Havelock's message to Calcutta.

આખરે હેવલોક અને ઑટ્રામ જેવા સેનાપતિઓને રેસિડેન્સીમાંથી મુક્ત કરવા તથા લખનૌ ફરી વાર જીતી લેવા માટે કૅમ્પબેલે જાતે ૨૭મી ઑક્ટોબરે કલકત્તા છોડયું. સાથેસાથ કર્નલ પોવેલ અને કૅપ્ટન પીલના હાથ નીચે એક તરીસેના પણ કલકત્તાથી અલાહાબાદ તરફ રવાના કરવામા આવી. આ તરીસેનાને પણ વિપ્લવકારીઓ સાથે અનેક સ્થળે લડવું પડયું; અને એક સ્થળે કર્નલ પોવેલ મરાયો.

૩જી નવેમ્બરે કૅમ્પબેલ કાનપુર પહોંચ્યો. હવે તેણે કાનપુરમાં વિશાળ પાયા ઉપર એક જબરદસ્ત ફોજ એકઠી કરવાનું શરૂ કર્યું. આ સેના બ્રિગેડિયર જનરલ ગ્રાંટના હાથ નીચે એકઠી કરવામા આવી તરીસેના પણ કાનપુર આવી પહોંચી. દિલ્હીની અંગ્રેજી સેના અત્યાર સુધીમાં આઝાદ થઈ ચૂકી હતી. દિલ્હીની આ સેના લઈને જનરલ ગ્રેટહેડ દિલ્હીથી કાનપુર સુધીમાં વિપ્લવકારીઓનું દમન કરતો કાનપુર પહોંચી ગયો.

**ગ્રેટહેડની કાનપુર તરફ કૂચ**

એક અંગ્રેજ ઇતિહાસલેખક લખે છે કે વિપ્લવની શરૂઆતથી માંડીને નવેમ્બર સુધીમા દિલ્હીની પૂર્વનો બધો પ્રદેશ વિપ્લવકારીઓના હાથમાં હતો, પરંતુ આ અમલથી જનતા જરા પણ દુખી થઈ નહોતી.

> "લોકોએ ખેતરો ખેડયા કર્યાં એટલું જ નહિ, પણ પહેલા કરતાં હવે વળી ખેતીનું પ્રમાણ પુષ્કળ વધ્યું હતું. વિપ્લવકારીઓ પોતાની જરૂરિયાતો પૂરી કરી લેતા હતા, એ સિવાય બીજો કોઈ પણ અન્યાય કરવાનું તેઓ સાહસ કરતા નહોતા."[૫]

પણ જનરલ ગ્રેટહેડ દિલ્હીથી કાનપુર સુધીની કૂચમા માર્ગના બધાં ગામોને બાળવામા અને નિર્દોષ જનતાનો સંહાર કરવામા જનરલ નીલને પણ વટી ગયો. એક છેડાથી બીજા છેડા સુધી તેની સેનાએ ગ્રામવાસીઓનો પશુઓની જેમ શિકાર કર્યો આ દુઃખકર વર્ણનને આથી વિશેષ વર્ણવવાની અમને જરૂર જણાતી નથી

**આલમબાગ માટે નવી અંગ્રેજી સેના**

પ્રથમ જનરલ ગ્રાંટ આ નવી વિશાળ સેના સહિત આલમબાગ

૫ "The people not only cultivated but in many districts as extensively as ever In fact beyond supplying their necessity, the rebels did not venture to assume the character of tyrants of the country.'—*Narrative of the Indian Revolt*

પહોંચ્યો. કાનપુર અને કાલ્પીની વચ્ચેના પ્રદેશમાં નાનાસાહેબના પ્રયત્નો હજુ ચાલુ હતાં, જેનું વર્ણન આગળ ઉપર આપવામાં આવશે. કેમ્પબેલે થોડીક ગોરી સેના, થોડીક શીખ સેના અને થોડીક તોપો આપીને વિંડહામને કાનપુરના રક્ષણનો ભાર સોંપ્યો, અને પોતે જનરલ ગ્રાંટની પાછળ ગંગા ઓળંગીને ૯મી નવેમ્બરે આલમબાગ પહોંચ્યો.

અંગ્રેજોનો જાસૂસ કેવેના

રેસિડેન્સીના અંગ્રેજ કેદીઓ સાથે આ વખતે પત્રવ્યવહાર ચલાવવો અશક્ય હતો. કેમ્પબેલે કેવેના નામના એક અંગ્રેજનું મોં કાળું કર્યું, તેને હિંદુસ્તાની પોશાક પહેરાવ્યો અને પછી રાત-વખતે હિંદુસ્તાની ગુપ્તચરની સાથે રેસિડેન્સીમાં મોકલ્યો. કેવેનાએ ત્યાંથી પાછા ફરીને કેમ્પબેલને અંદરની હાલતના સમાચાર આપ્યા.

૧૪મી નવેમ્બરે કેમ્પબેલની સેનાએ રેસિડેન્સી તરફ વધવાની શરૂઆત કરી. હેવલોક અને ઔટ્રામે અંદરથી વિપ્લવકારી સેના ઉપર હુમલો કર્યો, અને કેમ્પબેલની સેનાએ તેમને બહારથી દબાવવાની શરૂઆત કરી. કંપનીની સેનામાં આ વખતે હેવલોક, ઔટ્રામ, પીલ, ગ્રેટહેડ, દિલ્હીનો પ્રસિદ્ધ હડસન, હોપ ગ્રાન્ટ, આયર અને ખુદ કમાંડર-ઇન-ચીફ કોલિન કેમ્પબેલ જેવા જબરદસ્ત સેનાપતિઓ હતા. ઉપરાંત ઇંગ્લાંડ, ચીન વગેરે સ્થળેથી આવેલી નવી અંગ્રેજી પલટનો, દિલ્હીના અનુભવી અંગ્રેજો, શીખો અને બીજી પંજાબી પલટનો સામેલ હતી.

સિકંદરબાગનો સંગ્રામ

૧૪મી નવેમ્બરની સાંજ સુધીમાં કેમ્પબેલની સેના દિલખુશબાગ સુધી પહોંચી. ૧૬મીએ આ સેનાએ સિકંદરબાગ ઉપર ચડાઈ કરી. એક ખૂનખાર લડાઈ થઈ. જેમાં વિપ્લવકારી સેનાએ તથા સામી બાજુની શીખ સેનાએ અત્યંત વીરતા બતાવી. ગોળાઓની ઝડીમાં એક સિપાઈ પ્રથમ સિંકદરબાગની દીવાલ ઉપર ચડતો નજરે પડ્યો. સામેથી તેની છાતીમાં ગોળી વાગી; તે ત્યાં જ મરણ પામ્યો. ત્યાર પછી જનરલ કૂપર અને જનરલ લમ્સડેન પણ એ જ દીવાલ ઉપર માર્યા ગયા. આખરે પોતાના સાથીઓને ખૂંદતા ખૂંદતા શીખો તથા અંગ્રેજો સિંકદરબાગમાં પ્રવેશ્યા. એટલામાં કંપનીની સેનાએ બીજા એક ભાગમાં થઈને પણ બાગમાં પ્રવેશ કર્યો. સિકંદરબાગની હિંદુસ્તાની સેનાએ જે અદ્ભુત વીરતાથી એ દિવસે સિકંદરબાગનો બચાવ કર્યો એ સંબંધી ઇતિહાસલેખક માલેસન લખે છેઃ—

"આ વાડા (સિકંદરબાગ) નો કબજો મેળવવા માટે જે સંગ્રામ થયો એ અત્યંત રક્તમય હતો અને માથું હાથમાં રાખીને જ લડવામાં આવ્યો હતો. વિપ્લવકારીઓએ પ્રાણની પરવા કર્યા વિના પૂરી વીરતાપૂર્વક યુદ્ધ કર્યું. આપણી સેના રસ્તો ચીરતી અંદર ઘૂસી ગઈ, તો પણ સંગ્રામ બંધ ન થયો. દરેક ઓરડા માટે, દરેક સીડી માટે તથા દરેક મિનારાને ખૂણે ખૂણે લડાઈ થઈ. કોઈએ કોઈની દયા માગી નહિ તેમ કોઈએ કોઈના ઉપર દયા કરી પણ નહિ. આખરે જ્યારે આક્રમક સેનાએ સિકંદરબાગ કબજે કરી લીધો ત્યારે ચારે બાજુ બે હજાર કરતાં પણ વધારે વિપ્લવકારીઓની લાશો ખડકાઈ હતી. કહેવાય છે કે સિકંદરબાગના રક્ષણ માટે જેટલી સેના રાખવામાં આવી હતી તેમાંથી કેવળ ચાર જ માણસો જીવ લઈને નાઠા, અને આ ચારના નાસી જવાની હકીકત પણ સંદિગ્ધ છે."[૧]

એ દિવસે લખનૌનો સિકંદરબાગ અક્ષરશઃ લોહીનું તળાવ બન્યો હતો.

### નવ દિવસ સુધી સતત સંગ્રામ

ત્યાર પછી ચોવીશ કલાક સુધી દિલખુશબાગ, આલમબાગ અને શાહનજફમાં અતિ ભયંકર જંગ મચ્યા; બીજે દિવસે મોતીમહેલમાં પણ એટલી જ ભયંકર લડાઈ થઈ. ૨૩મી નવેમ્બર સુધી યુદ્ધ ચાલુ રહ્યું. પરંતુ દિલ્હીના પતનથી અંગ્રેજોનો ઉત્સાહ વધી ગયો હતો, જ્યારે વિપ્લવકારી નેતાઓનાં દિલ ભાંગી ગયાં હતાં. આખરે નવ દિવસના સતત સંગ્રામ પછી ૨૩મી નવેમ્બરે કોલિન કેમ્પબેલની સેના અને રેસિડેન્સીની અંદરની સેના એકબીજાને મળી ગઈ.

### રક્તમાં તરતું લખનૌ

એ સમયે લખનૌ શહેર આખું રક્તમાં તરતું જણાતું હતું રેસિડેન્સીના અંગ્રેજોનો ઘેરામાંથી છુટકારો થયો. છતાં આખું શહેર હજી સુધી વિપ્લવકારીઓના હાથમાં હતું. દરમિયાન ૨૪મી નવેમ્બરે જનરલ હેવલોક મરણ પામ્યો. સર કોલિન કેમ્પબેલે રેસિડેન્સી છોડીને આલમબાગમાં સેના તથા તોપો એકઠી કરી, ઔટ્રામને ત્યાંનો સેનાપતિ નીમ્યો અને લખનૌ શહેર ઉપર હુમલો કરવાની તૈયારી કરી. એટલામાં કેમ્પબેલને સમાચાર મળ્યા કે નાનાસાહેબના પ્રસિદ્ધ મરાઠા સેનાપતિ તાત્યા ટોપેએ કાનપુરની

૧ G. B. Malleson's *Indian Mutiny*, vol ii, p. 132

અંગ્રેજી સેનાને હરાવીને ફરી નગર હસ્તગત કર્યું છે. કેમ્પબેલે હવે ઔટ્રામને લખનૌ રાખ્યો, અને પોતે પાછો કાનપુર જીતવા ચાલ્યો.

હવે અમારે લખનૌને થોડી વાર અહીં પડતું મૂકીને તાત્યા ટોપે તથા કેમ્પબેલનાં યુદ્ધોનું વર્ણન આપવું પડશે.

**તાત્યા ટોપે**

૧૬મી જુલાઈએ હેવલોકની સેનાએ અલાહાબાદથી આવીને કાનપુર જીતી લીધું હતું. પોતાનો ભાઈ બાલાસાહેબ, ભત્રીજો રાવસાહેબ, સેનાપતિ તાત્યા ટોપે, ઘરની સ્ત્રીઓ અને ખજાના સહિત નાનાસાહેબ ૧૭મી જુલાઈએ સવારે જ બિઠૂરથી નીકળી ફતેહપુર ચાલ્યો ગયો હતો. જનરલ હેવલોક ઉપર ફરી હુમલો કરવા માટે નાના સેના એકઠી કરતો હતો. તાત્યા ટોપેને તેણે શિવરાજપુર મોકલ્યો. શિવરાજપુર પહોંચીને તાત્યાએ કંપનીની ૪૨મા નંબરની પલટનને પોતાના પક્ષમાં લઈ લીધી. આ પલટનની મદદથી તેણે જઈને ફરી બિઠૂર હસ્તગત કર્યું, અને હેવલોક જ્યારે લખનૌ જવા માગતો હતો ત્યારે તેની સેના ઉપર પાછળથી હુમલો કર્યો, જેથી હેવલોકને લખનૌ જવાનો વિચાર પડતો મૂકીને પાછા હટવું પડ્યું. ૧૬મી ઑગસ્ટે હેવલોકની સેનાએ તાત્યાની સેના ઉપર ફરી વિજય મેળવ્યો. તાત્યા ટોપે ફરી બચેલી સેના સહિત ભાગીને નાનાની પાસે ફતેહપુર પહોંચ્યો; ત્યાંથી તે ગુપ્ત રીતે ગ્વાલિયર પહોંચ્યો. ગ્વાલિયરની નજીક મુરારની છાવણીમાં કંપનીની સહાયકારી સેના હતી જેમાં પાયદળ પલટનો, સવારો અને તોપો હતી. તાત્યાએ આ આખી સેનાને વિપ્લવના પક્ષમાં વાળી લીધી. તેમને સાથે લઈને તાત્યા મુરારથી કાલ્પી આવ્યો. કાલ્પીનો કિલ્લો જમનાની પેલી બાજુ કાનપુરથી ૪૬ માઈલ દૂર અને યુદ્ધની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વને સ્થાને હતો. ૯મી નવેમ્બરે તાત્યા ટોપેએ કાલ્પીનો કિલ્લો જીતી લીધો. નાનાએ હવે કાલ્પીને જ પોતાનું કેન્દ્રસ્થળ બનાવ્યું. બાલાસાહેબને ત્યાં નીમ્યો, અને ત્યાંથી સેના લઈને તાત્યા ટોપે ફરી એક વાર કાનપુર તરફ આગળ વધ્યો. બેશક ધૈર્ય, પરાક્રમ, સ્ફૂર્તિ અને બીજા ભારતવાસીઓને પોતાના પક્ષમા લેવાની શક્તિમા તાત્યા અદ્વિતીય હતો.

આ વખતે જનરલ વિંડહામ કાનપુરમાં હતો. ૧૯મી નવેમ્બરે તાત્યાએ વિંડહામને ઘેરીને તેને બહારથી રસદ ન મળે તેવો પ્રબંધ કર્યો. વિંડહામ પોતાની સેના સહિત તાત્યાનો મુકાબલો કરવા માટે કાનપુરથી નીકળ્યો. ૨૬મી નવેમ્બરે પાંડુ નદી ઉપર વિંડહામ તથા તાત્યાની સેના વચ્ચે ખૂન-

બાર લડાઈ થઈ. કહેવાય છે કે પહેલી વાર તો તાત્યાના પક્ષને ઘણું નુકસાન થયું, છતાં તાત્યા ટોપેની યોગ્યતાનો સ્વીકાર કરતાં ઇતિહાસલેખક માલેસન લખે છેઃ—

"વિદ્રોહી સેનાનો નેતા મૂર્ખ નહોતો. વિંડહામે તેને જે નુકસાન કર્યું, તેનાથી હરી જવાને બદલે તે અંગ્રેજ સેનાપતિની કમજોરી સારી પેઠે પામી ગયો. × × × કોઈ ખુલ્લી કિતાબની જેમ તાત્યાએ એ વખતે વિંડહામની સ્થિતિ તથા આવશ્યકતાઓ બરાબર વાંચી લીધી. તાત્યા ટોપેમાં એક સાચા સેનાપતિના સ્વાભાવિક ગુણો હતા. તેણે વિંડહામની કમજોરીઓનો લાભ ઉઠાવવાનો વિચાર કર્યો." ૭

**તાત્યાએ કાનપુર કબજે કર્યું**

બીજે દિવસે તાત્યા ટોપેની સેનાએ વિંડહામની સેનાને ત્રણે બાજુએથી ઘેરીને પાછી હઠાવવાનું શરૂ કર્યું. આમ આગળ ને આગળ વધતાં લગભગ અર્ધું કાનપુર તાત્યાના હાથમાં આવી ગયું. આ પછી ત્રણ દિવસના ચાલુ સંગ્રામ પછી કાનપુરનું આખું શહેર ફરી તાત્યા ટોપેના હાથમાં આવ્યું અને વિંડહામની સેનાને પરાજિત થઈને મેદાન છોડવું પડ્યું. અંગ્રેજી સેનાના અનેક અમલદારો આ ત્રણ દિવસની લડાઈમાં કામ આવ્યા.

ત્રીજા દિવસની લડાઈ અને અંગ્રેજી સેનાના પરાજયના સંબંધમાં એક અંગ્રેજ અમલદાર પોતાના પત્રમાં લખે છે —

"આજના સંગ્રામનું વૃત્તાંત વાંચીને તમને આશ્ચર્ય ઊપજશે. આ ઉપરથી તમને જણાશે કે અંગ્રેજી સેનાને પોતાની વિજયપતાકાઓ, પોતાના આદર્શ-વાક્યો અને પોતાની પ્રસિદ્ધ વીરતા સહિત પાછી હઠાવવામાં આવી. જે ભારતવાસીઓને આપણે તુચ્છ ગણીએ છીએ અને ચીડવીએ છીએ, તેમણે અંગ્રેજી સેના પાસેથી તેમનો કેમ્પ, તેમનો સામાન અને મેદાન બધું જ છીનવી લીધું! શત્રુને હવે કહેવાનો હક્ક પ્રાપ્ત થયો કે ફિરંગીઓને પીટ્યા છે. આ માર ખાધેલા ફિરંગીઓ પોતાની ખાઈઓમાં પાછા આવ્યા; તેમના તંબૂ ઉખેડવામાં આવ્યા, સામાન છીનવી લેવામાં આવ્યો; ઊંટ, હાથી, ઘોડા અને નોકરો તેમને છોડીને નાસી ગયા. આખી ઘટના અત્યંત શોકજનક અને લજ્જાસ્પદ છે." ૮

૭ Malleson's *Indian Mutiny*, vol iv, p 167.

૮ Charles Ball's *Indian Mutiny*, vol ii, p. 100.

### સર કોલિન કેમ્પબેલ

આ પરાજયથી લાચાર થઈને કેમ્પબેલે આખરે લખનૌ છોડ્યું. તાત્યા ટોપને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તેણે કેમ્પબેલને રસ્તામાં જ રોકવા માટે ગંગાનો પુલ તોડી નાખ્યો, અને કિનારા ઉપર તોપો માંડી. પણ કેમ્પબેલ તાત્યાની તોપોના મારામાંથી બચીને બીજી જગાએથી ગંગા પાર કરી ગયો, અને ૩૦મી નવેમ્બરે કાનપુર નજીક પહોંચ્યો. આ વખતે તાત્યા ટોપેની મદદે નાનાસાહેબ પણ કાનપુર પહોંચી ગયો હતો.

### કાનપુર ફરી અંગ્રેજોએ લીધું

માલેસન લખે છે કે સેનાપતિ તરીકે તાત્યા ટોપેની સ્વાભાવિક યોગ્યતા ઘણી વધારે હતી.[૯] ગંગાને કિનારે જ તેણે કેમ્પબેલની સેનાને ઘેરી લીધી. ૧લી ડિસેમ્બરથી ૬ઠ્ઠી ડિસેમ્બર સુધી ઘનઘોર યુદ્ધ ચાલ્યું. બંને બાજુની સંખ્યા લગભગ સરખી જ હતી. તાત્યા ટોપેની જમણી બાજુએ ગ્વાલિયરની સેના હતી. અંતે આ સેના અંગ્રેજો તથા શીખોના સંયુક્ત હુમલા સામે ઝાઝું ટકી શકી નહિ અને પાછી હટવા લાગી. વિજય કોલિન કેમ્પબેલને મળ્યો. કાનપુર નગર ફરી અંગ્રેજોના હાથમાં આવ્યું તાત્યા ટોપે પોતાની રહીસહી સેના અને તોપો સહિત દક્ષિણ તરફ ચાલ્યો ગયો. અંગ્રેજી સેનાએ તેની પૂંઠ પકડી. શિવરાજપુરમાં ફરી યુદ્ધ થયું. આ યુદ્ધમાં તાત્યા ટોપેની કેટલીક તોપો પણ અંગ્રેજોના હાથમાં આવી ગઈ, અને તાત્યા પોતે પોતાની થોડીક સેના સહિત બચીને કાલ્પી તરફ ચાલતો થયો. અંગ્રેજી સેના કાનપુર પાછી આવી. કોલિન કેમ્પબેલે આ વખતે બિઠૂરના મહેલને તોડીને જમીનદોસ્ત કર્યો.

### અયોધ્યા અને રોહિલખંડમાં દમન

દિલ્હીના પતન પછી મોટા ભાગની વિપ્લવકારી સેના અયોધ્યા તથા રોહિલખંડમાં જમા થયા કરતી હતી. હવે આ પ્રદેશ જ વિપ્લવનું એક મહત્ત્વનું કેન્દ્ર બન્યું હતું. આ પ્રદેશને ફરી જીતી લેવા માટે અયોધ્યાની પશ્ચિમના તથા દિલ્હીની પૂર્વે આવેલા બધા પ્રદેશો જીતી લેવાનું આવશ્યક હતું. કેટલાક અંગ્રેજ સેનાપતિઓ જુદાં જુદાં સૈન્યો લઈને આ કાર્ય પૂરું કરવા માટે દિલ્હી, કાનપુર વગેરે સ્થળેથી જુદી જુદી દિશામાં નીકળી પડ્યા.

---

૯ "A man of very great natural ability as leader . . ."—Malleson's *Indian Mutiny*, vol. iv, p. 186.

ગ્રામજનતાને વશ કરવા તથા તેમના ઉપર ધાક બેસાડવા માટે આ પહેલાં જે ઉપાયો જનરલ નીલ, હેવલોક અને ગ્રેટહેડે લીધા હતા એ જ ઉપાયો લેવાનું શરૂ થયું. આ બધા પ્રયત્નોમાં ઇટાવા અને ફરૂખાબાદની ઘટનાઓ વર્ણવવા યોગ્ય છે.

### ઇટાવાના પચીશ અમર શહીદો

૧૮મી ડિસેમ્બરે જનરલ વૉલપોલ થોડીક સેના અને તોપો લઈને કાનપુરથી ઉત્તરે આગળ વધ્યો. રસ્તામાં વિપ્લવકારીઓ સાથે અનેક નાનામોટા સંગ્રામો થયા. ઇટાવા નજીક રસ્તા ઉપર એક નાનું મકાન હતું. આ મકાનના છાપરા ઉપર અને દીવાલનાં કાણાંઓમાં બંદૂકો ગોઠવાયેલી હતી. આ મકાનમાં કેવળ પચીશ ભારતીય વિપ્લવકારીઓ હતા, વૉલપોલ સાથે રીતસરની એક સેના અને કેટલીક તોપો હતી. છતાં આ પચીશ વિપ્લવકારીઓએ યુદ્ધ વગર વૉલપોલને આગળ વધવા ન દીધો. વૉલપોલે તેમની સાથે સુલેહ કરવાની ઇચ્છા દર્શાવી, પણ તેમણે તે સ્વીકાર્યું નહિ. તોપોનો ડર બતાવવામાં આવ્યો; તેની પણ કશી અસર ન થઈ. ઇટાવાના આ પચીશ વીરો અને ત્યાંની બાકીની ઘટના વિષે ઇતિહાસલેખક માલેસન લખે છેઃ—

"આ લોકો સંખ્યામાં ઓછા હતા, તેમની પાસે કેવળ સાધારણ બંદૂકો હતી, પણ તેમનો ઉત્સાહ મરણિયાઓના ઉત્સાહ કરતા પણ વધારે ભયંકર હતો. આ લોકો પોતાના પવિત્ર ઉદ્દેશ ખાતર શહીદ થવાનો દૃઢ સંકલ્પ કરીને બેઠા હતા. × × × તેમના મકાનમાં હાથરતી બોંબ ફેંકવામાં આવ્યા; બહાર ભૂસું સળગાવીને તેમને ધુમાડાથી ગૂંગળાવી નાખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો; પરંતુ બધું વ્યર્થ. કાણાંમાંથી આ વિદ્રોહીઓ પોતાના આક્રમકો ઉપર સતત અને જોસપૂર્વક આગ વરસાવતા હતા. તેમણે વૉલપોલને ત્રણ કલાક સુધી રોકી રાખ્યો. આખરે એ મકાનને ફૂંકી દેવાનું નક્કી કરવામાં આવ્યું. × × × મકાનના ઊડી જવા સાથે તેના રક્ષકોને જે યશની આશા હતી તે યશ તેમને મળ્યો. તેઓ બધા શહીદ થઈ ગયા, અને બધા જ એ મકાનના ખંડેરમાં દફનાઈ ગયા." ૧૦

### ફરૂખાબાદનું પતન

ફરૂખાબાદના નવાબે પોતાની સ્વાધીનતા જાહેર કરી હતી. વૉલપોલ,

૧૦ Malleson's *Indian Mutiny*

સીટન અને ખુદ કેમ્પબેલે પોતે એમ ત્રણે જણાએ ત્રણ બાજુએથી ફરૂખા-બાદની રાજધાની ફતહગઢ ઘેરી લેવી એમ નક્કી કરવામાં આવ્યું. ફતહગઢમાં કેટલાય દિવસો સુધી ખૂનખાર યુદ્ધ ચાલ્યું. આખરે ઈ. સ. ૧૮૫૮ના જાને-વારીની ૧૪મીએ ફતહગઢ પડ્યું; નવાબ કેદી બન્યો. ઇતિહાસલેખક ફોર્બ્સ મિચેલ લખે છે કે ફરૂખાબાદના મુસલમાન નવાબને ફાંસી દેતા પહેલાં તેના આખા શરીરે સુવ્વરની ચરબી ચોપડવામાં આવી હતી.[૧૧] નાદીરખાં નામનો નાનાસાહેબનો એક સેનાપતિ પણ આ સ્થળે કેદ થયો; તેને પણ અહીં જ ફાંસી આપવામાં આવી. ચાર્લ્સ બૉલ લખે છે કે ફાંસી ઉપર ચડતી વખતે નાદીરખાંએ "તલવાર ખેંચી અંગ્રેજોને બહાર હાંકી મૂકવાના અને પોતાની આઝાદી ફરી સ્થાપવાના હિંદુસ્તાની લોકોને કસમ આપ્યા."[૧૨]

**દિલ્હીમાં ફરી સનસનાટી**

આ અરસામાં ખુદ દિલ્હીમાં ફરી કંઈક ચેતન નજરે પડવા લાગ્યું. બહાદુરશાહને કેદમાથી મુક્ત કરવા માટે નાનાસાહેબ દિલ્હી તરફ આવે છે એવી અફવા ઊડી. જો નાના દિલ્હીની નજીક આવવા લાગે તો બુઢ્ઢા સમ્રા-ટને તત્કાળ ગોળીએથી વીંધી નાખવાની ગુપ્ત આજ્ઞાઓ આ વખતે બહા-દુરશાહના અંગ્રેજ પહેરેગીરોને આપવામા આવી હતી, એમ ચાર્લ્સ બૉલ પોતાના પુસ્તકમા લખે છે.[૧૩] દિલ્હીથી અલાહાબાદ સુધીનો જમનાના કિના-રાનો બધો પ્રદેશ આ વખતે અંગ્રેજોના હાથમાં આવી ચૂક્યો હતો. હવે રોહિલખંડ અને અયોધ્યા ફરી જીતી લેવાનુ કામ કેમ્પબેલે કરવાનું હતું.

**લખનૌના વિજય માટે વિશાળ અંગ્રેજી સેના**

આ સમયે વિપ્લવનુ સૌથી મહત્ત્વનું કેન્દ્ર લખનૌ હતું. આશરે ૧૭૦૦૦ પાયદળ, ૫૦૦૦ સવાર અને ૧૩૪ તોપો સહિત કૉલિન કેમ્પ-બેલ હવે ઈ. સ. ૧૮૫૮ના ફેબ્રુઆરીની ૨૩મીએ કાનપુરથી લખનૌ જવા ઊપડ્યો. અંગ્રેજ ઇતિહાસકારો લખે છે કે આટલી વિશાળ સેના પૂર્વે કદી અયોધ્યાની ભૂમિ ઉપર જોવામાં આવી નહોતી. આ સેનામાં મોટે ભાગે અંગ્રેજો, શીખો તથા કેટલાક પંજાબીઓ હતા. રસલ લખે છે કે આ સેનાએ માર્ગનાં ગામોના ગામો બાળી મૂક્યાં.[૧૪]

૧૧ Forbes-Mitchell's *Reminiscences*

૧૨ Charles Ball's *Indian Mutiny*, vol. ii, p. 232.

૧૩ *Ibid*. vol. ii, p. 184

૧૪ Russell's *Diary*, p. 218

સ્વભાવથી પ્રતિકૂળ છે. × × × અંગ્રેજી રાજ્ય ઉખેડીને ફેંકી દઈ શકાય છે એવી જો એક વાર ખાતરી થાય તો એવો એક પણ માણસ તેમનામાં નહોતો જે આપણી વિરુદ્ધ થઈ જાય."[૧૬]

રસલ લખે છે કે અયોધ્યાના લોકો "પોતાના દેશ તથા બાદશાહ માટે દેશભક્તિથી પ્રેરાઈને લડતા હતા."[૧૭]

### મૌલવી અહમદશાહ

લખનૌમાં સૌથી વિશેષ યોગ્ય નેતા મૌલવી અહમદશાહ હતો, જેની હકીકત અગાઉ એક વાર આપવામાં આવી છે. અહમદશાહની યોગ્યતાના સંબંધમાં ઇતિહાસલેખક હોમ્સ લખે છે:—

> "ફૈઝાબાદનો મૌલવી અહમદુલ્લાહ એક એવો માણસ હતો જે પોતાની લાગણીઓ તથા પોતાની યોગ્યતા બન્નેની દૃષ્ટિએ એક મહાન આંદોલનને ચલાવવા તથા એક વિશાળ સેનાનું નેતૃત્વ લેવા માટે યોગ્ય હતો."

### વિપ્લવકારીઓમાં શિસ્તનો અભાવ

પણ દુર્ભાગ્યે લખનૌમાં આસ્તે આસ્તે અવ્યવસ્થા વધવા લાગી. જેમ દિલ્હીમાં બખ્તખાંની વિરુદ્ધ કેટલાક લોકો પ્રતિસ્પર્ધા કરતા હતા, તેવું જ લખનૌમાં મૌલવી અહમદશાહની વિરુદ્ધ થતું હતું. અહમદશાહની આજ્ઞાઓનું બરાબર પાલન થતું નહોતું.

કૅમ્પબેલ પહોંચ્યો તે પહેલાં સર જેમ્સ ઔટ્રામ ચાર હજારની સેના સહિત આલમબાગમાં ધામા નાખીને પડેલો હતો. ઔટ્રામ ઉપર એક જબરદસ્ત હુમલો કરીને તેનો નાશ કરવાનો અહમદશાહે ઘણી વાર વિચાર કર્યો, પણ અહમદશાહનું કંઈ ચાલ્યું નહિ. આ પ્રતિસ્પર્ધા એટલી હદે પહોંચી કે એક વાર કેટલાક લોકોના દબાણથી બેગમ હઝરતમહલે અહમદશાહને કેદ કર્યાનું પણ કહેવાય છે; પરંતુ સેના તથા જનતામાં અહમદશાહ

૧૬ *The Sepoy War*, by Holmes.

૧૭ "Engaged in a patriotic war for their country and their sovereign"—Russell's *Diary*, p. 275.

૧૮ "A man fitted both by his spirit and his capacity to support a great cause and to command a great army. This was Ahmadullah-the Moulvi of Fyzabad."—Holmes' *The Sepoy War*.

એટલો સર્વપ્રિય હતો કે તત્કાળ તેને મુક્ત કરવો પાડ્યો. ત્યાર પછી કેમ્પ-બેલની સેના લખનૌ પહોંચી. અહમદશાહે ફરી સેનાની નેતાગીરી સ્વીકારી. જેટલી જેટલી વાર ભારતીય સેનાએ આલમબાગ ઉપર હુમલા કર્યા તે દરેક હુમલા દરમિયાન અહમદશાહ ઘોડા ઉપર કે હાથી ઉપર સદા મોખરે લડતો નજરે પડતો હતો.

ઈ. સ. ૧૮૫૮ના જાનેવારીની ૧૫મીના સંગ્રામમાં અહમદશાહના હાથમાં ગોળી લાગી. ૧૭મી જાનેવારીએ વિપ્લવકારીઓનો વિદ્રોહી હનુમાન નામનો બીજો એક મુખ્ય સેનાપતિ પણ ઘાયલ થઈને પકડાયો. આ વખતે રાજા બાલકૃષ્ણસિંહ પણ મરણ પામ્યો. ૧૫મી ફેબ્રુઆરીએ હાથનો ઘા સાજો થતાં જ ફરી અહમદશાહ મેદાને પડ્યો. થોડા સમય પછી બેગમ હઝરતમહલ જાતે શસ્ત્ર ધારણ કરીને અને ઘોડા ઉપર સવાર થઈને યુદ્ધના મેદાનમાં ઊતરી. પરંતુ આસપાસની પ્રતિસ્પર્ધા અને અવ્યવસ્થાએ લખનૌની વિપ્લવકારી સેનાનો સાથ ન છોડ્યો.

### શહેરની મોરચાબંદી

કોલિન કેમ્પબેલ આલમબાગ પહોંચ્યો ત્યા સુધી આખું શહેર વિપ્લવ-કારીઓના હાથમા હતું. શહેર બહાર આલમબાગમાં અંગ્રેજી સેના હતી, અને શહેરમાં વિપ્લવકારીઓના પક્ષમા ત્રીસ હજાર હિંદુસ્તાની સિપાઈઓ તથા પચાસ હજાર સશસ્ત્ર સ્વયંસેવકો એકઠા થયેલા હતા. [૧૯] ગલીએ ગલીએ અને નાકે નાકે મોરચા માંડવામાં આવ્યા હતા. દરેક ઘરની દીવા-લોમાં બંદૂકો મારે કાણાં પાડવામાં આવ્યાં હતા; દરેક મોરચા ઉપર તોપો માંડવામાં આવી હતી. મહેલની ચારે બાજુ તોપો ગોઠવાઈ હતી. શહેરની ઉત્તરે ગોમતી નદી હતી; બાકીની ત્રણે બાજુએ મજબૂત કિલ્લેબંદી હતી.

### લખનૌમાં ત્રીજી વાર લોહીની નદીઓ

કેમ્પબેલના હાથ નીચે આ વખતે ગોરી અને હિંદુસ્તાની મળી આશરે ચાળીશ હજાર જેટલી કેળવાયેલી સેના હતી. આ પહેલાં અંગ્રેજોએ લખનૌ ઉપર જેટલા હુમલા કર્યા હતા, તેમાં કોઈ ઉત્તર તરફથી કર્યો નહોતો. હવે સૌથી પહેલાં ઔટ્રામે ૬ઠ્ઠી માર્ચે આ બાજુથી હુમલાની તૈયારી કરી. કોલિન કેમ્પબેલના પહોંચ્યા પછી ઉત્તર અને પૂર્વ બંને બાજુએથી હુમલા શરૂ કરવામાં આવ્યા. ૬ઠ્ઠી માર્ચથી ૧૫મી માર્ચ સુધી ઘનઘોર યુદ્ધ ચાલ્યું.

૧૯ Sir Hope Grant.

લખનૌની ગલીઓમાં ત્રીજી વાર લોહીની નદીઓ વહેવા લાગી. આખરે દિલ્હીની માફક જ લખનૌ પણ પડ્યું. અંગ્રેજી સેનાએ એક પછી એક દિલખુશબાગ, કદમરસૂલ, શાહનજફ, બેગમકોઠી વગેરે સ્થળો જીતી લીધાં. દિલ્હીમાં શાહજાદાનું લોહી પીનાર હડસન ૧૦મી માર્ચે મરાયો; ૧૪મી માર્ચે અંગ્રેજી સેનાએ લખનૌ મહેલમાં પ્રવેશ કર્યો.

ઇતિહાસલેખક વિલ્સન લખે છે કે એ દિવસનું મુખ્ય શ્રેય "શીખો અને ૧૦ નંબરની પલટન"ને મળવું જોઈએ.

### શહાદતગંજનો સંગ્રામ

બેગમ હઝરતમહલ, નવાબ બિરજીસકદર અને મૌલવી અહમદશાહ ત્રણે શહેર બહાર ચાલ્યાં ગયાં. અહમદશાહે ચક્કર લગાવીને ફરી એક વાર પોતાના મૂઠીભર આદમીઓ સહિત બીજી બાજુથી લખનૌમાં પ્રવેશ કર્યો. લખનૌના શહાદતગંજ નામના એક મહોલ્લામાં પહોંચીને અહમદશાહે નવેસરથી અંગ્રેજી સેના સામે મોરચો માંડયો. આ વખતે અહમદશાહ પાસે માત્ર બે તોપો હતી. અહમદશાહની સામે બે પલટનો મોકલવામાં આવી. અંગ્રેજ ઇતિહાસલેખક લખે છે કે મૌલવી અહમદશાહે એ દિવસે અપૂર્વ વીરતાથી યુદ્ધ કર્યું, શત્રુઓના અગણિત માણસો માર્યા અને અંતે વિજય અશક્ય દેખાવાથી ફરી લખનૌ છોડીને બહાર ચાલ્યો ગયો. શહાદતગંજનું યુદ્ધ એ લખનૌનું છેલ્લું યુદ્ધ હતું. અંગ્રેજી સેનાએ ૭ માઈલ સુધી અહમદશાહની પૂંઠ પકડી પણ તે હાથ ન આવ્યો. આખું લખનૌ શહેર હવે કંપનીના હાથમાં આવી ગયું.

### કત્લેઆમ

લખનૌના પતન પછી ત્યાંના રહેવાસીઓ તરફ અંગ્રેજોએ જે જાતનો વ્યવહાર ચલાવ્યો તેને સાર્વજનિક લૂંટ અને સાર્વજનિક સંહાર એ શબ્દોમાં જ વર્ણવી શકાય. લેફ્ટેનન્ટ મજેન્ડી લખે છે કે લખનૌમાં એ સમયે કત્લેઆમ કરવામાં પાછું વાળીને જોવામાં આવ્યું નથી.[૨૦]

મારી નાખતા પહેલાં કેવા પ્રકારની ક્રૂર યાતનાઓ આપવામાં આવતી તેનાં કેટલાંક ઉદાહરણો રસલે પોતાના પુસ્તકમાં આપ્યાં છે. આમાથી કેવળ એક જ અમે નીચે ઉતારીએ છીએ:—[૨૧]

"કેટલાક સિપાઈઓ હજી જીવતા હતા અને તેમને દયાપૂર્વક

---

૨૦ Lieut, Majendie's *Up Among the Pandies*, p. 195–196.

૨૧ "Some of the Sepoys were still alive and they were merci-

મારી નાખવામાં આવ્યા. પરંતુ તેમાંના એકને ખેંચીને મકાનની બહારના રેતીના મેદાનમાં લાવવામાં આવ્યો. તેને પગેથી ખેંચવામાં આવ્યો અને સગવડવાળી જગાએ લાવવામાં આવ્યો. કેટલાક અંગ્રેજ સિપાઈઓએ તેના શરીરમાં અને મોઢામાં સંગીનો ઘોંચીને એને આધારે અદ્ધર લટકાવી રાખ્યો. બીજા કેટલાક નાની ચિતા તૈયાર કરવા માટે લાકડાં વીણી લાવ્યા. જ્યારે બધી તૈયારી થઈ ગઈ ત્યારે તેને જીવતો શેકવામાં આવ્યો. આ કાર્ય કરવાવાળા અંગ્રેજો હતા, અને કેટલાક અમલદારો ઊભા ઊભા જોતા હતા પણ કોઈએ અટકાયત ન કરી. જ્યારે આ અભાગી દુખિયો એ અર્ધ બળેલી અવસ્થામાં ચિતામાંથી નાસવા લાગ્યો ત્યારે તો આ નારકી અત્યાચારની બીભત્સતા વધારે ભયંકર થઈ ગઈ. એકાએક પ્રયત્ન કરીને એ ચિતામાંથી કૂદી પડ્યો. તેના શરીરનું માંસ હાડકાંઓ સાથે લટકતું હતું, તે કેટલાક ફીટ સુધી દોડ્યો; ફરી તેને પકડવામાં આવ્યો, પાછો લાવવામાં આવ્યો, અગ્નિ ઉપર રાખવામાં આવ્યો ને બળીને ભસ્મ થઈ ગયો ત્યા સુધી સંગીનો વડે તેને દબાવી રાખવામાં આવ્યો."

### બેગમ હઝરતમહલની દયા

આની સરખામણીમાં અંગ્રેજ કેદીઓ તરફેનું બેગમ હઝરતમહલનું વર્તન બિલકુલ જુદી જ તરેહનું હતું. શરૂઆતના દિવસોમાં જ્યારે લખનૌમાં

---

fully killed; but one of their number was dragged out to the sandy plain outside the house; he was pulled by his legs to a convenient place, where he was held down, pricked in the face and body by the bayonets of some of the soldiery, while others collected fuel for a small pyre; and when everything was ready the man was roasted alive! These were Englishman, and more than one officer saw it: no one offered to interfere! The horrors of this infernal cruelty were aggravated by the attempt of the miserable wretch to escape when half burnt to death. By a sudden effort he leaped away and, with the flesh of his body hanging from his bones, ran for a few yards ere he was caught, brought back, put on the fire again, and held there by bayonets, till his remains were consumed!"—Russells' Diary, p. 302.

વિપ્લવકારીઓનો પક્ષ જોરમાં હતો ત્યારે કેટલાક અંગ્રેજ પુરુષો અને સ્ત્રીઓને કેદ કરવામાં આવ્યાં હતાં, પરંતુ ૭ મહિના સુધી તેમને કશી હરકત કરવામાં આવી નહિ. જ્યારે કંપનીની સેનાએ નગરમાં ઘૂસીને દોષિત અને નિર્દોષ બધાનો જ સરખો સંહાર કરવાનું શરૂ કર્યું ત્યારે ક્રોધે ભરાયેલા કેટલાક વિપ્લવકારીઓએ મહેલમાં જઈને બેગમ હઝરતમહલને પ્રાર્થના કરી કે અંગ્રેજ કેદીઓ અમારે હવાલે કરી દો. બેગમે સાત કે આઠ અંગ્રેજોને તેમને હવાલે કર્યા, ને ગોળીથી ઠાર કરવામાં આવ્યા. પરંતુ અંગ્રેજ સ્ત્રીઓને પણ મારી નાખવાની જ્યારે કેટલાકે હઠ પકડી ત્યારે બેગમે તેમની માગણીનો અસ્વીકાર કર્યો. ઇતિહાસલેખક ચાર્લ્સ બોલ લખે છે:—

> "સ્ત્રીઓની બાબતની તેમની માગણીનો બેગમે જોરપૂર્વક અસ્વીકાર કર્યો. બેગમે તરત જ એ અંગ્રેજ સ્ત્રીઓને જનાનખાનામાં પોતાના સંરક્ષણમાં લઈ લીધી. બેગમનું આ કાર્ય સ્ત્રીજાતિનું માન વધારનારું હતું."[૨૨]

**લખનૌની બેગમો**

કંપનીની સેનાએ મહેલમાં ઘૂસીને પણ લૂંટ અને કત્લેઆમ જારી રાખી. મહેલના જનાનખાનામાં અનેક સ્ત્રીઓને મારી નાખી; બાકીની સ્ત્રીઓને કેદ પકડી. મહેલની આ સ્ત્રીઓના દિલમાં પણ પોતાના રાષ્ટ્રીય આંદોલનની પવિત્રતા તથા તેના અંતિમ વિજયમાં પૂરો વિશ્વાસ હતો. અંગ્રેજી ઇતિહાસોમાં એક નાની એવી ઘટના લખવામાં આવી છે. એક દિવસ આ કેદી બેગમોના એક અંગ્રેજ પહેરેગીરે પુછ્યું: "શું આપને એમ નથી લાગતું કે હવે આ જંગ પૂરો થયો?" બેગમોએ જવાબ આપ્યો: "ના. ઊલટું અમને વિશ્વાસ છે કે આખરે તમારી જ હાર થશે."[૨૩]

લખનૌના પતન પછી પણ અયોધ્યાના અનેક-ભાગોમાં તથા હિંદુસ્તાનના બીજા ભાગોમાં યુદ્ધ બરાબર ચાલુ હતું.

**બિહારમાં વિપ્લવની યોજના**

અયોધ્યા તથા દિલ્હીમાં જે જાતનું વિપ્લવનું સંગઠન હતું એવું

૨૨ "To the honour of womanhood, the demand was imperatively refused by the Begum so far as the females were concerned, and they were immediately taken under her care in the Zenana of the palace."—Charles Ball's *Indian Mutiny*, vol. ii, p. 94.

૨૩ *Narrative of the Indian Mutiny*, p. 338. Russell's *Diary*, p. 400.

જો કે બિહારમાં નહોતું છતાં ત્યાં પણ કેટલાંક મહત્ત્વનાં કેન્દ્રો હતાં ખરાં. ખાસ કરીને પટનામાં એક જબરદસ્ત કેન્દ્ર હતું, અને પ્રાંતમાં ચારે તરફ તેની શાખાઓ પ્રસરી ગયેલી હતી. સત્તાવનની પહેલાં પટનામાં અનેક ગુપ્ત સભાઓ ભરાતી હતી. ત્યાંની પોલીસ આ સંગઠનમાં ભળેલી હતી. લખે છે કે પટનાના કેન્દ્રમાં ધનની ખોટ નહોતી. સેંકડો વૈતનિક અને અવૈતનિક પ્રચારકો ગામડાંઓમાં ચારે બાજુ વિપ્લવનો પ્રચાર કરવા માટે ઘૂમતા હતા. દિલ્હી, લખનૌ અને કાનપુરના નેતાઓ સાથે અહીંના નેતાઓ ગુપ્ત પત્રવ્યવહાર પણ ચલાવતા હતા.

પટનાવાળાઓના ગુપ્ત ઇરાદાની ગંધ જ્યારે અંગ્રેજોને આવી ત્યારે થોડીક શીખ સેના પટનાનું રક્ષણ કરવા મોકલી આપવામાં આવી. લખે છે કે આ શીખ સિપાઈઓ તરફ ઘૃણા પ્રગટ કરવા માટે પટનાનિવાસીઓ તેમનો પડછાયો પણ લેતા નહિ.

તિરહુત જિલ્લાના એક પોલીસ જમાદાર વારીસઅલીને વિપ્લવના સંદેહથી ગિરફ્તાર કર્યો અને ફાંસીએ ચડાવ્યો. વારીસઅલીના પત્રોમાંથી ગયાના નેતા અલીકરીમના નામનો એક પત્ર પકડાયો, ને કંપનીની ફોજની એક ટુકડી અલીકરીમને પકડવા રવાના થઈ. અલીકરીમ હાથી ઉપર બેસીને ગામડા તરફ નાઠો. કંપનીની ફોજે તેની પૂંઠ પકડી, પરંતુ આજુબાજુના ગામવાળા અલીકરીમને મળી ગયેલા હતા. તેમણે કંપનીની ટુકડીને છેતરી ખોટે રસ્તે ચડાવી, ને આખરે તે ટુકડીને નિષ્ફળ થઈને પાછા ફરવું પડ્યું.

પટનાના કમિશ્નર ટેલરને બાતમી મળી કે શહેરના ત્રણ પ્રભાવશાળી મૌલવીઓ વિપ્લવના સંગઠનમાં સામેલ છે. ટેલરે આ ત્રણેને વાતચીત કરવાને બહાને બોલાવ્યા અને છેતરીને તેમને પકડી લીધા.

૩જી જુલાઈએ પટનામાં વિપ્લવ થયો, પરંતુ શીખોની મદદથી આ વિપ્લવ સહેલાઈથી દબાવી દેવામાં આવ્યો. વિપ્લવકારીઓના મુખ્ય નેતા પીર-અલીને ફાંસીએ ચડાવ્યો. લખે છે કે પીરઅલીને યાતનાઓ આપીને મારી નાખ્યો હતો. કમિશ્નર ટેલર જાતે લખે છે કે પીરઅલીએ વીરતાથી અને ધાર્મિકતાથી યાતનાઓ તથા મૃત્યુ બંને સહન કર્યાં. આ વખતે દાનાપુરમાં ત્રણ હિંદુસ્તાની પલટનો, એક ગોરી પલટન તથા થોડી તોપો હતી. પીર-અલીના મૃત્યુ પછી દાનાપુરની દેશી પલટનોએ વિપ્લવની ઘોષણા કરી. આ પલટનો હવે જગદીશપુર તરફ ઊપડી ગઈ.

### રાજા કુંવરસિંહ

શાહબાદ જિલ્લામાં જગદીશપુરની એક નાની એવી જૂની રિયાસત હતી. સમ્રાટ શાહજહાંએ જગદીશપુરની રિયાસતના માલિકને 'રાજા'નો ઇલકાબ આપ્યો હતો અને ત્યારથી તે રાજા કહેવાતો. હવે આ રિયાસત લૉર્ડ ડેલહાઉઝીની અપહરણનીતિનો શિકાર થઈ ચૂકી હતી. જગદીશપુરનો રાજા કુંવરસિંહ આસપાસના પ્રદેશમાં લોકપ્રિય હતો. આ વખતે તેની ઉંમર આશરે ૮૦ વરસની હતી, છતાં બિહારના વિપ્લવકારીઓનો તે મુખ્ય નેતા હતો. સત્તાવનની જ્વલંત વ્યક્તિઓ પૈકી તે એક હતો.

### આરાનો ઘેરો

જ્યારે દાનાપુરની વિપ્લવકારી સેના જગદીશપુર પહોંચી ત્યારે બુઢા કુંવરસિંહે મહેલ છોડી શસ્ત્રો ધારણ કરીને આ સેનાનું નેતૃત્વ ધારણ કર્યું. કુંવરસિંહ આ સેના સહિત આરા પહોંચ્યો. તેણે આરાનો ખજાનો લૂંટયો, જેલખાનાના કેદીઓને મુક્ત કર્યા, અને અંગ્રેજી કચેરીઓને જમીનદોસ્ત કરી. ત્યાર પછી તેણે આરાના નાના કિલ્લાને ઘેરી લીધો. કિલ્લામાં થોડા અંગ્રેજો તથા થોડા શીખોએ અંગ્રેજ સિપાઈઓની મુશ્કેલી જોઈને તત્કાળ ચોવીસ કલાકમાં એક નવો કૂવો ખોદીને તૈયાર કર્યો. કુંવરસિંહે કંપનીની સેનાને વચન આપ્યું કે તમે જો કિલ્લો અમને સોંપી દેશો તો બધાંને જીવતા જવા દેશું, પરંતુ કિલ્લાની સેનાએ આ વાત સ્વીકારી નહિ.

કિલ્લાના શીખોને સમજાવીને વિપ્લવના પક્ષમાં વાળી લેવાનો પણ કુંવરસિંહે પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં તેને સફળતા ન મળી. આ રીતે ત્રણ દિવસ સુધી આરાનો ઘેરો ચાલુ રહ્યો.

### આંબાવાડિયાનો સંગ્રામ

૨૯મી જુલાઈએ દાનાપુરથી કેપ્ટન ડનબરની સરદારી તળે ૩૦૦ ગોરા અને ૧૦૦ શીખો આરાને મદદ આપવા માટે ઊપડયા. આરાની નજીક એક આંબાનું વન હતું કુંવરસિંહે પોતાના કેટલાક આદમીઓને આંબાની ડાળીઓમાં છુપાવી રાખ્યા હતા. રાતનો સમય હતો; જ્યારે દાનાપુરની સેના બરાબર વૃક્ષોની નીચે પહોંચી કે તરત જ ઉપરથી ગોળીઓ વરસાવવાનું શરૂ થયું. સવાર સુધીમાં ૪૧૫ માણસોમાંથી કેવળ ૫૦ જણા જ જીવતા દાનાપુર પાછા પહોંચ્યા. કેપ્ટન ડનબર આ આંબાવાડિયામાં જ મરણ પામ્યો.

### બીબીગંજનો સંગ્રામ

ત્યાર પછી મેજર આયર એક મોટી સેના તથા તોપો લઈને કિલ્લાના અંગ્રેજોને મદદ આપવા નીકળ્યો. ૨જી ઑગસ્ટે બીબીગંજ નજીક કુંવરસિંહ તથા આયરની સેના વચ્ચે સંગ્રામ થયો. એક વાર અંગ્રેજી સેનાના એક અમલદાર કેપ્ટન હેસ્ટિંગ્સે આવીને આયરને કહ્યું કે વિજય આપણા હાથમાંથી ચાલ્યો જતો જણાય છે, પણ આખરે મેજર આયર વિજયી થયો. કુંવરસિંહની સેનાને પાછા હઠવું પડ્યું અને આઠ દિવસના ઘેરા પછી આરા શહેર તથા તેનો કિલ્લો અંગ્રેજોના હાથમાં આવ્યો.

કુંવરસિંહ હવે જગદીશપુર તરફ પાછો આવ્યો. મેજર આયર પોતાની વિજયી સેના સહિત તેની પાછળ પડ્યો. કેટલા ય દિવસો પછીના સંગ્રામ બાદ કુંવરસિંહ ફરી હાર્યો, ને મેજર આયરે ૧૪મી ઑગસ્ટે જગદીશપુરનો મહેલ કબજે કર્યો.

બુઢો કુંવરસિંહ બ ગસો સૈનિકો તથા મહેલની સ્ત્રીઓને સાથે લઈને જગદીશપુરથી ચાલતો થયો હવે તેણે કેઈ બીજે સ્થળે જઈને અ ગ્રેજોની સામે પોતાનુ બળ અજમાનવાનો વિચાર કર્યો.

### મિલમેનનો પરાજય

આ એ સમય હતો કે જ્યારે થોડીક ગોરી સેના તથા થોડીક ગુરખા સેના આજમગઢ તરફથી અયોધ્યામાં પ્રવેશ કરતી હતી. થોડાએક વિપ્લવકારીઓને પોતાની સાથે લઈને કુંવરસિંહે ઈ. સ. ૧૮૫૮ના માર્ચની ૧૮મીએ આજમગઢથી ૨૫ માઈલ દૂર આવેલા અતરોલિયા નામના સ્થાને પોતાના તંબૂ તાણ્યા. અગ્રેજોને આ સમાચાર મળ્યા કે તરત જ થોડુંક પાયદળ, થોડાક સવારો અને બે તોપો સહિત મિલમેન ૨૨મી માર્ચે કુંવરસિંહની સામે થવા માટે ત્યા પહોંચ્યો. તે જ દિવસે અતરોલિયાના મેદાનમાં બંને સેનાઓનું યુદ્ધ થયું થોડી વારમાં જ કુંવરસિંહ પોતાની સેના સહિત પાછળ હઠવા લાગ્યો; અંગ્રેજી સેનાને લાગ્યું કે કુંવરસિંહ હારીને મેદાન છોડી જાય છે. વિજયના હર્ષમાં મિલમેને પોતાની સેનાને એક આંબાવાડિયામાં રોકાઈને ભોજન કરવાની રજા આપી પરંતુ કુંવરસિંહ તો જંગલની આ ભૂમિનો પૂરો ભોમિયો હતો. આ વૃદ્ધાવસ્થામાં પણ તે અત્યંત સ્ફૂર્તિવાળો હતો. જ્યારે મિલમેનની સેના બરાબર ભોજન કરતી હતી, તે વખતે કુંવરસિંહ અચાનક તેમના ઉપર તૂટી પડ્યો. થોડી વાર લડાઈ ચાલ્યા પછી કુંવરસિંહ વિજયી થયો, મિલમેનના અનેક સિપાઈઓ ખપી ગયા, અને બાકીનાએ

અતરૌલિયાથી નાસીને કોશિલામાં આશરો લીધો. કુંવરસિંહ હવે મિલમેનની પાછળ પડ્યો. મિલમેનના હિંદુસ્તાની નોકરોએ આ વખતે તેનો સાથ છોડી દીધો. લખે છે કે તેઓ કંપનીની સેનાની ગાડીઓ તથા બળદ સહિત આમ-તેમ નાસી છૂટ્યા; બાકીનો સામાન તથા તોપો કુંવરસિંહના હાથમાં આવી. મિલમેન પોતાના રહ્યાસહ્યા આદમીઓ સહિત આજમગઢ તરફ ભાગી ગયો.

**કર્નલ ડેમ્સનો પરાજય**

કર્નલ ડેમ્સની સરદારી નીચે એક બીજી અંગ્રેજી સેના બનારસ અને ગાઝીપુરથી ઊપડીને મિલમેનને સહાય કરવા માટે આજમગઢ પહોંચી. ૨૮મી માર્ચે આ સંયુક્ત સેના કર્નલ ડેમ્સની સરદારી નીચે ફરી કુંવરસિંહની સામે થવા ઊપડી. આજમગઢથી થોડેક દૂર બંને સેના વચ્ચે લડાઈ થઈ. કુંવરસિંહને ફરી એક વાર સંપૂર્ણ વિજય મળ્યો. કર્નલ ડેમ્સને રણક્ષેત્ર-માંથી નાસીને આજમગઢના કિલ્લાનો આશરો શોધવો પડ્યો. વિજયી કુંવર-સિંહે આજમગઢ શહેરમાં પ્રવેશ કર્યો.

**લૉર્ડ કેનિંગનો ગભરાટ**

આજમગઢ જીતીને તેમ જ કિલ્લાનો ઘેરો ચાલુ રાખવા માટે પોતાની સેનાનો અમુક ભાગ ત્યાં રાખીને કુંવરસિંહ હવે બનારસ તરફ ઊપડ્યો. આ વખતે લૉર્ડ કેનિંગ અલ્લાહાબાદ હતો. ઇતિહાસલેખક માલેસન લખે છે કે કુંવરસિંહના વિજયો તથા બનારસ તરફની તેની કૂચના સમાચાર મળતાં કેનિંગ ગભરાયો.

**લૉર્ડ માર્કનો પરાજય**

કુંવરસિંહ પોતાની રાજધાની જગદીશપુરથી હવે ૧૦૦ માઈલ દૂર આવ્યો હતો અને બનારસથી બરાબર ઉત્તરમાં હતો. લખનૌથી નાઠેલા અનેક વિપ્લવકારીઓ આ વખતે કુંવરસિંહની સેનામાં આવીને સામેલ થયા. કેનિંગે તત્કાળ સેનાપતિ માર્કરને લશ્કર તથા તોપો સાથે કુંવરસિંહની સામે મોકલ્યો. ૬ઠ્ઠી એપ્રિલે લૉર્ડ માર્કરની સેના અને કુંવરસિંહની સેના વચ્ચે સંગ્રામ થયો. લખે છે કે ૮૧ વરસનો બૂઢો કુંવરસિંહ પોતાના સફેદ ઘોડા ઉપર સવાર થઈને સંગ્રામ દરમિયાન વીજળીની માફક મોખરે આમ-તેમ ઘૂમતો નજરે પડતો હતો. લૉર્ડ માર્કર હાર્યો; તેને પોતાની તોપો સહિત પાછા હટવું પડ્યું. માર્કર હવે આજમગઢ તરફ ગયો. કુંવરસિંહ તેની પાછળ પડ્યો. સંભવિત છે કે આ વખતે કુંવરસિંહે કાં તો પોતાનો વિચાર બદલ્યો હોય કે પછી તે લૉર્ડ માર્કની ચાલબાજીમાં સપડાઈ ગયો

હોય. ઇતિહાસલેખક માલેસન લખે છે કે કુંવરસિંહે આ વખતે બનારસ તરફ આગળ વધવાને બદલે માર્કની પાછળ પડવામાં ભારે ભૂલ કરી.

હવે લોર્ડ માર્કે બચેલી સેના સહિત આજમગઢના કિલ્લામાં આશરો લીધો. આજમગઢ શહેર વિપ્લવકારીઓના હાથમાં હતું. કુંવરસિંહે લોર્ડ માર્ક અને તેની સેનાને કિલ્લામાં ઘેરી લીધી; રીતસર ઘેરો શરૂ કર્યો.

### કુંવરસિંહનું યુદ્ધકૌશલ્ય

પશ્ચિમ તરફથી સેનાપતિ લગર્ડ બીજી અંગ્રેજી સેના સહિત લોર્ડ માર્કને મદદ આપવા માટે આજમગઢ તરફ ઊપડ્યો. કુંવરસિંહને તેની બાતમી મળી ગઈ. કુંવરસિંહે હવે આજમગઢ છોડીને ગાઝીપુર જઈ ત્યાંથી ગંગા ઊતરી ફરી પોતાની વંશપરંપરાની જાગીર જીતી લેવાનો વિચાર કર્યો. આમ કરવા માટે કુંવરસિંહે એક સરસ વ્યવસ્થા કરી.

લગર્ડની સેના તાનૂ નદીના પૂલ ઉપરથી આજમગઢ તરફ આવવાની હતી. કુંવરસિંહે પોતાની સેનાનો એક ભાગ લગર્ડની સેનાનો સામનો કરવા માટે પૂલ પાસે જ રાખ્યો, અને પોતાની બાકીની સેના લઈને તે ગાઝીપુર તરફ ઊપડ્યો. આ નાની એવી સેનાએ લગર્ડની સેનાનો એ પૂલ ઉપર સારી પેઠે વીરતાપૂર્વક સામનો કર્યો; અને જ્યારે એ સેનાને ખબર પડી કે હવે કુંવરસિંહની સેના સારી પેઠે દૂર નીકળી ગઈ છે, ત્યારે પાછળ હઠતાં હઠતાં તે મુખ્ય સેનાની સાથે થઈ ગઈ. લગર્ડ કુંવરસિંહની આ ચાલ સમજી શક્યો નહિ. ઇતિહાસલેખક માલેસને કુંવરસિંહની ચાલની તથા પૂલ પાસે લડવા રાખેલા તેના સિપાઈઓની વીરતાની ખૂબ પ્રશંસા કરી છે. ત્યાર પછી લગર્ડની સેનાએ બાર માઈલ સુધી કુંવરસિંહનો પીછો પકડ્યો, પણ તે હાથ ન આવ્યો.

### લગર્ડનો પરાજય

એટલામાં થોડુંક ચક્કર લગાવીને કુંવરસિંહે જાતે જ ફરી લગર્ડના લશ્કર ઉપર હુમલો કર્યો. કંપનીને પક્ષે કેટલા ય અમલદારો તથા સિપાઈઓ માર્યા ગયા. આખરે કંપનીની સેનાને હારીને પાછા હઠી જવું પડ્યું અને કુંવરસિંહ ગંગા તરફ ગયો.

### સેનાપતિ ડગલાસનો પરાજય

સેનાપતિ ડગલાસના હાથ નીચે વળી એક સેના કુંવરસિંહને હરાવવા ચાલી. નઘઈ નામના ગામ પાસે આ સેના તથા કુંવરસિંહની સેનાને લડાઈ થઈ. કુંવરસિંહે આ વખતે પોતાની સેનાના ત્રણ વિભાગ પાડ્યા; એક વિભાગે

ડગલાસનો મુકાબલો કર્યો; બીજા બંને વિભાગો ચક્કર ખાઈને આગળ નીકળી ગયા. પ્રથમ વિભાગે જોસપૂર્વક ડગલાસની સેના સાથે યુદ્ધ જારી રાખ્યું. ડગલાસની સરખામણીએ આ વિભાગની સંખ્યા નાની હતી. ચાર માઈલ સુધી આ સેનાને ડગલાસે દબાવીને પાછી હઠાવી. આખરે જ્યારે ડગલાસની સેના થાકીને અટકી ત્યારે બાકીના બંને વિભાગો પાછા આવીને ડગલાસની સેના ઉપર તૂટી પડ્યા. પરાજિત ડગલાસને પાછા હઠવું પડ્યું.

કુંવરસિંહની સંયુક્ત સેના હવે ગંગા તરફ ચાલી. ડગલાસની સેનાએ ફરી તેનો પીછો પકડ્યો, પણ વ્યર્થ. કુંવરસિંહ પોતાની સેના સહિત આશ્ચર્યજનક વેગથી ચાલીને સિકંદરપુર પહોંચ્યો. તેણે ગોગરા નદી ઓળંગી અને મનોહરગ્રામમાં જઈ આરામ લીધો.

મનોહરગ્રામમાં ડગલાસની સેનાએ ફરી વખત કુંવરસિંહ ઉપર હુમલો કર્યો. કુંવરસિંહના કેટલાક હાથીઓ, થોડો દારૂ અને થોડો રસદનો સામાન ડગલાસના હાથમાં આવ્યો. કુંવરસિંહે ફરી પોતાની સેનાના નાના વિભાગો પાડી નાખ્યા, અને બધાને જુદે જુદે રસ્તે ચાલીને અમુક સ્થળે ભેગા થવાની આજ્ઞા આપી. આ જુદા જુદા વિભાગોનો પીછો પકડવો ડગલાસને માટે અશક્ય હતું. કુંવરસિંહની બધી ટુકડીઓ આગળ ચાલતાં એકઠી થઈ ગઈ અને ગંગા તરફ આગળ વધી.

કુંવરસિંહ ઘાયલ થયો

ગંગા પાસે જઈને કુંવરસિંહે એવી અફવા ફેલાવી કે પોતાની સેના બલિયા નજીક હાથી ઉપર બેસીને ગંગા પાર કરશે. અંગ્રેજી સેનાએ કુંવરસિંહની સેનાને રોકવા માટે ત્યાં જઈને ધામા નાખ્યા. પણ કુંવરસિંહ તે વખતે સાત માઈલ નીચે શિવપુરઘાટેથી રાતે હોડીમાં બેસીને ગંગા ઓળંગતો હતો. જ્યારે અંગ્રેજી સેનાને આ સમાચાર મળ્યા ત્યારે તે ત્યાં પહોંચી. કુંવરસિંહની બધી સેના તે ગંગા ઓળંગી ગઈ હતી; કેવળ એક છેલ્લી હોડી બાકી રહી હતી. આ હોડીમાં કુંવરસિંહ પોતે હતો. જે વખતે કુંવરસિંહની હોડી બરાબર મધવહેણમાં હતી ત્યારે અંગ્રેજી સેનાના કોઈ સિપાઈની ગોળી આવીને કુંવરસિંહની જમણી કળાઈમાં ઘૂસી ગઈ. ૮૧ વરસના બુઢા કુંવરસિંહે જોયું કે જમણો હાથ નકામો થઈ ગયો છે અને આખા શરીરમાં ઝેર ફેલાઈ જવાનો ડર છે. તેણે ડાબા હાથે તલવાર ખેંચીને ઘાયલ થયેલો જમણો હાથ એક જ ઘાએ કોણીથી કાપી નાખ્યો ને ગંગામાં ફેંકી દીધો. ઘા ઉપર કપડું વીંટીને કુંવરસિંહ ગંગા ઓળંગી ગયો.

અંગ્રેજી સેના ગંગાની પેલી બાજુ તેની પાછળ ન પડી શકી.

કુંવરસિંહનો જગદીશપુરમાં પ્રવેશ

ગંગાની પેલી બાજુ થોડે દૂર જગદીશપુરની રાજધાની હતી. આજથી આઠ મહિના પહેલાં કુંવરસિંહને જગદીશપુર છોડવું પડ્યું હતું; આ આઠ મહિના દરમિયાન જગદીશપુર અંગ્રેજોના હાથમાં હતું. ૨૨મી એપ્રિલે કુંવરસિંહે ફરી જગદીશપુરમાં પ્રવેશ કર્યો. કુંવરસિંહના ભાઈ અમરસિંહે અગાઉથી જ સ્વયંસેવકોની એક ટુકડી કુંવરસિંહની મદદ માટે જમાવી રાખી હતી. જગદીશપુર ફરી કુંવરસિંહના હાથમાં આવ્યું.

લીગ્રેન્ડનો પરાજય

આરાના અંગ્રેજ અમલદારો ચકિત થઈ ગયા. ૨૩મી એપ્રિલે લીગ્રેન્ડની સરદારી નીચે કંપનીની સેના જગદીશપુર ઉપર હુમલો કરવા રવાના થઈ. કુંવરસિંહ ને તેની સેનાએ આઠ મહિના સુધી સતત યુદ્ધમાં અને દોડધામમાં વિતાવ્યા હતા. જગદીશપુરમાં પહોંચ્યા હજી તો પૂરા ચોવીશ કલાક પણ વીત્યા નહોતા, તેની પાસે સેના પણ એક હજાર કરતાં વધારે નહોતી; તેનો જમણો હાથ કપાઈ ગયો હતો. સામી બાજુએ લીગ્રેન્ડની સેના સુસજ્જિત અને તાજી હતી; તેની સાથે તોપો પણ હતી કુંવરસિંહ પાસે આ વખતે એકે તોપ નહોતી. જગદીશપુરથી દોઢ માઈલ દૂર લીગ્રેન્ડ તથા કુંવરસિંહની સેનાનું યુદ્ધ થયું. લીગ્રેન્ડની સેનામાં થોડાક અંગ્રેજો અને બીજા શીખો હતા. કુંવરસિંહને સંપૂર્ણ વિજય મળ્યો. એ દિવસના પરાજયનું વર્ણન કરતાં સેનાની સાથેનો જ એક અંગ્રેજ અમલદાર વર્ણવે છે:—

"ખરી રીતે ત્યાર પછી જે કંઈ બન્યું તે લખતાં મને અત્યંત શરમ આવે છે. લડાઈનું મેદાન છોડીને અમે જંગલમાં ભાગવું શરૂ કર્યું. શત્રુ બરાબર પાછળથી અમને પીટતો હતો. અમારા સિપાઈઓ તરસથી મરવા પડ્યા હતા. એક નાના ગંદા તળાવને જોઈને તેઓ એકદમ તેના તરફ ધસ્યા, એટલામાં તો કુંવરસિંહના ઘોડેસવારોએ આવીને અમને ભીડવ્યા. ત્યાર પછીની અમારી નામોશીની કોઈ હદ ન રહી. અમારી આપત્તિ તેની છેલ્લી સ્થિતિએ પહોંચી. અમે હવે બધા બેશરમ બન્યા. જેને જેમ ફાવ્યું તેમ ભાગવા લાગ્યા. અમલદારોની આજ્ઞાની કોઈએ પરવા ન કરી. વ્યવસ્થા ને કવાયતનો અંત આવ્યો. ચારે બાજુ નિશ્વાસ, શોકકળ ને શાપ સિવાય કશું સંભળાતું નહોતું. રસ્તામાં અંગ્રેજોની ટોળીએ ટોળીઓ તરસની મારી મરણ

પામી. કોઈને દવા મળવી પણ અસંભવિત હતી; કારણ કે અમારી હૉસ્પિતાળો ઉપર કુંવરસિંહે પહેલેથી જ કબજો મેળવી લીધો હતો. કેટલાક ત્યાં જ પડીને મરણ પામ્યા; બાકીનાને શત્રુએ કાપી નાખ્યા. ભોઈઓ બધા ડોળીઓ મૂકીને નાસી ગયા. સહુ ગભરાઈ ગયા હતા, સહુ ભયભીત બન્યા હતા. સોળ હાથીઓ ઉપર અમારા ઘાયલ સાથીઓને બેસાર્યા હતા. ખુદ જનરલ લીગ્રેન્ડની છાતીમાં પણ એક ગોળી લાગી અને તે મરણ પામ્યો. અમારા સિપાઈઓ જીવ લઈને પંચ માઈલ કરતા પણ વધારે દોડી ચૂક્યા હતા; તેમનામાં હવે પોતાની બંદૂક ઉપાડવાની પણ શક્તિ રહી નહોતી. શીખો ત્યાંની ગરમીથી ટેવાયેલા હતા; તેમણે અમારી પાસેથી હાથીઓ છીનવી લીધા ને આગળ નાસી ગયા. ગોરાઓને કોઈએ સાથ ન દીધો. ૧૯૯ ગોરાઓમાંથી માત્ર ૮૦ આ ભયંકર સંહારમાંથી જીવતા બચ્યા. જેમ કોઈ પશુઓ કોઈ કસાઈખાનામાં પ્રવેશ કરે એવી અમાની સ્થિતિ આ જંગલમાં પ્રવેશ કરવાથી થઈ હતી. અમે ત્યાં કેવળ કપાઈ મરવા માટે ગયા હતા." ૨૪

ઇતિહાસલેખક વ્હાઇટ લખે છે: " આ વખતે અંગ્રેજોએ સંપૂર્ણ અને ભૂંડી રીતે હાર ખાધી." ૨૫

અંગ્રેજી સેનાની બધી તોપો તથા સામાન કુંવરસિંહના હાથમાં આવ્યો.

### કુંવરસિંહનું મૃત્યુ

આ રીતે ઈ. સ. ૧૮૫૮ના એપ્રિલની ૨૩મીથી વિજયી કુંવરસિંહ ફરી પોતાની બાપીકી રિયાસત ઉપર અધિકાર ચલાવવા લાગ્યો. પણ કુંવરસિંહના હાથનો ઘા હજી બરાબર સાજો થયો નહોતો. એ જ ઘાને કારણે ૨૬મી એપ્રિલે પોતાના મહેલમાં રાજા કુંવરસિંહનું મરણ નીપજ્યું. તેના મરણ વખતે સ્વાધીનતાનો લીલો વાવટો પોતાની રાજધાની ઉપર ફરકતો હતો, અને અંગ્રેજ કંપનીના આધિપત્યમાંથી તેણે પોતાની રિયાસતની તથા પ્રજાની મુક્તિ કરી હતી. ઇતિહાસલેખક હોમ્સ લખે છે:—૨૬

" જે બુઢ્ઢો રજપૂત બ્રિટિશ સત્તા વિરુદ્ધ આટલી વીરતા અને

---

૨૪ Charles Ball's *Indian Mutiny*, vol ii, p. 288

૨૫ "The English sustained on this occasion a complete defeat of the worst kind."—White's *History of the Mutiny*.

૨૬ "The old Rajput who had fought so honourably and so

સ્વમાનપૂર્વક લડયો હતો, તે ઈ. સ. ૧૮૫૮ના એપ્રિલની ૨૬મીએ મરણ પામ્યો."

**કુંવરસિંહનું ચારિત્ર્ય**

કુંવરસિંહનું વ્યક્તિગત ચારિત્ર્ય ઘણું ઉચ્ચ કોટિનું હતું. કહેવાય છે કે કુંવરસિંહ જીવતો હતો ત્યારે કદાચ તે જોઈ જશે એવા ડરથી જાહેરમાં કોઈ તમાકુ પણ પીતું નહિ. તેની સઘળી પ્રજા તેને આદર આપતી હતી ને તેના પર પ્રેમ રાખતી હતી યુદ્ધકૌશલ્યમાં પોતાના કાળમાં તે અદ્વિતીય હતો.

**રાજા અમરસિંહ**

કુંવરસિંહ પછી તેનો નાનો ભાઈ અમરસિંહ જગદીશપુરની ગાદીએ બેઠો. અમરસિંહે મોટા ભાઈના મૃત્યુ પછી ચાર દિવસ પણ વિશ્રામ લીધો નહિ. કેવળ જગદીશપુરની રિયાસત ઉપર જ અધિકાર જમાવી રાખવાથી તેને સંતોષ થયો નહિ. તેણે થોડા વખતમાં જ પોતાની સેનાને ફરી એકઠી કરી અને આરા ઉપર ચડયો. લીગ્રેન્ડની સેનાના પરાજય પછી જનરલ ડગલાસ અને જનરલ લગર્ડની સેનાઓ પણ ગંગા પાર કરીને આરાની સહાયતા માટે પહોંચી ગઈ હતી. ૩૦મે એ પહેલો સંગ્રામ થયો. ત્યાર પછી બન્ને સેનાઓ વચ્ચે બિહિયા, હાતમપુર, દલીલપુર વગેરે અનેક સ્થળે લડાઈઓ થઈ. જે પ્રકારની યુદ્ધકળામાં કુંવરસિંહ નિપુણ હતો એ જ પ્રકારની યુદ્ધકળાથી અમરસિંહે અંગ્રેજી સેનાને વારવાર નુકસાન કર્યા કર્યું. નિરાશ થઈને આખરે જનરલ લગર્ડે ૧૫મી જૂને રાજીનામું આપ્યું. લડાઈનો બોજો હવે જનરલ ડગલાસ ઉપર આવી પડયો. તેની પાસે સાત હજારની સેના હતી. અમરસિંહને હરાવવાના ડગલાસે કસમ ખાધા. જૂન, જુલાઈ, ઓગસ્ટ અને સપ્ટેમ્બર મહિનો–એમ ચાર માસ વીતી ગયા છતાં અમરસિંહનો પરાજય ન થયો. દરમિયાન વિજયી અમરસિંહે આરામાં પ્રવેશ કર્યો અને જગદીશપુરની રિયાસત પરનો પોતાનો કાબૂ ટકાવી રાખ્યો. જનરલ ડગલાસે અનેક વાર થાકીને જાહેર કર્યું હતું કે જે કોઈ માણસ અમરસિંહનું માથું પોતાની સામે લાવીને રજૂ કરશે તેને ભારે ઇનામ આપવામાં આવશે; પરંતુ એથી પણ કામ સર્યું નહિ.

**જગદીશપુર ઉપર સાત બાજુએથી ચડાઈ**

આખરે સાત બાજુએથી સાત વિશાળ સેનાઓએ જગદીશપુર ઉપર

---

bravely against the British power died on April 26th 1858." *History of the Sepoy War*, by Holmes.

હુમલો કર્યો. ૧૭મી ઑક્ટોબરે આ સેનાઓએ જગદીશપુરને ચારે બાજુએથી ઘેરી લીધું. અમરસિંહે જોયું કે આ વિશાળ સૈન્ય ઉપર વિજય મેળવવો અસંભવિત છે. તે પોતાના થોડાક સિપાઈઓ સહિત ઘોડે બેસીને અંગ્રેજોના લશ્કરને ચીરતો આરપાર નીકળી ગયો. જગદીશપુર ફરી એક વાર કંપનીના હાથમાં આવ્યું, પણ અમરસિંહ હાથ ન આવ્યો.

**નૌનદીનો સંગ્રામ**

કંપનીની સેનાએ અમરસિંહનો પીછો લીધો. ૧૯મી ઑક્ટોબરે નૌનદી નામના ગામમાં આ સેનાએ અમરસિંહને ઘેરી લીધો. અમરસિંહની સાથે કેવળ ચારસો માણસો હતા. આ ચારસોમાંથી ત્રણસો નૌનદીના સંગ્રામમાં જ કપાઈ મૂઆ. બાકીના સો જણાએ એક વાર કંપનીની સેનાને પાછી હઠાવી, એટલામાં અંગ્રેજોની મદદે વધારે નવી સેના આવી પહોંચી. અમરસિંહના સો માણસોએ માથું હાથમાં લઈને યુદ્ધ કર્યું. આખરે અમરસિંહ તથા તેના બે સાથીઓ મેદાનમાંથી નાસી ગયા; બાકીના સત્તાણું જણા ત્યાં જ કપાઈ મૂઆ. નૌનદીના આ સંગ્રામમાં કંપનીને પક્ષે મરેલા તથા ઘાયલ થયેલાની સંખ્યા આ કરતાં વિશેષ હતી.

**અમરસિંહનો અંત**

કંપનીની સેના ફરી અમરસિંહની પાછળ પડી. એક વાર કેટલાક સવારો અમરસિંહના હાથી સુધી પહોંચી પણ ગયા, હાથી પકડાયો પણ ખરો, પરંતુ અમરસિંહ કૂદીને ભાગી નીકળ્યો.

અમરસિંહે હવે કૈમૂરના પર્વતોમાં આશરો લીધો. શત્રુ ત્યાં પણ તેની પાછળ પડ્યો, પણ અમરસિંહે હાર સ્વીકારી નહિ. ત્યાર પછી રાજા અમરસિંહનું શું થયું તેના કશા સમાચાર મળી શકયા નથી.

**જગદીશપુરની વીર સ્ત્રીઓ**

જગદીશપુરના મહેલની સ્ત્રીઓએ પણ શત્રુના હાથમાં પડવાનું સહન ન કર્યું. લખે છે કે મહેલની દોઢસો સ્ત્રીઓએ શત્રુના હાથમાં પડવા સિવાય બીજો કોઈ ઉપાય નથી એમ જ્યારે જોયું ત્યારે તેઓ તોપોનાં મોં સામે ખડી થઈ ગઈ, અને પોતાને હાથે જ તોપોને કાકડા લગાવીને બધીએ આપ મેળાએ પોતાના ઐહિક જીવનનો અંત આણ્યો.

**અંગ્રેજોની વિશાળ સેના**

લખનૌના પતન પછી વિપ્લવકારીઓનું કોઈ ખાસ કેન્દ્ર આખા ભારતમાં રહ્યું નહોતું. આ વખતે કંપનીની સેનાઓ ચારે બાજુ પથરાવા લાગી

હતી. પલટનો ઉપર પલટનો ઇંગ્લાંડમાંથી ભરતી થઈ થઈને હિંદુસ્તાનમાં ઊતરવા માંડી હતી. વિશાળ' ભારતીય સામ્રાજ્યને પોતાના હાથથી ચાલ્યું જતું જોઈને ઇંગ્લાંડના શાસકોએ પોતાની સઘળી શક્તિ ભારતના વિપ્લવને દબાવી દેવા માટે ખરચવા માંડી હતી. ઈ. સ. ૧૮૫૮ના એપ્રિલની ૧લીએ કંપનીની હિંદુસ્તાની સેના તથા દેશી રિયાસતોની સેના ઉપરાંત ૯૬,૦૦૦ ગોરી સેના હતી. અંગ્રેજોના સારામાં સારા તેમ જ અનુભવી સેનાપતિઓ હિંદુસ્તાનમાં હતા. શીખો અને ગુરખાઓએ પણ અંગ્રેજોને સંપૂર્ણ સાથ આપ્યો. વિપ્લવકારીઓમાં અવ્યવસ્થા વધતી ચાલી હતી. દિલ્હી, કાનપુર અને લખનૌ જેવાં મહત્ત્વનાં કેન્દ્રો હાથમાંથી ચાલ્યાં ગયાં. આવી પરિસ્થિતિમાં અયોધ્યા અને રોહિલખંડના નેતાઓએ આમતેમ છૂટક છૂટક વેરાઈ જતા વિપ્લવકારીઓ જોગ નીચેની આજ્ઞા જાહેર કરી:—

"તમે વિધર્મીઓની રીતસરની વ્યવસ્થિત સેનાઓનો ખુલ્લા મેદાનમાં સામનો કરવાનો પ્રયત્ન ન કરો, કારણ કે આપણા કરતાં તેમનામા વ્યવસ્થા વધારે છે અને તેમની પાસે મોટી તોપો છે. તેમના આવવા-જવા તરફ બરાબર નજર રાખો. નદીઓના બધા ઘાટો ઉપર આપણો પહેરો ગોઠવો. તેમના પત્રવ્યવહારને વચ્ચેથી જ અટકાવો, તેમની રસદ રોકી લો, તેમની ટપાલ અને ચોકીઓ તોડી પાડો, અને સદા તેમના કેમ્પની આજુબાજુ ફર્યા કરો. ફિરંગીઓને બિલકુલ ચેન ન પડવા દો." ૨૭

આ આજ્ઞાના સંબંધમાં રસલ લખે છે:—

"આ સામાન્ય જાહેરાતથી નેતાઓની બુદ્ધિમત્તા કેટલી હતી તે જાણી શકાય છે; અને આ કરતાં વિશેષ ભયંકર યુદ્ધનો આપણે કદી પણ સામનો કરવો પડયો નહોતો એ પણ જાણી શકાય છે."૨૭

**બારીની લડાઈ**

મૌલવી અહમદશાહ લખનૌથી આશરે ૩૦ માઈલ દૂર આવેલા બારી નામના સ્થળે હતો. બેગમ હઝરતમહલ ૭ હજાર માણસો સહિત બિટાવલીમાં હતી. હોપ ગ્રાન્ડ ત્રણ હજારની સેના અને થોડીએક તોપો લઈને લખનૌથી બારી તરફ ઊપડયો. મૌલવી અહમદશાહને આની બાતમી મળી. તેણે બારીથી ચાર માઈલ દૂર આવેલા એક ગામમાં પોતાની પાયદળ સેનાને

૨૭ Russell's Diary, p. 276.

ગોઠવી અને સવાર સેનાને બીજે સ્થળ છુપાવી રાખી. તેની ચાલ એવી હતી કે કંપનીની સેના આ ગામ ઉપર હુમલો કરે, અહમદશાહની પાયદળ સેના એનો સામનો કરે, જ્યારે સવારો અચાનક પાછળથી આવીને કંપનીની સેનાને ઘેરી લે. મૌલવી પોતે પાયદળ સેનાની સાથે રહ્યો. સવારોને આજ્ઞા હતી કે પાયદળ સેનાનું અંગ્રેજી લશ્કર સાથે યુદ્ધ શરૂ ન થાય ત્યાં સુધી તેમણે છુપાઈ રહેવું પરંતુ અણીને વખતે અધીરા સવારોએ અંગ્રેજોની સેનાને પોતાની સમક્ષ જોતાં જ અહમદશાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને પોતાને સ્થળેથી નીકળી હુમલો કર્યો. આ અવ્યવસ્થાનું પરિણામ એ આવ્યું કે નાની એવી લડાઈ પછી અહમદશાહને એ ગામ છોડવું પડયું અને બારીના યુદ્ધમાં અંગ્રેજોને વિજય મળ્યો.

કંપનીની સેનાની અનેક ટુકડીઓ આ વખતે અયોધ્યા અને રોહિલખંડની વિપ્લવકારી સેનાઓને ઉત્તર તરફ ધકેલાતી જતી હતી.

### જનરલ હોપનું મૃત્યુ

૧૫મી એપ્રિલે વોલપોલે લખનૌથી પચાસ માઈલ દૂર આવેલા રૂઇયા નામના કિલ્લા ઉપર હુમલો કર્યો. રૂઇયાના તાલુકદાર નરપતિસિંહ પાસે માત્ર ૨૫૦ સાધારણ સિપાઈઓ હતા. વોલપોલની સાથે કેટલા ય હજારની સેના અને તોપો હતી. વોલપોલની સેનાના દોઢસો માણસોએ સામેથી કિલ્લા ઉપર હલ્લો કર્યો. કિલ્લાની દીવાલો ઉપરથી ગોળીઓની ઝડી વરસવા માંડી. ૪૬ અંગ્રેજો ત્યાં જ મરાયા; બાકીનાને પાછા હઠવું પડ્યું વોલપોલે પોતાની તોપોનો કિલ્લાની બીજી બાજુએથી મારો ચલાવ્યો. વોલપોલના ગોળાઓ કિલ્લાની ઉપર થઈને બીજી બાજુની અંગ્રેજી સેના ઉપર પડવા લાગ્યા. વોલપોલનો ગભરાટ જોઈને જનરલ હોપ આગળ વધ્યો પણ માર્યો ગયો; આખી અંગ્રેજી સેનાને નામોશી સાથે હાર ખાઈને કિલ્લાથી પાછા હઠી જવું પડ્યું જનરલ હોપ અંગ્રેજોના મુખ્ય અને અનુભવી સેનાપતિઓમાંનો એક હતો. તેના મૃત્યુથી ભારત તથા ઇંગ્લાંડના અંગ્રેજોને બહુ ખેદ થયો. આ વિજય પછી નરપતિસિંહે જોયું કે આવડી વિશાળ સેનાની સામે નાનકડા એના આ કિલ્લામાં ટકી શકાશે નહિ; આથી તે પોતાના મૂઠીભર માણસો સહિત કિલ્લો છોડીને બહાર નીકળી ગયો.

### શાહજહાંપુર અને બરેલી

નાનાસાહેબ અને મૌલવી અહમદશાહ હવે શાહજહાંપુર પહોંચ્યા કમાંડર-ઇન-ચીફ કોલિન કેમ્પબેલે શાહજહાંપુર જઈને તેને ચારે બાજુ-

એથી ઘેરી લીધું. તેનો હેતુ નાનાસાહેબ તથા અહમદશાહને પકડી લેવાનો હતો; પરંતુ આ બંને નેતાઓ અંગ્રેજી સેના વીંધીને આરપાર ચાલ્યા ગયા.

ખાનબહાદુરખાંએ હજી સુધી બરેલીને સ્વતંત્ર રાખ્યું હતું. દિલ્હીનો એક શાહજાદો મિરજા ફિરોજશાહ, નાનાસાહેબ, મૌલવી અહમદશાહ, બાલાસાહેબ, બેગમ હઝરતમહલ, રાજા તેજસિંહ તથા બીજા અનેક નેતાઓ આ વખતે બરેલીમાં હતા. સર કેમ્પબેલ પોતાની સેના સહિત હવે બરેલી તરફ આગળ વધ્યો. વિપ્લવકારી નેતાઓએ અગાઉથી જ બરેલી છોડી દેવાનો અને આસપાસ વહેંચાઈ જવાનો નિશ્ચય કરી લીધો હતો. પમી મેએ અંગ્રેજી સેનાએ બરેલીને ઘેરો ઘાલ્યો. બરેલીના અસંખ્ય વિપ્લવકારીઓ કેવળ ઢાલ અને તલવાર લઈને મરવા માટે જ અંગ્રેજી સેના ઉપર તૂટી પડ્યા. બંને બાજુ પુષ્કળ પ્રાણહાનિ થઈ. આખરે ૧૮૫૮ના મેની ૭મીએ ખાનબહાદુરખાં બીજા નેતાઓ તથા થોડી સેના સહિત બરેલી છોડી ગયો. અંગ્રેજી સેનાએ શહેર જીતી લીધું.

### શાહજહાંપુરનો સંગ્રામ

હજી તો સર કોલિન કેમ્પબેલ બરેલીમાં જ હતો, ત્યાં મૌલવી અહમદશાહે ફરીને શાહજહાંપુર ઉપર હુમલો કર્યો, ત્યાંની અંગ્રેજી સેનાને હરાવી અને શહેર જીતી લીધું. કેમ્પબેલ ફરી શાહજહાંપુર ઉપર હુમલો કર્યો. આ વખતે ત્રણ દિવસ યુદ્ધ ચાલ્યું. એક વાર તો જણાયું કે મૌલવી અહમદશાહ હવે જીવતો બચી શકે એ અસંભવિત છે. તરત ચારે બાજુએથી વિપ્લવકારી નેતાઓ અહમદશાહની મદદે આવી પહોંચ્યા. બેગમ હઝરતમહલ, શાહજાદો ફિરોજશાહ, નાનાસાહેબ વગેરે બધા પોતપોતાની સેનાઓ લઈને ૧૫મી મેએ શાહજહાંપુર પહોંચ્યા. મૌલવી અહમદશાહ ફરી આ બધાની મદદથી શાહજહાંપુરથી બચીને બહાર ચાલ્યો ગયો. વળી રોહિલખંડમાં થઈને તેણે પાછો અયોધ્યામાં પ્રવેશ કર્યો.

### મૌલવી અહમદશાહને દગો

મૌલવી અહમદશાહ કોઈ રીતે પકડાતો નહોતો. આ વખતે અયોધ્યામાં પ્રવેશ કરતાં જ તેણે અંગ્રેજોની સાથે લડવા માટે ફરી પોતાનું બળ વધારવાનો પ્રયત્ન શરૂ કર્યો. માર્ગમાં પવન નામનું એક નાનકડું રાજ્ય હતું. મૌલવી અહમદશાહે હઝરતમહલની મહોર મારીને એક પત્ર પવનના રાજા ઉપર મદદ માટે મોકલ્યો. રાજા જગન્નાથસિંહે તરત અહમદશાહને પોતાને ત્યાં બોલાવ્યો. અહમદશાહ હાથી પર બેસીને ત્યાં ગયો. રાજા જગન્નાથસિંહ

તથા તેના ભાઈ સાથે વાતચીત કરી. હજી જ્યાં વાતચીત ચાલતી હતી ત્યાં દગાથી જગન્નાથસિંહના ભાઈએ મૌલવી અહમદશાહ ઉપર ગોળી છોડી. આ વિશ્વાસઘાતીના ઘામાંથી અહમદશાહ બચી ન શક્યો. જગન્નાથસિંહે અહમદશાહનું માથું કાપીને એક કપડામાં લપેટ્યું અને પાસેની અંગ્રેજી છાવણીમાં પહોંચાડ્યું. આ રીતે ઈ. સ. ૧૮૫૮ના જૂનની ૫મીએ મૌલવી અહમદશાહનો અંત થયો. બીજે દિવસે તેનું કપાયેલું માથું શાહજહાંપુરની કોટવાળીની સામે ટાંગવામાં આવ્યું.

આ સેવાના બદલામાં રાજા જગન્નાથસિંહને કંપની તરફથી પચાસ હજાર રૂપિયા મળ્યા.

### અહમદશાહની યોગ્યતા

મૌલવી અહમદશાહની યોગ્યતા સંબંધમાં અમે અગાઉ પણ અંગ્રેજોનો અભિપ્રાય ટાંકી ગયા છીએ. હોમ્સ લખે છે કે મૌલવી અહમદશાહ "ઉત્તર ભારતમાં અંગ્રેજોનો સૌથી મોટો દુશ્મન હતો."[૨૮]

ઇતિહાસલેખક માલેસન લખે છેઃ—[૨૯]

"મૌલવી ભારે અદ્‌ભુત માણસ હતો. × × × સેનાપતિ તરીકેની તેની યોગ્યતાનાં અનેક પ્રમાણો આ લડાઈમાં મળ્યાં. × × × બીજો કોઈ માણસ અભિમાનપૂર્વક એમ નહોતો કહી શકતો કે મેં બે વાર સર કોલિન કેમ્પબેલને રણક્ષેત્રમાં હરાવ્યો. × × × ફૈઝાબાદના મૌલવી અહમદશાહનું આ રીતે મૃત્યુ થયું. જેની જન્મભૂમિની સ્વાધીનતા છીનવી લેવામાં આવી હોય, તે માણસ જો પોતાની સ્વાધીનતા પાછી મેળવવા માટે યોજના કરે અને યુદ્ધ કરે તો તેને દેશભક્ત કહેવો જોઈએ. આ રીતે તો મૌલવી અહમદશાહ

૨૮ "The most formidable enemy of the British in Northern India."—Holmes' *History of the Indian Mutiny*, p. 539.

૨૯ "The Moulvi was a very remarkable man . . . of his capacity as a millitary leader many proofs were given during the revolt, . . . No other man could boast that he had twice foiled Sir Colin Campbell in the field! . . . Thus died the Moulvi Ahmad Shah of Fyazabad. If patriot is a man who plots and fights for the independence, wrongfully destroyed, of his native country, then most certainly the Moulvi was a

એક સાચો દેશભક્ત હતો કે આ વાતમાં લેશમાત્ર પણ સંદેહ નથી. તેણે કોઈ પણ નિઃશસ્ત્ર માણસની હત્યા કરીને પોતાની તલવારને કલંકિત કરી નથી; નિર્દોષ અને નિઃશસ્ત્ર માણસોની હત્યાને તેણે કદી સહન પણ કરી નથી. જે વિદેશીઓએ તેનો સ્વદેશ છીનવી લીધો હતો તેમની સામે તેણે વીરતાપૂર્વક, ગૌરવપૂર્વક અને ચીવટાઈથી યુદ્ધ કર્યું. દરેક દેશના વીર અને સાચા મરદોએ મૌલવી અહમદશાહનું આદરપૂર્વક સ્મરણ કરવું જોઈએ."

આ શબ્દો એક અંગ્રેજ લેખકના છે. અલબત્ત, દુનિયાના સ્વાધીનતાના શહીદોમાં સત્તાવનના મૌલવી અહમદશાહનું નામ સદાકાળ આદરણીય રહેશે.

true patriot. He had not stained his sword by assassination; he had connived at no murders; he had fought manfully, honourably, and stubbornly in the field against the strangers who had seized his country; and his memory is entitled to the respect of the brave and the true-hearted of all nations"
—Malleson's *Indian Mutiny* vol. iv, p. 381.

# પ્રકરણ ઓગણપચાસમું

## લક્ષ્મીબાઈ અને તાત્યા ટોપે

**સર હ્યૂ રોઝનો કાર્યક્રમ**

જમનાની દક્ષિણનો અને વિંધ્યાચળની ઉત્તરનો બધો પ્રદેશ અગિયાર મહિના સુધી વિપ્લવકારીઓના હાથમાં હતો, જેનું મુખ્ય શ્રેય મહારાણી લક્ષ્મીબાઈને મળે છે સર હ્યૂ રોઝની સરદારી નીચે એક વિશાળ સેના આ પ્રદેશ જીતી લેવા માટે રવાના કરવામાં આવી આ સેનાની સાથે હૈદરાબાદ, ભોપાળ તથા બીજી રિયાસતોની સેનાઓ પણ હતી, તેમની સાથે તોપો પણ સારી સંખ્યામાં હતી

ઈ સ ૧૮૫૮ના જાનેવારીની છઠ્ઠીએ સર હ્યૂ રોઝ મહૂથી રવાના થયો રાયગઢ, સાગર બાનાપુર, ચંદેરી વગેરે શહેરો જીતતી જીતતી આ સેના ૨૦મી માર્ચે ઝાંસી નજીક પહોંચી આ પ્રદેશનું મુખ્ય કેન્દ્ર ઝાંસી હતું શહેરમાં બાનાપુરનો રાજા મર્દાનસિંહ તથા બીજા અનેક રાજાઓ અને સરદારો રાણીની મદદ માટે હાજર હતા

કંપનીની સેના ઝાંસી પહોંચે એ પહેલાં જ લક્ષ્મીબાઈએ ચારે બાજુનો બધો પ્રદેશ વેરાન બનાવી મૂક્યો હતો જેથી શત્રુસેના જ્યારે ઝાંસી ઉપર હુમલો કરે ત્યારે તેને રસદ ન મળી શકે ખેતરમાં બિલકુલ અનાજ નહોતું ઘાસનું એક તણખલું પણ કોઈ જગાએ રહેવા દીધું નહોતું, તેમ જ છાયા માટે એક ઝાડ પણ નહોતું

પણ મહારાજા સિંધિયાએ અને તેહરી ટિકમગઢના રાજાએ કંપનીને માટે રસદ, ઘાસ વગેરેનો એટલો સુંદર પ્રબંધ કર્યો હતો કે કંપનીની સેનાને જરા પણ તકલીફ વેઠવી ન પડી

**લક્ષ્મીબાઈનું સેનાપતિત્વ**

અંગ્રેજ સેનાને આવતી જોઈને રાણી લક્ષ્મીબાઈએ જાતે નિપ્લવ

કારીઓનું સેનાપતિપદ લીધું દરેક મોરચો તેણે પોતાની દેખરેખ નીચે તૈયાર કરાવ્યો. પોતાની દેખરેખ નીચે જ દીવાલો ઉપર તોપો ગોઠવી સર હ્યુ રોઝ લખે છે કે રાણી લક્ષ્મીબાઇની સાથે ઝાંસીની બીજી સેંકડો સ્ત્રીઓ દારૂગોળાના ભંડારમાં અને તોપખાનામાં આવતી-જતી તેમ જ કામ કરતી નજરે પડતી હતી

**ઝાંસીમાં આઠ દિવસનો સતત સંગ્રામ**

૨૪મી માર્ચની સવારે ઝાંસીની ઘનગર્જ નામની તોપે કંપનીની સેના ઉપર ગોળા છોડવાનું શરૂ કરી દીધુ. ત્યાર પછી આઠ દિવસ સુધી સતત સંગ્રામ ચાલ્યો.

એ દિવસોમા એક પ્રેક્ષક ઝાસીમા હાજર હતો, તે લખે છે.—

"૨૫મી તારીખથી ઘોર સંગ્રામ શરૂ થયો અગ્રેજોએ આખો દિવસ તથા આખી રાત ગોળા વરસાવ્યા. રાતે કિલ્લાની ઉપર અને શહેર ઉપર આવતા તોપોના ગોળા બિહામણા લાગતા હતા પચાસ કે ત્રીશ શેરનો ગોળો એવો દેખાતો હતો, જાણે કે નાનો દડો, પણ અંગારાની જેવો લાલ. × × × ૨૬મી તારીખે બપોરે કંપનીની સેનાએ શહેરના દક્ષિણ દરવાજે એવા જોરપૂર્વક ગોળા વરસાવ્યા કે એ બાજુથી ઝાસીની તોપો ટાઢી થઈ ગઈ. કોઈ માણસ ત્યા ઊભા રહેવાની હિંમત કરી શકયો નહિ × × × ત્યાર પછી પશ્ચિમ દરવાજાના તોપચીએ પોતાની તોપનુ મુખ એ બાજુ કરીને શત્રુ ઉપર ગોળા વરસવવા માડયા ત્રીજા ગોળાએ અગ્રેજી સેનાના સૌથી ઉત્તમ તોપચીને પાડયો, એટલે અગ્રેજોના પક્ષની તોપો ટાઢી પડી ગઈ. રાણી લક્ષ્મીબાઈએ પ્રસન્ન થઈને પોતાના તોપચી ગુલામ ગૌસખાને કડું ઇનામમા આપ્યુ × × × પાચમે કે છઠ્ઠે દિવસે ચાર પાચ કલાક સુધી રાણીની તોપોએ ચમત્કાર કરી બતાવ્યો તે દિવસે અગ્રેજોના પક્ષે અનેક માણસો મરાયા અને અનેક તોપો ઠડી પડી ગઈ પછી પાછી અગ્રેજી તોપો વિશેષ ઉત્સાહથી કામ કરવા લાગી. ઝાસીની સેનાની હિંમત તૂટવા લાગી અને તોપો ટાઢી પડવા લાગી સાતમે દિવસે સાંજે શત્રુના ગોળાઓ શહેરની ડાબી બાજુની એક દીવાલનો થોડોક ભાગ તોડયો અને એ બાજુની તોપ ઠંડી પડી ગઈ. ત્યા કોઈ પણ ઊભુ રહી શકતુ નહોતું રાતે અગિયાર મિસ્ત્રીઓ કામળા ઓઢીને દીવાલ સુધી પહોંચ્યા ને સવાર સુધીમા એ ભાગની

મરામત કરી લીધી. ઝાંસીની તોપ સૂર્યોદય થતા પહેલાં જ પોતાનું કાર્ય કરવા લાગી. × × × કંપનીના પક્ષમાં આથી ઘણું નુકસાન થયું. એટલું બધું કે અંગ્રેજોની તોપો ઘણો વખત સુધી કામ કરતી બંધ થઈ ગઈ. આઠમે દિવસે સવારે કંપનીની સેના શંકર કિલ્લા તરફ ધસી. દૂરબીનોની સહાયતાથી અંગ્રેજોએ કિલ્લાની અંદરના પાણીના ઝરા ઉપર ગોળા વરસાવવાનું શરૂ કર્યું. ૭–સાત માણસો પાણી લેવા ગયા, જેમાંના ચાર જણા ત્યાં મરણ પામ્યા અને બાકીના પોતાના વાસણો ત્યાં જ પડતાં મૂકીને નાસી આવ્યા. ચાર કલાક સુધી કોઈને નાહવાધોવા માટે પાણી મળી ન શક્યું. આથી પશ્ચિમ અને દક્ષિણ દરવાજાના તોપચીઓએ કંપનીની સેના ઉપર સતત મારો ચલાવ્યો. અને કંપનીની જે તોપો શંકર કિલ્લાની ઉપર બરાબર મારો ચલાવતી હતી તેનાં મુખ ફેરવાવી નાખ્યાં; એટલે પછી માંડમાંડ લોકોને નહાવા માટે તથા પીવા માટે પાણી મળવાનું શરૂ થયું. આમલીનાં ઝાડો નીચે દારૂ બનાવવાનું એક કારખાનું હતું. × × × એક ગોળો આ કારખાના ઉપર પડ્યો, જેનાથી ત્રીસ આદમી અને આઠ સ્ત્રીઓ મરણ પામી. તે દિવસે સૌથી વિશેષ ઘમસાણ મચ્યું. એ દિવસનો સંગ્રામ ભીષણ હતો. બંદૂકોના અવાજે કાળજાં વીંધતા હતા, તોપો જોરથી કાર્ય કરતી હતી. ઠેરઠેર બ્યૂગલોના અવાજો આવતા હતા. આસમાન ધુમાડો અને ધૂળથી છવાઈ ગયું હતું. શહેરની દીવાલ ઉપરના કેટલા ય તોપચીઓ અને અનેક સિપાઈઓ મરાયા; તેમની જગાએ નવા નીમવામાં આવ્યા. રાણી લક્ષ્મીબાઈ એ દિવસે ખૂબ પરિશ્રમથી કાર્ય કરતી હતી. દરેક બાબત તે પોતાની જાત દેખરેખ નીચે કરાવતી હતી, જરૂરી આજ્ઞાઓ આપતી હતી, અને જ્યાં જ્યાં દીવાલ કમજોર દેખાતી ત્યાં ત્યાં તત્કાળ મરામત કરાવી લેતી હતી. રાણીની આ હાજરીથી સિપાઈઓનો ઉત્સાહ ખૂબ વધ્યો; તેઓ બરાબર લડયા કર્યા." [1]

પરંતુ કંપનીની સેનાની વિશાળતા તથા સાધનસામગ્રીની વિપુલતા પાસે ઝાંસીની સેના એકલી ઝાઝા દિવસ ટકી શકે એ અસંભવિત હતું.

**ચરખારીનો રાજા**

તાત્યા ટોપે પોતાની સેના સહિત જમનાની ઉત્તરે હતો. જમના

૧ D. B. Parasnis' Life *of* Lakshmibai (Marathi), pp. 187-93.



ઝાંસીના સંગ્રામમાં રાણી લક્ષ્મીબાઈ

વસંતલાલ ચે. ગોહીયા

રાજા સિંધિયાને પોતાની સાથે રાખ્યો અને જાહેર કર્યું કે ગ્વાલિયરની ગાદીએ સિંધિયાને ફરી બેસારવા માટે જ કંપનીની સેના આવી છે.

### લક્ષ્મીબાઈની વ્યૂહરચના

તાત્યા ટોપે સામે થવા માટે બહાર નીકળ્યો. આ પૂર્વે ઉત્તર ભારતમાં ગ્વાલિયરની સેના કંપનીની સેનાથી હારી હતી. થોડા વખતના જ સંગ્રામ પછી ગ્વાલિયરની સેનામાં અવ્યવસ્થા મચી ગઈ. રાવસાહેબ ગભરાયો, લક્ષ્મીબાઈએ છિન્નભિન્ન થયેલી સેનામાં ફરી એક વાર પ્રાણ પૂર્યા તેણે ફરી સેનાની વ્યૂહરચના ગોઠવી અને શહેરના પૂર્વ દરવાજાના રક્ષણનો ભાર પોતાને માથે લીધો.

### ગ્વાલિયરનો સંગ્રામ

લક્ષ્મીબાઈની સાથે મંદરા અને કાશી નામની તેની બે સાહેલીઓ ઘોડેસ્વાર થઈને વીરતાપૂર્વક શસ્ત્રો ચલાવતી હતી. પ્રસિદ્ધ જનરલ સ્મિથ હવે રાણીની સામે થવા માટે આગળ આવ્યો. સ્મિથની સેનાએ કેટલીય વાર પૂર્વ દરવાજે હુમલા કર્યા પણ દરેક વખતે હારીને પાછા હઠવું પડ્યું. કેટલીય વાર રાણી લક્ષ્મીબાઈએ દરવાજેથી બહાર નીકળીને બહારની સેના ઉપર હુમલો કર્યો અને અનેક શત્રુઓને સમાપ્ત કરીને ફરી દરવાજો સંભાળી લીધો. લખે છે, એ દિવસે રાણી સવારથી સાંજ સુધી ઘોડા ઉપર વીજળી માફક આમથી તેમ ઘૂમતી નજરે પડતી હતી. આખરે જનરલ સ્મિથને એ બાજુનો પ્રયત્ન છોડીને પાછા હઠવું પડ્યું. ઈ. સ. ૧૮૫૮ના જૂનની ૧૭મીની લડાઈમાં લક્ષ્મીબાઈને વિજય મળ્યો.

### લક્ષ્મીબાઈની વીરતા

૧૮મી જૂને જનરલ સ્મિથ વધારે સેના લઈને ફરી એ જ દરવાજે પહોંચ્યો. તે દિવસે અંગ્રેજી સેનાએ અનેક બાજુએથી ગ્વાલિયરના કિલ્લા ઉપર હુમલો કર્યો. જનરલ સ્મિથની સાથે સેનાપતિ સર હ્યૂ રોઝ પણ લક્ષ્મીબાઈનો સામનો કરવા માટે પૂર્વને દરવાજે આવ્યો. હજી લક્ષ્મીબાઈ પોતાની દાસીઓ સાથે શરબત પીતી હતી, ત્યાં જ વહેલી સવારે બાતમી મળી કે કંપનીની સેના ધસી આવે છે. શરબતનો કટોરો ફેંકી દઈને તરત રાણી પોતાની સાહેલીઓની સાથે આગળ વધી. એ દિવસે તેણે પુરુષવેશ પહેર્યો હતો. એક અંગ્રેજ પ્રેક્ષક લખે છે :—

"તત્કાળ સુંદર રાણી મેદાનમાં પહોંચી. સર હ્યૂ રોઝના મુકાબલામાં તેણે પોતાની સેનાને દઢતાપૂર્વક ઊભી કરી. વારંવાર તેણે

ઓળંગીને હવે તે ચરખારીના રાજાને ત્યાં પહોંચ્યો. ચરખારીના રાજાએ વિપ્લવમાં ભાગ લેવાની ના પાડી હતી. તાત્યા ટોપેએ ચરખારી ઉપર હુમલો કર્યો, રાજા પાસેથી ૨૪ તોપો પડાવી લીધી અને યુદ્ધખર્ચ માટે ત્રણ લાખ રૂપિયા વસૂલ કર્યા. ત્યાર પછી તાત્યા ટોપે કાલ્પી પહોંચ્યો. કાલ્પીમાં તેને લક્ષ્મીબાઈનો એક પત્ર મળ્યો, જેમાં ઝાંસીની મદદે આવવા માટે વિનંતી કરી હતી. તાત્યા ટોપે ઝાંસી તરફ આવવા નીકળ્યો. લખે છે કે તાત્યા પાસે મોટી વિશાળ સેના હતી. કંપનીની સેના મુશ્કેલીમાં મુકાઈ ગઈ; સામે લક્ષ્મીબાઈની સેના અને પાછળ તાત્યા ટોપેની સેના; પરંતુ કંપનીની સેનાએ આ વખતે સુંદર હિંમત બતાવી, અને જણાય છે કે તાત્યાની સેનાએ પૂરી કાયરતા બતાવી. ૧લી એપ્રિલે અંગ્રેજ સેનાએ સાહસ કરીને પાછા ફરી તાત્યાની સેના ઉપર હુમલો કર્યો. તાત્યાના લગભગ દોઢ હજાર આદમીઓ માર્યા ગયા; તેની તોપો અંગ્રેજોના હાથમાં પડી.

### ક્રાંતિકારીઓની સ્થિતિ

ઝાંસીની સ્થિતિ વિશેષ નિરાશાજનક થઈ, છતાં રાણી લક્ષ્મીબાઈ હિંમત હારી નહિ. ૩જી એપ્રિલે અંગ્રેજી સેનાએ ઝાંસી ઉપર અંતિમ હુમલો કર્યો. ચારે બાજુથી એકીસાથે આક્રમણ શરૂ થયું. રાણી પોતાના ઘોડા ઉપર સવાર થઈને સિપાઈઓ તથા અમલદારોને ઉત્સાહિત કરતી, અને તેમનામાં ઝવેરાત અને પોશાક વહેંચતી વીજળીના ઝબકારાની માફક આમથી તેમ ઘૂમતી હતી. શત્રુએ પ્રથમ ઉત્તર તરફના મુખ્ય દરવાજે વધારે જોર કર્યું; આઠ સ્થાનોએ સીડીઓ મૂકવામાં આવી. રાણીની તોપોએ પોતાનું કામ જારી રાખ્યું. અંગ્રેજ અમલદાર ડિક અને મિચલ જોતે સીડીઓ ઉપર ચડીને પોતાના સાથીઓને લલકાર કર્યો, પણ તરત જ બે ગોળીઓએ આવીને આ બન્ને અંગ્રેજોને ત્યાં જ સુવાર્યા બોનસ અને ફોકસે તેમનું સ્થાન લીધું; તે બંને પણ માર્યા ગયા. આઠે સીડીઓ તૂટીને નીચે પડી. ઇતિહાસ-લેખક લો લખે છે કે ઝાંસીની દીવાલો ઉપરથી તે દિવસે ગોળાઓ અને ગોળીઓની જે ઝડી વરસી રહી હતી તે અત્યંત ભીષણ હતી. અંતે અંગ્રેજોને પાછા હટવું પડ્યું.

### વિશ્વાસઘાત

પણ જ્યારે ઉત્તરના મુખ્ય દરવાજા તરફની હાલત આવી હતી ત્યારે કહે છે કે કોઈ ભારતીય વિશ્વાસઘાતીની મદદથી કંપનીની સેના દક્ષિણ દરવાજેથી અંદર ઘૂસી આવી. ત્યાર પછી તો એક પછી એક સ્થાન જીતતી

જીતતી કંપનીની સેના મહેલ તરફ ધસવા માંડી.

**રાણી લક્ષ્મીબાઈનો પ્રયત્ન**

રાણીએ કિલ્લાની દીવાલ ઉપરથી નગરવાસીઓનો આ સંહાર તથા બરબાદી નિહાળી. તત્કાળ પોતાના એક હજાર સિપાઈઓ સહિત અંગ્રેજી સેના તરફ આગળ ધસી. બંને પક્ષોએ બંદૂકો ફેંકી દઈને તલવારથી લડવાનું શરૂ કર્યું. બંને પક્ષે અનેક માણસો મરાયા. થોડી વાર કંપનીની સેનાને પાછા હઠવું પડ્યું. એટલામાં કોઈએ આવીને રાણીને ખાતમી આપી કે સહેર દરવાજાનો રક્ષક સરદાર ખુદાબક્ષ અને તોપખાનાનો અમલદાર સરદાર ગુલામ ગૌસખાં બંને માર્યા ગયા છે. એનો અર્થ એ હતો કે હવે ઉત્તરનો દરવાજો પણ શત્રુને માટે ખુલ્લો થઈ ગયો. રાણીની હિંમત ભાંગી ગઈ. એક વાર તો કિલ્લાના દારૂગોળાના ભંડારમાં પોતાને હાથે આગ મૂકીને જાતે બળી મરવાનો તેણે વિચાર કર્યો, પણ પછી વિશેષ વિચારીને અંતે કિલ્લાની બહાર જઈને ત્યાંથી વિપ્લવને મદદ કરવાનો નિર્ણય તેણે કરી લીધો. ઝાંસી ઉપર કંપનીનો અધિકાર જામી ગયો.

**રાણી લક્ષ્મીબાઈનું કાલ્પી તરફ પ્રયાણ**

રાણી લક્ષ્મીબાઈએ એ જ દિવસે રાતે સદાને માટે ઝાંસી છોડ્યું. હથિયારો બાંધીને અને પોતાના દત્તક પુત્ર દામોદરરાવને કમર ઉપર બાંધીને પુરુષવેશમાં તે કિલ્લાની એક દીવાલ ઉપરથી હાથી ઉપર કૂદી પડી, પોતાના પ્યારા સફેદ ઘોડા ઉપર સવાર થઈ, દસ-પંદર સવારો પોતાની સાથે લીધા અને કાલ્પી તરફ રવાના થઈ.

**સો માઈલની મજલ**

લેફ્ટેનન્ટ બોકર ચૂંટી કાઢેલા થોડાક સવારો સહિત રાણીની પાછળ પડ્યો. રાણી અને તેના સાથીઓએ પોતાના ઘોડા મારી મૂક્યા; બોકર અને તેના સવારો બરાબર પાછળ ચાલ્યા આવતા હતા. સવાર થતાં રાણી ભાંડેર નામના એક ગામમાં એક ક્ષણ થોભી. ગામમાંથી દૂધ લઈને તેણે દામોદરને પિવડાવ્યું; પણ અંગ્રેજી ટુકડી બરાબર પાછળ ચાલી આવતી હતી. રાણી તરત પોતાના સાથીઓ સહિત ફરી ઘોડા ઉપર સવાર થઈ કાલ્પી તરફ આગળ વધી. લેફ્ટેનન્ટ બોકરનો ઘોડો રાણીની અડોઅડ આવી ગયો. રાણીએ તલવાર ખેંચી, અને એક ઘાએ બોકરને ઘાયલ કરીને નીચે પાડ્યો. રાણીની સાથેના સવારો તથા બોકરની સાથેના સવારોમાં પણ તલવારનું યુદ્ધ ચાલ્યું. આખરે ઘાયલ બોકર તેમ જ તેના સાથીઓ પાછળ

રહી ગયા; રાણી અને તેના સાથીઓએ પોતાના ઘોડાને મારી મૂક્યા. સવારના બપોર થયા, અને બપોરની સાંજ પડી, પણ રાણીને આરામ લેવાનો સમય મળી શક્યો નહિ. ગત પડવા આવી તારા ચમકવા માંડ્યા, છતાં રાણી અટકી નહિ. આખરે લગભગ મધરાતે પુત્ર દામોદરને કમર ઉપર બાંધીને અને ઝાંસીથી કાલ્પીનો ૧૦૨ માઈલનો રસ્તો કાપીને રાણીએ કાલ્પીમાં પ્રવેશ કર્યો.

રાણીનો પ્રિય ઘોડો કાલ્પી પહોંચતા જ મરણ પામ્યો, રાણીએ બાકીની રાત કાલ્પીમાં વિસામો લીધો.

સવારમાં રાણી લક્ષ્મીબાઈ, નાનાસાહેબનો ભત્રીજો રાવસાહેબ અને સેનાપતિ તાત્યા ટોપે વચ્ચે વાટાઘાટ ચાલી.

### બાંદાનો નવાબ

જેમ સર હ્યુ રોઝ મહુથી ઝાંસી તરફ રવાના થયો હતો એ જ રીતે જનરલ વ્હિટલોક ઈ. સ. ૧૮૫૮ના ફેબ્રુઆરીની ૧૭મીએ સાગર વગેરે ફરી જીતી લેવા માટે જબલપુરથી નીકળ્યો હતો. વ્હિટલોકની સાથે પણ પૂરતા પ્રમાણમાં ગોરી તથા દેશી પલટનો હતી. ઓરછાનો રાજા વ્હિટલોકની સાથે ચાલ્યો. સાગર પછી વ્હિટલોક બાંદા તરફ ગયો. બાંદાના નવાબે અનેક અંગ્રેજોને પોતાના મહેલમાં આશરો આપીને રાખ્યા હતા; તેમની સાથે તેણે સુંદર વર્તન રાખ્યું હતુ. પરંતુ સાથે જ તે પોતાના પ્રાંતના વિપ્લવકારીઓનો મુખ્ય નેતા હતો. શરૂઆતમાં જ તેણે બાંદામાંથી અંગ્રેજી રાજ્યનું ચિહ્ન ઉખેડી નાખીને બાદશાહ બહાદુરશાહનો લીલો વાવટો શહેર ઉપર ચડાવી દીધો હતો.

વ્હિટલોકને આવતો જોઈને નવાબ લડવા માટે તૈયાર થયો. કેટલી ય લડાઈઓ થઈ; અંતે નવાબ હાર્યો. વિજયી વ્હિટલોકે ૧૯મી એપ્રિલે બાંદામાં પ્રવેશ કર્યો. નવાબ પોતાની કેટલીક સેના લઈને નગર છોડી કાલ્પી તરફ રવાના થયો.

### કરવીનો રાવ

ત્યાર પછી વ્હિટલોકે કરવીના રાવ માધોરાવ ઉપર ચડાઈ કરી. માધોરાવ દસ વરસની ઉંમરનો બાળક હતો. તેની સગીર વય દરમિયાન કંપનીના નીમેલા કારભારીના હાથમાં રાજ્યકારભાર હતો. કરવીના રાવે વિપ્લવમાં કશો ભાગ લીધો નહોતો. વ્હિટલોક આવવાના સમાચાર સાંભળી તે સ્વાગત કરવા સામે આવ્યો. વ્હિટલોક ને તેની સેનાએ શહેરમાં પ્રવેશ કર્યો. બાળક

માધોરાવને કેદ કરવામાં આવ્યો, મહેલને જમીનદોસ્ત કરવામાં આવ્યો, રાજધાનીને લૂંટવામાં આવી અને રિયાસત કંપનીના રાજ્યમાં ભેળવી દેવામાં આવી. આ ઘટના સંબંધે ઇતિહાસલેખક માલેસન લખે છે:—

"વ્હિટલૉકની સેના ઉપર કોઈએ એક પણ ગોળી છોડી નહોતી છતાં પણ અંગ્રેજી સેનાની વિરુદ્ધના કોઈ માણસ સાથે જેવો વ્યવહાર ચલાવવામાં આવે એવો જ વ્યવહાર બાળક માધોરાવ સાથે ચલાવવાનો નિર્ણય વ્હિટલૉકે કરી લીધો. આ બેઈમાનીનું કારણ એ હતું કે અનેક મુશ્કેલ સંગ્રામો તથા ગરમીની કષ્ટકારી કૂચો માટે સિપાઈઓને મોટાં મોટાં ઇનામો આપી શકાય એવો ઘણો માલ કરવીના રાજમહેલમાં ભરેલો હતો. કરવીના મહેલોનાં ભંડકિયાંમાં તેમ જ ખજાનામાં સોનું, ચાંદી, ઝવેરાત અને કિંમતી હીરા ભરેલા હતા, × × × વ્હિટલૉકને આ ધનનો લોભ હતો."[૨]

ત્યાંથી વ્હિટલૉક મહોબા પહોંચ્યો. ત્યાંથી સેના મોકલીને તેણે આસપાસના વિપ્લવકારીઓનું દમન કરવાનું શરૂ કર્યું.

### વિપ્લવકારીઓમાં અવ્યવસ્થા

રાણી લક્ષ્મીબાઈ, રાવસાહેબ, તાત્યા ટોપે, બાંદાનો નવાબ, શાહગઢ અને બાનાપુરના રાજા તથા અન્ય અનેક વિપ્લવકારી નેતાઓ આ વખતે પોતપોતાની સેના સહિત કાલ્પીમાં હાજર હતા. આવા વિશાળ સૈન્ય માટે શત્રુ ઉપર વિજય મેળવવો મુશ્કેલ નહોતો; પણ આ બધામાં કોઈ વ્યક્તિ એવી નહોતી જે બીજા બધાને પોતાની આજ્ઞામાં રાખી શકે. રાણી સૌથી વિશેષ લાયક હતી, પણ તે સ્ત્રી હતી અને તેની ઉમર કેવળ બાવીશ વરસની હતી તાત્યા ટોપે વીર તથા દક્ષ સેનાપતિ હતો, પરંતુ તે સામાન્ય

૨ "Not a shot had been fired against him (Whitlock), but he resolved never the less to treat the young Rao as though he had actually opposed the British forces. The reason for this perversion of honest dealing lay in the fact that in the palace of Kirwi was stored the where withall to compensate soldiers for many a hard fight and many a broiling sun In its vaults and strong rooms were specie, jewels, and diamonds of priceless value . . . The wealth was coveted."—Kaye and Malleson's *Indian Mutiny*, vol. v, p. 140–41.

કુટુંબમાં જન્મેલો હતો. પ્રાચીન ખાનદાન વંશના રાજાઓ એક સ્ત્રીના હાથ નીચે કામ કરે એ વસ્તુ એ જમાનામાં એટલી સરળ નહોતી. બરાબર આ દોષ જ દિલ્હીના પતનનું કારણ બન્યો હતો. છતાં પણ રાણી લક્ષ્મીબાઈ થોડી સેના લઈને કાલ્પીથી ૪૨ માઈલ દૂર કંચગાંવ પહોંચી. કંચગાંવમાં ફરી સર હ્યૂ રોઝની સેના સાથે લક્ષ્મીબાઈની સેનાનો ભેટો થયો. નેતાઓમાં મતભેદ અને અવ્યવસ્થા હતાં જ. કોઈએ રાણીને સરખી રીતે મદદ ન આપી. પરિણામે કંચગાંવમાં વિપ્લવકારીઓ હાર્યા. ઇતિહાસલેખક માલેસને પ્રશંસા કરતાં લખ્યું છે કે પરાજય પછી વિપ્લવકારી સેના આશ્ચર્યજનક વ્યવસ્થા સહિત કાલ્પી પાછી ફરી[3] પણ આ વ્યવસ્થા પરાજય પછી ઊભી થઈ હોય એમ જણાય છે.

**કાલ્પીનો સંગ્રામ**

સર હ્યૂ રોઝે હવે કાલ્પી ઉપર હુમલો કર્યો. લક્ષ્મીબાઈએ પોતાની પરાજિત સેનાને ફરી ઉત્સાહિત કરી, અને પોતાના સવારો સહિત સર હ્યૂ રોઝની સામે થવા માટે આગળ વધી. ઘનઘોર યુદ્ધ મચ્યું. એક વાર અંગ્રેજી સેનાના જમણા ભાગને પાછા હઠવું પડયું; કંપનીના તોપચીઓ પોતાની તોપો છોડીને નાસી ગયા. લક્ષ્મીબાઈ પોતાના ઘોડા ઉપર સૌને મોખરે હતી. પછી ખુદ હ્યૂ રોઝ જાતે પાછો વળીને ડાબી બાજુએ લક્ષ્મીબાઈની સામે થવા આગળ આવ્યો. આખરે વિજય સર હ્યૂ રોઝને મળ્યો. ૨૪મી મેએ કંપનીની સેનાએ કાલ્પીમાં પ્રવેશ કર્યો કાલ્પીના કિલ્લામાંથી આશરે ૭૦૦ મણ દારૂ, પુષ્કળ હથિયારો તથા ઘણો સામાન અંગ્રેજોને હાથ આવ્યો. રાવસાહેબ, બાંદાનો નવાબ અને થોડી સેના સહિત રાણી લક્ષ્મીબાઈ કાલ્પી છોડીને ચાલતી થઈ.

બેશક, સર હ્યૂ રોઝે અત્યાર સુધીમાં આશરે એક હજાર માઈલની મુશ્કેલી ભરેલી કૂચ કરીને પહાડો, જંગલો અને નદીઓ ઓળંગીને મોટી મોટી સેનાઓ ઉપર વિજય મેળવ્યો હતો. નર્મદા નદીથી માંડીને જમના નદી સુધીનો લગભગ આખો પ્રદેશ કંપની માટે તેણે જીતી આપ્યો હતો. કંપનીના અત્યંત યોગ્ય અને વીર સેનાપતિઓમાંનો તે એક હતો.

**સિંધિયા ઉપર વિપ્લવકારીઓનો પત્ર**

વિપ્લવકારીઓ પાસે હવે સામાન નહોતો, કોઈ વ્યવસ્થિત સેના

3 Malleson's *Indian Mutiny*, vol. v, p. 124.

નહોતી, તેમ કોઈ કિલ્લો પણ નહોતો; છતાં પણ લક્ષ્મીબાઈ તથા તાત્યા ટોપેએ હિંમત ખોઈ નહિ. તાત્યા ટોપે ગુપ્ત રીતે કાલ્પીથી નીકળી ગ્વાલિયર પહોંચ્યો. ત્યાં તેણે મહારાજા સિંધિયાની સેના તથા પ્રજાને પોતાના પક્ષમાં લઈ લીધી. આ નવી સેનાને પોતાની સાથે લઈને તે પાછો ફર્યો. ગોપાલપુરમાં તાત્યા ટોપે, લક્ષ્મીબાઈ, બાંદાનો નવાબ અને રાવસાહેબની ફરી મુલાકાત થઈ. લક્ષ્મીબાઈએ હવે રાવસાહેબને પ્રથમ ગ્વાલિયર જીતી લેવાની સલાહ આપી, કારણ કે ગ્વાલિયર હાથ આવે તો વિપ્લવકારીઓનું એક નવું કેન્દ્ર બની શકે. ઈ. સ. ૧૮૫૮ના મેની ૨૮મીએ બધા વિપ્લવકારી નેતાઓ ગ્વાલિયરની નજીક પહોંચ્યા મહારાજા સિંધિયા ઉપર નિમ્નલિખિત પત્ર મોકલવામાં આવ્યો:—

"અમે આપની પાસે મિત્રભાવે આવીએ છીએ. આપે અમારા (પેશવાના) અને આપના જૂના સંબંધોનું સ્મરણ કરવું ઘટે. અમને આપની પાસેથી મદદની આશા છે, જેથી અમે દક્ષિણ તરફ જઈ શકીએ," વગેરે.

**ગ્વાલિયર વિપ્લવકારીઓને કબજે**

જયાજીરાવ સિંધિયા આ લોકો પ્રત્યે મૈત્રી દર્શાવવાને બદલે ઈ. સ. ૧૮૫૮ના જૂનની પહેલીએ પોતાની સેના અને તોપો સહિત તેમની સામે લડવા બહાર પડ્યો. સિંધિયાનો ઇરાદો જાણીને રાણી લક્ષ્મીબાઈ ત્રણસો સવારો સહિત સિંધિયાની તોપો ઉપર તૂટી પડી. પરંતુ સિંધિયાની મોટા ભાગની સેનાએ પહેલેથી જ તાત્યાને વચન આપી રાખ્યું હતું. આ લોકો તરત પોતાના અમલદારો સહિત વિપ્લવકારીઓને મળી ગયા. ગ્વાલિયરની તોપો ઠંડી પડી ગઈ. જયાજીરાવ તથા તેના મંત્રી દિનકરરાવને રણક્ષેત્ર છોડી આગ્રા તરફ નાસી જવું પડ્યું ગ્વાલિયરની પ્રજાએ હર્ષ અને ઉલ્લાસથી વિજયી વિપ્લવકારીઓનું સ્વાગત કર્યું.

ગ્વાલિયરની સેનાએ રાવસાહેબને પેશવા નાનાસાહેબના પ્રતિનિધિ ગણીને તેને તોપોની સલામી આપી. સિંધિયાના અર્થસચિવ અમરચંદ બાટિયાએ સિંધિયાનો ખજાનો વિપ્લવકારી નેતાઓના હાથમાં સોંપી દીધો.

૩જી જૂને ફૂલબાગમાં મોટો દરબાર ભરાયો; તમામ સામંતો, સરદારો અને અમીરોએ પોતાનું સ્થાન લીધું; આરબ, રોહિલા, રજપૂત અને મરાઠા પલટનો પોતાનો લશ્કરી પોશાક પહેરીને દરબારમાં હાજર થઈ. પેશવાનો શિરપેચ અને કલગી રાવસાહેબને માથે મૂકવામાં આવ્યાં. સમસ્ત

દરબારે રાવસાહેબને પેશવા તરીકે સ્વીકાર કર્યો. પેશવાના મંત્રીઓ નીમવામાં આવ્યા. તાત્યા ટોપે મુખ્ય સેનાપતિ નિમાયો. સેનામાં વીશ લાખ રૂપિયા વહેંચવામાં આવ્યા, અને છેવટે તોપોની સલામી અપાઈ.

**તાત્યા અને લક્ષ્મીબાઈની યોગ્યતા**

આ રીતે તાત્યા ટોપે અને રાણી લક્ષ્મીબાઈએ દિલ્હી, કાનપુર અને લખનૌને સ્થાને સત્તાવન-અઠ્ઠાવનના વિપ્લવકારીઓ માટે એક નવું જબરદસ્ત કેન્દ્ર તૈયાર કરી આપ્યું. તાત્યા અને લક્ષ્મીબાઈના આ કાર્યનું વર્ણન કરતાં ઇતિહાસલેખક માલેસન લખે છે—

'આ રીતે જે અસંભવિત લાગતું હતું તે બન્યું. × × × સર હ્યૂ રોઝ સમજ્યો કે હવે વિલંબ કરવામાં નુકસાન સ્પષ્ટ છે, જો વિપ્લવકારીઓના હાથમાંથી ગ્વાલિયર તરત લઈ લેવામાં ન આવે તો તેનું પરિણામ કેટલું ખરું આવશે તે કોઈ પહેલેથી કહી શકે એમ નહોતું. જો વિદ્રોહીઓને અવકાશ મળી જાય તો તાત્યા ટોપે કાલ્પીની પરાજિત સેનાના અવશેષ ઉપર નવી સેના ઊભી કરે અને સમસ્ત ભારતમાં મરાઠા વિપ્લવ ઊભો કરે; કારણ કે ગ્વાલિયર જીતી લેવાને લીધે તેનું સૈનિક બળ ઘણું વધી ગયું હતું, અને તેની પાસે ગ્વાલિયરના માણસો, પૈસો અને સામાન પણ તૈયાર હતો. તાત્યા ટોપે આ કાર્યમાં બહુ ચતુર હતો. આવી પરિસ્થિતિમાં તે પેશવાના નામનો ઝંડો ફરકાવીને દક્ષિણ મહારાષ્ટ્રને ઉશ્કેરે એવો પૂરો સંભવ હતો. એ ભાગમાં અંગ્રેજી સેના રહી નહોતી. જો મધ્યભારતમાં વિપ્લવકારીઓને સારી પેઠે સફળતા મળી જાય, તો દક્ષિણના લોકો પેશવાની જે સત્તા માટે પોતાના પૂર્વજોએ યુદ્ધો કર્યાં હતાં અને લોહી રેડ્યું હતું, તે સત્તા માટે લડવા અવશ્ય ઊભા થાય."[૪]

**લક્ષ્મીબાઈની સલાહ**

હવે બાકીના બધા કાર્યો પડતાં મૂકીને સેનાને તરત સજ્જ બનાવીને મેદાનમાં ઉતારવા માટે લક્ષ્મીબાઈએ આગ્રહ કર્યો. રાવસાહેબ તથા બીજા નેતાઓએ રાણીની આ સલાહની અવગણના કરી; મહેફિલો અને ઉત્સવોમાં અમૂલ્ય સમય ગુમાવ્યો. એટલામાં સર હ્યૂ રોઝ પોતાની સેના સહિત વેગપૂર્વક આવીને અકસ્માત ગ્વાલિયર ઉપર તૂટી પડયો. તેણે મહા-

૪ *Ibid*, vol. v, p. 149–50.

રાજા સિંધિયાને પોતાની સાથે ગણ્યો અને જાહેર કર્યું કે ગ્વાલિયરની ગાદીએ સિંધિયાને ફરી બેસારવા માટે જ કંપનીની સેના આવી છે.

**લક્ષ્મીબાઈની વ્યૂહરચના**

તાત્યા ટોપે સામે થવા માટે બહાર નીકળ્યો. આ પૂર્વે ઉત્તર ભારતમા ગ્વાલિયરની સેના કંપનીની સેનાથી હારી હતી. થોડા વખતના જ સંગ્રામ પછી ગ્વાલિયરની સેનામા અવ્યવસ્થા મચી ગઈ ગવસાહેબ ગભરાયો. લક્ષ્મીબાઈએ છિન્નભિન્ન થયેની સેનામા ફરી એક વાર પ્રાણ પૂર્યા તેણે ફરી સેનાની વ્યૂહરચના ગોઠની અને શહેરના પૂર્વ દરવાજાના રક્ષણનો ભાર પોતાને માથે લીધો.

**ગ્વાલિયરનો સંગ્રામ**

લક્ષ્મીબાઈની સાથે મંદરા અને કાશી નામની તેની બે સાહેલીઓ ઘોડેસ્વાર થઈને વીરતાપૂર્વક શસ્ત્રો ચલાવતી હતી પ્રસિદ્ધ જનરલ સ્મિથ હવે રાણીની સામે થવા માટે આગળ આવ્યો. સ્મિથની સેનાએ કેટલીય વાર પૂર્વ દરવાજે હુમલા કર્યા પણ દરેક વખતે હારીને પાછા હટવુ પડ્યુ. કેટલીય વાર રાણી લક્ષ્મીબાઈએ દરવાજેથી બહાર નીકળીને બહારની સેના ઉપર હુમલો કર્યો અને અનેક શત્રુઓને સમાપ્ત કરીને ફરી દરવાજો સંભાળી લીધો લખે છે, એ દિવસે રાણી સવારથી સાંજ સુધી ઘોડા ઉપર વીજળી માફક આમથી તેમ ઘૂમતી નજરે પડતી હતી આખરે જનરલ સ્મિથને એ બાજુનો પ્રયત્ન છોડીને પાછા હટવુ પડ્યુ. ઈ સ ૧૮૫૮ના જૂનની ૧૭મીની લડાઈમાં લક્ષ્મીબાઈને વિજય મળ્યો.

**લક્ષ્મીબાઈની વીરતા**

૧૮મી જૂને જનરલ સ્મિથ વધારે સેના લઈને ફરી એ જ દરવાજે પહોચ્યો તે દિવસે અંગ્રેજી સેનાએ અનેક બાજુએથી ગ્વાલિયરના કિલ્લા ઉપર હુમલો કર્યો. જનરલ સ્મિથની સાથે સેનાપતિ સર હ્યૂ રોઝ પણ લક્ષ્મીબાઈનો સામનો કરવા માટે પૂર્વને દરવાજે આવ્યો. હજી લક્ષ્મીબાઈ પોતાની દાસીઓ સાથે શરબત પીતી હતી, ત્યા જ વહેલી સવારે બાતમી મળી કે કંપનીની સેના ધસી આવે છે. શરબતનો કટોરો ફેંકી દઈને તરત રાણી પોતાની સાહેલીઓની સાથે આગળ વધી. એ દિવસે તેણે પુરુષવેશ પહેર્યો હતો એક અંગ્રેજ પ્રેક્ષક લખે છે —

"તત્કાળ સુંદર રાણી મેદાનમા પહોચી સર હ્યુ રોઝના મુકાબલામા તેણે પોતાની સેનાને દઢતાપૂર્વક ઊભી કરી વારવાર તેણે

વસંત લીથો, ગોંદીયા



રાણી લક્ષ્મીબાઈ

ગ્વાલિયરમાં મૃત્યુ થયા પહેલાં થોડા સમયે

( આભાર શ્રી વાસુદેવરાવજી સૂબેદારના સૌજન્યથી, એક સમકાલીન ચિત્ર પરથી )

પ્રચંડ વેગથી સર હ્યૂ રોઝની સેના ઉપર હુમલો કર્યો. રાણીનું લશ્કર અનેક સ્થાને શત્રુની ગોળીઓથી ભેદાયું; તેના સૈનિકોની સંખ્યા ઘટવા લાગી, છતાં રાણી તો સૌને મોખરે જ નજરે પડતી હતી. તેણે વારંવાર પોતાની છિન્નભિન્ન થતી સેનાને એકઠી કરી, અને ડગલે ડગલે તેણે પોતાની અલૌકિક વીરતાનો પરિચય કરાવ્યો; પરંતુ આ બધાથી પણ કંઈ વળ્યું નહિ. ખુદ સર હ્યૂ રોઝે પોતાના સાંઢણી સવારો સહિત આગળ ધસીને રાણી લક્ષ્મીબાઈના અંતિમ વ્યૂહને તોડી પાડયો; છતાં પણ વીર અને નિર્ભય રાણી પોતાના સ્થાને જ વળગી રહી. ”

જ્યારે રાણી લક્ષ્મીબાઈ આ અલૌકિક વીરતાથી સર હ્યૂ રોઝનો સામનો કરતી હતી, ત્યારે બાકીનું અંગ્રેજી સૈન્ય વિપ્લવકારી લશ્કરને ચીરતું આવીને રાણી ઉપર તૂટી પડયું. લક્ષ્મીબાઈ હવે બન્ને બાજુથી ઘેરાઈ ગઈ.

**લક્ષ્મીબાઈનું અદ્દભુત શૌર્ય**

ગ્વાલિયરની તોપો હવે ઠંડી પડી. વિજયી અંગ્રેજ સેના ચારે બાજુથી રાણીની નજીક આવતી જતી હતી. રાણી પાસે માત્ર તેની બે સાહેલીઓ અને પંદર–વીશ સવારો બાકી રહ્યા. રાણીએ પોતાના ઘોડાને છૂટોદોર મૂકી દીધો અને શત્રુને ચીરીને બીજી બાજુની વિપ્લવકારી સેનાને મળી જવાનો ઇરાદો કર્યો. અંગ્રેજ સવારો પાછળ પડયા. રાણી પોતાની તલવાર વીંઝતી માર્ગ કાપતી આગળ વધી. એક ગોળી અચાનક તેની સાહેલી મંદરાને લાગી. મંદરા ઘોડા ઉપરથી પડીને મરણ પામી. જે સવારની ગોળીથી મંદરા મૃત્યુ પામી હતી તે ગોરા સવારને રાણીએ તત્કાળ પાછા વળી ઘા કર્યો. સવાર કપાઈને નીચે પડયો. રાણી આગળ વધી. સામે જ એક નાળું હતુ. નાળા ઉપરથી એક છલંગે જો સામે જવાય તો અંગ્રેજ સવારો લક્ષ્મીબાઈને પકડી શકે નહિ; પરંતુ દુર્ભાગ્યે રાણીનો ઘોડો નવો હતો. છલંગ મારવાને બદલે તે નાળાની આ બાજુ ચક્કર લેવા લાગ્યો. ત્યાં તો અંગ્રેજ સવારો વધારે નજીક આવી પહોંચ્યા. રાણી ચારે બાજુથી ઘેરાઈ ગઈ.

**લક્ષ્મીબાઈનું બલિદાન**

આ વખતે રાણી સાવ એકલી પડી ગઈ. તેણે એકલીએ બધા સવારોનો સામનો કર્યો. એક સવારે પાછળથી આવીને રાણીના માથા ઉપર ઘા કર્યો. માથાનો જમણો ભાગ ચીરાઈને છૂટો પડી ગયો, છતાં લક્ષ્મીબાઈ પોતાના ઘોડા ઉપર સ્થિર આસન જમાવીને તલવાર ઘુમાવ્યા કરતી હતી.

એટલામાં બીજો ઘા રાણીની છાતીમાં લાગ્યો. માથું અને છાતી બંનેમાંથી રક્તની ધાર છૂટી. બેહોશ થતાં થતાં પણ જે ગોરા સવારે રાણી ઉપર ઘા કર્યો હતો તેને કાપીને તેણે નીચે પાડયો; પરંતુ પછી રાણી લક્ષ્મીબાઈની ભુજાઓમાં વધારે શક્તિ રહી નહિ.

લક્ષ્મીબાઈનો એક વફાદાર નોકર રામચંદ્રરાવ દેશમુખ આ વખતે પાસે હતો. પાસે જ ગંગાદાસ બાબાની ઝૂંપડી હતી. રાણીને ઉઠાવીને રામચંદ્રરાવ એ ઝૂંપડીમાં લઈ ગયો. ગંગાદાસ બાબાએ રાણીને પીવા સારુ ઠંડું પાણી આપ્યું અને તેને ઝૂંપડીમાં સુવાડી.

**લક્ષ્મીબાઈનો અંતિમ સંસ્કાર**

થોડી મિનિટોમાં રાણીનું શરીર ઠંડું પડી ગયું. રામચંદ્રરાવે રાણીની અંતિમ ઇચ્છા અનુસાર શત્રુથી છૂપી રીતે ઘાસની એક નાનીશી ચિતા તૈયાર કરી અને તેના ઉપર રાણીના શરીરને મૂક્યું. થોડી વારમાં અગ્નિએ રાણીના દેહને ખાક ભેગો મેળવી દીધો.

**લક્ષ્મીબાઈનું ચારિત્ર્ય**

નિઃસંદેહ મહારાણી લક્ષ્મીબાઈનું વ્યક્તિગત જીવન જેટલું પવિત્ર અને નિષ્કલંક હતું તેટલું જ એનું મૃત્યુ પણ વીરોચિત હતું. જગતભરના ઇતિહાસમાં આવી સ્ત્રીઓના દાખલા વીરલ મળશે, જેમણે આટલી નાની ઉંમરમાં આ પ્રકારનું શુદ્ધ જીવન વ્યતીત કરીને રાણી લક્ષ્મીબાઈની માફક અલૌકિક વીરતા અને અસાધારણ યુદ્ધકુશળતા બતાવી દેશની સ્વાધીનતા માટે યુદ્ધો ખેડયાં હોય, અને પોતાના આદર્શને માટે લડતાં લડતાં યુદ્ધક્ષેત્રમાં જ પ્રાણ અર્પણ કર્યા હોય.

ભારતીય આદર્શો અને ભારતવાસીઓના માનવ અધિકારો પ્રત્યે વિશેષ માન ન ધરાવનાર ઇતિહાસલેખક વિન્સેન્ટ સ્મિથ પણ મહારાણી લક્ષ્મીબાઈને "વિપ્લવના નેતાઓમાં સૌથી વધારે કુશળ નેતા"[૫] તરીકે સ્વીકારે છે.

**દક્ષિણમાં વિપ્લવની ચિનગારીઓ**

સત્તાવનના વિપ્લવનું મુખ્ય ક્ષેત્ર ઉત્તર ભારત હતું. જો વિન્ધ્યાચળના દક્ષિણ ભાગે એવો જ સાથ આપ્યો હોત તો મુંબઈ અને મદ્રાસની સેનાઓ ઉત્તરમાં જઈને બિહાર, બનારસ, અલાહાબાદ, અયોધ્યા અને રોહિલખંડને

૫ ". . . the ablest of the rebel leaders"—*The Oxford Student's History of India*, by Vincent A. Smith, p. 326



राणी लक्ष्मीबाईनी समाधि, ग्वालियर
( 'भारतमां अंगरेजी राज' माटे खास फोटो )

प्रि. प्रि. प्रेस, गोंदिया.

જીતી શકત નહિ, અને તો વિપ્લવનું પરિણામ કંઈ જુદું જ આવ્યું હોત. દક્ષિણમાં વિપ્લવના પ્રચારકો પહોંચી ગયા હતા; અનેક સ્થળોએ વિપ્લવ શરૂ થયો પણ ખરો પણ તે એવે ક્રમે અને અવ્યવસ્થિત રીતે થયો કે તેનું દમન કરવાનું અત્યંત સરળ બની ગયું, અને વિપ્લવકારીઓને એથી કશો લાભ થઈ શક્યો નહિ.

**કોલ્હાપુરમાં વિપ્લવ**

રંગો બાપૂજી અને અઝીમુલ્લાખાંની લંડનમાં થયેલી મુલાકાતની હકીકત પાછળનાં પ્રકરણોમાં આવી ગઈ છે. સાતારામાં બેઠાંબેઠાં રંગો બાપૂજી નાનાસાહેબ સાથે પત્રવ્યવહાર ચલાવતો હતો, અને દક્ષિણના સવારોને વિપ્લવના પક્ષમાં વાળી લેવાના પ્રયત્નો કરતો હતો. ઈ. સ ૧૮૫૭ના જુલાઈની ૧૨મીએ કોલ્હાપુરની દેશી પલટને બળવો કર્યો. સિપાઈઓએ પોતાના કેટલાક અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા અને ખજાનો પોતાના હાથમાં લઈ લીધો. પણ થોડા મહિનામાં જ આ વિપ્લવને અંગ્રેજોએ શમાવી દીધો. ૧૫મી ડિસેમ્બરે મહારાજાના નાના ભાઈ ચિમણાસાહેબની મદદથી કોલ્હાપુરમાં ફરી વિપ્લવનો વાવટો ફરક્યો. નગરના દરવાજા બંધ કરી દીધા, દીવાલ ઉપર તોપો ચડાવવામાં આવી અને સ્વાધીનતાનો ઢંઢેરો પીટવામાં આવ્યો. અંગ્રેજી સેના જઈ પહોંચી. ખૂનખાર જંગ મચ્યો પણ વિજય તો અંગ્રેજોને જ મળ્યો. વિજય મળ્યા પછી અનેક વિપ્લવકારીઓને તોપને મોંએ ઉડાડી દેવામાં આવ્યા.

**અન્ય સ્થાનોમાં વિપ્લવ**

સત્તાવનના ઑગસ્ટમાં બેલગામની દેશી પલટનમાં વિપ્લવનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. નેતાઓને તોપને મોએ મારી નાખવામાં આવ્યા; બેલગામ અને ધારવાડને શાંત કરવામાં આવ્યાં.

રંગો બાપૂજીના એક પુત્રને ફાંસીએ ચડાવવામાં આવ્યો. સાતારાના ગાદીકુળની બે વ્યક્તિઓને હદપાર કરવામાં આવી. રંગો બાપૂજી સાતારાથી નાસી ગયો. તેને પકડવા માટે મોટાં મોટાં ઇનામો જાહેર કરવામાં આવ્યાં, પણ તે હાથ આવ્યો નહિ.

મુંબઈની કેટલીક દેશી પલટનોએ વિચાર કરી રાખ્યો હતો કે પ્રથમ મુંબઈમાં વિપ્લવ શરૂ કરવો, પછી પૂના જઈને તેના પર અધિકાર જમાવવો અને નાનાસાહેબને પેશવા તરીકે જાહેર કરવો.[૬] ૯૯ મુંબઈના સિપા-

[૬] Forrest's *Real Danger in India.*

ઈઓ આ યોજનાની મંત્રણાઓ કરતા હતા ત્યાં જ અંગ્રેજોને બાતમી મળી ગઈ વિપ્લવકારીઓ પૈકી કેટલાકને ફાંસીએ ચડાવ્યા, કેટલાકને દેશ-નિકાલ કર્યા, અને મામલો શાંત થઈ ગયો.

નાગપુરની પાસેના કેટલાક દેશી સિપાઈઓએ '૫૭ના જૂનની ૧૩મી તારીખ પોતાને માટે નક્કી કરી રાખી હતી. મોટા મોટા શહેરીઓ પણ આ યોજનામાં સામેલ હતા. પણ મદ્રાસની દેશી પલટનો વખતસર પહોંચી ગઈ અને મામલાને શાંત કરી નાખ્યો.

જબલપુર

જબલપુર પ્રાંતનો ગોંડ રાજા શંકરસિંહ તથા તેનો પુત્ર વિપ્લવના સાચા ભક્તો હતા. તેમણે જબલપુરની બાવન નંબરની પલટનને પોતાના પક્ષમાં વાળી લીધી. અંગ્રેજોને સમાચાર મળી ગયા. ૧૮મી સપ્ટેમ્બરે રાજા શંકરસિંહ તથા તેનો પુત્ર બન્નેને તોપને મોએ ઉડાવી દેવામાં આવ્યા. આથી બાવન નંબરની પલટન વીફરી, એક અંગ્રેજ માર્યો ગયો. આ પલટનના કેટલાક સિપાઈઓએ બીજે સ્થળે જઈને વિપ્લવમાં ભાગ લીધો.

દિલ્હીના શાહજાદા ફિરોજશાહે ધારમાં, મહીદપુરમાં, ગોરિયામાં તથા બીજાં કેટલાંક સ્થળોમાં વિપ્લવની યોજનાઓ ઘડી; પણ આ બધામાં ઝાઝી સફળતા મળી શકી નહિ.

હૈદરાબાદ

દક્ષિણમાં હૈદરાબાદ અત્યંત મહત્ત્વનું સ્થાન હતું. એક અંગ્રેજ ઇતિહાસલેખક લખે છે, કે “ ત્રણ મહિના સુધી હિંદુસ્તાનનું ભાવિ નિઝામ અફઝલુદ્દૌલા અને તેના વજીર સાલારજંગના હાથમાં હતું.” જો હૈદરાબાદના નિઝામે વિપ્લવકારીઓને સાથ આપ્યો હોત તો સમસ્ત દક્ષિણ ભારતમાં વિપ્લવની આગ સળગત ઈ. સ. ૧૮૫૭ના જૂન અને જુલાઈમાં હૈદરાબાદના નગરવાસીઓમાં વિપ્લવ પ્રત્યે ઘણો ઉત્સાહ જોવામાં આવતો હતો. મોટા મોટા મૌલવીઓએ અંગ્રેજો વિરુદ્ધ ફતવા કાઢ્યા, વિપ્લવનો પ્રચાર કરતી હજારો પત્રિકાઓ વહેંચવામાં આવી, મસીદોમાં મોટી મોટી સભાઓ ભરાઈ, કેટલાક મુસલમાન સિપાઈઓએ વિપ્લવની શરૂઆત કરી પણ ખરી. પરંતુ નિઝામ અને તેના વજીરે પૂરા દિલથી અંગ્રેજોને મદદ આપી; વિપ્લવકારી નેતાઓને પકડી પકડીને અંગ્રેજોને હવાલે કરી દીધા, કંપનીની સેનાની મદદથી વિદ્રોહી સિપાઈઓની કતલ કરાવી અને હૈદરાબાદનું રક્ષણ કર્યું.

**જોરાપુરનો વીર બાળક રાજા**

હૈદરાબાદની નજીક જ જોરાપુરની એક નાની રિયાસત હતી. રાજા નાની ઉંમરનો અને વિપ્લવમાં ભળેલો હતો. અંગ્રેજો સાથે લડવા માટે તેણે આરબ અને રોહિલા પઠાણોની એક સેના જમા કરી, ઈ. સ. ૧૮૫૮ના ફેબ્રુઆરીમા તે હૈદરાબાદ આવ્યો. સર સાલારજંગે તેને ગિરફ્તાર કરીને અંગ્રેજોને હવાલે કરી દીધો. આ બાળક રાજાનું ગિરફતારી પછીનું વર્તન અત્યંત પ્રશંસનીય અને વીરોચિત હતું. મેડોઝ ટેલર નામના એક અંગ્રેજ અમલદાર સાથે તેને સારો મેળ હતો, અને રાજા એને "અપ્પા" કહીને સંબોધતો હતો. જેલખાનામાં મેડોઝ ટેલર તેને મળવા ગયો. રાજા પૂર્વવત્ તેને આદરપૂર્વક મળ્યો. મેડોઝ ટેલરે તેને બીજા વિપ્લવકારીઓનાં નામ પૂછ્યાં. ટેલર પછી લખે છેઃ "રાજાએ ગર્વથી જવાબ આપ્યોઃ 'નહિ, અપ્પા! હું એ નામો કદી બતાવીશ નહિ. હું રેસિડેન્ટને મળું એવી આપ મને સલાહ આપો છો, પણ હું એમ નહિ કરું. કદાચ હું પ્રાણ માટે ભિક્ષા માગીશ એવી એને આશા હશે, પણ અપ્પા! હું બીજાની દયા ઉપર કાયરની જેમ જીવવા માગતો નથી, તેમ હું મારા દેશવાસીઓના નામો પ્રગટ પણ કરવાનો નથી.' "

મેડોઝ ટેલર ફરી એક દિવસ રાજા પાસે ગયો. તેણે બાળક રાજાને કહ્યું કે તમે જો બીજાના નામ આપશો તો તમને ક્ષમા આપવામા આવશે. રાજાએ જવાબ આપ્યોઃ " × × × શું! હું જ્યારે મૃત્યુના મુખમાં જવાની તૈયારીમા છું, તેવે વખતે શું હું વિશ્વાસઘાત કરીને દેશવાસીઓના નામો પ્રગટ કરી દઉં? નહિ, નહિ. તોપ, ફાંસી, કાળું પાણી, આ બધામાંથી કોઈ વસ્તુ એટલી ભયંકર નથી જેટલો વિશ્વાસઘાત ભયંકર છે."

ટેલરે રાજાને જણાવ્યું કે તમને મૃત્યુદંડ આપવામાં આવશે. રાજાએ જવાબ આપ્યોઃ "અપ્પા! મારે એક વિનંતી કરવાની છે; મને ફાંસીએ ન ચડાવશો; હું ચોર નથી. મને તોપને મોંએ ઉડાડજો. પછી જોજો કે કેટલી શાંતિપૂર્વક હું તોપના મુખ સામે ઊભો રહી શકું છું."

ટેલરના કહેવાથી રાજાને પ્રાણદંડને બદલે કાળા પાણીની સજા ફરમાવવામાં આવી. જ્યારે તેને કાળા પાણીએ લઈ જતા હતા, ત્યારે રાજાએ રમત રમતમા પોતાના કોઈ અંગ્રેજ પહેરેગીરની પિસ્તોલ લઈ લીધી અને લાગ જોઈને પોતાના જ ઉપર ગોળી છોડી. એ પહેલાં તેણે એક વાર કહેલુંઃ "હું કાળા પાણી કરતાં મોત વધારે પસંદ કરું છું. કેદ અને કાળું

પાણી ? મારી પ્રજાનો તુચ્છમાં તુચ્છ પહાડી પણ જેલમાં રહેવાનું પસંદ નહિ કરે.—જ્યારે હું તો તેમનો રાજા છું ! ”

આ વીર બાળક રાજાનું વૃત્તાંત અને તેના શબ્દો અમે ‘ સ્ટોરી આફ ગાય લાઇફ ’ નામના મેડોઝ ટેલરના પુસ્તકમાંથી જ અહીં ઉતાર્યા છે.

**ભાસ્કરરાવ બાબાસાહેબ**

નારગુંડનો રાજા ભાસ્કરરાવ બાબાસાહેબ જોરાપુરના રાજાનો સાથી હતો. બાબાસાહેબની રાણી વીર અને અંગ્રેજોની કટ્ટર દુશ્મન હતી. લખે છે કે ઘણા દિવસો સુધી વિચાર કર્યા પછી રાણીના કહેવાથી ઈ. સ. ૧૮૫૮ ના મેની ૨૫મીએ બાબાસાહેબે અંગ્રેજો વિરુદ્ધ યુદ્ધની ઘોષણા કરી. કર્નલ મૉન્સનની સરદારી તળે કંપનીની એક સેના નારગુંડ ગઈ. બાબાસાહેબે થોડાક સિપાઈઓ સહિત મૉન્સનને નારગુંડની નજીકના જંગલમાં રાતે જ ભિડાવ્યો. યુદ્ધ થયું; મૉન્સન માર્યો ગયો; તેનું માથું કાપીને બાકીનું ધડ બાળી દેવામાં આવ્યું. કંપનીની સેના હારીને નાસી ગઈ. બીજે દિવસે મૉન્સનનું કાપેલું મસ્તક નારગુંડની દીવાલ ઉપર લટકાવવામાં આવ્યું. ત્યાર પછી બાબાસાહેબનો એક ઓરમાન ભાઈ અંગ્રેજોને મળી ગયો. અંગ્રેજી સેનાએ નારગુંડ ઉપર ફરી હુમલો કર્યો. બાબાસાહેબની સેના હારી. બાબાસાહેબ જાતે બચીને નાસી છૂટયો. થોડા દિવસો પછી તે કેદ પકડાયો;અને ઈ. સ. ૧૮૫૮ના જૂનની ૧૨મીએ ફાંસીએ ચડી ગયો. તેની રાણી તથા માતા બંનેએ મળપ્રભા નદીમાં પડીને પ્રાણ આપ્યા.

કોમલદુર્ગના ભીમરાવે અને ખાનદેશના ભીલો તથા તેમની સ્ત્રીઓએ તીરકામઠાં લઈને અંગ્રેજો સાથે યુદ્ધ કર્યું; પણ આ બધા પ્રયત્નો ઘણા કાળ પછી કરવામાં આવ્યા અને તેથી સહેલાઈથી તે દબાવી દેવામાં આવ્યા.

રંગૂન અને બરમામાં પણ થોડાક વિપ્લવ થયો, પણ તે કવખતે.

**અયોધ્યામાં નવેસરથી વિપ્લવની આગ**

હવે ફરી અમે વિપ્લવના સૌથી મહત્ત્વના કેન્દ્ર અયોધ્યા તરફ વળીએ છીએ. મૌલવી અહમદશાહની હત્યા થયા પહેલાં લૉર્ડ કેનિંગે અયોધ્યામાં એવી જાહેરાત કરી કે જે કોઈ હથિયાર હેઠાં મૂકશે તેને ક્ષમા આપવામાં આવશે, અને તેમની જાગીરો પણ પાછી આપવામાં આવશે. પણ તેની કંઈ ખાસ અસર થયેલી દેખાતી નથી. ત્યાર પછી ઈ. સ. ૧૮૫૮ના જૂનની ૫મીએ અહમદશાહની હત્યા થઈ. અયોધ્યાવાસીઓનો કોપાગ્નિ ફરી એક વાર ભભૂકી ઊઠયો. નિઝામઅલીખાંએ પીલીભીત ઉપર હુમલો કર્યો.

ખાનબહાદુરખાં ચાર હજારની સેના જમાવીને ફરી મેદાને પડયો. ફરૂખાબાદમાં પાંચ હજાર સિપાઈઓ નવેસરથી વિપ્લવ માટે તૈયાર થઈ ગયા. નાનાસાહેબ, બાલાસાહેબ, વિલાયતશાહ અને અને અલીખાં મેવાતીની સરદારી તળે હજારો સિપાઈઓ આવીને એકઠા થવા લાગ્યા. ઘોગરા નદીને કિનારે ચૌકઘાટમાં બેગમ હઝરતમહલ અને સરદાર મામૂંખાંની સેના હતી. શાહજાદો ફિરોઝશાહ પણ આ વખતે અયોધ્યામાં હતો. ઉપરાંત રૂઇયાનો રાજા નરપતિસિંહ, રાજા રામબક્ષ, બહુનાથસિંહ, ચંદાસિંહ, ગુલાબસિંહ, ભૂપાલસિંહ, હનુમંતસિંહ વગેરે અનેક મોટા મોટા જમીનદારો પોતપોતાનાં સૈન્યો લઈને અયોધ્યાને અંગ્રેજોના હાથમાંથી મુક્ત કરવા માટે પ્રયત્ન કરવા લાગી પડયા. ખુદ્દા રાજા બેનીમાધવે ફરી વાર લખનૌ ઉપર ચડાઈ કરવાની તૈયારી શરૂ કરી દીધી.

તેર મહિના સુધી વિપ્લવ ચાલુ રહ્યા પછી અને છ મહિના સુધી લખનૌમાં લોહીની નદીઓ વહેવા લાગ્યા પછી પણ કોઈ વીર લખનૌ ઉપર હુમલો કરવાનું સાહસ કરે છે એ સમાચાર સાંભળીને અંગ્રેજો આશ્ચર્યચકિત થઈ ગયા. વિપ્લવકારીઓની સેના આ વખતે લખનૌ પાસે નવાબગંજમાં જમા થઈ. ઈ. સ. ૧૮૫૮ના જૂનની ૧૩મીએ કંપનીની સેનાએ સેનાપતિ હોપ ગ્રાન્ટની સરદારી નીચે અચાનક આ લોકો ઉપર હુમલો કર્યો. કંપનીની સેનામાં હિંદુસ્તાની પલટનો પણ સામેલ હતી. એ દિવસના યુદ્ધની હકીકત અમે સેનાપતિ હોપ ગ્રાન્ટના જ શબ્દોમાં વર્ણવીએ છીએ. તે લખે છેઃ—

"અમારા ઉપરના તેમના હુમલા નિષ્ફળ ગયા. પરંતુ એ હુમલાઓ અત્યંત જોરદાર હતા, અને તેનો મુકાબલો કરવામાં અમારે કઠિન પરિશ્રમ કરવો પડયો હતો. અનેક સુંદર અને સાહસિક જમીનદારોએ ખુલ્લા મેદાનમાં બે તોપો લાવીને પાછળથી અમારા ઉપર હુમલો કર્યો. મેં હિંદુસ્તાનની ઘણી લડાઈઓ જોઈ છે, અને ઘણા બહાદુરોને દઢતાપૂર્વક લડતા જોયા છે; એવા બહાદુરો કે જેઓ કાં તો વિજય મેળવે કે મરી ખૂટે, પરંતુ આ જમીનદારો કરતાં વધારે ગૌરવવાળું દશ્ય મેં કદી પણ જોયું નથી. પ્રથમ તેઓએ અમારી એક સવાર પલટન ઉપર હુમલો કર્યો. અમારા સવારો તેમની સામે ટકી શકયા નહિ અને એટલા વિચલિત થઈ ગયા કે એ સમયે પલટનની સાથેની બે તોપો જોખમમાં આવી પડી. મેં બીજી ૭ નંબરની પલટનને આગળ ધમવાની આજ્ઞા આપી. તેની સાથે ચાર તોપો હતી. આ તોપો

શત્રુથી પાચસો વાર છેટે ગોઠવવામાં આવી. તેમાંથી ગોળા વરસાવવાનું શરૂ કરવામાં આવ્યુ જેમ કોઈ દાતરડીથી ઘાસ કપાઈ જાય તેમ તેઓ કપાઈ મરવા લાગ્યા. તેમનો નેતા એક જબરદસ્ત શરીરવાળો માણસ હતો તેના ગળામાં એક સોજો આવ્યો હતો તે જરા પણ ગભરાયો નહિ તેણે પોતાની તોપો પાસે બે લીલા ઝંડા ખોડાવીને તેના ફરતા પોતાના આદમીઓને એકઠા કર્યા. પણ અમારા ગોળાઓ એવું ભયંકર કાર્ય કરી રહ્યા હતા કે તેમનામાંથી જે કોઈ તોપોની નજીક આવતા તે ત્યાં જ મરણ પામતા હતા. પછી વળી બીજી બે નવી પલટનો અમારી સહાયતા માટે આવી પહોંચી, ત્યારે અમે બાકીના બચેલા શત્રુઓને પાછા હઠાવી શક્યા. છતાં પણ તેઓ તેમની તલવારો અને ભાલાઓ અમારા પ્રત્યે ઘુમાવતા જતા હતા, અને નીડરતાથી અમને લડવા માટે આહ્વાન આપતા જતા હતા. માત્ર પેલી બે તોપોની આજુબાજુમા જ ૧૨૫ લાશો પડી હતી. ત્રણ કલાકના ખૂનખાર યુદ્ધ પછી અમને વિજય મળ્યો "૭

આ જાતના ભયંકર સંગ્રામો તો એ સમયે અયોધ્યામા ચારે બાજુ ખેલાતા હતા.

ઈ. સ ૧૮૫૮ના ઓકટોબરમાં કમાન્ડર-ઇન-ચીફ સર કોલિન કેમ્પબેલે અનેક ગોરી તથા કાળી પલટનો એકઠી કરી, અને નવેસરથી અયોધ્યાના વિપ્લવકારીઓને ઉત્તર તરફ હાંકી મૂકવાની શરૂઆત કરી નવેસરથી અયોધ્યાવાસીઓએ તસુ તસુ જમીન માટે વિકટ સંગ્રામો કર્યા.

**રાજા બેનીમાધવ**

રાજા બેનીમાધવનું સ્થાન શંકરપુર હતું. તેના ઉપર ત્રણ સેનાએ ત્રણ બાજુથી હલ્લો કર્યો અંગ્રેજોનું બળ આ વખત સુધીમાં તો બેહદ વધી ગયુ હતું, જ્યારે બેનીમાધવ પાસે સેના તથા સામાન બન્નેની તંગી હતી છતાં બેનીમાધવે વિદેશીઓની તાબેદારી સ્વીકારી નહિ. કેમ્પબેલે બેનીમાધવને સંદેશો મોકલ્યો કે હવે તમારા વિજયની આશા ફોક છે; હવે જો તમે વૃથા રક્તપાત કરવા ન માગતા હો તો અંગ્રેજોની તાબેદારી સ્વીકારી લો; તમને ક્ષમા આપવામાં આવશે, અને તમારી બધી જાગીર તમને પાછી સોંપાશે બેનીમાધવે જવાબ આપ્યો:—

૭ Hope Grant's *Incidents of the Sepoy War*, p 292

"હવે કિલ્લાનું રક્ષણ કરવું મારે માટે અસંભવિત છે, એથી હું કિલ્લો છોડી દઉં છું. પણ મારું શરીર હું કદી પણ તમને સોંપીશ નહિ; કારણ કે મારું શરીર મારું નથી, પણ બાદશાહનું છે."

બેશક 'બાદશાહ' શબ્દ બેનીમાધવે અયોધ્યાના નવાબ બિરજીસકદર તથા દિલ્હીના બાદશાહ માટે વાપર્યો હતો.

**કંપનીના શાસનનો અંત**

વિપ્લવની શરૂઆત થયાને પૂરું દોઢ વરસ વીતી ગયું હતું. આ વખતે બ્રિટિશ ભારતીય સામ્રાજ્યની અત્યંત મહત્ત્વની એક ઘટના બની. વિપ્લવની શરૂઆતમાં જ કંપનીનું રાજ્ય અસ્ત પામવાની ભવિષ્યવાણી થઈ ચૂકી હતી. બેશક ઈ. સ. ૧૮૫૮ના નવેમ્બરની પહેલીથી કંપનીનું રાજ્ય ભારત ઉપરથી લઈ લેવામાં આવ્યું. ઈંગ્લાંડના શાસકોએ આ વખતે કંપનીની સો વરસની સત્તાનો અંત કરવાનું આવશ્યક માન્યું, અને ૧લી નવેમ્બરથી ઈસ્ટ ઇંડિયા કંપનીને સ્થાને ઈંગ્લાંડની મહારાણી વિક્ટોરિયાનું રાજ્ય આ દેશ ઉપર સ્થાપવામાં આવ્યું.

**મહારાણી વિક્ટોરિયાનો ઢંઢેરો**

લૉર્ડ કેનિંગ અલાહાબાદમાં હતો. ૧લી નવેમ્બરે 'ભારતીય રાજાઓ અને ભારતીય પ્રજા જોગ' મહારાણી વિક્ટોરિયાનો એક ઢંઢેરો જાહેર કરવામાં આવ્યો. એ જ દિવસે લૉર્ડ કેનિંગે જાતે અલાહાબાદમાં દારાગંજ નજીક કિલ્લાની નીચે આ ઢંઢેરો હજારો માણસો સમક્ષ વાંચી સંભળાવ્યો. આ ઢંઢેરામાં વિક્ટોરિયા તરફથી ભારતવાસીઓને જણાવવામાં આવ્યું કેઃ—

આજથી કંપનીનું રાજ્ય પૂરું થયું છે, અને તેને બદલે ભારતના શાસનની લગામ અમે અમારા હાથમાં (અર્થાત્ મહારાણી વિક્ટોરિયાના હાથમાં) લીધી છે; અમારી અંગ્રેજ પ્રજાની હત્યામાં ભાગ લેવાના જેઓ અપરાધી હશે તે સિવાયના બધા લોકો જેઓ હથિયાર હેઠાં મૂકશે તેમને બધાને ક્ષમા આપવામાં આવશે. હિંદી લોકોનો દત્તકનો રિવાજ આજથી કાયદેસર ગણવામાં આવશે અને દત્તક પુત્રોને પિતાની મિલકતના તથા ગાદીના વારસ ગણવામાં આવશેઃ કોઈની ધાર્મિક લાગણીઓ તેમજ રિવાજોમાં દખલ કરવામાં આવશે નહિ; દેશી રાજાઓની સાથે કંપનીએ જે જે સંધિઓ આજ સુધી કરી હશે તેનું ઈમાનદારીથી પાલન કરવામાં આવશે; હવે પછી કોઈ પણ ભારતીય રાજાની રિયાસત કે કોઈ અધિકાર લઈ લેવામાં આવશે નહિ; અંગ્રેજો સાથે જેવો વ્યવહાર રાખવામાં આવે

છે એવો જ વ્યવહાર હવેથી બધા ભારતવાસીઓ સાથે પણ રાખવામાં આવશે વગેરે.

**બેગમ હજરતમહલનો ઢંઢેરો**

પણ અયોધ્યાવાસીઓ ઉપર તો આ ઢંઢેરાની કશી અસર થઈ નહિ. ઈંગ્લાંડની મહારાણી તરફથી આ ઢંઢેરો જાહેર થતા જ બેગમ હઝરત-મહલ તરફથી તેના જવાબમાં અયોધ્યાની પ્રજા જોગ બીજો ઢંઢેરો પ્રસિદ્ધ થયો. આ ઢંઢેરો હિંદુસ્તાની ભાષામાં હતો. અમે તેનાં કેટલાંક વાક્યોનો સરકારી અંગ્રેજી અનુવાદમાંથી નીચેનો અનુવાદ આપીએ છીએ. બેગમ હઝરતમહલે આ ઢંઢેરામાં લખ્યું હતું:—

"× × × ઈ. સ. ૧૮૫૮ના નવેમ્બરની ૧લીનો ઢંઢેરો જે અમારી પાસે આવ્યો છે તે બિલકુલ સ્પષ્ટ છે. × × × આથી અમે × × × બહુ વિચાર કરીને આ જાહેરાત પ્રસિદ્ધ કરીએ છીએ, જેથી પૂર્વોક્ત ઢંઢેરાનો ખરો હેતુ પ્રગટ થાય અને અમારી પ્રજા સાવધાન થઈ જાય.

"એ ઢંઢેરામાં લખ્યું છે કે હિંદુસ્તાન દેશ આજ સુધી કંપની-નીના હાથમાં હતો તે હવે મહારાણીએ પોતાના હાથમાં લીધો છે, અને હવેથી મહારાણીના કાયદા પાળવામાં આવશે, અમારી ધર્મનિષ્ઠ પ્રજાએ આ વાત ઉપર ઇતબાર ન કરવો જોઈએ; કારણ કે કંપ-નીના કાયદા, કંપનીના નોકરો, કંપનીનો ગવર્નર જનરલ, કંપનીની અદાલતો વગેરે બધું તો જેમનું તેમ રહેવાનું જ છે તો પછી એવી કઈ વસ્તુ બની કે જેનાથી જનતાને લાભ થાય અને જનતા તેના ઉપર વિશ્વાસ કરે ?

"એ ઢંઢેરામાં લખ્યું છે કે કંપનીએ જે જે વચનો આપ્યાં છે તે બધાં મહારાણી મંજૂર રાખશે. લોકોએ આ ચાલને ધ્યાન-પૂર્વક તપાસવી જોઈએ. કંપનીએ સમસ્ત હિંદુસ્તાન ઉપર અધિ-કાર મેળવી લીધો છે, અને એ જ અધિકાર હવે કાયમ રહે, તો પછી નવો ફેરફાર શો થયો ? કંપનીએ ભરતપુરના રાજાને પ્રથમ પોતાનો પુત્ર ગણ્યો અને પછી તેનો મુલક લઈ લીધો લાહોરના રાજાને તે લંડન લઈ ગયા, અને પછી તેને કદી ભારત પાછો આવવા દીધો નહિ નવાબ શમ્સુદ્દીનખાંને તેમણે એક તરફથી ફાંસીએ લટકાવ્યો, અને બીજી બાજુ તેમણે તેને સલામ ભરી. પેશવાને તેમણે પૂના અને

સાતારામાંથી હાંકી કાઢયો અને બિઠૂરમાં આજીવન કેદી બનાવી દીધો. બનારસના રાજાને તેમણે આગ્રામાં કેદ કર્યો. બિહાર, ઓરિસ્સા અને બંગાળાના નવાબનું તો નામનિશાન પણ રહેવા દીધું નથી. ખુદ અમારો પ્રદેશ પણ તેમણે એ બહાને લઈ લીધો કે ફોજના પગારો ચડી ગયા છે, જ્યારે અમારી સાથે જે સંધિ કરી હતી તેમાં તેમણે કસમ ખાધા હતા કે આથી વિશેષ તમારી પાસેથી કંઈ લેશું નહિ; એટલે કંપનીએ જે કંઈ વ્યવસ્થા કરી રાખી છે તે બધી મંજૂર રાખવામાં આવે તો પહેલાંની સ્થિતિમાં અને આ નવી પરિસ્થિતિમાં શો તફાવત પડયો ? આ બધી તો જૂની વાતો છે. પણ હમણાં જ બધા કસમો અને આપેલાં વચનો તોડીને, અને અમારી પાસેથી કરોડો રૂપિયા તેમણે કરજે લીધા હોવા છતાં વગર કારણે માત્ર તમારું વર્તન સારું નથી. પ્રજા અસંતુષ્ટ છે વગેરે બહાને અમારો મુલક અને કરોડો રૂપિયાનો માલ લઈ લીધો છે. જો અમારી પ્રજા અમારા પૂર્વાધિકારી વાજીદઅલીશાહથી અસંતુષ્ટ હતી તો અમારાથી સંતુષ્ટ કેમ થઈ ગઈ ? અમારી પ્રજાએ અમારે માટે જાન કુરબાન કરીને પણ પોતાની રાજભક્તિનો જે પરિચય કરાવ્યો છે તેવો પરિચય કોઈ પ્રજાએ પોતાના સ્વામી પ્રત્યે કરાવ્યો નથી. તો પછી હવે શું બાકી છે કે તેઓ અમારો મુલક અમને પાછો આપતા નથી ? ઉપરાંત એ ઢંઢેરામાં લખ્યું છે કે મહારાણીને પોતાનો મુલક વધારવાની ઇચ્છા નથી; છતાં તે આ દેશી રિયાસતોને પોતાનામાં મેળવી લીધા વગર રહી શકતી નથી. × × ×

* * *

"એ ઢંઢેરામાં લખ્યું છે કે ઈસાઈ ધર્મ 'સાચો' છે, પણ બીજા ધર્મવાળાઓ ઉપર કોઈ જુલમ કરવામાં આવશે નહિ, અને બધાને માટે એક જ કાયદો રાખવામાં આવશે. કોઈ ધર્મ સાચો છે કે જૂઠો એને ન્યાયાસનની સાથે શો સંબંધ ? × × × સુવ્વર ખાવાં અને દારૂ પીવો, ચરબીની કારતૂસો દાંત વતી તોડવી અને આટો તથા મીઠાઈમાં સુવ્વરની ચરબી ભેળવવી, સડકો બનાવવાને બહાને મંદિરો અને મસીદોને જમીનદોસ્ત કરવી, દેવળો બાંધવાં, ગલીકૂંચીઓમાં ઈસાઈ મતનો પ્રચાર કરવા પાદરીઓ મોકલવા, × × × આ બધું જો અંગ્રેજો કરતું હોય તો કોઇના ધર્મમાં દખલ કરવામાં નહિ આવે

એ વચન ઉપર લોકો વિશ્વાસ કેમ કરીને મૂકી શકશે? × × ×

"એ ઢંઢેરામાં લખ્યું છે કે × × × લોકોએ હત્યાઓ કરી છે અથવા કરવામાં મદદ આપી છે તેમના ઉપર દયા કરવામાં નહિ આવે; બાકીના બધાને ક્ષમા આપવામાં આવશે. એક મૂર્ખ માણસ પણ સમજી શકે એવી વાત છે કે આ ઢંઢેરા અનુસાર દોષિત કે નિર્દોષ કોઈ પણ બચી શકે નહિ. × × × એક બાબત એમાં સ્પષ્ટપણે કહેવામાં આવી છે, કે કોઈ અપરાધીને છોડવામાં આવશે નહિ; આથી જે જે ગામમાં અમારી સેના રોકાઈ છે તેમાં વસવા-વાળાઓ કોઈ બચી શકશે નહિ જેમાં સાફ દુશ્મનાવટ ભરેલી છે એવા ઢંઢેરા વાંચીને અમને અમારી પ્યારી પ્રજા માટે અત્યંત દુઃખ થાય છે. હવે અમે સ્પષ્ટ અને વિશ્વસનીય આજ્ઞા આપીએ છીએ કે અમારી પ્રજાના જે જે લોકો મૂર્ખાઈ કરીને ગામના મુખીઓ તરીકે અંગ્રેજોને શરણે ગયા છે તે બધા ઈ. સ. ૧૮૫૯ના જાનેવારીની ૧લી પહેલાં અમારી છાવણીમાં આવીને હાજર થઈ જાય. તેમની કસૂર જરૂર માફ કરવામાં આવશે. × × × અંગ્રેજોએ કોઈની કસૂર માફ કર્યાનું હજી સુધી કોઈએ સાંભળ્યું નથી.

* * *

"અમારી પ્રજામાંનો કોઈ માણસ કંપનીના ઉપલા ઢંઢેરાથી છેતરાય નહિ."[૮]

## અયોધ્યામાં વિપ્લવકારીઓની સ્થિતિ

આ જાહેરાત પ્રસિદ્ધ થયા પછીના ૭ મહિના સુધી અયોધ્યામાં સ્વાધીનતાનું યુદ્ધ ચાલુ હતું. ચાર્લ્સ બોલ લખે છે —

"મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરા પછી પણ અયોધ્યામાં આશ્ચર્યજનક યુદ્ધ ચાલુ હતું. વિપ્લવકારીઓની આ બધી ટોળીઓ પ્રત્યે રૈયતવાસીઓની સહાનુભૂતિ હતી અને આ સહાનુભૂતિને લીધે તેમને એટલું બધું વિશેષ બળ તથા ઉત્તેજન મળ્યું કે જેનું અનુમાન પણ થઈ શકે નહિ. આ વિપ્લવકારી સેના ખાધાખોરાકી લીધા વગર જ મરજી પડે ત્યાં જઈ શકતી હતી, કારણ કે લોકો દરેક જગાએ તેમને ભોજન પહોંચાડતા હતા. તેઓ પોતાનો સરસામાન ચોકી-

૮ *History of the Indian Mutiny*, by Charles Ball, vol II, p 571.

પહેરા વગર જ મરજી પડે ત્યાં રાણીને ચાલ્યા જતા હતા; કારણ કે લોકો એમના માલને લૂંટતા નહિ તેમને પોતાની તથા અંગ્રેજોની બાતમી બરાબર મળ્યા કરતી હતી; કારણ કે લોકો તેમને કલાકે કલાકે આવીને સમાચાર પહોંચાડતા હતા. અમે અમારી કોઈ યોજના તેમનાથી છુપાવી શકતા નહિ; કારણ કે અમારા ખાણાના મેજની આજુબાજુ તથા લગભગ દરેક તંબૂમાં એ લોકો પ્રત્યે ગુપ્ત સહાનુભૂતિ ધરાવનારા લોકો ભરેલા હતા. અમે તેમના ઉપર કદી અચાનક હુમલો કરી શકીએ તો એ અલૌકિક વસ્તુ ગણાતી; કારણ કે અમારી કૂચના સમાચાર એક માણસ દ્વારા બીજાને, અને બીજા દ્વારા ત્રીજાને એમ અમારા તે જ સવારો કરતાં પણ વધારે ઝડપથી તેમને મળી જતા હતા." ૯

### અયોધ્યાવાસીઓના અંતિમ પ્રયત્નો

આ કારણથી મહારાણીના ઢંઢેરા પછી પણ ૭ મહિના સુધી અયોધ્યા ઉપર અંગ્રેજો સંપૂર્ણ અધિકાર જમાવી શક્યા નહિ; અવારનવાર ચંદ્રપુર, ડુંડિયાખેડા, રાયબરેલી, સીતાપુર વગેરે સ્થળોએ લડાઈઓ થઈ. અંતે ઈ. સ. ૧૮૫૯ના એપ્રિલ સુધીમા અયોધ્યાના બધા વિપ્લવકારીઓને નેપાળની સરહદમાં ધકેલી મૂકવામાં આવ્યા.

### દેશનિકાલ વિપ્લવકારીઓ

કહેવાય છે કે લગભગ ૬૦,૦૦૦ પુરુષો, સ્ત્રીઓ તેમ જ બાળકોએ નાનાસાહેબ, બાલાસાહેબ, બેગમ હઝરતમહલ અને નવાબ બિરજીસકદરની સાથે નેપાળમાં પ્રવેશ કર્યો. નાનાસાહેબ અને જંગબહાદુર વચ્ચે કેટલોક સમય પત્રવ્યવહાર ચાલ્યો. નાનાસાહેબે પ્રથમ નેપાળ–દરબાર પાસે અંગ્રેજો વિરુદ્ધ મદદની વિનંતી કરી, અને પછી ભારતથી દેશનિકાલ થયેલાને નેપાળમાં રહેવા દેવાની જ મંજૂરી માગી; પરંતુ મહારાજા જંગબહાદુરે આમાથી એકે વાતનો સ્વીકાર ન કર્યો; એટલું જ નહિ પણ નેપાળની સરહદમાં પ્રવેશ કરી અંગ્રેજી સેનાને આ વિપ્લવકારીઓના સંહાર કરવાની રજા આપી. વિપ્લવકારીઓમાના ઘણા હથિયારો હેઠાં મૂકીને ભારતમાં પાછા આવ્યા, ત્યારે અનેકો જંગલોમાં અને પહાડોમાં ખપી ગયા. નાનાસાહેબે જનરલ હોપ ગ્રાન્ટની સાથે થોડોક પત્રવ્યવહાર ચલાવ્યો, જેમાંના

૯ Ibid, vol. ii, p. 572.

### કોટરાનો સંગ્રામ

કોટરામાં ૧૪મી ઓગસ્ટે ફરી અંગ્રેજી સેનાએ તેને ઘેર્યો; યુદ્ધ થયું. પરંતુ આ વખતે પોતાની તોપો મેદાનમાં જ પડતી મૂકીને તાત્યાને નાસી જવું પડ્યું. અંગ્રેજી સેનાએ વળી તેની પૂંઠ પકડી. તાત્યા ફરી ચંબલ નદી તરફ ચાલ્યો. આ વખતે એક અંગ્રેજી સેના પાછળથી આવતી હતી, બીજી જમણી બાજુથી આવતી હતી અને ત્રીજી બરાબર તેની સામે ચંબલ નદીને કિનારે રાહ જોતી ઊભી હતી; છતાં કોઈને છેતરીને, કોઈકમાંથી છટકી જઈને તાત્યા ચંબલ સુધી પહોંચ્યો અને આશ્ચર્યજનક ચપળતાથી અંગ્રેજી સેનાથી થોડેક જ દૂર ચંબલ નદી ઓળંગી ગયો. હવે અંગ્રેજી સેના અને તાત્યાની વચ્ચે ચંબલ નદી આવી ગઈ. પણ તાત્યાની પાસે નહોતી રસદ, તેમ નહોતી તોપો. તાત્યા સીધો ઝાલરાપાટન તરફ ચાલ્યો. ત્યાંનો રાજા સેના અને તોપો સહિત તાત્યાની સામે લડવા માટે બહાર નીકળ્યો, પરંતુ રણક્ષેત્રમાં આવતાં જ રાજાની સેના તાત્યાને મળી ગઈ. હવે તાત્યાને સામાન, રસદ અને સેના બધું મળી ગયું. ઝાલરાપાટન તરફ એ ચાલ્યો હતો ત્યારે તેની પાસે એક તોપ નહોતી; હવે તેની પાસે ૩૨ તોપો થઈ. વિજયી તાત્યાએ ઝાલરાપાટનના રાજા પાસેથી યુદ્ધખર્ચ પેટે પંદર લાખ રૂપિયા લીધા. પાંચ દિવસ સુધી તાત્યા ત્યાં જ રોકાયો. તેણે પોતાની સેનાને પગાર ચૂકવ્યા. રાવસાહેબ અને બાંદાનો નવાબ તાત્યાની સાથે જ હતા. ત્રણેએ મળીને ફરી નર્મદા ઓળંગવાનો વિચાર કર્યો. અંગ્રેજોએ આ લોકોને રોકવા માટે સેનાની જાળ પાથરી દીધી; પરંતુ તાત્યાની પાસે હવે પૂરતો સામાન હતો. હવે તે ઈંદોર તરફ ઊપડ્યો.

સેનાપતિ રોબર્ટ્સ, હોમ્સ, પાર્ક, મિચેલ, હોપ અને લોખાર્ટ જેવા અંગ્રેજી સેનાના ૭ મોટા મોટા સેનાપતિઓ આ વખતે તાત્યાને ઘેરી લેવાનો પ્રયત્ન કરતા હતા, છતાં પણ તાત્યા એમાંથી છટકીને નીકળી જતો હતો.

### તાત્યાની સમસ્યા

રાયગઢ નજીક મિચેલની સેના તાત્યા ઉપર તૂટી પડી. નાનકડા સંગ્રામ પછી તાત્યા ટોપે પોતાની ૩૦ તોપો મેદાનમાં જ પડતી મૂકીને છટકી ગયો. રસ્તામાં તેને ચાર વધારાની તોપો હાથમાં આવી. ત્યાર પછી ઉત્તરમાં જઈને તાત્યાએ ઈશગઢ નામના સિંધિયાના એક નગર ઉપર હુમલો કર્યો અને ત્યાંથી વળી આઠ તોપો મેળવી. તાત્યા દરકોઈ ઉપાયે નર્મદા ઓળંગવાની ધૂનમાં હતો; અને અંગ્રેજી સેના ચારે બાજુએથી આવીને તેને ઘેરી

લેવા માગતી હતી. તાત્યાની આ બધી કૂચો, વિજયો અને પરાજયોનું વર્ણન કરવું અસંભવિત છે. એક અંગ્રેજ લેખક લખે છેઃ—

"ત્યાર બાદ તાત્યાનો બચીને નાસી છૂટવાનો-છટકી જવાનો આશ્ચર્યજનક ક્રમ શરૂ થયો, જે લગભગ દસ મહિના સુધી ચાલુ હતો; અને તેનાથી જાણે કે આપણા વિજયોને પણ તેણે નિષ્ફળ કરી મૂક્યા એમ લાગતું હતું. આ નાસભાગની ઝપટને કારણે આખા યુરોપમાં આપણા મોટા ભાગના અંગ્રેજ સેનાપતિઓનાં નામો કરતા પણ તાત્યાનું નામ વિશેષ મશહૂર બન્યું. તાત્યાની સામે સમસ્યા સરળ નહોતી × × × તેને પોતાની અવ્યવસ્થિત સેના એટલી ઝડપી કૂચથી લઈ જવી પડતી, કે તેનો પીછો પકડનારી સેના જ માત્ર નહિ, પરંતુ તેના ઉપર ડાબી કે જમણી બાજુથી અચાનક હુમલો લઈ આવતી સેનાઓ પણ હાથ ઘસતી રહી જતી હતી. એક તરફથી તે આ રીતે ઉન્મત્તની જેમ પોતાની સેનાને ચલાવતો જતો હતો, બીજી બાજુથી તે ડઝનબંધ શહેરો જીતી લેતો હતો, પોતાની સાથે નવો સામાન એકઠો કરી લેતો હતો, આજુબાજુથી નવી તોપો પણ સાથે લઈ લેતો હતો, અને આ બધા ઉપરાંત પોતાની સેનામાં એવી જાતના નવા સ્વયંસેવકોની ભરતી કરી લેતો હતો કે જેમને રોજના સાઠ માઈલની ઝડપે ભાગવું પડતું હતું. તાત્યા ટોપેએ પોતાનાં અલ્પ સાધનોથી જે કાંઈ કરી બતાવ્યું તેથી સાબિત થાય છે કે તેની યોગ્યતા સાધારણ પ્રકારની નહોતી. × × × જે વર્ગનો માણસ હૈદરઅલી હતો તે વર્ગનો તાત્યા હતો. કહેવાય છે કે તાત્યા નાગપુર થઈને મદ્રાસ પહોંચવા માગતો હતો. જો તે ખરેખર મદ્રાસ સુધી પહોંચી ગયો હોત તો હૈદરઅલી મદ્રાસ આવ્યો ત્યારે જે ભયંકર સ્થિતિ થઈ હતી એટલી જ ભયંકર સ્થિતિ આ વખતે પણ થઈ હોત. નેપોલિયનને માટે જેવી ઈંગ્લિશ ચેનલ રુકાવટ હતી એવી જ રુકાવટ તાત્યા માટે નર્મદા નદીની હતી. તાત્યા બધું કરી શક્યો પણ નર્મદા પાર કરી શક્યો નહિ. × × × અંગ્રેજી સેનાઓ પોતાની આદત પ્રમાણે ધીમે ધીમે આગળ વધતી હતી, પણ પછી તો તેને ઝપાટાબંધ ચાલવાનું શીખી લેવાની ફરજ પડી; અને જ્યાં અંતમાં જનરલ પાર્ક ને કર્નલ નેપિયરની મુસાફરીઓ બહુ તેજદાર થઈ ત્યારે પણ તાત્યાની કૂચના પ્રમાણ કરતાં તેમનો વેગ તો અરધો જ હતો.

આ બધામાંથી તાત્યા અચીને છટકી જતો હતો. ઉનાળો પૂરો થયો, ચોમાસું પૂરું થયું, આખો શિયાળો પૂરો થયો, અને ફરી આખો ઉનાળો પણ પૂરો થયો; છતાં તાત્યા નાસતો જ હતો. તેની સાથે કોઈ વાર બે હજાર થાકેલા માણસો હતા તો વળી કોઈ વાર પંદર હજાર પણ હતા."[૧૧]

તાત્યા નર્મદા પાર કરે છે

ત્યાર પછી તાત્યાએ પોતાની સેનાના બે વિભાગ પાડી નાખ્યા; એક પોતાના હાથ નીચે અને બીજો રાવસાહેબના હાથ નીચે. બન્ને ભાગો બે બાજુએથી આગળ વધ્યા. અનેક જગાએ અંગ્રેજી સેના સાથે લડાઈઓ લડતા લડતા આ બન્ને વિભાગો લલિતપુરમાં એકઠા થયા. અહીં દક્ષિણમાં મિચેલની સેના, પૂર્વમાં કર્નલ લિડેલની સેના, ઉત્તરમાં કર્નલ મીડની સેના, પશ્ચિમમાં કર્નલ પાર્કની સેના અને ચંબલ તરફથી જનરલ રોબર્ટ્સના હાથ નીચેની સેના, આ રીતે પાંચે બાજુએથી પાંચ સેનાઓએ તાત્યાને ઘેરી લીધો. તાત્યાએ હવે અંગ્રેજી સેનાને ભુલાવામાં નાખવા માટે દક્ષિણની કૂચ પડતી મૂકીને ઉત્તર તરફ ઝડપથી ચાલવા માંડયું. અંગ્રેજોએ માની લીધું કે તાત્યાએ દક્ષિણમાં જવાનો વિચાર માંડી વાળ્યો છે. પણ તાત્યા અચાનક પાછો ફર્યો બેતવા નદી ઓળંગી, કજૂરીમાં અંગ્રેજી સેના સાથે એક યુદ્ધ કર્યું, ત્યાંથી રાયગઢ પહોંચ્યો, અને પછી તીરની માફક સીધો દક્ષિણ તરફ ઊપડયો. અંગ્રેજો એની આ દોડધામથી ગભરાઈ ગયા. જનરલ પાર્ક એક બાજુથી ચડયો, મિચેલ પાછળથી ચડયો, બોનર સામેથી તાત્યા સામે ચડયો, છતાં પણ તાત્યા તો પોતાની સેના સહિત નર્મદા પહોંચી જ ગયો, અને દુનિયાના મોટામા મોટા યુદ્ધવિશારદોને ચકિત કરતો હોશંગાબાદ પાસેથી ઓળંગી ગયો!

ઇતિહાસલેખક માલેસન લખે છે: "જે દઢતા અને ધીરજથી તાત્યાએ પોતાની આ યોજના પાર પાડી તેની પ્રશંસા ન કરવી એ અસંભવિત છે."

લંડન 'ટાઇમ્સ'ના ખબરપત્રીએ લખ્યું:—

"આપણો અત્યંત અદ્ભુત તાત્યા ટોપે એટલો દુ:ખદાયક અને ચાલાક શત્રુ છે કે તેની પ્રશંસા થઈ શકે તેમ નથી. પાછલા જૂનથી તેણે મધ્ય ભારતમા ખળભળાટ મચાવી દીધો છે. તેણે આપણાં

૧૧ *The Friend of India*, 1858



तात्या टोपे
( चित्रशाळा प्रेस, पूना, ना सौजन्यथी )

त्रि. त्रि. प्रेस, गोंदिया.

લોકો પણ રોકયા રોકાય નહિ એવો ભય પણ સ્વાભાવિક હતો."૧૩

**તાત્યા નાગપુરમાં**

બેશક આ ઘટના જો એક વરસ પહેલાં બની હોત તો બાકીના ભારતીય ઇતિહાસની ગતિ કોઈ જુદી જ દિશામાં થઈ હોત; પરંતુ છેલ્લા એક વરસમાં ભારતવાસીઓનો ઉત્સાહ ભાંગી ગયો હતો. ઉત્તર ભારતમાં જે તાત્યાને લોકો ખુશીથી આવીને ખાધાખોરાકી પહોંચાડતા હતા તે જ તાત્યા પાસે હવે નાગપુરના મહારાષ્ટ્રી લોકો આવતા પણ ડરતા હતા.

તાત્યાની સેના થોડા દિવસો ત્યાં રોકાઈ. અંગ્રેજી સેનાએ ફરી તેને ચારે બાજુએથી ઘેરવાનું શરૂ કર્યું. તાત્યાની ઉત્તરે અને દક્ષિણે બંને બાજુ વિશાળ અંગ્રેજી સેનાઓ હતી. ઉત્તરની સેના નર્મદા ઓળંગી જોરથી ધસતી આવતી હતી. નાગપુરથી તાત્યાને કોઈ મદદ ન મળી શકી. લાચાર થઈને તાત્યાએ હવે વડોદરા તરફ જવાનો વિચાર કર્યો

**તાત્યાની અલૌકિક કૂચ**

નર્મદાના દરેક ઘાટ ઉપર બંને બાજુએ અંગ્રેજી સેનાએ ધામા નાખ્યા હતા. તાત્યા આગળ વધ્યો. મેજર સંડરલેન્ડની સેના સાથે તેને એક લડાઈ થઈ. તાત્યાએ પોતાની સેનાને હુકમ કર્યો કે બધી તોપો પડતી મૂકો ને નર્મદામાં કૂદી પડો. તાત્યા ને તેની સેના પળ વારમાં સામે પાર નજરે પડી. માલેસન લખે છે કે આ વખતે તાત્યાની સેના જે ઝડપથી કૂચ કરતી હતી એ ઝડપથી દુનિયાની કોઈ પણ સેનાએ કદી પણ કૂચ કરી નથી.

**બાંદાનો નવાબ અંગ્રેજોને શરણે**

તાત્યા રાજપુરા પહોંચ્યો. ત્યાંના સરદાર પાસેથી તેણે ઘોડા અને થોડું ધન લીધું. બીજે દિવસે તે છોટાઉદેપુર પહોંચ્યો. અહીંથી વડોદરા કેવળ પચાસ માઇલ દૂર હતું. એટલામાં પાર્કની અંગ્રેજી સેના છોટાઉદેપુર આવી પહોંચી. તાત્યાને વડોદરાનો વિચાર છોડી દેવો પડયો. હવે તે ઉત્તર તરફ વળ્યો. બરાબર આ વખતે બાંદાના નવાબે નિરાશ થઈને મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરા મુજબ હથિયાર હેઠે મૂકયાં. તાત્યા અને રાવસાહેબ જ હવે બાકી રહ્યા. માલેસન લખે છે:—

> "પણ આ બંને તો આ કઠિન આપત્તિને વખતે પણ અગાઉ જેટલા જ શાંત, વીર અને ચતુર રહ્યા."૧૪

૧૩ Malleson's *Indian Mutiny*, vol. v, pp 239–40

૧૪ Ibid, vol v, p 247.

સ્થાનોને ધમરોળ્યાં છે, ખજાના લૂંટી લીધા છે અને આપણા દારૂગોળાના ભંડારોને ખાલી કર્યા છે. તેણે સેનાઓ એકઠી કરી છે, અને ગુમાવી છે; લડાઈઓ કરી છે અને હાર ખાધી છે. દેશી રાજાઓ પાસેથી તોપો પડાવી લીધી છે, એ તોપો ગુમાવી છે, વળી પાછી બીજી તોપો મેળવી છે અને તે પણ ફરી ગુમાવી છે. ત્યાર પછીની તેની દોડધામ વીજળીના જેવી રહી છે. અઠવાડિયાંઓ સુધી તે ત્રીશ ત્રીશ અને ચાળીશ ચાળીશ માઈલ રોજના ચાલ્યો છે; કોઈ વાર નર્મદાની આ પાર તો કોઈ વાર પેલે પાર. કોઈ વાર તે આપણા લશ્કરને વીંધીને સરકી ગયો છે, તો કોઈ વાર લશ્કરની સામેથી નીકળી ગયો છે. × × × કોઈ વાર તે પહાડો પરથી છટકી ગયો છે, તો કોઈ વાર નદીઓ ઉપરથી, કોઈ વાર વાડીઓમાંથી તો કોઈ વાર જંગલી રસ્તાઓમાંથી, કોઈ વાર દલદલોમાંથી, કોઈ વાર આગળથી તો કોઈ વાર પાછળથી, કોઈ વાર એક બાજુથી તો કોઈ વાર પાછો ફરીને. કોઈ વાર તેણે આપણી ટપાલગાડી ઉપર હુમલો કરીને મુંબઈની ટપાલ લૂંટી છે. × × × છતાં તે હાથ આવ્યો નથી." ૧૨

આખરે ઈ. સ. ૧૮૫૮ના ઑક્ટોબરમાં રાવસાહેબ અને બાંદાના નવાબને સાથે લઈને પોતાની સેના સહિત તાત્યા ટોપે નાગપુર નજીક પહોંચ્યો.

લૉર્ડ કેનિંગની મૂંઝવણ

લૉર્ડ કેનિંગ તથા તેના સાથીઓ ગભરાયા. માલેસન લખે છે:—

"જે માણસને આખું મહારાષ્ટ્ર પેશવાના સાચા ઉત્તરાધિકારી ગણતું હતું, તેનો જ ભત્રીજો હવે સેના સહિત મહારાષ્ટ્રની ભૂમિ ઉપર પહોંચી ગયો. × × × નિઝામ આપણને વફાદાર હતો, પણ એ સમય બહુ વિચિત્ર હતો. × × × એવા દાખલા પણ બની ગયા હતા કે કોઈ રાજા રાષ્ટ્રવિરોધી રહ્યા છતાં પણ તેની પ્રજાએ તો રાજાની વિરુદ્ધ વિદ્રોહ જાહેર કર્યો હોય સિંધિયાની વિરુદ્ધ પણ આ જાતનો વિદ્રોહ થયો હતો. કદાચ તાત્યાની સેના સમસ્ત મહારાષ્ટ્રને આપણા વિરુદ્ધ શસ્ત્ર ઉઠાવવા માટે ઉત્તેજિત કરે એવો આપણને ભય ઊપજે એ સ્વાભાવિક હતું; અને પછી જો આખી મરાઠા કોમ વિદેશીઓની વિરુદ્ધ હથિયાર ઉઠાવે તો એ જોઈ દક્ષિણના (અર્થાત્ નિઝામના મુલકના)

૧૨ *The Times, 17th January. 1859.*

લોકો પણ રોકયા રોકાય નહિ એવો ભય પણ સ્વાભાવિક હતો."[૧૩]

**તાત્યા નાગપુરમાં**

બેશક આ ઘટના જો એક વરસ પહેલાં બની હોત તો બાકીના ભારતીય ઇતિહાસની ગતિ કોઈ જુદી જ દિશામાં થઈ હોત; પરંતુ છેલ્લા એક વરસમાં ભારતવાસીઓનો ઉત્સાહ ભાંગી ગયો હતો. ઉત્તર ભારતમાં જે તાત્યાને લોકો ખુશીથી આવીને ખાધાખોરાકી પહોંચાડતા હતા તે જ તાત્યા પાસે હવે નાગપુરના મહારાષ્ટ્રી લોકો આવતા પણ ડરતા હતા.

તાત્યાની સેના થોડા દિવસો ત્યાં રોકાઈ. અંગ્રેજી સેનાએ ફરી તેને ચારે બાજુએથી ઘેરવાનુ શરૂ કર્યું. તાત્યાની ઉત્તરે અને દક્ષિણે બંને બાજુ વિશાળ અંગ્રેજી સેનાઓ હતી. ઉત્તરની સેના નર્મદા ઓળંગી જોરથી ધસતી આવતી હતી. નાગપુરથી તાત્યાને કોઈ મદદ ન મળી શકી. લાચાર થઈને તાત્યાએ હવે વડોદરા તરફ જવાનો વિચાર કર્યો

**તાત્યાની અલૌકિક કૂચ**

નર્મદાના દરેક ઘાટ ઉપર બંને બાજુએ અંગ્રેજી સેનાએ ધામા નાખ્યા હતા. તાત્યા આગળ વધ્યો. મેજર સંડરલૅન્ડની સેના સાથે તેને એક લડાઈ થઈ. તાત્યાએ પોતાની સેનાને હુકમ કર્યો કે બધી તોપો પડની મૂકો ને નર્મદામાં કૂદી પડો. તાત્યા ને તેની સેના પળ વારમાં સામે પાર નજરે પડી. માલેસન લખે છે કે આ વખતે તાત્યાની સેના જે ઝડપથી કૂચ કરતી હતી એ ઝડપથી દુનિયાની કોઈ પણ સેનાએ કદી પણ કૂચ કરી નથી.

**બાંદાનો નવાબ અંગ્રેજોને શરણે**

તાત્યા રાજપુરા પહોંચ્યો. ત્યાંના સરદાર પાસેથી તેણે ઘોડા અને થોડું ધન લીધું. બીજે દિવસે તે છોટાઉદેપુર પહોંચ્યો. અહીંથી વડોદરા કેવળ પચાસ માઇલ દૂર હતું. એટલામાં પાર્કની અંગ્રેજી સેના છોટાઉદેપુર આવી પહોંચી. તાત્યાને વડોદરાનો વિચાર છોડી દેવો પડ્યો. હવે તે ઉત્તર તરફ વળ્યો. બરાબર આ વખતે બાંદાના નવાબે નિરાશ થઈને મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરા મુજબ હથિયાર હેઠે મૂકયાં. તાત્યા અને રાવસાહેબ જ હવે બાકી રહ્યા. માલેસન લખે છે:—

"પણ આ બંને તો આ કઠિન આપત્તિને વખતે પણ અગાઉ જેટલા જ શાંત, ધીર અને ચતુર રહ્યા."[૧૪]

---

૧૩ Malleson's *Indian Mutiny*, vol. ૪, pp 239–40

૧૪ Ibid, vol. ૪, p 247.

### મેજર રોકનો પરાજય

તાત્યા હવે ઉદયપુર (મેવાડ તરફ ચાલ્યો. તરત જ કેટલીય અંગ્રેજી સેનાઓ તેના ઉપર તૂટી પડી. તે જંગલમાં ઘૂસી ગયો. હવે બચવું તાત્યા માટે અસંભવિત જણાવા લાગ્યું. તાત્યા અને રાવસાહેબ એક દિવસે લગભગ ચાર વાગે સાંજે પ્રતાપગઢ તરફ ઊપડયા. મેજર રોકે આવીને તેમનો રસ્તો રુંધ્યો. તાત્યા મેજર રોકની સેનાને હરાવીને આગળ ચાલ્યો ગયો. ઈ. સ. ૧૮૫૮ના ડિસેમ્બરની ૨૫મીએ તાત્યા ટોપે વાંસવાડાના જંગલમાં થઈને પસાર થયો. બરાબર આ વખતે અયોધ્યાના સંગ્રામોમાં ભાગ લીધા પછી, દિલ્હીના રાજવંશનો પ્રસિદ્ધ શાહજાદો ફિરોજશાહ પોતાની સેના સહિત તાત્યાની મદદ માટે આવી પહોંચ્યો. શાહજાદા ફિરોજશાહે કઈ રીતે સેના સહિત ગંગા પાર કરી અને તાત્યાને જઈને મળ્યો ને કહાણી પણ અત્યંત મનોરંજક છે. ઈ. સ. ૧૮૫૯ના જાનેવારીની ૧૩મીએ ઇંદ્રગઢમાં ફિરોજશાહ, તાત્યાસાહેબ અને રાવસાહેબની મુલાકાત થઈ. માનસિંહ નામનો સિંધિયાનો એક સરદાર પણ આ વખતે તાત્યાને આવીને મળ્યો.

### તાત્યા દેવાસમાં

પણ આ વખતે તાત્યા બહુ બૂરી રીતે ઘેરાઈ ગયો હતો. નેપિયર તેની ઉત્તરમાં હતો, શોવર્સ વાયવ્યમાં હતો, સમરસેટ પૂર્વમાં, સ્મિથ અગ્નિ કોણમાં, મિચેલ અને બેન્સન દક્ષિણમાં અને બોનર દક્ષિણ–પશ્ચિમ તથા પશ્ચિમમા હતો. આ બધાં સૈન્યો પોતાની વચ્ચે તાત્યાને ઘેરી લેવા માટે આગળ વધતા આવતાં હતાં. તાત્યા દેવાસ પહોંચ્યો. ફિરોજશાહ, માનસિંહ, રાવસાહેબ અને તાત્યા ટોપે ઘેરાઈ ગયા.

ઈ. સ. ૧૮૫૯ના જાનેવારી ૧૬મીએ સવારમાં જે વખતે તાત્યા, ફિરોજશાહ અને રાવસાહેબ ત્રણે જણા તંબૂમાં બેઠા બેઠા વાતચીત કરતા હતા, ત્યારે અચાનક કોઈ અંગ્રેજ અમલદારનો હાથ તાત્યાની કમર ઉપર પડયો, અંગ્રેજ સૈનિકો તંબૂમાં ઘૂસી આવ્યા. એમ લાગ્યું કે તાત્યા પકડાયો, પણ અચાનક આ ત્રણે નેતાઓ ફરી અંગ્રેજોના હાથમાંથી છટકી ગયા. દેવાસમાં ચારે બાજુ શોધખોળ થઈ રહી, પણ તેમની ભાળ ન લાગી.

### માનસિંહનો વિશ્વાસઘાત

૨૧મી જાનેવારીએ ફરી આ ત્રણે વિપ્લવકારી નેતાઓ અલવર નજીક શિખરજીમાં દેખાયા. અંગ્રેજી સેના બરાબર તેમને ઘેરવાનો પ્રયત્ન કરતી હતી. તાત્યાની બધી આશાઓ હવે ભાંગીને ભુક્કો થઈ ગઈ હતી. તે અત્યંત

થાકી ગયો હતો. સરદાર માનસિંહ નજીકના જ જંગલમાં છુપાયો હતો. તાત્યાએ ફિરોજશાહ અને રાવસાહેબને સેના સાથે રાખ્યા અને પોતે જાતે કેવળ ત્રણ માણસો સહિત માનસિંહને મળવા ગયો. એ જાણીતી વાત છે કે આ વખતે માનસિંહ અંદરખાનેથી અંગ્રેજોને મળી ગયો હતો; તેને ઇનામમાં જાગીર આપવાનું વચન પણ આપવામાં આવ્યું હતું. ફિરોજશાહે તાત્યાને ફરી પોતાની પાસે બોલાવ્યો. માનસિંહે તાત્યાને જતો રોક્યો અને ઈ. સ. ૧૮૫૯ના એપ્રિલની ૭મીએ લગભગ મધરાતે સૂતેલા તાત્યાને દગાથી શત્રુને હવાલે કરી દીધો.

### તાત્યાનું બલિદાન

ઈ. સ. ૧૮૫૯ના એપ્રિલની ૧૮મી તારીખ તાત્યાની ફાંસી માટે નક્કી કરવામાં આવી હતી. ચારે બાજુ ફોજનો પહેરો હતો. લખે છે કે ફોજની ચારે બાજુ આવેલી ટેકરીઓ ઉપર હજારો ગામોના ભારતવાસીઓ ઊભા ઊભા દૂરથી તાત્યાને શ્રદ્ધાપૂર્વક નમસ્કાર કરતા હતા. તાત્યા આશ્ચર્યજનક ધૈર્ય અને સાહસથી ફાંસીના તખ્તા ઉપર ચડયો. તખ્તા ઉપર તેની બેડીઓ કાપી નાખવામાં આવી. તાત્યાએ હસતાં હસતાં ફાંસીનો ગાળિયો પોતાને હાથે જ પોતાના ગળામાં પહેરી લીધો. પાટિયું ખેંચી લેવામાં આવ્યું અને તે દિવસે સાંજ સુધી તાત્યાનું શબ ફાંસી ઉપર લટકતું રહ્યું. સાંજે યુરોપિયન પ્રેક્ષકોએ દોડી દોડીને તાત્યાના માથાના બબ્બે ચારચાર વાળ તોડી લીધા અને તાત્યાની સ્મૃતિના ચિહ્ન તરીકે પોતાની પાસે રાખ્યા.

### રાવસાહેબ અને ફિરોજશાહનો અંત

રાવસાહેબ અને શાહજાદા ફિરોજશાહ આ પછી એક મહિના સુધી જીવ સટોસટ લડયા. ત્યાર પછી વેશ બદલીને બંને જંગલોમાં ચાલ્યા ગયા. ફિરોજશાહ ઈ. સ. ૧૮૬૪ સુધી વેશ બદલીને ભારતનાં જંગલોમાં ભટકતો હતો; પછી તે અરબસ્તાન ચાલ્યો ગયો, જ્યાં ઈ. સ. ૧૮૬૬માં દેશ છોડીને નાસી આવેલા બીજા અનેક ભારતીય વિપ્લવકારીઓની સાથે તે ભીખ માગતો જોવામાં આવ્યો. રાવસાહેબ ત્રણ વરસ પછી પકડાયો, અને તેને ઈ. સ. ૧૮૬૨ના ઑગસ્ટની ૨૦મીએ કાનપુરમાં ફાંસીએ લટકાવવામાં આવ્યો.

આ રીતે વિદેશી બ્રિટિશ શાસનમાંથી હિંદુસ્તાનને સ્વાધીન કરવાનો સૌથી મહાન અને વ્યાપક પ્રયત્ન નિષ્ફળ ગયો, અને અંગ્રેજી રાજ્યનાં મૂળ દીર્ઘ કાળ માટે અને વધારે મજબૂતીથી આ દેશમાં જામી ગયાં.

## પ્રકરણ પચાસમું

# વિપ્લવનું અવલોકન

### વિપ્લવની નિષ્ફળતાનાં મુખ્ય કારણો

આ વિશાળ રાષ્ટ્રીય પ્રયત્નનાં કારણો અને તેની પ્રગતિનું વર્ણન પાછલાં પૃષ્ઠોમાં વિસ્તારપૂર્વક કરવામાં આવ્યું છે. આ પ્રયત્નની અસફળતાનાં કારણો પણ સ્થળે સ્થળે બતાવવામાં આવ્યાં છે. અસફળતાનાં બે મુખ્ય કારણો અમને દેખાય છે.

### (૧) સમય પહેલાં વિપ્લવની શરૂઆત

પહેલું કારણ એ કે કારતૂસો અને મેરઠની ઘટનાને કારણે વિપ્લવ નક્કી કરેલાં દિવસથી વહેલો શરૂ થઈ ગયો. અમે ઉપર આ સંબંધમાં માલેસન, વિલ્સન, અને વ્હાઇટ જેવા અંગ્રેજ જાણકારોનો અભિપ્રાય આ બાબતમાં આપી ગયા છીએ, કે જો પૂર્વસંકેત અનુસાર ૩૧મી મે ઈ. સ. ૧૮૫૭ને દિવસે બધાં સ્થળોએ ને એકીસાથે જ વિપ્લવ શરૂ થયો હોત તો અંગ્રેજશાસકોને ભારત ફરી જીતી લેવું અસંભવિત બની જાત.

### (૨) શીખો અને ગુરખાઓનો દેશદ્રોહ

બીજું કારણ એ કે શીખો અને ગુરખાઓએ અંગ્રેજોને મદદ આપીને દિલ્હી અને લખનૌ જેવાં કેન્દ્રો જીતી લેવાનું સંભવિત બનાવ્યું. આ સંબંધમાં પંજાબના ચીફ કમિશ્નર સર જોન લોરેન્સનો સ્પષ્ટ અભિપ્રાય અમે ટાંકયો છે. જો પતિયાળા, નાભા અને ઝિંદ બરાબર અણીને વખતે અંગ્રેજોને મદદ આપી ન હોત તો દિલ્હી ફરી વાર જીતી લેવું અંગ્રેજો માટે અસંભવિત હતું એમાં શંકાને સ્થાન નથી. અને એ પણ નિઃસંદેહ છે, કે જો દિલ્હીની સેના એક વાર વિજય મેળવીને પૂર્વ અને દક્ષિણમાં ઊતરી આવી હોત તો વિપ્લવ પછીનો આખો નકશો બદલાઈ જાત.

### ભારતવાસીઓનો અંગ્રેજો સાથે સહકાર

વિપ્લવકારીઓનું સંગઠન સુંદર અને પ્રશંસનીય હતું. તો પણ ઓછામાં

ઓછા કરોડો નહિ તો લાખો ભારતવાસીઓ પોતાના દેશવાસીઓ વિરુદ્ધ અંગ્રેજોને તરેહ તરેહની મદદ આપતા હતા. રેસલ લખે છેઃ—[૧]

"છતાં આપણે સ્વીકારવું પડે છે કે અંગ્રેજો ભલે ગમે તેટલા બહાદુર હોય, પણ જો બધા ભારતવાસીઓ આપણી વિરુદ્ધ થઈ ગયા હોત તો ભારતમાં અંગ્રેજોનું નામનિશાન પણ ન રહેત. આપણા કિલ્લાઓમાં રહેતી સેનાએ એ સ્થાનોનું જે રીતે રક્ષણ કર્યું તે ખરેખર વીરોચિત કાર્ય હતું. પણ એ વીરતામાં ભારતવાસીઓ પણ સામેલ હતા, અને તેમની સહાય તથા હાજરીને લીધે એ સ્થાનોનું રક્ષણ કરવાનું શક્ય બન્યું હતું. જો પતિયાળા અને ઝિંદના રાજાઓએ આપણી સાથે મૈત્રી ન રાખી હોત, અને જો શીખો આપણી પલટનોમાં ભરતી ન થયા હોત તથા પંજાબને શાંત ન રાખ્યો હોત, તો દિલ્હીને ઘેરો ઘાલવો આપણા માટે બિલકુલ અસંભવિત બનત. લખનૌમાં પણ શીખોએ આપણને ઘણી મદદ આપી. દરેક સ્થળે જેમ ભારતવાસીઓ આપણી સેનામાં ભરતી થઈને આપણી શક્તિમાં વૃદ્ધિ કરતા હતા, તેવી જ રીતે દરેક સ્થળે આપણી ઘેરાઈ ગયેલી સેનાને મદદ આપતા હતા, આપણને ભોજન પહોંચાડતા હતા, અને આપણી સેવા કરતા હતા. આ ક્ષણે આ છાવણીમાં અમારી બધાની શી હાલત છે! દેશી ફોજો જ સૌથી મોખરે રહીને અમારું રક્ષણ કરે છે. દેશી લોકો

૧ "Yet it must be admitted that, with all their courage, they (the British) would have been quite exterminated if the natives had been all and altogether, hostile to them The desperate defences made by the garrisons were no doubt heroic; but the natives shared their glory; and they by their aid and presence rendered the defence possible. Our siege of Delhi would have been quite impossible, if the Rajas of Patiala and Jhind had not been our friends and if the Sikhs had not ecruited in our battalions and remained quiet in the Punjab

Sikhs at Lucknow did good service, and in all cases our garrisons were helped, fed, and served by the natives, as our armies were attended and strengthened by them in the field Look at us all, here in camp, at this moment, our out-

અમારા ઘોડા માટે ઘાસ કાપી લાવે છે, તેઓ જ અમારા સાઈસો છે, તેઓ જ અમારા હાથીઓને ચારો આપે છે, તેઓ જ અમારો સામાન લાવવા લઈ જવાની વ્યવસ્થા કરે છે, કમસરિયેટમાં પણ અમારા ભોજનનો પ્રબંધ તેઓ જ કરે છે, તેઓ જ અમારા ગોરા સિપાઈઓનું ખાણું પકાવે છે, તેઓ જ અમારી છાવણીની સફાઈ કરે છે, તેઓ જ અમારા તંબુ ખોડે છે અને તેને હેરવેફેરવે છે, તેઓ જ અમારા અમલદારોનું બધું કામ કરે છે, અને તેઓ જ અમને તેમની પાસેના રૂપિયા ધીરે છે. જે ગોરો સિપાઈ મારી પાસે લખવાવાંચવાનું કામ કરે છે તે કહે છે કે હિંદુસ્તાની નોકરો, ડોળીઓ ઉપાડવાવાળા, ઇસ્પિતાલના માણસો તથા બીજા ભારતવાસીઓ વગર આપણી પલટન એક અઠવાડિયું પણ જીવતી રહી શકે નહિ."

જેમ શીખો વગર દિલ્હીનો વિજય અશકય હતો તેવી જ રીતે ગુરખા વગર લખનૌનો વિજય પણ અશક્ય હતો.

આ બે મુખ્ય કારણો ઉપરાંત બીજાં પણ ત્રણ ગૌણ કારણો વિપ્લવની અસફળતા માટે બતાવી શકાય એમ છે.

**(ક) પ્રભાવશાળી નેતાઓનો અભાવ**

પહેલું એ કારણ હતું કે દિલ્હીનો ઘેરો ચાલુ હતો ત્યારે એ દિવસોમાં દિલ્હીમાં કોઈ યોગ્ય શક્તિશાળી તથા પ્રભાવશાળી નેતાની જરૂર હતી. શહેરની બધી જુદી જુદી શક્તિઓને એકત્ર કરી શકે તથા સહુને એ મહાન પ્રયત્નમાં કામે લગાડી શકે એવા નેતાનો અભાવ હતો. આ જ એક કારણને લીધે દિલ્હીની વિશાળ તથા વીર સેના પણ પોતાના કરતાં સંખ્યામાં ઓછી એવી કંપનીની સેનાનો મહિનાઓ સુધી નાશ ન કરી શકી. આ જ

posts are native troops, natives are cutting grass for our horses and grooming them, feeding the elephants, managing the transports, supplying the commissariat which feeds us, cooking our soldiers' food, clearing their camp, pitching and carrying their tents, waiting on our officers, and even lending us their money. The soldier who acts as my amanuensis declares that his regiment could not have lived a week but for the regimental servants, dolibearers, hospital men, and other dependents."—*My Diary in India*, by Sir W. Russell.

ખામી અમુક અંશે લખનૌમાં પણ હતી. આ જ કારણને લીધે ખરે સંકટને વખતે વિપ્લવકારીઓમાં અવ્યવસ્થા અને શિસ્તની ખામી દેખાતી હતી.

(ख) દેશી રાજાઓની ઉદાસીનતા

બીજું કારણ એ હતું કે સિંધિયા, હોળકર તથા રજપૂતાનાના બીજા રાજાઓએ કંઈક સંકોચ અને કંઈક અવિશ્વાસને લીધે એ રાષ્ટ્રીય વિપ્લવમાં ભાગ ન લીધો. ઉપર લખી ગયા છીએ કે મહારાજા જયાજીરાવ સિંધિયા કે કોઈ મુખ્ય રજપૂત રાજા બરાબર યોગ્ય વખતે પોતાની સેના સહિત દિલ્હી પહોંચી ગયો હોત તો કંપનીની સેના માટે ટકવું બિલકુલ અશક્ય બનત, અને રાજધાનીમાં પ્રભાવશાળી નેતાની ખોટ પુરાત. મહાદુરશાહે આ લોકોને વિપ્લવના પક્ષમાં વાળવાનો પ્રયત્ન કર્યો પણ તેને સફળતા ન મળી.

(ग) દક્ષિણની ઉદાસીનતા

ત્રીજું કારણ એ હતું કે વિંધ્યાચળની દક્ષિણના ભાગે ઉત્તર કરતાં શતાંશ જેટલો પણ ઉત્સાહ વિપ્લવ માટે બતાવ્યો નહિ. મદ્રાસ, મુંબઈ અને મહારાષ્ટ્રમાં ઉત્તર ભારતની સાથે જ વિપ્લવ શરૂ થયો હોત તો એ પ્રાંતોમાંથી ઉત્તર તરફ સેના મોકલવાનું અશક્ય બનત; જનરલ નીલ, જનરલ હેવલૉક વગેરે કલકત્તા સુધી પહોંચી ન શકત અને બનારસ, કાનપુર, અલાહાબાદ તથા લખનૌ જીતી લેવાનું અંગ્રેજો માટે અસંભવિત બનત.

વિપ્લવની અસફળતાનાં આ પાંચ કારણો એવાં છે કે જેમાનું એક પણ જો દૂર થઈ શક્યું હોત તો બાકીનાં ચારે કારણો મોજૂદ હોવા છતાં પણ કદાચ વિપ્લવ અસફળ ન થાત.

એક એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જો સત્તાવનનો આ વિપ્લવ સફળ થયો હોત તો ભારત અથવા સમસ્ત દુનિયા ઉપર એની શી અસર થાત?

બંને પક્ષોના અત્યાચારોની તુલના

કોઈ પણ નિષ્પક્ષ ઇતિહાસલેખક એ વાત નકારી શકે એમ નથી કે મોટા ભાગના વિપ્લવકારીઓ પોતાના દેશની સ્વાધીનતા અને સ્વધર્મનું રક્ષણ કરવા માટે યુદ્ધમાં ઊતર્યા હતા. બીજી તરફથી જે અંગ્રેજો આ વિપ્લવકારીઓનો વિરોધ કર્યો તેઓ આ દેશ ઉપર અંગ્રેજી રાજ્ય ટકાવી રાખવા માગતા હતા. બેશક, બીજા આદર્શ કરતા પહેલો આદર્શ વિશેષ ઉચ્ચ છે. બંને પક્ષે અનેક વાર પ્રશંસનીય વીરતા અને સાહસનો પરિચય કરાવી આપ્યો છે, બંને પક્ષે એક કે વધતે અંશે પોતાના ઉદ્દેશને નિઃશસ્ત્ર અને નિર્દોષોની હત્યાથી કલંકિત પણ કર્યો છે. આ સ્થળે બંને પક્ષોના અત્યા-

આરોની તુલના કરી લેવી અસ્થાને નહિ ગણાય. એમાં જરાય શક નથી કે દિલ્હી, કાનપુર, ઝાંસી વગેરે સ્થળોએ અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકોની કતલ કરીને વિપ્લવકારીઓએ બીજી બધી રીતે પવિત્ર એવા આ આંદોલનને દરેક ન્યાયપ્રેમી મનુષ્યની નજરમાં સદાને માટે કલંકિત કર્યું.

પરંતુ આ સંબંધમાં આપણે એકબે બાબતોનો ખ્યાલ રાખવો જોઈએ.

**વિપ્લવકારીઓ ઉપર જૂઠા આરોપો**

પહેલી વાત તો એ કે વિપ્લવકારીઓના અત્યાચારની જેટલી હકીકતો અંગ્રેજ ઇતિહાસલેખકોના ઇતિહાસમાં વાંચવામાં આવે છે તેમાં પુષ્કળ અસત્ય ભરેલું છે. એના પ્રમાણ તરીકે અમે અગાઉ પણ અનેક નિષ્પક્ષ અંગ્રેજોના અભિપ્રાયો ટાંક્યા છે. ઇંગ્લાંડની પાર્લામેન્ટના સભ્ય મિસ્તર લેયર્ડે આ જાતની ઘટનાઓમાં કેટલું સત્ય છે એ તપાસવા માટે વિપ્લવના દિવસોમાં ભારતની મુસાફરી કરી હતી. ઈ. સ. ૧૮૫૮ના મે માસમાં લંડન પાછો ગયા પછી તેણે ૧૧મીએ વ્યાખ્યાન આપતાં કહ્યું:—[૨]

"જ્યારે હું ભારતમા હતો ત્યારે કોઈ પણ અંગ્રેજનો અંગભંગ કરવામાં આવ્યો હતો કે કેમ એ બાબતની પૂરેપૂરી સચ્ચાઈપૂર્વક તપાસ કરવાનો મેં પ્રયત્ન કર્યો. આ બાબતની તપાસ માટે સરકારે જે લોકોને નીમ્યા હતા, અને ભારતવાસીઓએ અત્યાચાર કર્યાનો એક પણ દાખલો મળ્યો હોત તો જેઓ એકદમ ખુશી થઈને એને વળગી પડત, એવા લોકોએ પણ મને ખાતરી આપી કે અંગ્રેજોનો અંગભંગ કર્યાનું એક પણ ઉદાહરણ તેમને મળી શક્યું નથી. ઊલટું આપણી સેનાના સૈનિકોએ ભયંકર વેર વાળ્યાનાં અનેક

૨ "While he was in India he endeavoured with utmost conscientiousness *to find out whether or not there had been any* case of mutilation, and he had been assured by men, who had been employed by the Government to make enquiries, and men, who he was sorry to say, would have joyfully pounced on any case of cruelty on the part of the natives, that they had not found one case of mutilation. On the other hand there had been numerous cases of fearful revenge on the part of their own army."—Mr. Layard M. P., *The Home News*, May 17th 1858, p. 690.

ઉદાહરણો મળી આવે છે. × × ×"

બેશક, જે જે અંગ્રેજ પુરુષો યુદ્ધમાં લડતાં લડતાં મરણ પામ્યા એનું સૂચન કરવામાં નથી આવ્યું એ સ્પષ્ટ છે.

બીજે એક સ્થળે લેખકે કહ્યું:—

"અત્યંત સાવધાનીથી તપાસ કર્યા પછી સૌથી સારા ને વિશ્વાસપાત્ર લોકો પાસેથી મને જે જે હકીકતો મળી છે તે ઉપરથી મારી ખાતરી થઈ છે કે દિલ્હી, કાનપુર, ઝાંસી તથા બીજાં સ્થળોએ જે ભીષણ અત્યાચારો થયાનું કહેવામાં આવે છે, અને જેમાં અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોની કતલ કરવામાં આવી એમ કહેવાય છે, તે બધા એક અપવાદ વગર જૂઠા છે અને કહેવાવાળાઓએ પોતાની કલ્પનામાંથીજ ઉપજાવી કાઢેલા છે, જેને માટે તેમણે શરમાવું જોઈએ."[3]

**વિપ્લવના નેતાઓની ઉદારતા**

કાનપુરમાં અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોની શોકજનક કતલ નાનાસાહેબની મંજૂરીથી કરવામાં આવી નહોતી, અને તેથી એ કતલને માટે નાનાસાહેબને જવાબદાર ગણી શકાય નહિ, એવા પ્રકારનાં ઘણા અભિપ્રાયો અનેક પ્રમાણિક અંગ્રેજોના આપી શકાય એમ છે. ઝાંસીમાં પણ નિઃશસ્ત્ર અંગ્રેજોની કતલમાં રાણી લક્ષ્મીબાઈનો બિલકુલ હાથ નહોતો. ઊલટું બહાદુરશાહ અને નાનાસાહેબ, બેગમ હઝરતમહલ અને રાણી લક્ષ્મીબાઈ એ અનેક પ્રસંગોએ અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોનું રક્ષણ કરવાનો પૂરતો પ્રબંધ કર્યો હતો. સ્ત્રીઓ તથા બાળકોની હત્યાથી આ આંદોલનને કલંકિત ન કરવાની આજ્ઞા અયોધ્યાના નેતાઓએ એક જાહેરાત દ્વારા પોતાના અનુયાયીઓને આપી હતી એમ ફોરેસ્ટ લખે છે. વિપ્લવકારી જમીનદારો અને જનતાએ અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોને અને ખુદ આશ્રિત અંગ્રેજ પુરુષોને પણ પોતાને ત્યાં આશરો આપ્યાનાં અનેક ઉદાહરણો અયોધ્યામાંથી આપણને મળી શકે છે. એથી ઊલટું જનરલ નીલ, હેવલોક, કૂપર અને હડસન જેવાએ

3 "From the information I received from the very best and most trustworthy sources, after the most careful enquiries, I am convinced that the series of horrible cruelties alleged to have been committed upon English women and children at Delhi, Cawnpore, Jhansi and elsewhere were almost without exception shameful fabrications."—*The Times*, 25th August, 1858.

જે કૃત્યો કર્યાં તે સંબંધે ખુદ લૉર્ડ કેનિંગે પોતાની કાઉન્સિલમાં સત્તાવનના જુલાઈ માસની પંજાબ તથા વાયવ્યપ્રાંતની હાલતનું વર્ણન કરતાં ઈ. સ. ૧૮૫૭ના ડિસેમ્બરની ૨૪મીએ કહ્યું હતું:—

"નાનામોટા ગુનાના અપરાધીઓ જ માત્ર નહિ, બલકે જેનો અપરાધ સંદિગ્ધ હતો એવાઓને પણ ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા; ગામડાંનાં ગામડાં સળગાવી મૂકવામાં અને લૂંટવામાં આવ્યાં. આ રીતે દોષિત અને નિર્દોષ, પુરુષો અને સ્ત્રીઓ, નાના તેમ જ મોટા, દરેકને ભેદભાવ વગર સજા કરવામાં આવી. × × ×" [૪]

નીલ, અને હડસન જેવાના અત્યાચારોનું ફરી વર્ણન કરવામાં માનવ હૃદયને યાતના આપવા જેવું છે.

**સ્વાતંત્ર્યસંગ્રામ ઉપર એક કલંક**

ભારતીય વિપ્લવકારીઓ પોતાની "સ્વાધીનતા અને સ્વધર્મ" માટે યુદ્ધ કરવા તત્પર થયા હતા. એક પક્ષનું પાપ કદી પણ બીજા પક્ષના પાપને ન્યાયી ઠરાવતું નથી. યુરોપ અને ભારતની સંસ્કૃતિમાં અને બન્નેના નૈતિક આદર્શોમાં ઘણું મોટું અંતર છે. કાનપુરવાસીઓ બીબીગઢની શોકજનક કતલ કરે એ માટે અંગ્રેજ જનરલ નીલના અત્યાચારો કોઈ રીતે બહાનું ન બની શકે. અને સંભવ છે કે લગભગ બસોજ અંગ્રે સ્ત્રીઓ તથા બાળકોની કતલ (અને જેટલી હકીકતો મળે છે તે ઉપરથી જાણી શકાય છે કે સત્તાવનમાં સમસ્ત ભારતમાં આ કરતાં વધારે અંગ્રેજ સ્ત્રીઓ તથા બાળકોની કતલ કરવામાં આવી નથી.) એ સ્વાધીનતાના યુદ્ધમાં ભાગ લેનારા ઉપર તેમ જ તેમની મારફત ભારતીય આંદોલન ઉપર સદા કલંકરૂપ રહેશે.

પરંતુ પ્રશ્ન તો એ થાય છે કે જો સન સત્તાવનનો વિપ્લવ સફળ થયો હોત તો શું થાત? સમસ્ત દુનિયાની બધી જાતિઓ તથા દેશો માટે

૪ "The indiscriminate hanging, not only of persons of all shades of guilt, but of those whose guilt was at the least very doubtful, and the general burning and plunder of villages, whereby the innocent as well as the guilty, without regard to age or sex, were indiscriminately punished, . . ."—Governor-General in Council. 24th December, 1857, on state of affairs in the previous July, as quoted in *The Other Side of the Medal*, by E. Thompson, p. 73.

હરકોઈ સંયોગોમાં સ્વાધીનતા શ્રેયસ્કર છે અને પરાધીનતા મહાન શાપરૂપ છે, એમાં બે મત નથી. સ્વાધીનતામાં જ કોઈ પણ જાતિ પોતાની ઉન્નતિ કે પોતાનો સર્વાંગી વિકાસ સાધી શકે છે. હિંદુસ્તાન કે બીજો કોઈ પણ દેશ આ નિયમને અપવાદ નથી. પણ સાથોસાથ સન સત્તાવનની અવસ્થાને ધ્યાનપૂર્વક વિચારી જોતાં ત્રણ બાબતો આપણી નજરે તરી આવે છે.

'ધર્મ' અને 'દીન'ના પોકારો

પહેલી બાબત એ છે કે સન સત્તાવનનો સ્વાતંત્ર્યસંગ્રામ એ આ દેશમાં હિંદુ અને મુસલમાનના ઐક્યના એક જ્વલંત ઉદાહરણરૂપ હતો એમાં શંકા નથી. એ સંગ્રામના બધા જ હિંદુ તથા મુસલમાન નેતાઓ, તેમ જ લાખો હિંદુ તથા મુસલમાન આમવર્ગના લોકો પોતપોતાના ધાર્મિક વિશ્વાસને વળગી રહેવા છતાં પણ ભારતસમ્રાટના ઝંડા નીચે એકત્ર થઈને ખભેખભો અડાડીને પોતાના પ્યારા સ્વદેશની આઝાદી માટે લડતા હતા. આઝાદીની તમન્નાએ તે સમયના ભારતના હિંદુ તથા મુસલમાનોને કેટલા બેચેન બનાવ્યા હતા એનો સુંદર પુરાવો જોઈતો હોય તો, સુવ્વર તથા ગાયની ચરબીવાળી જે કારતૂસો આ સંગ્રામના એક મહત્ત્વના કારણરૂપ હતી, તે જ કારતૂસો એક વાર યુદ્ધ શરૂ થયા પછી યુદ્ધનાં અનેક મેદાનોમાં લાખો હિંદુ અને મુસલમાન સૈનિકોએ બહુ રાજીખુશીથી પોતાના દાંતવતી તોડીને દુશ્મનોની સામે વાપરી હતી.

વળી સન સત્તાવનના વિપ્લવમાં ભાગ લેનારા લાખો હિંદુ તથા મુસલમાનો, કેવળ 'ધર્મ' જોખમમાં છે એવા ભયને લીધે જ સ્વધર્મના રક્ષણ માટે શસ્ત્ર ઉઠાવવા તત્પર થયા હતા એમાં પણ શક નથી. વિદેશીઓનાં અનેક કરતૂકોએ તથા ખાસ કરીને આ ચરબીવાળી કારતૂસોએ તેમની આ શંકાને પ્રબળ બનાવી હતી. આ ભારતીય વીરોની સચ્ચાઈ, તેમનો ત્યાગ તથા તેમની વીરતા પ્રત્યે અમને સંપૂર્ણ માન છે. પરંતુ સાથોસાથ જ આપણે એ પણ માનવું પડશે કે આ સંકુચિત ધર્મ કરતાં પણ સર્વવ્યાપી માનવ ધર્મની દૃષ્ટિએ અધિક ઉચ્ચ એવા કોઈ આદર્શ ખાતર તેઓ લડવા તૈયાર થયા નહોતા. રૂઢિઓ એ કેવળ રૂઢિઓ જ છે. અને સાચી વાત તો એ હતી કે આ હિંદુ કે આ મુસલમાન કે આ ઈસાઈ, એવા જુદા જુદા ધર્મોનો સમય આ સંસારમાંથી હવે ખતમ થઈ ચૂક્યો છે. સાચો વાસ્તવિક માનવ ધર્મ તો મનુષ્યમાત્રને માટે એક જ છે. આ સાચા માનવ ધર્મની ઝાંખી અનેક હિંદુ, મુસલમાન તથા બીજા અનેક મહાત્માઓની વાણી દ્વારા

આપણને વખતોવખત મળતી રહી છે; અને આ દર્શન તે મહાત્માઓએ એટલી હદે આપણને કરાવ્યું છે કે પોતાની જાતને તો તેઓ હિંદુ અથવા મુસલમાન તરીકે ગણાવવાનો જ ઇનકાર કરતા. સમસ્ત દુનિયા આ સાચા વ્યાપક ધર્મની રાહ જુએ છે. અને જે ભારતવર્ષે કબીર અને નાનક જેવા મહાત્માઓને પેદા કર્યા છે, એ ભારત પાસેથી જરૂર એવી આશા રાખી શકાય કે આ સાચા સાર્વજનિક માનવ ધર્મ તરફ દુનિયાને તે દોરી જશે. આ દૃષ્ટિએ સન સત્તાવનના અનેક ક્રાંતિકારીઓના 'ધર્મ, ધર્મ' અને 'દીન, દીન' ના પોકારો સનાતન સર્વોચ્ચ સત્યની દૃષ્ટિથી બહુ ઊંચા નહોતા તેમ ધાર્મિક ક્ષેત્રમાં ભારતના વાસ્તવિક ગૌરવને યોગ્ય પણ નહોતા.

ભારતીય સમાજનાં પાછલા એક હજાર વરસો દરમિયાન આ બંને ધર્મોનાં અનેક પ્રકારે સંઘર્ષણો થઈ ચૂકયાં હતાં. વળી આ પુસ્તકની શરૂઆતમાં જ અમે બતાવી ગયા છીએ કે એ હજાર વરસો દરમિયાન જે મેળ અને પ્રેમથી હિંદુ તથા મુસલમાનો આ દેશમાં રહ્યા છે, તે મેળ અને પ્રેમનો જોટો દુનિયાના કોઈ પણ દેશમાં મળવો દુર્લભ છે. પરંતુ સાથોસાથ આપણા દૈનિક તથા માનસિક જીવનમાં એવી અથડામણો પણ મોજૂદ હતી કે જેને પરિણામે કબીરને કહેવું પડયું, કે "આપસમેં દોઉ લરી લરી મૂએ" (બંને ધર્મોના લોકો અંદર અંદર લડી મર્યા.) અને નાનકને કહેવું પડયું, કે "ગાવા રામ રહીમ કર લડદે બેઈમાન." (જે અવિશ્વાસી છે તેઓ જ રામ અને રહીમના ભેદ પાડીને અંદર અંદર લડે છે.) અમે અગાઉ દર્શાવી ગયા છીએ તેમ આપણા સામાજિક જીવનની આ અથડામણોને તથા આપણા મનમાં રહેલાં આ અથડામણોનાં કારણોને દૂર કરવાના મહાન પ્રયત્નો પણ ચાલુ હતા. પરંતુ સન સત્તાવનની જે બાજુનો અમે અત્યારે ઉલ્લેખ કરીએ છીએ તે બાજુ સંગ્રામમાં સફળતા મળ્યા પછી ધર્મનો સમન્વય કરીને એકબીજાને સમજવાના પ્રયત્નોમાં સહાયક થાત કે ભવિષ્યમાં આ બંને ધર્મોની અથડામણોના સંભવને અનેકગણો વધારી દેત, એ સંબંધમાં અમને ભારે સંદેહ છે.

એવો પણ સંભવ છે કે આવી ધાર્મિક અથડામણોનો અંત સારો જ આવત, અને આપણને એ સાર્વજનિક માનવધર્મના સર્વોચ્ચ શિખરે પહોંચવામાં વહેલી તકે પહોંચાડી દેત. વળી એવો પણ સંભવ છે, કે ઈ. સ. ૧૭૫૭થી ઈ. સ. ૧૮૫૭ સુધીના અનુભવોને પરિણામે આ અથડામણોમાંથી અનેક કુરીતો તથા અડચણો જન્મ્યા હોત, અને આ અત્યંત જટિલ

સમસ્યાનો બહુ સુંદરતાપૂર્વક કાયમને માટે નિકાલ આવી ગયો હોત. ઓછામાં ઓછું એટલું તો જરૂર બનત જ કે જો સત્તાવનનો આ મહાન મુક્તિસંગ્રામ સફળ થયો હોત તો કોઈ ત્રીજી શક્તિ પોતાના તુચ્છ સ્વાર્થ ખાતર આપણી આ જટિલ સમસ્યાને જાણીબૂઝીને વધારે જટિલ બનાવી શકત નહિ. પરંતુ એ અથડામણો આપણા દેશને કઈ દિશાએ ધસડી ગઈ હોત, એ બધું થતાં કેટલો સમય લાગ્યો હોત, અને કબીર તથા અકબરનાં સ્વપ્નાં ક્યારે પૂરાં થયાં હોત, એ સંબંધે નિશ્ચિત સ્વરૂપે કશું કહી શકાતું નથી.

### કુલિનતાનું અભિમાન

બીજી વાત એ કે સન સત્તાવનનો કાળ એ પ્રાચીન તથા ઉચ્ચ વંશોનું ગૌરવ, તેમની સત્તા અને કુલિનતાના અભિમાનનો કાળ હતો. આ રાજવંશોને નામે જ સત્તાવનનું યુદ્ધ શરૂ થયું. સાચું પ્રજાતંત્ર કે માનવ સમાનતાના અધિકારોના અંકુરો પણ આ કાળ સુધી આપણી ભૂમિમાં ફૂટયા નહોતા. અમારું એવું પણ માનવું છે કે દિલ્હીમાં બખ્તખાંને, લખનૌમાં મૌલવી અહમદશાહને અને કાનપુર તથા મહારાષ્ટ્રમાં અજીમુલ્લાખાં અને તાત્યા ટોપેને માત્ર એક જ કારણથી સફળતા ન મળી શકી, કે તેઓ કોઈ રાજવંશમાં જન્મ્યા નહોતા. સંભવ છે કે સન સત્તાવનની સફળતા પછી આ જુદા જુદા રાજવંશોનો મેળ ઝાઝો વખત ટકી રહેવાનું સરળ ન બનત, અને માનવ સમતા, સમાનતા અને પ્રજાતંત્રના દિવસો ભારતથી વધારે દૂર ગયા હોત.

### હિંસા અને અહિંસા

ત્રીજી વાત એ કે જો કે એક બાજુ બહાદુરશાહ, હઝરતમહલ, કુંવરસિંહ અને લક્ષ્મીબાઈનું ચારિત્ર્ય અને બીજી બાજુએ કેનિંગ, નીલ, હેવલોક અને હડસન જેવાના ચારિત્ર્યમાં સ્પષ્ટ તફાવત જોઈ શકાય છે, જો કે એકના ઉપર ભારતના ઉચ્ચતર નૈતિક આદર્શો અને બીજા ઉપર પશ્ચિમના હીન આદર્શોની છાપ સ્પષ્ટ તરી આવે છે, તથાપિ જે સાધનો વડે સન સત્તાવનના વિપ્લવકારીઓ અંગ્રેજોનો સામનો કરતા હતા તે સાધનો હિંસાત્મક સાધનો હતાં, અથવા કહો કે માનવ સંસ્કૃતિના વિશેષ અનુન્નત કાળનાં સાધનો હતા, અને જે સાધનો મનુષ્ય જાતિએ હજારો વર્ષોથી અજમાવ્યાં હતાં. સન સત્તાવનમાં જો કોઈ પક્ષનો વિજય થયો હોત તે વિજય 'હિંસા' ના સિદ્ધાંતનો જ થયો હોત. જે પક્ષ 'હિંસા'ના સિદ્ધાંત તથા તેના ઉપયોગમાં વધારે નિસંકોચ અને વધારે સિદ્ધહસ્ત હોય તેને જ વિજય મળે

એ સ્વાભાવિક હતું. આ પ્રકારના વિજયમાં ભારત કે એશિયાનું વાસ્તવિક અને ચિરકાલીન ગૌરવ સમાયેલું નહોતું. અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે 'હિંસા' કરતાં 'અહિંસા'ની શ્રેષ્ઠતા અને બલવત્તરપણાનો દુનિયાને ક્રિયાત્મક પાઠ આપવાનું કાર્ય ભારત માટે જ નિર્માણ થયેલું છે; અને સન સત્તાવનના વિપ્લવની શતાબ્દી પહેલાં જ ભારતના પગલાં એ વિશેષ જ્વલંત વિજય તરફ સ્પષ્ટપણે આગળ વધતાં જોઈ શકાય છે.

પરંતુ આ તો બધી અનુમાન અને શ્રદ્ધાની વાતો છે. સન સત્તાવનની નિષ્ફળતાનું સ્મરણ કોઈ પણ વિચારી ભારતવાસીના હૃદયને દુઃખી અને સંતપ્ત બનાવ્યા વગર રહી શકતું નથી. જાણે કે એમ લાગે છે કે આ બધી ત્રુટીઓની પૂર્તિ માટે તથા ભારતીય આત્માના સંપૂર્ણ પરિમાર્જન અર્થે હજી આ દેશને થોડો કાળ વિદેશી શાસનની અગ્નિપરીક્ષામાંથી પસાર થવાનું આવશ્યક હશે.

**વિપ્લવ ન થયો હોત તો?**

બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જો કદાચ સન સત્તાવનનો વિપ્લવ થયો જ ન હોત તો તેનું પરિણામ શું આવત? ઈ. સ. ૧૭૫૭થી ઈ. સ. ૧૮૫૭ સુધીનું કંપનીનું રાજ્ય, તેના સાધન તથા તેના કૃત્યોનું વર્ણન આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. આ આખી દુઃખકર હકીકતની પુનરાવૃત્તિ કરવી અશક્ય અને નિરર્થક છે. લોર્ડ ડેલહાઉસીની ભારતનાં રાજ્યો ખાલસા કરવાની નીતિના સંબંધમાં ઇતિહાસલેખક લડલોનો અભિપ્રાય અમે ટાંકી ગયા છીએ કે—

> " આ પરિસ્થિતિમાં જેમની રિયાસતો છીનવી લેવામાં આવી હતી તેમના પક્ષમાં અને છીનવી લેનારની વિરુદ્ધ ભારતવાસીઓની લાગણીઓ જો ઉશ્કેરાય નહિ તો ભારતવાસીઓમાં મનુષ્યત્વ નથી એમ જ માનવું પડત. "[૫]

આ રીતે જો દિલ્હી સમ્રાટનું ઉપરાઉપરી થતું અપમાન અને લખનૌની સ્વાધીનતાના નાશથી ભારતવાસીઓના દિલમાં જોશ ઉત્પન્ન થયું ન હોત તો તેઓ મનુષ્ય ન ગણાત. એ જ રીતે કોઈ મનુષ્યનો વિચાર ભલે સત્ય હો કે અસત્ય, પરંતુ જો કોઈ બીજાને માણસ પોતાનો ધર્મ સમજે તેને આઘાતથી બચાવવા માટે જો તે પોતાનું સર્વસ્વ કુરબાન કરવા તૈયાર ન થાય તો તેને મનુષ્ય કહી શકાય નહિ.

---

૫ "*Thoughts on the Policy of the Crown*, by Ludlow, pp. 35-36.

આ દૃષ્ટિએ જો ભારતવાસીઓમાં મનુષ્યત્વ બાકી રહ્યું હોય તો સન સત્તાવનનો વિપ્લવ સ્વાભાવિક અને અનિવાર્ય હતો. એ વિપ્લવના આદર્શો વિષે અગર વિપ્લવકારીઓમાં વાસ્તવિક અને ઉચ્ચતર આદર્શના અભાવ વિષે અમે ભલે ગમે તે માનતા હોઈએ; પરંતુ એમાં તો બિલકુલ સંદેહ નથી કે જો સન સત્તાવનનો વિપ્લવ ન થયો હોત તો એનો અર્થ એવો થઈ શકત કે ભારતવાસીઓમાં સાહસ, આત્મગૌરવ, કર્તવ્યપરાયણતા અને જીવનશક્તિનો અંત થયો હતો. અંગ્રેજ શાસકોની મહત્ત્વાકાક્ષા અનેકગણી વધી ગઈ હોત, અને ભારતવાસીઓમાં જીવનની આશાની ઝાંખી ન થાત. ભારતમાં હિંદુ કે મુસલમાન એક પણ રિયાસત બાકી ન રહેત એમાં તો બિલકુલ શક નથી. આફ્રિકા અને અમેરિકાના મૂળ વતનીઓના હજારો વર્ષોના અસ્તિત્વને યુરોપિયન પ્રજાઓએ જેમ દુનિયાના પટ પરથી ભૂંસી નાખ્યું અને તે પ્રદેશોમાં યુરોપિયન પ્રજાઓની વસાહતો આજે થઈ ગઈ છે, એવી અવસ્થા ભારતવાસીઓની પણ આજ સુધીમાં થઈ ગઈ હોત. આ બધી દૃષ્ટિએ જોતા સન સત્તાવનના વિપ્લવકારીઓનું ભીષણ બલિદાન કદાપિ વ્યર્થ ગયું નથી. એ લોકોના અસફળ પ્રયત્નો જેમ એક તરફથી અંગ્રેજ શાસકોની આંખો ઉઘાડી દીધી છે અને તેમને સાવધાન બનાવી દીધા છે, તેમ બીજી બાજુથી ભારતવાસીઓના રાષ્ટ્રીય જીવનમાં આશા અને આત્મવિશ્વાસની એક નવી જ્યોત પ્રગટાવી છે; જે આજે સો વરસે પણ ઝાંખી પડી શકી નથી.

### વિપ્લવની બીજા દેશો ઉપર અસર

એક બીજી વાત પણ આ વિષયમાં ધ્યાન આપવા જેવી છે. કોઈ પણ દેશની આવી મહાન ઘટના દુનિયાના બીજા દેશો ઉપર પોતાનો પ્રભાવ પાડ્યા વગર રહી શકતી નથી. બરાબર સન સત્તાવનમાં અંગ્રેજોએ ચીનની સાથે યુદ્ધ કરવાનો સંકલ્પ કરી લીધો હતો. જે અંગ્રેજી સેનાની મદદથી લૉર્ડ કેનિંગે ભારત ફરી જીતી લીધું, તેમાંથી મોટા ભાગની સેના ચીન ઉપર ચડાઈ કરવા માટે રવાના થઈ ચૂકી હતી, અને લૉર્ડ કેનિંગે ભારતની આ મહાન આપત્તિ જોઈને તેને રસ્તામાં જ રોકી લીધી હતી. એ સમયનું ચીન પણ ચાળીસ વર્ષ પછીના બૉક્સર યુદ્ધ વખતના ચીન કરતાં ઘણું વધારે નિર્બળ હતું. સન સત્તાવનનું જાપાન આશરે ત્રણસો નાના નાનાં રાજ્યોમાં વહેંચાએલ ગયેલ હતું; એ રાજ્યોમાં પરસ્પર પ્રતિસ્પર્ધા અને રોજની લડાઈઓ ચાલ્યા કરતી હતી; એ સમયનો જાપાન દેશ રાજનૈતિક

દૃષ્ટિએ એ સમયના ભારત કરતાં કોઈ રીતે વધારે બળવાન કે વધારે સારી અવસ્થામાં નહોતો. ભારતીય વિપ્લવ પછી અગિયાર વરસે જાપાનના દેશભક્તોએ પોતાને ત્યાંથી સેંકડો વરસની જૂની ૨૭૩ રિયાસતોનો અંત કરીને દેશમાં એક મુખ્ય રાજસત્તા સ્થાપી. ઈ. સ. ૧૮૬૮ના આ મહાન પરિવર્તનથી જ જાપાનની સમસ્ત જાગૃતિનો પ્રારંભ થયો જે પત્રમા ભારતનું સૂચન કરીને યુરોપ તથા અમેરિકાવાસીઓની ચાલબાજીથી જાપાનના નીતિજ્ઞોને સાવધાન કરવામાં આવ્યા હતા, એ પ્રસિદ્ધ અંગ્રેજ તત્ત્વવેત્તા હર્બર્ટ સ્પેન્સરનો ઐતિહાસિક પત્ર ભારતીય વિપ્લવ પછી જ લખાયો હતો. જો ચીન અને જાપાન બંને દેશો આ વખતે પશ્ચિમની પ્રજાઓના હાથમાં જતા બચી ગયા તો એમ થવાનુ શ્રેય, સન સત્તાવનના વિપ્લવના જે પ્રવર્તકોએ તથા સંચાલકોએ એશિયાઈ રાષ્ટ્રીય જીવનના આ નાજુક વખતે બ્રિટિશ મહત્ત્વાકાંક્ષાને થોડાક દિવસો માટે એક જબરદસ્ત ધક્કો માર્યો, અને બીજા એશિયાઈ દેશોને પાશ્ચાત્ય કૂટનીતિથી સાવધ થવાનો અવસર આપ્યો, એમને કેટલે અંશે મળવું જોઈએ એ કોણ કહી શકે?

### આપણા ભાવિ આદર્શો

ગમે તે હો, ભારતવાસીઓ માટે હવેનુ મુખ્ય કાર્ય પોતાના ધાર્મિક, સામાજિક તથા નૈતિક આદર્શો સ્થિર કરવાનું છે. એની સાથે જે તેમણે 'હિંસા'ની શક્તિની સરખામણીએ 'અહિંસા'ની શક્તિને સમજવી જોઈશે, અને પોતાના દિલમા 'અહિંસા'ની અજેયતા તથા ઉપયોગિતામા શ્રદ્ધા જગાવવી પડશે. અમે પાછળ લખી ગયા છીએ કે ભારતનાં પગલાં એ ભાવિ અપૂર્વ વિજય તરફ સ્પષ્ટતાથી અને દૃઢતાથી મંડાતા જોઈ શકાય છે, સવાલ કેવળ સમયનો છે.

અંગ્રેજ ઇતિહાસલેખક ફોરેસ્ટ લખે છેઃ—

"આપણુ સામ્રાજ્ય એવા પાતળા પડ ઉપર રચાયું છે કે એ પોપડો કોઈ પણ કાળે સામાજિક પરિવર્તનો અને ધાર્મિક ક્રાંતિઓની પ્રચંડ જ્વાળાઓમા ભસ્મીભૂત થઈ જવાનો પૂરો સંભવ છે. સન સત્તાવનનો વિપ્લવ આપણને એ સત્યનુ સ્મરણ કરાવે છે." ૬

૬ "The Mutiny reminds us that our dominions rest on a thin crust ever likely to be rent by titanic fires of social changes and religious revolutions"—*State Papers*, by Forrest, Introduction

## પ્રકરણ એકાવનમું

## વિપ્લવ પછી

ઈ સ. ૧૮૫૭ના વિપ્લવે અંગ્રેજ રાજનીતિજ્ઞોની આંખો ઉઘાડી. હવે તેઓ અનુભવવા લાગ્યા કે જે વેગથી તેઓ થોડા વખત પહેલાં ભારતનાં દેશી રાજ્યોનો નાશ કરવાના અને દેશના આખા નકશાને લાલ રંગે રંગી દેવાના પ્રયત્નમાં પડ્યા હતા, તે વસ્તુ સામ્રાજ્યની ભાવિ સ્થિરતા માટે કલ્યાણ-સૂચક નહોતી. તેઓએ સમજી લીધું કે સામ્રાજ્યને હવે વિશેષ ફેલાવવાને બદલે તેને મજબૂત બનાવવાના ઉપાયો યોજવાની આવશ્યકતા વધુ છે. હવે તેમને પોતાની સો વરસની શાસનનીતિને ફરી તપાસી જોવાની જરૂર જણાઈ. ઈ. સ ૧૮૫૭–૫૮ના દિવસોમાં ભારત અને ઈંગ્લાંડના વર્તમાન-પત્રોમાં તથા રાજનૈતિક કેન્દ્રોમાં આ વિષયની ઘણી ચર્ચાઓ થઈ. આખરે ભાવિ સામ્રાજ્યની મજબૂતી માટે જે ઉપાયો વધારે મહત્ત્વપૂર્ણ ગણવામાં આવ્યા, અને જેને આધારે વિપ્લવ પછીની બ્રિટિશ ભારતીય સામ્રાજ્યની નીતિ રચવામાં આવી તેનું એક પછી એક નીચે વર્ણન આપીએ છીએ.

[૧] ઈસ્ટ ઇંડિયા કંપનીનો અંત

ઈ સ. ૧૮૫૮ સુધી બ્રિટિશ ભારતનો કારભાર ઈસ્ટ ઇંડિયા કંપનીના હાથમાં હતો અમે અગાઉ લખી ગયા છીએ કે ઈ. સ. ૧૬૦૦માં ઇંગ્લાંડની રાણી એલિઝાબેથે ઈસ્ટ ઇંડિયા કંપની સ્થાપી હતી, અને પછી દર વીસ વરસે ઈંગ્લાંડની પાર્લામેંટ એક નવા 'ચાર્ટર ઍક્ટ' દ્વારા ભારતમાં કંપનીના અધિકારો પાકા કરતી ગઈ હતી. જેનો અર્થ એવો થાય કે ઈસ્ટ ઇંડિયા કંપની ખરી રીતે ઈંગ્લાંડના પાર્લામેન્ટની કેવળ એજન્ટ રૂપ હતી.

ક્લાઈવના પહેલાં ઈસ્ટ ઇંડિયા કંપનીનું કાર્ય ભારતમાં કેવળ વેપાર કરવાનું હતું ક્લાઈવના સમયથી ભારતના કેટલાક પ્રદેશ ઉપર કંપનીના શાસનનો આરંભ થયો ત્યાર પછી વૉરન હેસ્ટિંગ્સ બ્રિટિશ ભારતનો પહેલો

ગવર્નર જનરલ નિમાયો. વૉરન હેસ્ટિંગ્સના જ સમયમાં ઈંગ્લાંડના એક મંત્રી ફૉકસે પાર્લામેંટ સમક્ષ એક એવી દરખાસ્ત રજૂ કરી કે ભારતવર્ષમાં જે કંઈ પ્રદેશ કંપનીને મળી ગયો છે તેનો કારભાર કંપનીના હાથમાંથી લઈને ઈંગ્લાંડના મંત્રીમંડળના હાથમાં સોંપવામાં આવે. હાઉસ ઑફ કૉમન્સમાં ફૉકસની આ દરખાસ્ત મંજૂર થઈ; પરંતુ હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં ઈસ્ટ ઇંડિયા કંપનીના ધનાઢ્ય ભાગીદારોનો પ્રભાવ વિશેષ હતો; આથી હાઉસ ઑફ લૉર્ડ્ઝે ફૉકસની આ દરખાસ્ત નામંજૂર કરી.

તે પછીને બીજે વરસે એટલે ઈ. સ. ૧૭૮૩માં મુખ્ય મંત્રી પિટે એક નવી દરખાસ્ત રજૂ કરી કે ઈંગ્લાંડના મંત્રીમંડળમાં એક જુદું ખાતું ખોલવું જેને 'બોર્ડ ઑફ કંટ્રોલ' કહેવામાં આવે. મંત્રીમંડળનો એક સભ્ય આ બોર્ડનો પ્રધાન થાય, અને કંપનીના ડાયરેકટરો પોતાના ભારતીય પ્રદેશના શાસનનો જે કંઈ પ્રબંધ કરે તે આ બોર્ડની દેખરેખ તળે કરે. ઈ. સ. ૧૭૮૪થી ૧૮૫૮ સુધી આ સરકારી ખાતું અને કંપનીના ડાયરેકટરો બંનેના સંયુકત નિયંત્રણથી બ્રિટિશ ભારતની શાસનનીતિ ચલાવવામા આવતી હતી બીજા શબ્દોમા બોલીએ તો બ્રિટિશ ભારતના કારભારની વાસ્તવિક લગામ ઈંગ્લાંડની સરકાર તથા ત્યાંની પાર્લામેંટના હાથમાં હતી. અને ઈસ્ટ ઇંડિયા કંપની તો તેની માત્ર એક એજંટ હતી.

ઈ. સ. ૧૭૮૩ પછી ઈ. સ. ૧૮૧૩માં એક નવો ફેરફાર એ કરવામાં આવ્યો કે એ વરસમાં ભારત સાથેનો ઈસ્ટ ઇંડિયા કંપનીનો વેપારનો અનન્ય અધિકાર હતો તે લઈ ને પાર્લામેંટે પ્રત્યેક અંગ્રેજ તેમ જ કંપનીને ભારત સાથે વેપાર કરવામાં અધિકાર આપ્યો. આનું કારણ એ હતું કે ઈંગ્લાંડ અને ભારતનો વેપાર ઘણો વધી ગયો હતો અને આખી અંગ્રેજ પ્રજા એનો લાભ લેવા માટે તલપતી હતી. અમે પાછળ એક પ્રકરણમાં લખી ગયા છીએ કે ભારતના પ્રાચીન ઉદ્યોગધંધાનો નાશ તથા ભારતની વર્તમાન દરિદ્રતાનુ મૂળ કારણ ઈ. સ. ૧૮૧૩નો આ 'ચાર્ટર એક્ટ' જ હતો.

દરેક નવા ચાર્ટરમાં અંગ્રેજ પ્રજા તથા અંગ્રેજ વેપારીઓના મૂળ હેતુ ઉપર પડદો નાખવા માટે કોઈ ને કોઈ એવું વાક્ય તેની સાથે જોડી દેવામાં આવતું કે જેનાથી વિદેશીઓનો હેતુ ભારતવાસીઓ ઉપર કેવળ ઉપકાર કરવાનો છે એમ દેખાય ! ઉદાહરણ તરીકે ઈ. સ. ૧૮૧૩ના ચાર્ટરમાં લખવામાં આવ્યું કે ભારતના " અંગ્રેજ મુલકના રહેવાસીઓનું સુખ તથા

દિનની ઉન્નતિ કરવી "૧ એ ઇંગ્લાંડનું "કર્તવ્ય" છે વગેરે ઈ સ ૧૮૩૩ ના ચાર્ટરમાં લખ્યું છે કે –

' આ મુલકના રહેવાસીઓને અથવા આ મુલકમાં રહેનારી બાદશાહની સ્વાભાવિક પ્રજાને કેવળ તેને ધર્મ, જન્મસ્થાન જાતિ કે રંગને કારણે કંપનીની કોઈ નોકરી પદવી કે અધિકાર માટે અયોગ્ય ગણવામાં આવશે નહિ '૨

ઈ સ ૧૮૩૩થી ૧૮૫૩ સુધીમાં ભારતમાં અંગ્રેજી રાજ્યની સીમા એટલી વધી ગઈ હતી કે ઈ સ ૧૮૫૩ના ચાર્ટર એક્ટમાં આ પ્રકારના પરોપકારસૂચક વાક્યો લખવાની પણ જરૂર જણાઈ નહિ

ઈ સ ૧૮૫૩નો ચાર્ટર એક્ટ પાસ કરતી વખતે પાર્લામેન્ટની સિલેક્ટ કમિટિ સમક્ષ જે જુબાનીઓ આપવામાં આવી એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જેમ બને તેમ ભારતનું ધન ચૂસીને ઇંગ્લાંડને ધનવાન બનાવવું તથા અંગ્રેજી કેળવણી તેમ જ ઇસાઈ મતના પ્રચાર મારફત ભારતવાસીઓના રાષ્ટ્રીય જીવનને નિર્મળ બનાવીને તેમને સદાકાળ અંગ્રેજોની ગુલામીમાં રાખવા એ તે કાળના ભારતના અંગ્રેજ શાસકોનું લક્ષ્ય હતું

કંપનીનું વિશાળ ભારતીય સામ્રાજ્ય કંપનીના હાથમાંથી લઈને રીતસર ઇંગ્લાંડના બાદશાહ તથા પાર્લામેન્ટના હાથમાં સોંપી દેવાનું એક જબરદસ્ત આંદોલન વિપ્લવ પહેલાં જ શરૂ થઈ ચૂક્યું હતું આ આંદોલનના બે મુખ્ય કારણો હતા એક તો એ ઇંગ્લાંડના ઉદ્યોગો તથા વેપાર જેસથી વધતા જતા હતા ઇંગ્લાંડના રહેવાસીઓને પોતાની રોજની જરૂરિયાતો પૂરી પાડવા માટે હિંદુસ્તાનમાં ખુલ્લું મેદાન જોઈતું હતું, જેમાં કોઈ પ્રકારની દખલ કોઈ ન કરી શકે બીજું " હિંદુસ્તાનની સ્વાભાવિક સંપત્તિની ખિલવણી કરવી ( Development of the resources

१ 'To promote the interest and happiness of the inhabitants of the British Dominions —Charter Act of 1813

२ That no Native of the said territories, nor any natural born subject of His Majesty resident therein, shall, by reason only of his religion, place of birth, descent, color, or any of them, be disabled from holding any place office, or employment under the said company —Charter Act of 1833

of India)" એ એક નવું કૂટવાક્ય ઘડી કાઢવામા આવ્યું; આનો અર્થ એ હતો કે રેલ્વે, તાર, ટપાલ, કપાસની ખેતી, કપાસ તથા અનાજ ઈંગ્લાંડ મોકલવું વગેરે ઉપાયો દ્વારા ભારતમાંથી ધન ખેંચવાની અંગ્રેજોને સરળતા કરી આપવી. કહેવામાં આવ્યું કે ઈસ્ટ ઇંડિયા કંપનીને લીધે ભારતની સ્વાભાવિક સંપત્તિની ખિલવણી પૂરતા વેગથી થઈ શકતી નથી.

બીજું કારણ એ હતું કે ઈંગ્લાંડનિવાસીઓ ભારતના ફળદ્રુપ પ્રદેશોમાં આવીને વસવા માગતા હતા, તેમ જ ભારતને ઑસ્ટ્રેલિયા, આફ્રિકા અને અમેરિકાની માફક ઈંગ્લાંડની વસાહત બનાવવા માગતા હતા. ઈસ્ટ ઇંડિયા કંપની ભારતને વસાહત (ઉપનિવેશ) બનાવવાના આ વિચારની વિરુદ્ધ હતી.

આ બે કારણોને લીધે ઈંગ્લાંડના લોકો કંપનીને તોડીને ભારતનો કારભાર ઈંગ્લાંડના બાદશાહના હાથમાં સોંપવા માટે આંદોલન ચલાવતા હતા. સન સત્તાવનના વિપ્લવથી આ લોકોને એક સુંદર તક મળી ગઈ. ઈ. સ. ૧૮૫૮માં પાર્લમેન્ટ સમક્ષ આ જાતની દરખાસ્ત પણ રજૂ કરવામાં આવી. આના જવાબમાં કંપનીના ડાયરેક્ટરોએ એક લાંબો વિનતિપત્ર તૈયાર કરીને ઈ. સ. ૧૮૫૮ના ફેબ્રુઆરીમાં પાર્લમેંટ સમક્ષ રજૂ કર્યો. આ પત્રમાં ડાયરેક્ટરોએ પોતાના સો વરસના અમલ દરમિયાન ભારત ઉપર કરેલા ઉપકારો ગણાવીને વિનંતી કરી કે રાજ્યવહીવટ કંપનીના હાથમાં જ રહેવા દેવો. તાજા થયેલા વિપ્લવનો ઉલ્લેખ કરતાં અને પોતાના રાજ્યવહીવટની પ્રશંસા કરતાં ડાયરેક્ટરોએ એ પત્રમાં લખ્યું હતુ કેઃ—

"વર્તમાન દુર્ઘટનામાં દેશી રાજાઓ જો બળવો દબાવી દેવામાં મદદ કરવાને બદલે બળવાના માર્ગદર્શક બની ગયા હોત, અથવા જો સામાન્ય પ્રજા બળવામાં સામેલ થઈ હોત તો આનું પરિણામ કેવું વિપરીત આવ્યું હોત એ દર્શાવવાની અમને આવશ્યકતા જણાતી નથી.[3] × × × હાલમાં ઈંગ્લાંડમાં જે સિદ્ધાંતનો પ્રચાર ખૂબ જોરથી કરવામાં આવે છે તે તો એ છે કે જો અંગ્રેજો ત્યાં

૩ ". . how very different would probably have been the issue of the late events, if the Native princes instead of aiding in suppressing the rebellion, had put themselves at its head, or if the general population had joined in the revolt." —East India Company's petition to Parliament, 1858.

રહે છે તેમને હરકોઈ ઉપાયે લાભ થાય એ બાબત ઉપર ભારતનું શાસન કરતી વખતે અમારે ખાસ ધ્યાન આપવું જોઈએ."[૪]

ભારતના ભાવિ શાસનમા કઈ કઈ બાબતો ઉપર ખાસ ધ્યાન આપવું જરૂરી છે એ સંબંધે પણ ડાયરેક્ટરોએ આ પત્રમાં વિસ્તૃત સલાહ આપી હતી.

કંપનની માગણીનો સ્વીકાર થવો હવે અસંભવિત હતો. કોઈ નવા અને જબરા પરિવર્તન દ્વારા ભારતવાસીઓનાં દિલ પણ પોતાની તરફ વાળી લેવાની આવશ્યકતા હતી. ઈ. સ. ૧૮૫૮માં જ ભારતમાં ઇસ્ટ ઇંડિયા કંપનીના શાસનનો અંત કરવામાં આવ્યો. બ્રિટિશ ભારતના રાજ્યવહીવટની લગામ ઈંગ્લાંડની પાર્લામેન્ટે હવે પોતાના હાથમાં લીધી છતાં જે સિદ્ધાંતનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે તેનું સમર્થન કરતાં હાઉસ ઑફ કોમન્સે ઈ. સ. ૧૮૫૮ના માર્ચની ૧૬મીએ એક નવી સમિતિ નીમી. આ સમિતિનું કાર્ય નીચે જણાવેલા શબ્દોમાં નિયત કરવામાં આવ્યું:—

"તપાસ કરવી કે હિંદુસ્તાનમાં અને ખાસ કરીને એ દેશના પહાડી મુલકમાં અને સ્વાસ્થ્યજનક સ્થળોમાં યુરોપિયનોને વસવાટ કરવા માટે અને તેની સાથે જ મધ્ય એશિયાનો આપણો વેપાર વધારવા માટે શા શા ઉપાયો લેવામા આવ્યા છે શા શા ઉપાયો લઈ શકાય એમ છે અને કયા કયા ઉપાયો સર્વોત્તમ છે."[૫]

ભારતનું શાસન કંપનીના હાથમાંથી લઈને પાર્લામેંટના હાથમાં સોંપવાનો અભિપ્રાય આપતાં સર ચાર્લ્સ મેટકાફે લખ્યું છે કે—

"જો કે, ભારત ઉપર કંપની દ્વારા રાજ્ય ચલાવવામાં આવે કે રીતસર ઈંગ્લાંડના મંત્રીઓ દ્વારા રાજ્ય ચલાવવામા આવે એ સંબંધે

૪ "The doctrine now widely promulgated that India should be administered with a special view to the benefit of the English who reside there."—Ibid.

૫ "To inquire into the progress and prospects and the best means to be adopted for the promotion of European colonization and settlement in India, especially in the hill districts and healthier climates of that country; as well as for the extension of our commerce with Central Asia."—Terms of Reference of the Select committee of the House of Commons, 16th March, 1858.

ભારતવાસીઓ બિલકુલ ઉદાસીન છે. છતાં ભારતની બીજી પ્રજા આ બાબતમાં ઉદાસીન નથી. અર્થાત્ જે યુરોપિયનો ભારતમાં રહે છે અને જેઓ કંપનીના નોકર નથી, તથા જે લોકો અર્ધ યુરોપિયનો છે, તે બધાને કંપનીના રાજ્યથી સંતોષ થશે નહિ."

આટલું વાચ્યા પછી હવે કોઈને એ બાબતમાં શંકા રહેવાનું કારણ નથી કે ભારતનો રાજ્યવહીવટ કંપનીના હાથમાંથી ઇંગ્લાંડના મંત્રીમંડળના હાથમાં સોંપવામાં ભારતવાસીઓને લાભ કરવાનો ઉદ્દેશ નહોતો, પણ એમ કરવાનો હેતુ એ હતો કે ભારતના સર્વોત્તમ પ્રદેશોમા યુરોપિયનોનો વસવાટ કરાવવો અને ભારતવાસીઓને પોતાના ગોરા માલિકોના "લાકડાં ચીરવા-વાળા અને પાણી ભરવાવાળા"ની અવસ્થાએ પહોંચાડી દેવા. કંપનીના શાસનનો અંત કરવામા જ હવે અંગ્રેજ નીતિજ્ઞોને બ્રિટિશ સામ્રાજ્યની સ્થિરતા તથા તેનું ભાવિ હિત દેખાતાં હતા.

### (૨) મહારાણી વિકટોરિયાનો ઢંઢેરો

વિપ્લવ સંપૂર્ણ શાંત થયા પહેલાં જ ભારતનું શાસન કંપનીના હાથમાંથી લઈને ઇંગ્લાંડની સરકારના હાથમા સોંપવામા આવ્યું એ વખતે ઇંગ્લાંડની ગાદીએ મહારાણી વિકટોરિયા હતી. હિંદુસ્તાનના રાજાઓ, જમીનદારો, સરદારો અને સમસ્ત પ્રજા જોગ મહારાણીના નામથી એક ઢંઢેરો જાહેર કરવામા આવ્યો, જેની હકીકત અમે અગાઉ આપી ગયા છીએ. ટૂંકમાં આ ઢંઢેરામાં નવા પરિવર્તનનો ઉલ્લેખ કરવામા આવ્યો, મહારાણી, તેનો ઉત્તરાધિકારી અને તેમના તરફથી નિમાયેલા અમલદારોને વફાદાર રહેવાની ભારતવાસીઓને સલાહ આપવામાં આવી, લૉર્ડ કેનિંગને ભારતનો પ્રથમ વાઈસરૉય નીમવામા આવ્યો, દેશી રાજાઓને ખાતરી આપવામાં આવી કે તેમની સાથે જે જે સંધિઓ કરવામાં આવી છે તે બધી ઇંગ્લાંડની સરકાર માન્ય રાખશે, ભારતની પ્રજાને ખાતરી આપવામાં આવી કે તેમના ધર્મમાં કોઈ જાતનો હસ્તક્ષેપ કરવામાં આવશે નહિ, અને આખરે વિપ્લવ બંધ કરવાની લોકોની પ્રાર્થના કરતાં મહારાણીએ જાહેર કર્યું કે—

> "જ્યારે ઈશ્વરની કૃપાથી દેશમાં ફરી શાંતિ સ્થપાશે ત્યારે અમારી એવી હાર્દિક ઇચ્છા છે કે હિંદુસ્તાનની કારીગરીને ઉન્નતિ આપવી, આમજનતાને લાભ થાય તથા તેમની ઉન્નતિ થાય એવાં કાર્યો ચપાવવાં અને ભારતની અમારી સમસ્ત પ્રજાને લાભ થાય એ રીતે રાજ્યવહીવટ ચલાવવો. પ્રજાના સુખસમાધાનમા જ અમારું

ભાગ સમાયેલું છે, તેમના સંતોષમાં અમારી સલામતી છે, અને તેમની કૃતજ્ઞતા એ અમારું સૌથી મોટું ઇનામ છે. સર્વશક્તિમાન પરમાત્મા અમને તથા અમારા તાબેદાર નોકરોને શક્તિ આપે, જેથી અમે અમારી આ ઈચ્છાઓ પ્રજાના હિતાર્થે પૂરી કરી શકીએ."

ઉપરોક્ત વાક્યો આ ઢંઢેરાનાં સૌથી અધિક ચિત્તાકર્ષક વાક્યો છે. વિદેશી શાસન ચાલુ રહેવા છતાં અનેક ભોળા ભારતવાસીઓ આ ઢંઢેરાને પોતાના ભાવિ કલ્યાણનો સૂચક માની બેઠા. પણ ખરી રીતે આ ઢંઢેરાની કિંમત આવા પ્રકારના સામાન્ય રાજનૈતિક ઢંઢેરા કરતાં જરાય વધારે નહોતી, તેમ જ આ ઢંઢેરાથી કે કંપનીના હાથમાંથી ઈંગ્લાંડના મંત્રીમંડળના હાથમાં રાજ્યની લગામ સોંપવાના પરિવર્તનથી ભારતના અંગ્રેજ શાસકોની નીતિમાં કઈ પ્રકારનું મૌલિક પરિવર્તન થયું હતું એમ પણ માનવાની જરૂર નથી. આ ઢંઢેરાનો મુખ્ય હેતુ તો વિપ્લવથી ઉત્તેજિત થયેલાં ભારતવાસીઓના દિલોને કોઈ રીતે શાંત કરવાનો હતો, ને એમાં સંદેહ પણ નથી કે અંગ્રેજોને તેમના આ ઉદ્દેશમાં ઘણી સફળતા મળી. પ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસલેખક ફ્રીમેન આ જાતના ઢંઢેરાના સંબંધમાં લખે છે કે—

" પણ જ્યારે આપણે વિનતિઓ અને ઢંઢેરાઓ ઉપર આવીએ છીએ ત્યારે × × × આપણે અસત્યના અત્યંત અભીષ્ટ ક્ષેત્રમાં પહોંચી જઈએ છીએ. × × × બેશક, જે માણસ પાર્લામેન્ટના દરેક કાર્ય ઉપર કે દરેક કાયદા ઉપર વિશ્વાસ મૂકે છે તે બાળક જેવો ભોળો છે "[1]

આ જાતના જેટલા વચનો ઈંગ્લાંડે હિંદુસ્તાનને આપ્યાં છે તે બધાને માર્કિવસ ઑફ સેલિસબરીએ રાજનૈતિક દંભ (Political hypocrisy) એવું નામ આપ્યું છે

ભારત સરકારના સુપ્રસિદ્ધ અને સુયોગ્ય લૉ મેમ્બર સર જેમ્સ સ્ટીવને મહારાણી વિક્ટોરિયાના આ ખાસ ઢંઢેરાના સંબંધમાં કહ્યું હતું કે આ ઢંઢેરો "કેવળ એક રૂઢિ મુજબનો પત્ર હતો, અંગ્રેજ શાસકો માટે કોઈ પ્રકારે

[1] " . . But when we come to manifestoes, proclamations . . here we are on the very chosen region of lies, . . . He is of childlike simplicity indeed who believes every act of Parliament, . .' —Freeman's *Methods of Historical Study*, pp. 258–59

બંધનકારક હોય એવું કોઈ કરારનામું નહોતું. આ ઢંઢેરાની કાયદા તરીકે કશી જ કિંમત નથી. (The Proclamation has no legal force whatever.)"

ઈંગ્લાંડની રાજ્યવ્યવસ્થા મુજબ પણ મહારાણીને કે ઈંગ્લાંડના બીજા કોઈ બાદશાહને એવા પ્રકારનો કોઈ અધિકાર નથી કે જેનાથી તે ઈંગ્લાંડની પાર્લામેંટને કે ઈંગ્લાંડના મંત્રીમંડળને પોતાના કોઈ ઢંઢેરા મુજબ શાસન ચલાવવાની ફરજ પાડી શકે.

ઈ. સ. ૧૮૫૮ના નવેમ્બરની પહેલીએ લૉર્ડ કેનિંગે આ ઢંઢેરો અલાહાબાદમાં વાંચી સંભળાવ્યો, ત્યારથી જ આજ સુધીમાં આ ઢંઢેરામાં આપેલાં વચનો પ્રમાણે વ્યવહાર કરવાની ભારતના અંગ્રેજ શાસકોએ લેશમાત્ર પણ પરવા કરી નથી.

**(૩) દેશી રાજ્યો ટકાવી રાખવાં**

અમે અગાઉ લખી ગયા છીએ કે લૉર્ડ ડેલહાઉઝીનો હેતુ ભારતનો નકશો આખો લાલ રંગે રંગી દેવાનો હતો. પંજાબ, નાગપુર, અયોધ્યા, સાતારા, ઝાંસી વગેરે રાજ્યો ઉપર તો કંપનીનો અધિકાર જામી ગયો હતો. ઈ. સ. ૧૮૫૬ના એપ્રિલની ૧૮મીએ પાર્લામેંટ સમક્ષ વ્યાખ્યાન આપતાં સર અર્સ્કિન પેરીએ કહ્યું હતુંઃ—

> "હવે નિઝામનો વારો છે. ત્યાર પછી માળવાની રસાળ ભૂમિનો કબજો લેવામાં આવશે. ત્યાંની કાળી માટીમાં કપાસ અને અફીણની પેદાશ ઘણી સારી થાય છે. પછી ગુજરાત, જે તે કરતાં પણ વધારે રસાળ છે વગેરે રાજપૂતાનાનો અને બાકીની ૭ કરોડની પ્રજાનો તે પછી વિજય કરવામાં આવશે."[૭]

પરંતુ બીજા વર્ષે જ થયેલા વિપ્લવે અંગ્રેજોની આંખો ઉઘાડી ગઈ. તેઓ સમજી ગયા કે લૉર્ડ ડેલહાઉઝીની ખાલસાનીતિ એ વિપ્લવનું એક મુખ્ય કારણ હતું; એટલે હવે બાકીનાં રાજ્યો જેમ છે તેમનાં તેમ ટકાવી રાખવામાં જ તેમને પોતાના સામ્રાજ્યની સ્થિરતા છે એમ લાગ્યું.

એટક, વિપ્લવની પછી અને વિપ્લવ ચાલુ હતો ત્યારે પણ કેટલાક અંગ્રેજો એવો વિચાર ધરાવનારા હતા કે હિંદુસ્તાનનાં બાકીનાં રાજ્યોને

૭ Speech by Sir Erskine Perry in the House of Commons on April 18th, 1856.

હોજસનની યોજના એવી હતી કે આયર્લાંડ અને સ્કોટલાંડના કિસાનોને મફત જમીનો આપીને ભારતમાં વસવાટ કરવા માટે ઉત્સાહિત કરવા.

વિપ્લવ પછી આ પ્રકારનું આંદોલન ઈંગ્લાંડમા વિશેષ જોરથી શરૂ થયું. આથી ઇ. સ. ૧૮૫૮માં એક તપાસસમિતિ પાર્લામેન્ટે નીમી જેનો ઉલ્લેખ અમે ઉપર કરી ગયા છીએ.

તેની સાથે જ અનેક નાનામોટા ઉપાયોથી તે સમયના શાસકોએ પોતાના દેશવાસીઓને અને ખાસ કરીને મૂડીવાળાઓને ભારતમાં આવીને વસવા માટે ઉત્તેજવાનું શરૂ કર્યું. દાખલા તરીકે આસામ અને કુમાયૂંમાં અંગ્રેજ સરકારે ચાના બગીચાઓના અખતરા હિંદીઓને ખરચે કરવાનું શરૂ કર્યું, અને ખુલ્લી રીતે જાહેર કર્યું કે આ અખતરાઓ સફળ થયા પછી જે અંગ્રેજો આસામ અને કુમાયૂંમાં વસવા માગશે તેમને આ ખેતરો આપી દેવામા આવશે. અખતરાનો બધો ખર્ચ હિંદુસ્તાનીઓને માથે પડ્યો અને પછી બંને સ્થળોના ચાના બગીચાઓ અંગ્રેજોને સોંપવામાં આવ્યા. સરકારના ખરચે અનેક અંગ્રેજોને ચીન મોકલવામાં આવ્યા, જેથી તેઓ ત્યાંથી ચાનું બી લાવે, ચીની ખેતીની પદ્ધતિ શીખે અને ત્યાંથી ચીની અનુભવીઓ અને જાણકાર લાવીને ભારતમાં પોતાના વેપારની ઉન્નતિ કરે. ઉલ્લા દોઢસો વરસ કરતા પણ વધારે વરસોના બ્રિટિશ શાસનના ઇતિહાસમા ભારતીય વેપારની ઉન્નતિ કરવાના આવા કોઈ પ્રયત્નો સરકારે કર્યા નથી. આ યુરોપિયન મૂડીવાળાને સારો નફો મળે એ હેતુથી ભારતીય મજૂરોના સંબધમા સરકારે એવા કાયદા કર્યા કે જેથી હજારો ભારતવાસીઓ આ લોકોના કાયદેસરના ગુલામ જેવા બની ગયા. આ કાયદેસરના ગુલામોની સાથેનું અંગ્રેજ મૂડીવાળાનું અને તેમના નોકરોનું વર્તન બ્રિટિશ ભારતીય ઇતિહાસનું એક અત્યંત કલંકિત પ્રકરણ છે.

કુમાયૂંમા જ લોખંડનો ધધો કરાવાવાળા અંગ્રેજોને પણ બરાબર રીતે ધન વગેરેની મદદ આપવામાં આવી

ગળીની ખેતી કરનાર અંગ્રેજોને પણ ભારતવાસીઓના ધનથી અનેક વાર સહાયતા આપવામાં આવી છે, અને હિંદુસ્તાની નોકરો ઉપર આ ગોરા નીલવરોએ ગુજારેલા ભીષણ અત્યાચારોની ચર્ચા અનેક વાર દેશી વર્તમાન પત્રોમાં આવી છે. રેલવે, મકો અને તેના વિચિત્ર નિયમો દ્વારા પણ આ અંગ્રેજોને પોતાના કાર્યમાં દરેક રીતે મદદ આપવામાં આવી છે.

ઇ સ. ૧૮૫૮ની સમિતિ સમક્ષ જુબાની આપનારાઓએ આ બધી

બાબતો વિગતવાર કહી. જુબાની આપનારાઓમાં કેટલાકનો અભિપ્રાય એવો પણ હતો કે ભારતના પહાડી પ્રદેશોમાં અંગ્રેજ કિસાનો તથા મજૂરોને વસાવવા અને ભારતનાં મેદાનોમાં એવી જાતના મૂડીવાળાઓને વસાવવા કે જેઓ પોતાના હાથ નીચે હિંદુસ્તાની કિસાનો અને મજૂરો પાસે કામ કરાવી શકે. કેટલાકનો અભિપ્રાય તો એવો પણ હતો કે એલ્જીરિયા (ઉત્તર આફ્રિકા) માફક સમસ્ત ભારતમાં અંગ્રેજ ધનપતિઓથી માંડીને અંગ્રેજ કિસાનો અને મજૂરો સુધીના તમામ વર્ગોને વસાવી શકાય. અંગ્રેજોને ભારતમાં જમીનદારો બનાવવા માટે અનેક પ્રકારની સગવડો કરી આપવાની સલાહ પણ કેટલાક આપવા લાગ્યા.

અમે ઉપર જણાવી ગયા છીએ કે ભારતમાં અંગ્રેજોના ઉપનિવેશો સ્થપાય એનાથી ઇસ્ટ ઇંડિયા કંપની વિરુદ્ધ હતી; અને ખાસ કરીને આવા ઉપનિવેશો સ્થાપવાના હેતુથી જ કંપનીના હાથમાંથી રાજ્યવહીવટ લઈ લેવામાં આવ્યો હતો. સમિતિ સામે અનેક જુબાની આપનારાઓએ આ બાબત સ્વીકારી છે. આમાંના જે. જી. વૉલર નામના એક માણસે જે જુબાની આપી તેનો કેટલોક ભાગ નીચે ઉતારીએ છીએ. તને પૂછવામાં આવ્યું: "ભારતમાં યુરોપિયનો વસવાટ કરે એનો સામે ખાસ શા શા વાંધા હોઈ શકે?"

તેણે જવાબ આપ્યો:—

"મારી માન્યતા મુજબ તો હું ઘણા વાંધા આપને દર્શાવી ગયો છું. પણ બીજો એક એટલો મહત્ત્વનો વાંધો છે કે એ વાંધાને જો હું છોડી દઉં તો મેં મારા વિષયને ન્યાય આપ્યો નહિ ગણાય. હું માનું છું કે જે કંપની બાદશાહના નામે માત્ર એક અમીન તરીકે ભારત ઉપર શાસન ચલાવે છે, તેના હાથમાંથી શાસનનો અધિકાર લઈ લેવો અત્યંત આવશ્યક છે. હિંદુસ્તાનમાં અંગ્રેજોના વસવાટને પ્રોત્સાહન આપવું એવો જો અંગ્રેજ સરકારનો વાસ્તવિક હેતુ હોય તો × × × મારો અભિપ્રાય છે કે × × × અંગ્રેજો પોતાના બાદશાહને બદલે બીજી કોઈ વચલી કંપનીનું શાસન સ્વીકારશે નહિ. × × × હું માનું છું કે અંગ્રેજોને ભારતમાં વસવાટ કરવાની પ્રેરણા કરવા માટે અને તેમને એમ કરવામાં પ્રોત્સાહિત કરવા માટે જ કેવળ નહિ, બલકે એ અત્યંત વિશાળ દેશ ઉપર પોતાનું પ્રભુત્વ ટકાવી રાખવા માટે પણ ભારતના રાજ્યવહીવટમાં તત્કાળ કોઈ જબરું પરિવર્તન કરવાની આવશ્યકતા છે; અને કંપનીની જગાએ બાદ-

હૉજસનની યોજના એવી હતી કે આયર્લાંડ અને સ્કૉટલાંડના કિસાનોને મફત જમીનો આપીને ભારતમાં વસનાટ કરવા માટે ઉત્સાહિત કરવા.

વિપ્લવ પછી આ પ્રકારનું આંદોલન ઈંગ્લાંડમાં વિશેષ જોરથી શરૂ થયું. આથી ઈ. સ. ૧૮૫૮માં એક તપાસસમિતિ પાર્લામેન્ટે નીમી જેનો ઉલ્લેખ અમે ઉપર કરી ગયા છીએ.

તેની સાથે જ અનેક નાનામોટા ઉપાયોથી તે સમયના શાસકોએ પોતાના દેશવાસીઓને અને ખાસ કરીને મૂડીવાળાઓને ભારતમાં આવીને વસવા માટે ઉત્તેજવાનું શરૂ કર્યું. દાખલા તરીકે આસામ અને કુમાયૂંમાં અંગ્રેજ સરકારે ચાના બગીચાઓના અખતરા હિંદીઓને ખરચે કરવાનું શરૂ કર્યું, અને ખુલ્લી રીતે જાહેર કર્યું કે આ અખતરાઓ સફળ થયા પછી જે અંગ્રેજો આસામ અને કુમાયૂંમાં વસવા માગશે તેમને આ ખેતરો આપી દેવામાં આવશે. અખતરાનો બધો ખર્ચ હિંદુસ્તાનીઓને માથે પડયો અને પછી બંને સ્થળોના ચાના બગીચાઓ અંગ્રેજોને સોંપવામાં આવ્યા. સરકારના ખરચે અનેક અંગ્રેજોને ચીન મોકલવામાં આવ્યા, જેથી તેઓ ત્યાંથી ચાનું બી લાવે, ચીની ખેતીની પદ્ધતિ શીખે અને ત્યાંથી ચીની અનુભવીઓ અને જાણકાર લાવીને ભારતમાં પોતાના વેપારની ઉન્નતિ કરે. છેલ્લા દોઢસો વરસ કરતાં પણ વધારે વરસોના બ્રિટિશ શાસનના ઇતિહાસમાં ભારતીય વેપારની ઉન્નતિ કરવાનો આવો કોઈ પ્રયત્નો સરકારે કર્યો નથી. આ યુરોપિયન મૂડીવાળાને સારો નફો મળે એ હેતુથી ભારતીય મજૂરોના સંબંધમાં સરકારે એવા કાયદા કર્યા કે જેથી હજારો ભારતવાસીઓ આ લોકોના કાયદેસરના ગુલામ જેવા બની ગયા. આ કાયદેસરના ગુલામોની સાથેનું અંગ્રેજ મૂડીવાળાનું અને તેમના નોકરોનું વર્તન બ્રિટિશ ભારતીય ઇતિહાસનું એક અત્યંત કલંકિત પ્રકરણ છે

કુમાયૂંમાં જ લોખંડનો ધંધો કરવાવાળા અંગ્રેજોને પણ બરાબર રીતે ધન વગેરેની મદદ આપવામાં આવી

ગળીની ખેતી કરનાર અંગ્રેજોને પણ ભારતવાસીઓના ધનેથી અનેક વાર સહાયતા આપવામાં આવી છે, અને હિંદુસ્તાની નોકરો ઉપર આ ગોરા નીલવરોએ ગુજારેલા ભીષણ અત્યાચારોની ચર્ચા અનેક વાર દેશી વર્તમાનપત્રોમાં આવી છે. રેલવે, સડકો અને તેના વિચિત્ર નિયમો દ્વારા પણ આ અંગ્રેજોને પોતાના કાર્યમાં દરેક રીતે મદદ આપવામાં આવી છે.

ઈ. સ. ૧૮૫૮ની સમિતિ સમક્ષ જુબાની આપનારાઓએ આ બધી

મળીને રહી શકે એમ પણ નથી.

(૫) રાષ્ટ્રીય ભાવનાઓનોનાશ

ઈ. સ. ૧૮૧૩ના ચાર્ટર એક્ટમાં એક કલમ એવી પણ હતી કે જો કોઈ અંગ્રેજ ઈસાઈ પાદરી ભારતવાસીઓનો 'ધાર્મિક ઉદ્ધાર' કરવા માટે 'ભારત જવા માગે અને ત્યાં રહેવા માગે' તો તેને 'કાયદાથી દરેક પ્રકારની સગવડો' આપવી એ મુજબ ત્યાર પછી તરત જ 'ઈસાઈ ધર્મના પ્રચારનું ખાતું (એકલેઝીએસ્ટીકલ ડિપાર્ટમેન્ટ)' ભારતમાં ખોલવામાં આવ્યું અને તેનો ખરચ જબરદસ્તીથી ભારતવાસીઓને માથે લાદવામા આવ્યો.

મન સત્તાવનના વિપ્લવ પછી અગ્રેજ રાજનીતિજ્ઞોમાં આ વિષય ખૂબ ચર્ચાવા લાગ્યો. 'ધી કલકત્તા રિવ્યુ' નામની એક અંગ્રેજી પત્રિકાના ઇ. સ. ૧૮૫૮ના માર્ચના અંકમાં નીચે પ્રમાણેની હકીકત મળે છે—

"ચારે બાજુથી આપણને × × × દેશકાળના આ અવાજો સંભળાય છે; અને આપણે શું કરવુ જોઈએ એ સંબધમા ખૂબ આગ્રહભરી સલાહો આપવામાં આવે છે. કોઈ કહે છે: "ભારતને જરૂર ઈસાઈ બનાવી દેવો જોઈએ." કોઈ કહે છે: "મુસલમાનોના ધર્મને દાબી દેવો જોઈએ." કોઈ કહે છે: "આપણે હિંદુસ્તાની ભાષાનો નાશ કરી નાખવો જોઈએ, અને તેને સ્થાને આપણી માતૃભાષા અંગ્રેજી પ્રચલિત કરવી જોઈએ." ઉપરોક્ત અવાજોમાંના આ થોડાક અવાજોના નમૂના છે."૧૧

ખરું જોતાં વિપ્લવ પછી હવે અંગ્રેજ રાજનીતિજ્ઞો વધારે તીવ્રતાથી અનુભવ કરવા લાગ્યા હતા કે ભારતવાસીઓના દિલમાંથી રાષ્ટ્રીયત્વની ભાવનાઓનો નાશ કરવા અને એ ભાવનાઓને તેમના દિલમા જનમવા-વધ કરવા ન દેવી એ અગ્રેજી સામ્રાજ્યની સ્થિરતા માટે અત્યંત આવશ્યક છે. આને માટે બે મુખ્ય ઉપાયો વિચારવામાં આવ્યા. એક તો ભારતમાં ઈસાઈ મતનો પ્રચાર, અને બીજું અંગ્રેજી કેળવણી.

૧૧ ". . on every land, we hear the voices of the times, . . . urging the popular measure of the hour, 'India must be christianized'—'India must be colonized'—'The Mohamedan religion must be suppressed,'—'We must abolish the vernacular and substitute our mother tongue,' such are but a few."—*The Calcutta Review*, March 1858. p 163

અંગ્રેજ સરકાર ધર્મની બાબતમાં કોઈ જાતનો હસ્તક્ષેપ નહિ કરે કે પક્ષપાત નહિ ધરાવે એવી જાતનું વચન મહારાણી વિક્ટોરિયાએ પોતાના ઢંઢેરામાં આપ્યાનું અમે અગાઉ લખી ગયા છીએ. પરંતુ વિપ્લવ પછીને બીજે જ વરસે જ્યારે ઈસાઈ પાદરીઓનું એક પ્રતિનિધિમંડળ ઈંગ્લાંડના મુખ્ય મંત્રી લોર્ડ પામર્સ્ટનને મળવા ગયું ત્યારે મુખ્ય મંત્રીએ તેને જવાબ આપતાં કહ્યું:—

"એમ લાગે છે કે અંતિમ હેતુના સંબંધમાં આપણે બધા એકમત છીએ સમસ્ત ભારતમાં ઈસાઈ મત પૂર્વથી પશ્ચિમ સુધી અને ઉત્તરથી દક્ષિણ સુધી ફેલાવવાના કાર્યમાં બની શકતી બધી મદદ આપવી એ આપણું કર્તવ્ય છે, એટલું જ નહિ પણ એમાં આપણું હિત પણ છે."[૧૨]

વિપ્લવ ઉપર ટીકા કરતાં અનેક અંગ્રેજ પાદરીઓએ કહ્યું કેઃ—

"આપણા દુશ્મનો એ મુસલમાનો હતા કે જેમના ધર્મની પ્રશંસા કરીને આપણે તેમને ફુલાવ્યા, અને એ હિંદુઓ હતા કે જેમના અંધ વિશ્વાસોને આપણે પુષ્ટિ આપી; પરંતુ આપણા સાચા મિત્રો તો એ હિંદુસ્તાનીઓ હતા જેમને આપણા પાદરીઓએ ઈસાઈ બનાવ્યા હતા."

આ લોકોનો ઈસાઈ મતનો પ્રચાર કરવાનો એક માત્ર ઉદ્દેશ પોતાના સામ્રાજ્યને મજબૂત બનાવવાનો જ હતો; વિલિયમ એડવર્ડ્સ વિપ્લવના દિવસોમાં કંપનીનો નોકર હતો, અને પછી આગ્રા હાઈકોર્ટમાં ન્યાયાધીશ નિમાયો હતો. તેનો અભિપ્રાય હતો કેઃ—[૧૩]

"આપણને પરદેશી આક્રમક અને વિજેતા માનવામાં આવે છે, અને સદા એમ જ માનવામાં આવશે. × × × આપણા સંરક્ષણનો

૧૨ "We seem to be all agreed as to the end. It is not only our duty But it is our interest to promote the diffusion of Christianity as far as possible throughout the length and breadth of India."—Lord Palmerston, to a deputation headed by the Archbishop of Canterbury, in 1859, *The Conversion of India*, by George Smith, C. I. E., L. L. D., p. 233.

૧૩ "We are, and ever must be, regarded as foreign invaders and conquerors . . . Our best safeguard is in the evange-

સૌથી સારો ઉપાય તો એ છે કે આપણે આખા દેશને ઈસાઈ બનાવી દઈએ; × × × દેશી ઈસાઈઓની વસ્તી જ્યારે ભારતમાં ચારે તરફ ફેલાઈ જશે ત્યારે અનેક વર્ષો સુધીની આપણી મજબૂતીના સ્તંભ તરીકે એ કામ આવશે; કારણ કે જ્યાં સુધી મોટા ભાગની પ્રજા મૂર્તિ-પૂજક અને મુસલમાન રહેશે ત્યાં સુધી આ ઈસાઈ લોકો અવશ્ય રાજભક્ત રહેશે."

લોર્ડ વિલિયમ બેન્ટિંકના પ્રયત્નો તથા પંજાબને ઈસાઈ બનાવવાની યોજનાઓનો ઉલ્લેખ અગાઉ કરી ગયા છીએ.

ભારતવાસીઓને ઈસાઈ બનાવવા પાછળ તથા મુસલમાનોને દબાવવા પાછળ જે ઉદ્દેશ સમાયેલો હતો તે જ ઉદ્દેશ ભારતમાં અંગ્રેજી કેળવણી દાખલ કરવા પાછળ હતો. આ કેળવણીનો જબરો પુરસ્કર્તા લોર્ડ મેકોલે હતો; તેના મૂળ હેતુઓનો ઉલ્લેખ અમે પાછલા એક પ્રકરણમાં કરી ગયા છીએ.

ભારતની વિચિત્ર પરિસ્થિતિમાં દેશને ઈસાઈ બનાવવાનો પ્રયત્ન ઝાઝો ચાલી શક્યો નહિ, તેમ વધારે ખુલ્લી રીતે એ પ્રયત્નને શાસન-નીતિના એક મહત્ત્વના અંગ તરીકે પણ સ્વીકારવામાં આવ્યો નહિ. છતાં એમાં સંદેહ નથી કે અંગ્રેજી કેળવણીએ એક એવો વર્ગ પેદા કર્યો છે જે પોતાના નિર્વાહ માટે અંગ્રેજી રાજ્ય ઉપર નિર્ભર છે, જે એ રાજ્યનો એક અગત્યનો સ્તંભ છે, જેની રહેણીકરણીમા અને જનતાની રહેણીકરણીમાં ઘણો તફાવત પડી ગયો છે, અને જેમનામાં એક સમૂહ તરીકે રાષ્ટ્રીયતા અને રાષ્ટ્રાભિમાનની ભાવનાઓનો લગભગ અભાવ છે.

## (૧) ભારતની સંપત્તિની ખિસવણી

વર્તમાન યુરોપની રાજનૈતિક પરિભાષામાં કોઈ દેશ ઉપર શાસન કરવું અને તે દેશમાંથી ધન ચૂસવું બંને લગભગ સમાનાર્થી છે. ભારતની 'લૂંટ'થી જ લેંકેશાયરનાં કારખાનાં ટકી શક્યાં એ હકીકત અમે પાછલા પ્રકરણમાં લખી ગયા છીએ. વિપ્લવ પછીના દિવસોમાં "ભારતની કુદરતી સાધન-

---

lization of the country; . . . Christian settlements scattored about the country would be as towers of strength for many years to come, for they must be loyal as long as the mass of the people remain either idolaters or Mohammedans."—William Edwardes.

શુભ ચિંતક બનાવી શકીએ છીએ. તેમને માત્ર સત્તાનો આભાસ આપવો પૂરતો થશે. સામો મિત્ર આપણો એક વાર શત્રુ બનવાનો છે એવી માન્યતાથી મિત્રની સાથે પણ મનુષ્યે વર્તવું જોઈએ એ રોશફોકલ્ટના સિદ્ધાંતની હું માગ વ્યક્તિગત જીવનમાં ઘૃણા કરું છું. છતાં હું માનું છું કે ભારતના શાસકોએ આ સિદ્ધાંત હમેશાં ધ્યાનમાં રાખવો ઉચિત છે. "

છ કાયદો અને અદાલતો

ભારતની કુદરતી સાધનસંપત્તિની ખિલવણી ઇંગ્લાંડના હિતમાં કરવાનો એક જબરદસ્ત ઉપર કાયદો અને અદાલતો છે. જે ફોજદારી કાયદો વરસો પહેલાં લાર્ડ મેકોલેએ બનાવ્યો હતો તે ઈ. સ. ૧૮૫૭ના વિપ્લવ પછી કાયદા તરીકે ચાલુ કરવામાં આવ્યો. બેશક, બ્રિટિશ સામ્રાજ્યને મજબૂત કરવાનું અને ભારતવાસીઓને ચારિત્ર્યભ્રષ્ટ બનાવવાનું આ કરતાં વધારે સારું યંત્ર શોધવું મુશ્કેલ છે.

જ ભારતીય સેનાની પુનર્રચના

ભારતવાસીઓની અપૂર્વ વીરતા તથા તેમનામાં દેશભક્તિના અભાવને કારણે ભારતીય સિપાઈઓએ વિદેશી રાજ્યની સ્થાપનામાં સદા જબરદસ્ત ભાગ ભજવ્યો છે. છતાં પણ વિપ્લવ પછી સેનાની નવી રચના કરવા માટે એક બાદશાહી કમિશન નિમાયું. કેટલાકની દરખાસ્ત એવી હતી કે કેવળ અંગ્રેજ અને અર્ધ અંગ્રેજોને જ ભારતીય સેનામાં સિપાઈઓ તરીકે રાખવા; પણ એમ કરવાથી કામ ચાલે એમ નહોતું. કેટલાકની એવી દરખાસ્ત હતી કે અંગ્રેજ સિપાઈઓની સાથે જ થોડાક આરબો, બરમી લોકો અને આફ્રિકાના હબસી લોકોને ભારતીય સેનામાં ભરતી કરવા. આ જાતની સલાહ આપનારા વિપ્લવથી ભયભીત બનેલા લોકો હતા; તેઓ હિંદુસ્તાની પલટનોને બિલકુલ તોડી નાખવા માગતા હતા. પરંતુ એ દરખાસ્ત પણ ચાલી

them power, the semblance is sufficient; and although I abhor in private life that maxim of Rochefaucult's which recommends a man to live with his friends as if they were one day to be his enemies, I think it may be remembered with effect by the sovereigns of India."—Captain P. Page in his Memorandum, dated East India House, April 9th, 1810, *Report of the Committee, 1852*, vol. v, pp. 480–483.



लखनौना महेलनी स्त्रीओ, जेमणे पुरुषवेश धारण करीने स्वाधीनता संग्राममां भाग लीधो

( From "Narrative of the Indian Revolt," London, 1858 )

हि वि प्रस, गोंदिया

શકી નહિ. આખરે એમ ઠરાવવામાં આવ્યું કે બ્રિટિશ ભારતીય પ્રજાની સરખામણીએ નેપાળના ગુરખા, સરહદના પઠાણો, જમ્મૂના ડોગરા, રાજપૂતાનાના રજપૂત લોકો, પતિયાળા વગેરેના શીખો અને મરાઠા રાજ્યોના મરાઠાઓને વિશેષ પસંદગી આપવી. અવિશ્વાસને લીધે તોપખાનાની નોકરીઓ દેશી સિપાઈઓ માટે બંધ કરવામાં આવી; કારણ કે અંગ્રેજ લેખક ફોલકીલ્ડના મત મુજબ "આ ખાતાના હિંદુસ્તાની લોકો સૌ કરતાં વધારે યોગ્યતા પ્રાપ્ત કરી લે છે." ગોરા સિપાઈઓની સરખામણીએ દેશી સિપાઈઓને ઊતરતી કોટિનાં હથિયારો મળવા લાગ્યાં. ફોજની મોટી અને ખાસ જવાબદારીવાળી જગાઓ હિંદી સિપાઈઓ માટે બંધ કરવામાં આવી. કર્નલ માલેસન લખે છે:—

> "આપણા દેશી સિપાઈઓ પ્રત્યેની આપણી બેવફાઈ (Bad faith) ને કારણે તેઓના દિલ આપણા પ્રત્યે સાશંક બની ગયાં. × × સિપાઈઓ તરફની આપણી આ બેવફાઈ બરાબર પ્રથમ અફઘાનયુદ્ધ પછીથી જ શરૂ થઈ જાય છે."

વિપ્લવને દાબી દેવાનો બધો ખર્ચ અને ઈંગ્લાંડમાં ગોરા સિપાઈઓને લશ્કરી તાલીમ આપવાનો તથા તેમને ભારત આવવાજવાનો ખરચ પણ હિંદુસ્તાન પાસેથી વસૂલ કરવામાં આવ્યો. હિંદુસ્તાન દેશની બહારનાં અનેક યુદ્ધોનો ખરચ પણ હિંદુસ્તાન પાસેથી વસૂલ કરવામાં આવ્યો છે. મેજર વિનગેટ લખે છે, કે ઈ. સ. ૧૮૫૯માં ૯૧,૮૯૭ અંગ્રેજ સિપાઈઓ ભારતમાં પોષાતા હતા; આ સિવાય ૧૬,૪૨૭ અંગ્રેજ સિપાઈઓ એવા હતા કે જેઓ એ વખતે ઈંગ્લાંડમાં રહેતા હતા, તથા ઈંગ્લાંડનું રક્ષણ કરતા હતા, છતાં તેમના પગારો હિંદુસ્તાનની તિજોરીમાંથી ચૂકવવામાં આવતા હતા. જ્યારે કોઈ વાર ઈંગ્લાંડથી હિંદુસ્તાનમાં ગોરી પલટનો લાવવાની જરૂર પડતી તો એ ગોરી પલટનો ઈંગ્લાંડથી રવાના થાય એ પહેલાંના ૭ માસનો પગાર અને બાકીનો બધો ખર્ચ ભારત પાસેથી વસૂલ કરવામાં આવતો હતો. ભારતીય સેનાની પુનર્રચનાને બહાને અંગ્રેજ સિપાઈઓની સંખ્યા વધારવામાં આવી. ભારતમાંથી અંગ્રેજોની કમાણી વધી; દેશી સિપાઈઓની અવસ્થા હતી એ કરતાં પણ વધારે હીન થઈ ગઈ; ભારતના શાસનનો આર્થિક બોજો ઘણો વધી ગયો અને દેશની પરાધીનતાની બેડીઓ વિશેષ મજબૂત બની ગઈ.

પ્રશ્ન એક પ્રાંતના લોકોને બીજા પ્રાંતના લોકોથી અલગ રાખવાનો છે. વિપ્લવ પછી એક એવી વ્યવસ્થા કરવામાં આવી કે ભારતીય સરકારના કેટલાક અધિકારો ઓછા કરીને પ્રાંતિક સરકારોના પોતપોતાના શાસનમાં વિશેષ સ્વતંત્રતા આપવી. આ યોજનાનો મૂળ હેતુ છુપાવી રાખવા માટે તેનું 'પ્રાંતિક સ્વરાજ્ય' ( Provincial Autonomy ) એવું નામ રાખવામાં આવ્યું પાર્લામેન્ટની સિલેક્ટ કમિટી સમક્ષ જુબાની આપતાં ઈ. સ. ૧૮૫૮ ના જુલાઈની ૧૩મીએ મેજર જી. વિનગેટે આ યોજના સંબંધે કહ્યું હતુઃ—

પ્રશ્ન—" આપ એમ કહો છો કે એક કેન્દ્રીય સરકાર રાખવામાં ઘણાં જોખમ સમાયેલાં છે અને એમ રાખવાથી લોકોમાં ઐક્યની ભાવના અને લક્ષ્યની એકતા પેદા થશે ? "

ઉત્તર—" હા હું એમ માનું છું કે સ્વરાજ્યના કેવળ અંશને લાગુ પડે એવા આંદોલનને બદલે જેમાં સમસ્ત ભારતવાસી એક સરખો ભાગ લઈ શકે એવું કોઈ આંદોલન ચાલશે તો તેથી વિદેશી શાસનને વિશેષ હાનિ પહોંચવાનો સંભવ છે. જે આંદોલનનો સંબંધ એક પ્રાંત પૂરતો જ હોય તેને બદલે કોઈ પ્રશ્ન ઉપર જો આખા સામ્રાજ્યમાં આંદોલન શરૂ થાય તો વિદેશી સત્તા માટે તે વિશેષ જોખમકારક છે."[૨૧]

ભારતના વિધવિધ પ્રાંતના લોકોમાં પ્રેમ અને રાષ્ટ્રીયતા એટલે કે ભારતીયતા પેદા ન થાય, એ આ 'પ્રાંતિક સ્વરાજ્ય' નો મૂળ હેતુ હતો એમાં સંદેહ નથી.

**(૯) ભારતમાંથી ઈંગ્લાંડ જતી ખંડણી**

બાહ્ય દૃષ્ટિથી આપણે ઈંગ્લાંડને બિલકુલ ખંડણી ભરતા નથી. પણ જે પૈસા 'હોમ ચાર્જીસ' ને નામે દર વરસે ભારતમાંથી ઈંગ્લાંડમાં જાય છે તે ખંડણી જ છે, એ બાબત મેજર વિનગેટે સુંદર રીતે સાબિત કરી આપી છે. ઈ. સ. ૧૮૩૪થી ૧૮૫૧ સુધીનાં સત્તર વરસમાં આ જાતના હોમ ચાર્જીસ પેટે ૫,૭૬,૦૦,૦૦૦ પાઉન્ડ એટલે કે લગભગ ૭૫ કરોડ કરતાં કંઈક વિશેષ રૂપિયા ભારતમાથી ઈંગ્લાંડ મોકલાયા. આ રકમના બદલામાં ભારતને કંઈ મળ્યું નથી, તેમ એથી કશો લાભ પણ નથી થયો. અંગ્રેજ વ્યક્તિઓએ પોતાના તથા પોતાના કુટુંબી જનોના સુખ માટે જે

૨૧ Major G. Wingate, before the Parliamentary Committee, 13th, July 1858.

રકમો દર વરસે ભારતમાંથી ઈંગ્લાંડ મોકલી, તેમ જ ઈંગ્લાંડના વેપારીઓ અને બીજા લોકો ભારત સાથેના વેપારમાંથી જે ધન કમાયા, એ બધું તો આ ઉપરોક્ત રકમમાં ગણવામાં આવ્યું નથી. ઉપરાંત ભારતમાંથી કમાણી કરેલા ધનમાંથી અંગ્રેજોના કુલ ૩,૬૦,૦૦,૦૦૦ પાઉન્ડ ભારત સરકારની પાસે દેવા તરીકે જમા પડેલા હતા.

### આખરી શબ્દ

વિપ્લવ પછીના છેલ્લાં એંશી વરસનો વિસ્તૃત ઇતિહાસ આ પુસ્તકના વિષયની બહારનો છે. પણ હકીકત તો એના જેવી જ છે. વર્તમાન પરિસ્થિતિમાં જો કોઈ દેશ બીજા દેશ ઉપર પોતાનું શાસન સ્થાપવા માગે તો જે ઉપાયોની હકીકત આ આખા પુસ્તકમાં અમે વર્ણવી છે તે સિવાયના બીજા ઉપાયોથી એમ સ્થાપી શકે નહિ. બીજા કોઈ ઉપાયોથી ટકાવી રાખી શકે નહિ અને તેનાં આ કરતા બીજાં કોઈ પરિણામો આવી શકે નહિ

લોર્ડ મેકોલેએ સાચું કહ્યું છે કે "એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજ્ય કરે એ કરતાં બીજો કોઈ બૂરો અન્યાય હોઈ શકે નહિ.' ૨૨

અમેરિકાના સુપ્રસિદ્ધ રાષ્ટ્રપતિ અબ્રાહમ લિંકને એક સ્થળે લખ્યું છે કે "એક પ્રજા બીજી પ્રજા ઉપર શાસન ચલાવી શકે એટલી સારી કદી હોતી જ નથી."૨૩

જો પ્લાસીના યુદ્ધથી જ ભારતમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના થઈ એમ માનવામાં આવે તો છેલ્લાં ૧૮૦ વરસોના વિદેશી શાસનનું પરિણામ ભારત માટે દિન-પ્રતિદિન વધતી જતી ભયંકર દરિદ્રતા, વારંવાર પડતા દુકાળો, મેલેરિયા, ઇન્ફ્લુએન્ઝા અને પ્લેગ સિવાય બીજું કશું આવ્યું નથી. ઈંગ્લાંડને માટે પણ વિચાર કરીએ તો જો આજે જ ભારતમાંથી ઈંગ્લાંડનું રાજ્ય અસ્ત પામે તો ભારતીય પરાધીનતાને આધારે ચાલતાં લૅંકેશાયરનાં અને બીજાં અસંખ્ય કારખાનાઓ બંધ થઈ જાય, લાખો અંગ્રેજ મજૂરો અને મજૂરો બેકાર થઈ જાય, અને આખો દેશ આશ્ચર્યજનક ગતિથી દરિદ્રતા, અવનતિ અને બરબાદી તરફ જતો નજરે પડે. નૈતિક બાબતોમા

૨૨ "Of all forms of tyranny I believe the worst is that of a nation over a nation."—Lord Macaulay.

૨૩ "There is no nation good enough to govern another nation."—President Abraham Lincoln.

બંને દેશો માટે પરિણામો એકસરખાં ઘાતક છે. દરેક અન્યાય તે કરનારાને માટે તેમ જ તે અન્યાયથી પીડિત થયેલા માટે એકસરખો ઘાતક છે એક પ્રજા બીજી પ્રજા ઉપર જબરદસ્તીથી શાસન ચલાવે તો શાસક પ્રજામાં સ્વાર્થાંધતા, ક્રૂરતા અને અવિવેકનું વધવું તથા વિવેક, સહૃદયતા અને માનવ પ્રેમ જેવા ગુણોનો લોપ થવો સ્વાભાવિક અને અનિવાર્ય છે એ જ મુજબ શાસિત પ્રજામાં પ્રતિદિન સ્વાર્થ, કુસંપ અને કાયરતાનું વધવું તથા પ્રેમ, આત્મવિશ્વાસ અને સાહસનું ઘટતા જવું પણ એટલું જ સ્વાભાવિક છે વસ્તુત આ જાતનો બે પ્રજા વચ્ચેનો અસ્વાભાવિક સંબંધ બંને પ્રજાઓને વિનાશ તથા મૃત્યુ તરફ લઈ ગયા વગર રહી શકે નહિ

દુનિયાના બીજા ભાગોમાં પણ કોઈ બે દેશો વચ્ચેનો આ પ્રકારનો સંબંધ હિતકર હોઈ શકે નહિ ઇંગ્લાંડનું આવું વિશાળ સામ્રાજ્ય જોઈને જર્મની, ઇટાલી, જાપાન અને અમેરિકા જેવા બળવાન દેશોમાં ઈર્ષા અને બેચેની ઉત્પન્ન થાય તથા ભારતવર્ષની ગુલામીને લીધે અફઘાનિસ્તાન, ઇરાન, ઇરાક, તુર્કી અને મિસર જેવા નિર્બળ દેશોની સ્વાધીનતા વિશેષ જોખમમાં આવી પડે એ સ્વાભાવિક છે પોતાના ભારતીય સામ્રાજ્યને સુરક્ષિત રાખવા માટે જ ઇંગ્લાંડને વારંવાર અફઘાનિસ્તાનમાં અનુચિત હસ્તક્ષેપ કરવાનું સૂઝે છે મિસરના પ્રસિદ્ધ દેશભક્ત ઝગલૂલ પાશાએ સાચું કહ્યું હતું કે પોતાનું ભારતનું સામ્રાજ્ય ટકાવી રાખવા માટે ઇંગ્લાંડને સ્વેઝની નહેર આવશ્યક છે અને એ નહેર ઉપર કબજો રાખવા માટે મિસરને પરાધીન રાખવાની આવશ્યકતા છે ઉપરાંત ભારત જેના વિશાળ દેશનું સામ્રાજ્ય વિદેશી શાસકોના હાથમાં લાખો સસ્તા પગારના અને સિદ્ધાંતશૂન્ય સિપાઈઓ આપે છે જેમનો ઉપયોગ બીજા દેશોને પરાધીન બનાવવામાં સરળતાથી કરી શકાય છે સારાંશ બન્ને દેશોને આવો અસ્વાભાવિક સંબંધ દુનિયાના કોઈ પણ દેશને લાભકારક થઈ શકે છે

આ નાશકારક પરિસ્થિતિનો કેવળ એક ઉપાય છે બંને દેશો કે આ અધર્મ સંબંધનો બનતી ઉતાવળે અંત આણવો સાધન પણ સ્પષ્ટ છે, અને એ સાધન મુખ્યત્વે શાસિત પ્રજાના હાથમાં છે આ પુસ્તકનાં અગાઉના બધા પ્રકરણો ઉપરથી સ્પષ્ટ જાણી શકાય છે કે શાસિત પ્રજાની મદદ વગર આ જાતનું શાસન સ્થાપી શકાત નહિ અને તેમના સહકાર વગર હજી પણ ચાલી શકે નહિ

વિદેશી વેપાર દ્વારા શાસિત દેશમાંથી કરેલો ધનસંચય વર્તમાન શાસક પ્રજાઓનો આહાર છે. એ જ રીતે શાસિત પ્રજાનો પરસ્પરનો અવિશ્વાસ અને કુસંપ તથા વિદેશી શાસક સાથેનો તેમનો સહકાર એ બે જળવાયુ છે જેના વગર કોઈ પણ દેશમા વિદેશી શાસન એક ક્ષણ પણ જીવી શકે નહિ.

વિદેશી વસ્તુઓ અને ખાસ કરીને આ દેશની વર્તમાન પરિસ્થિતિમાં વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર કરીને આપણા નિર્ધન દેશવાસીઓના હાથે કંતાયેલ અને વણાયેલ કાપડના ઉપયોગ દ્વારા વિદેશી શાસકોના માર્ગનું એક પ્રબળ પ્રલોભન દૂર કરવું, તથા દેશવાસીઓમા પરસ્પર વિશ્વાસ અને ઐક્ય સ્થાપીને, પોતાના વ્યક્તિગત સ્વાર્થોને તિલાજલિ દઇને, શાસનના તથા શાસન સાથે સંબંધ ધરાવતા દરેક વિભાગમા શાસકો સાથે વધારે ને વધારે અસહકાર કરવો; ઉક્ત અસ્વાભાવિક અને નાશકારક સંબંધનો અંત આણવાના આ ઉપાયો છે ભારત માટે ઉદ્ધારનો આ જ એક માર્ગ છે અને ભારતવાસીઓ માટે આ જ ધર્મનો પંથ છે. આના ઉપર ભારત તથા ઈંગ્લાંડ બંનેનું જીવન નિર્ભર છે; આમાં જ બંને દેશોનું તથા તે દ્વારા બાકીની દુનિયાનું પણ ખરું ભાવિ કલ્યાણ સમાયેલું છે.

# શબ્દ સૂચિ

## પ્રસ્તાવના


અ

અકબર-ની ઉદારતા ૨૩, નો 'દીને ઇલાહી' ધર્મ ૮૨, ની દાદુ સાથે મુલાકાત ૮૬, નો સમકાલીન સંત મલૂકદાસ ૮૮, ના સમયની ચિત્રકળા ૧૦૧, ૧૧૦, ની શરાબ વિરુદ્ધ આજ્ઞાઓ ૧૧૩, ની ધાર્મિક ઉદારતા ૧૧૬, ૧૧૭ના વખતમાં હિંદીનો વિકાસ ૧૨૪, નું વ્યક્તિત્વ ૧૨૯, નો સાર્વજનિક ધર્મ ૧૨૯, ના સામાજિક સુધારા ૧૨૭, સાચા રાષ્ટ્રીયત્વનો જન્મદાતા ૧૨૭, ની મહત્તા ૧૨૯, ના ઉત્તરાધિકારીઓ ૧૩૦, ૧૩૧, ૧૩૩, ની સાથે હૈદરઅલીની તુલના ૧૩૪.

અકબરશાહ બીજો—૧૩૩.

અજમેર—૧૨૩.

અફઘાનયુદ્ધ—૬, ૭.

અફઘાનિસ્તાન—૩૪, ઉપર સિકંદરનો વિજય ૩૫, ઉપર સમ્રાટ ચંદ્રગુપ્તનો વિજય ૩૭, ઉપર યુનાનીઓની સત્તા ૩૮, ઉપર કનિષ્કનું રાજ્ય ૩૯, માં બૌદ્ધ અને શૈવ મતનો પ્રચાર ૫૩, ૬૨, ઉપર ઘોરીઓનું શાસન ૭૦, હિંદુસ્તાનનો એક પ્રાંત ૭૨, માં મલૂકદાસના મઠો ૮૯, મારફત મુગલ સમયમાં ભારતનો વેપાર. ૧૦૬.

આફ્રિકા—૪૮, ની સાથે ભારતનો વેપાર ૫૦, ૧૦૬, ૧૨૧.

અબુલઅલા અલમઆરી, સીરિયાનો મહાત્મા—૬૪.

અબુલફઝલ—૧૨૨.

અબુલરઝાક—૧૨૩.

અબ્દુર્રહમાન સાનીની—૫૫.

અબ્બાસી ખલીફાઓના બૌદ્ધ વજીરો—૬૨.

અમદાવાદ—૧૨૨, ૧૨૩.

અમેરિકાના સ્વાતંત્ર્યના પ્રયત્નો—૧૪૮.

અમૃતસર—૧૦૧.

અયોધ્યા—૫૩.

અરબસ્તાન—૧, ભારત સાથેનો પ્રા-

કડા, અલાહાબાદ—૮૮.
કનિંગહામ, કૅપ્ટન—૬.
કનિંગહામ પીટર—૬.
કનિષ્ક મારફત બૌદ્ધ મતનો પ્રચાર અને તેના સામ્રાજ્યની મર્યાદા—૩૯–૪૦.
કનોજ—૧૨૩.
કપિલવસ્તુ—૫૧.
કબીર—૬૫, ૭૪, ૮૨, ૮૬, ૯૫, ૧૨૭, ૧૨૮, ૧૩૦, ૧૫૦, ૧૫૧.
કબીરચૌરા—૮૧.
કંદહાર—૩૭.
કંસ, બંગાળાનો રાજા—૧૨૫
'કયામતનામા'—૯૧.
કરાચી—૧૧૩.
કર્તાભજ સંપ્રદાય—૯૪.
કલકત્તા—૧૨૩.
કલ્યાણ—૫૦
કાઉન્ટી, યુરોપિયન મુસાફર—૧૨૧.
કાગરા—૧૦૧.
કાઠિયાવાડ—૫૭.
કાપાલિક—૫૩.
કાબુલ—૩૫, ૩૭, ૫૨, ૮૯
કાર્તભાબા—૯૪
કાલીકાતા—૧૩૮.
કાશગરમાં હિંદુ વસ્તી—૬૨.
કાશ્મીર—૧૦૦–૧૦૧, ૧૨૨.
કિતાબુનનુર, અરબી ભાષામાં બૌદ્ધ મતનું પ્રામાણિક પુસ્તક—૬૩.
કુતુબશાહનો સાહિત્યપ્રેમ—૧૨૬
કુલગુમ મરૂપ—૭૧.
કુશાન સામ્રાજ્ય—૩૯.
કુશીનગર—૫૧.
કૂકાવિદ્રોહ, પંજાબ—૧૪૭.
કૃષ્ણદાસ—૯૪.
કૃષ્ણનગર—૧૩૪.
કેડિયા—૫૧.
કેશવ, મહાત્મા—૯૧.
કૈમેલોડુનમ (કોલ્ચેસ્ટર)—૪૪.
કોંકણ—૪૯.
કોડંગલૂર—૫૫,
કોન્ટી—૧૨૩.
કોલ્હાપુર—૬૯.


ખ


ખજાર જાતિ—૪૨.
ખંભાત—૫૭
ખલીફા યજીદ—૬૪.
ખોરાસાન—૬૨, ૧૦૬.
ખ્વારિઝ્મ—૧૦૬.


ગ


ગઝની—૭૦.
ગયા—૫૧.
ગરીબદાસ—૯૧.
ગાંધાર—૩૯.
ગુજરાત—૫૭, ૮૧, ૧૦૧, મા બનેલાં વહાણો ૧૨૧, નું રેશમી અને સુતરાઉ કાપડ ૧૨૨.
ગુજરાનખાં [ મલધર વસ્ત ]—૧૨૫.
ગુલાલ, સંત—૯૨.
ગોઆ—૧૦૬.
ગોરખપુર—૭૫.

ગોલ [ફ્રાંસ]—૪૩, ૪૪.
ગોલ્ડિવન સ્મિથ—૧૩.
ગોવળકોંડા—૧૨૩.
ગોવિંદપુર—૧૩૮.
ગૌડ—૧૨૩.
ગ્યાસુદ્દીન સુલતાન—૧૨૫.
ગ્રેટન—૯
ગ્વાલિયર—૧૦૧.

ચ

ચટ્ટગ્રામ [ચિત્તાગોંગ]—૧૨૫.
ચંદ્રગુપ્ત સમ્રાટ—૩૭, ૫૮.
ચન્ન વાસવ—૬૯.
ચંબા—૧૦૧.
ચરણદાસ—૯૧.
ચાર્લ્સ નેપિયર, સર—૮.
ચીન—૫૦, ૧૦૧, ૧૦૨, ૧૦૬, ૧૨૧, ૧૨૨, ૧૨૩, ૧૨૪, ની દીવાલ ૪૦.
ચેરામન પેરૂમલ—૫૫.
ચૈતન્ય મહાપ્રભુ—૯૩, ૯૪.
ચોખામેળા, સંત—૯૭.
ચોલ—૫૦, ૧૦૬.

છ

છતાનદી—૧૩૮.
છોટેખાં—૧૨૫.

જ

જગજીવનદાસ—૯૧.
જંગમ અથવા વીરશૈવ—૬૯.
જંગીસખાન—૧૦૩.
જદુનાથ સરકાર—૯૮, ૧૦૧, ૧૦૪, ૧૦૬, ૧૦૭, ૧૧૦, ૧૨૪.
જદુ ભટ્ટાચાર્ય—૯૪.
જમ્મૂ—૧૦૧.
જયપુર—૧૦૧, ૧૨૬.
જયસિંહ, સવાઈ મહારાજ મારફત જ્યોતિષની ઉન્નતિ ૧૨૬, ની અંગ્રેજોને ચેતવણી ૧૩૨.
જર્મની—૩૩, ૪૨, ૭૩, ૧૦૩.
જલાલુદ્દીન બુખારી—૮૨.
જલાલુદ્દીન રૂમી—૭૬.
જહાંગીરનું ન્યાયશાસન—૨૩, ના સમયની ચિત્રકળા ૧૦૧, ૧૦૨, ના સમયનો વેપાર ૧૦૬, ના સમયમાં દારૂબંદી ૧૧૩, નું ધાર્મિક નિષ્પક્ષપાતીપણું ૧૧૬–૧૧૭, શાસન અને પ્રજાપાલકપણું ૧૨૦–૧૨૧.
જાપાન—માં ભારતનાં વહાણો ૧૨૧, માં ભારતીય માલની ખપત ૧૨૩.
જાવા—૧૦૬
જેમ્સ મિલ—૬.
જોન કે, સર—૬, ૧૦–૧૧, ૧૪૦.
જૌનપુર—૭૪.

ઝ

ઝૂંસી—૭૪.
ઝેલમ—૩૫.

ટ

ટાર્ફિન નદી—૨૦.
ટાઉન્સેન્ડ—૫૯.
ટીપૂ સુલતાન—નો અન્યાય ૧૦, નો જગદ્ગુરુ શંકરાચાર્ય સાથે સંબંધ ૧૩૪.
ટેમ્સ નદી—૨૨.

ટોરેન્સ—૧૧૮

ઠ

ઠક્કો—૧૦૬.

ડ

ડાન્યૂબ—૪૩, ૪૪, ૪૫
ડૌફાઇન [દક્ષિણ-પૂર્વ ફ્રાંસ]—૪૫
ડૌરોવર્નમ—[કેન્ટરબરી]—૪૪
ડેપર, ઇતિહાસજ્ઞ—૧૭, ૧૮, ૨૨.

ત

તક્ષશિલા—૩૫ ૩૯
તબરેઝની ચિત્રકળા—૧૦૧
તાંજોરની કળા—૧૦૧
તાતાર—મા બૌદ્ધમતનો પ્રચાર ૪૦, મા મુસલમાનોનુ શાસન ૪૮, ૪૯, ઉપર જંગીસખાનો હુમલો ૧૦૨, ની સાથે ભારતનો વેપાર ૧૨૦
તાના ટાપૂ—૪૮
તિબેટમા બૌદ્ધમતનો પ્રચાર—૪૦
તિરુજ્ઞાન, શૈવ આચાર્ય—૬૬
તિરુમનાઈ નાયકનો પ્રસિદ્ધ મહેલ—૧૦૧
તિલક, મહમૂદ ગઝનીનો હિંદુ સેનાપતિ ૭૦
તુકારામ, સત—૯૭
તુરાની જાતિનાં યુરોપ ઉપર આક્રમણો—૪૪
તુર્કસ્તાન—૪૮
તુર્કી—૩૫ નો શાહજાદો ફકીર ૫૬, મા ભારતીય વહાણો ૧૦૬, માં ગુજરાતની બનાવટના કાપડની ખપત—૧૨૧
તુલસીદાસ, ગોસ્વામી—૭૪, ૧૩૦
તૈમૂર—૧૦૩
તોરમાણુ—૪૦
ત્રાનક્યુબાર—૫૫
ત્રિચિનાપલ્લી [ત્રિશિર]—૫૬, ૫૭

થ

થ ગલ—૫૬
થેમેલી—૪૪

દ

દયા બાઈ—૯૧
દસ મુકામી રેખતા—૭૮
દાદૂ—૬૫, ૮૬-૮૮, ૧૨૭
દારા ઇરાનનો બાદશાહ—૩૪
દારાશિકોહ—નો હિંદુ ગુરુ ૯૦, નું ચારિત્ર અને વિચારો ૧૩૧-૧૩૨.
દાહીર—૪૯
દિનેશચન્દ્ર સેન—૯૩, ૧૨૪, ૧૨૫
દિલ્હી—૭૩, ૯૧, ૧૦૦, ૧૦૧ ૧૨૩, ૧૨૬, નો સમ્રાટ અને અંગ્રેજ કંપની ૧૪૬
દીને ઇલાહી—૯૩, ૧૨૯,
દુપ્લે—૧૬૫
દુલનદાસ—૯૨
દૌલતખાં લોધી—૮૨

ધ

ધન્ના જાટ—૮૬
ધરણીદાસ—૯૧
ધર્મ ગજન, બૌદ્ધ ગ્રંથ—૯૫
ધર્મપૂજા-પદ્ધતિ, બૌદ્ધ ગ્રંથ—૯૫
ધારનાડ—૬૯

ન

નઝદ વલી, તુર્કીનો શાહજાદો ફકીર-૫૬
નંદકુમાર--૧૦, ૧૩૪.
નસીરશાહ—૧૨૫.
નાદિરઉન્નિકાત--૯૮, ૧૩૧.
નાદીરશાહ--૧૩૭.
નાનક--૬૫, ૮૨-૮૫, ૧૨૭.
નાના ફડનવીસ--૧૩૪.
નામદેવ--૯૬.
નારાયણી સંપ્રદાય—૯૧.
નારાયણસિંહ સ્વામી--૯૨.
નારિકમ--૪૪.
નિઝામુદ્દીન મહાત્મા—૯૨.
નિંબાદિત્ય—૬૭.
નીરુ, વણકર—૭૪
નૂરૂદ્દીન—૫૭.
નેપાળ—૮૯.
નોર્થમેન—૪૫.

પ

પંજાબ—૮૧.
પટના—૧૨૩.
પંઢરપુર—૯૭.
પઠ્ઠેનાક જાતિ--૪૨.
પદ્માવત—૧૨૫.
પરંગસખાં—૧૨૫.
પરમેશ્વર, કવીન્દ્ર--૧૨૫.
પલટૂદાસ—૯૨.
પહ્લવ ( પાર્થિયન )--૩૯.
પાકપટ્ટણ--૮૨
પાટલિપુત્ર—૫૧.
પાણીપત—૭૨, ૮૨, ૧૦૩.
પિરાઈ—૧૨૨.
પીપા સંત—૮૬.
પુરુષપુર ( પેશાવર )—૪૦.
પુષ્કલાવતી—૩૯.
પૂર્ણિયા, ટીપૂ સુલતાનનો પ્રધાન મંત્રી—૧૩૪.
પેગૂ—૧૨૨.
પેજ, મુસાફર—૧૨૩.
પેનોનિયા--૪૪.
પેન્નુકોંડા—૫૭.
પેરૂ અને મેક્સિકોના યુરોપિયન શાસકો સાથે અંગ્રેજ કંપનીની તુલના-૨૮.
પોપ ગ્રેગરી—૪૪.
પોલાંડ—૪૮, ૧૦૩.
પૌરવ, ( પોરસ ) પંજાબનો રાજા—૩૫, ૩૬.
પ્રાણનાથ, મહાત્મા—૯૧.
પ્લાસી—૧૩૪, ૧૩૫.
પ્લેટો—૬૨.

ફ

ફખરૂદ્દીન, બાબા—૫૭.
ફતેહપુર—૧૨૨.
ફતેહપુર સિક્રી—૮૬.
ફરીદ—૯૨.
ફરીદુદ્દીન અત્તાર, ઇરાનનો એક મહાત્મા—૭૬.
કાદિયાન—૫૨.
ફિરોઝશાહ તઘલખ—૧૧૨.
ફિલિપ્પાર્ઝન—૧૨૩.
ફ્રાંસ—૩૩, ૭૩, ૧૦૯, ૧૨૩,૧૪૪.

ફ્રીમેન, ઇતિહાસલેખક—૭, ૧૩.
ફ્રેડરિક ઑગસ્ટસ—૧૦૯, ૧૧૫,૧૨૦ ૧૨૯

બ

બખ્તિયારી—૩૮, ૪૦
બગદાદ—૧૩૬
બગજાગ—૧૪૭
બંગાળા—૨૭, ૮૧, ૯૦, ૧૩૫
બનારસ—૭૩, ૭૪, ૧૨૬, ૧૪૧.
બરમા—૧૨૩
બર્ન્સ (સર અલેક્ઝાંડર)—૭
બનગાર જાતિ—૪૨
બનહાર, વલ્લભી રાજા—૫૭
બબિયા—૪૨
બલુચિસ્તાન—૩૪, ૩૫, ૩૭, ૩૮, ૪૯, ૬૨
બસરામાં ખલીફાઓને અધીન હિંદુ અમલદારો—૬૨.
બહરાયન (ઇરાક)—૪૮
બહાદુરશાહ, બાદશાહ—૧૧,ની કવિતા ૧૨૪,નું ધાર્મિક નિષ્પક્ષપાતપણું ૧૩૩,ની સત્તાનો અંત—૧૪૭
બહિર ભટ્ટ—૯૭
બાદજનની—૯૫
બાબર—૭૨ ૭૩, ૧૦૩, ૧૧૬, ની ધાર્મિક ઉદારતા ૧૧૭, ૧૨૪
બાબા ફરીદ—૮૨, ૧૨૭
બાબાલાલ, મહાત્મા—૯૦
બાર્બરી—૧૨૨.
બારબોસા, લેખક—૧૨૨
બાલ્કન—૪૪, ૪૮, ૧૦૩
બાલ્ખ—૬૨, ૧૦૬.
બિજાપુર—૬૯, ૧૨૩
બિલ ઑફ સિક્યુરિટી—૧૩૯
બિલવહર અથવા બુદસિફ, અરબી ભાષામાં બૌદ્ધ ધર્મનું પુસ્તક—૬૨
બુધસેનેદ ઇતિહાસલેખક—૪૩, ૪૫.
બુકેનન—૨૨
બુખારા—૧૦૬.
બુદ્ધગુપ્ત, સમ્રાટ—૪૦.
બુલ્લા સાહેબ (બુલ્લેશાહ)—૯૧.
બૂઅલી કલંદર—૯૨
બેન્ટિંક, લૉર્ડ—૧૨.
બેબિલોન—૩૫.
બેલગામ—૬૯
બેલ્જિયમ—૪૪, ૪૫.
બૈતુલમુકદ્દસ (જેરુસલેમ)—૪૭
બોલન ઘાટ—૧૦૬
બૌદ્ધમતનો પ્રચાર—૪૦,ની ભારતમાં પડતી ૫૧-૫૩.
બ્રિટન જાતિ—૪૩

ભ

ભરુચ—૧૦૬.
ભીકા, મહાત્મા—૯૨

મ

મક્કા—૫૧.
મખદૂમ જહાંનિયા—૨૮.
મગધ—૩૬, ૫૧
મગિયાર જાતિ—૪૨, ૪૫
મદ્રાસ—૭૫
મછલીપટ્ટમ—૧૦૬

મથુરા—પર, ૧૨૬.
મદુરા—પ૬, ૬૬.
મદ્રાસ—૨૫, ૧૩૫, ૧૪૧.
મન્સૂર—૬૫, ૭૮, ૯૨, ૧૩૧, ૧૫૧.
મનુષ્યપંચક—૬૮.
મલધર વસુ—૧૨૫.
મલબાર કિનારો—૫૦, ૫૪, ૫૫.
મલાક્કા—૧૨૩.
મલિક મોહમ્મદ જાયસી—૧૨૫.
મલૂકદાસ—૮૮. ૮૯.
મહમૂદ ગઝનવી-૫૦, ૫૮, ૭૦, ૧૩૭.
મહમૂદ તઘલખ—૧૦૩.
મહાદેવ ગોવિંદ રાનડે—૯૫, ૯૬.
મહાપિલા [ મોપલા ]—૫૬.
માઇલ્સ, કર્નલ—૧૨.
માધવ—૬૬.
માધોજી સિંધિયા—૧૩૩.
માલેસન, કર્નલ—૧૩૬, ૧૪૩.
મિરજા ઇકબાલ—૧૨.
મિલ્ટન—૨૨.
મિલિંદ પન્હ—૩૮.
મિલિંદ રાજા—૩૮.
મિસર—૧, ૩૫, ૪૮, ૧૦૬.
મિહિરગુલ—૪૦.
મીરકાસિમ—૧૦.
મીરજાફર—૧૩૪.
મુંબઈ—૧૨૩.
મુલતાન—૪૦, ૪૯, ૫૦, ૮૨, ૧૨૩.
મેક્સિકો—૧૨૧, ૧૨૩.
મેકોલિફ—૭૩.
મેગાસ્થનેસ—૩૬.
મેસિડોનિયા—૪૪.
મોતજલી સંપ્રદાય—૬૩.
મોપલા—૫૬.
મોરલૅન્ડ—૧૧૩, ૧૨૦.
મોહમ્મદ ઇબ્ન ઇસહાક અનદીમ-૫૩.
મોહમ્મદ ઘોરી—૭૦, ૧૦૨.
મોહમ્મદ બિન કાસિમ—૪૯, ૭૦.
મોહમ્મદશાહ, બાદશાહ—નો ગુરુ સ્વામી નારાયણસિંહ ૯૨, ની નારાયણી સંપ્રદાયને આપેલી જાગીરો ૯૨, નું મૃત્યુ ૧૦૪.
મોહમ્મદ સાહેબ—જુઓ હઝરત મોહમ્મદ.
મોહમ્મદ હાશિમ—૧૧૨.
મોહિસિન ફાની—૭૪.
મૌર્યકુલ—૩૭.
મ્હૈસૂર—૬૯.

ય

યમન ( અરબસ્તાન )—૫૭.
યશોધર્મદેવ (વિક્રમાદિત્ય )—૪૦, ૫૮.
યુનાન—૩૩, ૩૯, ૪૨, ૪૮.

ર

રણજીતસિંહ [પંજાબ ]—૧૩૪.
રશિયા—૩૩, ૪૮, ૧૦૩, ૧૪૮
રહિદાસ—૮૬
રાજપૂતાના—૧૦૬
રાજાપુર—૧૦૬.
રાજ્યવર્ધન—૪૧.
રામગ્રામ—૫૧.
રામદુલાલ—૯૪.
રામમોહનરાય—૧૩૩.

